વર્ષ ૫ અંક ૧

# કિશોર

સપ્ટેમ્બર : ૧૯૩

## 'ભાષા-ભક્તિ'

લૉરેન ને ઍાલ્સસ ફ્રાન્સના એ
નીતાન્ત સૌંદર્ય ભર્યા પ્રદેશો
જીતી લીધા જર્મન લશ્કરોએ
ને આણ વર્તી નહી જર્મનીની.
"બહિષ્કૃતા ફ્રેન્ચ ગિરા હવેથી
ને આજથી જર્મન ફરજિયાત"
રાજ્યે કર્યું આ ફરમાન કારમું.

*

એ વાતને યે વરસો વહી ગયાં
ને ગ્રામશાળા મહીં એક દા'ડો
આવી ચડયાં રાણી નિરીક્ષણાર્થે
કળા અને કૌશલ બાળકોનાં
જોઈ થયાં ખૂબ પ્રસન્ન રાણીઃ
"માગો, અને આપીશ માગશો તે..."
પૂરુંય ના વાક્ય થયું હજુ ત્યાં
સૌ એક સાથે જ પુકારી ઉઠયાં
એ બાળકોઃ "ફ્રેન્ચ ગિરા વહાલી.
બીજું કશું યે ન ખપે અમારે."

*

જ્વલંત આવી નિજ માતૃભાષા–
પ્રત્યે ઊંડી ભક્તિ, અનન્ય પ્રેમ,
ના આપણે ઉર કદીય જાગશે?

'નીતમ'

# ગાંધીજીના સહવાસમાં

**ગાંધીજીમાં** એક વિશિષ્ટતા છેઃ સારાપણામાં વિશ્વાસ. આપણે સારા હોઈએ તો પછી બીજાને સારો માનતાં આપણને કદી નુકસાન સહન કરવાનો પ્રસંગ નહિ આવે. જેમણે અનેક ચિત્રવિચિત્ર કુટુંબોમાં કુટુંબીજન તરીકે કુટુંબોના પ્રશ્નો ઉકેલ્યા છે, રાજકારણમાં જેમનો આટલો હિસ્સો છે, તેમને જગતનો અનુભવ નથી એમ કહેવું એ ધૃષ્ટતા છે.

*

ગાંધીજીના જીવનની બીજી એક વિશિષ્ટતા, કોઈની પણ નિંદા ન કરવી એ છે. સાર્વજનિક ભાષણો કે લખાણોમાં તો શું, પણ ખાનગી વાતોમાં અને અંતરમાં પણ કોઈની નિંદાને તેઓ આવવા દેતા નથી. તેઓ માને છે કે સદ્ગુણ સ્થાયી છે, દોષ તો અંધારું છે. એ કાયમ ટકવાનું નથી, એટલે જ એમનામાં ક્ષમાવૃત્તિ ભરપૂર છે.

*

આશ્રમમાં કે રાજકારણમાં અધિકારની વાત આવે ત્યારે તેઓ કહે, "યોગ્યતા વિના અધિકાર પચશે નહિ."

*

કોઈ માણસ શ્રીમંત છે માટે ખરાબ જ હોવો જોઈએ, મુસલમાન છે માટે ગુંડો જ હોવો જોઈએ, અંગ્રેજ છે માટે મિજાજી જ હોવો જોઈએ એવા પૂર્વગ્રહો ગાંધીજી ધરાવતા નથી. એ જ રીતે સંન્યાસી તે પૂજનીય જ હોય, સુશિક્ષિત તે વિશ્વસનીય જ હોય, સ્વજન તે ક્ષમ્ય જ હોય એવી વૃત્તિ પણ તેઓ ધરાવતા નથી. બાળકને મા પર જેવી શ્રદ્ધા હોય તેવી શ્રદ્ધા એમને સત્ય અને સરળતા પર છે.

*

અવિશ્રાંત ઉદ્યોગ એ એમનું અસાધારણ લક્ષણ છે. શરીરમાં જ્યાંસુધી શકિત છે ત્યાંસુધી તેનો પૂરેપૂરો ઉપયોગ કરી લેવો. આજે પ્રકૃતિમાતાએ જેટલી શકિત આપી છે તેને તો વાપરી જ નાખવી. બીજે દિવસે નવી શકિત આવી જ જવાની એવી ખાત્રી સાથે તેઓ રાત્રે સૂઈ જાય છે. નકામી પડી રહેલી શકિત વિકારો વધારવામાં કામ આવે છે. આમ જોતાં ગાંધીજી બ્રહ્મચર્ય કેમ પાળી શકયા છે તે સમજી શકાય છે.

*

જીવનસ્પર્શી દરેક વિષયનું ઉપલબ્ધ સાહિત્ય જે હશે તે અથવા એના તત્ત્વાર્થનો ભાગ એમણે વાંચી નાંખ્યો હશે. દરેક વિષયમાં નિષ્ણાત હોવાનો દાવો એમણે કર્યો નથી પણ તે તે વિષયના પ્રખર લેખકોના મુદ્દાના વિચારો એમના મગજમાં આવી ગયા તો હોય જ છે.

*

આવા મોટા દેશનો આવડો મોટો ભાર માથા પર લીધેલો હોવા છતાં એમના મોં પર સદા બાલસહજ પ્રસન્નતા હોય છે. બાળકો સાથે રમવામાં તેઓ તલ્લીન બની જાય છે. પ્રેમ કરવા છતાં બાળક કેમ ન બગડે તેની કળાનો એમનો અભ્યાસ આદર્શભૂત છે.

*

દક્ષિણ આફ્રિકામાં એક ગોરી બાઈએ એમને વિષે કહેલું: "ગાંધીજીમાં સ્ત્રીઓના સર્વ વિશિષ્ટ ગુણો છે." સાર્વજનિક જીવનના જેટલો, એમના જીવનનો આ અજ્ઞાત ભાગ, જે જાણે છે તેઓ કબૂલ કરે છે કે સ્વરાજની ચળવળ કરતાં સ્ત્રીજાતિની સેવા એમણે ઓછી નથી કરી. સ્ત્રીજાતિને ગાંધીજીના સહવાસમાં માતૃવાત્સલ્યનો જે અનુભવ થાય છે તે બીજે કયાંય નહિ થાય.

*

ગોરક્ષા વિષયે ગાંધીજીની વૃત્તિ 'રઘુવંશ' માંના દિલીપ રાજા જેવી છે.

*

'આ જીવનમાં મોક્ષ ન મળે તો બીજો જન્મ અંત્યજોમાં આપજે' એવી એમની પ્રાર્થના હિંદુધર્મની સેવાની ધગશ બતાવે છે.

*

ઓરિસ્સામાં પ્રવાસ કરતાં એક વખત એમણે કહેલું: "અહીં જ મારું મૃત્યુ થાય તો કેવું સારું! મને છેલ્લે છેલ્લે મળવા માટે દેશના ખાસખાસ માણસો અહીં આવે અને આ પરિત્યકત પ્રાંતની હતાશ પ્રજાની સ્થિતિ નજરે જોઈ એમનામાંના કોઈ ને લાગણી થઈ આવે અને અહીંના આ લોકોની સેવા કરવાની એનામાં બુદ્ધિ જાગે." પોતાનું જીવન તો ખરું, પણ મરણ પણ ગરીબોને કેમ લાભ આપી શકે તેનો તેમને વિચાર રહે છે.

*

ગાંધીજીને જન્માવીને આર્યાવર્તનો ઉદ્ધાર કરવાની જ ઈશ્વરની ઈચ્છા લાગે છે.

-૧૯૩૧ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

મરાઠી ઉપરથી ]

# મરાઠાઓનું ઉત્થાન

## (૫)

## શિવાજી મહારાજ – જન્મ અને કેળવણી

**મોગલોએ** નિઝામશાહીને સ્વાહા કરીને આદિલશાહી અને કુતુબશાહીને નષ્ટ કરવાના પ્રયત્ન શરૂ કરી દીધા હતા. પોતાની ઉપર મોગલ બાદશાહનું આક્રમણ થયું છે એ જોઈ દક્ષિણનાં આ બે મુસલમાની રાજ્યોએ પણ પોતાની શાસનવ્યવસ્થાનો સડો દૂર ન કરતાં કેવળ જૂની ઢબે જ આ આક્રમણનો સામનો કરવા માંડયો. 'જિસકી લકડી ઉસકી ભેંસ' એવા એ જમાનામાં પોતાના શાસક માટે લડવાને બદલે પોતાનો અંગત સ્વાર્થ સાધવા તરફ સરદારો ને જાગીરદારોની વૃત્તિ થાય તો કાંઈ નવાઈ નથી. તેમાં વળી સંતોએ અને વિશેષે કરીને રામદાસે લોકોના સ્વમાનને જાગ્રત કર્યું હતું, તેમનું સંગઠન કરી તેમનામાં સ્વદેશાભિમાનનો મંત્ર ફેલાવ્યો હતો. આવે વખતે લાગ મળે ત્યારે પોતાના મુસલમાન શાસકર્તાના તાબામાંથી છટકી જઈ સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાનો વિચાર એક પુરુષને આવ્યો. વિજાપુરની નોકરી કરતે કરતે શહાજી ભોંસલેએ પૂના અને સુપાની સ્વતંત્ર જાગીર મેળવી લીધી હતી અને તેમાં પોતાની કલ્પના પ્રમાણે રાજ્યવ્યવસ્થાનો પ્રબંધ પણ તેણે કરી લીધો હતો. પણ તેની અને મહારાષ્ટ્રની મૂળ કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાનું કામ તેના પુત્રે જ કર્યું. મહારાષ્ટ્રમાં વ્યાપેલી બંડની મૂંગી ભાવનાને જ્વલંત કરી તેમાંથી સ્વરાજ્ય ઊભું કરવાનું કાર્ય કરવા માટે જ જાણે ન હોય તેમ ઈ. સ. ૧૬૩૦માં શહાજી અને જિજાબાઈને ત્યાં શિવાજી મહારાજનો જન્મ થયો. જન્મ વખતે જ શરણાઈ ને ચોઘડીઆના સૂરને બદલે તેનો પિતા લડાઈઓમાં જે પરાક્રમ કરી રહ્યો હતો તેની તોપોની ધણધણાટી મહારાષ્ટ્રના આકાશને ગજાવી મૂકતી હતી.

શહાજીએ જિજાબાઈને અને બાળક શિવાજીને વિજાપુરમાં ન રાખતાં પૂનામાં રાખ્યા હતા. આનું પરિણામ એ આવ્યું કે વિજાપુરના શાહી વાતાવરણમાં ગુલામીના શિષ્ટાચારની કવાયત શીખવાને બદલે બાળક શિવાજી પર્વતો અને ખીણોની સ્વતંત્ર હવામાં મહાલવા લાગ્યો. માતાના ખોળામાંથી જ હિંદુધર્મનાં રામાયણ અને મહાભારત જેવાં વીર કાવ્યોનું રસપાન કરી કરીને એની ભાવના ઉત્કટ અને ચટ થઈ હતી. એને થતું કે હું ક્યારે મોટો થાઉં અને કોઈ મહાન વીરકાર્ય કરું. પૂનામાં વિજાપુરના સરદારોના અમીરજાદાઓ જેવા સાથીઓ નહોતા એટલે શિવાજીને સ્વાભાવિક રીતે રમવા ખેલવા માટે ધરતીના નજીકના પુત્રો એવા ખેડૂતોના માડીજાયાઓ માવળા દોસ્તો મળ્યા. તેમની સાથે તેને સમભાવ બંધાયો. લોકોનાં સુખદુઃખનું તેને ભાન થયું.

એ જેમ જેમ મોટો થવા લાગ્યો અને પોતાના આ માવળા દોસ્તદારો સાથે ડુંગરાઓમાં ઘોડા ખેલાવવા, શસ્ત્રાસ્ત્રોથી રમવું, ડુંગરોની ધારો ઉપર જઈ મહારાષ્ટ્રની ભૂમિનું દર્શન કરવું, એવી એવી રમતો રમવા લાગ્યો તેમ તેમ દહાડે દિવસે મહારાષ્ટ્રની ગુલામી, લોકોની પામરતા, મુસલમાની સત્તા સામેનો અસંતોષ, ધર્મ ઉપરના અત્યાચાર, હિંદુ સ્ત્રીઓના પાતિવ્રત્યની લૂંટ વગેરે વિશે એને વધારે ખ્યાલ આવવા લાગ્યો. એણે મુસલમાન શાસનકર્તાઓના જુલમો સાથે તેમની દોદળી શાસનવ્યવસ્થા જોઈ લીધી અને લોકોની પામરતા ને દુઃખની સાથે તેમનામાં પ્રગટવા માંડેલો ઊંડો બળવાનો જુસ્સો જોઈ લીધો. આમાંથી એને પોતાના જીવનનો હેતુ મળી ગયો. એણે લગભગ દસ કે બાર વર્ષની

ઉંમરે પ્રતિજ્ઞા કરી કે હિંદવી રાજ્ય-સ્વરાજ્ય-સ્થાપવું અને કેવળ મહારાષ્ટ્રને જ નહિ પરંતુ સારા ભરતખંડને પરચક્રના દાસત્વમાંથી મુક્ત કરી હિંદુત્વનો ઉદ્ધાર કરવો.

લોકો સાથે કેવી રીતે વાતો કરવી, તેમના કજિયા કેમ પતાવવા, ખેતર ખેડતા ખેડૂતોનાં દુઃખોનો શો ઉપાય કરવો એ કળા તો દાદાજી કોંડદેવ નામના જાગીરની વ્યવસ્થા કરવા માટે શહાજીએ રોકેલા પુરુષના સહવાસમાં એ શીખી ગયો. સ્વાભાવિક રીતે મળેલા રાષ્ટ્રીય શિક્ષણનું દુગ્ધપાન કરી સ્વરાજ્યની સંસ્થાપનાની હિલચાલ કરવા એ સજ્જ થઈ ગયો.

## (૬)

## સ્વરાજ્યની સંસ્થાપનાનો આરંભ

દાદાજી કોંડદેવની મદદથી પોતાની જાગીરમાંના દેશમુખોનો ટંટા મિટાવી શિવાજીએ તેમનામાં ઐક્ય સાધ્યું. ઈ. સ. ૧૬૪૬માં પોતાના નવજુવાન સાથીઓને લઈ એ તોરણાગઢ ગયો અને એ કિલ્લો હસ્તગત કરી તેનું નામ તેણે પ્રચંડગઢ પાડ્યું.

સ્વરાજ્યની હિલચાલ માટે ઉત્તરના કોઈ પણ મુલક કરતાં મહારાષ્ટ્ર વિશેષ લાયક હતું. એક તો એ દિલ્હીથી દૂર આવ્યું છે. દક્ષિણનાં મુસલમાની રાજ્યો દોદળાં થઈ ગયેલાં. તેમાં નવી દિલ્હીનો બાદશાહ એ રાજ્યોને જ ઓહિયાં કરવા માગતો હતો. મહારાષ્ટ્રનો મુલક પણ ડુંગરાળ. પર્વતોની ઊંચી ઊંચી ધારો એના કુદરતી કોટ હતા. આ પર્વતોનાં માથાં ઉપર જો કિલ્લા બાંધવામાં આવે તો પોતાનું રક્ષણ ઉત્તમ રીતે થવા ઉપરાંત આજુબાજુના પ્રદેશ ઉપર દેખરેખ પણ સારી રીતે રાખી શકાય એ શિવાજીએ જોઈ લીધું અને તેણે એક પછી એક કિલ્લા લેવા માંડ્યા, નવા નવા કિલ્લા બાંધવા માંડ્યા. કિલ્લા ઊભા કરવા ધન જોઈએ, લશ્કર માટે ઘોડા જોઈએ, હથિયાર જોઈએ, દારૂગોળો જોઈએ. અને એને માટે પણ ધન જોઈએ. એ ક્યાંથી મેળવવું? જે કિલ્લા ને મુલક સ્વરાજ્યમાં ભળે તેની પાસેથી તો કેટલું ધન લેવાય? એના કરતાં દુશ્મનના—વિજાપુરના મુલકને લૂંટ્યો હોય કે શાહી તિજોરી લૂંટી હોય તો એક પંથ અને બે કાજ થાય. વિજાપુરની પ્રજા સમજે કે સ્વરાજ્યમાં વિશેષ સુખ છે.

સ્વરાજ્યના પક્ષમાં લોકો કંઈ સહેલાઈથી નથી આવતા. શરૂઆતમાં તો તેઓ તેને મદદ જ નથી આપતા. પણ પછી જ્યારે તેમના પગ તળે પ્રવાહ આવવા માંડે છે એટલે એ હિલચાલ તરફ તેઓ ભય કે શંકાની નજરે જુએ છે. 'સત્તા આગળ શાણપણ શા કામમાં આવવાનું છે? જે ચાલે છે તે શું ખોટું છે? શાંતિથી રહીએ છીએ તેમાં આ ધાંધલ શી?' એવા ઉદ્ગારો કાઢી તેઓ પોતાની એશઆરામી વૃત્તિનું પ્રદર્શન કરવા ઉપરાંત સ્વરાજ્યના સૈનિકોનો ઉપહાસ કરે છે. શિવાજીને આ અનુભવો થયા જ, પણ જેમ જેમ લોકોને શિવાજીના શુદ્ધ અને મહાન હેતુની ખાતરી થતી ગઈ, શિવાજીનાં પરાક્રમો અને બલિદાનોથી તેમનાં હૃદય જાગ્રત થયાં, તેમ તેમ તેઓ તેના પક્ષમાં ભળવા લાગ્યા. એક પછી એક કિલ્લો અને પરગણું સ્વરાજ્યમાં ઉમેરાતાં જ ગયાં. શિવાજીએ પોતે પણ નવા કિલ્લા બાંધ્યા, એમાં રાયગઢ મુખ્ય હતો.

સ્વરાજ્યનો મુલક વધવા લાગ્યો, સૈન્ય પણ વધવા લાગ્યું અને તેની સાથે વિજાપુરનો મુલક ઘટવા માંડ્યો અને તેની કલ્યાણની તિજોરી પણ લૂંટાઈ એટલે આ હિલચાલ તરફ ઉપેક્ષા કરવી ઠીક નથી એવું આદિલશાહે જોઈ લીધું. અફઝલખાન નામના તેના એક અભિમાની સરદારે ભરદરબારમાં બીડું ઝડપ્યું કે હું એ 'ડુંગરના ઉંદર'ને ઝડપી દઈ એ ઊગતા ચળવળીઆને ચાંપી દઈશ. એણે પ્રતિજ્ઞા કરી કે કાં તો શિવાજીનું માથું લાવીશ કે કાં તો એને જીવતો પકડી લાવીશ.

ગમે તેવી આફતો સામે ટક્કર ઝીલવાની શિવાજીમાં તાકાત હતી. અને તે જેટલો બહાદુર હતો તેટલો જ કળવાળો પણ હતો. પોતાના ઉપર ચઢાઈ કરી આવનાર અફઝુલખાનને એણે ખેતરો તથા ગામડાં બાળતો અને મંદિરોના ભૂક્કા કરતો જાણ્યો ત્યારે એને ભયંકર ખીજ ચડી. પરંતુ પોતાના મનને કાબુમાં રાખીને એણે અફઝુલખાનના સાચા હેતુની તપાસ કરી. અને તેણે જ્યારે અફઝુલખાનનો પોતાનું માથું લઈ જવાનો હેતુ જાણ્યો ત્યારે તેણે તેનો વધ કરવાનો નિશ્ચય કર્યો. એણે અફઝુલખાનને સંધિનું કહેણ મોકલી કોલકરાર કરવા પોતાને ત્યાં બોલાવ્યો. ખાન માથું લેવાની ઉતાવળમાં શિવાજીના નિખાલસ દેખાતા વ્યવહારમાં ભોળવાઈ ગયો. બંને મળ્યા. અને ખાન જેવો શિવાજીને ઝડપી લેવા જાય છે તેવો જ શિવાજીએ તેના પેટમાં કટાર મારી તેનો વધ કર્યો. શિવાજીનું માથું લેવા આવનાર અફઝુલખાને પોતાનું જ માથું ગુમાવ્યું.

આવા મોટા સરદારનો આવો હેવાલ થયેલો જોઈ આદિલશાહ ગભરાયો. સિદ્દી જોહર અને ફાજલખાન શિવાજીને નમાવવા ચાલ્યા. પન્હાળાના કિલ્લા ઉપર શિવાજી સપડાયો. પણ તે યુક્તિથી તેમાંથી છટક્યો. શાહી સેના તેની પાછળ પડી. પણ શિવાજીને બચાવવા માટે પોતાનો પ્રાણ પાથરનારની શિવાજી પાસે ખોટ નહોતી. શિવાજી વિશાળગઢ સહીસલામત પહોંચી જાય ત્યાં સુધી બાજીપ્રભુ દેશપાંડેએ સાગર જેવી સેનાને રોકી રાખી. શિવાજી મહારાજ વિશાળગઢ પહોંચી ગયા પછી જ તે રણમાં સુતો.

વિશાળગઢ ઉપર તો પૂરતી યુદ્ધસામગ્રી હતી. સિદ્દી અને ફાજલખાન તેને ઘેરો નાખીને પડ્યા. પરંતુ તેમના લશ્કરને દાણોપાણી કે ઘાસચારો ન મળે એવો પાકો બંદોબસ્ત ત્યાંની જનતાએ કર્યો હોવાથી અને ચોમાસું પણ બેસી ચૂક્યું હોવાથી આ બંને સરદારો વિજાપુર પાછા ગયા.

આદિલશાહની ખાતરી થઈ કે શિવાજીને જેર કરવો સહેલો નથી. તેવામાં ખુદ તેના રાજ્ય ઉપર દિલ્હીના શાહી લશ્કરનું આક્રમણ થતું હતું. બંને સામે કેવી રીતે ટકાય? તેણે શિવાજી સાથે સંધિના કોલકરાર કર્યા. તેના મુલકની સ્વતંત્રતા સ્વીકારી અને સંકટ સમયે એકબીજાને મદદ કરવાના કોલની લેવડદેવડ કરી.

આ સંધિની મહારાષ્ટ્ર ઉપર ભારે અસર થઈ. ગઈ કાલના બહારવટીઆ સાથે વિજાપુરનો શાહ સંધિ કરે અને તેના સ્વરાજ્યનો સ્વીકાર કરે! તેની પ્રતિષ્ઠા વધી. એના પક્ષમાં વધારે લોકો આવવા લાગ્યા.

સ્વરાજ્યમાં ભળેલા મુલકમાં તે વ્યવસ્થા ઉત્તમ રીતે કરતો: જિતાએલા મુલકમાં લૂંટફાટ ન થાય, સ્ત્રીઓની આબરૂ સલામત રહે, ધર્મના જુલમ ન થાય અને ખેડૂતો સુખી રહે. ખુદ મુસલમાનો શિવાજીની નોકરીમાં આવીને રહેવા લાગ્યા.

## (૭)

## મોગલાઈ સાથે ચકમક

વિજાપુર સાથે દોસ્તી થઈ એટલે શિવાજીએ મોગલાઈ ઉપર હુમલા શરૂ કર્યા. વિજાપુરને જીતવા આવેલા શાઇસ્તખાન અને જશવંતસિંહની સાથે તેને ઝગડવું પડ્યું. સાગર જેવા મોગલ લશ્કર આગળ તેના માણસો બિંદુ સમાન હતા. મોગલ સરદારોના લશ્કરી આક્રમણ સામે તેઓ ન ટકી શક્યા. ઇચ્છાથી નહિ તો લશ્કરી ભયથી અનેક કિલ્લેદારો મોગલાઈના છત્ર નીચે ઘસડાયા.

શિવાજીને ચિંતા થઈ. લોકોમાં ફેલાયેલો ભય-સંચાર દૂર કરવો જોઈએ. શાઇસ્તખાન ખુદ પૂનામાં શિવાજીના જ લાલમહાલમાં મુકામ નાખીને પડ્યો હતો. શહેરનો એણે એવો પાકો બંદોબસ્ત કર્યો હતો કે બહારનું એક ચકલું યે તેની આજ્ઞા વિના અંદર ન ફરકી શકે. પણ શિવાજીની ચતુરાઈ ગમે તેવાની ચતુરાઈને આંટી જાય એવી હતી. એણે એક રાત્રે યુક્તિથી પૂનામાં પ્રવેશ કર્યો અને લાલમહાલમાં પ્રવેશ કરી શાઇસ્તખાનના કુટુંબને ચમકાવ્યું. શાઇસ્તખાન બચવા માટે નાસવા લાગ્યો. શિવાજીએ તેને છરી તરવાર મારી.

શાઇસ્તખાનની આંગળી કપાઈ ગઈ. શાહી સેના સજ્જ થાય ત્યાર પહેલાં તો શિવાજી રાયગઢ પહોંચી ગયો.

સિંહની બોડમાં હાથ નાખીને શિવાજીએ શાહી સિંહને છંછેડ્યો હતો. આથી લોકોમાં અપૂર્વ આત્મવિશ્વાસ આવ્યો. શિવાજી પ્રત્યે શ્રદ્ધા વધી. ભયગ્રસ્ત થઈ શાઇસ્તખાન દિલ્હી ચાલ્યો ગયો અને કિલ્લાઓ અને મુલક પાછા શિવાજીના સ્વરાજ્યમાં ભળી ગયા.

શિવાજીએ હવે અચાનક મોગલાઈનું પ્રખ્યાત સુરત બંદર લૂંટ્યું. મોગલસિંહ છંછેડાયો. ઔરંગઝેબ ધૂંઆફૂંઆ થઈ ગયો. સિંહની કેશવાળી શિવાજીએ ખેંચી ! તેણે દિલેરખાં અને જયસિંહને શિવાજીને વશ કરવા મોકલ્યા. બંને કસાએલા સેનાપતિ હતા. આમની સાથે કેવી રીતે લડાય ? એક પછી એક કિલ્લા ને પરગણાં શાહી લશ્કરે જીતી લીધાં. શિવાજીએ નવી જ યુક્તિ કરી.

સાથે એક પણ હથિયાર રાખ્યા વગર એ જયસિંહને તેના ડેરામાં મળવા ગયો; નમ્રતાથી આજીજીપૂર્વક તેને નિવેદન કર્યું કે ' આ લડાઈ હું કાંઈ મારે માટે કરતો નથી. હિંદુત્વ પળે પળે હણાય છે એ જોવાતું નથી; તેના ઉદ્ધારનો આ પ્રયત્ન છે. મારે આપની સાથે ઝગડો નથી. હિંદુત્વનું રક્ષણ થાય, હિંદુ મંદિરો બચે, પ્રજા જજિયાવેરાના ત્રાસમાંથી મુક્ત થાય એ જ મારી ઇચ્છા છે. હું આપને વિનંતિ કરું છું કે આપ અમારી આ લડતની સરદારી લો.'

શિવાજીના મહાન હેતુથી જયસિંહ ખુશ થઈ ગયો. તેણે વિચાર કર્યો: ' આવી મહાન લડતને શું કામ રોકવી ? હિંદુત્વનું શું થશે ? વળી મોગલ બાદશાહને વિજાપુર અને ગોવલકોંડા જીતવાં છે. તેવે વખતે શિવાજીને જો પક્ષમાં લીધો હોય તો એ જીત સુગમ થઈ પડે.'

એણે ઔરંગઝેબને કાગળ લખ્યો કે ' વિજાપુર અને ગોવલકોંડા જીતવામાં શિવાજી મદદરૂપ થઈ પડશે. આપણે એના સ્વતંત્ર મુલકનો સ્વીકાર કરવો. એ આપણું ઉપરીપણું સ્વીકારશે. વિધિ માટે એને દિલ્હી બોલાવો. શિવાજી જેવાને દુશ્મન રાખી વિજાપુરને જીતવું સહેલું નથી.'

ઔરંગઝેબને આ વાત પસંદ પડી. પૂરા હાકથી શિવાજીને દિલ્હી આગ્રા આવવા નિમંત્રણ કર્યું. માર્ગમાં દરેક મોગલ અધિકારીએ તેનો સત્કાર કરવો એવી તાકીદ કરવામાં આવી.

કંઈક દિલ્હી દરબારની નાડ પારખવા માટે, કંઈક ઉત્તર હિંદની વસ્તુસ્થિતિ જોઈ લેવા માટે, અને કંઈક સ્વરાજ્યના રક્ષણાર્થે મોગલો સાથેનો ઝગડો રોકી રાખવા માટે, એણે આગ્રા જવાનો નિર્ણય કર્યો. પોતાના પુત્ર સંભાજી અને થોડા એકનિષ્ઠ સૈનિકોને સાથે લઈ એક સ્વતંત્ર રાજા તરીકે એ દિલ્હી જવા નીકળ્યો.

જે પ્રતિષ્ઠા આદિલશાહ સાથેની સંધિથી મળી હતી તે મોગલ શહેનશાહ સાથેની સંધિથી ખૂબ વધી જશે એની શિવાજીને કંઈ શંકા નહોતી. માર્ગમાં ઠેરઠેર સત્કાર પામતો એ આગ્રા પહોંચ્યો. દિલ્હીશ્વર જેને આટલા આદરસત્કારથી બોલાવે છે એવો આ શૂન્યમાંથી સ્વરાજ્યની સૃષ્ટિ ઉત્પન્ન કરનાર શિવાજી કેવો છે તે જોવા પ્રજા ઊલટી. હિંદુત્વના તારણહાર શિવાજીને ખુદ ઔરંગઝેબને ઈર્ષા ઉપજાવે એવું માન મળ્યું. બાદશાહથી આ કેમ સહ્યું જાય ? એની દાનત બગડી. આમ ઠેઠ ઉત્તરમાં શિવાજીને કેદ કરીશું તો દક્ષિણની જીતમાંનો કાંટો સહેજે દૂર થશે એમ જોઈ એણે શિવાજીને કેદ કર્યો. ચુસ્ત ઇસ્લામી શહેનશાહ હિંદુ સ્વરાજ્યને સ્વીકારે તો એની ધર્માંધતા શા કામની ?

શિવાજી આગ્રામાં કેદ થયો. ત્યાં પણ ધીરજ ન ખોતાં એણે પોતાના સાથીઓને બધાને મહારાષ્ટ્રમાં પાછા મોકલી આપ્યા. સૌ સરદારો સાથે ખૂબ ભળી ગયો. મુસલમાન તેમજ રજપૂત સરદારોની નાડ પારખી લીધી. અને એક દિવસ ફળના કંડીઆમાં બેસી એ અને એનો પુત્ર સંભાજી કેદખાનામાંથી છટકી ગયા. સંભાજીને ઉત્તરમાં રાખી પોતે વેશ બદલીને મહારાષ્ટ્રમાં આવ્યો. આવીને બમણા જોશથી એણે સ્વરાજ્યનો ઝંડો ફરી ફરકાવ્યો. બીજના ચંદ્રમાની જેમ રાજ્યનો વિસ્તાર વધવા લાગ્યો.

ચાલુ ]                                        ગોવિંદરાવ ભાગવત

# સિંધુ વિનોદ

## ત્રણ વણકરો

એક ગામમાં ત્રણ વણકર રહેતા હતા. તે સગા ભાઈઓ હતા. એમાંથી મોટો ભેંસ વેચાતી લઈ આવ્યો. તેનું માથું, શીંગડાં તથા આંચળ જોઈને વચેટ ભાઈ કહે, 'મોટા ભાઈ, આ સુંદર ભેંસમાં મારેય ભાગ રાખો.'

મોટો કહે, 'મેં આ સુંદર ભેંસના ચાલીશ રૂપ્યા આપ્યા છે, એટલે તારે એમાં ભાગ રાખવો હોય તો એના ધણી પેથા આગળ જા ને એને ચાલીશ રૂપ્યા આપી આવ, એટલે આપણા આ ભેંસમાં સરખા ભાગ રહે.'

થોડી વાર પછી નાનો ભાઈ આવ્યો ને એણે પણ ભેંસમાં ભાગ રાખવા કહ્યું, એટલે મોટો ભાઈ કહે, 'ખુશીથી, પણ પહેલાં પેથાને અમે આપ્યા છે એમ તુંયે ચાલીશ રૂપ્યા આપી આવ.'

એટલે નાનો ભાઈ રૂપ્યા આપી આવ્યો, તે લઈને પેથો તો રાજી રાજી થઈ ગયો ને કહે, 'એકેએક હાડકાં દેખાય એવી ભેંસનું મૂલ ઠીક ઊપજી ગયું!'

ત્રણે ભાઈએ હવે ઠરાવ કર્યો કે વારાફરતી સૌ ભાઈ એક દિવસનું દૂધ લિએ, ને પોતાનું બોઘરણું લેતા આવે. મોટા તથા વચેટ ભાઈના વારા આવી ગયા, પણ ત્રીજે દિવસે નાનો ભાઈ કહે, 'મારા ઘરમાં બોઘરણું જ નથી.' મોટો કહે, 'એ ભારે કઠણાઈ આવી. ઠામ વિના તું ભેંસને દોહીશ તો દૂધ હેઠે ઢોળાય, એટલે તારા મોઢામાં દોહજે.'

નાનાએ મોટાની આજ્ઞા માથે ચડાવી, અને પછી પોતાને ઘેર ગયો, તો પત્ની કહે, 'દૂધ ક્યાં?'

'વાસણ નહોતું, એટલે મેં તો ભેંસને મારા મોઢામાં દોહી.'

'ઠીક છે. એટલે મારે દૂધ ન પીવું એમ ને!' પત્ની બોલી. 'મને દૂધ ન મળે તો મારે આ ઘરમાં જ રહેવું નથી.' એમ કહીને એ પિયર ચાલી ગઈ.

પછી ત્રણે ભાઈએ પટેલ આગળ જઈને એની રાવ ખાધી, એટલે પટેલે નાના ભાઈની વહુને બોલાવી અને કહ્યું, 'જો, બાઈ, તમને યે તમારા વર જેટલો જ દૂધનો ભાગ મળશે. સવારે એ ભેંસને દુહે ને સાંજે તમે દુહો.'

સ્ત્રી કહે, 'તો પછી કાંઈ વાંધો નહિ—મારે દૂધ મેળવવાની ને દહીં વલોવવાનીયે કડાકૂટ મટી.'

વાલજી ગોવિંદજી દેસાઈ

●

## રાત પડી

રાત પડી; ઘનઘોર અંધારે
સૂરજ ઢાળે કાય;
મનોહર ફૂલ નિઃસાસે:
"ઓ રે વિરાટ! લઘુ ફૂલ મારે
લાગશે ફૂટી હાય:"
બોલે ફૂલ નાસતા શ્વાસે:
આરઝૂ એ ચડી ઇશદ્વારે
ફૂલડાં ભેદતાં રાત
તારા બની ઘૂમતા રાસે.

મનુભાઈ ત્રિવેદી

●

## એક મુક્તક

[ સવૈયા ]

જગનિવાસી તણાં હાસ્ય ભેળાં કરી,
અંબિકા જેમ રંગો બનાવે;
તેમ ઝાકળ કરી અશ્રુઓ એકઠાં,
વિશ્વને મોતીડાંથી વધાવે.

વલ્લભદાસ કે. ઓઝા

# શિલોંગ

**દાર્જિલિંગને** છેલ્લી સલામ કરતાં જે દુઃખ થયું તે હવે પછીના પ્રવાસમાં પ્રકૃતિમાનની અનેરી શોભા જોવા મળશે તે આશાએ સર્વ ભૂલાયું. અને હવે તો ક્યારે આસામનાં ગીચ વનો, તેમાં ભટકતા હાથીઓ, તેમજ અનેક નાનામોટા જલપ્રપાતો, ચાના બગીચાઓ અને છેલ્લે સૌંદર્યથી છલકાતી બ્રહ્મપુત્રાને અનેક સ્વરૂપે જોવા મળવાની ઉત્સુકતા થતી હતી.

દાર્જિલિંગથી સીધા જ શિલોંગ ન જતાં, જરા ચક્રાવો લઈને બીજાં થોડાં સ્થળોએ પણ થતાં જવું એમ નક્કી કર્યું. સૌથી પ્રથમ બ્રહ્મપુત્રાને કિનારે વસેલા તેજપુર પહોંચ્યા.

તેજપુર નાનું હોવા છતાં સુંદર અને સુઘડ છે. શહેરને બન્ને છેડે અનુક્રમે ઉપાટેકરી અને અગ્નિગઢ આવેલાં છે. ઉપાટેકરી પર પ્રાચીન સ્થાપત્ય હજુ જીર્ણ દશામાં સચવાઈ રહેલું નજરે પડે છે, જ્યારે અગ્નિગઢ એ તો માત્ર હિમાદ્રીના શિખરોના તેમજ વહી જતી બ્રહ્મપુત્રાનાં દર્શનાર્થે જ હોયને એમ લાગે છે.

પશ્ચિમમાં જ્યારે સૂર્ય ડૂબતો હતો, ત્યારે અમે તેજપુર છોડી સ્ટેશને જઈ રહ્યા હતા. મોટર પૂરપાટ દોડતી હતી. તેની સાથોસાથ લીલાં ખેતરો પણ દોડી રહ્યાં હોય તેવો ભાસ થતો. પશ્ચિમાકાશ સુવર્ણરંગે રંગાતું હતું, ત્યારે જ ખેતરોમાં એક પછી એક દીવાઓ મૂકાવા માંડ્યા અને થોડી વારમાં તો અમે આગળ પર દીવાઓની હાર અમારી આંખ સામેથી પસાર થઈ જતી જોઈ. આ એક અદ્ભુત દૃશ્ય હતું. જ્યારે મોટરમાં બેઠેલા અન્ય ઉતારુઓને આ વિષે પૂછ્યું ત્યારે જવાબ મળ્યો: "હાથીઓના ત્રાસમાંથી બચવા માટે જ આ ખેતરોમાં દીવાઓ મૂકવામાં આવે છે."

બીજે સવારે E. B. R.ના છેલ્લા સ્ટેશન (terminus) અમીનગાંઉ આવી પહોંચ્યા. અહીં ફરી બ્રહ્મપુત્રાનાં દર્શન થયાં. સામે કિનારે જ પાંડુ આવેલું છે, અને ત્યાંથી જ ગૌહત્તી થઈને શિલોંગ પહોંચાય છે. એથી અમારે સામે કિનારે જવાનું હતું.

'આટલો જલમાર્ગ' નાની સ્ટીમરમાં જ પસાર કરવાનો હોય છે. અમે એ સ્ટીમરમાં બેઠા ત્યારે ખરેખર અમે નદીમાં છીએ એ ભૂલી જ ગયા પણ મોટા સમુદ્ર પર તરતી સ્ટીમરમાં હોઈએ એવો ખ્યાલ આવેલો. એ ખ્યાલને મજબૂત કરવા સમુદ્ર જેવાં જ મોજાં ઉછળ્યા મારી રહ્યાં હતાં. અને એ મોજાઓ પર ગેલ કરતી સ્ટીમરે થોડી વારમાં જ અમને સામે કિનારે પહોંચાડી દીધા.

પાંડુથી ગૌહત્તી કંઈ બહુ દૂર નથી મોટરમાં અર્ધા કલાકમાં તો પહોંચી જવાય. માર્ગમાં જ કામાક્ષાનું પ્રખ્યાત મંદિર પણ જોવા મળે. અમે એ મંદિર જોવા ગયેલા. આ મંદિર એક ઊંચી ટેકરી પર આવેલું છે. અમે તે ટેકરી પર ચડતા હતા ત્યારે માર્ગમાં કેટલાંક ભાવિક ભક્તોને બકરા તેમજ અન્ય પશુઓને લઈ જતાં જોયાં. આથી તુરત જ ખ્યાલ આવી ગયો કે આ બધાં જ પશુ હવે દેવીના ખપ્પરમાં હોમાવાનાં!

જ્યારે ઉપર પહોંચ્યા ત્યારે મંદિરમાં જે પ્રકારની પવિત્રતા હોવાની આશા રાખેલી, તેટલી યે પવિત્રતા જોવા ન મળી. આથી અમે આગળ ગયા. એક ઊંચા શિખર પર પહોંચી નીચેથી વહી જતી બ્રહ્મપુત્રા, તેના પડખામાં લપાએલું ગૌહત્તી અને અન્ય રળિયામણાં દૃશ્યો નીહાળ્યાં. અહીં આગળ બ્રહ્મપુત્રાના અનેક નાનામોટા બેટ પથરાયેલા છે.

કદી ગૌહત્તી જવાનો પ્રસંગ મળે તો ત્યાંના સૂર્યાસ્તનું દર્શન કરવા ન ભૂલતા. આવો અદ્ભુત સૂર્યાસ્ત બહુ થોડાં સ્થળોએ જ જોવા મળે. અમે સૂર્યાસ્ત સમયે નદી કિનારે પહોંચી ગયેલા. દૂર દૂર એ ઊંચા ખડકોમાંથી બ્રહ્મપુત્રા પસાર થાય છે,

ગયાગર, ત્યાં જ સૂર્ય પણ તેના શીતલ નીરમાં ડૂબી જાય છે. વચ્ચે વચ્ચે નાનાંમોટાં અસંખ્ય હોડકાંઓ ફરતાં હોય, ફરતાં ફરતાં કોઈ હોડકું ડૂબતા સૂર્યના લાંબા પ્રતિબિંબમાં આવી જાય તો કોઈ તેને ઘસાઈને પસાર થતું હોય. નદીના નીર પર સૂર્યનાં આખરી કિરણો ઢળતાં હોય, તેથી જળ ચમકારા મારતું



ગૌહત્તીનો ભવ્ય સૂર્યાસ્ત

કિરણોને નચાવતું હોય, વળી સૂર્યને આમ ડૂબતો ગચાવવા દૂર દૂરથી વાદળો દોડી આવતાં હોય તેમ કેટલાં યે વાદળ અહીં એકઠાં થઈ જાય છે. પણ એથી તો ઊલટી સૂર્યાસ્તની શોભા અનેકગણી વધી જાય છે. એટલામાં જ સૂર્ય ક્ષિતિજને સોનેરી રંગે રંગી દેતો બ્રહ્મપુત્રાના અફાટ જળમાં ક્યાંય અદૃશ્ય થઈ જાય છે. એટલે પછી તો પ્રસરતી સંધ્યાને જોવામાં જ રોકાઈ જઈએ છીએ.

•

અહીંથી શિલોંગ છાસઠ (૬૬) માઈલ દૂર છે. સીલીગુરીથી દાર્જિલિંગ જવા જેમ નાની હિમાલયન રેલવે મળે છે, તેમ તેવી વ્યવસ્થા અહીં નથી. અહીં તો મોટર જ મળે.

મોટર જ્યારથી ડુંગરાળ માર્ગ પર ચડવા માંડે છે, ત્યારથી વાંસનાં વૃક્ષો પુષ્કળ જોવા મળે. બાજુ પરની ઊંડી ખીણ અપૂર્વ વનરાજીથી છવાયેલી દેખાય, અને ક્યાંક ક્યાંક નાનામોટા જળધોધ પણ અવશ્ય જોવા મળે.

જેમ જેમ વધારે ઊંચાઈએ આવીએ તેમ તેમ ખીણ ઊંડી ને ઊંડી બનતી જાય, અને પાઈન વૃક્ષો વાંસનું સ્થાન લેવા માંડે. અને ધીમે ધીમે એવો એક સમય આવે જ્યારે વાંસ તો ક્યાં યે દેખા જ દે નહિ, જ્યાં જુઓ ત્યાં ગગન સાથે વાતો કરતાં પાઈન વૃક્ષો જ નજરે પડે. આથી આગળનો આખો માર્ગ ખૂબ જ રળિયામણો લાગે છે.

•

સૌ શિલોંગને 'પૂર્વનું સ્કોટલેંડ' કહે છે. (Shillong is really the 'Scotland of the East.') પણ અમે તો સ્કોટલેંડ જોયું નથી એટલે કેમ કહી શકીએ કે આસામમાં આવેલું શિલોંગ એ 'પૂર્વનું સ્કોટલેંડ' છે. આગે તો તેનું વર્ણન આપીશું, પછી તમારામાંથી કોઈ સ્કોટલેંડ જઈ આવ્યું હોય, અથવા જવાના હો, તો તેને શિલોંગ સાથે સરખાવી જોજો.

શિલોંગ સમુદ્રની સપાટીથી પાંચ હજાર ફૂટની ઊંચાઈએ સપાટ મેદાન પર વસેલું સુંદર શહેર છે અને આસામનું પાટનગર છે. તેની ખાસ વિશિષ્ટતા જ એ છે કે આટલી ઊંચાઈએ હોવા છતાં સપાટ પ્રદેશ ( table-land ) છે. ચોતરફથી ગગનચુંબી પાઈન અને બીજાં અન્ય વૃક્ષોથી ગીચ ઝાડીથી ઘેરાયેલું છે. અને ખાસી તેમજ જયંતી ટેકરીઓનું હૃદયસમ છે.

અહીં જળધોધનો તો કંઈ હિસાબ જ નથી. નાનામોટા અસંખ્ય જળધોધ જોવા મળે. કદાચ આપણે તે જોઈને થાકી જઈએ, પણ એ ખૂટે

નહિ. દરેક એકબીજાથી સૌંદર્યમાં ચડી જાય તેવા. તેમાંથી કયો જલધોધ વધારે સુંદર એ નક્કી કરવું જરા મુશ્કેલ થઈ પડે. આમ શિલોંગ એ જલધોધનું મોટું ધામ થઈ પડયું છે.

દાર્જિલિંગ તો આથી યે વધારે ઊંચાઈએ આવેલું છે, છતાં અહીં ત્યાંના કરતાં ઠંડી વધારે જણાય. શિલોંગ ચારે તરફથી ઊંચા પર્વતો અને વીચ જંગલોથી ઘેરાયેલું હોવાને કારણે જ આમ બનવા પામતું હશે.

અહીંની ગોલ્ફની રમત ખૂબ વિખ્યાત છે. હિંદમાં આ રમત પ્રથમ સ્થાને અને જગતમાં દ્વિતીય ગણાય છે.

પુષ્કળ વરસાદ અને આટલી ઊંચાઈને કારણે ચાનો પાક પુષ્કળ થાય છે. હિંદભરમાં જેટલી ચા થાય છે તેનો ⅔ ભાગ તો માત્ર આસામમાં જ થાય છે, જો કે મોટે ભાગે આ પાક પરની માલેકી વિદેશીઓ જ ભોગવે છે.

સંતરાં તો તમે રોજ ખાધા જ કરો એટલાં મીઠાં હોય છે. પુષ્કળ સંતરા તો કલકત્તા જાય છે. શાકપીઠમાં જઈએ તો સોપારી (લીલી)ના ઢગના ઢગ પડેલા નજરે પડે.

ખાસી લોકોની વસ્તીનું પ્રમાણ મોટું. જંગલમાં 'નાગા' નામની જંગલી-પ્રાથમિક દશામાં જીવતા લોકો-જાતના લોકો જોવા મળે.

*

શિલોંગ સુધી આવ્યા પછી ચેરાપુંજી જવાનું કોણ ચૂકે? ચેરાપુંજી અહીંથી ત્રીસેક માઈલ દૂર થાય. શિલોંગ કરતાં એ હજાર ફૂટ વધારે ઊંચું છે. ત્યાં જવા માટે મોટરો અવારનવાર દોડે છે. અહીંથી ઠેઠ ચેરાપુંજી સુધીનો માર્ગ ઘણો મનોહર છે. લાંબી અને ઊંડી ખીણ પણ આપણી મોટર સાથે દોડી આવતી હોય તેમ લાગે—એ પર્વતો વચ્ચે એક લાંબો ખાડો ખોદી કાઢયો હોય તેમ લાગે. આખી ખીણ અખૂટ વનશ્રીથી ઢંકાઈ ગઈ છે. આથી પ્રકૃતિએ જાણે સુંદર મઝાનો મખમલનો લીલો ગાલીચો પાથરી દીધો હોય અને તેમાં વચ્ચે વચ્ચે રંગીન બુટ્ટાઓ મૂકયા હોય તેમ રંગબેરંગી પુષ્પો ભાસ કરાવે. વચ્ચેથી શાંત રીતે એક નદી વહી જાય છે. કયાંય કયાંયથી વળી નાનાંમોટાં ઝરણાંઓ ધોધ રૂપે પછડાઈને નદીમાં મળી જતાં દેખાય. આમ આખું દશ્ય હૃદયંગમ લાગે.

મોટરમાં અમારી બાજુમાં જ બેઠેલી એક ડોસીને વારે વારે પાન ચાવતાં જોઈ અમે પૂછયું: "કેમ ડોસીમા, કંઈ પાન ખાવાની બહુ આદત પડી ગઈ છે?" જવાબ મળ્યો: "આ આદત કંઈ મને એકલીને નથી, અમારા બધા જ લોક આમ દિવસ આખામાં પચાસેક પાન તો અવશ્ય ચાવતાં જ હશે. એ વિના તો અમને ચેન ન પડે." તેઓની પાન ખાવાની રીત તમે જાણો છો? પાનને બેવડુંચોવડું વાળી ઉપર માત્ર ચૂનો લગાડી સોપારીના મોટા કટકા સાથે મોંમાંમૂકી ચાવવા માંડે!

મોટર લગભગ પહોંચવા આવી હશે ત્યારે ધુમ્મસ ઘેરાવા માંડયું. અને જ્યારે છેક ચેરાપુંજી પહોંચ્યા ત્યારે તો સર્વસ્વ ધુમ્મસમાં જ—છવાઈ—



'કામોલિયન'—અનેક ધારાઓવાળો ધોધ

ઢંકાઈ ગયેલું. આવું ધુમ્મસ તો અહીં સામાન્ય ગણાય. પછી તો ધુમ્મસ ઓછું થવા માંડયું પણ તે તો વરસાદની શરૂઆત થઈ એટલે જ. આ તો એક મુશ્કેલી ટળી એટલે બીજી ઊભી થઈ. જો કે ત્યાંના

વરસાદનો આવો અનુભવ નહિતર ક્યારે મળત! વળી અંહીંનું મહત્ત્વ વરસાદ જ છે ને? જગત-ભરમાં ક્યાંય નહિ પડતો હોય તેટલો એક સામટો અહીં જ વરસે છે.

એકાદ માઈલ દૂર અનેક ધારાઓવાળો મોસમાઈ ધોધ આવેલો છે. વરસાદમાં પલળતા પણ એ જલધોધ જોવા અમે ગયા. ખાસ કરીને વર્ષા-ઋતુમાં જ એનું સૌંદર્ય અનેકગણું વધી જાય છે.

વરસાદ ધીમો પડ્યો એટલે અમે ફરતાં ફરતાં મોટરના સ્ટેશને પાછા જઈ પહોંચ્યા. નજીકમાં જ શાકપીઠ હતી એટલે જરા ત્યાં લટાર મારી આવવાની ઈચ્છા થઈ. સંતરા અને સોપારીના કેટલાય ઢગ પડેલા હતા. અમે સંતરાવાળી બાઈ પાસે આવી અટક્યા. તેનો ભાવ પૂછ્યો: "ए कैसा दीया" જવાબમાં માત્ર અમારા સામુ જોયું. એટલે અમે બંગાળીનો પ્રયોગ કર્યો: 'એઈ કમલા નીબુરેર દામ કી?' આ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. એટલે અમારી સાથેના આસામી મિત્રને તેમની ભાષા અજમાવવાનું કહ્યું. એમણે આસામી ભાષામાં પૂછ્યું. ત્યારે જવાબમાં તેની 'ખાસી' ભાષાના બેચાર શબ્દો સંભળાયા, જે અમે કંઈ સમજી ન શક્યા. આથી આખરે તેના હાથમાં ચાર પૈસા મૂકી ઈશારાથી સંતરા માગ્યા. એટલે એ જરા હસી અને અમારા હાથમાં ચાર સંતરા મૂક્યા. આમ રકઝક કરવાનો કંઈ અવકાશ જ અમને ન આપ્યો. જે કંઈ આપ્યું તે સર્વને મોંગે મોઢે અમે ચાલતા થયા.

હવે અમારે શિલોંગની વિદાયગીરી લેવાની હતી. આકાશ તો ઘનઘોર ઘેરાયેલું. જાણે હમણાં જ વરસાદ તૂટી પડશે. ચોમેરની વનરાજી પણ સ્થિર થઈ ગયેલી. સૂર્યોદય થયો છે કે કેમ એ જ હજું ખબર પડતી ન હતી. છતાં ઉકળાટ તો વધતો જ જતો હતો.

ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો. અમારી મોટરનાં ચક્રો ગતિમાન થયાં. જાણે વર્ષા અમને મીઠી વિદાય આપવાને જ આવી ના હોય!

'પ્રવાસી'

# અમાસનો ચંદ્ર

વસ્યો ઉરે ચંદ્ર રૂડો અમાસનો.
અંધાર કેરાં દળનાં દળોથી
ઘેરાયલો, ભીષણ જંગ ખેલતો
હૈયે વસ્યો મર્દ શશી અમાસનો.
કિશોરી જેવી શરમાળ આવતી,
હારી જરી નેન, વિદાય થૈ જતી,
મુગ્ધા સમી બીજ સદૈવ ન્હાળતો,
હું મુગ્ધ થૈ, બે નયનો ભરી ભરી.
સાતેમ–આઠેમ થકી વિકાસતી,
દિને દિને રમ્યતરા થતી જતી;
સૌન્દર્યથી સૌ કરતી જળાંહળાં,
ચંદા નભે નીકળતી સહેલવા,
તદા હું યે સુન્દર એ નિહાળવા,
જતો ઘણી વેળ લટાર મારવા.
ને ચંદ્રિકા ચૌદશ ને પુનેમની?
જગાડતી નીરસમાંહિ યે રસ!
જે ન્હાળતાં કલ્પનહીણને યે
ઘડીક તો કલ્પન–પાંખ ફૂટતીઃ
સૌન્દર્ય જેનું સ્પૃશતાં, અરૂપ
સુરૂપ થૈ અર્ધનિમેષમાં જતું.
નિહાળતી રૂપ તળાવ–આયને
ચાલી જતી જે ગસ હાકમાકથીઃ
તેનાં અનોખાં રૂપ છે નિહાળ્યાં;
જે એકલા પૂર્ણ નહીં પીવાનાં
મિત્રો ય સંગાથ મહીં કંઈ લીધા.
આ બીજ, ચંદા ગમતાં, પરંતુ
અંધાર કેરાં દળનાં દળોથી
ઘેરાયલો, ભીષણ જંગ ખેલતો,
વસ્યો ઉરે તો ગર્યોએ અમાસનો.

પ્રભાશંકર ન. રાવળ

# શ્યામ

( પ્રો. સાને ગુરુજી )

## ( ૩ )

## મારો પહેલો મુસલમાન મિત્ર

હવે આંખો સારી થઈ હતી. હું હસતો રમતો, રીસાતો, ચિડાતો છતાં યે નવું નવું શીખ્યે જતો. એવામાં હું માંદો પડ્યો. મને તાવ આવવા માંડયો. મામા જરા ગભરાયા. નાના મામા એક અઠવાડિયાની રજા લઈ ઘેર રહ્યા. માધવરાવ પણ આવતા હતા. રાત્રે માધવરાવ વચ્ચે વચ્ચે મારી સંભાળ લેતા. એમનો હાથ મારા હાથમાં પકડી રાખી હું પડી રહેતો.

તાવ ધીમે ધીમે ઊતરવા લાગ્યો. બધાંના જીવમાં જીવ આવ્યો. બેય મામા પાછા નોકરીએ જવા લાગ્યા. તે નોકરીએ જવા તૈયાર થતા ત્યારે હું રડી ઊઠતો. નાના મામા મને પંપાળતા ને કહેતા, 'શ્યામ, સૂઈ જા, હજી શરીર બરાબર સારું થયું નથી, માટે જ્યાં ત્યાં ફરીશ નહિ. હું સાંજે વહેલો આવીશ. આવતી કાલે દાડમ લાવીશ, હાં.' હું મામાનો હાથ પકડી રાખતો, એમને જવા દેતો નો'તો. પરંતુ મામા પોતાનો હાથ છોડાવી ભારે હૃદયે ચાલી જતા.

મામાના જવા બાદ હું ડૂસકાં ભરી રડતો. મામી ગુસ્સે થતાં, ઠપકો આપતાં. તે કહેતાં, "આમ રડો છો એટલે પાછું માથું દુખ્યા વગર રહેવાનું નથી." એ શબ્દો મને રડતો અટકાવી શકતા નહિ. ઊલટો હું વધારે રડતો. મામી અને તેટલી મારી સંભાળ લેતાં, મારાં કપડાં રોજ બદલાવતાં, પથારીની ચાદર બબ્બે દિવસે ધોઈ નાખતાં, દાડમના દાણા કાઢી રકાબીમાં મૂકી આપતાં. મોસંબીની પેશીઓ કાઢી દેતાં, મારી બરાબર સંભાળ લેતાં. પરંતુ એ જે કરતાં તેમાં આર્દ્રતા નહોતી. કર્તવ્ય સમજી એ બધું કરતાં. એમાં પ્રેમ નહોતો. મારા હૃદયને તે આકર્ષી શક્યાં નહિ. બાનો પ્રેમ, બાઈ-બહેનનો પ્રેમ, માસીનો પ્રેમ, મામી આપી શક્યાં નહિ. ખરે જ એ કંઈ સહેલું નથી. અન્યના બાળક પર પોતાના બાળક જેટલો પ્રેમ કરતાં શીખવું એ સહેલી વસ્તુ નથી.

જે કર્તવ્યમાં હૃદયની લાગણીઓ રેડાઈ નથી, તે કર્તવ્ય ગમે તેટલી સારી રીતે બજાવવામાં આવે, પરંતુ તે જગતને જીતી શકશે નહિ. ગમે તેટલી કુશળતા ને સાવચેતી વાપરી સોનાનાં ફૂલ તૈયાર કરવામાં આવે, પરંતુ એ સુવાસ આપી શકે ખરાં? એમાંથી મધ મળે કે? ભલે ને તેનાં મૂલ્ય ખૂબ અંકાય, આખરે એ નિર્જીવ જ ને!

અમેરિકામાં વાલ્ટ વ્હિટમન નામનો પ્રખ્યાત કવિ થઈ ગયો છે. મને એ કવિ ખૂબ પ્રિય છે. એના કાવ્યસંગ્રહનું નામ 'તૃણપર્ણો' છે. વ્હિટમન દવાખાનામાં રોગીઓની નિયમિત સંભાળ લેતો. ૧૮૬૧માં ગુલામીની પ્રથા બંધ કરાવવા અમેરિકામાં સંગ્રામ થયો. લડાઈમાં ઘાયલ થયેલાઓની વ્યવસ્થા એના દવાખાનામાં થતી. એ જાતે ઘાયલ પાસે જતો. ડૉક્ટરો જે કડવી દવાઓ આપતા તે લેવા સિપાઇઓ આનાકાની કરતા, પણ વ્હિટમને આપેલી કડવી અફીણ જેવી દવાઓ જરા પણ આનાકાની કર્યા વગર હસતે મોંએ એ સિપાઈઓ પી જતા. વ્હિટમન આવ્યો કે એમને મન જાણે સૂર્યપ્રકાશ આવ્યો. વ્હિટમન કોઈકને ગુલાબનું ફૂલ આપતો તો કોઈકને પવન નાખતો, કોઈકની પથારી સાફ કરતો; કોઈકને હિંમત આપતો, કોઈકને માથે હાથ ફેરવી આવતો. વ્હિટમન પોતાની સાથે જાણે પ્રેમનું અમર રસાયણ લઈ આવતો હતો.

વસ્તુ પર પ્રેમનું કિરણ ફેંકો એટલે તે સુંદર લાગશે. અંદરથી તેમજ બહારથી સુંદર લાગશે. રૂમાલ પર અત્તરનાં બિંદુ નાખવામાં આવે છે, તેમ પ્રત્યેક કાર્ય પર હૃદયના પ્રેમનું અત્તર લગાડો એટલે પ્રત્યેક કાર્ય સુવાસ આપશે.

મામીએ આ કથા માન્ય કરી નહોતી. તે બધું એ કરતાં, પણ ગમવા છતાં એ ન કર્યા જેવું. થોડાક દિવસો પછી હું મામા સાથે નિશાળે જવાની હઠ લેવા માંડ્યો. "મામા! હું આવું નિશાળે—તમારી સાથે? હું બિલકુલ તોફાન કરીશ નહિ; છાનોમાનો બેસી રહીશ!" હું રડ્યે જતો ને મામીને વિનવ્યા કરતો. આખરે મામાનું હૃદય પીગળ્યું—તે મને નિશાળે લઈ જવા લાગ્યા.

થોડા જ દિવસોમાં હું મામાની નિશાળનાં છોકરાં સાથે હળી મળી ગયો. હું નાનો હોવાથી બધાં છોકરાં મને રમાડતાં. અંગ્રેજી બીજીનો એ વર્ગ હતો. હું અહમદની પાસે બેસતો. અહમદ ઈજાર પહેરતો. સિવાય એક મોટું પહેરણ પહેરતો, માથે લાલ ટોપી રાખતો. મને અહમદ પાસે બેઠા વગર કે તેની સાથે બોલ્યા વગર ચેન જ પડતું નહિ. અહમદ મને બિસ્કિટ લાવી આપતો, વચલી રજામાં ભમરડો ફેરવતાં મને શીખવતો. મરાઠી કવિતાના અર્થ અહમદ મને કોઈ કોઈ વખત પૂછતો. હંસ-કાકની વાર્તા એમને ચાલી હતી. માધવરાવે એ મને વંચાવી હતી. અહમદને હું અર્થ કહેતો. અહમદ હસીને કહેતો, "શ્યામ, વાહ રે, તને અર્થ આવડે છે ને મને કેમ નથી આવડતા!"

હું તેને કહેતો, "તારી મુસલમાની કવિતા મને ક્યાં સમજાય છે! એ તો અમારી કવિતા છે એટલે આવડે. અહમદ, મને એકાદ મુસલમાની કવિતા શીખવીશ!"

અહમદ કહેતો, "જરૂર, પણ તને એ ગમશે નહિ."

હું જવાબ આપતો, "ગમશે." અહમદની દરેક વાત મને ગમતી.

કોઈક જ દિવસ મામા મને નિશાળે લઈ જતા. તેથી મને ખૂબ ખોટું લાગતું. મને અહમદ અને તેનું લાંબું પહેરણ વારંવાર યાદ આવતાં.

"શ્યામ, કાલે તું નિશાળે કેમ નો'તો આવ્યો?" અહમદે મને એક દિવસ પૂછ્યું.

"મામાએ ના પાડી હતી એટલે હું શું કરું! હું તને કેટલો યાદ કરતો હતો! તું મને સંભારતો હતો?"

"વાહ રે વાહ, દોસ્ત, કાલે તો તારા માટે ખાવાનું પણ લાવ્યો હતો. જો, હજી પણ દફતરમાં જ છે," એમ કહી અહમદે મને એક મોટી બિસ્કિટ આપી. હું બિસ્કિટ ખાવાનું કામ કર્યે જતો હતો.

"શું ખાય છે, શ્યામ?" મામાએ પૂછ્યું.

"બિસ્કિટ. અહમદે આપી."

"એમ બીજા પાસેથી લઈ લઈને ખાવી એ તો ખરાબ વાત છે."

"અહમદ એવો ખરાબ નથી, મામા. એ તો ખૂબ સારો છે. હું એને કવિતાના અર્થ કહું છું."

અહમદ મામાનો વિદ્યાર્થી હતો. અહમદને અંદરથી મામાએ ક્યાં ઓળખ્યો હતો? પણ આ બિચારા શ્યામે તો એની નાડી બરાબર તપાસી લીધી હતી. એક દિવસ હું યે અહમદ માટે ઘેરથી જમરૂખ લાવ્યો. હું એ અહમદને આપવા માંડ્યો. અહમદે કહ્યું, "તું નાનો છે, માટે તું જ એ ખાઈ જા."

"તું યે થોડું લે ને!" મેં કહ્યું.

"શ્યામ, ઉપરનો ભાગ તું ખા. અંદરનું બી મને આપ." અહમદે સૂચન કરી.

અહમદ અંદરનું બી માગતો હતો. એને ઉપરના ભાગની જરૂર નહોતી. એને એનું હાર્દ જોઈતું હતું, શ્યામનું મીઠું હૃદય એને જોઈતું હતું.

કોઈક કોઈક વખત હું નિશાળમાં જતો ત્યારે નાના છોકરાંમાં ઝઘડાઓ થતા. એક દિવસ

વચલી રજામાં મેં મામાને પૂછ્યું "મામા, હું અહંમદ પાસે જઈને દશમીઓ ખાઉં? ડબો લઈ અહંમદ પાસે જાઉં? પેલા ઝાડ નીચે બેસી અમે બે જણા ખાઈએ—જાઉં કે મામા?"

"અહંમદની પાસેથી ખવાય?" મામા ગુસ્સે થઈ ગયા.

"ના, પણ અહંમદ ક્યાં દશમીઓ લાવે છે! મારી પાસેથી અહંમદ ખાશે. જાઉં, મામા—?" મેં આગ્રહભરી વિનંતી કરી.

પણ મામાની ક્રોધપૂર્ણ મુખમુદ્રા જોઈ હું આગળ બોલ્યો જ નહિ. મેં એકલાએ જ દશમીઓ ખાધી. આ અહંમદનો કોળીઓ, એમ મનમાં બોલતો જતો ને ખાધે જતો. એક કોળીઓ મારો ને એક અહંમદનો. મારા હૃદયમાં બેઠેલા અહંમદને હું ખવડાવતો હતો.

મેં દશમીઓ ખાધી. પણ મને ખૂબ જ ગ્લાનિ ઊપજી હતી. પાણીના નળ પાસે હું ઊભો હતો. એટલામાં અહંમદ દોડતો મારી પાસે આવ્યો. મારો ચહેરો ઊતરી ગયેલો હતો, હાથમાં ખાલી ડબો હતો, પરંતુ હૃદય ભરેલું હતું. અહંમદને જોતાં જ મારાં નેત્ર પણ ભરાઈ આવ્યાં.

"શ્યામ! શું થયું? નળ પર પડી ગયો? કોઈ છોકરાએ તને માર્યો? કે કાગડો દશમીઓ લઈ ગયો? રો મત, ભાઈ, ક્યા હુઆ રે." અહંમદ મને ઉપરાઉપરી પ્રશ્નો પૂછતો, પરંતુ હું બોલી શકતો નહોતો. અહંમદને શું કરવું એ સમજાય જ નહિ. એણે ખીસામાંથી રૂમાલ કાઢ્યો ને મારી આંખો લૂછી. ફરીથી મારાં નેત્રોમાં અશ્રુ ઊભરાયાં. અશ્રુભર્યાં નેત્રો જોઈ અહંમદે પૂછ્યું: "શ્યામ, આંખમાં કંઈ પડ્યું છે? આંખ દુખે છે?"

"અહંમદ, આંખો ય દુખતી નથી ને કંઈ યે થતું નથી. મેં એકલાએ દશમીઓ ખાધી, એ મને ગમ્યું નહિ. હું ડબો લઈ તારી પાસે આવતો હતો, પણ મામાએ મને આવવા દીધો નહિ."

મારા શબ્દો સાંભળી અહંમદ ઢીલો પડી ગયો. એનું મોં ફીકું થઈ ગયું. એ સમયની તેની દુઃખી મુખમુદ્રા હું કદી યે વિસરી શકું એમ નથી.

ત્યાર પછી મામાએ મને નિશાળમાં લઈ જવાનું બંધ કર્યું. "મામા, મને નિશાળે લઈ જાઓ ને," હું કહેતો હતો. "નિશાળે કંઈ જવું નથી. રમવું, લખવું, વાંચવું એ બધું ઘેર બેસીને કરવાનું," મામા ઉત્તર આપતા. મને ઘેર રહ્યાં રહ્યાં અહંમદ યાદ આવતો. શ્યામ આજે નહિ તો કાલે અને મારા માટે ખાવાનું પણ લાવતો હશે, આવશે, એ પ્રકારે અહંમદ રોજ વાટ જોતો હશે. એવા હું મનમાં વિચાર કર્યા કરતો. હું સ્લેટ ઉપર કંઈક પણ ચિત્ર કાઢતો અને એને 'અહંમદ' નામ આપતો. અહંમદ પાસે હું મનમાં રમ્યે જતો. મને અહંમદને ત્યાં જવાનું મન થતું, પરંતુ હું અહંમદનું ઘરનું ઠેકાણું ક્યાં જાણતો હતો? અને બતાવે ય કોણ? ત્યાં લઈ કોણ જાય? અહંમદ પણ મારી પાસે કેવી રીતે આવી શકે? મારું ઠેકાણું એને કોણ કહેવાનું હતું? અને વળી મામાને ઘેર આવવાનું, એટલે એ હિંમત જ શી રીતે કરે? અમારી મૈત્રીમાં મામાએ ભંગાણ પાડ્યું.

ચોમાસુ પૂરું થવા આવ્યું હતું. શરદ્ ઋતુ બેઠી હતી. આકાશ પ્રફુલ્લિત હતું. નવરાત્ર પણ આવ્યાં. દસરા ગયા. દિવાળી નજીક આવી. કોંકણની આગબોટ પણ શરૂ થઈ. દિવાળી પર લોકો ઘેર જવા લાગ્યા. મામા મને ય ઘેર મૂકવા આવવાના હતા. અમે પણ તૈયારી કરવા માંડી.

"મામા, અહંમદને મારા નમસ્કાર કહેજો. એને કહેજો કે શ્યામ હવે કોંકણમાં જાય છે. કહેજો હાં, મામા," મેં કહ્યું.

અમારે ઊપડવાનો દિવસ પાસે આવ્યો. મેં મારી ચોપડીઓ લઈ લીધી,. અહંમદે આપેલાં ચિત્રો લીધાં, માનવગાંવે આણી આપેલી ગીતગમણોવાળી ચોપડી પણ લીધી, મામાએ અપાવેલા બૂટ પહેર્યા. મેં બધાંને નમસ્કાર કર્યા. ચંપાને 'જાઉં છું' કહ્યું. ચંપાની આંખોમાં આંસુ આવી ગયાં.

વિક્ટોરિયામાં બેસી બધાં બંદર પર આવ્યાં. બંદર પર કેટલી બધી ગરદી! ફટાકડા, હાથવાજાં, ગોવાજાં, રમકડાં વગેરે વેચનારાઓની ધમાલ પણ ખૂબ જ! મામાએ મને એક મોંવાજું અપાવ્યું. હું એ વગાડતો બેઠો હતો. આગબોટ શરૂ થઈ. બંદર સુધી વળાવવા આવેલાં બધાં પાછાં ફર્યાં. રમકડાંવાળા પણ ચાલ્યા ગયા. આગબોટે ચીસ પાડી. હું મામાને વળગી પડ્યો.

હું આગબોટમાં ફરતો હતો. શેતરંજીની છાલને દોરો બાંધી મેં પાણીમાં ફેંકી. હું એને પાણીમાં નચાવતો હતો. "શ્યામ, જરા સૂઈ જા," મામાએ કહ્યું. મેં ઉત્તર આપ્યો, "મારે સૂવું નથી. પાણીનાં મોજાં જોવાની કેવી મજા પડે છે!" "બહુ નીચે નમીશ નહિ," મામાએ મને સાવધ રહેવા સૂચના આપી. "સારું," મેં સૂચનાનો સ્વીકાર કર્યો.

મામા ઊંઘી ગયા હતા. હું ચોપડી ઉઘાડી જોતો હતો. અહંમદે આપેલાં ચિત્રો જોતો હતો. એ ચિત્રો મેં પાછાં બરાબર ઠેકાણે મૂકી દીધાં.

થોડીક વારે મામા જાગ્યા. એમણે કહ્યું, "શ્યામ, અહીં આવ. તને ભૂખ લાગી છે ને!" ને અમે ભાથું ખાવું શરૂ કર્યું. અત્યારે અહંમદને મૂકીને ખાધેલી દશમીઓ યાદ આવતી હતી, એ સારીય ઘટના મારી નજર સામે આવી ઊભી હતી.

"મામા, તમે અહંમદને નમસ્કાર કર્યા હતા?"

"હા."

"પછી એ કંઈ બોલ્યો હતો?" હું ઉત્સુક બન્યો.

"તે દિવસે તો એણે કંઈ કહ્યું નહોતું. પરંતુ બીજે દિવસે એ મને એક રૂમાલ આપી ગયો ને કહેતો હતો ગયો કે, "શ્યામને એ આપજો ને મારી સલામ કહેજો."

"ક્યાં છે એ રૂમાલ?"

"ખીસામાં મૂક્યો છે. ભાથું ખાઈ રહ્યા પછી આપીશ."

ભાથું ખાવામાં મારું મન જ લાગતું નહોતું. રૂમાલ ક્યારે જોઉં એમ થતું. અહંમદે આપેલો રૂમાલ! મારાં ભૂખતરસ ઊડી ગયાં. આંખો મામાના ખીસામાં દોડી ગઈ ને રૂમાલને કલ્પિત સ્વરૂપે જોવા લાગી.

મામાએ હાથ ધોયા ને ખીસામાંથી રૂમાલ કાઢ્યો. સુંદર રેશમી રૂમાલ હતો. મામાએ મારા હાથમાં મૂક્યો. મેં તે લીધો. એ રૂમાલ હું જોતો રહ્યો. "ભાઈ શ્યામ" એના પર લખ્યું હતું.

હું તે રૂમાલ પવનમાં ઉડાડવા લાગ્યો. અમારા નિર્મળ પ્રેમની તે પતાકા હતી. અમારા હૃદયૈક્યનો તે અમરધ્વજ હતો. એ શુભ રૂમાલ સાથે હું રમી રહ્યો હતો, પવનમાં એને નચાવતો હતો, ફરકાવતો હતો.

સ્ટીમરના કઠેડા પાસે હું ઊભો હતો. પવન ખૂબ જોરમાં હતો. પાણીનાં મોજાં તોફાની બન્યાં હતાં. મારા એ પ્રેમધ્વજના સ્વાગતાર્થે મોજાંના ફુવારા ઊડી રહ્યા હતા—મોજાં ઊછળી રહ્યાં હતાં—ઊંચે આવતાં હતાં. એમને શું મારો રૂમાલ જોઈતો હતો?

"શ્યામ, દરિયો તોફાની થતો લાગે છે. જા, સૂઈ જા, સ્ટીમર ડોલે છે. નીચે બેસી જા," મામાએ કહ્યું.

"પવન મને ગમે છે. મામા, જુઓ તો ખરા. કેવડાં મોટાં મોજાં ઊછળે છે! મારા રૂમાલ પર પાણી છાંટે છે."

હું મારો ધ્વજ ફરકાવી રહ્યો હતો. જાણે કે પ્રેમનગરીનો રાજા. અરે રે! રાજા પર હુમલો થયો! ઘેરાઈ ગયો! પવન રૂમાલ પર તરાપ મારી ગયો! મારો રૂમાલ ગયો! પવન લઈ ગયો! પવન મારો ધ્વજ લઈ ગયો! પ્રેમ લઈ ગયો! હૃદય લઈ ગયો! જીવનનું સર્વસ્વ લઈ ગયો! હું પણ સાથે જ ગયો હોત. પવન પાસેથી મારી સંપત્તિ પાછી લાવવા મેં મારા હાથ લંબાવ્યા. પણ મામાએ એકદમ મારા પગ તાણ્યા, મને અંદર ખેંચી લીધો.

"ગાંડો છે કે શું? મરી પડી જઈશ ને!" મામા તાડૂક્યા. મને થયેલા નુકસાનની કિંમત એમને ક્યાંથી સમજાય!

હું રડવા લાગ્યો, ખૂબ જ રડવા લાગ્યો. મામા મને સમજાવતા હતા. પડોશના લોકો પણ મને સમજાવતા હતા. મામાએ એમનો રૂમાલ મને આપવા કહ્યું. નજીક બેઠેલા બીજા લોકો મને મનાવવા ખાતર એમના રૂમાલ આપવા લાગ્યા. પરંતુ એવા રૂમાલોનો ઢગલો કરવામાં આવે તો પણ મારા મનનું સમાધાન શી રીતે થાય?

એ મોજાને મારા હાથમાંનું રત્ન જોઈતું હતું. એમણે સૃષ્ટિના સર્વ પવનોને મારા રૂમાલ તરફ મોકલ્યા; પવનોએ પણ એમનું કહ્યું માન્યું. શ્યામની સારી સંપત્તિ પવન લઈ ગયા. મારો એ નાનકડો રૂમાલ અનંત સાગરે હૃદયપટ પર ધારણ કર્યો.

સમુદ્રને તળિયે મોતીના ઢગ છે. સમુદ્રને રત્નાકર કહેવામાં આવે છે. એ રત્નાકરને પણ મારા રૂમાલની અદેખાઈ આવી. હિંદમાં દરેક ચીજ છે. અહીં સૌંદર્ય છે, ફળદ્રુપ જમીન છે; હજી પણ અપાર પાક હિંદભૂમિ આપે છે. હજી યે નદીઓ હિંદને સમૃદ્ધ બનાવી રહી છે. અહીં ઘઉં, જુવાર, બાજરી, ચોખા એમ દરેક ધાન્ય પાકે છે. અહીં સંતરાં, મોસંબી, કેળાં, દ્રાક્ષ વગેરે ફળફળાદિ થાય છે. અહીં સોનાની ખાણો છે. હીરા પણ મળી આવે છે. સર્વ જાતની વસ્તુઓથી હિંદ ભરપૂર છે. પણ એક વસ્તુની ઊણપ રહી ગઈ છે. અહીં પ્રેમ સાંપડતો નથી, બંધુભાવ નિપજતો નથી, દેશ પ્રત્યે સત્યનિષ્ઠા નથી. અને એ બધાંમાં હિંદુમુસલમાનના પ્રેમની વાત જ જવા દો. હિંદુમુસલમાનના પ્રેમની કલ્પના પણ અહીં સહન થઈ શકતી નથી. એ ઐક્ય માટે, એ પ્રેમ માટે, એ અપાર સાગર સતત બૂમો પાડ્યા કરે છે. 'આપો, આપો, હિંદુમુસલમાનના પ્રેમનું એક બિંદુ તો મને આપો,'' એમ તે સમુદ્ર સેંકડો મોજાંદ્વારા કહી રહ્યો છે. કિનારા પર માથું ફૂટી ફૂટીને કહી રહ્યો છે. સાગરને એની ભૂખ લાગી છે. એની તૃષા લાગી છે. એ અનંત સાગરને એટલા જ ખાતર મારું વેંત જેવડું ચીંથરું અમૂલ્ય લાગ્યું છે. એ ચીંથરું ત્રિભુવનલક્ષ્મી હતી. ભારતીય ભાગ્યની ભવિષ્યકાલીન દિવ્ય પ્રભા હતી, અંધકારમાંની અમરજ્યોતિ હતી. જા, સાગર જા. સમસ્ત હિંદ દેશને એ ચીંથરાનો મહાન અર્થ જણાવ. એ ચીંથરામાં વસેલો કુરાન અને વેદનો મહિમા મહ્ લોકને જોરથી કહી સંભળાવ.

મિત્રો, શ્યામનું જીવન અનેકોના પ્રેમ વડે રંગાયલું છે, અનેકોના પ્રેમ વડે પોષાયલું છે. હિંદુ ને મુસલમાન બંને કોમના મિત્રોએ આ શ્યામને પ્રેમ અર્પ્યો છે, નાનપણથી જ આપ્યો છે. દરેક જાતે અને દરેક ધર્મે મને હિંમત આપી છે. શ્યામને સર્વેએ પ્રેમામૃત પાયું છે; પણ શ્યામ એનો બદલો શી રીતે વાળી શકવાનો!

શ્યામ કંઈ આપી શકે એમ નથી. શ્યામના હૃદયમાં સર્વ લોકો માટે ખૂબ કૃતજ્ઞતા છે. કોઈને શ્યામ ભૂલી શક્યો નથી એ નાનપણનો અહમદ આજે ક્યાં હશે? એ પ્રસંગને આજે વીસેક વર્ષ થયાં. એ ગમે ત્યાં હોય ને! મારા જીવનમાં તો એ અમર થઈ ગયો છે

સાને]

અનુ૦ મૂળશંકર પાધ્યા

●

## કિરણ

સાગર ઘેરાં ગીતો ગાતો
ને વાયુ ધસમસતો ધાતો
સૂરજ ધરની છેડે જાતો
ને આવે અંધારી રાત!

ઝંખે ભક્ત અનુભૂતિ માટે
ને માછીડા તારક માટે
ને જિજ્ઞાસુ જ્યોતિ માટે
મારે એક કિરણની વાત!

પ્રભાશંકર ત્રિવેદી

# યાદ જલદી કેમ રહે?

[ આ મનનીય લેખના લેખક શ્રી. મનીશચંદ્ર દેસાઈના બે લેખો અમે અગાઉ 'કિશોર'માં પ્રસિદ્ધ કર્યા છે. તેઓ હજી ગુજરાતને પૂરા પરિચિત નથી. તેઓ બાલકેળવણીમાં ખૂબ જ રસ લે છે અને સારા અભ્યાસી છે. તેઓ બૉમ્બે ટ્યુટોરિયલ કૉલેજના પ્રિન્સીપાલ છે. આ કૉલેજ ખાસ કરીને જ્યુનિયર અને કેમ્બ્રિજ સ્કૂલ સર્ટિફિકેટની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરે છે. તે ઉપરાંત, આઈ. સી. એસ. તેમજ બીજી હરીફાઈની પરીક્ષાઓ (competitive examinations) માટે કૉલેજ શિક્ષણ આપે છે. આથી આ લેખના વિષયના તેઓ કેટલા અધિકારી લેખક છે તેની પ્રતીતિ થાય છે.

વળી, તેઓ અનેક બાલપ્રવૃત્તિઓમાં પણ ખૂબ રસ લે છે. મુંબઈ ઇલાકાની બાલકન જી બારી. એટલે અખિલ ભારત બાલક સંઘની શાખાના તેઓ મંત્રી છે. આથી તેમને ૫ થી ૧૫ વર્ષનાં અનેક બાળકોના સંસર્ગમાં આવવાનું પ્રાપ્ત થયું છે. તેઓ માનસશાસ્ત્રના પણ સારા અભ્યાસી છે. આશા છે કે 'કિશોર'ના વાચકો આ લેખ રસપૂર્વક વાંચશે. —તંત્રી ]

કહેવાય છે કે લૉર્ડ મૅકોલેની સ્મરણશક્તિ એટલી સારી હતી કે એક વખત વાંચવાથી એને યાદ રહી જતું હતું. આવી યાદશક્તિ વિદ્યાર્થીઓને કેટલી કામ લાગે!

અષ્ટાવધાનીઓ આઠ ઠેકાણે ધ્યાન આપી શકે છે, અને ત્યાં શું થાય છે તે યાદ રાખી શકે છે. હેરી કર્ડન નામનો એક યુરોપિયન નીચેની ક્રિયાઓ એક સાથે કરી શકે છે: એક વર્તમાનપત્ર વાંચવું, નીચેથી ઉપર અને ઊંધી દિશામાં લખવું, અમુક સંખ્યાઓનો સરવાળો કરવો, અને તેર આંકડાની એક સંખ્યાને બીજી એક સંખ્યાએ ભાગવી. આ એક મનનો ચમત્કાર જ કહેવાય!

સારી સ્મરણશક્તિની જરૂરિયાત ઘણી જ છે. ડૉ. રોગર્સ કહે છે તે પ્રમાણે, મન વિનાનો માણસ અથવા સ્મરણશક્તિ વિનાનું મન તે પાણી વિનાની નદી જેવાં છે. ભૂલી જવાથી ઘણાં નુકસાનો થાય છે. એક વેપારીને ચાર વાગે અમુક ઠેકાણે ઘણા અગત્યના કામસર મળવા જવાનું હતું. પણ દોઢ વાગે એને કોઈ મળવા આવ્યું અને એની વાતમાં એને એટલો બધો રસ પડી ગયો કે તે ત્યાં ચાર વાગે જવાનું ભૂલી ગયો. આથી હજારો રૂપિયા કમાવાની એને તક હતી તે તેણે ખોઈ.

યાદશક્તિ આટલી ઉપયોગી શક્તિ છે એટલે એ સારી રીતે કેળવવા પ્રયત્ન કરવો જોઈએ. ઘણા એમ માને છે કે સ્મરણશક્તિ એ કુદરતી શક્તિ છે અને એ સુધરી શકે નહિ. રોગર્સ નામના એક દાક્તર એવો દાવો કરે છે કે એણે એવી ગોળીઓ શોધી છે કે જેથી યાદશક્તિ સુધરે. આ બન્ને શંકાસ્પદ હોય, પણ એટલું તો ખરું કે જેમ કસરત કરવાથી શરીરના સ્નાયુઓ કેળવાય છે તેમ અમુક જાતની માનસિક કસરતો કરવાથી યાદશક્તિ પણ ખીલી શકે.

યાદશક્તિ સુધારવા માટે પ્રથમ આપણે એનું પૃથક્કરણ કરવું જોઈએ. એ કેવી રીતે કામ કરે છે તે સમજવા આપણે એક ઉદાહરણ લઈએ. એક ઇતિહાસના શિક્ષક પ્લાસીનું યુદ્ધ સમજાવે છે. અને પછી તે કઈ સાલમાં થયું તે વિદ્યાર્થીઓને પૂછે છે. એક છોકરાને આવડતું જ નથી. બીજાને પૂછે છે, ત્યારે શિક્ષકને થોડી મદદ કરવી પડે છે. શિક્ષક પૂછે છે, "કઈ સાલમાં પ્લાસીનું યુદ્ધ થયું? સત્તરસેં ને...?" એટલે એ વિદ્યાર્થી જવાબ આપે છે, "સત્તરસેં ને સત્તાવન." બીજા એક છોકરાને કોઈ પણ જાતની મદદ કર્યા વિના એ સાલ બરાબર યાદ રહે છે.

'ગુરુજી શીખવે એકી રીતે ગુણી જાડ એકને,' છતાં આ પ્રમાણે યાદ રાખવામાં કેમ વિદ્યાર્થીઓમાં ફેર કેમ પડ્યો?

કોઈ પણ હકીકત યાદ કરવામાં ત્રણ ક્રિયાઓની જરૂર પડે છે : ગ્રહણ, સંસ્મરણ અને ઓળખ (recognition). જે વિદ્યાર્થીને પ્લાસીના યુદ્ધની સાલ યાદ રહી નહોતી તેણે એ ગ્રહણ જ કરી નહોતી. જેને શિક્ષકની મદદની જરૂર પડી તેણે તે હકીકત ગ્રહણ કરી હતી, અને એનું એને સંસ્મરણ પણ હતું, પણ પૂરતી ઓળખ નહોતી. જ્યારે શિક્ષકે એને મદદ કરી કે જે સાલ એને યાદ છે તે પ્લાસીના યુદ્ધની જ છે, ત્યારે તેને તે વિષે પૂરી ખાતરી થઈ. જે વિદ્યાર્થીને પૂરેપૂરું આવડતું હતું તેણે ત્રણે ક્રિયાઓમાં નિપુણતા મેળવી હતી.

આ ઉપરથી જણાશે કે જો યાદશક્તિ કેળવવી હોય તો ઉપરની ત્રણે ક્રિયાઓ પર ધ્યાન આપવું જોઈએ. જો એમાંથી કોઈમાં પણ ગફલત થાય તો યાદ ન રહે. ત્રણે પરિપૂર્ણ હોવી જોઈએ.

જ્યારે કોઈ પણ હકીકત આપણે સાંભળીએ છીએ કે જોઈએ છીએ ત્યારે તે આપણા મન ઉપર છાપ પાડે છે. લૉક ( Locke ) નામના તત્ત્વજ્ઞાનીએ મનને મીણના ચોસલાની ઉપમા આપી છે. જેમ મીણ ઉપર સહેલાઈથી અક્ષરો કોતરી શકાય છે તેમ મન ઉપર દરેક વસ્તુની છાપ પડે છે. અથવા તો, આપણે મનને ફોટોગ્રાફ લેવાના કૅમેરાની ઉપમા આપી શકીએ. કૅમેરામાં સારું ચિત્ર લેવું હોય તો પ્રકાશ સારો જોઈએ, અને કૅમેરાની ફિલ્મ પણ સારી જોઈએ. તે જ પ્રમાણે, જો કોઈ વસ્તુ આપણે સારી રીતે યાદ રાખવી હોય, તો તેની મન ઉપર ઊંડી છાપ પડવી જોઈએ, અને મનથી તે સારી રીતે ગ્રહણ થવી જોઈએ.

યાદશક્તિ કેળવવા માટે ફરી ફરીને વાંચી જવું અથવા બોલી જવું એ બહુ ઉપયોગી છે. જેમ કોઈ અક્ષર ઘૂંટવાથી વધારે જાડો બને છે તેમ પુનરાવર્તનથી દરેક હકીકતની મન પર વધારે ઊંડી છાપ પડે છે. જો સમજ્યા વિના ગોખ્યું હોય તો માત્ર પોપટિયું જ્ઞાન આવે છે, પણ સમજીને પુનરાવર્તન કર્યું હોય તો સારું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

વળી, મોટેથી વાંચવાથી વધારે સારી રીતે યાદ રહે છે, કારણકે તેમ કરવાથી કાન અને આંખ એ બન્ને ઇંદ્રિયો દ્વારા જ્ઞાન મળે છે. આ જ કારણથી નાનપણમાં વિદ્યાર્થીને શિક્ષક પર ઘણો આધાર રાખવો પડે છે. પણ, મોટપણમાં તે એકલો વાંચી શકે છે. મોટેથી વાંચવામાં એક એ ભય રહે છે ખરો, કે લખાણના અર્થ કરતાં બોલવાના ઉચ્ચાર તરફ થોડું ધ્યાન ખેંચાય; પણ, મનમાં વાંચવાથી મન ગૂંચવાઈ જવાનો ભય વધારે મોટો છે, એટલે વિદ્યાર્થીઓએ—ખાસ કરીને, નાના વિદ્યાર્થીઓએ—મોટેથી વાંચવાની ટેવ રાખવી જોઈએ.

સારી રીતે યાદ રાખવા માટે લક્ષ રાખીને વાંચવાની ટેવ પાડવી જોઈએ. ખાસ કરીને, અંગ્રેજી જોડણી સુધારવા માટે બધા જ શબ્દો બહુ ઝીણવટથી વાંચવા જોઈએ. ગુજરાતી શબ્દો પણ ઝીણવટથી તપાસ્યા હોય તો તે લખવામાં ભૂલ ઓછી થાય. ઘણાને ખબર નહિ હોય કે 'અસ્ત્ર' માં 'ત્' છે, પણ 'સહસ્ર'માં નથી. તેમજ 'તત્ત્વ'માં બે અડધા 'ત્' છે તે ઉપર ઘણાનું ધ્યાન નહિ ગયું હોય.

વાંચેલી હકીકત તાજી કરવા માટે ફરીફરી યાદ કરવાનો મહાવરો રાખવો જોઈએ ખાસ કરીને, ઇતિહાસ જેવા વિષયમાં વાંચેલું ફરી યાદ કરી જવાની બહુ જ જરૂર છે. માટે સારો નિયમ એ છે કે દરેક પેરેગ્રાફ વાંચ્યા પછી તે પર મનન કરી જવું અને એમાં શું આવ્યું છે તે મનમાં બોલી જવું. આમ કરવાથી વાંચ્યું હોય તે જલદી તાજું કરવાનો મહાવરો પડે છે. આવી ટેવ પરીક્ષામાં ઘણી જ કામ લાગે છે. તમારામાં જ્ઞાન ગમે તેટલું હોય, પણ જો તે કાગળ પર ન લખી શકો તો તે નકામું છે. જેમ 'વ્હાઈટવે લેઈડલો' જેવી મોટી દુકાનોવાળા પોતાના માલનું પ્રદર્શન કરે છે તે જ પ્રમાણે દરેક વિદ્યાર્થીને એના જ્ઞાનનો ભંડાળ પરીક્ષકને બતાવી દેવાનો હોય છે. સંસ્કૃત શ્લોકમાં છે તેમ:—

पुस्तकस्था तु या विद्या परहस्तगतं धनम् ।
कार्यकाल समुत्पन्ने न सा विद्या न तद्धनम् ॥

માટે દરેક વિદ્યાર્થીને જ્ઞાન સંપાદન કરવાની જ નહિ પણ પ્રદર્શિત કરવાની કળા પણ આવડવી જોઈએ.

આ ઉપરથી જણાશે કે અભ્યાસ કરવા માટે નીચેની પદ્ધતિ બહુ અનુકૂળ છે. જે વિષય નિશાળમાં લેવાવાનો હોય તે પ્રથમ થોડોઘણો ઘેરથી વાંચી જવો કે જેથી નિશાળમાં બરોબર સમજણ પડે. નિશાળમાં ધ્યાન આપ્યાથી તે એવડો સારી રીતે સમજાય. પછી, ઘેર આવ્યા પછી તે જ દિવસે અથવા બીજે દિવસે તેનું પુનરાવર્તન કરી જવું. આ પ્રમાણે ત્રણ વાર અભ્યાસ કરવાથી* વિષય જલદી આવડી જાય છે.

સારી રીતે યાદ રાખવા માટે પદ્ધતિસર વાંચવું જોઈએ. કોઈ વર્તમાનપત્રમાં ક્રિકેટ વિષેનો એક લેખ વાંચ્યા પછી તરત જ સિનેમા—જગતનું પાનું વાંચીએ તો ક્રિકેટ વિષેનો લેખ બિલકુલ યાદ ન રહે. જો તે લેખની હકીકતો યાદ રાખવી હોય તો તેની પહેલાંના તે વિષેના જ્ઞાનની સાથે એ લેખમાંની હકીકતો જોડી દેવી જોઈએ. આ પ્રમાણે અમુક વિચારોની સાંકળ બનાવી દઈએ તો તે ન તૂટે. વ્યવસ્થિત રીતે જોડાયેલી બિનાઓ યાદ રહે છે, અવ્યવસ્થિત જ્ઞાન ભૂલાઈ જવાય છે.

તમારા ઓરડામાં વસ્તુઓ ગમે તેમ પડી હોય તો તેમાંથી અમુક વસ્તુ શોધવી અઘરી પડે છે, પણ દરેક બરોબર રીતે પોતપોતાના જુદા જુદા ખાનામાં ગોઠવાયેલી હોય તો કોઈ પણ વસ્તુ જલદી જડે છે. તે જ પ્રમાણે મનમાં પણ ખાનાં કરી રાખવાં, અને દરેક ખાનામાં અમુક બાબતની જ હકીકતો સંઘરવી. આમ કરવાથી ધારેલી હકીકતો ધારેલે વખતે સંભારી શકાય છે. આવી પદ્ધતિ ન રાખી હોય તો ક્લાઈવની રાજનીતિ પૂછી હોય ત્યાં વોરન હેસ્ટિંગ્સની રાજનીતિ લખી જવાય અને પરીક્ષામાં નિષ્ફળતા જ મળે.

કેટલાક વિષયો લખવાથી જલદી યાદ રહી જાય છે. ખાસ કરીને, જેનાથી વિષયમાં મન પરોવાતું ન હોય તેવા માટે લખવાનું ઘણું જરૂરી છે, કારણકે તેમ કરવાથી વિષયમાં ધ્યાન ચોંટી રહે છે. બેકન કહે છે તેમ, લખવાથી માણસ ચોક્કસ બને છે. એમાં વાંચવા કરતાં વખત ઘણો વધારે જાય છે, તેથી અલબત્ત, બધા વિષયોનો એટલી ચોક્કસાઈથી અભ્યાસ ન થઈ શકે.

આપણો સામાન્ય અનુભવ છે કે જે બાબતમાં આપણને રસ છે તે આપણને જલદી યાદ રહે છે. તાવ હોય છે ત્યાંસુધી દવા પીવાની યાદ રહે છે, પણ તાવ જાય છે ત્યાર પછી દવા પીવાની હોય છે તે યાદ રહેતી નથી. નાનાં બાળકોને આંક યાદ રહેતા નથી, પણ પરીની વાર્તાઓ જલદી યાદ રહે છે.

એક માણસે લખ્યું હતું કે એની જિંદગીના ત્રણ અનુભવો એને સૌથી વધારે યાદ છે: એની નજર સામે એક મિત્રનું ડૂબી જવું; એક પર્વત પરનો અદ્ભુત દેખાવ; અને ખગોળશાળામાં દૂરબિનમાંથી આકાશનું નિરીક્ષણ.

આનું કારણ એ છે કે જે બાબતમાં આપણને રસ હોય છે તેમાં આપણું ધ્યાન રહે છે અને તેથી આપણા મનની બધી શક્તિઓ એ બાબત સમજવા અને યાદ રાખવા પ્રયત્ન કરે છે. દાખલા તરીકે, કોઈ ક્રિકેટ રમનારને શિક્ષણના વિષયમાં રસ ન હોય અને તે યાદ ન રહે; પણ એને પચરંગી મેચના બધા હેવાલો યાદ હશે: કયા વર્ષમાં કોણ ચેમ્પિયન થયું, કોણે ક્યારે સેન્ચ્યુરી કરી અને કયા બોલરે કેટલી વિકેટ લીધી એ બધી માહિતી એને સંપૂર્ણ યાદ હશે. પચરંગી મેચના વીસ હજાર પ્રેક્ષકો કેટલા રસપૂર્વક મેચ જુએ છે! ક્રિકેટ રમનારાઓ દૂર હોય છે અને નાના દેખાય છે તો પણ બોલની પીચ ક્યાં પડી, ક્યાં બ્રેક થયો અને કઈ સ્ટમ્પ કેવી રીતે ઊડી ગઈ એ બધું ધારી ધારીને પ્રેક્ષકો તપાસે છે, અને કેટલીક વાર

અભ્યાવર્' એનો ચુકાદો આપે તે પહેલાં પ્રેક્ષકો એમની તાળીથી ચુકાદો આપી દે છે. આટલા રસપૂર્વક જે જોયું હોય તે યાદ રહ્યા વિના રહે જ નહિ.

જ્યારે કોઈ વિદ્યાર્થીને એના વિષયમાં રસ પડતો નથી ત્યારે તેમાં તે ધ્યાન આપી શકતો નથી. ધ્યાન ન દેવાથી વિષય સમજતો નથી, અને તેથી તેને તેમાં રસ પડતો નથી. આ પ્રમાણે, સાપે પૂંછડી મોંમાં લીધી હોય તેમ, અનિષ્ટનું ચક્કર થાય છે. આ ચક્કર તોડવું હોય તો અભ્યાસ કરવાના બધા વિષયોમાં રસ લેવો જોઈએ. આ રસવૃત્તિ કેળવવામાં વિદ્યાર્થી તેમજ શિક્ષકની બન્નેની જવાબદારી છે. વિદ્યાર્થીએ જાણવું જોઈએ કે બધા વિષયો સરળ હોતા નથી, અને કેટલાકમાં બહુ મહેનતની જરૂર છે. પ્રખ્યાત ફિલસૂફ અને ગણિતશાસ્ત્રી એરિસ્ટોટલે એના શિષ્ય મહાન સિકંદરને કહ્યું હતું કે ભૂમિતિ શીખવાનો કોઈ બાદશાહી રસ્તો નથી. એક પ્રખ્યાત લેખકે વિલક્ષણ બુદ્ધિની એવી વ્યાખ્યા આપી છે કે તે મહેનત કરવાની અગાધ શક્તિ છે.

જેમ વિદ્યાર્થીની મહેનત કરવાની ફરજ છે તેમ શિક્ષકની ફરજ છે કે એ મહેનત જેમ બને તેમ ઓછી કરવી. કેટલાક શિક્ષકો બહુ જ કંટાળા ભરેલી રીતે શીખવે છે, અને ઇતિહાસ ભૂગોળ જેવા વિષયો ગોખાવે છે. આથી માત્ર પોપટિયું જ્ઞાન આવે છે. એક વિદ્યાર્થીએ પરીક્ષામાં એક સવાલનો જવાબ આપતાં લખ્યું હતું, "આ પ્રમાણે મરાઠા રાજ્યની પડતી થઈ અને એનો હેવાલ હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે."

વિદ્યાર્થીને વિષય સરળ કરી આપવા માટે શિક્ષકે વિદ્યાર્થી જાણતો હોય એ હકીકતથી શરૂ કરીને એને નવી બાબતનું જ્ઞાન આપવું જોઈએ. દાખલા તરીકે, ગામની ભૂગોળથી શરૂઆત કરીને વધારે વિસ્તારની ભૂગોળ શીખવવી જોઈએ. વળી શિક્ષકે શિષ્યમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ. બીજગણિતમાં સમકાલિક સમીકરણો શીખવતાં પહેલાં જો શિક્ષક દલપતરામનું 'પક્ષી સાત ને પાંચ પાણું' ઉખાણું પૂછે, તો વિદ્યાર્થીઓને સહજ જિજ્ઞાસા થાય અને એ વિષય સમજવો સહેલો પડે. ત્રિકોણમિતિ શીખવવા પર્વત પર ચડ્યા વિના એની ઊંચાઈ કેવી રીતે કઢાય એ પ્રશ્ન પૂછ્યો હોય તો એનો જવાબ આપતાં જ ત્રિકોણમિતિના સિદ્ધાંતો સમજાતી થવાય. વિજ્ઞાનમાં જેમ વધારે પ્રયોગો બતાવ્યા હોય તેમ તે વિષય વધારે રસમય બને છે, અને સામાન્ય રીતે એના પર શુષ્કતાનો આરોપ મૂકવામાં આવે છે તે ન રહે.

હવે યાદ રાખવાના કેટલાક સહેલા ઉપાયો છે તે તપાસીએ. નીચેના શબ્દો માત્ર એક જ વાર વાંચીને યાદ રાખવાનો પ્રયત્ન કરો:

૧ ધોળું ૨ પીળું ૩ સોનું ૪ મોંઘું ૫ સોંઘું ૬ કાગળ ૭ ટપાલ ૮ રેલવે ૯ લોઢું ૧૦ જમશેદપુર.

આ શબ્દોમાં જો નીચેના સંબંધો યાદ રાખશો તો શબ્દો જલદી યાદ રહેશે:

ધોળું રંગનું નામ છે, તે જ પ્રમાણે પીળું એ રંગનું નામ છે. પીળી ધાતુ સોનું છે. સોના સાથે એની કિંમત યાદ આવે છે—સોનું મોંઘું છે. મોંઘાથી વિરુદ્ધનું વિશેષણ સોંઘું છે. બહુ સોંઘી વસ્તુ કાગળ છે. કાગળનો બીજો અર્થ ટપાલમાં મોકલેલો કાગળ થાય છે. તે ઉપરથી ટપાલ યાદ આવે છે. ઘણીખરી ટપાલ રેલવે મારફત જાય છે, એટલે તે ઉપરથી રેલવે યાદ આવે છે. વળી રેલવેના પાટા લોઢાના બનેલા હોય છે, અને હિંદુસ્તાનમાં લોઢાનું મોટું કારખાનું જમશેદપુરમાં છે.

આ જ સંકલિત વિચારોના સિદ્ધાંતથી બાળકોને 'કોડ, કોડ, ચણો આપ' અથવા 'સુવો, સુવો બાબારે ઘેવર આવ્યા' અથવા 'ખાઉં કોડીમડું બાડુ, બાડુ' જેવાં બાળગીતો જલદી યાદ રહી જાય છે.

ઐતિહાસિક બનાવોની સાલો કેટલીક વાર સાઈથી યાદ રાખી શકાય છે. 'સત્તર પંચાં પાશી' એટલે ૧૭૮૫માં વોરન હેસ્ટિંગ્સે હિંદુસ્તાન 'ઓગણીસ તરી સત્તાવન' એટલે ૧૯૫૭ ાંથી સો બાદ કરીએ તો ૧૮૫૭ એટલે વિપ્લવનું આવશે. એમાંથી બીજા સો બાદ કરીએ તો ૧૭૫૭ જે પ્લાસીના યુદ્ધનું વર્ષ છે. ઈ. સ. ૧૬૦૦માં ઇન્ડિયા કંપની સ્થપાઇ એ વર્ષ તો જલદી રહે એવું છે. નવલરામની 'ઇતિહાસની રસી' વાળી કવિતા પરથી ઘણું જાણવાનું મળે, એ ઇતિહાસની વિગતો સહેલાઈથી યાદ રહો અંગ્રેજી ઇતિહાસમાં એકડા પછી ત્રણ છગડા એવું વર્ષ ૧૬૬૬નું છે, જે વર્ષમાં લંડનમાં આગ થઈ હતી. એ આગમાં ઘણું નુકસાન પણ સાથે સાથે ઘણાં પ્લેગનાં જંતુઓ બળી , એટલે પ્લેગની સાલ ૧૬૬૫ની છે. એ જ ાની શરૂઆતમાં બીજો ચાર્લ્સ ગાદીએ બેઠો, લે તે સાલ ૧૬૬૦ની છે.

કેટલાક આંકડા યાદ રાખવા માટે પણ યુક્તિઓ દાખલા તરીકે, ૧૫૨૨૦૭ × ૭૩=૧૧૧૧૧૧૧૧. યાદ રાખવું હોય તો 'પંદર બાવીસ સુન ને , તેના કરો એકડા આઠ' એમ બોલવાથી દી યાદ રહે. તેજની ગતિ સેકંડે ૧,૮૬,૦૦૦ લ છે તે યાદ રાખવા માટે કવિ દલપતરામની ની લીટીઓ ઉપયોગી છે:

કંડમાં મૈલ ઘણા કપાય,
જે લાખ ને છયાસી હજાર થાય.'

ભૂગોળના વિષયમાં પણ વિગતો યાદ રાખવા કેટલીક યુક્તિઓ છે. ઘાસતેલના ડબ્બા પર વા પેટ્રોલના પમ્પ પર બ્રહ્મદેશનું નામ લખ્યું છે તે ઉપરથી બ્રહ્મદેશમાં ઘાસતેલની ખાણો છે તે રહે. ચાના ડબ્બા પર નીલગિરિનું નામ હોય એટલે ત્યાં સારી ચા થતી હોવી જોઈએ. રાતની ભૂગોળ યાદ રાખવા માટે નવલરામનો ાએ ગુજરાતે રે' એ ગરબો ઠીક ઉપયોગી હિંદુસ્તાનની નદીઓ યાદ રાખવા માટે,

"ગંગા, સિંધુ, સરસ્વતી, ચ યમુના, ગોદાવરી, નર્મદા" એ શ્લોક મદદરૂપ થઈ પડે.

જ્યારે છાપવાની કળા શોધાઈ નહોતી, ત્યારે બધું જ યાદ રાખવું પડતું હતું. તેથી સંસ્કૃતમાં સૂત્ર કે શ્લોકરૂપે ઘણાં શાસ્ત્રો લખાતાં. પ્રખ્યાત વ્યાકરણકાર પાણિનિએ આખું સંસ્કૃતનું વ્યાકરણ નાનાં સૂત્રોમાં લખ્યું છે. જૂના વખતમાં ગણિત જેવા વિષયો પણ શ્લોકમાં લખાતા. ભાસ્કરાચાર્યનો 'લીલાવતી'નો પ્રખ્યાત ગ્રંથ શ્લોકોમાં જ લખાયેલો છે. કદાચ, આખી દુનિયામાં એકલા હિંદુસ્તાનમાં જ આ પ્રમાણે ગણિતશાસ્ત્ર પદ્યમાં લખાયું હશે!

કેટલાકને—ખાસ કરીને વેપારીઓ, વકીલો વગેરેને,—ઘણા માણસોના સંસર્ગમાં આવવાનું બને છે, અને તેઓને ઘણાંનાં નામ તથા મોઢાં યાદ રાખવાનાં હોય છે. મોં યાદ રાખવા માટે તે પરનાં ખાસ ચિહ્ન કયાં છે તેનું નિરીક્ષણ કરવું જોઈએ. કોઈની આંખ માંજરી હોય અથવા નાક પોપટિયું હોય અથવા ગાલ પર ચાઠાં હોય તો તે પર લક્ષ આપવું જોઈએ. લોકોનાં નામ યાદ રાખવા માટે તે લખવાં જોઈએ. જ્યારે તમને કોઈનું નામ યાદ ન આવતું હોય ત્યારે તમે વિચાર કરશો તો જણાશે કે તમે એનું નામ કોઈ કાગળમાં લખ્યું નહિ હોય. માત્ર સાંભળવાથી જે નામ યાદ ન રહે તો તે લખવાં જોઈએ.

ઉપર લખેલા સિદ્ધાંતો અનુસરવાથી યાદશકિત ઘણી ખીલી શકે. અહીંઆ તો માત્ર પદ્ધતિ બતાવી છે, પણ જેણે તે અનુસરવી હોય તેણે પોતાને અનુકૂળ હોય એવી યુકિતઓ એ ઉપરથી બનાવી લેવી. દાખલા તરીકે, જેણે મનની ગ્રહણશકિત ખીલવવા મન પર ઊંડી છાપ પાડવાની શકિત ખીલવવી હોય તેણે અવલોકન શકિત ખીલવવી જોઈએ, અને તેટલા માટે જુદી જુદી જાતનાં પાંદડાં પરથી ઝાડ ઓળખતાં શીખવું જોઈએ. સંકલિત વિચાર-

[ વધુ માટે જુઓ પાનું ૨૪

# એ રેડિયમ કેવુંક હશે

ઠુચુક ઠુચુક કરતી એક ડોસી લાકડીને ટેકે વૉરસો નગરની એક શેરીમાં નીચી નમીને ચાલતી હતી. સામેથી બેચાર છોકરીઓ દોડતી આવતી હતી. એમાંની એક વાંકડિયાં ઝુલફાં ઝુલાવતી નીચું ઘાલીને ડોસીના પેટમાં અથડાઈ પડી ને અથડાઈને પેટ પંપાળતી ડોસી સામે ખસિયાણી પડીને જોઈ રહી. ડોસી પણ એના તરફ જોઈ રહી.

"માજી, શું બોલતાં'તાં?" છોકરી ડોસીને હસતી જોઈને આંખોના ડોળા ઘુમાવતી બોલી.

"તને દીકરી!" ડોસીએ છોકરીને મોઢામાં દબાવી દીધી અને ઉમેર્યું, "તારું કપાળ શોધ્યું જડે એવું નથી. તારો હાથ લાવ, જોઉં."

છોકરીએ હાથ ધર્યો.

"અલી, માન્જા, ચાલ આવતી હોય તો. એ તો જીપ્સી છે, જીપ્સી. તને આખી ને આખી ગજવામાં ઘાલીને ચાલતી થશે." માન્જા ને બે દોસ્તોએ એનો બીજો હાથ ખેંચ્યો.

"હું ડોસી મા!" માન્જાએ હસતી આંખો વૃદ્ધા પર ઠારી દીધી.

"ઓ, મારી માડી, શા રેખાઓ ભરી છે:" ડોસીની દાઢી ડગડગી ઊઠી.

"માન્જા રાણી થશે! હું માડી!" બીજી એએ માન્જાના હાથમાં મોઢું ઘાલ્યું, અને માન્જાની આસપાસ નાચતી કૂદી ઊઠી, "માન્જા રાણી, માન્જા રાણી."

"તો રાજા હું બનવાની," એમાંથી એક છોકરીએ જીપ્સી ડોસીની આંખ સુધી હથેળી ધરી દીધી.

"ના, હું!" બીજીએ પડતું નાખ્યું.

વૃદ્ધ જીપ્સી ડોસી એક ઘડી વાર માન્જાના માથા તરફ અહોભાવથી જોઈ રહી અને પછી પોતાનું વૃદ્ધ માથું હલાવતી ચાલતી થઈ.

•

પ્રોફેસર સ્ક્લોડોવ્સ્કિની લાડકી દીકરી માન્જાનો આજે નવેમ્બરની ૭મીએ જન્મ દિવસ હતો. ૧૮૬૭ની સાલમાં એ જન્મ્યા પછી આજે એની ૮મી વરસ ગાંઠ ઉજવાતી હતી. એ એની દોસ્તો સાથે ઉતાવળી ઘર તરફ દોડતી જતી હતી.

"'તારી બાને કહેજો રે," એકે માન્જાનો હાથ પિંજતાં કહ્યું, "કે માન્જા તો રાણી થવાની છે!"

"ના, ના," માન્જાએ ગંભીર થઈને ધીમેથી વાત કરવા માંડી, "છે ને, તે છે ને, બાપા વિજ્ઞાનના પ્રોફેસર છે એટલે હું તો વૈજ્ઞાનિક થવાની."

"લે, વૈજ્ઞાનિક થવાની! છોકરીઓ તે વૈજ્ઞાનિક થતી હશે કે!"

"પણ હું મોટી થઈશ તો...," માન્જાએ બન્ને આંખો ઉછાળીને કહ્યું.

"તે શું બાયડી થઈ જવાની! છોકરીઓ બધી બાયડીઓ થાય ને છોકરાઓ બધા બાપડાઓ થાય, ખબર છે કે!" બીજીએ પોતાનું જ્ઞાન ગંભીરતાથી રજૂ કર્યું.

"તે ભલે, પણ હું તો થઈશ." માન્જાએ જરાક ચિડાઈને ભાર દીધો.

"શું?"

"વૈજ્ઞાનિક. બા ને બાપા બન્ને કહે છે, ખબર છે!"

"માન્જા, માન્જા..." એકાએક એકે ચીસ પાડી ને પાછળ નાજુક હાથ લંબાવ્યો.

માન્જાએ પાછળ જોયું ને બીધેલી બોલી,

"કોસેક, બાપ રે બાપ...ઝારના જમડા!" ત્રણે છોકરીઓ દોડી અને રસ્તા પરના માન્જાના ઘરમાં

પહોંચી ગઈ. પછી ઝરૂખામાં લટકીને જોઈ રહી.

"માળા, રશિયામાંથી રાજ કરવા આવ્યા છે, ખબર છે !" મારજા બીજી બેને સમજાવતી હતી. "બા કહે કે જ્યારે હું જન્મી ય નહોતી ત્યારે કોસેક આવેલા, આપણે ત્યાં પોલેન્ડમાં, ને આપણે ત્યાં જુવાનોની કતલ કરી નાખેલી."

"ત્યારે તું જન્મી ય નહોતી !" બીજીએ અજ-યબી દેખાડી.

"ના," મારજાએ માથું હલાવ્યું.

"ને, હું !"

"તે હું શું જાણું ? તારી બા જાણે !"

"વોય વોય મારજા, મહારાણી !" આ વાતમાં રસ નહિ પડવાથી આ બન્નેની વાત સાંભળી ત્રીજી છોકરીએ મારજાને જોરથી ખેંચી અને કહ્યું, "બા, બૂમ પાડે છે." ત્રણે દીવાનખાનામાં દોડી ગઈ.

*

પછી મારજા નિશાળમાં ભણી રહી અને ક્રેકોની વિદ્યાપીઠમાં આગળ ભણવા ગઈ ત્યારે જુવાન થઈ ગઈ હતી અને નાનપણની એની પેલી બન્ને બેનપણીઓને ભૂલી ગઈ હતી.

"શો વિષય લેશો ?" મારજાને ક્રેકો વિદ્યા-પીઠનો અધ્યાપક પૂછતો હતો.

"વિજ્ઞાન."

"વિજ્ઞાન ?" અધ્યાપક જોઈ રહ્યો. અને બોલ્યોઃ "સ્ત્રી થઈને વિજ્ઞાન !"

"સ્ત્રીને માથું નથી ? માથામાં બુદ્ધિ નથી ? અને બુદ્ધિમાં શોધ નથી શું !"

"પણ સ્ત્રીઓને માટે વિજ્ઞાન લેવાની અમારી વિદ્યાપીઠમાં મનાઈ છે. રાંધવાનું વિજ્ઞાન શીખો." વિદ્યાપીઠનો વડો ડોક વચકાવીને બોલ્યો, અને ઉમેર્યું, "તો ક્યાં જશો ?"

"જે વિદ્યાપીઠ છોકરીઓને વિજ્ઞાન શીખવતી હશે ત્યાં." મારજા મક્કમતાથી બોલી.

"પણ તે ક્યાં ?"

"ઇંગ્લેંડમાં."

"ઇંગ્લેંડમાં શું શીખશો ?"

"ડોક્ટરનું."

પાછો ક્રેકોની વિદ્યાપીઠનો વડો ખડખડાટ હસી પડયો.

"કેમ ?" મારજા જોઈ રહી.

"ત્યાં અંગ્રેજ બાયડીઓને ડોક્ટરી કારીગરીઓ લેવાની મનાઈ છે. જો વિજ્ઞાનનો ખપ હોય તો પેરિસ જાઓ. પેરિસના વડાઓએ ફ્રેંચ નારીઓને એ છૂટ આપવા માંડી છે અને તેથી તો યુરોપની સુધરેલી સ્ત્રીઓ પેરિસ પહોંચે છે."

૧૮૮૮ની સાલમાં મારજાએ પેરિસમાં એક ઘરના ચોથા મજલાની એક ઓરડી રાખી અને સોરબોન વિદ્યાપીઠમાં ભણવા માંડ્યું. મારજા માથા પર મૂકીને કોલસા ચોથે માળ ચડાવતી, પાણીની માટલી ભરતી, ખાણા માટે ખીચડી રાંધતી ને મોડી રાત સુધી માથું ધુણાવતી વિજ્ઞાન વાંચતી. સ્ત્રીઓ એની ઘણી વાતો કરતી હતી કે બાયડીની જાત ને વળી એને આ લપ શી વળગી છે, વિજ્ઞાનની ! ભણતાં ભણતાં એને એક વિજ્ઞાન ભણતો ભાઈબંધ જડયો. બન્ને વિજ્ઞાનના પ્રયોગોમાંથી પરવારે ત્યારે એકબીજાની આંખમાં જોતાં, એકબીજા તરફ હસતાં, એક બીજાની સાથે મીઠી મીઠી વાતો કરતાં.

વિદ્યાપીઠમાં વાત ચાલી કે પીએરી કયુરી અને મારજા પ્રેમ કરે છે.

૧૮૯૫ની સાલમાં પ્રેમીઓ પરણી પડ્યાં, અને મારજા મેડમ કયુરી બની.

*

ત્યારે વિજ્ઞાનના એક વિચિત્ર વક્તાને દુનિયા આખી ડોળા કાઢીને સાંભળી રહી. વૈજ્ઞાનિકો વિજ્ઞાનનો વિજય નિરખી રહ્યા. રોન્ટજેને એક જાતનાં કિરણ શોધી કાઢયાં ને તે કિરણ એકસ-કિરણ કહેવાયાં

ત્યારે મી. ક્યુરી મહાશય અને શ્રીમતી ક્યુરી મહાશયા પ્રયોગશાળામાં ગરકાવ થઈને વિજ્ઞાનની અજાયબી દેખતાં હતાં. પેલાં એક્સ–કિરણો તિજોરીમાં આરપાર ઊતરી જઈને સિક્કા ગતાવતાં હતાં, ખૂટની અંદર મારેલી ચૂંકો દેખાડતાં હતાં. હાથની અંદરનાં હાડકાં અને છાતી નીચેની પાંસળીઓ પણ શરમ છોડીને માણસની આંખને આરપાર ઉતારી દેતી. વિજ્ઞાનની વાત તાજુબ થઈને સૌ કોઈ સાંભળી રહ્યું હતું.

ત્યારે મેડમ ક્યુરી એની પ્રયોગશાળામાં એના સાથીના સાથમાં આંખો અંજાઈ જાય ત્યાં સુધી, ડોક દુઃખી જાય ત્યાં સુધી, કંઈક શોધતી હતી.

એને એ કંઈક જડયુઃ એણે તેને યુરેનિયમ કહ્યું.

એને વળી બીજું કંઈક જડયુંઃ તેને એણે રેડિયમ કહ્યું.

૧૯૨૧ની સાલમાં ક્યુરીએ શોધ્યું ને અમેરિકાની સ્ત્રીઓએ એનું ગાંધિયું એને તૈયાર કરી આપ્યું. મેડમ ક્યુરીને ભેટ મળ્યું તે રેડિયમ હતું. એ વરસના બાળકની આંગળીના ટેરવા પર રહી શકે એટલુંએ જ હતું.

એટલા રેડિયમને તૈયાર કરતાં, ચોખ્ખું કરેલું પાણી, દશ હજાર ટન કોલસાની રાખ થઈ ગઈ હતી, અને પાંચસો ટન જેટલા બીજા રસાયણ પદાર્થો વપરાયા હતા.

એ પાણી એટલું હતું કે એક સરોવર બની જાય, એ કોલસો અને ધાતુ એટલાં બધાં હતાં કે એક મોટી ચાલીસ ડબ્બાની ગાડી માલસામાનના માર્ગો પર દોડતી થઈ જાય અને એમાં હજમ થઈ ગયેલા રસાયણ પદાર્થો એટલા બધા હતા કે તેમને રાખવા માટે જ ત્રીસ ફૂટ લાંબી, પચીસ ફૂટ પહોળી અને વીસ ફૂટ ઊંચી કોઠી બાંધવી પડે.

એ વરસના બાળકની આંગળીના ટેરવા પર રાખવા જેટલું રેડિયમ બનાવવા આ બધી વસ્તુએ ઘણી મોટી લાગે છે?

અને પૂછી દેવાય છે કે એવું તે એ રેડિયમ કેવુંક છે?

"એવું તે એ રેડિયમ કેવુંક હોય છે?"

પૂછો જ પૂછોઃ બાને પૂછો, બાપાને પૂછો અને માસ્તરને પૂછો; કોઈને પણ પૂછો કે એવું તે એ રેડિયમ કેવુંક હોય છે વારુ!

**ચંદ્રભાઈ ભટ્ટ**

અનુસંધાન પૃષ્ઠ ૨૧ ]

બાળા ઉત્પન્ન કરવાની કળા ખીલવવા ટેબલ પર રહેલી વીસ વસ્તુઓની યાદી કરી એક જ વાર વાંચી જઈને તે યાદ રાખવાની ટેવ પાડવી જોઈએ. આવી અનેક જાતની યુક્તિઓથી યાદશક્તિ ખીલશે અને મન વધારે પ્રબળ થશે.

કોઈ એમ ન માને કે એની સ્મરણશક્તિ એટલી નબળી છે કે તે સુધરી શકે જ નહિ. કુદરતી ઉપચારના હિમાયતી પ્રખ્યાત બર્નાર મેકફેડન પંડમાં રોગી હતા, પણ ખંતથી કસરત કરીને એમનો રોગ કાઢ્યો એટલું જ નહિ પણ શરીર મજબૂત બનાવ્યું. ગ્રીક વક્તા ડેમોસ્થેનિસ નાનપણમાં તોતડું બોલતો હતો. પણ દરિયા કિનારા પર જઈ મોંમાં કાંકરા મૂકીને મોજાંને સંબોધીને ભાષણો કર્યાં પછી એની વક્તૃત્વકળા ખીલી. તે જ પ્રમાણે મનને પણ કેળવીએ તે પ્રમાણે તે કેળવાય.

આશા છે કે આ લેખમાં લખેલા ઉપાયો અજમાવવાથી વિદ્યાર્થીઓ એમની યાદશક્તિ સુધારીને પરીક્ષામાં વધારે સારી રીતે ઉત્તરો લખી શકશે, અને તે સિદ્ધાંતો પ્રમાણે વર્તવાથી બીજાઓને પણ ફાયદો થશે.

**સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ**

એમ. એસસી. (લંડન); બાર–એટ–લૉ.

# પચાસમે વરસે

## ક્રિસ્ટોફર કોલંબસ

**એને** પચાસમે વરસે કોલંબસ બિચારો નિરાશ થયેલો ને અણપૂછ્યો અદના ઈન્સાનની જેમ રખડતો હતો. દરિયાઈ માર્ગે સુવર્ણભૂમિ હિંદ પહોંચવાની એની આકાશી વાતો કોઈ કાને સાંભળતું નહોતું. જો કે સ્પેનના તે વખતના રાજા ફર્ડિનાન્ડ ને રાણી ઈસિઝાબેથે એનામાં છુપાયેલ શોધકશક્તિનાં થોડાંઘણાં દર્શન કરેલાં ખરાં. એમણે એને એના ગાંડા ને તરંગી દરિયાઈ સાહસ માટે પૈસા આપ્યા હતા ખરા, પણ તો યે એ પછી છ વરસે ૧૪૯૮માં એની જિંદગીને એકાવનમે વરસે એણે જગતની અમર તવારીખપોથીમાં અમર નામનાના ભોકના તરીકે નામ નોંધાવ્યું હતું! પચાસ વરસે અજાણ આદમી તરીકે વનમાં પ્રવેશ કરીને એણે નવી દુનિયાનો નવો ખંડ શોધી કાઢ્યો ને એ જગવિખ્યાતીની છેલ્લી પાયરીએ ચડી ગયો!

## માર્શલ ફૉશ

ગયા મહાયુદ્ધમાં મિત્રરાજ્યોની સંયુક્ત સેનાનો સર્વોપરી સેનાધ્યક્ષ. કહેવાય છે કે મિત્રરાજ્યોને વિજય અપાવી જર્મન સેનાની હિંડનબર્ગને પછાડનાર વિરલી પ્રતિભા માર્શલ ફૉશની હતી. એ ફ્રેંચ જનરલની પચાસમી વરસગાંઠ એના કુટુંબીઓએ જ ઊજવી હતી. એને એ વખતે એટલે ૧૯૦૧ની સાલમાં કોઈકે કહ્યું હોત કે, "ફૉશ, આવતા વિશ્વવિગ્રહમાં જર્મનીને પરાજય આપીને બિસ્માર્કને હાથે ફ્રાન્સે ખાધેલ ૧૮૭૦ની જબરી હારનું વેર લેવાનું તારા નસીબમાં છે ને તારા શિરજો કપાળમાં મિત્રરાજ્યોના વડા સેનાની થવાનું ભાગ્ય મંડાયું છે," તો એ કહેનારને તે વખતે ગાંડો કહીને હસી કાઢત હશે. એને પચાસમે વરસે, ફ્રેંચ લશ્કરમાં એક નાના સરખા અમલદારનું સ્થાન ધરાવનાર માર્શલ ફૉશ ૧૯૧૪માં વિગ્રહ શરૂ થયો ત્યારે, એની નામના ને એની નામનાના પડઘા આખા ભૂખંડમાં ગાજતા થઈ ગયા હતા. ત્યારે એ ત્રેસઠ વરસનો હતો. પચાસમે વરસે એને થોડાએ જ ઓળખેલો, ત્રેસઠમે વરસે એને જગતે ઓળખ્યો.

## નેવિલ ચૅમ્બરલેઇન

અને બિચારો નેવિલ ચેમ્બરલેઈન! આજે તો એ બ્રિટિશ વડાપ્રધાન છે; એની પચાસમી જન્મગાંઠ વખતે એણે બ્રિટિશ પાર્લમેન્ટમાં, પાર્લમેન્ટના ૬૪૦ સભ્યોમાંના એક નાના સરખા સભ્ય તરીકે પ્રવેશ કર્યો. બાપડો એક અજાણ્યા ખૂણામાં બેસે' જો કે એનો બાપ ને એનો ભાઈ તે વખતે પણ બહુ પ્રખ્યાત રાજપુરુષો હતા એટલે એમને લીધે નેવિલ સાહેબ થોડા થોડા જાણુઆળમાં આવેલા ખરા! પણ એ તો પારકાને કારણે આવેલી ખ્યાતિ હતી! ખરી ખ્યાતિ એણે સાઠ વરસની ઉમ્મર પછી મેળવવા માંડી. ૬૮મે વરસે વડાપ્રધાન થયા. ૬૯મે વરસે એમણે હિટલર સાથે મ્યુનિચના જગવિખ્યાત કરાર કર્યા. હમણાં એનેરમાં વરસમાં પ્રવેશતી વખતે એઓ સામ્યવાદી સોવિયેટ સરકાર સાથે જર્મની સામે ત્રિપક્ષી કરાર કરવાની વાટાઘાટ ચલાવી રહ્યા હતા. પણ તે નિષ્ફળ જતાં આજે હવે હિટલર સામે લડત જાહેર કરે છે.

## નેપોલિયન

આ વિચિત્ર ફ્રેંચ બચ્ચો પચાસમે વરસે તો પોતાની સઘળી કારકિર્દિ હારી બેઠો હતો. એણે નાનપણથી જ જબરી ખ્યાતિ સાથે મૈત્રી સાધી. ને યુરોપના માંધાતાની જિંદગીની વહેલી સાંજ પડી ન પડી ત્યાં તો એનો ખ્યાતિદિન ઢંકાઈ ગયો.

પચાસમે વરસે તો એ એક સામાન્ય કેદીની માફક સેંટ હેલેનામાં મરવા વાંકે જીવતો સડી રહ્યો હતો. એનો દિ' તપતાં, આખા યુરોપને ડરાવનાર, ધ્રુજાવનાર, બાંગનાર ને કાગળ ઉપર લીસોટા ખેંચનારની

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨

# આજનું વિશ્વયુદ્ધ અને વિશ્વશાન્તિ

## પૂર્વ ભૂમિકા

**સને ૧૯૧૪–૧૮**નું મહાયુદ્ધ જગતના ઇતિહાસનું મોટામાં મોટું યુદ્ધ હતું. અતિ પ્રાચીન પૌરાણિક કાળમાં થયેલાં યુદ્ધોનાં કલ્પનામિશ્રિત વર્ણનો ઉપરથી પણ આપણે જોઈ શકીએ છીએ કે એ યુદ્ધો મહાયુદ્ધની સરખામણીમાં નાનાં હતાં. પ્રાચીન કાળમાં જે મહાયુદ્ધો થતાં તેનાં બાહ્ય કારણો "જર, જમીન અને જોરુ, એ ત્રણ કજિયાના છેરુ"—એવી જે કહેવત સામાન્ય લોકભાષામાં પ્રચલિત છે તે યથાર્થ રીતે પૂરાં પાડે છે. ઉદાહરણ તરીકે, રામાયણ અને ઇલિયડનાં મહાકાવ્યોમાં જે ઘોર યુદ્ધ રામ–રાવણ વચ્ચે અને ટ્રોજન તથા ગ્રીક પ્રજા વચ્ચે થયાં હતાં તેના કારણમાં સ્ત્રીનું અપહરણ કારણભૂત હતું. રાવણે સીતાનું અને ટ્રોયના રાજકુમાર પૅરિસે ગ્રીક રાજા મેનેલોસની પત્ની સુંદરી હેલનનું હરણ કર્યું હતું. એને પરિણામે ઘોર સંગ્રામ જામ્યો હતો. અને સ્ત્રીઓને ખાતર લડાયેલાં યુદ્ધો અલ્લાઉદ્દીન ખીલજીએ ચિત્તોડ પર પદ્મિની માટે ચડાઈ કરી ત્યાં સુધી જ નહિ પરંતુ, ત્યાર પછીના કાળમાં પણ હિંદમાં અને હિંદ બહાર અનેક થયેલાં છે.

મહાભારતનું યુદ્ધ જમીનને—રાજ્યને—ખાતર લડાયું હતું. પાંડવ–કૌરવ બન્ને પિતરાઈ ભાઈઓ વચ્ચે રાજ્યની વહેંચણીમાં તકરાર પડી એ તેનું મુખ્ય કારણ હતું. મહમદ ગીજની જેવા વિજેતાઓના હુમલાઓ ધર્મપ્રચાર સાથે ધનની લૂંટ માટે પણ થયા હતા.

અર્વાચીન સમય તરફ આવતાં વિજિગિષા એટલે વિજય મેળવીને મહાન થવાની—અમર થવાની—મહત્ત્વાકાંક્ષા એ પણ યુદ્ધો થવાનું એક કારણ બને છે. એલેક્ઝાંડરની ચડાઈઓ, અકબરનાં યુદ્ધો, અશોકનો સામ્રાજ્યવિસ્તાર તથા આપણા મધ્યકાળના ઇતિહાસનાં ઘણાં યુદ્ધો આ સામ્રાજ્યના સત્તાના અને કીર્તિના વિસ્તારની લાલસાને આભારી હતાં. યુરોપમાં પણ હેનીબાલ, અને એટીલાથી આરંભીને છેક નેપોલિયન સુધીના સર્વે વિજેતાઓએ કરેલાં યુદ્ધોનું કારણ એ મહત્ત્વાકાંક્ષામાં—કીર્તિની અમરતા માટેની ઝંખનામાં—રહેલું છે.

પરંતુ ૧૮મી સદી પછીનાં—તે પૂર્વે પણ ૧૭મીથી આરંભાયેલાં—યુદ્ધોનું કારણ કેવળ સામ્રાજ્ય-પ્રસાર કે ધર્મપ્રચાર ન હતો. અલબત્ત, યુદ્ધો કરનારાઓ હમેશાં પોતે સંસ્કારિતાનો પ્રચાર કરવાને બહાને બીજી પ્રજાઓને ગુલામ બનાવતા. પરંતુ આફ્રિકા ખંડમાં યુરોપની પ્રજાઓએ જે પડાપડી કરી તેમાં, સમસ્ત જગતમાં ઓછી વસ્તીવાળા ભાગોને પચાવી પાડવાની જે લોલુપતા યુરોપની પ્રજાઓએ દર્શાવી તેમાં, અને જગતના વેપારને પોતાને હાથ કરી અઢળક નફો કરવાની જે લોભવૃત્તિ યુરોપમાં પ્રગટ થઈ તેમાં, છેલ્લાં મહાન યુદ્ધનાં ઊંડાં કારણો આવી રહેલાં છે. છેલ્લા વિશ્વવ્યાપી યુદ્ધનું ખરું કારણ 'વેપાર'—એટલે કે અર્થલોભ હતો એ સ્પષ્ટ છે.

અલબત્ત, જ્યારે ભૌતિક શાસ્ત્રોની શોધખોળને પરિણામે વેપારમાં અસાધારણ સરળતાઓ મળી અને ખંડ–ખંડ વચ્ચેનાં અંતરો વટાવવામાં રહેલી મુશ્કેલીઓ ઓછી થઈ, તથા મુસાફરી કરવાનાં વેગવાળાં સાધનો પણ ઘણાં ઉત્પન્ન થયાં ત્યારે વિચારકોને ઊલટું એમ લાગ્યું હતું કે જગતમાં હવે મહાન યુદ્ધો ઓછાં થશે. એમણે ધાર્યું કે બધી પ્રજાઓ પોતપોતાનો વેપાર વધારવા માટે શાંતિ વધારે પસંદ કરશે.

પરંતુ કાચો માલ ઉત્પન્ન કરનારા પછાત દેશ પોતાને કબજે ન કરવામાં આવે અને પોતાં

તૈયાર માલ ખપાવવાનાં બજારો પોતાની સત્તા નીચે આવે નહિ તો વેપાર કયાં સુધી નભે? એટલે, વેપારનો વિકાસ એ જ મહાયુદ્ધનું એક મુખ્ય કારણ બન્યું કારણકે જે જે પ્રજાઓ આગબોટ, આગગાડી, અને કારખાનાં વગેરેની શોધમાં આગળ હતી તેમણે કાચો માલ બનાવનારા દેશો તથા પાકો માલ ખરીદનારા દેશો સર કર્યાં એટલું જ નહિ, પરંતુ ઓછી વસ્તીવાળા ખંડોમાં જઈને વસાહતો જમાવી દીધી અને બીજી કોઈ પણ પ્રજા તે વસાહતોની અંદર ન આવી શકે એવી કાયદાની વાડો ઊભી કરી દીધી. એટલે જર્મની, ઓસ્ટ્રિયા જેવી જે પ્રજાઓ જરા મોડી હતી તેમને યુદ્ધ કરવા સિવાય બીજો ઉપાય જ દેખાયો નહિ.

વળી ભૌતિક શાસ્ત્રોની શોધખોળોને પરિણામે લડાઈમાં પણ એટલા બધા ફેરફારો થઈ ગયા છે કે નોર્મન એન્જેલ નામના શાંતિના પ્રખર ઉપાસક અને લેખકે લડાઈને પરિણામે આર્થિક લાભ થશે એવી માન્યતા એક ભ્રમણા છે એવું આંકડાઓ આપીને સાબિત કરવા પ્રયત્ન કર્યો હતો. તેનો હેતુ એ હતો કે ૧૯૧૪ પહેલાં લડાઈ કરવા માટે તૈયારી કરતી યુરોપની પ્રજાઓને લડાઈમાં જીતવાને પરિણામે આર્થિક લાભો મળશે એવી ભ્રમણામાંથી બચાવી લેવી.

આજની લડાઈઓમાં જે અઢળક ખર્ચ કરવાની જરૂર પડે છે, તે પ્રજાના આર્થિક જીવનને હાનિ પહોંચાડે છે. અને લડાઈને અંગે પ્રત્યેક પ્રજાને કરજ કરવાની જે ફરજ પડે જ છે તેનું વ્યાજ સુદ્ધાં વાળવાની પ્રજાની આર્થિક શકિત હોતી નથી એવું છેલ્લા યુદ્ધમાં પણ પુરવાર થયું છે. છતાં, એ વાત વિચિત્ર છે, કે માનવ લડાઈ કરતો અટકવાને બદલે ઊલટો વધારે ને વધારે યોજનાપૂર્વક યુદ્ધો કરવાની તૈયારી કરે છે!

યુદ્ધો અટકાવવાને બદલે વેપાર તેમનાં કારણરૂપ બન્યો છે. એ આજે તો એક નગદ સત્ય છે. ઈટલી અને એબિસીનિયાનું તેમજ ચીન અને જાપાન વચ્ચેનું યુદ્ધ એ જ હકીકત પુરવાર કરે છે. અને આજે જે યુદ્ધ ફાટી નીકળ્યું છે તેની પાછળ પણ વેપાર માટેનાં ક્ષેત્રો, અને વેપારને માટેની કાચી વસ્તુઓ મેળવવાનાં સ્થળો પર પોતાની માલિકી ધરાવવાનો જ મુદ્દો સમાયેલો છે.

પરંતુ યુદ્ધનાં દેખીતાં કારણો જર, જમીન અને જોરુ એ છે—અને આપણા જમાનામાં વિજેતાની કીર્તિ અને વેપારના નફાની ઈચ્છા મહાયુદ્ધોનાં કારણભૂત બનેલી છે તોપણ આપણે મહાયુદ્ધોનાં ઊંડાં અને સાચાં કારણો શોધવાનો પ્રયત્ન કરવો જરૂરનો છે. એ કારણો માનવના અંતરમાં આવી રહેલાં છે. માનવના મનમાં મિલકત પ્રાપ્ત કરવાની અને વધારવાની પરિગ્રહ-વૃત્તિ આવી રહેલી છે; તેના દિલમાં સત્તા જમાવવાની મોહિની છે, તેનામાં ભોગતૃષ્ણા રહેલી છે. માનવની અંદર મહત્ત્વાકાંક્ષા છે તે જ્યારે લોભ અને ભોગવૃત્તિ તરફ ઢળે છે ત્યારે માનવ પશુબળનો આશ્રય લઈને પોતાની સત્તા જમાવવાનો પ્રયત્ન કરે છે. ભગવાન ગૌતમ બુદ્ધે જગતનાં દુઃખોનું આ એક મૂળ બહુ સચોટતાથી જોયું હતું અને તેમણે જગતને તેમાંથી ઊગરવાનો માર્ગ બતાવ્યો છે. મહાન પેગંબર ઈસુએ પણ પ્રેમનું સામ્રાજ્ય સ્થાપન કરવાનો મંત્ર જગતને શીખવ્યો અને વિરોધીઓ સામે પણ એ મહાન પ્રેમતત્ત્વનો જ આચાર તેણે કરી બતાવ્યો.

માનવની સંસ્કૃતિ તેની યુદ્ધ કરવાની રીતિમાં અને તેનાં કારણોમાં પ્રતિબિંબિત થાય છે. યુરોપની સંસ્કારિતા એટલે માનવજાતિ સમગ્રની પ્રગતિશીલ સંસ્કારિતા એ માન્યતા ગઈ સદીનાં છેલ્લાં ૫૦ વર્ષ સુધી હિંદમાં અને એશિયામાં હતી. પરંતુ ત્યારપછી યુરોપમાં અને બહાર પણ વિચારાવા લાગ્યું કે ગતિ અને પ્રગતિ એક નથી. સગવડો અને સંસ્કારિતા એક વસ્તુ નથી. જૂનું એટલું બધું નકામું જ એમ માની લેવાનું નથી. બધી બાબતમાં યુરોપ આપણને રસ્તો બતાવશે એમ માનવાને કારણ નથી. અને યુરોપ જે રસ્તે ચાલી રહ્યો છે તે રસ્તે કયાં ભયંકર પરિણામો આવી

રહેલાં છે તેની કલ્પના પણ માનવજાતિને આવવા લાગી છે.

સંસ્કૃતિની પ્રગતિ સાધવા માટે આપણા ચિંતકોએ સનાતન નિયમો શોધવાના પ્રયત્નો કરેલા છે. એમાંનો એક મૌલિક નિયમ એ છે કે "ધર્મથી માનવ જીવે છે અને અધર્મથી પ્રથમ તે સફળ થાય એમ દેખાય છે—પછી શત્રુઓને જીતે છે પરંતુ આખરે મૂળથી વિનાશ પામે છે"—"આત્મબલિદાન હિંસા કરતાં વધારે ઉન્નત સત્ય છે;" ('अहिंसा परमो धर्मः')—. જે માનવ, જે સમાજ દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તે પ્રગતિની દિશામાં કૂચ કરે છે; દૈવીસંપત્તિ માનવને મુક્ત કરે છે, આસુરી સંપત્તિ તેને બંધનમાં નાખે છે. જગતમાં કાર્ય કરી રહેલા કોઈ વિરાટ કલ્યાણસાધક નિયમમાં, કોઈ પ્રેમપૂર્ણ સત્તામાં, કોઈ મંગલમય, શિવમય, આનંદમય નિયામક ભગવાનમાં અચલ શ્રદ્ધા હોવી એ આવી સાત્ત્વિક દૈવી સંપત્તિનો પાયો હોય છે. ઈશ્વરના અસ્તિત્વનો ઈન્કાર એ સાચો જડવાદ નથી. આખા વિશ્વમાં પશુબળ સિવાય કોઈ ઉચ્ચ નિયમ પ્રવર્તતો જ નથી યા તો પ્રવર્તવો જોઈએ નહિ એવી માન્યતામાં અને એવી માન્યતા ઉપર રચાયેલા આચારમાં સાચો જડવાદ રહેલો છે.

એટલે જ્યારે આપણાં ઉપનિષદો પોકારીને કહે છે કે—'ધર્મનું અનુસરણ કરો."— સર્વમય પ્રભુનો સાક્ષાત્કાર કરો,—યા તો ઈસુ ખ્રિસ્ત જ્યારે "પાડોશીને તમારી જાતની પેઠે ચાહતાં શીખો"—એમ કહે છે, કે પછી "ડાબે ગાલે તમાચો માર-નારને જમણો ગાલ ધરો" એવો બોધ આપે છે ત્યારે વિશ્વરચનાનાં મૂળમાં વ્યાપી રહેલા કોઈ ઉચ્ચ નિયમનો નિર્દેશ કરે છે. દેખીતા સ્વાર્થી લાભ કરતાં ન દેખાતા પરંતુ અચૂક એવા એ વિરાટ નિયમને અનુસરવામાં માનવજાતિનું કલ્યાણ રહેલું છે.

પરંતુ જગતની પ્રગતિ સીધી લીટીમાં, આપો-આપ, માનવના પ્રયત્ન વગર થતી નથી. પરસ્પર વિરોધી તત્ત્વોની ખેંચતાણ થાય તેમાંથી જ પ્રગતિ સધાય એવો નિયમ છે. દૈવી અને આસુરી એવી બે પ્રકૃતિની સંપત્તિઓ માનવમાં આવી રહેલી છે. પુરાણોમાં એનાં અનેક આખ્યાનો દૃષ્ટાંતરૂપે અને કથા તરીકે આવે છે. દેવો અને અસુરો બન્ને બ્રહ્માનાં સંતાનો છે. તેમાંના રાવણ જેવા કેટલાક તો બ્રાહ્મણ પણ હતા. આ ઉપરથી આપણને જણાય છે કે દેવ અને અસુર એ ભેદ પ્રકૃતિના ગુણવાચક છે.

ગીતામાં એ બેનો ભેદ વર્ણવતાં કહેવામાં આવ્યું છે કે, "द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च" (૧૬.૬)—"જગતમાં બે પ્રકારના લોકો હોય છે: (૧) દેવ પ્રકૃતિના અને (૨) આસુરી પ્રકૃતિના." કોઈ પણ માનવમાં એકનો જ અંશ હોતો નથી. સહુમાં બન્નેનાં તત્ત્વો હોય છે. તેમાંથી જે તત્ત્વનો માનવ વિકાસ કરે છે તે તેની પ્રકૃતિમાં આગળ પડતું થાય છે.

તેમાંની દેવ પ્રકૃતિ મોક્ષદાતા ગણાય છે, જ્યારે આસુરી પ્રકૃતિ બંધનકર્તા હોય છે (૧૬.૫). આસુરી પ્રકૃતિવાળા કોણ?—તેઓ સાચી પ્રવૃત્તિ શું યા તો નિવૃત્તિ શું તે જાણતા નથી. સુચિતા, સદાચાર અને સત્ય તેમનામાં નથી હોતાં (૧૬.૭). તેઓ તો હમેશાં એમ જ માનતા હોય છે કે જગતમાં ઈશ્વર છે જ નહિ, જગતની કોઈ દૃઢ પ્રતિષ્ઠા જ નથી, જગત કશી પણ સંબંધતા વિનાનું છે અને કામનાઓને સંતોષવા સિવાય વળી તેનો બીજો કયો હેતુ હોય? (૧૬.૮)

આસુરી પ્રકૃતિના લોકો ઉગ્ર કર્મો કરનારા હોઈ જગતના વિનાશના કારણભૂત બને છે (૧૬.૯) તેઓ તો કામનાઓને જ જીવનનું નિયામક સૂત્ર માનીને તેના દુષ્પૂર પ્રવાહમાં તણાયા જાય છે. તેઓ ભારે દંભી અને અભિમાની હોય છે. અજ્ઞાનને વશ થઈને દુરાગ્રહી સંકલ્પોને તેઓ પાર પાડવા મથે છે (૧૬.૧૦). એમને મન તો કામનાઓનો

*વાચકને શ્રીમદ્ ભગવદ્ગીતાનો ૧૬ મો અધ્યાય મનનપૂર્વક વાંચી જવા ભલામણ છે.

ઉપભોગ કરવો એ જ જીવનનું પરમ સાર્થક હોય છે (૧૬.૧૧). અનેક આશાઓના પાશમાં આસુરી પ્રકૃતિનાં લોકો બંધાયેલાં હોય છે, કામ ક્રોધને વશ વર્તે છે અને કામનાઓના ઉપભોગને ખાતર અન્યાયથી ધન સંચય કરવા ઇચ્છે છે (૧૬.૧૨). આસુરી પ્રકૃતિવાળો માણસ વિચારે છે કે "આજે આ શત્રુને માર્યો, હવે બીજાઓને પણ મારી ઠેકાણે કરીશ—આજે આટલું મળ્યું, ભવિષ્યમાં આટલા અપૂર્ણ મનોરથોને પણ પૂર્ણ કરીશ–". તે સમજે છે કે, "હું જ મહાન છું, હું જ નેતા છું, હું જ પ્રભુ છું; મારા જેવો બીજો કોણ છે ?"—યજ્ઞ હું કરીશ, દાન પણ હું આપીશ, આનંદ કરીશ"– એવી અહંભાવના જેનામાં હોય છે તે આસુરી પ્રકૃતિના માનવો છે. "દંભ, ઇર્ષા અને અભિમાન" એ આસુરી પ્રકૃતિનાં લક્ષણો છે.

આ પ્રમાણે પોતાનું ધાર્યું કરનાર, અહંતાને પોષનાર અને પૂજનાર, કામનાઓ સંતોષવા ખાતર અપાર દુઃખો સહન કરનાર અને અન્યોને કરાવનાર, પોતાના જ હાથમાં બધી સત્તા લેનાર માનવ અસુર બને છે.

દૈવી સંપત્તિ તેનાથી ઊલટી હોય છે. અભય, સત્ત્વ સંશુદ્ધિ, જ્ઞાન, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપતા, માર્દવ, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, નીતિમાનપણું—એ બધા દૈવી સંપત્તિવાળાના ગુણો છે.

દિવ્ય સંપત્તિવાળા માણસો અભય હોય છે. તેઓ પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવાને સદા પ્રયત્નશીલ રહે છે. જ્ઞાનની તેઓ સ્વાધ્યાય વડે ઉપાસના કરે છે. પાત્રને યથાશક્તિ જ્ઞાનનું. યા તો ધનનું દાન કરવાને તેઓ તત્પર હોય છે. અધોગામી વૃત્તિઓનું તેઓ દમન સાધે છે, યજ્ઞ ભાવનાને જીવનમાં ઓતપ્રોત કરે છે; તપથી શક્તિઓને એકાગ્ર, ઉર્ધ્વગામી, અને સફળ બનાવે છે; મન, વચન અને કર્મની એકતા રૂપી ઋજુતા તેઓ જીવનમાં પ્રગટાવે છે; અહિંસાવ્રતનું પાલન કરી અભય, અક્રોધ, શૌર્ય, ભૂતદયા, શાંતિ, અપૈશુન, ક્ષમા, માર્દવ વગેરેને એકી વખતે પ્રાપ્ત કરે છે; સત્યનું પાલન કરીને સત્યવાક્, સત્યનિષ્ઠ અને આખરે સત્યસંકલ્પ બને છે. અક્રોધ વડે તે ક્રોધને જીતે છે: માનવમાં રહેલ પશુને તે વશ કરે છે. ત્યાગ કરીને ભોગની શક્તિનું તે શોધન કરે છે. શાંતિ વડે પુરુષની તટસ્થતા અનુભવે છે, તેની શાશ્વત મુક્તિ પામે છે અને કર્મો કરતો છતાં શાંતિ વડે અનાસક્તિ કેળવે છે. અપૈશુન વ્રત તેની અહિંસા, અક્રોધ અને ભૂતદયાનો જ એક અંશ હોય છે. લોલુપતાનો ત્યાગ કરીને કામનાઓથી પર બની તે નિષ્કામતા સાધે છે, અધોગામી વૃત્તિઓને સંયમ વડે તે વશ કરે છે. ભૂતદયામાંથી તેની મૃદુતા ઝરે છે. દૈવી સંપત્તિવાળો નિર્બળ, કાયર–કાપુરુષ નથી હોતો. તે સાત્ત્વિક, સૌમ્ય, તેજસ્વાન્ હોય છે. અહિંસા, ભૂતદયા અને માર્દવ તેને ક્ષમાવાન પણ બનાવે છે. ધૃતિ વડે તે કષ્ટોને સહે છે, શ્રદ્ધાને ટકાવે છે, મહાન કાર્યોને પાર પાડે છે. શૌચ તેની આંતરપવિત્રતાનો જ એક ભાગ થઈ રહે છે. અદ્રોહ એવાની પ્રકૃતિમાં સહજ બની જાય છે. એવાનો આચાર તે જ નીતિ.

પુરાણોમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે અસુરો ઘણી વાર પ્રકૃતિનાં તત્ત્વો – જળ, અગ્નિ, વીજળી, હવા વગેરે ઉપર કાબૂ મેળવવામાં ફતેહ મેળવે છે. ત્રિપુર નામના અસુરના પુરને ત્રણ દુર્જય કિલ્લાઓ હતા. એક કિલ્લો અગ્નિનો બનાવેલો હતો એમ કહેવાય છે. રાવણે અગ્નિ, વરુણ, વાયુ, ઇન્દ્ર વગેરે દેવતાઓને વશ કર્યા હતા.

આ પ્રમાણે બાહ્ય સામગ્રીથી સુસંપન્ન, સમર્થ છતાં અંતરનાં તત્ત્વોમાં દરિદ્રી એવા અસુરો અને બીજી બાજુએ સામગ્રી, સાધન કે સહાય વિનાના છતાં અંતરની સંપત્તિમાં સંપન્ન એવા દેવો એ બેની વચ્ચે વિશ્વમાં સતત યુદ્ધ ચાલ્યા કરતું હોય છે. દરેક માનવના અંતરમાં—દરેક સમાજમાં પણ—આ દેવાસુર સંગ્રામ ચાલુ હોય છે.

જે માનવ, જે સમાજ, પોતાની અંદર રહેલાં દૈવી તત્ત્વોનો સ્વીકાર કરીને આસુરી પ્રકૃતિના ઉપર કાબૂ–વિજય મેળવે છે તે પ્રગતિ સાધે છે. જે આસુરી પ્રકૃતિની તરફેણ કરે છે ને પ્રગતિનો વિરોધ કરે છે, માનવજાતની પ્રગતિ રોકે છે.

જ્યારે દૈવીસંપત્તિ બાહ્ય દૃષ્ટિએ અસહાય બને છે ત્યારે ભગવાન તેને મદદ કરે છે.

આજના પ્રત્યક્ષ પ્રમાણની અતિશયોક્તિના જમાનામાં આ વિચારો જૂના પ્રાચીન–વેદીયા જેવા લાગે એ સંભવિત છે. પરંતુ કોઈ સત્ય કેવળ જૂનું છે તેટલા ઉપરથી તે ફેંકી દેવાને લાયક ઠરતું નથી. અને આ પૌરાણિક પ્રતીક સત્ય છે એટલું તો આપણે કબૂલ કરવું પડશે.

આનો અર્થ આપણે એવો કરવાનો નથી કે યુરોપની પ્રજાઓ આસુરી છે અને આપણે દૈવી પ્રકૃતિના છીએ. દૈવી પ્રકૃતિ કોઈનો ઈજારો નથી. આસુરી પ્રકૃતિ પોતાનામાં નથી એવું પોતાના અંતરને જોવાની દૃષ્ટિ નથી હોતી તેવો માણસ જ કહે. પ્રજા અને વ્યક્તિ તરીકે આપણામાં જે ઘોર અજ્ઞાન, જે આળસ, જે રૂઢિની ગુલામી પ્રવર્તે છે તે આપણને ભાગ્યે જ માનવતાની લાયકાત આપે—દૈવી સંપત્તિ તો કેટલીયે દૂર રહી! કઠીન, સતત, દીર્ઘ તપસ્યા વિના કોઈ વ્યક્તિ કે કોઈ પ્રજા દૈવી સંપત્તિ હાંસલ કરી શકતી નથી. જે વ્યક્તિ પોતાનામાં રહેલી આસુરી સંપત્તિના ઉપર સંયમ રાખી શકે છે તે દૈવી સંપત્તિનો અધિકારી બને છે.

આ પ્રમાણે તેની પ્રકૃતિની એક બાજુ માનવને કોઈ ન દેખાતા એવા પરમ સત્યમાં શ્રદ્ધા મૂકી તે પ્રમાણે વર્તન કરવા પ્રેરે છે. ત્યારે તેની બીજી બાજુ તેની ચેતનાને સ્થૂલની ઇન્દ્રિયોની મર્યાદાઓમાં અને કામનાની ગુલામીમાં બાંધી રાખે છે. અને તે પ્રમાણે આચાર કરવાની ફરજ પાડે છે. પ્રકૃતિનાં તત્ત્વો ઉપર માનવ વિજય મેળવી શકે છે, તે કામનાઓનો ઉપભોગ કરી શકે છે તથા સત્તા મેળવી શકે છે. તેથી માનવ મહાન દેખાય છે જ. પરંતુ જ્યારે તે વિરાટના કોઈ અદૃશ્ય નિયમમાં શ્રદ્ધા રાખી આચાર કરે છે, ત્યારે તે મહત્તર બને છે– ભવ્ય અને દિવ્ય દેખાય છે. જડવાદી પોતાની ચેતનાને 'અહં'ની વાડમાં પૂરે છે અને એવી વાડમાં ન પુરાનારને અવ્યવહારુ, મૂર્ખ અને ગાંડા ગણે છે!

વિરાટ સત્યનો ભંગ કરીને મેળવેલા વિજયો કેવા તો મિથ્યા–ઈન્દ્રજાળ જેવા નીવડે છે તેનું સુંદર ઉદાહરણ છેલ્લું મહાયુદ્ધ અને તેના વિજેતાઓની સ્થિતિ પૂરું પાડે છે. જો પરાજિત થયેલી પ્રજાનું પતન થાય છે તો આવાં યુદ્ધોમાં વિજેતા પ્રજાઓનું પતન પણ ઓછું થતું નથી. પરાજિત પ્રજા દુઃખો ખમે છે તો વિજેતાને પણ સંકટો વેઠવાં પડે છે. પરાજિત પ્રજાને કરનો અસહ્ય બાર અને દેવાંનો પથરો ગળે પડ્યો હોય છે તો વિજેતા પણ તેનાથી મુક્ત નથી. છેલ્લા મહાયુદ્ધને પરિણામે તો આખી દુનિયાના આર્થિક જીવનનું કોકડું ઊલટું વધારે ગુંચવાયું છે.

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

ચાલુ ]



# એસ્કિમો કુમારની મુસાફરી

ઉત્તર કેનેડામાં તથા અલાસ્કામાં રહેતા લોકોને એસ્કિમો કહે છે. દુનિયાના ઠંડા પ્રદેશોમાં—જયાં બહુ બરફ હોય ત્યાં—લોકો અનાજ કે બીજું કંઈ ઉગાડી શકતા નથી. એસ્કિમો લોકો ખોરાકને માટે જંગલી પ્રાણીઓને મારી નાખે છે. અથવા તો બરફમાં છિદ્રો પાડીને માછલી પકડે છે. કેટલીક વખત તેઓને ખોરાક મળતો નથી અને તેઓ ભૂખથી મરી જાય છે.

કેનેડાની શાહી પોલીસ દૂર ઉત્તરના આ લોકોની બહાદુરીની ઘણી વાતો કરે છે. પરંતુ લગભગ પાંચ વર્ષ પહેલાં પોતાની માતાને મૃત્યુમાંથી ઉગારનાર બહાદુર એસ્કિમો છોકરાના કાર્ય કરતાં કોઈપણ કાર્ય વધારે શૂરવીરતાવાળું નથી.

છોકરાંનું નામ તે વાતમાંથી મળી આવતું નથી. તે છોકરાનો બાપ મરી ગયો ત્યારે છોકરાની ઉમર માત્ર દસ વર્ષની હતી. કુટુંબ માટે શિકાર કરવા જઈ શકે તેવું કોઈ રહ્યું નહોતું. ખોરાકનો જથ્થો લગભગ ખલાસ થવા આવ્યો હતો.

પૈડાં વિનાની નાની ગાડીઓમાં એસ્કિમો લોકો બરફ પર મુસાફરી કરે છે. આવી ગાડીઓને 'સ્લેજ' કહેવામાં આવે છે. આવી એક ગાડી સાથે તે છોકરાએ છ મોટા એસ્કિમો કૂતરા બાંધ્યા. પછી ગાડીમાં બેસીને કૂતરાઓને ચેસ્ટરફિલ્ડની નજીક આવેલ મોટા જંગલમાં હાંકયા. તેની નાની કાળી આંખો તો જંગલી પશુઓની શોધમાં હતી. કોઈવાર છોકરાને બરફમાં પ્રાણીનાં પગલાં દેખાતાં હતાં. કૂતરાઓને અટકાવીને પગલાંની પાછળ પાછળ તે ચાલીને જતો. આખરે તેણે એક હરણનો શિકાર કર્યો. હરણના શરીરને પોતાની ગાડીમાં નાખતી વખતે તેને ખૂબ અભિમાન આવ્યું હતું.

શિકારને માટે ઘેરથી નીકળ્યાને છોકરાને ઘણો સમય થયો હતો. તેની માનું નામ કુડલુક હતું. તે પોતાના નાના પુત્ર સાથે ઘેર એકલી હતી—તેને ભય લાગ્યો કે છોકરો ખોવાઈ ગયો હશે. જયારે યુવાન શિકારી કુટુંબને ઘણા દિવસ ચાલે તેટલો ખોરાક લઈને પાછો ફર્યો ત્યારે માતાનો આનંદ માતો નહોતો.

બે વર્ષમાં તો છોકરાએ બાપનું સ્થાન લીધું. તે માતાને જોઈતો ખોરાક પૂરો પાડતો હતો. ત્યાર પછી કુડલુક માંદી પડી. વધારે ખરાબ તો એ થયું કે બધા કૂતરા પણ માંદા પડ્યા અને તેમાંના ચાર મરી ગયા. જો બાકીના બે કૂતરા મરી જાય તો જંગલમાંથી વજનદાર ખોરાક લાવવાનું બની શકે નહિ અને કુડલુક અને તેનાં બાળકો ભૂખે મરી જાય

થોડા વખત પછી છોકરાને માંદી માતાને છોડીને જવું પડયું. કંઈ ખોરાક બાકી નહોતો. તેથી તેને શિકારે ગયા વિના છૂટકો નહોતો. મોટા શાંત જંગલમાં જવા નીકળ્યો. તેણે હરણને મારીને ગાડીમાં મૂકયાં. પણ તેનું વજન કૂતરાથી ખેંચી શકાય તેમ નહોતું. કૂતરાઓએ ખૂબ જોર કર્યું, પરંતુ ગાડી ત્યાંથી ખસી નહિ. છોકરાએ પોતાના ખભા પર ચામડાં વીંટાળ્યા અને પોતે પણ કૂતરાની સાથે જોડાયો. બધાએ સાથે ખેંચવાનું શરૂ કરતાં ગાડી ચાલવા માંડી. ખૂબ મહેનતવાળી મુસાફરી પછી છોકરો કૂતરા સહિત ઘેર આવી પહોંચ્યો.

છોકરાએ રસોઈ કરી, પણ કુડલુકની માંદગી વધી ગએલ હોવાથી તે ખાઈ શકે તેમ ન હતું. તેની સ્થિતિ ઘણી ખરાબ થઈ હતી. છોકરાને ભય લાગ્યો કે તે મરી જશે.

માંદાઓની સંભાળ લઈ શકાય તેવું સ્થળ ઓછામાં ઓછું ૧૬૦ માઈલ દૂર હતું. છોકરાએ ત્યાં પોતાની માતાને લઈ જવાનો નિર્ણય કર્યો. તેણે માંદી માતાને ગાડામાં બેસાડી. કુડલુકનો ત્રણ વર્ષનો બીજો પુત્ર ખૂબ ખોરાક સાથે તેની પાસે બેઠો.

ફરીથી એક વખત છોકરો કૂતરા સાથે ગાડીમાં જોડાયો. વજન ઘણું હતું પણ છોકરાએ તથા કૂતરાઓએ ગાડીને ધીમે ધીમે ચલાવી. નાનું ઘર તરત જ બહુ દૂર રહી ગયું.

જંગલી તથા જંગલ, સરોવર અને પર્વતના લગભગ અજાણ્યા મુલકમાં થઈને હંમેશાં છોકરો તથા કૂતરા ભારે વજનની ગાડી ખેંચી જતા હતા. મોટા માણસને પણ રસ્તો શોધવો મુશ્કેલ પડે તેમ હતું. આ રસ્તામાં નાના ઝૂંપડાંને ઘર તથા લોકો જોવામાં આવતા નહોતા. મુસાફરીથી તેઓ થાક્યા જતા હતા. તેમનો બધો ખોરાક તરત જ ખૂટી પડયો. શિકાર કરવા જવાનું બળ છોકરામાં રહ્યું નહોતું. ત્રણ દિવસ સુધી કાંઈ પણ ખોરાક વિના તેઓએ મુસાફરી કરી. છતાં તેઓ ધીમે ધીમે આગળ વધે જતા હતા. કૂતરા ખૂબ થાકી ગયા હતા. છોકરાને ભય લાગ્યો કે કૂતરા રસ્તામાં મરી જશે.

આખરે થાકેલ મુસાફરો વેગનર રસ્તે આવી પહોંચ્યા. તેમની મુશ્કેલીઓનો અંત આવ્યો હતો. એસ્કિમોને મળવા કેટલાક ગોરાઓ આવ્યા. તેઓએ તેમને ખાવાનું તથા ગરમ ધાબળા આપ્યા. બાપડી કુડલુકને તો જોઈતું મળી ગયું અને તે તરત જ સાજી થઈ ગઈ. તે તો એમ કહેતી કે, 'મારું જીવન મારા પુત્રને આભારી છે.' પણ છોકરો તો કહેતો કે 'આપણે બહાદુર કૂતરાઓનો આભાર માનવો જોઈએ. તેમની માંદગીમાંથી સાજા થયા નહોતા છતાં તેઓએ મુસાફરી કરી! કૂતરાની મદદ સિવાય આપણે બધા મરી ગયા હોત.'

છોટાલાલ માનસિંગ કામદાર

અનુસંધાન પૃ૦ ૨૫ ]

સ્વસ્થતાથી યુરોપનો નકશો બદલનાર જેલખાનામાં અટવાતો થઈ ગયો હતો. વોટર્લૂ ખાતે એની જ ઉમ્મરના ડ્યૂક ઑવ વેલિંગ્ટને એની કારકીર્દિ ખતમ કરી નાખી. એ વખતે એ માત્ર ૪૬ વરસનો હતો. એ પછી એ ચાર વરસ જીવ્યો પણ એટલામાં તો જાણે એ વીસ વરસ વધારે ઘરડો થઈ ગયો.

પણ એણે એ પહેલાં શું શું કર્યું ને કારવ્યું ! ૪૬મે વરસે ભાંગી જનાર એ જ નેપોલિયન હતો કે જે ૧૬મે વરસે લશ્કરમાં લેફ્ટેનંટ થયો. ૨૧મે વરસે કૅપ્ટન થઈ ને ટુલોન આગળ બ્રિટિશ સૈન્યને હરાવનાર પણ એ જ નેપોલિયન હતો. એણે જિંદગીને ૨૮મે વરસે ફ્રાંસને બેલ્જિયમ આપ્યું; એ ફ્રાંસની સરહદ રહાઈન નદી સુધી આંકી ગયો ને એણે જ બે હજાર ફ્રેંચ સૈન્યની મદદથી વીસ હજાર ટર્કોને હરાવી ઇજિપ્ત જીત્યું. ૩૬મે વરસે તો એ નામદાર ફ્રાંસના શહેનશાહ થયા, ને ઇટાલીના રાજા થયા. ૩૭મે વરસે ઑસ્ટર્લીઝ ખાતે ગૌરવવંતો વિજય મેળવીને બર્લિનમાં ડંકો ઓકાવ્યો, પ્રુશિયાના રાજા પાસેથી જર્મનીનો અડધો મુલક પડાવી લીધો ને વેસ્ટ ફેલિયાનું રાજ્ય ઊભું કર્યું.

## એડિસન

દુનિયામાં જેવા નેપોલિયન તવારીખસમ્રાટ ગણાય તેમ વિજ્ઞાનમાં બહેરા મહાશય એડિસન વિજ્ઞાનસમ્રાટ ગણાય. પણ નેપોલિયન પચાસમે વરસે દુઃખ ને દરદનો દાઝ્યો મરવાની વાટ જોતો તરફડિયાં મારતો હતો ત્યારે એ ઉમ્મરે એડિસન મહાશય ટેલિફોન, ગ્રામોફોન ને ઈનકેન્ડિસંટ વીજળીક ગોળાની શોધ કરીને જગતને તાજુબ કરતા પરમ ખ્યાતિનો લહાવો લૂંટતા લહેર કરતા હતા. એ વિજ્ઞાનવીરે ૩૭મે વરસે માત્ર એક જ વરસમાં અમેરિકન સરકારના પેટંટ રજિસ્ટ્રેશન ખાતામાં પોતાને નામે જુદી જુદી ૧૦૪ શોધોના પેટંટ રજિસ્ટર કરાવ્યા હતા !

પણ એણે જુવાની શી રીતે શરૂ કરી હતી તે જાણો છો ? એમણે છાપાં વેચ્યાં હતાં, ફેરી કરી હતી, બૂટ પોલીશવાળા થઈ ને લોકોના જોડા પોલીશ કર્યા હતા, રેલવે કામદાર ને પ્રેસ કામદાર પણ થઈ આવ્યા હતા !

રામભાઈ પટેલ

# શ્રીકૃષ્ણ-જીવન

**માનનીય પ્રમુખશ્રી, ગુરુજી અધ્યાપકો, ભાઈઓ અને બહેનો,**

આજે કૃષ્ણજયંતીનો શુભ દિવસ છે. આ દિવસે કૃષ્ણ ભગવાને સૃષ્ટિનો ઉદ્ધાર કરવા જન્મ લીધો. તેમનો પવિત્ર જન્મદિવસ ઊજવવા આજે આપણે બધાં ભેગાં થયાં છીએ.

જ્યારે જ્યારે ભારતવર્ષમાં અંધકાર છવાઈ જાય છે, ત્યારે ત્યારે અંધારે આથડતા એ જન-સમુદાયના જીવનપંથમાં દીવો ધરનાર એકાદ માણસ ઉત્પન્ન થાય છે. બે હજાર વર્ષ પૂર્વે કનકના કાંગરાએ કરી, એ કાળની દુનિયાને અમરાપુરી જેવી લાગતી કનકમયી દ્વારામતીના સિંહાસનેથી કુરુક્ષેત્રના સમરાંગણ ઉપર અર્જુનને ફરીવાર ગાંડીવ સજાવનારી ગીતાના ગાનાર યોગીઓમાં યોગીશ્વર સમા, તપસ્વીઓમાં તપસ્વી સમા, બુદ્ધિપ્રભા અને હૃદયઔદાર્યે વિશ્વવંદ્ય બનેલા એવા કૃષ્ણ ભગવાન થઈ ગયા. આપણે આજે તેમના જીવન પર એક દૃષ્ટિ નાંખીએ.

> यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

આર્યાવર્તમાં બહુ જ વરસો પહેલાં શૂરસેન નામનો એક દેશ હતો. એ દેશમાં યમુના નદીને કાંઠે મથુરા નામનું એક શહેર હતું. આ શહેર મધુ નામના રાક્ષસે વસાવેલું હોવાથી તેને લોકો મધુપુરી, મધુરા અથવા મથુરા કહેતા. આ વખતે મથુરામાં ઉગ્રસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને કંસ નામનો પુત્ર હતો. તે બહુ દુષ્ટ હતો. પોતાના બાપને કેદમાં નાંખી પોતે મથુરાનો રાજા થયો.

મથુરાની પાસેના એક નાના ગામમાં યાદવો રહેતા હતા. વસુદેવ નામનો યાદવ તેઓનો મુખી હતો. કંસની બહેન દેવકીનાં લગ્ન વસુદેવ સાથે થયાં હતાં. કંસને વસુદેવ ઉપર ખૂબ રીસ હતી. એક વખત નારદ તેની પાસે આવ્યા અને કહ્યું: 'કંસ ! વસુદેવનો આઠમો દીકરો તને મારી નાંખશે માટે સંભાળીને ચાલ !' એ સાંભળ્યા પછી તરત જ કંસે વસુદેવ અને દેવકીને નજરકેદ કર્યાં. વસુદેવને પોતાની સ્ત્રી રોહિણીને પોતાના મિત્ર નંદગોપને ત્યાં સંતાડી રાખવી પડી.

કેદખાનાની દેખરેખ રાખવા કંસે સિપાઈઓ મૂકી દીધા હતા. દેવકીનો આઠમો ગર્ભ કયો એ ગણનામાં ભૂલ થાય અને એ રહી ગયેલું બાળક યાદવોનો નેતા થાય, અને પોતાનો નાશ કરે એ બીકથી કંસે એક પણ બાળકને જીવતું ન રાખવાનો નિશ્ચય કર્યો. આ રીતે એણે દેવકીના છ પુત્રોને મારી નાંખ્યા. રોહિણીના ગર્ભના પણ એ જ હાલ ન થાય એટલા માટે વસુદેવે એને નંદને ત્યાં મોકલી દીધી હતી. ત્યાં એને એક ઊજળો દૂધ જેવો પુત્ર થયો. એનું નામ રામ પાડ્યું. પાછળથી એના અતિશય બળથી એ બળરામ અથવા બળ-દેવને નામે ઓળખાયા. દેવકીનો સાતમો ગર્ભ ગળી પડ્યો. આગળ જતાં દેવકીને આઠમી વાર ગર્ભ રહ્યો. આ બાળકને મારવા કંસ તલપી રહ્યો હતો, તેમ એને કોઈ પણ રીતે બચાવી લેવાની વસુદેવ–દેવકીને પણ તીવ્ર અભિલાષા હતી. આઠમે મહિને દેવકીને પ્રસવવેદના શરૂ થઈ. એ સમય શ્રાવણ વદ આઠમની મધરાતનો હતો. વરસાદ જોરથી પડતો હતો. ચોમેર કાળું મેશ જેવું અંધારું ફેલાઈ ગયું હતું. પ્રસૂતિ કાળને હજુ ઘણા દિવસની વાર છે એવું લાગતું હોવાથી ચોકીદારો ઘોર નિદ્રામાં પડ્યા હતા. આવે સુયોગે દેવકીને પુત્ર પ્રસવ્યો. ચતુર વસુદેવ તરત જ પુત્રને ઉપાડી ટોપલીમાં મૂકી, ચોકીદારોની ઊંઘનો તથા વરસાદના ઘોંઘાટનો લાભ લઈ, નદીને કાંઠે આવ્યા. પાણીમાં ચાલતાં ટોપલીમાંના પુત્રનો પગ

અડતાં પાણી ઓછું થવા લાગ્યું અને વસુદેવ નિર્વિઘ્ને નંદને ઘેર આવી પહોંચ્યા. આ જ વખતે નંદની સ્ત્રી યશોદાએ પણ એક પુત્રીને જન્મ આપ્યો હતો. યશોદા મૂર્છિત અવસ્થામાં હતી. વસુદેવે છાનામાના યશોદાની શય્યા પાસે જઈ છોકરાને મૂકી છોકરીને ઉપાડી લીધી અને દેવકી પાસે હાજર થયા. બાળકોની અદલાબદલીની વાત વસુદેવ–દેવકી સિવાય બીજા કોઈએ જાણી નહિ. છોકરીએ રડવા માંડયું. એ સાંભળી ચોકીદારો ચમકી ઊઠયા. તરત જ જઈ કંસને જાણ કરી. કંસ ઉતાવળો ઉતાવળો આવી દેવકીના હાથમાંથી કન્યા છીનવી લઈ પથરા પર પછાડવા તૈયાર થયો કે તરત તે છટકી ઊડી ગઈ. ત્રિશૂળ, ખડ્ગ અને અષ્ટભુજા ધારણ કરી દેવીરૂપે દર્શન આપી તેણે કહ્યું કે, મૂઢમતે ! મને મારવાનું મિથ્યા પાપ શાને માટે લેવા તૈયાર થયો છે ? તારો વેરી તો ગોકુળમાં પેદા થઈ ચૂકયો છે. આટલું કહી યોગમાયા અંતર્ધાન થઈ ગયાં. આથી કંસ ગભરાયો અને વસુદેવ દેવકીને નજરકેદમાંથી છોડી મૂકયાં.

નંદને છોકરું છૈયું કંઈ ન હતું. તેની સ્ત્રી યશોદાને પહેલ વહેલું બાળક અવતરેલું જોઈ તેમને ખુબ આનંદ થયો. નંદે આખા ગામમાં સાકર વહેંચી. બારમે દિવસે ઠાઠમાઠથી અને ધામધૂમથી તે બાળકની નામ પાડવાની વિધિ થઈ બાળક જરા કાળો અને શામળા રંગનો હોવાથી તેનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું. કૃષ્ણ રંગે શ્યામ હતા પણ તેમનું કપાળ વિશાળ હતું, આંખો અણિયાળી હતી, હાથ લાંબા અને સુડોળ હતા, છાતી પ્રચંડ હતી અને મુખમુદ્રા ગોળ હતી.

કૃષ્ણ અને બળદેવ બાળપણમાં બહુ રમતિયાળ હતા. ચાલતાં ન હતું આવડતું છતાં તેઓ આળોટતા આળોટતા કયાંના કયાં ચાલ્યા જતા. તેઓ બંને ચાલતાં શીખ્યા એટલે ગોવાળિયાઓના ઘરમાં પેસી જતા, દૂધ દહીં અને માખણ લઈ પોતે ખાતા અને પોતાના સાથીઓને ખવડાવતા. લોકોનાં વાછરડાં છોડી મૂકતા. આવાં અનેક અટકચાળાંથી ગોકુળની ગોવાળણો યશોદા પાસે તકરાર લઈ આવતી

એક દિવસ યશોદા કૃષ્ણને ધવરાવતી હતી. તે વખતે ઘરમાં ચૂલા ઉપર દૂધ ઊભરાઈ જતું જોઈ યશોદા કૃષ્ણને નીચે મૂકી દોડી ગઈ. આથી કૃષ્ણને રીસ ચડી અને છાસનું માટલું લાત મારી ફોડી નાખ્યું. મા મારે નહિ એટલા માટે ખૂણામાં સંતાઈ બેઠા. આ જોઈ યશોદાને રીસ ચડી અને તેણે કૃષ્ણને ઢોર બાંધવાના દોરડા વડે ખાંડણિયાની સાથે બાંધ્યા. કૃષ્ણે દોરડું છોડવા પ્રયત્ન કર્યો પણ છૂટયું નહિ. કૃષ્ણ ખાંડણિયા સાથે ફરતા ફરતા બે ઝાડની વચમાં આવી અટકી પડયા. જોરથી આંચકો માર્યો તેની સાથે જ બંને ઝાડ મૂળમાંથી ઊખડી ગયાં. અવાજ સાંભળી નંદ યશોદાએ આવી કૃષ્ણને છૂટા કર્યા. કૃષ્ણને આવી સજા કરવા માટે નંદે યશોદાને ઠપકો આપ્યો. કૃષ્ણને દોરડે બાંધ્યા ત્યારથી લોકો તેમને દામોદર (જેને પેટે દોરડું બાંધ્યું હતું તેવા) કહેવા લાગ્યા.

જેમ જેમ રામકૃષ્ણની ઉંમર વધતી ગઈ તેમ તેમ તેમનાં બુદ્ધિ અને બળ પણ વધતાં ગયાં. કૃષ્ણની પરદુઃખભંજનતા પણ વધવા લાગી. શ્રી કૃષ્ણે પોતાની શક્તિથી બે વાર ગાયોને દાવાનળમાંથી બચાવી, અતિવૃષ્ટિ વખતે પોતાની ટચલી આંગળી વતી ગોવર્ધન પર્વત ઉપાડી ગામના લોકોને એકત્રણ દિવસ સુધી નીચે રાખ્યા હતા, કાલીનાગનું દમન કરી યમુનાને નિર્વિષ કરી, જંગલી ગધેડાંઓનો નાશ કરી વનને ભયરહિત કર્યું. શ્રીકૃષ્ણની મોરલીમાંથી નીકળતો મધુર સ્નેહરસ ગાયોને પણ સ્થિર કરી દેતો. ગોપીઓની કૃષ્ણ વિષે પરમેશ્વરપણાની નિષ્ઠા દિવસે દિવસે વધવા લાગી અને કૃષ્ણનું માહાત્મ્ય પિછાની તેઓ ભક્તિ કરવા લાગી.

શ્રીકૃષ્ણનામાં કેવળ બુદ્ધિકૌશલ્ય અને શારીરિક બળ ન હતાં પણ એમની વિવેકબુદ્ધિ પણ જાગ્રત હતી. એ સમજણા થયા ત્યારથી ધર્મ અને અધર્મનો વિચાર કરતા હતા. ઇંદ્રની બધા શા માટે પૂજા

. કરે છે એ વિષે તેમને શંકા થઈ. ગોપોનાં જીવનનો આધાર ગાયો અને ગોવર્ધન છે. મેઘ કાંઈ ગોપો માટે વરસતો નથી, તેમ ગોપોના અન્નકૂટથી વરસાદ વધી ઘટી શકતો નથી, પણ ગોપોની પવિત્રતા સમજવામાં અને જેને આધારે પોતાનો નિર્વાહ ચાલે છે તેની પૂજા કરવાનો અર્થ છે. આવા વિચારથી શ્રીકૃષ્ણે ઇન્દ્રપૂજા બંધ કરાવી ગાયો અને ગોવર્ધનની પૂજા શરૂ કરાવી.

આવી રીતે રામકૃષ્ણનાં અઢાર વર્ષ ગોકુળમાં પસાર થયાં. આ બંનેનાં પરાક્રમની વાતો સાંભળી કંસે પોતાના શત્રુને મારવા માટે ગુપ્તચરોને મોકલવા શરૂ કર્યા. પણ તેમાંનો કોઈ પાછો આવતો નહિ.

કંસે બીજી એક બાજી ગોઠવી. દેશદેશના પહેલવાનો મથુરામાં બોલાવ્યા ને કુસ્તીની હરીફાઈ રાખી. આમાં બળરામ તથા શ્રીકૃષ્ણને પણ આમંત્રણ આપવામાં આવ્યું. તેમને તેડી લાવવા માટે કંસે અક્રૂર નામના માણસને મોકલ્યો હતો.

રામ અને કૃષ્ણને વિદાય કરવાનો સમય આવ્યો. વિદાય એટલે લગભગ નિરંતરનો જ વિયોગ હતો. એ વેળાનું દશ્ય શુષ્ક હૃદયને પણ રડાવે એવું હતું.

નંદ-યશોદાને એકના એક પુત્રને ખોઈ બેસવા જેવું થયું. વ્રજવાસીનાં ચિત્તને કનૈયાએ એવાં આકર્ષી લીધાં હતાં, કે શરીરના રંગથી સાર્થક થયેલું નામ એની પ્રેમશક્તિથી પણ યોગ્ય હતું. વ્રજવાસીઓને મન મધુરી મોરલીવાળા સિવાય કોઈ શ્રેષ્ઠ દૈવત હતું જ નહિ. અંતે હૈયું કઠણ કરી વ્રજવાસીઓએ રામકૃષ્ણને અક્રૂર સાથે વિદાય કર્યા. કંસને તો આ બે ભાઈઓને મારી નંખાવવા હતા એટલે તેણે મહાવત પાસે એક મદોન્મત્ત હાથી કૃષ્ણ સામે દોડાવ્યો. કૃષ્ણે વીજળી વેગે ચપળતા વાપરી, હાથીના દાંત પકડી જોરથી ઉખાડી એનું માથું ભાંગી નાખ્યું. આ પરાક્રમ જોઈ કંસના હોશકોશ ઊડી ગયા. પ્રજાની સહાનુભૂતિ કૃષ્ણને મળી. સૌ કંસને ફિટકારવા લાગ્યા. કુસ્તીની શરૂઆત થઈ. ભયંકર દાવપેચ ખેલાયો. ઘણો વખત કુસ્તી ચાલી. કૃષ્ણે જોરથી એક મુક્કી મારી ચાણુરને યમપુરીનો માર્ગ દેખાડ્યો. એટલામાં રામે મુષ્ટિકના પ્રાણ લીધા. હવે કંસનો વારો આવ્યો. શ્રીકૃષ્ણે કંસને રંગમંડપમાં પછાડ્યો કે તરત જ તેના પ્રાણ ચાલ્યા ગયા.

સર્વે યાદવો ધારતા હતા કે શ્રીકૃષ્ણ રાજ્યગાદી લેશે. પણ એમણે એમ ન કરતાં ઉગ્રસેનને બંધનમાંથી મુક્ત કરી ગાદીએ બેસાડ્યો.

વસુદેવ ને દેવકી આ સભામાં હાજર હતાં. રામકૃષ્ણ એમને પગે પડ્યા. લાંબે વર્ષે પોતાનાથી જુદા પડેલા પુત્રોને જોઈ કોને આનંદ ન થાય? એમણે હર્ષાશ્રુઓથી પુત્રોને નવરાવી દીધા. શ્રીકૃષ્ણ અહીંથી ઉજ્જયિનીમાં સાંદિપની ઋષિના આશ્રમમાં અભ્યાસ કરવા ગયા.

શ્રીકૃષ્ણનું વિદ્યાર્થી જીવન બહુ આદર્શ હતું. રાજપુત્ર થઈને પણ તેઓ ગુરુને માટે લાકડાં કાપી લાવતા અને અપૂર્વ શ્રદ્ધાથી સેવા કરતા. અહીં તેમને સુદામા નામના એક ગરીબ બ્રાહ્મણ સાથે મૈત્રી બંધાઈ, જે તેમણે જીવનભર સાચવી રાખી. ગુરુ સાંદિપની પાસે છ માસ ધનુર્વિદ્યા શીખી મથુરા પાછા આવ્યા.

મગધપતિ જરાસંધ આ વખતનો દુષ્ટ અને અભિમાની રાજા હતો. જરાસંધે કૃષ્ણ સામે યુદ્ધ આરંભ્યું તેમાં કૃષ્ણનો જય થયો. થોડા વખત પછી વિદર્ભ દેશના રાજા ભીષ્મકે રુક્મિણીનો સ્વયંવર રચ્યો. આમાં યાદવોને હલકા ગણી શ્રીકૃષ્ણને આમંત્રણ આપવામાં ન આવ્યું. આમાં તો શ્રીકૃષ્ણના સ્વમાનનો પ્રશ્ન હતો. શ્રીકૃષ્ણ તો સ્વયંવરમાં ગયા પણ તેમને જોઈ ઉચ્ચ કુટુંબનો ફાંકો રાખનાર જરાસંધ, શિશુપાલ વગેરે રાજાઓ ચાલ્યા ગયા. સ્વયંવરમાં ભંગાણ પડ્યું.

જરાસંધ ઘણા સમયથી બળ્યા કરતો હતો. તેણે બળવાન રાજા કાળયવનને પોતાના પક્ષમાં

લઈ મથુરા પર હુમલો કર્યો. ધોળપુર આગળ શ્રીકૃષ્ણ અને કાળયવન વચ્ચે યુદ્ધ જામ્યું. આમાં કાળયવન હાર્યો અને ચાલ્યો ગયો.

શ્રીકૃષ્ણ ત્યાંથી બધી સંપત્તિ લઈ દ્વારકા આવ્યા. શ્રીકૃષ્ણે દ્વારકામાં આવી સુંદર નગર વસાવ્યું. પોતાના પિતા વસુદેવને રાજગાદીએ બેસાડ્યા. બળદેવને યુવરાજપદ આપ્યું. પોતાના વિદ્યાગુરુ સાંદિપનીને બોલાવી દ્વારકામાં પુરોહિતપદે સ્થાપ્યા. સૌને કાંઈ ને કાંઈ પદવી આપી પણ પોતે કાંઈ પણ ન લીધું. છતાં સહુ જાણતા હતા કે આ બધું શ્રીકૃષ્ણને જ આભારી છે.

એટલામાં રુક્મિણીનો સ્વયંવરનો સંદેશો આવ્યો કે, હું તમોને મનથી વરી ચૂકી છું. મારા પિતા મને શિશુપાળ સાથે પરણાવવા માગે છે. માટે મને અહીં આવીને લઈ જશો. શ્રીકૃષ્ણ ગામ બહાર એક દેવળની પાછળ છુપાઈ રહ્યા. કુળાચાર પ્રમાણે રુક્મિણી ત્યાં દર્શન કરવા આવી કે તરત લાગ જોઈ એને રથમાં બેસાડી ઘોડા દોડાવી મૂક્યા. કૃષ્ણની પાછળ રુક્મિણીનો ભાઈ સૈન્ય લઈ દોડ્યો પણ તે હાર્યો અને શરમનો માર્યો કુણ્ડિનપુર ન જતાં ત્યાં જ વચ્ચે રાજ્ય સ્થાપીને રહ્યો.

આ અરસામાં આસામમાં નરકાસુર નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે અનેક દેશની સુંદર સુંદર છોકરીઓનું હરણ કરી કેદ કરી હતી. છોકરીઓને છોડાવવા માટે શ્રીકૃષ્ણે નરકાસુર પર ચડાઈ કરી તેનો વધ કર્યો અને છોકરીઓને બંધનમુક્ત કરી. નરકાસુરના છોકરા ભગદત્તને ગાદીએ બેસાડી શ્રીકૃષ્ણ દ્વારકા આવ્યા. શ્રીકૃષ્ણની ગેરહાજરીમાં શિશુપાળે દ્વારકા પર ચડાઈ કરી તેને બાળી મૂકી. રુક્મિણી ઉપરાંત શ્રીકૃષ્ણને બીજી સોળ હજાર સ્ત્રીઓ હતી એમ કહેવાય છે. પણ એની સાચી સંખ્યા વિષે મતભેદ છે. શ્રીકૃષ્ણે ફરી પાછી દ્વારકા બંધાવી એની શોભામાં વિશેષ વધારો કર્યો

આ સમયે પાંડવો ભારે વિપત્તિમાં આવી પડ્યા હતા. દુર્યોધન એમને પોતાના જ મહેલમાં બાળી મૂકવાનું કાવતરું રચતો હતો. પણ ભીમની ચાલાકીથી તેઓ બચી ગયા. પાંડવો બ્રાહ્મણના વેશે દેશદેશાન્તરમાં ભટકી પોતાના દિવસો ગાળતા હતા. વિદુર સિવાય સર્વ તેમને મરી ગયેલા સમજતા હતા. કૌરવોએ તો તેમની શ્રાદ્ધક્રિયા કરીને શોક પણ પાળ્યો હતો.

પાંચાલ દેશના રાજા દ્રુપદને દ્રૌપદી નામે પુત્રી હતી તેનો સ્વયંવર થવાનો હતો. એક ફરતા ચક્રમાં રહેલા લક્ષ્યને તેનું પ્રતિબિમ્બ જોઈને જે વીંધે તેને દ્રૌપદી વરાવવી એવું પણ હતું. ત્યાં સર્વ રાજાઓ આવ્યા હતા. પાંડવો કાપડીના વેશમાં આવ્યા હતા. દ્રુપદ રાજાએ મૂકેલું પણ કોઈ ક્ષત્રિયથી જિતાયું નહિ. શ્રીકૃષ્ણ અને સાત્યકિ સમર્થ હતા છતાં ઊઠ્યા નહિ. દુર્યોધનનો મિત્ર કર્ણ ઊઠ્યો પણ એ સૂતપુત્ર હોવાથી દ્રૌપદીએ તેને ધનુષ્યને હાથ ન લગાડવા દીધો.

હવે બ્રાહ્મણોનો વારો આવ્યો. અર્જુન આગલો જ ઊઠ્યો અને જોતજોતામાં પણ જીતી લીધું. દ્રૌપદીએ અર્જુનને વરમાળા અર્પી. દ્રૌપદીને લઈને પાંડવો કુંતીમાતા પાસે ગયા. કુંતીએ આશીર્વાદ આપી પાંચે પાંડવોની પત્ની થવા આજ્ઞા કરી.

યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવો હતો તેમાં જરાસંધ આડે આવતો હતો. તેથી પાંડવો અને જરાસંધ વચ્ચે યુદ્ધ થયું. આ બન્ને વચ્ચે ચૌદ દિવસના યુદ્ધ પછી જરાસંધ હાર્યો અને મરાયો. શ્રીકૃષ્ણે જરાસંધના પુત્રને ગાદીએ બેસાડ્યો અને કેદ કરેલા રાજાઓને છૂટા કર્યા, જે બધા પાંડવોને અનુકૂળ થઈ ગયા.

કલહનું બીજ દુર્યોધનની છાતીમાં પડ્યું. પાંડવોની સમૃદ્ધિ અને રાજસૂય યજ્ઞમાં ધર્મરાજાને મળેલું માન જોઈ તે ઇર્ષ્યાથી બળવા લાગ્યો અને એણે મામા શકુનિ અને કર્ણ સાથે મસલત કરી પાંડવની સંપત્તિ હરણ કરવાનું કાવતરું રચ્યું.

શકુનિએ યુધિષ્ઠિરને ગમે એવાં મેણાં મારીને પાસા રમવાનું કબૂલ કરાવ્યું. પાસા રમવામાં

યુધિષ્ઠિરે નાણાંની, રથસંપત્તિની, અશ્વગજ સંપત્તિની હોડ મૂકી પણ બધામાં હાર્યા. ધર્મરાજાએ પછી એક પછી એક પોતાના ભાઈઓને હોડમાં મૂકવા માંડયા અને પોતે પણ મુકાયા છતાં હાર્યા. આટલું પણ કપટી મામા શકુનિને પૂરતું ન લાગ્યું. એ બોલ્યો, 'ધર્મરાજા, હજી એક બાજી છે. એ મૂકી છૂટીશ તો સર્વ પાછું આપીશ. તારી સ્ત્રી દ્રૌપદીને પણમાં મૂક.' આવો નિર્લજ્જ શકુનિનો જવાબ સાંભળી સભા 'ધિક ધિક' પોકારી ઊઠી પણ રાજાના અવિવેકની નિદ્રા ઊડી નહિ. તેણે સતી દ્રૌપદીને પણમાં મૂકી. શકુનિએ પાસા નાખ્યા તેની સાથે જ તે બોલી ઊઠયો: છત્યા, છત્યા. દુર્યોધનનો ભાઈ રજસ્વલા દ્રૌપદીને સભામાં નિર્લજ્જપણે ઢોરની માફક ઢસડી લાવ્યો ને દ્રૌપદીનાં વસ્ત્રો એક પછી એક ખેંચી ભર સભામાં લાજ લેવા લાગ્યો. દ્રૌપદીએ ભીષ્મ, દ્રોણ અને પોતાના પાંચ પતિઓ સામે જોયું પણ કોઈએ એના રક્ષણાર્થે આંખ સરખી ઊંચી ન કરી. છેવટે અનન્યભાવે શ્રીકૃષ્ણને શરણે ગઈ. એની એકનિષ્ઠ ભક્તિપૂર્ણ સ્તુતિથી એનું વસ્ત્ર અનંત થયું. હજાર હાથીના બળવાળો દુઃશાસન વસ્ત્ર ખેંચી ખેંચી થાકયો પણ દ્રૌપદીની લાજ ન લઈ શક્યો. સર્વે સભાસદો દુઃશાસનને ફિટકારવા લાગ્યા અને દ્રૌપદીનાં ગુણગાન ગાવા લાગ્યા. ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને વર માગવા કહ્યું. વર માગતાં દ્રૌપદીએ પોતાના પતિઓને દાસત્વમાંથી મુક્ત કર્યા અને રાજ્ય પાછું લીધું.

ધૃતરાષ્ટ્રના વરદાનથી દુર્યોધન વગેરે ગંડાળ-ચોકડીને પોતાની મહેનત બરબાદ થતી લાગી. તેથી તેમણે યુધિષ્ઠિરને ફરીથી જુગટું રમાડી બાર વર્ષ વનવાસ અને એક વરસ અજ્ઞાતવાસ ભોગવવાનું નક્કી કર્યું.

દ્રૌપદીએ શ્રીકૃષ્ણ આગળ પોતાનું દુઃખ કહી અતિશય કલ્પાન્ત કર્યું. શ્રીકૃષ્ણ દ્રૌપદીની વીતક કથા સાંભળી બોલ્યા કે, જેમના ઉપર તું યોગ્ય કારણસર ક્રુધ્ધ થઈ છે, તેમની સ્ત્રીઓ આ પ્રમાણે ડૂસકે ડૂસકે રડશે અને તું સર્વ રાજાની મહારાણી થઈશ.

વનવાસ પૂરો થયો. પાંડવોએ પોતાના રાજ્ય માટે માગણી કરી. અજ્ઞાતવાસનું વર્ષ સૂર્યની કે ચંદ્રની ગતિ પ્રમાણે ગણવું તે ઉપર મતભેદ થયો. ભીષ્મે પાંડવોની તરફેણમાં પોતાનો મત આપ્યો, પણ દુર્યોધને ન સ્વીકાર્યો. યુદ્ધ માટે બંને બાજુ લડાઈની તૈયારી થઈ. અર્જુન બે બાજુની તપાસ કરવા લાગ્યો. તપાસતાં જોયું તો આ લડાઈમાં કેવળ સગાંવહાલાંઓ જ પરસ્પર લડે છે. આવા ભયંકર યુદ્ધનાં માઠાં પરિણામ તેની દૃષ્ટિ સમક્ષ તરી આવ્યાં. આથી અર્જુનને બહુ શોક થયો. અર્જુનને આ સમયે શ્રીકૃષ્ણે જે જ્ઞાનોપદેશ આપ્યો તે શ્રીભગવદ્‌ગીતામાં ગવાયેલો છે. આ ઉપદેશથી અર્જુનનો મોહ ઊતરી ગયો અને તે લડાઈ માટે સજ્જ થયો. લડાઈમાં પાંડવો છત્યા. આ યુદ્ધમાં પાંડવોના સર્વ પુત્રો માર્યા ગયા હતા. માત્ર અભિમન્યુની વિધવા ઉત્તરા તે વખતે સગર્ભા હતી એના ઉપર જ વંશના વિસ્તારનો આધાર રહ્યો હતો. પણ છેલ્લે અશ્વત્થામાએ એ ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્ર નાંખી એને મારી નાંખ્યો હતો. આથી એ બાળક મરેલું અવતર્યું. સ્ત્રીઓમાં રડારોળ થઈ રહી. ઉત્તરા શ્રીકૃષ્ણ પાસે વિલાપ કરવા લાગી. આ શ્રીકૃષ્ણથી સાંભળી શકાયું નહિ. દયાથી શ્રીકૃષ્ણનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ ઉત્તરાના ઓરડામાં ગયા. અને એક આસન ઉપર આચમન કરી બેઠા. મરેલા બાળકને પોતાના ખોળામાં લઈ શ્રીકૃષ્ણ બોલ્યા, મેં આજસુધી મશ્કરીમાં સુદ્ધાં અસત્ય ભાષણ કર્યું નથી તે મારાં પુણ્યથી આ બાળક જીવતું થાઓ. કંસ કે કેશીનો મેં ધર્મથી નાશ કર્યો હોય તો તે બાબતથી આ બાળક જીવતું થાઓ. આમ બોલતા હતા ત્યાં બાળકનો શ્વાસ ચાલવા લાગ્યો અને તે રુદન કરવા લાગ્યું. આ બાળક તે રાજા પરીક્ષિત, જેને શુકે ભાગવત સંભળાવ્યું હતું એવી પુરાણ કથા છે.

યુદ્ધ પછીનું બાકીનું શ્રીકૃષ્ણનું જીવન ઘણું

પણ દ્વારકા ગામમાં જ ગયું. સુદામા અને શ્રીકૃષ્ણ સાંદીપનિના આશ્રમમાં ભણતા હતા ત્યારથી બંને ગાઢ મિત્રો હતા. સુદામાનો ગૃહસંસાર ઘણો ગરીબી વાળો હતો. સુદામાની પત્નીથી ગરીબાઈનાં દુઃખ ન સહન થવાથી તેણે સુદામાને તાંદુલની પોટલી આપી શ્રીકૃષ્ણ પાસે મોકલ્યા. શ્રીકૃષ્ણે સુદામાની ખૂબ આગતાસ્વાગતા કરી. શ્રીકૃષ્ણે સુદામાને અખૂટ સંપત્તિ આપી હતી.

રાજમદ એ શ્રીકૃષ્ણના કાળના ક્ષત્રિયોનું પ્રધાન દૂષણ હતું. એનો નાશ કરવો એ શ્રીકૃષ્ણનું જીવનધ્યેય હતું. એ જ ઉદ્દેશથી તેમણે કંસ, જરાસંધ, શિશુપાળ અને કૌરવ કુળનું નિકંદન કરવામાં આંચકો ન હતો ખાધો. પણ હવે એ રાજમદ ત્યાંથી ઊતરી સ્વજનોમાં ભરાયો. શ્રીકૃષ્ણના પ્રતાપથી યાદવો સમૃદ્ધિને શિખરે પહોંચ્યા હતા એટલે એ પણ હવે છકી ગયા હતા. માથે શત્રુ ના રહ્યા એટલે વિલાસી થયા અને દારૂનું છડેચોક સેવન કરવા લાગ્યા. પરસ્પર દ્વેષ દિવસે દિવસે વધવા લાગ્યો. સ્ત્રીઓ ઉપર નિર્લજ્જપણે અત્યાચાર કરવા લાગ્યા. આવી યાદવોની સ્થિતિ જોઈ શ્રીકૃષ્ણને ખૂબ દુઃખ થયું.

એક વખત બધા યાદવો સ્ત્રીપુત્ર સહિત પ્રભાસતીર્થ ગયા હતા. અહીં દારૂ નાચગાન સાથે શરૂ થયો. વાતવાતમાં ભારતીય યુદ્ધની સ્મૃતિઓ શરૂ થઈ. યાદવો એકબીજા જોડે વાગ્વિવાદે ચડ્યા. તેમાંથી ગાળાગાળીએ આવ્યા. ગાળોમાંથી લડાઈ થઈ. થોડી વારમાં લોહીની નદીઓ વહેવા લાગી.

બળરામે પ્રાણનો નિરોધ કરી દેહ છોડવા સમદ્ર કિનારે આસન વાળ્યું.

શ્રીકૃષ્ણ દ્વારકા જઈ વસુદેવ-દેવકીના પગમાં માથું મૂકી સર્વ શોકજનક સમાચાર કહી, યોગથી પ્રાણ ત્યાગ કરવા શહેર બહાર નીકળ્યા અને એક ઝાડને અઢેલી ડાબી સાથળને ઊભી રાખી તે ઉપર જમણો પગ મૂકી બ્રહ્માસન વાળી બેઠા. એટલામાં એક ભીલે શ્રીકૃષ્ણના પગના તળિયાને મૃગનું મોં સમજી તે ઉપર તાકીને તીર માર્યું. આ રીતે જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણનો અંત આવ્યો અને શ્રીકૃષ્ણના અંતથી ભારતવર્ષમાં કળિયુગનો આરંભ થયો.*

**તુલસીભાઈ મોતીભાઈ પટેલ**

* ગુજરાત વિદ્યાપીઠના ગુજરાત વિનયમંદિરમાં આપેલું વ્યાખ્યાન. તા. ૭-૬-૩૯



## એકલ હું

જીવન અબ્ધિ ભર્યાં દુઃખની મહીં–
જીવન એકલ હું જીવતો રહું
કઠીન દુઃખ મહીં પડવા છતાં–
જીવન ને થમરાવત હું રહું ...

**વાસુદેવ જાની**

## પ્રથમ તો મને –

: પૃથ્વી :

મને જીવનક્ષેત્રમાં પટ વિશાળ હે વ્યોમશો
વિરાટ રૂપને ધરી ઘૂમી હું કર્મક્ષેત્રે રહું
પરન્તુ વળી એથી યે પ્રથમ તો મને એ જ હે
કહી ઉર્દૂ ગુસૂફમશા ભૂલું ન જીવને ગૂજવા.

**મૂળશંકર જોષી**




## ઝડપના રેકર્ડ

વિજ્ઞાનના દરેક ક્ષેત્રમાં ચાલુ દશકામાં ભારે પ્રગતિ ને નવી શોધખોળો થઈ રહી છે. ઝડપનાં ક્ષેત્રમાં પણ આ દશકો સકવર્તી ગણાશે. દરેક ક્ષેત્રમાં રેકર્ડો તોડવાનો નવો તબક્કો આ દશકામાં જોવામાં આવે છે.

દશકા પહેલાં અસો માઈલની અંદરની ઝડપ અતિ આશ્ચર્યજનક ગણાતી હતી. આજે અવાજની ગતિના જેટલી ઝડપે વિમાન ઉડાડવાના ખ્યાલ જરા પણ વાહિયાત લાગતા નથી. ઊલટાનું, મહાન વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. હેલ્ડેન જેવા તો માને છે કે થોડાં જ વરસમાં ધ્વનિ–sound–ની ગતિ ( લગભગ ૭૦૦ માઈલ દર કલાકે) એ હવાઈ જહાજો ફરતાં થઈ જશે.

આજે બે કલાકે ત્રણસો માઈલ કે એથી પણ વધારે ઝડપે વિમાનો ઉડાડવાના દાખલા બને છે. સો માઈલથી પણ વધારે ઝડપે પેસેન્જર ટ્રેનો યુરોપમાં કેટલાક દેશોમાં પ્રયોગ દાખલ દોડાવવામાં આવે છે.

પણ સૌથી વધારે ધ્યાન ખેંચે એવા ઝડપી રેકર્ડો નોંધાવવાનું ને તોડવાનું. મોટરની અને મોટર બોટ–પાણીમાં ચાલતી મોટર હોડીની વારંવાર બદલાતી બાબતમાં બની રહ્યું છે. ને તે પણ એક જ વ્યક્તિના પરમ પુરુષાર્થનું એ ફળ છે. એ વ્યક્તિ તે રેકર્ડઘેલી–Record-mad–સર માલ્કમ કેમ્પબેલ. હમણાં જ એમણે (તા. ૧૯–૮–૧૯૩૯) પોતાની મોટર હોડી–બ્લ્યુબર્ડ II ને પાણીમાં કલાકે ૧૪૧·૭૪ માઈલની ઝડપે હાંકીને પોતાનું આગલું રેકર્ડ જે કલાકે ૧૩૦·૯ માઈલ હતું તે તોડીને પાણીમાં મોટર બોટ ચલાવવાનો નવો ઝડપરેકર્ડ નોંધાવ્યો છે.

સર માલ્કમે જમીન ઉપર ઝડપી મોટર દોડાવવાનો રેકર્ડ પણ તોડ્યો હતો. આજથી બે વરસ ઉપર એમના હાથમાં જમીન અને જળ બંનેની ઝડપનું રેકર્ડ હતું! પણ ૧૯૩૭માં કેપ્ટન જ્યોર્જ આઇસ્ટને કલાકે ૩૧૦ માઈલે પોતાની મોટર દોડાવી સર માલ્કમને વટી ગયા હતા.

છેલ્લાં બે વરસમાં ત્રણ રેકર્ડ નોંધાવવાનું ને તોડવાનું માન સર માલ્કમને મળે છે.


ઝડપના રેકર્ડવીર સર માલ્કમ કેમ્પબેલ: પોતાની મોટરહોડી બ્લ્યૂબર્ડ II સાથે

આજે જમીન ઉપર ૩૫૭.૫ માઈલની ઝડપે મોટર દોડાવવાનું રેકર્ડ કેપ્ટન આઈસ્ટનના હાથમાં છે. એને તોડવાનો ભગીરથ પ્રયત્ન મિ. જોન કોબ નામનો એક બ્રિટિશ મોટરીસ્ટ કરી રહ્યો છે. હમણાં જ એણે અમેરિકામાં ૩૫૩ માઈલની ઝડપે મોટર હાંકી હતી. કદાચ એ કેપ્ટન આઈસ્ટીનનું રેકર્ડ થોડા વખતમાં તોડીને ૩૫૭.૫ માઈલથી પણ વધારે ગતિએ મોટર દોડાવવાનું પોતાનું નવું ને શકવર્તી રેકર્ડ નોંધાવે પણ ખરો. આજે તો જેમ પાનખર ઋતુમાં ઝાડ ઉપરથી વારાફરતી પાંદડાં ખરે છે એમ ઝડપનાં પાછલાં રેકર્ડને નવાં રેકર્ડ તોડી રહ્યાં છે.

આજે જ્યારે લગભગ ૩૬૦ માઈલની ઝડપે મોટર દોડાવવાના રેકર્ડ નોંધાયા છે ત્યારે એ જાણવું અત્યંત રમિક થઈ પડે એમ છે કે માત્ર બે જ વરસ ઉપર ૧૯૩૭માં સર માલ્કમ કેમ્પબેલના હાથમાં જમાનનો મોટર સ્પીડનો ૩૧૦ માઈલનો રેકર્ડ હતો ! માત્ર બે જ વરસમાં ૪૭ માઈલ ઝડપનો રેકર્ડ આગળ વધી ગયો છે ! તો આ સદીમાં વીજળીની ગતિએ મોટર દોડાવનારા પણ નીકળશે એમ માનવામાં કંઈ ખોટું ગણી શકાય ખરું કે ?

અહીં એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે બાર વરસ ઉપર ૧૯૨૭માં લેન્ડ સ્પીડનો રેકર્ડ માત્ર ૧૭૨ માઈલનો હતો ! બાર વરસમાં ૧૭૨ માઈલથી ૩૫૭.૫ માઈલ ઉપર ઝડપ આવી ગઈ છે !

## વિચિત્ર રિવાજો

દરેક દેશમાં ને દરેક કોમમાં એકબીજાથી ઘણી વિચિત્ર રીતે જુદા પડે એવા રિવાજો હોય છે. પણ કેટલીક જંગલી ગણાતી જાતિઓના કેટલાક રીતરિવાજો તો ખરેખર વિચિત્રતાની હદ ઓળંગી જતા હોય છે.

દા. ત. કાન્ડી નામની એક જાતિમાં પોતાનાં મકાનનાં છાપરાં ઉપર આગ બનાવવાનો રિવાજ છે. આગ ઉપર ચડવા માટે (આગમાં જવા માટે નહિ.) ઘરની સ્ત્રીઓ એક વાંસડો રાખે છે. વાંસડામાં ખાંચા પાડીને ઉપર ચડવા માટે પગથિયાં કરવામાં આવ્યાં હોય છે.

કેમેરુન પ્રદેશમાં સ્ત્રીઓ સુંદર દેખાવા માટે પોતાની ચામડી ઉપર છરી વતી વિચિત્ર આકાર-વાળા ભયંકર કાપ મૂકે છે. એની પછી દવા કરવામાં આવતી નથી. ઘા એમને એમ સડીને ચાંદા પડે ને માંસના લોચા બહાર દેખાવા માંડે ત્યારે પુરુષો એ સ્ત્રીઓને અત્યંત સુંદર ગણે છે.

આરામ લેવાની પણ જુદી જુદી રીતો હોય છે. સુધરેલા લોકો આરામ લેવા માટે આરામ ખુરશીમાં પડ્યા પડ્યા છાપું વાંચે કે પાન સીગરેટ ફૂંકે. પણ સોમાલીલેન્ડમાં સોમાલી જાતિના લોકોને આરામ કરવો હોય છે ત્યારે એ કંઈ જુદું જ કરે છે. અભણ ને અણઘડ હોવાથી એમની પાસે આરામ ખુરશી કે પેપર ક્યાંથી હોય ? એઓ એક ડાંડીએ દોરડું બાંધીને ભીંતે ખીંટી સાથે બીજો છેડો બાંધી દે છે. પછી એક પગ એમ ખીંટીના દોરડા સાથે બાંધીને લટકતો રાખી પથારીમાં પડીને સૂઈ જાય છે !

બાંકુ ટોળીના માણસો સંગીતશોખીન બહુ હોય છે. દરેક માણસને ગાવાનો ભારે શોખ હોય છે. હવે કોઈ માણસને સૂર ને લયની કુદરતી બક્ષિસ હોય ને એ સારા ગવૈયા તરીકે ખ્યાતિ પામે એટલે ટોળીનો નાયક એની કદર કરવા માટે એની આંખ ફોડી નાખે છે. એમનામાં એવી રીતે જ કદર કરવાનો રિવાજ !

## વાદળાં

આપણામાંના ઘણાને આકાશમાં દેખાતાં વાદળાંની ઉપયોગિતાનો ખ્યાલ માત્ર વરસાદ વરસાવવા પૂરતો જ હોય છે. ના, એ સિવાય પણ પૃથ્વી ઉપર વસતાં જીવપ્રાણીઓને વાદળાં અનેક રીતે ઉપકારક થઈ પડે છે.

વરસાદ આપવા સિવાય વાદળાંનો બીજો મુખ્ય ઉપકાર એ હવામાન–temperature–ને સમધારણ રાખવામાં મદદ કરે છે એ છે. રાત અને દિવસ વચ્ચે ટેમ્પરેચર–હવામાનમાં વાદળાંને લઈને ઘણો ઓછો તફાવત પડે છે. નહિ તો દિવસે ધોમ ધખે ને રાત્રે હિમ વરસે એવું હવામાન થઈ જાય. દિવસે વાદળાં સૂર્યમાંથી પૃથ્વી ઉપર ધસી આવતાં ગરમ કિરણો વચ્ચે પરદાનું કામ કરે છે. રાત્રે એ તપેલી ધરતી પોતાની ગરમી રેડિયેશન દ્વારા હવામાં છોડી દેતી હોય છે એને આંતરવાનું કાર્ય કરે છે. રણમાં વાદળાં ન હોવાથી દિવસે સખત ગરમી ને રાત્રે સખત ઠંડી પડે છે

રા.

# કિશોર

વર્ષ ૫
અંક ૨

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

ઑક્ટોબર ૧૯૩૯





હૃદયને પવિત્ર, ઉન્નત અને દૈવી .... એકમાત્ર ઉપાય તે તેજસ્વી ભાવના છે. હૃદય પ્રાણવાન છે તે જ આવી ભાવના પચાવી શકે છે.

કાકા

કિશોર કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

# કિશોર

વર્ષ ૫ ઑક્ટોબર : ૧૯૩૯ અંક ૨

## અનુક્રમણિકા



## તમારી પાસે છે ?

કુદરતી દેખાવો
ઐતિહાસિક સ્થાનો
પ્રાણીઓ
કલાત્મક ઇમારતો
જાહેર સંસ્થાઓ
રમતગમત
અથવા
પ્રસિદ્ધ વ્યક્તિઓના ફોટા.

હોય તો મોકલજો. પસંદ પડેલા ફોટાની યોગ્ય કિંમત આપવામાં આવશે.

વ્યવસ્થાપક, 'કિશોર'

## તમે શું લખશો ?

ઇતિહાસના પ્રસંગો
વિજ્ઞાનની વાતો
સાહસકથાઓ
પ્રવાસવર્ણનો
પ્રાણીજીવનની વાતો
વનસ્પતિસૃષ્ટિનાં રહસ્યો
જીવનચરિત્રો
કથાકાવ્યો
પ્રેરક પ્રસંગો
વ્યાયામ અને રમતોની માહિતી.

તમારાં લખાણ સાથે ફોટો-ચિત્રો મોકલશો તો તેનો પણ ઉપયોગ થઈ શકશે.

તંત્રી: 'કિશોર'
ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર કાર્યાલય C/O પ્રધાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ તા. ૩૦-૧૦-૩૯

વાર્ષિક લવાજમ રૂ. ૪  બર્મા તથા પરદેશ રૂ. ૬  છૂટક અંક ૦-૬-૦

વર્ષ ૫ અંક ૨

# કિશોર

ઓક્ટોબર : ૧૯૩૯

## બનીશ અંકો વિમાની

બા ! જોજે હું બનીશ અંકો વિમાની.
આસમાની આલમમાં ઊડીશ
ફરું નહિ પાછી પાની—બા !૦

ગરુડરાજ શું વિમાન મારું
સડસડ કરતું ચડશે;
પાંખોથી પવન ચીંખી નાખીને
આસમાને જઈ અડશે;
જ્યાંથી પૃથ્વી ય લાગશે નાની—બા !૦

પીંખીશ વાદળાં, ખેલીશ વીજ શું,
પાડીશ તોફાન ટાઢાં:
નિર્ભય હૃદયે ઊડીશ ચીરતો
રાત્રિનાં તિમિર ગાઢાં:
હોંસ મને સ્થળકાળ જીતવાની—બા !૦

વાદળ સાથે વાતો કરતા
પર્વત નીચા નમશે;
સાતે સમદર ને નવ ખંડે
વિમાન મારું ભમશે:
લિજ્જત લઈશ બધી હવાની—બા !૦

જહીં જહીં મારું જશે વિમાન ત્યાં
દેશનું નામ ગવાશે
ભરતભૂમિનો મહિમા ઊજળો
દશે દિશાએ છવાશે
બા ! ગજ ગજ છાતી તારી ફૂલવાની—બા૦

૧૫-૬-૩૯

પૂજાલાલ

# भगीरथविद्या

શ્રી વેદવ્યાસે હિંદની નદીઓને લોકમાતાનું નામ આપ્યું છે. રવિઠાકુર પણ "જહ્નવિ-જમુના-વિગલિત-કરુણા-પુણ્ય પીયૂષ'નું ગાયન ગાતાં થાકતા નથી; પરંતુ ક્યારેક જ્યારે આ નદીઓ ભૈરવીનું રૂપ ધારણ કરે છે અને પોતાનાં બાળકોનો નાશ કરવા નીકળે છે ત્યારે વિસ્મય અને વિષાદથી પૂછવું પડે છે કે આ પોતાનાં જ બાળકોનું બલિદાન લેનારું વાત્સલ્ય ક્યા પ્રકારનું ' પરંતુ આવા કેવળ પુણ્ય પ્રકોપથી કે કાવ્યમય ભાવનાથી જીવનની સમસ્યાઓ ઉકેલાતી નથી જો આપણે એ શક્તિઓમાંથી પૂરેપૂરો લાભ ઉઠાવવાની લાયકાત પ્રાપ્ત કરીએ તો ખેતીપ્રધાન હિંદુસ્તાનને ત્રણ શક્તિઓ સર્વસમર્થ બનાવી શકશે. લાંબો સમુદ્રતટ, એકબીજા સાથે હરીફાઈ કરનારા ગગનચૂંબી પર્વતો તથા પૂર્વપશ્ચિમ અને દક્ષિણવાહિની નદીઓ, આ ત્રણે હિંદુસ્તાનની અસાધારણ સંપત્તિ છે. જો આપણે વિજ્ઞાનનો આશરો લઈએ અને યંત્રવિદ્યાનો આ કાર્ય માટે ઉપયોગ કરીએ તો હિંદની શક્તિને આપણે બહુ જ સહેલાઈથી દસગણી વધારી શકીશું. હિંદુસ્તાનની નદીઓનો જ વિચાર કરીએ; એના કરોડો અને અબજો ગૅલન પાણીનો આપણે આજે કેટલો ઉપયોગ કરી શકીએ છીએ ? સમુદ્રનું પાણી આકાશમાં જઈ વરસાદના રૂપમાં પર્વતો ઉપર પડ્યું અને ત્યાંથી ફરી પાછું વહેતુંવહેતું સમુદ્રમાં ચાલ્યું ગયું. આમાં આપણા હાથમાં શું આવ્યું ? કેટલીક નદીઓનું પાણી થોડુંઘણું ખેતીમાં ઉપયોગી હોય છે, થોડીક નદીઓ વહાણો મારફતે માલ લાવવા લઈ જવાના કામમાં ઉપયોગી બને છે અને આજકાલ તો મોટાં શહેરોની ગંદકી એકઠી કરીને તેને વહેવરાવી દેવાનું ગટરનું કામ પણ આ પવિત્ર નદીઓ પાસેથી લેવામાં આવે છે. નદીઓનો આથી પણ ઘણો વધારે ઉપયોગ તો મનુષ્યવૃદ્ધિને માટે થાય છે. આજે જે ખેતી થાય છે તેનાથી વધારે ખેતી આ નદીઓની નહેરો દ્વારા આપણે કરી શકીએ. બંગાળ જેવા જરૂરિયાતથી અધિક પાણીવાળા પ્રદેશમાંથી વધારાના પાણીને કાઢી નાખવા માટે પણ આ નદીઓ કામમાં આવી શકે છે. રાષ્ટ્રીય સરકાર આ નદીઓનાં પાણીના વેગનો ઉપયોગ કરી ગતિશક્તિને માટે કારખાનાં પણ ચલાવી શકે, અને જો રેલવે કે મોટર પ્રત્યે આપણો પક્ષપાત ન હોય તો નદીઓ દ્વારા મુસાફરી કરીને અને માલ લાવવા લઈ જવામાં તેનો ઉપયોગ કરીને આપણે તેનું મહત્ત્વ આજના કરતાં અનેકગણું વધારી શકીએ છીએ.

નદીઓ દ્વારા પહાડોમાંથી અત્યંત કીમતી એવું ખાતર આવે છે એને પણ આપણે સમુદ્ર સુધી શું કામ વહી જવા દઈએ ? એનો પણ કબજો લઈને આપણે ખેતીના કાર્યમાં ઉપયોગ કરી શકીએ. જો આ કાર્ય સોએ સો ટકા પાર ઉતારવામાં આવે તો આજે આ દેશમાં જેટલી વસ્તી પોસાય છે તેનાથી કેટલીય ગણી વધારે વસ્તી સહેલાઈથી પોસાઈ શકે.

આ કાર્ય તો જ્યારે થાય ત્યારે ખરું. આજનો પ્રશ્ન તો આ નદીઓ દ્વારા જે સેંકડો મનુષ્યોનું અને હજારો પ્રાણીઓનું ભક્ષણ થાય છે તેનું રક્ષણ કેવી રીતે કરી શકાય તે છે. સૂર્ય નામના કાશ્મીરના રાજા અથવા તો રાજપુરુષે આ વિદ્યાનું મોટા પ્રમાણમાં અનુશીલન કર્યું હતું. કાશ્મીરમાં દર વર્ષે આવતા પૂરથી બચવાનો એણે જે ઉપાય શોધી કાઢ્યો એના કરતાં આજની દુનિયા બહુ આગળ વધી નથી. નદીઓની બન્ને તરફ જ્યાં જ્યાં સમતલ જમીન હોય ત્યાં ત્યાં આજે પણ આપણે એ જ ઉપાય અજમાવી શકીએ. નદીઓમાંથી અનેક નહેરો કાઢીને જો તેનાં પાણીને સર્પાકારી વાંકી ગતિ આપી આસપાસ ફેલાવી દેવામાં આવે તો પાણીનું

જોઈએ એટલું થઈ જાય અને એની સાથે વધારાનો આવતા કાંપનો પણ ખેતીના કામમાં ઉપયોગ થઈ શકે.

આ તો જૂનો રસ્તો થયો. આનો પણ આપણે પૂરેપૂરો અનુભવ નથી કર્યો. પરંતુ હવે તો આપણે સરિત્‌વિદ્યા ઘણી આગળ વધારી શકીએ તેમ છીએ. દરેક નદી દર વર્ષે કેટલું પાણી લાવે છે, પાણી લાવવાનો એનો પ્રદેશ કેટલો છે, એટલા વિભાગમાં વધારેમાં વધારે કેટલું પાણી વરસી શકે છે, અને એટલા પાણીના નિકાસ સાથે આપણે ક્યા ક્યા અને કેટલા ઉપયોગ કામમાં લાવી શકીએ તેમ છીએ, એનાં 'સર્વે' તથા 'એસ્ટિમેટ'—નિરીક્ષણ અને ગણના—આપણે કેમ ન કરીએ? એને અંગે આપણે એક ખાસ વિભાગ કાયમનો કેમ ન યોજીએ? સિંધના 'સક્કર બૅરેજ'ની ગતિ જાણવા માટે પૂના પાસેના ખડકવાસલા સરોવરની નીચે એક નાનકડો પ્રાયોગિક 'સક્કર બૅરેજ' બનાવવામાં આવ્યો છે. અને ત્યાંની ગણનાથી જે પરિણામો નક્કી થાય છે, જે સિદ્ધાન્તો નીકળે છે, એનો ફાયદો સિંધને પહોંચાડવામાં આવે છે. જો પ્રત્યેક જિલ્લાનું નાનકડું નમૂનાચિત્ર ક્યાંક તૈયાર કરવામાં આવે અને પછી તેના ઉપર કૃત્રિમ વરસાદ વરસાવી પાણીનું પૂર ક્યાં કેટલું આવે છે તેનો અંદાજ કાઢવામાં આવે તો જોખમનાં બધાં સ્થાનો અને તેને દૂર કરવાના ઉપાયો આપણા ધ્યાનમાં આવી જશે. પ્રત્યેક વર્ષાઋતુમાં વિમાનની દ્વારા નજરથી એ તપાસવામાં આવે કે પાણીનું વહેણ ક્યાં ક્યાં કેટલું છે અને કઈ દિશામાં છે અને સાથે સાથે જ તેનું ચોક્કસ માપ પણ લેવામાં આવે.

ફક્ત એકબે વર્ષમાં જ આપણને બરાબર ખબર પડી જવી જોઈએ કે પાણીના પૂરથી જાનમાલની રક્ષા માટે ક્યાંક્યાંથી આપણે જમીન તોડવી જોઈએ અને ક્યાંક્યાં બંધ બાંધવા જોઈએ.

જ્યારે સારા સંસારની જમીનનો નકશો આપણી સામે છે, સૂર્ય, પ્રકાશ, હવા અને પાણીનું પણ આપણે માપ કાઢી શકીએ છીએ, ત્યારે એવું તે શું કારણ છે કે સંગઠિત સમાજમાં એકપણ માણસ, પશુ કે ઘરનો નાશ થાય!

આપણે જાણીએ છીએ કે વિજ્ઞાનમાં પ્રગતિ કરી ચૂકેલા અમેરિકા જેવા દેશો પણ પૂરથી પોતાના દેશનાં શહેરોની રક્ષા કરવામાં સફળતા નથી મળી. પરંતુ પ્રત્યેક કાર્યમાં હિંદુસ્તાને પાછળ જ રહેવું જોઈએ એવું કાંઈ નથી. ત્યાંના મોટમોટા પર્વતો દક્ષિણોત્તર દિશામાં છે. એથી કદાચ ત્યાંની આબોહવામાં વધારે ચંચળતા હોય એ વધારે સંભવિત છે. આપણા દેશમાં તો પિતામહ હિમાલયને કારણે ઉત્તરના ઠંડા પવનો હંમેશને માટે રોકાઈ ગયા છે. અને પૂર્વ તથા પશ્ચિમના મોસમી પવનો પણ ઘણે અંશે નિયમિત છે. સહ્યાદ્રિની આસપાસની આબોહવા પણ અસ્થિર નથી અને આપણા દેશની ભૂસ્તરરચના પણ એટલી બધી જટિલ નથી. આવી સ્થિતિમાં હિંદી સરકારની પ્રેરણાથી હિંદના નવા ભાગ્યવિધાતાઓ અથવા તારાઓ આ કાર્ય પ્રત્યે ધ્યાન આપે તો દુનિયાના બીજા દેશોને એક નવીન માર્ગ મળી શકે.

સૂર્યવંશી ભગીરથે ત્રણ પેઢીનું કાર્ય સફળ કરીને ગંગા નદીને હિમાલયથી લઈને સમુદ્ર સુધી સુવ્યવસ્થિત કરી. વળી પુરાણ કહે છે અને આપણે માનીએ છીએ કે એણે એના પૂર્વજોનો અને પોતાના વંશજોનો ઉદ્ધાર કર્યો. આપણે ભગીરથ જેવા પૂર્વજોની પ્રેરણા લઈને આપણા વંશજોની રક્ષા અર્થે આ ભગીરથવિદ્યાનું પુનર્જીવન શું નહિ કરીએ? *

दत्तात्रेय बालकृष्ण कालेलकर

* [હિંદી 'સર્વોદય' પરથી ]

ઓગસ્ટ, ૧૯૩૯

# પ્રો. ટી. કે. ગજ્જર

**૧૯મી** સદીની આખરે હિંદુસ્તાનમાં વિજ્ઞાનની કેળવણી અને વિજ્ઞાનની પ્રતિભા વિષે ભાગ્યે જ કોઈને ખ્યાલ હતો. બંગાળમાં એ વખતે આચાર્ય રોય અને જગદીશ બોઝની કીર્તિ હજી પ્રસરી નહોતી. વિજ્ઞાનની પ્રગતિને લીધે શા ફાયદા થઈ શકે છે તેનો ખ્યાલ માત્ર રેલવેની શરૂઆતથી લોકોને આવ્યો હતો. એ સમયે ગુજરાતમાં વિજ્ઞાનમાં રસ લેનાર તેમજ તેનો અભ્યાસ કરનાર પણ કોઈ નહોતું. એવા સમયમાં પ્રો. ગજ્જરનો જન્મ ગુજરાતના વિખ્યાત શહેર સુરતમાં એક સાધારણ ગજ્જર (સુતાર) કુટુંબમાં થયો હતો.

સ્કૂલમાં એમના અભ્યાસની તીવ્રતા અને બુદ્ધિમત્તા ખીલી નીકળ્યાં હતાં. સ્કૂલની અંદર કેટલાંયે વિજ્ઞાનનાં સાધનો પડ્યાં હતાં જેનો ઉપયોગ કરવાનું શિક્ષકો સુદ્ધાં જાણતા નહોતા. ગજ્જરે એ સાધનોની ઉપર ચડેલી ધૂળ દૂર કરી અને તેમનો યોગ્ય ઉપયોગ કર્યો. આમ યુવાન વયમાં જ એમણે પોતાનો વિજ્ઞાન પ્રત્યેનો અનુરાગ દર્શાવી આપ્યો. સુરતની સરકારી સ્કૂલમાંથી મૅટ્રિકની પરીક્ષા પાસ કરી એમણે મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. બી. એસસી.ની ડિગ્રી ફર્સ્ટ ક્લાસમાં પ્રાપ્ત કરી અને એ કૉલેજના ફેલો નિમાયા. એ દરમિયાન એમણે રસાયણશાસ્ત્રના વિષયમાં એમ. એ.ની ડિગ્રી મેળવી. એ સમયે મુંબઈ યુનિવર્સિટીની એ ડિગ્રી સૌથી ઉચ્ચ હતી.

કૉલેજમાં અભ્યાસ કરતાં જ એમને હિંદુસ્તાનની ઔદ્યોગિક અક્રિયતા સાલવા લાગી. એમને લાગ્યું કે હિંદનું દારિદ્ર્ય ફેડવા ઔદ્યોગિક પ્રવૃત્તિનો વિકાસ અને ઔદ્યોગિક કેળવણીનો અભ્યાસ ખૂબ જ આવશ્યક છે. આથી એમણે પોતાના જ્ઞાનનો ઉપયોગ દેશના ઔદ્યોગિક વિકાસ સાધવામાં કરવાનો નિર્ણય કર્યો હતો. આથી કૉલેજ છોડ્યા પછી તુરત જ એમણે સુરતમાં એક ઔદ્યોગિક શાળાની શરૂઆત કરી, પરંતુ લોકોની ઉદાસીનતાને લીધે એમને પૂરતા વિદ્યાર્થી મળ્યા નહિ અને એ શાળા બંધ કરવી પડી.

આ પછી એમને સિંધની સરકારી કૉલેજમાં પ્રોફેસરની જગ્યા મળી, પરંતુ એનો તેમણે અસ્વીકાર કર્યો અને એનાથી ઓછા આર્થિક લાભવાળી વડોદરા કૉલેજની પ્રોફેસરની જગ્યા સ્વીકારી. આનું કારણ એ હતું કે વડોદરાના મહારાજા રાજ્યની પ્રગતિને માટે અનેક પ્રયત્નો અને પ્રયોગો કરતા હતા. આથી ગજ્જરને એમ લાગ્યું કે પોતાની ધગશને બર લાવવામાં વડોદરા રાજ્યમાં અવકાશ મળશે. અને ખરેખર એમના આદર્શોમાંના ઘણાને વડોદરા રાજ્યના આશ્રય હેઠળ પાર પાડવાનું બની શક્યું હતું.

એ કૉલેજમાં હતા તે દરમિયાન મહારાજાએ રાજ્યમાં કેલિકો પ્રિન્ટિંગ અને રંગવાના ઉદ્યોગોની શક્યતા વિષે એક રિપોર્ટ ઘડી કાઢવાનું કાર્ય ગજ્જરને સોંપ્યું. એ રિપોર્ટમાં ગજ્જરે પ્રતિપાદન કર્યું કે જો લોકોને આવા ઉદ્યોગોમાં રસ લેતા કરવા હોય તો રાજ્યે એક ઔદ્યોગિક શાળા કાઢવી જોઈએ કે જેમાં જુદી જુદી દિશામાં લોકો કેળવણી લઈને તેનો ઉપયોગ કરી શકે. સદ્ગત મહારાજા સયાજીરાવ પ્રગતિના પ્રત્યેક આદર્શોને પહોંચી વળવા મથતા પ્રયત્નો કરતા અને તેથી પ્રો. ગજ્જરની આ સૂચનાને મૂર્ત સ્વરૂપ આપી ૧૮૯૦માં વડોદરામાં કલાભવન નામની સંસ્થાની સ્થાપના કરી. પ્રો. ગજ્જરને આ સંસ્થાના પ્રથમ અધ્યક્ષ બનાવવામાં આવ્યા. ગુજરાતમાં આ પ્રકારની સંસ્થા આ પહેલી જ હતી અને આજ સુધીમાં એમાંથી અનેક જાતના ઉદ્યોગો શીખીને આખા હિંદના વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. કેટલાક વિદ્યાર્થીઓએ આ શિક્ષણનો ઉપયોગ કરી સ્વતંત્ર ઉદ્યોગો પણ શરૂ કર્યા. હજી પણ આ સંસ્થા દિનપ્રતિદિન પ્રગતિ કરી રહી

છે, અને આજે પણ દેશમાંથી અનેક વિદ્યાર્થીઓને આકર્ષે છે. આ પ્રમાણે કલાભવન એ પ્રો. ગજ્જરનું એક પ્રતીક છે. એ સંસ્થાને અનુસરીને ત્યારપછી અનેક બીજી સંસ્થાઓ નીકળી છે, પરંતુ ઔદ્યોગિક કેળવણીમાં ગુજરાતમાં તો હજી એ સંસ્થાનું સ્થાન નિરાળું જ છે. આ સંસ્થાની અંદર શરૂઆતમાં બહુ થોડા જ વિદ્યાર્થી આકર્ષાતા. વળી નવીન સંસ્થાની રચના કરવાની એટલે તેમાં પણ પ્રો. ગજ્જરને અથાક પરિશ્રમ સેવો પડતો. વળી જોઈતા વિદ્યાર્થીઓ મેળવવા મહેનત સેવી પડતી. ગરીબ અને યોગ્ય વિદ્યાર્થીને આ કેળવણીમાં રસ પડે તેટલા માટે એમણે અનેક વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખીને તેમનો ખર્ચ પણ આપ્યો હતો. આવા ત્યાગ અને ખંતને લીધે જ આ કલાભવન આજની સ્થિતિ પ્રાપ્ત કરી શક્યું છે.

ઔદ્યોગિક શિક્ષણ આપવાનો અનુભવ લેતાં એમને સ્પષ્ટ માલૂમ પડ્યું કે જો જનતાને આ શિક્ષણમાં રસ લેતી કરવી હોય તો એ શિક્ષણ માતૃભાષાદ્વારા અપાવું જોઈએ. આમ જે વસ્તુ આજે પચાસ વર્ષે આપણે અમલમાં મૂકી શક્યા તેની આવશ્યકતા વિષે ભાન થતાં તે માટેના પ્રયત્નો પ્રો. ગજ્જરે આદર્યા હતા. કલાભવનમાંથી એમણે અને એમના સાથીઓએ આ દિશામાં ઘણું પ્રાથમિક કાર્ય કર્યું અને મહ. સયાજીરાવના આશ્રય નીચે પ્રસિદ્ધ થતી ગુજરાતી ગ્રન્થાવલિમાં અનેક પુસ્તકો પણ બહાર પાડ્યાં. ગુજરાતીમાં વૈજ્ઞાનિક શબ્દો પ્રચલિત થાય તે માટે પણ એમણે ઘણા પ્રયત્નો કર્યા હતા. પાછળથી હિંદીમાં વૈજ્ઞાનિક શબ્દકોશ રચવાની એક સમિતિમાં નાગરી પ્રચારિણી સભાએ એમને પણ નીમ્યા હતા. ૧૮૯૬માં એમણે કલાભવન છોડ્યું તેની સાથે આ પ્રવૃત્તિ પણ મંદ થઈને બંધ પડી ગઈ.

૧૮૯૬માં મુંબઈ યુનિવર્સિટીના ફેલો તરીકે એમની નિમણૂક થઈ. આધુનિક વિજ્ઞાનની કેળવણીમાં યુનિવર્સિટીમાં યોગ્ય માર્ગદર્શન કરી શકાય તેટલા માટે એમણે પોતાનું નિવાસસ્થાન મુંબઈ ખસેડ્યું. મુંબઈમાં એમને વિલ્સન કોલેજમાં વિજ્ઞાનના પ્રોફેસરની જગા મળી હતી. એમ. એ.ના અભ્યાસક્રમમાં પદાર્થવિજ્ઞાન (Physics) અને રસાયણશાસ્ત્ર (Chemistry) ના વિષયો સાથે જ રાખવામાં આવ્યા હતા, અને તેથી વિદ્યાર્થીઓ બન્ને વિષયોમાં અર્ધશિક્ષિત બનતા. આથી પ્રો. ગજ્જરે આ બન્ને વિષયો છૂટા પાડી નંખાવ્યા. આમ કરવાથી રસાયણશાસ્ત્રના અભ્યાસમાં અનેક વિદ્યાર્થીઓ આકર્ષાયા.

પ્રો. ગજ્જર વિલ્સન કોલેજમાં દાખલ થયા કે તરત જ મુંબઈ શહેરમાં પહેલાં કદિ પણ નહિ સાંભળેલો તેવો પ્લેગ ફાટી નીકળ્યો. પ્રો. ગજ્જરે આ રોગને મારી હઠાવવાનાં અનેક પ્રયત્નો કર્યા અને તેમાં ખાસ કરીને એમણે આયોડિન ટ્રાઈક્લોરાઈડ નામના રસાયણની શોધનો ઉપયોગ કર્યો. એમણે અને એમના વિદ્યાર્થીઓએ આયોડિન ટ્રાઈક્લોરાઈડ મોટા જથ્થામાં તૈયાર કરી મુંબઈ શહેરમાં છૂટથી મફત વહેંચ્યું. પ્રો. ગજ્જરના આ કાર્યની તે વખતના ત્યાંના દેશી અને વિદેશી સામયિકોમાં ખૂબ પ્રશંસા થઈ હતી. પ્રો. ગજ્જરની આ નવી દવાની શોધ ખરીદી લેવા કેટલીક પરદેશી કંપનીઓએ ગજ્જરને ખૂબ પ્રલોભન આપ્યું પરંતુ ગજ્જરે એ શોધનો માત્ર જ પરોપકારાર્થે ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો.

આ પછી એક વિસ્મયકારક ઘટનાએ પ્રો. ગજ્જરનું નામ સામાન્ય જનતામાં પણ જાણીતું કર્યું. આર્કિમિડિઝના જે જે વૈજ્ઞાનિકોએ સામાન્ય જનસમાજને માલૂમ પડે એવાં મહાન ચમત્કારિક કાર્યો કર્યાં તે વૈજ્ઞાનિકો લોકોમાં ખૂબ પ્રસિદ્ધિ પામ્યા છે. અમુક રીતે વિજ્ઞાનની અનેક શોધ કરનાર વૈજ્ઞાનિક તેના કાળમાં પ્રસિદ્ધિ પામેલો નહિ. પ્રો. ગજ્જરે પણ પોતાની પ્રતિભા લોકોની નજરમાં આવે તે માટે કશું કર્યું નહોતું અને બહુ જ થોડા લોકો એમને તે સમયે ઓળખતા હતા. પરંતુ મુંબઈના ઝવેરાતના બજારના વિસ્મયકારક બનાવે ગજ્જરને સારાયે ગુજરાતમાં, વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ જાણીતા કર્યા.

૧૮૯૮માં કોઈ મસ્તીખોર માણસે એક રાતે એસ્પ્લેનેડ રોડ (હવે મહાત્મા ગાંધીરોડ) ઉપર આવેલાં રાણી વિક્ટોરિયાના સુંદર આરસના એક પૂતળાં ઉપર કાળો રંગ ચડાવી ગયો હતો. આ રંગ દૂર કરવા દેશપરદેશના અનેક વૈજ્ઞાનિકોને બોલાવવામાં આવ્યા હતા. પરંતુ તેમાંના કોઈથી પૂતળાં પરનો કાળો રંગ દૂર થઈ શક્યો નહિ. આ સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા ત્યારે પ્રો. ગજ્જરે એ રંગ દૂર કરવા દેવાની માગણી કરી. એ વખતે દેશી વૈજ્ઞાનિકનો ઘણાને ભરોસો ન પડતો અને તેથી મુંબઈની મ્યુનિસિપાલિટીએ મહામહેનતે પૂતળાંના માત્ર થોડા ભાગ ઉપર પ્રયોગ કરવાની છૂટ આપી. પ્રો. ગજ્જરે અનેક અખતરા પછી એ ડાઘ કાઢી નાખ્યો એટલે સર્વની ખાતરી થઈ અને આખા પૂતળાનો રંગ દૂર કરવાની એમને રજા આપવામાં આવી. આ વખતે મુંબઈમાં ભારે સનસનાટી ફેલાઈ રહી હતી. જ્યાં પરદેશી નિષ્ણાતો સફળ ન થયા ત્યાં પ્રો. ગજ્જરને સફળતા મળી તેથી પ્રો. ગજ્જરનું માન અતિશય વધી ગયું. પરદેશથી જે વૈજ્ઞાનિકો હિંદમાં આવતા તે પ્રો. ગજ્જરને મળ્યા સિવાય રહેતા નહિ. સર વિલિયમ રામ્સે નામના મહાન વિજ્ઞાનશાસ્ત્રી હિંદમાં આવ્યો ત્યારે પ્રો. ગજ્જરને મળવા ખાસ આવ્યા હતા.

૧૯૦૧માં પ્રો. ગજ્જરે પોતાની સ્વતંત્ર લેબોરેટરી (પ્રયોગશાળા) કાઢી. એમાં એમણે વિદ્યાર્થીઓને જુદી જુદી કળાનું શિક્ષણ આપવા માંડ્યું હતું. થોડાં વર્ષોમાં યુનિવર્સિટીએ એની લેબોરેટરીમાંથી તૈયાર થતા વિદ્યાર્થીઓને એમ. એ.માં પરીક્ષા આપવાની છૂટ આપી. આથી એમને ત્યાં અનેક વિદ્યાર્થીઓ આકર્ષાયા. પ્રો. ડી. ડી. કાંગાએ પ્રસિદ્ધ કરેલા 'રસાયણશાસ્ત્ર અને ઉદ્યોગ' નામના ચોપાનિયામાંથી નીચેની હકીકત આ બાબતમાં થોડો પ્રકાશ નાંખે છે. ૧૮૬૫થી ૧૯૦૬ સુધીના ૪૧ વર્ષના ગાળામાં મુંબઈ યુનિવર્સિટીમાંથી માત્ર ૪૧ વિદ્યાર્થીઓએ સાયન્સ સાથે એમ. એ.ની ડિગ્રી લીધી હતી. એટલે સરેરાશ દર વર્ષે એકની સંખ્યા આવે છે ! ૧૮૯૧ થી ૧૮૯૯ સુધીમાં એક પણ વિદ્યાર્થીએ એ ડિગ્રી નહોતી લીધી. ૧૯૦૧થી ૧૯૦૬ સુધીમાં ૨૧ વિદ્યાર્થીઓએ રસાયણશાસ્ત્રના વિષય સાથે એમ. એ. ની ડિગ્રી લીધી હતી અને એ સર્વે પ્રો. ગજ્જરના વિદ્યાર્થીઓ હતા. આમ પ્રો. ગજ્જરે વિજ્ઞાનની અને ખાસ કરીને રસાયણશાસ્ત્રની કેળવણીને ખૂબ પ્રોત્સાહન આપ્યું.

આ પછી થોડા વર્ષમાં પ્રો. ગજ્જરે જૂનાં અને પીળાં પડી ગયેલાં મોતીને પહેલાંના જેવાં સફેદ અને તેજસ્વી બનાવવાનો કીમિયો શોધી કાઢ્યો હતો. આ કીમિયાથી પ્રો. ગજ્જરને પોતાની લેબોરેટરી નભાવવા માટે જોઈતા પૈસા તેમજ બીજી વધુ ઉપજ પણ થવા લાગી. આ કીમિયો પ્રો. ગજ્જર સિવાય બીજા કોઈ જાણતા નહોતા અને તેથી એ જ્ઞાન એમની સાથે જ ગયું !

એમની પાછલી જિંદગીનું મહત્ત્વનું કાર્ય તે વડોદરામાં એલેમ્બિક કેમિકલ અને ફાર્માસ્યુટિકલ વર્ક્સની સ્થાપનાનું હતું. હિંદુસ્તાનમાં બેંગાલ કેમિકલ વર્ક્સથી બીજે નંબરનું આ કારખાનું છે. પ્રો. ગજ્જરના કોટીભાસ્કર નામના એક વિદ્વાન વિદ્યાર્થીને એ કારખાનામાં કેમિસ્ટ તરીકે રાખ્યા અને રાજ્યની સહાયતાથી અને પોતાની દેખરેખ નીચે એમણે કાર્ય શરૂ કરાવ્યું. આ કારખાનું આજે બહુ જ મોટા પાયા ઉપર ચાલે છે. એમાં હજારો મજૂરો, અને રસાયણશાસ્ત્રના અનેક વિદ્યાર્થીઓ કામ કરે છે. એ કારખાનાને અંગે એક શોધખોળનું ખાતું પણ ચાલે છે. પ્રો. ગજ્જરના પ્રખ્યાત વિદ્યાર્થીઓમાં ડૉ. કુંવરજી નાયક, કોટીભાસ્કર, પ્રો. ડી. ડી. કાંગા, ડૉ. કે. સી. પંડ્યા, પ્રો. વી. એસ. ધુર્યે, પ્રો. કોલ્હટકર, વગેરે હતા.

પ્રો. ગજ્જરનું જીવનકાર્ય સમાપ્ત થાય તે પહેલાં ૧૯૨૦માં એમનું અવસાન થયું અને ગુજરાતે એક મહાન વૈજ્ઞાનિક ગુમાવ્યો.*

ડૉ. યશવંત ગુ. નાયક
એમ. એસસી.; પીએચ. ડી.

* પ્રો. વી. ડી. મજમુદારના અંગ્રેજી લેખને આધારે

તમારી પાસેથી ભાગી જાય. ગાંજો પીનાર લોકોની મંડળીમાં હું જઈને બેસું તો કાં તો તેઓ ત્યાંથી ભાગી જશે, અથવા મને હાંકી કાઢશે. આ એક દૃષ્ટાંત પરથી તમે બધું સમજી લો.

તમારે ત્યાં ચાલતી બધી સારી જાહેર પ્રવૃત્તિઓ સાથે તમારો સમભાવ અને સંબંધ રહે એ ઠીક છે. પણ કૂતરું ખાડ ખાય તેમ દરેકમાં ભાગ લેવા અને દરેક ઠેકાણે થોડુંક થોડુંક કામ કરવું એમાં શ્રેય નથી. તમારી શક્તિની નીચે આવે એવું કોઈ એક કામ–એક જ કામ—લઈને બેસી જાઓ. એટલે આત્મશ્લાઘા કે લોકોપાસનાનો ભય પણ રહે નહિ, અને બધી પ્રવૃત્તિ છોડવાની આવશ્યકતા પણ જણાય નહિ.

દુનિયામાં દોષો અનંત છે. આપણને જે અત્યંત ઘાતક લાગતા હોય એકનો જ આપણે વિરોધ કરીએ. અને તે પણ આપણી શક્તિ વીખરાઈ ન જાય એવી રીતે જ. વડીલોની શાંતિ એ પણ આપણી કાર્યશક્તિમાં અમુક અંશે મૂડીરૂપ છે. તેથી ક્ષુલ્લક બાબતોમાં મતભેદ હોય ત્યાં એમની ઇચ્છાને માન આપવું, જ્યાં મહત્ત્વનો સવાલ હોય ત્યાં નમ્રતાપૂર્વક અને અદાક્ષીનતાપૂર્વક મક્કમ રહેવું.

ટૂંકમાં, પ્રવૃત્તિની વિવિધતા અને નવરું ચિંતન એ તમને ખૂબ નડયાં છે એમ મને લાગે છે. એ કારણે જીવન છીછરું થઈ જાય છે, અને રસનો વ્યભિચાર થાય છે. એક જ કામને વળગીને ઊંડા ઊતરવાથી તમારું જીવન તમને સમાધાન આપશે અને તે પરિપુષ્ટ થશે. સાધના વગરનું સાહિત્ય-વાચન એ નવરાઈ આણનારું બની જાય છે. ઘણા એ દોષ કરે છે એટલા માટે તે દોષ મટી જતો નથી. એટલે એક પ્રવૃત્તિ પાછળ મંડી પડો એ જરૂરનું છે. શું કરો છો તે મને જણાવતા રહેજો.

दत्तात्रेय बालकृष्ण कालेलकर

૨૬-૮-૧૯૩૯

# ચંદ્રમાને

[ વસંતતિલકા ]

આવે હતો બહુ મને તુજને બતાવ્યો  
લાંબો કરી કર; અને રડતો રિઝાવ્યો:  
'ભૂલું હું કેમ ઋણ, ચાંદલિયા! તહારું,  
જેણે ઉજાળ્યું હતું નમ્ર શિશુત્વ મારું?  
ત્યારે હતો નયનને પ્રિય,-ચંદ્ર, જેવો  
તું લાગતો હૃદયને મુજ આજ તેવો:  
વાતો મીઠી યદપિ છે ન રહેલ બાની,  
તારી સ્મૃતિ મહીં થતી સ્મૃતિ તેની છાની.

વ્યોમે તને નિરખતો હું, શશાંક, જ્યારે  
જાતું ભરાઈ હરખે મુજ હૈયું ત્યારે;  
આવેથી બાલપણ યાદ મહારું આખું,  
ના અલ્પ ગૌરવ ઉરે મુજ જેહ રાખું!

જેના હતા હૃદયમાં મુજ કોડ જાગ્યા  
તેનાં મળ્યાં ફળ મને પ્રભુ પાસ માગ્યાં.  
હું જે શકયો કંઈક પ્રાસ કરી યુવામાં  
તે લક્ષણો મુજ જણાયલ પારણામાં?

પતીલ

# જીવનરોશની

અમ અંતર ભાવના વડે  
  જગવી જીવન રોશની અમે;  
નવ જન્મ ઉષા સુભાઈ કે  
  પગલાં નવ્ય સુરમ્ય પાડી દે.

અમ જીવન રોશની વડે  
  જગ જે દી બનશે ઝળાંહળાં,  
અમ અંતર ભાવના બળે  
  દિન પ્રત્યેક થશે દીવાળી શા.

સરોદ

# મરાઠાઓનું ઉત્થાન

૮

## રાજ્યાભિષેક

**આ**ગ્રાથી આવ્યા પછી શિવાજીએ મોગલ પ્રદેશ ઉપર હુમલા શરૂ કર્યા. ઔરંગઝેબે મોઆઝમ અને જશવંતસિંહને તેની સામે મોકલ્યા. બંનેનો સ્વભાવ શિવાજી જાણતો હતો. જશવંતસિંહને ધન આપીને શિવાજીએ વશ કરી દીધો, મોઆઝમને મીઠી મીઠી વાતોથી વશ કરી ઔરંગઝેબ સાથે ફેર પૂર્વેની સંધિ કાયમ કરાવી. શિવાજીની રાજાની પદવી માન્ય થઈ. કોંડાણા અને પુરંદર સિવાયના બધા કિલ્લા પાછા મળ્યા. પુનાસુપાની જાગીર પણ પાછી મળી. ઔરંગઝેબ સાથેની સંધિ અનુસાર સંભાજીની વતી પાંચ હજારની મનસબ ચલાવવા ઔરંગાબાદમાં તેણે પોતાના એક સરદારને રાખ્યો. વિજાપુરની હદમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક મળ્યો. વિજાપુરવાળો ગભરાયો. તેણે વાર્ષિક ત્રણ લાખ આપવાના કબૂલ કર્યાં. ગોવળકોંડાએ પણ પાંચ લાખ આપવાના કબૂલ કર્યા.

પણ ઔરંગઝેબની દાનત બગડી. તેણે મોઆઝમને લખી મોકલ્યું કે શિવાજીને યુક્તિથી કેદ કર. આ વાતની શિવાજીને ખબર પડતાં તેણે મોગલાઈ ઉપર હુમલા શરૂ કર્યા. આ જ વખતે તેના મિત્ર તાનાજીએ પરાક્રમ કરીને કોંડાણાનો ગઢ જીતી લીધો. તાનાજીના મૃત્યુને કારણે આ ગઢનું નામ સિંહગઢ પાડ્યું. તાનાજીના ભાઈ સૂર્યાજીએ પુરન્ધરગઢ જીતી લીધો. સુરત ઉપર શિવાજીએ છાપો મારી ત્રણ દિવસ સુધી લૂંટ ચલાવી. ત્રીજે દિવસે મોગલ સૈન્ય લડવા આવ્યું ત્યાર પહેલાં તો સુરતવાળાઓ પાસે વાર્ષિક બાર લાખનો કર ભરાવવાનું કબૂલ કરાવી એ મહારાષ્ટ્રમાં પહોંચી ગયો. પાછા આવીને એક પછી એક કિલ્લા લઈ કલ્યાણ મુલક ઉપર કબજો કરી લીધો.

આ પછી શિવાજીનું ધ્યાન રાજ્યાભિષેક કરાવવા તરફ ગયું. રાજ્યાભિષેક કરાવવામાં મુખ્ય ત્રણ કારણો હતાં: (૧) પ્રજાના હૃદયમાં સ્વરાજ્યની જે એક અસ્પષ્ટ ભાવના હતી તેને અમુક પ્રકારની રાજ્યવ્યવસ્થાથી મૂર્ત સ્વરૂપ આપવું. પ્રજા જાણે કે સ્વરાજ્ય એટલે આવું રાજ્ય. (૨) સ્વરાજ્યનું કામ ખૂબ જ આગળ વધી ગયું હતું. મહારાષ્ટ્રનાં અનેક મોટાં મોટાં કુટુંબો તેના કાર્યમાં ભળ્યાં હતાં. આમાંના જે દેશમુખો હતા તેઓ પોતાને શિવાજી (જાગીરદાર)ના કરતાં ચડિયાતા માનતા હતા. હિંદવી રાજ્યની કલ્પના જો કે શિવાજીની હતી અને સંગઠન કરી, માટીમાંથી મર્દો પેદા કરી મહાન હિલચાલ ચલાવનાર એ પોતે જ હતો છતાં આ નવા દેશમુખ સરદારો આગેવાની માટે છૂપી રીતે હરીફાઈ કરતા હતા. શિવાજીએ જોઈ લીધું કે મારી હયાતિમાં તો આ સરદારોની ગડબડ ચાલવાની નથી પણ મારી પાછળ આ સરદારોમાં આગેવાની માટે જરૂર ઝગડો જામશે. અને તે સમયે આ સરદારો જ જો માંહોમાંહે ઝગડશે તો સ્વરાજ્યની હિલચાલ છિન્નભિન્ન થઈ દુશ્મનો ફાવશે. તેથી આ ઝગડો કાયમનો મિટાવી દેવા માટે તેણે રાજ્યાભિષેકની યોજના કરી. તે જમાનો લોકસત્તાનો નહોતો, નહિ તો એણે દર વર્ષે પ્રમુખ ચૂંટાય એવી જ કોઈક ગોઠવણ કરી હોત. રાજ્યાભિષેક પછી તો બધું તંત્ર અમુક પ્રધાનમંડળ દ્વારા જ ચાલવાનું હતું ને! પછી વ્યક્તિની અંગત મોટાઈના ઝગડાને સ્થાન જ ક્યાંથી રહે? (૩) સંધિથી મુસલમાન શાસકોએ જો કે તેની સ્વતંત્રતા સ્વીકારી હતી અને તેને વાર્ષિક ખંડણી આપ્યા કરતા હતા છતાં અંદરખાનેથી તેઓ તેને કેવળ લૂંટારો જ ગણતા હતા. પરરાજ્યોમાં સ્વરાજ્યની પ્રતિષ્ઠા જામે એટલા માટે પણ જાહેર રીતે રાજ્યાભિષેક કરાવી સુવ્યવસ્થિત તંત્રની સ્થાપના કરવાની જરૂર હતી જ.

રાજ્યાભિષેકના માર્ગમાં મુશ્કેલીઓ આવી. દક્ષિણના બ્રાહ્મણો એને ક્ષત્રિય ગણે નહિ અને રાજ્યાભિષેક કરે નહિ. ચિતોડના રાણા પાસેથી પોતાના ક્ષત્રિયત્વનું પ્રમાણપત્ર તેણે મેળવ્યું અને કાશીથી ગાગાભટ્ટને રાજ્યાભિષેકનો વિધિ કરાવવા ખાસ આમંત્રણ આપ્યું. ઈ. સ. ૧૬૭૪ના જુનની ૬ઠ્ઠી તારીખે સમારંભ થયો. રાયગઢને તેણે પોતાની રાજધાની બનાવી. 'ક્ષત્રિય કુલાવતંસ શ્રી રાજા શિવ છત્રપતિ' નામની ઉપાધિ ધારણ કરી. ગો-બ્રાહ્મણ પ્રતિપાલક, સ્વધર્મ સંરક્ષક અને સ્વરાષ્ટ્ર સંવર્ધકની ફરજો તેણે જાહેર રીતે પોતાને શિર લીધી. પોતાના મંત્રીઓનાં ફારસી નામો બદલીને સંસ્કૃત રાખ્યાં. રાજકારભારમાં વપરાતા ફારસી શબ્દોને બદલે સંસ્કૃત શબ્દો યોજવા માટે રઘુનાથ પંડિત દ્વારા 'રાજ્યભાષાકોશ' રચાવ્યો. પોતાના મંત્રીઓની વિધિસર નિમણુક કરી. અષ્ટપ્રધાન મંડળનાં ભિન્નભિન્ન કાર્યોનાં આજ્ઞાપત્ર કાઢ્યાં. આ રાજ્યાભિષેકને સમયે મહારાષ્ટ્રની જનતાએ જે ઉત્સવ ઊજવ્યો તેણે સિદ્ધ કરી આપ્યું કે આ રાજ્ય શિવાજીનું નહિ પરંતુ મહારાષ્ટ્ર અને હિંદુ ધર્મનું રાજ્ય છે.

રાજ્યાભિષેક જોયા પછી થોડા જ દિવસમાં માતા જીજાબાઈનું મૃત્યુ થયું. શિવાજીને તેના દરેક કાર્યમાં પ્રેરનાર અને ઉત્સાહ દેનાર તેની માતા જિજાબાઈ જ હતી. ખરી મુશ્કેલીના પ્રસંગે તે તેને ધીરજ આપતી અને મુશ્કેલીમાંથી માર્ગ કાઢવાનો રસ્તો સૂચવતી. અત્યાર સુધીનાં ઘણાંખરાં કાર્યોમાં શિવાજીની સલાહકાર અને સાક્ષી તેની માતા જ હતી. શૂન્યમાંથી સ્વરાજ્યની સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં આ માતાએ કેટલો બધો ભાગ ભજવ્યો એની કલ્પના થઈ શકે એમ નથી. સ્વરાજ્ય એ જો શિવાજીની કૃતિ હતી તો શિવાજી એ બધી રીતે માતા જીજાબાઈનું સંતાન હતું એટલામાં બધો સાર આવી જાય છે. હિંદુત્વના ઉદ્ધારક એવા શિવાજીને જન્મ દેનાર એ વીરમાતાને ધન્ય હો!

૯

## સ્વરાજ્યનું મૂર્તિમન્ત સ્વરૂપ

લોકોએ રાજ્યાભિષેકનો ઉત્સવ તો માણ્યો. હિંદુ સ્વરાજ્ય માટે તેમને એક પ્રકારનું અભિમાન થવા માંડ્યું. તેઓ બધે ઉન્નત મસ્તકે ફરવા લાગ્યા. પણ આના કરતાં તેમણે જ્યારે સ્વરાજ્યના તંત્રનો અમલ જોયો ત્યારે તેમના સંતોષ અને આનંદનો પાર રહ્યો નહિ.

અત્યાર સુધી ખેડૂતો મહેસૂલ ઉઘરાવનાર જમીનદાર કે ઇજારદારોથી હેરાન હેરાન થઈ ગયા હતા. તેઓ મુનાસબી કરતાં વધારે મહેસૂલ ખેડૂતો પાસેથી લેતા અને સરકારમાં ઓછું ભરતા. તેમને ખેડૂતોને જેટલા લૂંટવા હોય તેટલા તેઓ લૂંટી શકતા. ખેડૂતોને જમીનદાર કે ઇજારદારોની ચૂસના શિકાર બનાવતી આ પ્રથાનો દોષ શિવાજીએ જોઈ લીધો અને તેણે સ્વરાજ્યની **મુલકી વ્યવસ્થાની** નવી જ રચના કરી. જમીનની પેદાશ પ્રમાણે મહેસૂલની રકમ નક્કી કરવામાં આવતી અને પ્રત્યેક ખેડૂત જાતે તે ગામના પટેલ તલાટી (કુલકર્ણી) આગળ તે ભરી આવતો. ઉત્તરમાં રામનગરથી દક્ષિણમાં ગંગાવતી નદી સુધીના અને પૂર્વમાં બાગલાણથી નાસિક, પુના, સતારાથી માંડીને દક્ષિણમાં કોલ્હાપુર સુધીના સ્વરાજ્યના મુલકને એણે પ્રાન્તોમાં, પ્રાન્તોને તર્ફોમાં અને તર્ફોને મૌજે (ગામડાં)માં વહેંચી નાખ્યો હતો. પ્રાન્તનો મુખ્ય અધિકારી તે સુબેદાર અથવા મુખ્ય દેશાધિકારી કહેવાતો તે આજકાલના કલેક્ટર જેવો હતો. તર્ફના અધિકારીને હવાલદાર અથવા પરિપત્યાગાર કહેતા અને તેઓ આજકાલના મામલત-દારો જેવા ગણાતા. દરેક ગામે મહેસૂલ ઉઘરાવવા માટે પટેલ અને હિસાબી કામ માટે કુલકર્ણી—તલાટી રહેતા. મહેસૂલ અનાજમાં નહિ પરંતુ રોકડ રકમમાં લેવાતું. ચલણને માટે શિવાજીએ ટંકશાળ પણ સ્થાપી હતી.

સ્વરાજ્યમાં લોકોને **ન્યાય** અત્યંત સુલભ હતો. નહિ સ્ટામ્પોનું ખર્ચ કે નહિ વકીલોનું ખર્ચ.

કોર્ટોમાં ધક્કા ખાઈ ખાઈ પોતાના ધંધાને પાયમાલ કરવાની પણ બીક નહિ. ગામના કજિયાનો નિકાલ ગામની પંચાયતદ્વારા જ આવી જતો. આ નિકાલ જો પક્ષકારને સંતોષકારક ન લાગતો તો તે પોતાની ફરિયાદ ન્યાયાધીશની પાસે લઈ જતો. કેટલાક મામલા હાજિર મજલિસ એટલે મંત્રીઓની સભા સામે આવતા. આ અવસર પર કોઈ કોઈવાર સભાનાયક અને મહાપ્રશ્નિક નામના બે માણસો પક્ષકારોની ઉલટતપાસ કરવા માટે નિમાતા.

શિવાજીની **સૈનિક વ્યવસ્થા** એની વ્યવસ્થાશક્તિનો સુંદર નમૂનો છે. એનું સૈન્ય ઘોડેસવાર અને પાયદળ એમ બે પ્રકારનું હતું. નવ પાયદળ સિપાઈઓ ઉપર એક નાયક, પાંચ નાયકો ઉપર એક હવાલદાર, બે કે ત્રણ હવાલદારો ઉપર એક જુમલેદાર, દસ જુમલેદાર ઉપર એક હજારી અને સાત હજારીઓ ઉપર એક સરનોબત રહેતો. પચ્ચીસ સવારો ઉપર એક હવલદાર, પાંચ હવલદારો ઉપર એક જુમલેદાર, દસ જુમલેદારો ઉપર એક હજારી અને પાંચ હજારીઓ ઉપર એક પંચહજારી રહેતો. આ ફોજી અધિકારીઓને હિસાબકિતાબમાં મદદ કરવા માટે તાબેદાર કર્મચારીઓ રહેતા. ઘોડેસવારના બે પ્રકાર હતા. એક બારગીર અને બીજો શિલેદાર. બારગીર પ્રત્યક્ષ સરકારી નોકર હતો. એને ઘોડો, સામાન અસબાબ સરકાર તરફથી મળતો. શિલેદાર કાંઈ દરજ્જાનો સૈનિક હતો અને તે ઘોડો વગેરે પોતાનાં જ રાખતો. એના બદલામાં એને નિયત રકમ મળતી. લોકો પાસેથી બારોબાર ઉઘરાવી લે એવું બંધેર નહોતું. શિલેદાર વિરૂદ્ધ નહિ તે માટે તેને બારગીરોની સરકારી પાગામાં ભેળવી દેવામાં આવતો. નવા સિપાઈને રાખતી વખતે જૂના સિપાઈઓને જામીન થવું પડતું. જખમી સિપાઈઓને પોષણ માટે રકમ મળ્યા કરતી. મૃત સિપાઈઓનાં સગાંસંબંધીઓને માટે પણ રકમ મળ્યા કરતી.

શિવાજીની સૈનિક વ્યવસ્થા અત્યંત કડક હતી. કોઈ સૈનિક પોતાની સાથે સ્ત્રી આદિ કોઈને રાખી શકતો નહિ. બ્રાહ્મણ, સ્ત્રી, ગાય, બાળક કે દુર્બલ માણસને કનડવાની મનાઈ હતી. બધી લૂંટ સરકારમાં જમા થતી. લૂંટ છુપાવનારને સજા થતી. પરાક્રમ દાખવનારાઓની કદર થતી.

શિવાજીના **૨૪૦ કિલ્લાઓની વ્યવસ્થા** પણ સુંદર હતી. કિલ્લામાં ખોરાકપાણી પૂરતાં રહે, લશ્કર પૂરતું રહે, આજુબાજુના મુલકની વ્યવસ્થા માટે માણસો પૂરતાં રહે એને માટે અમલદારો રહેતા. ઘાસદાણો, દારૂગોળો, સમારકામ વગેરેનું કામ કારખાનનીસ કરતો અને સબનીસ જમાબંદીનું કામ કરતો. બંનેનો ઉપરી હવલદાર કિલ્લેદાર તરીકે રહેતો. તે સમયમાં સ્વરાજ્યના રક્ષણ માટે કિલ્લાઓ અત્યંત આવશ્યક હતા એ શિવાજીની જ શોધ હતી. ડુંગરાળ મુલકમાં કિલ્લાઓને કારણે દુશ્મન ફાવે કેવી રીતે? કિલ્લાના ત્રણ પ્રકાર હતા: પહાડી કિલ્લા—ગઢ, પાણીમાંના કિલ્લા—જંજીરા અથવા દુર્ગ, અને ભૂમિકોટ. મહારાષ્ટ્રમાં ઠેર ઠેર ઊભેલા આ કિલ્લાઓ સ્વરાજ્યના રક્ષકો હતા એ તો આજે પણ જોઈ શકાય છે.

સ્વરાજ્યના લોકોને નક્કી કરેલા કર સિવાય બીજું કાંઈ આપવું પડતું નહિ. તેમને લૂંટ કે ખંડણીઓની જરાએ બીક નહોતી. સ્વરાજ્યની આટલી જબર હિલચાલમાં ધનની જરૂર તો બહુ રહેતી પરંતુ તે પ્રાપ્ત કરવાનો શિવાજીનો રસ્તો જુદો જ હતો. યુદ્ધોને કારણે પ્રજા કરના બોજા નીચે લદાય નહિ અને દુશ્મનો હેરાન હેરાન થાય એવી તેની યોજના હતી. શિવાજીની લૂંટોની પાછળ આ જ રહસ્ય છે. કિલ્લા બાંધવા, લશ્કર રાખવું, દારૂગોળો કે હથિયારોની ખરીદી કરવી આ બધા માટે પૈસા જોઈએ જ. સ્વરાજ્યની પ્રજા પાસે તે શું કામ ઉઘરાવવા? દુશ્મનો પાસેથી જ કેમ ન લેવા? જે લોકો રાજીખુશીથી સ્વતંત્રતાના કાર્યમાં મદદ નહોતા કરતા તેમની પાસેથી જબરજસ્તીથી દ્રવ્ય લેવું એને શિવાજી પોતાનું કર્તવ્ય માનતો. જે લોકોની નસેનસમાં ગુલામી ભરી હોય તેમને સ્વતંત્રતાનો પાઠ બીજી કઈ રીતે શીખવી શકાય!

સ્વરાજ્યમાં સુખશાન્તિ છે અને આપણે લૂંટોથી હેરાન થઈએ છીએ એ જોઈને પ લોકોને સ્વરાજ્યમાં ભળવાનું મન થાય. સુરત એણે આવા હેતુથી જ બેવાર લૂંટેલું. મોગલો, વિજાપુર કે ગોવળકોંડાવાળા તેને લૂંટારો કહેતા પણ તેની લૂંટ પાછળનું રહસ્ય તેઓ જાણી જોઈને ભૂલી જતા. રાજ્યાભિષેક પછી તેણે લૂંટને બદલે આ લોકો પાસેથી ચોથ અને **સરદેશમુખીને** નામે ધન ઉઘરાવવા માંડ્યું. સુરતના સુબાને શિવાજીએ એકવાર લખી મોકલેલું કે 'તમારા બાદશાહે જ મને લશ્કર રાખી તમારા મુલકનું અને લોકોનું રક્ષણ કરવાનું કહ્યું છે. તો આ લશ્કરનું ખરચ તમારે જ આપવું જોઈએ.' ઔરંગઝેબને જો હિંદમાં ધૂસીને રાજ્ય કરવાનો ને નવા મુલક જીતવાનો હક્ક હોય તો એને કાઢીને સ્વરાજ્ય સ્થાપવાનો શિવાજીને વિશેષ હક્ક હતો. તો સ્વરાજ્ય સ્થાપનારને લૂંટારો કહેવો એટલે 'ચોર કોટવાલને દંડે' એના જેવું જ કહેવાય.

તેમ છતાં શિવાજી લૂંટમાં કોઈને કનડતો નહિ. ગામના આગેવાનોને બોલાવી તેમની શક્તિ જોઈને પૈસાની માગણી કરતો. પૈસા ન જ મળે તો ચડાઈ કરી લૂંટ કરતો. લૂંટથી શત્રુની શક્તિ ઘટતી અને તેની વધતી. દુશ્મનનું બળ ઘટાડવા માટે તો એણે આદિલશાહનું ઉપરિપણું સ્વીકારતા પોતાના ભાઈ વ્યંકોજી ઉપર કર્ણાટકમાં ચડાઈ કરી. અને વ્યંકોજીએ ઉપરિપણું ફગાવી દીધું ત્યારે તેને કર્ણાટકની જાગીર પાછી આપી.

શિવાજી બહુ જ દીર્ઘદૃષ્ટિવાળો રાજકર્તા હતો. પોતાના સરદારો કે નોકરો જતે દિવસે શિરજોર થાય નહિ, સ્વાર્થવૃત્તિ તેમનામાં પ્રવેશી તેઓ સ્વરાજ્યદ્રોહી થાય નહિ તે માટે તેણે **જાગીરની પ્રથા અને નોકરોને વેતન તરીકે જમીન આપવાની પ્રથા બંધ કરી દીધી હતી.** તે દરેકને રોકડ પગાર નાણાંમાં જ આપતો. આ પ્રથાનો ત્યાગ કરી તેના અનુગામીઓએ જ્યારે જાગીરો આપવા માંડી ત્યારે જ આ જાગીરદારો અંગત સ્વાર્થ સાધવા સ્વતંત્ર થઈ સ્વરાજ્યનાં મૂળ ઊખેડવા માંડ્યા.

શિવાજી નોકરી પણ વંશપરંપરા નહિ આપતો. રાજ્યનો નાશ કે સુવ્યવસ્થામાં ગડબડ આ વંશપરંપરાની નોકરીની પ્રથા જ કરે છે. શિવાજી લાયકાત પ્રમાણે અધિકારીઓની નિમણૂંક કરતો.

શિવાજીની ધર્મની દૃષ્ટિ આદર્શ હતી. સામે ઔરંગઝેબ જેવો હડહડતો ધર્માંધ દુશ્મન મંદિરો ને મૂર્તિઓ તોડતો હતો, ધર્મપુસ્તકો બાળતો હતો અને લોકોને વટલાવતો હતો છતાં શિવાજીએ એક પણ મસ્જિદની કાંકરી ખેરવી નહિ, એક પણ મુસલમાનને ધર્મને કારણે કનડ્યો નહિ, કુરાનનું સન્માન જ કર્યું છે અને મુસલમાનોને લાયકાત પ્રમાણે ઊંચી નોકરીઓ પણ આપી છે. એણે મુસલમાનોના ધર્મની કદી નિંદા નથી કરી. પરધર્મ પ્રત્યે આટલો સમભાવ ધરાવનાર શિવાજીના સ્વરાજ્યમાં ખુદ મુસલમાનો હોંશથી વસવા અને નોકરી કરવા આવે તો કાંઈ નવાઈ નથી.

આ બધી બાબતો ઉપરથી શિવાજી કેટલો ઉત્તમ શાસક અને વ્યવસ્થાપક હતો તેનો ખ્યાલ આવે છે. પણ તેની શાસનવ્યવસ્થાની શ્રેષ્ઠતા તો તેની **અષ્ટપ્રધાનમંડળની** યોજનામાં જણાઈ આવે છે. આના પાયા ઉપર જ રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓની ઈમારત ઊભી હતી. લગભગ બધા જ પ્રધાનોને જરૂર પડ્યે યુદ્ધમાં જવાની આજ્ઞા હતી. જો કે દરેકનાં વિશિષ્ટ કામો પણ નિયત થઈ ગયેલાં હતાં.

૧ **પેશવા કે પંતપ્રધાન**–બધા પ્રધાનોનાં કામ ઉપર દેખરેખ રાખે. પત્રો પર સિક્કા કે મહોર મારે. લશ્કર અને બીજાં બધાં ખાતાં તેને જવાબદાર રહે.

૨ **સેનાપતિ**–સૈન્યને દોરે અને તેનાં જુદાં જુદાં ખાતાં ઉપર દેખરેખ રાખે.

૩ **અમાત્ય**–જમાખર્ચ રાખે અને ફડનીસ તથા ચીટનીસનાં કામો ઉપર દેખરેખ

[ અનુસંધાન પૃ. ૫૬

# આજનું વિશ્વયુદ્ધ અને વિશ્વશાન્તિ

૨

**અને** કુદરતનાં કેવળ સ્થૂલ તત્ત્વોનો કાબુ જ્યારે માનવને આટલી બધી સત્તા આપે છે તો પછી માનવની અંદરનાં તત્ત્વોનો—એની ચેતનાની શક્તિઓનો કાબૂ તેને કેટલી વધારે, કેટલી ઉચ્ચ પ્રકારની અને શુદ્ધ સત્તા આપે એ વિચારવા જેવું છે. વરાળ અને વિદ્યુતના કરતાં માનવની કામના અને અહંતા ઓછાં બળવાન છે એમ શા ઉપરથી માની લેવું?

વળી પોતાની અંદરનાં આસુરી તત્ત્વો ઉપર કાબૂ મેળવવો એટલે પૃથ્વીનાં જડતત્ત્વોનાં જ્ઞાનનો—ભૌતિક શાસ્ત્રોના વિજયોનો ઈન્કાર કરવો યા તો સ્થૂલ તત્ત્વોના કાબૂનો ત્યાગ કરવો એવો અર્થ કરવાનો નથી. પરંતુ સ્થૂલ તત્ત્વોના કાબૂની જે પૂજા આજે થાય છે, માનવને વધારે સગવડ આપવાને બદલે તેની કામનાઓને વધારવામાં અને પોષવામાં તેમનો જે ઉપયોગ થઈ રહ્યો છે તે માત્ર દૂર કરવાની જરૂર છે. આજે જગતની પ્રગતિ એટલી સધાઈ ચૂકી છે કે કોઈ પણ પ્રજા ભૌતિકશાસ્ત્રના વિજયોનો ત્યાગ કરીને જીવન પણ ધારણ કરી શકે એ શક્ય લાગતું નથી.

જેટલે અંશે પ્રજા અનિષ્ટ પરિસ્થિતિનો સામનો કરવામાં ફતેહમંદ નીવડે છે તેટલી તે જીવવા માટે લાયક નીવડે છે. જેટલે અંશે અંતરનાં કરણો ઉપર તે કાબૂ મેળવે છે તેટલે અંશે તે સંસ્કૃતિને સાર્થક કરે છે અને તેને આગળ દોરે છે.

જ્યાંસુધી માનવજાતિમાં આ અંતરની જાગ્રતિ આવી નથી અને એ જાગ્રતિને પરિણામે વિશાળ, ઉદાર દૃષ્ટિ પ્રાપ્ત થઈ નથી; જ્યાં સુધી રાષ્ટ્રવાદની અંધ પૂજામાં પ્રજાઓ ગૌરવ લે છે અને તેની મર્યાદાઓને વટાવે નહિ ત્યાં સુધી યુદ્ધો થયાં કરશે. અને "અમે સુધરેલા છીએ"—એવો દંભ કે ફાંકો રાખનાર માનવને તે શરમાવ્યા કરશે અને તેને બતાવી આપશે કે "હજી તારામાંથી પશુત્વ ગયું નથી."

અને છતાં રાની, હિંસક પશુઓ વચ્ચે રહેનારને જેમ આત્મરક્ષણ માટે સજ્જ રહેવાની જરૂર પડે છે તે જ પ્રમાણે આવી સુસજ્જ હિંસક લોભી પ્રજાઓ વચ્ચે રહેનાર સાત્ત્વિક પ્રજાએ પણ આત્મરક્ષણ માટે ઉપાયો લેવા જરૂરના છે. હજુ સુધી માનવજાતિ એટલી સંસ્કારિતા સાધી શકી નથી કે એક પ્રજાનું આત્મબલિદાન તેના અંતઃકરણને જાગ્રત કરી શકે.

આ પરિસ્થિતિમાં સમગ્ર માનવસંસ્કૃતિ જોખમમાં છે એ તો ચોખ્ખું જ છે. જો જગતની પ્રજાઓ સંસ્કૃતિ બચાવવાના કાર્યમાં સ્વેચ્છાપૂર્વક સહકાર નહિ કરે તો માનવજાતિનું અને તેની સંસ્કારિતાનું ભાવી ઘણું જ શોકજનક છે. જે પ્રજા બાહ્ય તેમજ અંતરનાં શાંતિ જાળવવાનાં સાધનોથી સજ્જ હશે તે જગતમાં વધારે સ્થાયી શાંતિ સ્થાપવામાં સફળતા મેળવે એવો વધારે સંભવ છે.

ગયા મહાયુદ્ધનું સિંહાવલોકન કરતાં આપણે યુદ્ધનો માનવઇતિહાસમાં જે વિકાસ થતો આવ્યો છે તે પણ વિચારીશું.

તદ્દન શરૂઆતમાં તો સ્થૂલ શારીરિક બળ જ પ્રધાન હતું. જેનામાં શારીરિક બળ વધારે તે જીતે. ત્યારપછી તેમાં ચાલાકી, ઝડપ વગેરે તત્ત્વો પણ આવ્યાં. એકલા જબરા માણસની સામે જરા ઓછો જબરો પરંતુ ચાલાક કે ઝડપી હોય તો જીત મેળવી શકે છે એ માનવે શોધી કાઢ્યું. તેની જ સાથે સાથે સંઘમાં રહીને ઝડપ કેળવી લડવાની કલા માણસે હાથ કરી. વળી કેવળ શરીરે શરીરની લડાઈને ઠેકાણે પછીથી શસ્ત્રાસ્ત્ર અને સાધનો દાખલ થયાં. પ્રથમ તો બે જણા બાથંબાથા કરે અને કુસ્તીમાં જે હરાવે તે જીતે—અને પ્રાણ લે.

પછી તો તલવાર, ઢાલ, ભાલા, વગેરે થયાં એટલું જ નહિ, પરંતુ બન્ને બાજુનાં ટોળાં ભેગાં

અટપટા છે! સામા લશ્કર પાસે પોતાને અજાણુ એવી કોઈ શોધ હોય તો તે વિષે સતત તકેદારી રાખવી પડે છે. પરિણામે શાંતિના સમયમાં પણ મોટા ખર્ચો કરીને છૂપી બાતમી એકઠી કરવાનાં ખાતાંઓ રાખવાં પડે છે. આથી પરસ્પર વિશ્વાસ મૂકીને વ્યવહાર કરવાની એક પણ તક પ્રજાઓને શાંતિના સમયમાં પણ ભાગ્યે જ મળે છે. અવિશ્વાસ, શંકાશીલપણું, જૂનાં વેરઝેર, સૈકાઓ પૂર્વે બનેલા બનાવો ઉપરથી બંધાયેલા અનુભવોને સનાતન ગણવાની વૃત્તિ વગેરે પ્રજા પ્રજા વચ્ચે દિલની એકતા થવા દેતી નથી. પ્રજાઓ એકબીજાને સમજતી થાય એવી પરિસ્થિતિઓ અને તકો પણ થોડી ઓછી છે.

બીજો પ્રશ્ન એ પણ છે કે આજનાં યુદ્ધો એટલાં તો અટપટાં અને ભૌતિક શોધખોળોના ઉપર આશ્રય રાખનારાં થયાં છે કે લડાઈ શરૂ થયા પછી સરંજામ કે યંત્રો બનાવવાં શરૂ કરવાં એ તો જોખમભરેલું કામ છે. પરિણામે શાંતિના સમયમાં જ પ્રજાઓ, જેમ સરાણિયાઓ ચપ્પુને ધાર કાઢે છે તેમ, લડાઈનાં હથિયારો, યંત્રો અને સરંજામ બનાવ્યા જ કરે છે. આ સ્થિતિ બડી કઢંગી છે. જો નથી બનાવતી તો પ્રજા લડાઈમાં હારવાનો સંભવ છે—બનાવે છે તો લડાઈ ઊભી થવાનો સંભવ ઊલટો વધે છે કારણકે હથિયારોના ઢગલા તૈયાર કર્યા પછી તેનો ઉપયોગ તો કરવો જ જોઈએ ને?—

એવો શાંતિનો સમય પણ જાણે લડાઈની તૈયારીનો જ સમય બની જાય છે!

વળી લડાઈ થયા પછી પરદેશથી આવતો કાચો માલ—વેપારમાં અવ્યવસ્થા થવાને લીધે—બંધ થાય તોપણ લડાઈના સામાનમાં મોટી ખામી નડે. એબિસીનિયાને જોઈતાં હથિયારો, દારૂગોળો અને યંત્રો મેળવવામાં જે નિષ્ફળતા મળી તે તેના પરાજયનું એક મુખ્ય કારણ હતું.

વળી લશ્કરોનાં કામનો ઘણો ભાગ પહેલાં માણસોનાં બળથી કરવામાં આવતો હતો. દાખલા તરીકે કૂચ કરવાની, ધસારો કરવાની ક્રિયા સિપાહીઓ પગે ચાલીને યા તો ઘોડા પર બેસીને કરતા. આજે હવે આગગાડી અને મોટરો થવાને પરિણામે સિપાઈને લાંબી કૂચ કરવાની ફરજ ઓછી પડે છે.

અને આજે લડાઈ કરનારી પ્રજાઓમાંથી જેની પાસે વધારે બળવાન નૌકાસૈન્ય હોય છે તે સામી પ્રજાને ખોરાક તથા વેપારનો માલ પહોંચવા દેતી નથી. દરિયાને કિનારે ફરતો ઘેરો નાખીને પ્રજાને ભૂખે મારીને પરાજિત કરવાના પ્રયત્નો થાય છે.

ઉપર જણાવ્યું જ છે કે આજની લડાઈઓમાં બિન-લશ્કરી પ્રજાના જીવનને હાનિ ન કરવાનો અસલનાં ધર્મયુદ્ધોનો સિદ્ધાંત કોઈ માન્ય કરતું નથી. ઝેરી હવા અને બોંબના ગોળાઓ શાંત શહેરીઓ ઉપર પણ પડે છે, નાખવામાં આવે છે. સામી પ્રજાનું મનોબળ તોડવા માટે સઘળા ઉપાયો અજમાવવામાં આવે છે. સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો પણ આમાં સલામત નથી. માનવસંસ્કૃતિ માટે, અને માનવજાતિની પોતાની હયાતિ માટે આ પરિસ્થિતિ ભયંકર છે.

વળી લડાઈ તો રાજાઓ જ કરે, રાજા રાજા વચ્ચે અંગત વેર હોય તો બન્ને રાજાઓ લડાઈમાં હજારો નિર્દોષ માણસોને કપાવી નાખે—યા તો કોઈ કીર્તિનો ભૂખ્યો સેનાપતિ પોતાની મહત્તાની વેદી ઉપર હજારોનાં બલિદાન આપે, કોઈ કોઈ વાર ધર્મને નામે પણ માનવે હજારોને મારી નાખ્યા છે. એટલે કેટલાક એમ માનતા કે રાજાઓ નહિ હોય અને પ્રજાસત્તાક રાજ્ય હશે તો પ્રજા પ્રજા આનંદથી એકબીજીને ભેટશે. પરંતુ તે પણ સાચું પડયું નથી. પ્રજાસત્તાક પ્રજાઓ અને પ્રજાસત્તાવાળાં સામ્રાજ્યો પણ લડાઈ તરફ ઘૃણા બતાવતાં નથી.

ત્યારપછી માનવજાતિમાં આ પ્રમાણે પ્રજા પ્રજા એકબીજાની કાપાકાપી કર્યા જ કરશે? આ અનિશ્ચિત દશા સદાને માટે ચાલ્યા જ કરશે? જ્યાંસુધી માનવનાં અંતરમાં સ્વાર્થ અને અહંવૃત્તિ છે ત્યાં સુધી લડાઈઓ ચાલ્યા કરશે એમ લાગે છે. પરંતુ લડાઈ કદિ અટકવાની જ નથી યા તો અટકાવવાને પ્રયત્ન કરવો નિરર્થક છે એમ માની લેવું એ મોટી ભૂલ છે. કારણકે એનો અર્થ તો એ થયો કે

પાશવતામાંથી માનવ કદિ પણ છૂટવાનો નથી. માનવની ઉન્નતિની આશાને એ માન્યતા તિલાંજલિ આપે છે; અને માનવસંસ્કૃતિને નિષ્ફળ બનાવે છે.

માનવનાં અંતરમાં જે તત્ત્વો પડેલાં હોય છે તે તેનાં વર્તનમાં બહાર પડે છે. ઈર્ષા, દ્વેષ, મહત્ત્વાકાંક્ષા અને અંતરમાં વૃત્તિઓ વૃત્તિઓ વચ્ચે ઝઘડો ચાલ્યા કરતો હોય છે તે બાહ્યજીવનમાં કલહ રૂપે બહાર પડે છે. એટલે લડાઈનું ખરું કારણ દૂર કરવા માટે ખરું જોતાં માનવે પોતાની અંદર રહેલી એ અહંતાને અને પરિગ્રહની વૃત્તિને દૂર કરવી જોઈએ. આ સિવાયના બીજા ઉપાયો એટલે કે શાંતિ પ્રચારક સંસ્થાઓ, પ્રજાસંઘો, બહારથી કબૂલાયેલાં બંધારણો વગેરે તાત્કાલિક ઉપાયો જ ગણાય. એનાથી આખા પ્રશ્નનો મૂળથી ઉકેલ આવવાનો નથી માનવ પોતાના દેહના ભાનમાં પુરાયેલો રહી અનેક ગુનાઓ કરે છે. પોતાના કુટુંબની પરિમિત અહંતામાં રહીને તે વ્યક્તિ તથા રાષ્ટ્રને નિમકહરામ નીવડે છે. જરૂ આગળ વધે છે ત્યારે માનવ રાષ્ટ્રચેતના જોડે પોતાની એકતા સાધે છે. પરંતુ એ રાષ્ટ્રચેતના પણ 'અહં' ભાવથી મુક્ત નથી. જો લડાઈઓ થતી અટકાવવી હોય તો આજે એટલું તો સ્પષ્ટ છે કે પોતપોતાની રાષ્ટ્રીય અસ્મિતાના એકલવાયાપણાનો માનવે ભોગ આપવો જોઈએ. રાષ્ટ્રભાવના પણ સંકુચિત રાષ્ટ્રીય અહંતાને પોષે છે અને માનવજાતિની એકતાની આડે આવે છે. માનવમાં માનવજાતિની ચેતના જાગ્રત થવાની જરૂર છે. 'હું માનવ છું' 'માનવજાતિ એક છે'— એ ભાવના, એ અનુભૂતિ ઘણા માનવોમાં જાગ્રત થાય અને તેમનાં જીવનમાં ઊતરે તો જ લડાઈનાં કારણોનો તથા તેની વિનાશકારક પદ્ધતિનો લોપ થઈ શકે. પ્રત્યેક માનવી યુરોપિયન, એશિયન, અમેરિકન કે આફ્રિકન તરીકે નહિ પરંતુ પ્રથમ માનવ તરીકે વિચાર કરતો થાય તો અત્યારે લડાઈનાં કારણો છે તેમાંનાં ઘણાં આપોઆપ દૂર થઈ જાય.

અંબાલાલ પુરાણી

અનુસંધાન પૃ. ૫૨ ]

રાખે. જિતાએલા મુલકોની વ્યવસ્થા કરે.

૪ **પંડિતરાવ**—ધર્મખાતામાં ધ્યાન આપે. પંડિતોને પુરસ્કાર આપવો, દેવસ્થાનો કે મસ્જિદોને વર્ષાસન બાંધી આપવાં, વટલાએલાને પાછા હિંદુધર્મમાં લાવવા, એ બધાં કામો ઉપર તે ધ્યાન આપે.

૫ **સચીવ**—રાજ્યના પત્રવ્યવહાર ઉપર દેખરેખ રાખે.

૬. **ન્યાયાધીશ**—ન્યાય વિભાગમાં ધ્યાન આપે.

૭ **મંત્રી**—બધી મંત્રણાઓની નોંધ કરી રાજકાર્ય ઉપર દેખરેખ રાખે.

૮. **સુમન્ત**—પરરાજ્ય સાથે પત્રવ્યવહાર કરે. પરરાજ્યના દૂતોનો સત્કાર કરે. સંધિ કે વિગ્રહ પર ધ્યાન આપે.

ચીટનીસ રાજકીય પત્રવ્યવહાર કરતો અને ફડનીસ દાનપત્ર લખતો, કિલ્લેદારો સાથે સંબંધ રાખતો.

શિવાજી આ પ્રધાનમંડળની સલાહ પ્રમાણે જ ચાલતો. આ પ્રધાનમંડળ એ જ સ્વરાજ્યના તંત્રવાહકો. પ્રધાનો વંશપરંપરા રહેતા નહિ. એ જમાનામાં આટલું એ લોકતંત્ર દુનિયામાં ક્યાં એ નહોતું. આવા સ્વરાજ્યમાં રહેવાનું અને તેને માટે અભિમાન ધારણ કરવાનું કોને મન ન થાય? ક્યાં મોગલાઈનું સડેલ આસમાની સુલતાની રાજતંત્ર અને ક્યાં આ જીવનમાં સુખ, શાંતિ ને ઉત્સાહ પ્રેરતું સ્વરાજ્યતંત્ર!

ચાલુ ]

ગોવિંદરાવ ભાગવત

# મને એ નથી ગમતું

—મને એ નથી ગમતું.

—શું નથી ગમતું ?

—કે નાનપણમાં જ આપણાં નામ પાડે છે એ નથી ગમતું. આપણને પૂછ્યા ગાછ્યા વગર નામ પાડી દે છે. એવો નિયમ હોવો જોઈએ કે બારમી જન્મગાંઠને દિવસે બધાં સગાંવહાલાં ભેગાં થાય અને આપણને પૂછે કે તને કયું નામ પસંદ છે ?

—અને ત્યાં સુધી ?

—ત્યાં સુધી ગમે તેમ બોલાવે આપણો વાંધો નથી. આપણે તો એટલું જ માગીએ છીએ કે બારમે વરસે નામ બદલાય.

—ત્યારે હું કહું છું, વારંવાર વરસે હમેશાં નામ બદલાવ્યાં કરે એ શું ખોટું છે ?

—એ કાંઈ તારો નવો પ્રસ્તાવ નથી. સાહિત્યનો ત્યાં પેલો કાળિયો પણ એમ જ કરતો. નાનપણથી જ એ પોતાનાં નવાં નવાં નામો પાડે છે. અત્યાર સુધીમાં હજાર ઉપરાંત થયાં હશે.

—પણ આટલાં બધાં નામો યાદ શી રીતે રહી શકે ?

—એનું કાંઈ નહિ. સો બસો સુધી મુશ્કેલી આવે, પછી તો જે નામ સાંભળીએ તે આપણું જ.

—એ વાત જવા દો. આમ કલ્પના કરવાથી આજનું દુઃખ મટી નથી જતું.

—એમાં તે વળી દુઃખ શું ! જે નામ પડ્યું તે પડ્યું.

—એ દુઃખનો ખ્યાલ તને નહિ આવે. એકવાર નામ કનૈયો પડ્યું એટલે પડ્યું. ચાર ભાઈ જ્યેષ્ઠ મોટાભાઈ હોઈએ તો યે સૌ આપણને કનૈયો જ કહેવાના.

—અને નાનાભાઈ નામ પાડ્યું હોય તો !

—એ તો અસહ્ય છે. આપણા કરતાં નાના-ભાઈઓ આપણને નાનાભાઈ, નાનાભાઈ કરી બોલાવે ત્યારે કીમતી મૂછ પણ વ્યર્થ જેવી લાગે છે.

—અને જો એકવાર નામ બાળ પડ્યું તો તો ભોગ જ મળ્યા. દુનિયાને ડહાપણ શીખવવા જેટલી તૈયારી થાય તોયે આપણે બાળ ને બાળ જ રહેવાના.

—बालानां सुखबोधाय क्रियते रामचंद्रिका ।

—અને બાલ એટલે શું જાણો છો ? गृहणधारणपटुः बालः न तु स्तनंधयः ।

—એ તો આપણો બચાવ થયો. બીજાઓ બાળની વ્યાખ્યા કરે છેઃ अधीतकाव्यशास्त्र. किंतु अनधीततर्कशास्त्रः बालः ।

—એ બરાબર નથી. कर्तनशास्त्र निपुणः किंतु पिंजणशास्त्र अनिपुणः बालः—એવી વ્યાખ્યા કરવી જોઈએ.

—આ તો તમે લોકો હવે કલિયુગની વાતો કરતા થયા.

—તું જૂઠું બોલે છે. મારી વાત કલિયુગની નથી પણ કલિયુગ મટાડી સત્યયુગ આણવાની છે.

—ઓહો ! એ કોણ બોલ્યા સત્યકામ કે ? તમારી વાતો હવે કેટલી થઈ છે !

—વાતો તો જવા દો, એ બધામાં આપણું બધું બગાડ્યું છે. એણે એકવાર આપણને બાળક કરી મૂક્યાં તે આપણાથી હવે મોટા થવાતું જ નથી. દરેક જણ આપણને આટલાં વરસો થયાં બાળક તરીકે જ ઓળખે છે.

—એમાં રાવ તે શાની ખાય છે ! મોટા થાય તે ઘરડા પણ થાય. બાળક રહે તે અમર છે.

—હા, નચિકેતસ કહે છે એ વાત સાચી છે. મોટા થવામાં ભૂલ જ છે. મોટા થયા એટલે ચિંતા, જરા, વ્યાધિ, મરણ એ બધું વળગ્યું જ છે. નાનાથી તો યમરાજ પણ બીએ.

જેટલું વાંચવું એટલું રસપૂર્વક વાંચવું. જેમ રસ વધારે તેમ એકાગ્રતા વધારે, માટે બધા જ વિષયો રસિક છે એમ માનવું. મોં બગાડીને કોઈ ચોપડી હાથમાં લઈને બેસવું નહિ કારણકે આવા પૂર્વગ્રહથી વિષય નિરસ બની જાય છે અને તેમાં ધ્યાન રહેતું નથી. વળી, વાંચવાની શરૂઆત કરવાનો દિવસ કે વખત નક્કી કરવામાં વખત ગુમાવવો નહિ. શરૂઆત કરવા માટે સૌથી સરસ વખત 'અત્યાર' નો જ છે. જેમ પરીક્ષામાં સવાલપત્રક પાંચ મિનિટ મોડો આવે છે અને ઉમેદવારો અધીરા થઈ જાય છે, તે જ પ્રમાણે વાંચવાની શરૂઆત કરવા માટે અધીરાઈ હોવી જોઈએ.

આ બધી સૂચનાઓ ધ્યાનમાં લીધા છતાં કેટલાકને કોઈ પણ વિષયમાં મન પરોવી રાખવું અઘરું લાગતું હશે. જેમણે નાનપણમાં એકાગ્રતાની ટેવ પાડી હોતી નથી એમને પાછળથી તે ટેવ પાડવી બહુ અઘરી પડે છે. પણ મહેનત કરવાથી એવી ટેવ પાડી શકાય છે ફ્રાન્સિસ બેકન કહે છે, "જેમ શરીરના રોગો યોગ્ય કસરતથી નાબૂદ થાય છે તેમ એવી કોઈ પણ માનસિક ખોડ નથી કે જે અભ્યાસથી સુધરી ન શકે....જો કોઈનું ચિત્ત સ્થિર ન થઈ શકતું હોય તો તેણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઈએ, કારણકે દાખલો ગણવામાં જો એનું મન વિષય પરથી ખસી જાય તો આખો દાખલો ફરીથી ગણવો પડે."

તમારી એકાગ્ર થવાની શક્તિ કંઈક અંશે તમારી પૃથક્કરણશક્તિ પર આધાર રાખે છે. નીચે બે દાખલાઓ આપ્યા છે તે એટલા સહેલા છે કે અંગ્રેજી ચોથા ધોરણના છોકરાને પણ આવડવા જોઈએ. માત્ર એક જ વાર વાંચવાથી તે દાખલાઓ આવડી જવા જોઈએઃ—

૧. અત્યારે મારી ઉંમર તમારા કરતાં બેવડગણી છે; એટલે, દેખીતું છે કે હું જ્યારે તમારા જેટલો હતો ત્યારે મારી ઉંમર તમારા કરતાં બમણી હતી.

૨. કોઈ પણ બે સંખ્યાના સરવાળાનો વર્ગ (square), અને બે સંખ્યાના વર્ગોનો સરવાળો, એ બે વચ્ચેનો તફાવત તે સંખ્યાઓના ગુણાકારથી બમણો છે.

નીચેના સવાલ પર બે મિનિટ વિચાર કરો, અને એનો જવાબ કરી શકો છો કે નહિ તે જુઓઃ જો ૩ મરઘી ૩ દિવસમાં ૩ ઈંડાં મૂકે તો ૧ મરઘી ૬ દિવસમાં કેટલાં ઈંડાં મૂકે?

તમારો જવાબ કેટલો આવ્યો? —૬? તો ખોટો છે. ખરો જવાબ ૨ છે. થોડો વિચાર કરી જુઓ.

પણ, કદાચ કોઈ પૂછશે કે જે વિદ્યાર્થી નથી તેણે પોતાની એકાગ્રતા કેવી રીતે કેળવવી? એણે ફરીથી ચક્રવૃદ્ધિ વ્યાજ ને નફાતોટાના દાખલા ગણવા? અલબત્ત, એમ કરશે તો જરૂર એને ફાયદો થશે. પણ તે સિવાય પણ બીજા કેટલાક ઉપાયો છે.

એકાગ્રતા મેળવવા માટે ઊંડા વિચારની ટેવ પાડવી. અને વિચાર કરવાના પ્રસંગો તો ડગલે ને પગલે આવે છે. આર્થિક, રાજકીય કે સામાજિક બાબતોમાં છાપાંઓના વિચારથી સંતોષ ન પામતાં દરેક બાબતનો નવેસરથી વિચાર કર્યો હોય તો સુંદર માનસિક કેળવણી મળે. 'શા માટે?' 'કેવી રીતે' એવા પ્રશ્નો હમેશાં પૂછવા કરવા જોઈએ. કલાર્ક મેક્સ્વેલ નામના પ્રતિભાશાળી ભૌતિકશાસ્ત્રીની બાલ્યાવસ્થા વિષે ખાસ ઉલ્લેખ છે: તેને સાધારણ ઉત્તરથી સંતોષ ન થતો અને દરેક પ્રશ્નો માટે ચોક્કસ ઉત્તર મેળવવા મથતો. 'આનું કારણ શું?' એટલાથી સંતોષ ન પામતાં, 'આનું ખાસ કારણ શું?' એ પ્રશ્નથી વધારે માહિતી મેળવવા તે યત્ન કરતો. કિપ્લીંગ કહેતો, "મારી પાસે ૬ નોકરો છે અને મારું બધું જ્ઞાન મેં એમની પાસેથી મેળવ્યું છે. એમનાં નામ નીચે પ્રમાણે છેઃ 'શું,' 'ક્યાં,' 'ક્યારે,' 'કેવી રીતે,' 'શા માટે' અને 'કોણ.'"

આ પ્રશ્નો જો આપણે આપણી જાતને સતત પૂછ્યા કરીએ, તો એથી એકાગ્રતા ખૂબ કેળવાય, અને પદ્ધતિસર વિચાર કરવાની ટેવ પડે. પદ્ધતિસર વિચારમાળાનો આપણે એક દાખલો લઈએ. એક દિવસ મનુ નિશાળેથી ઘેર આવ્યો ત્યારે એને શરદી થઈ હતી. આ શરદીનું કારણ શું? શિયાળાનો

વખત નહોતો કે હવાની અસર હોય. એની માએ પૂછ્યું, "બરફ કે આઈસ્ક્રીમ કે એવું કંઈ ખાધું હતું ?" મનુએ કહ્યું, "હા, પણ એ દિવસ ઉપર." પછી એની બેને કહ્યું, "ગાડીમાં પંખા નીચે બેઠા હશે. પરસેવો થયો હોય, અને એના ઉપર પવન લાગે તો શરદી થઈ જાય." મનુએ કહ્યું, "ના, હું તો પંખો ચલાવતો જ નથી." એટલામાં મનુના બાપ એના સૂવાના ઓરડામાં જઈ આવ્યા ને એમણે કહ્યું, "હું હમણાં જ જોઈ આવ્યો કે તારા માથા પરની બારી ગઈ કાલે ઉઘાડી રહી ગઈ હતી. રોજ તે બંધ હોય છે. હમણાં રાતમાં ઠંડો પવન વાય છે તેને જ લીધે તને શરદી થઈ છે."

એકાગ્રતા કેળવવા પૃથક્કરણ કરવાની શક્તિની જરૂર છે અને તે શક્તિ કેળવવામાં શબ્દોની વ્યાખ્યાઓ બહુ ઉપયોગી થાય છે. જ્ઞાન મેળવવાની આ વ્યાખ્યાપદ્ધતિને સોક્રેટિસની રીત કહેવાય છે કારણકે તે તેનો ખૂબ ઉપયોગ કરતો હતો. તમે થોડો વિચાર કરશો તો જણાશે કે એવા ઘણા શબ્દો છે કે જેની તમે સંતોષકારક વ્યાખ્યા નહિ આપી શકો. દાખલા તરીકે, ધર્મની વ્યાખ્યા શું આપશો? ધર્મ એટલે નીતિ? કે પાદપૂજા? કે પ્રભુમાં શ્રદ્ધા? અથવા, 'સંસ્કૃતિ' શબ્દ લો. સંસ્કૃતિ શેમાં છે? બોલવા ચાલવામાં, પહેરવા ઓઢવામાં, નીતિમાં, પૈસામાં, વિદ્યામાં કે શેમાં? તે જ પ્રમાણે કલા, વિજ્ઞાન, નીતિ, કવિતા, વ્યક્તિત્વ, હોશિયારી, સુખ, હાસ્યરસ, આનંદ વગેરે શું છે તેનો ઊંડો વિચાર કરશો તો કલાકોના કલાકો નીકળી જશે. એ શબ્દોની વ્યાખ્યાઓ વેબ્સ્ટરના કે એવા કોઈ બીજા શબ્દકોષમાંથી મળી આવશે.

નીચે ત્રણ વ્યાખ્યાઓ આપી છે અને તેમાં શી ભૂલ છે તે શોધી કાઢો:–

૧. સાઈકલ એ બે પૈડાંનું એક યંત્ર છે.

૨ જાહેરખબર એ લોકોનું ધ્યાન ખેંચવાની એક રીત છે.

૩ છૂપી પોલીસ એટલે છૂપી રીતે ગુનેગારને પકડનારી એક સંસ્થા.

પહેલી વ્યાખ્યામાં 'યંત્ર'ને ઠેકાણે 'વાહન' જોઈએ. બીજામાં 'માલની' જાહેરાત કરવાની રીત છે' એમ જોઈએ. ત્રીજી વ્યાખ્યા 'ગુના વિષે તપાસ કરનારી સંસ્થા' એમ આપી શકાય.

પૃથક્કરણશક્તિ ખીલવવા દરેક પ્રશ્નની બન્ને બાજુ જોતાં શીખવું જોઈએ. 'ઢાલની બે બાજુ' ની વાતમાં જો બંને ઉમરાવોએ સામી બાજુ જોઈ હોત તો લડવાનો ભયંકર પ્રસંગ ન આવત. કહેવત છે કે 'બે હાથ વિના તાળી ન પડે' તે પ્રમાણે ઘણીખરી લડાઈઓમાં બંને બાજુનો કંઈક વાંક હોય છે. અલબત્ત, એવું અનુમાન તો ન જ કરવું કે બંને પક્ષનો વાંક હોય એટલે એ બંને વાંક સરખા જ હોવા જોઈએ ઘણીવાર એવું ય બને છે કે એક પક્ષનો જ લગભગ બધો વાંક હોય અને બીજા પક્ષનો વાંક નહિ જેવો જ હોય.

પરસ્પર વિરોધી સત્યનાં સુંદર દષ્ટાંતો એક બીજાથી ઊલટી કહેણીમાંથી મળી આવે છે. દાખલા તરીકે:—

**કહેવત**

૧. ન બોલ્યામાં નવ ગુણ.

૨. ઝાઝા હાથ રળિયામણા.

૩. સંતોષી તે સદા સુખી.

૪. ધર્મે જય ને પાપે ક્ષય.

૫. દેવે તે લેહે.

૬. क्षमा वीरस्य भूषणम् ।

૭. ટીપે ટીપે સરોવર ભરાય.

૮. ઉતાવળે આંબા ન પાકે ; અથવા, ધીરજનાં ફળ મીઠાં છે.

૯. એક કરતાં બે ભલા.

૧૦. માથું આપે એ મિત્ર.

**ઊલટી કહેવત**

૧ બોલે એનાં બોર વેચાય.

૨ ઝાઝી સોયાણી વેતર વંઠે.

૩ અસંતોષ એ પ્રગતિનું મૂળ છે.
૪ ધણીને ઘેર ધાડ ને કસાઈને ઘેર કુશળતા.
૫ 'મુખમેં રામ ઔર બગલમેં છૂરી.' (અથવા, હાથીના દાંત ચાવવાના જુદા ને દેખાડવાના જુદા)
૬ अशक्तिमान भवेत् साधु: ।
૭ આંગળી ચાટે પેટ ન ભરાય.
૮ दीर्घसूत्री विनश्यति ।
૯ એકડે એક ને બગડે બે.
૧૦ સુખના સાથી દુઃખનાં વેરી.

આ બધી કહેવતોમાં સત્ય રહેલું છે, પણ કઈ કહેવત ક્યાં લાગુ પડે તે સંજોગો પર આધાર રાખે છે. આવી બીજી કહેવતો શોધવાનો પ્રયત્ન વાચકે કરવો જોઈએ.

કહેવતો સિવાય બીજા એવા ઘણા વિષયો છે કે જે વિષે વિચાર કરવાથી આપણી ચિંતનની શકિત અને એકાગ્રતા વધે. ખાસ કરીને, વિવાદના વિષય હોય એની બંને બાજુ તપાસવાની ટેવ પાડવી જોઈએ. નીચે કેટલાક એવા વિષયો આપ્યા છેઃ—

૧. કયું જીવન વધારે સુખી છે—ગ્રામજીવન કે શહેરીજીવન?
૨. શું વધારે શકિતમાન છે—ધન કે વિદ્યા?
૩. વિજ્ઞાને દુનિયાને લાભ વધારે કર્યો છે કે હાનિ?
૪. આપણા પૂર્વજો કરતાં આપણે વધારે સુખી છીએ?
૫. શું વધારે બળવાન છે-તરવાર કે કલમ કે વાણી?
૬. તમને વધારે શું ગમે– જશ કે જર?
૭. તમને વધારે શું ગમે– ધન કે વિદ્યા?

આ પ્રમાણે અમુક વિષય પર વિચાર કરવાથી એકાગ્રતા કેળવાશે. એ શકિત કેટલી બધી ઉપયોગી છે તેનો ખ્યાલ સહેજ વિચાર કરવાથી આવશે. જ્યારે સૂર્યનાં કિરણો magnifying glass માંથી પસાર થઈ કેન્દ્રિભૂત થાય છે ત્યારે તેમાં રૂ કે કાગળ બાળવાની શકિત હોય છે. તેવી જ રીતે, જ્યારે મનની બધી શકિતઓ અમુક વિષય પર કેન્દ્રિભૂત થાય ત્યારે તે વિષયનો અભ્યાસ બહુ જ સારી રીતે થઈ શકે છે. એકાગ્રતાથી યાદશકિત સતેજ થાય છે અને આત્મવિશ્વાસ વધે છે. ઈમર્સન કહે છે કે, "રાજકારણમાં, યુદ્ધમાં, વેપારમાં,—ટૂંકમાં, બધાં ક્ષેત્રોમાં, એકાગ્રતા એ જ વિજયની કૂંચી છે."

**સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઇ**
એમ. એસસી. (લંડન); બાર-એટ-લૉ.

## કિશોર

સમસ્ત સૃષ્ટિ કિરણે ઉજાળતો,
તિમિરનાં વાદળને ભગાડતો,
નિદ્રા થકી માનવને જગાડતો,
આવે નભે બાળક સૂર્ય લાડતો.

સરોવરે પંકજ પૂર્ણ ખીલતાં,
મકરંદ ટોળાં ફુલબાગ ગુંજતાં,
પક્ષીગણો કુંજ નિકુંજ કુંજતાં
આનંદવારિ જન સર્વ ઝીલતાં.

બુદ્ધિ તણા પાથરતાં પ્રકાશને,
ભગાડતો ક્લેશ-તમિસ્ર ઉરથી;
ખીલાવતાં ભવ્ય ભવિષ્ય આશને,
ભરે કિશોરે ગૃહ હર્ષ-પુરથી.

દીવો નભે સૂરજ એક છે વડો,
મ્હારે ગૃહે તેમ કિશોર દીવડો.

'વિજય'

પિતાજીએ તે વખતે કહેલું, એનું આજે મને સોગણા જોરથી સ્મરણ થાય છે. આ "પુષ્પ કાર્ડેશનનો" જે: કરવું થોડું અને એનાં સ્તુતિસ્તોત્રો ખૂબ. સૃષ્ટિનાં કાર્યો તો મૌન રહીને જ થયે જાય છે. એક એક પુષ્પકળી મહિના સુધી બોલ્યા ચાલ્યા વગર ખીલ્યા કરે છે. એકાદ સવારમાં ઝાડ પર ફૂલ ખીલેલાં આપણે જોઈએ છીએ, પરંતુ એની પાછળ કેટલી તપશ્ચર્યા હોય છે! ઝાડનાં મૂળ રાતદિવસ નીચે જમીનમાંથી પાણી ચૂસવા કેટલો પરિશ્રમ ઉઠાવે છે, તેનો આપણે કદી વિચાર કર્યો છે?

મેં જપ કરવાનું કામ ચાલુ રાખ્યું હતું, પરંતુ તે દિવસ પછી પિતાજીને એ વિષે કદી પણ વાત કરી નથી. હું ૧૦૮ મણકાવાળી માળા પણ લેતો નહોતો, કારણકે માળા હાથમાં લીધા પછી આટલી માળાઓ મેં ફેરવી એવો અહંકાર મનમાં ઉત્પન્ન થાય છે. ઈશ્વર સંબંધી જે કાર્ય આપણે કરીએ છીએ તેની ગણતરી કે માપની શી આવશ્યકતા છે? આનું સ્મરણ દિવસમાં આઠ જ વખત કરવું એવો નિર્ણય કોઈ પાળે છે? આ તો સદૈવ હૃદયમાં જ હોય. તેનું સ્મરણ થતાં જ નેત્રો ભીનાં થાય એટલે બસ. ઈશ્વરનું એક જ વખત સ્મરણ કરો તો ય પુષ્કળ છે ને હજાર વખત કરો તો ય ઓછું છે. એના સ્મરણની પાછળ જે ભાવના રહેલી છે, તેના પર સ્મરણની મહત્તા અવલંબે છે.

ચોથા ધોરણમાં હતો ત્યારે બનેલો એક પ્રસંગ હજી પણ મને સાંભરે છે. તે દિવસે અમારા વર્ગશિક્ષક આવ્યા નહોતા. બીજા વર્ગના શિક્ષક અમારા વર્ગની દેખરેખ રાખતા હતા. જગા પરથી કોઈએ ઊઠવું નહિ એમ એમણે અમને બજાવીને કહ્યું હતું. છોકરાઓને એક જ જગાએ પૂરી મૂકવા એના જેવો ભયંકર અપરાધ બીજો કયો હોઈ શકે? શિક્ષક આવ્યા ન હોય તો છોકરાઓને રમવા દેવા અથવા ઘેર જવા કહેવું. વર્ગમાં બેસાડી રાખવાથી ઓછો જ તેમનો વિકાસ થવાનો છે?

હું મારા વર્ગના વિદ્યાર્થીઓને ભક્તિવિજય-માંથી વાતો કહેતો હતો. છોકરાઓ મારી આસપાસ ટોળું વળી બેઠા હતા. વાતો પૂરી થઈ. મેં બધાને કહ્યું, "હવે દરેક જણ પોતાની જગાએ બેસી જાઓ. હું બધાઓ પાસે વારાફરતી રામનામનો જપ કરાવવાનો છું." છોકરાઓ પોતાની જગાએ બેસી ગયા. હું એકેક જણ પાસે રામનામ બોલાવતો હતો. દરેક જણે દસ વખત બોલવાનું હતું.

"પરંતુ એટલામાં તો ત્રીજા ધોરણના વર્ગશિક્ષક સોટી લઈ આવી પહોંચ્યા. અમે બધા પોતાની જગાએ નહોતા. દરેક જણ જગા પર બેસી ગયો. બધાં શાન્ત થઈ ગયાં. હું એક છોકરાની પાસે બેઠો હતો. તે જગા મારી ન હતી. તેમણે મને વચ્ચે જ ઘૂસી ગયેલો જોઈ પૂછ્યું, "શ્યામ, તું તારી જગાએ બેઠો છે?" મેં બીતાં બીતાં ઉત્તર આપ્યો, "ના".

"જગા છોડી અહીં શા માટે આવ્યો હતો? ધીંગાણું મચાવવા જોઈએ છે! જગા પરથી ઊઠવું નહિ, એમ કહ્યું હતું કે નહિ? કેમ અહીં આવ્યો? અહીં આવી શું કરતો હતો?"

હું પ્રત્યુત્તર આપ્યા વિના ઊભો રહ્યો.

શિક્ષકે કહ્યું, "હાથ ધર."

મેં કહ્યું, "હું જરા પણ ગરબડ કરતો નહોતો."

"ખોટું બોલે છે પાછો? હમણાં બધા છોકરા તારી આસપાસ ટોળે વળ્યા હતા કે નહિ? મેં શું એ જોયું નથી? તું જ દોઢડાહ્યો છે, હાથ ધર," એમ કહી ગુરુજીએ મારા ખુલ્લા પગ પર, પીઠ પર સોટીઓ મારવા માંડી.

રોતાં રોતાં, પગ પરના સોટીઓના સોળ ચોળતાં ચોળતાં મેં કહ્યું, "માસ્તર, મારશો નહિ. હું એમને ભક્તિવિજયમાંથી વાતો કહેતો હતો. એમની પાસે હું રામનામ બોલાવતો હતો. મારશો નહિ."

"જોયો ન હોય તો મોટો રામનામ જપનારો! બીજો પ્રહ્લાદ જ તું ત્યારે તો! નિશાળમાં વાતો કરવાની ન હોય. નિશાળમાં નિશાળનો અભ્યાસ. પરમ દિવસે લેસન પૂછ્યું હતું, તે આવડ્યું હતું? મોટો રામનામવાળો જોયો ન હોય તો! બપબપ સામે બોલતાં કંઈ લાજશરમ છે કે નહિ? જા, જગાએ બેસી જા, ફરીથી જગા છોડી છે, તો હાડકાં ખોખરાં કરી નાખીશ. તમને નવરા બેસાડી મૂકવા ન જ જોઈએ. ૨૯મા પાઠમાંથી દસ લીટીઓ બરાબર સારા અક્ષરે લખી લાવો. લો સ્લેટો."

અમને રોકી વળગાડી તે ચાલ્યા ગયા. એ સ્વચ્છ લખાણે અમારું જીવન કેટલે અંશે સ્વચ્છ કર્યું હશે! કેટલું સુંદર, સમૃદ્ધ ને સુખમય થયું હશે વારુ! ચાલુ]

અનુ૦ મૂળશંકર પાધ્યા

જેની અદ્‌ભુત અડગતાને પરિણામે પશ્ચિમના દેશોમાં ચીનાઈ માટીનાં વાસણોના હુન્નરનો પાયો નંખાયો એ ફ્રેન્ચ હુન્નરવીર

# પાલિસી

વિજ્ઞાન કે હુન્નરની જે શોધો અત્યારે આપણને સહજ લાગે છે તેની ખાતર તેના શોધકોને જે ટાઢતડકો, ભૂખતરસ અને બીજી મુશ્કેલીઓ સહન કરવી પડેલી તેનો આપણને ભાગ્યે જ ખ્યાલ હોય છે. એ સામાન્ય લાગતી શોધો પાછળ તો અનેક વિજ્ઞાનવીરો કે હુન્નરવીરોનાં જીવન સમર્પણ થયેલાં હોય છે.

આ હુન્નરવીરોમાં પશ્ચિમના દેશોમાં ચીનાઈ માટીનાં વાસણોના હુન્નરનો પાયો નાંખનાર પાલિસીનું નામ ભૂલી શકાય તેમ નથી. તેનો જન્મ ઈ. ૧૫૧૦ના અરસામાં ફ્રાન્સના દક્ષિણ ભાગમાં થયેલો. તેનાં માબાપ ગરીબ હતાં. એટલે પાલિસીને નિશાળની કેળવણી ન મળી શકી. તેના પિતા કાચનું કામ કરતા હતા. પાલિસી નાનપણથી એ ધંધામાં જોડાયો. તેનામાં ખંત અને હોશિયારી હતાં. ત્યાં તેણે આપમેળે થોડું વાચતાં લખતાં શીખી લીધું. થોડું ચિત્રકામ પણ તે શીખ્યો.

પાલિસી અઢારેક વર્ષનો થયો ત્યાં એના બાપનો કાચનો ધંધો પડી ભાંગ્યો. બાપીકું ગામ પકડીને બેસી ન રહેતાં તે ઘર છોડી નીકળી પડ્યો. નોકરી કે ધંધો જે મળે એ કરતો કરતો તે ફ્રાન્સ, ફ્લાન્ડર્સ, જર્મની, વગેરે દેશોમાં ફર્યો. આમ અસ્થિર જીવનમાં તેણે એક દસકો વિતાવી નાંખ્યો. પછી તે પરણ્યો અને તેણે ભટકવાનું છોડી દીધું. સાઈન્ટીસ નામના એક ગામમાં રહીને તેણે કાચ રંગવાનું અને જમીન માપવાનું કામ કરવા માંડ્યું. તેને છોકરાં થયાં અને તેના કુટુંબનું ખર્ચ વધ્યું. કુટુંબની જરૂરિયાતોને પહોંચી વળવા તેની કમાણી ઓછી પડવા માંડી. તેણે આવકનાં નવાં દ્વારો શોધવા માંડ્યાં. કંઈક નવો જ ધંધો હાથ આવે તો આવક સારી થાય એવો વિચાર તેના મગજમાં ઘોળાવા લાગ્યો. ધંધો શોધવાના હેતુથી તે ફરવા લાગ્યો. એક દિવસ ચીનાઈ માટીનો એક ચકચકતો સુંદર પ્યાલો તેની નજરે પડ્યો અને એવાં જ વાસણો બનાવવાનું તેને મન થયું. માટીનાં વાસણો પર કયા પદાર્થોનો ઢોળ ચડાવવાથી આવો ચળકાટ આવતો હશે એની તેણે શોધ કરવા માંડી. અનેક પદાર્થોની મેળવણી કરી તેણે પ્રયોગો શરૂ કર્યાં. માટીનાં વાસણો તે લાવ્યો અને તે પર પેલી મેળવણીનો ઢોળ ચડાવી તે તેણે ભઠ્ઠીમાં મૂક્યાં. પણ તેને ફત્તેહ ન જ મળી. મહેનત, પૈસો ને વખત તેણે ગુમાવ્યાં. તેની આવકમાંથી તેના કુટુંબ માટે કપડાં અને ખોરાક માંડમાંડ ખરીદી શકાતાં. પૈસાનો આવો દુરુપયોગ જોઈ પાલિસીની પત્ની તો ખૂબ ગુસ્સે થઈ જતી.

પણ પાલિસી એમ હારે એવો ન હતો. ઉત્સાહ અને આશાથી તેણે તેના પ્રયોગો ચાલુ જ રાખ્યા. પ્રથમ બનાવેલી ભઠ્ઠી નિષ્ફળ ગઈ એટલે તેણે ઘર બહાર બીજી મોટી ભઠ્ઠી બનાવી. એમાં તેણે પુષ્કળ બળતણ બાળ્યું, ઘણાં ય દ્રવ્યો ખરાબ કર્યાં અને કેટલાં યે વાસણો ફોડ્યાં. તો ય તેની ધારણા સફળ ન જ થઈ. પૈસાની તંગીમાં તે સપડાયો. પોતાની ભઠ્ઠીનું ખર્ચ તેને પોસાય તેમ ન રહ્યું. પોતાનાં વાસણોના ટુકડા કરી એ ઉપાડીને ત્રણ ગાઉ દૂર આવેલી નળિયાનાં કારખાનાંની એક ભઠ્ઠીમાં તેને પકવવા સારુ તે ગયો.

પકવવાની ક્રિયા પૂરી થઈ અને કોઈ અનેરી આશાથી પોતાના ટુકડાઓને તે કાઢવા ગયો—પણ અફસોસ, તેનો આ પ્રયોગ પણ નિષ્ફળ નીવડ્યો !

પૈસાની તંગીમાંથી બચવા પાલિસી જમીન-માપણીનાં કામ તરફ વળ્યો. પાછા પૈસા હાથમાં આવતાં જ તેણે હિંમતપૂર્વક પોતાના પ્રયોગો ફરી કરવા માંડ્યા. બે વર્ષ તેણે આમ પ્રયોગો કર્યા જ કર્યા. પણ કંઈ સંતોષજનક પરિણામ ન આવ્યું. તેના પૈસા પણ ખૂટી ગયા. તોપણ એક છેલ્લો પ્રયત્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. વાસણના ત્રણસો ટુકડાઓને તેણે ઢોળ ચડાવવાના પદાર્થથી ખરડ્યા અને કાચ ગાળવાની ભઠ્ઠીમાં મૂક્યા. ચાર કલાકે તેણે ભઠ્ઠી ખોલી. ખૂબ આતુરતાપૂર્વક તેણે ટુકડાઓને બહાર કાઢવા માંડ્યા. ત્રણસો ટુકડામાંથી માત્ર એક ટુકડો ચળકતો થયેલો જણાયો ! અનેક પરાજયો પછીના એક વિજયની કિંમત ખરે, અતિ ભારે હોય છે. આટલી મહેનત અને આટલા ભોગને પરિણામે પોતાના પ્રયોગની આ સફળતાથી પાલિસી ખૂબ ખુશ ખુશ થઈ ગયો. તેની પત્નીને આ સમાચાર કહેવા તે ઘેર દોડ્યો. પણ એ બિચારી તેના આ આનંદની ખૂબી શું સમજે !

હવે તેને લાગ્યું કે બીજાની ભઠ્ઠીએ કામ નહિ ચાલે. તેથી પોતાને ઘેર તેણે એક ભઠ્ઠી ચણી કાઢી. મજૂર પણ પોતે અને કડિયો પણ પોતે. તેણે ખૂબ બળતણ ભેગું કર્યું, અને સાધનો પણ એકઠાં કર્યાં. ઢાળ ચડાવીને વાસણના ટુકડાઓ તેણે ભઠ્ઠીમાં મૂક્યા. મીનો પીગળવાની આતુરતાથી રાહ જોતો રાતદહાડો બળતણ નાંખતો તે ત્યાં જ બેસી રહ્યો. છ રાત ને છ દહાડાના ઉજાગરાથી તે ફિક્કો અને વાંકડા જેવો થઈ ગયો. પણ પરિણામ શૂન્ય આવ્યું.

પણ તેણે ધીરજ છોડી નહિ. તેના મનમાં થયું કે તેની મેળવણીમાં જ કાંઈક ખામી રહી ગયેલી હોવી જોઈએ. તેણે ત્રીજો પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો. પણ તેની પાસે પૈસા નહોતા. એક મિત્ર પાસેથી તેણે પૈસા ઉછીના લીધા અને નવું બળતણ અને નવાં સાધનો લઈ પ્રયોગ શરૂ કર્યો. ભઠ્ઠી સળગાવી. ગરમી અતિશય થઈ. પણ એટલાથી મીનો પીગળ્યો નહિ. બળતણ ખૂટવા આવ્યું. આ તાપ ઠંડો પડે તો બધી મહેનત ધૂળ મળે. બળતણ ખૂટતાં જ તે દોડ્યો. પોતાના બાગની વાડના થાંભલા તેણે ઉખેડી ઉખેડીને હોમવા માંડ્યા. પણ મીનો ન પીગળ્યો. હજુ વધુ ગરમીની જરૂર હતી. તેણે ઘરમાં દોટ મૂકી. ઘરની છાજલીઓ, મેજ, લાકડાનો સરસામાન તેણે ઉઠાવ્યાં અને ભઠ્ઠીમાં હોમી દીધાં. "પાલિસી ગાંડો થયો છે !" તેની સ્ત્રી, બાળકો અને પાડોશીઓ પોકારી ઊઠ્યાં. પણ લોકોનાં આ તિરસ્કાર કે અપમાનથી પાલિસી ન જ ડગ્યો. તેણે મહિના સુધી પહેરેલું લૂગડું પણ ન બદલ્યું. તેનાં શરીર ને પૈસાની પૂરી ખરાબી થઈ. પણ અંતે તેને ફતેહ મળી.

પણ આ ફતેહ વેચાણને માટે માલ તૈયાર કરવા જેટલી મહત્ત્વની નહોતી. એટલે તે માટે તે તૈયારી કરવા લાગ્યો. તેની પાસે પૈસા તો નહોતા, પણ તેના સદ્‌ભાગ્યે સાઇન્ટીસના એક વીશીવાળાએ છ મહિના સુધીનું તેના રહેવાખાવાનું ખર્ચ વહોરી લીધું. પાલિસીએ ફરી એક ભઠ્ઠી તૈયાર કરી. પણ તેનો અંદરનો ભાગ ચકમકના પથ્થરોથી બનાવવાની ભૂલ તે કરી બેઠો. ભઠ્ઠી ગરમ થઈ ત્યારે પથ્થરો તડાતડ ફૂટ્યા. તેના ટુકડાઓ ઊડ્યા અને વાસણો પર ચોંટી ગયા. રોગાન બરાબર થયો અને લોકો ઓછી કિંમતે તે ખરીદવા તૈયાર થયાં. પણ પાલિસીએ તે વેચ્યાં નહિ. પૈસાની ખાતર પ્રતિષ્ઠા વેચવાનું તેણે યોગ્ય ન ધાર્યું.

પછીના પ્રયોગોમાં પાલિસી સંપૂર્ણ સફળ થયો. તેની આવકમાંથી તેના કુટુંબનું ગુજરાન ચાલી શકતું. પણ આટલું જ પાલિસી માટે બસ નહોતું. તેણે કુદરતનો અભ્યાસ કર્યો અને કારીગીરીમાં ચિત્રકામનો ઉપયોગ કરવા માંડ્યો. પોતાનાં વાસણો તેણે કલામય રીતે શણગારવા માંડ્યાં. તે ખૂબ કમાયો. જીવનમાં સુખસમૃદ્ધિ આણવા તે ભાગ્યશાળી

થયો. તેણે બનાવેલી બે રકાબીઓ લંડનમાં ૩૬૦ પાઉન્ડે વેચાઇ ! ફ્રાન્સની રાણીએ તેને પોતાની પાસે એક મહેલમાં રાખ્યો.

પણ પ્રભુને પાલિસીની દૃઢતાની વધુ કસોટી કરવી હશે. પાલિસી પ્રૉટેસ્ટંટ ધર્મ પાળતો હતો. દક્ષિણ ફ્રાન્સમાં ધર્મને નામે પ્રૉટેસ્ટંટો ઉપર ત્રાસ વર્તાવવામાં આવતો હતો. પાલિસીને લોકોએ નાસ્તિક ગણી કાઢ્યો. તેના દુશ્મનોએ તેના વિરુદ્ધ ફરિયાદ નોંધાવી. એટલે બોર્ડોના ન્યાયખાતાના અમલદારો સાઈન્ટીસમાંના તેના ઘરમાં તેને પકડવા ગયા. તે સાથે લોકોનું ટોળું પણ ઘૂસ્યું અને તેનાં વાસણોનાં ચૂરેચૂરા કરી નાંખ્યાં. પાલિસીને જેલમાં પૂરવામાં આવ્યો. તેને જીવતા બાળી મૂકવાની શિક્ષા ફરમાવવામાં આવી. પણ આ વખતે મોન્ટ મારન્સી નામનો એક અમીર વચ્ચે પડયો. પૅરિસથી બાર માઈલ દૂર ઈકોનમાં તેનો એક બંગલો બંધાતો હતો. તે બંગલાની મીનાકારીવાળી ફરસબંદીનું કામ કરે એવો પાલિસી વિના બીજો કોઈ તેને મળી શકે એમ નહોતું. અમીરે પાલિસીની રાજાને ત્યાં શોધક તરીકે નિમણૂંક કરાવી. પાલિસીને મુક્તિ મળી. અમીરનું કામ કરવા તે પૅરિસ ગયો. ત્યાં વળી તેણે જ્યોતિષ, પ્રેતવિદ્યા વગેરે ઢોંગોને ખુલ્લી રીતે વખોડવા માંડયા. વળી લોકો તેના દુશ્મનો થયા. તેને નાસ્તિક–કાફર તરીકે જાહેર કર્યો. પાલિસીને કેદમાં જવું પડયું. ત્યાંના રાજા હેનરી ત્રીજાએ તેને કહ્યું: "ભલા માણસ, તને દુઃખી જોઈ મને દુઃખ થાય છે. તું ધર્મ ફેરવ. નહિ તો નાહક મરવું પડશે. લોકોનાં દબાણ આગળ હું નિરુપાય છું." પાલિસીએ જવાબ દીધો: "રાજાને શોભે એવું બોલવાને બદલે આપ લોકોથી ડરીને આમ શું બોલો છો ! હું મૃત્યુથી ડરીને કદાપિ ધર્મ બદલનાર નથી" તેને બાસ્ટિલના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. અસાધારણ ધૈર્ય, સતત મહેનત અને નિર્ભેળ સત્યને જીવનભર વળગી રહેનાર આ નરવીર વર્ષ પછી જેલમાં જ મૃત્યુ પામ્યો.

શિવલાલ જેસલપુરા

---

# વિનોદ

એક હોટલમાં એક આદમી ચા પીવા બેઠો. સામેની ખુરશી ઉપર જ બીજો એક ખાલીપીલી બેસી રહ્યો હતો. પેલા બીજા માણસે 'ચા આવે'નો ઓર્ડર આપ્યો.

પહેલો માણસ : (બીજાને) અરે ભાઈ, તમે આ બપોરની ગરમીમાં ગરમાગરમ ચા એક ઘૂંટડે ગટગટાવી જાવ ખરા !

બીજો માણસ : ધીખતી ચા તે વળી એવી રીતે પીવાય ?

પહેલો માણસ : બોલો હું ગટગટાવી જાઉં.

બીજો માણસ : ને ન બન્યું તો !

પહેલો માણસ : તો આપણે એક પૈસો હારી જશો. (એમ કહીને ખીસામાં એક જ પૈસો હતો તે એકદમ બહાર કાઢી ટેબલ ઉપર મૂક્યો.)

બીજો માણસ : કબૂલ.

(પેલાએ ચા ફુંકારીને પીવા માંડી.)

બીજો માણસ : (એ જોઈને જીતવાના આનંદમાં) કેમ ફુંકારવા માંડી ? ગટગટાવી જવાનું કહેતા'તા ને ? બાજી ગઈ એ પૈસો તમારો ગયો ને ? ... ... તો મને ...

પહેલો માણસ : વારુ ભાઈ, એમ તો. તમે પૈસો જીત્યા ને હું હાર્યો. પછી છે કંઈ ! (કહીને પેલા કપમાંની ચા ધીમેથી પી ગયો.)

# ગાંધીજીના કેટલાક જીવનપ્રસંગો

માન્યવર પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો,

આજે આપણે સૌ બાપુજીની ૭૧મી જયંતી ઉજવવા અહીં એકઠાં મળ્યાં છીએ. કોઈ મહાન પુરુષની જયંતી ઉજવવી એટલે તે મહાન પુરુષના જીવનનું સ્મરણ તાજું કરી તેમાંથી કાંઈક નવું નવું ગ્રહણ કરી તેને આપણા જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો. કારણ મહાન પુરુષોનાં જીવન અનેક પ્રસંગોથી ભરપૂર હોય છે.

પ્રથમ તો આપણે તેમના જીવન તરફ મીટ માંડી લઈ પછી તેમના જીવનના કેટલાક પ્રસંગો તરફ વળીશું. તેમના જીવનના કેટલાક પ્રસંગો જાણવા એટલે તેમના જીવનના કેટલાક ગુણોનું અવલોકન કરવું. આપણે તેમના જીવનના પ્રસંગો સાંભળી તેમાંથી નવો જોશ, નવો ઉત્સાહ અને નવી પ્રેરણાઓ પ્રાપ્ત કરીશું. સાથે સાથે મારે એ પણ કહેવાનું કે તમે કદાચ મેં કહેલા તેમના જીવનપ્રસંગોમાંથી બહુ જ થોડું મેળવી શકો તો તેનો દોષ તમે મારા ઉપર ન ઢોળશો. કારણ હું કોઈ ઓછો જ તેમના સંસર્ગમાં આવ્યો છું ? અને તેથી કદાચ હું તમને રસપૂર્વક ન પણ કહી શકું. સ્વ. નરહરિભાઈ જેવા તેમના સંસર્ગમાં આવેલા તે કામ વધારે સારી રીતે કરી શકે. તેઓ આજે અમૂપ છે એટલે મારી આ ખોટ તમને નહિ લાગે એવી મને આશા છે. બીજું એ કે મેં તો તેમનાં થોડાંક જ પુસ્તકો વાંચી આ લખ્યું છે.



ભારતપ્રાણ ગાંધીજી

## જીવનની રૂપરેખા

ગાંધીજીનો જન્મ સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ને દિવસે એટલે સને ૧૮૬૯ના ઓક્ટોબરની બીજી તારીખે પોરબંદરમાં થયો. તેમના પિતાનું નામ કરમચંદ ગાંધી હતું અને તેમની માતાનું નામ પુતળીબાઈ હતું. ગાંધીજી જ્યારે સાતેક વર્ષના થયા ત્યારે તેમને રાજકોટની ગામઠી શાળામાં મૂકવામાં આવ્યા. સને ૧૮૮૭માં તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. તે પછી તેમણે શામળદાસ કૉલેજ ભાવનગરમાં એક વર્ષ અભ્યાસ કર્યો. એટલામાં તેમના કોઈ કુટુંબના જૂના મિત્ર માવજી દવેએ ગાંધીજીના મોટાભાઈને ગાંધીજીને વિલાયત મોકલવા કહ્યું. અને વિલાયત મોકલવાનું નક્કી પણ થયું. ૧૮૮૮ના સપ્ટેમ્બરની ૪થી તારીખે તેઓ હિંદુસ્તાનથી વિલાયત જવા ઊપડ્યા. વિલાયત જઈ બૅરિસ્ટર થઈ આવ્યા પછી દક્ષિણ આફ્રિકા ગયા. ત્યાં દક્ષિણ આફ્રિકામાં સફળ સત્યાગ્રહ કરીને હિંદ પાછા આવ્યા અને તેમણે નવેસર 'જીવનમાં' ઝંપલાવ્યું.

હવે આપણે એ જોઈશું કે તેઓ કેવી રીતે આવા મહાન પુરુષ થઈ શક્યા. જ્યારે આપણે તેમના ગુણો તરફ નજર નાખીશું ત્યારે પ્રથમ આપણને તેમના બે મહાન ગુણો, સત્ય અને અહિંસા, નજરે પડશે. આ ગુણો કંઈ તેમણે મોટા થયા

પછી નહોતા કેળવ્યા. પણ તેનાં બી તો પ્રથમથી જ. તેમના જીવનમાં રોપાયેલાં હતાં. ધીમે ધીમે પ્રયત્નપૂર્વક તે ગુણોને બાપુજીએ કેળવ્યા અને આજે તેને આપણે મહાન રૂપમાં પરિણમેલા જોઈએ છીએ.

એક વખત તેઓ કોઈ નાટક કંપનીનું નાટક જોવા ગયા. તે દિવસે હરિશ્ચન્દ્રનું નાટક ભજવાયું અને તેણે ગાંધીજીના માનસ પર ભારે અસર કરી. આ નાટક જોયા પછી તેમણે તેમના મનમાં સેંકડો વખત ભજવ્યું. જ્યારે ત્યારે એના જ વિચારો આવે. રાત્રે સ્વપ્ના પણ તેનાં જ આવે. આથી તેમને થયું, “હરિશ્ચન્દ્રના જેવા સત્યવાદી બધાં કાં ન થાય!” તેથી તેમને સમજાયું કે હરિશ્ચન્દ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય. આ પ્રસંગ પછી તેમણે સત્યને પોતાના હૃદયમાં મુખ્ય સ્થાન આપ્યું. આ ઉપરથી આપણે એટલો જ ધડો લેવાનો કે ગમે તેવો માણસ જો પોતાને સત્યનિષ્ઠ બનાવવા માગે તો તે બની શકે છે. પછી ભલે તેની ઉપર વિપત્તિનાં વાદળ ઘેરાય!

### દંડની સજા

નીચેનો પ્રસંગ વિદ્યાર્થીઓ માટે બોધક છે.

બાપુજીને પોતાની હોશિયારી માટે બહુ માન નહોતું. પણ તેમને પોતાના વર્તન વિષે બહુ જ ચીવટ હતી. અને જો તેમના વર્તનમાં ખોડ આવતી તો તેમને રડવું પણ આવતું. જો તેમને શિક્ષક ઠપકો આપતા તો તેમને તે બહુ જ અસહ્ય થઈ પડતું. એક વખત શિક્ષકે તેમને માર્યાં તેથી તેમને ઓછું દુઃખ થયું. પણ આથી મહાદુઃખ તો એ હતું કે તેઓ દંડને પાત્ર ગણાયા. તેથી તેમને લાગી આવ્યું અને ખૂબ જ રડ્યા. આમાંથી આપણે એટલું જ સમજવાનું કે કોઈ પણ માણસે પોતાનું પ્રથમ કર્તવ્ય ચારિત્ર્ય કેળવવાનું સમજવું જોઈએ. ચારિત્ર્યનો વિચાર કરીને જ બીજી બાબતોનો વિચાર કરવો જોઈએ.

બચપણથી જ એ કેટલા પિતૃભક્ત હતા એ નીચેના દાખલાથી સહેજે સમજાશે.

તેમને પિતાજીની સેવા કરવાની બહુ જ તીવ્ર ઇચ્છા હતી. એટલે નિશાળ બંધ થતી કે તરત જ તેઓ પિતાજીની સેવામાં એકલીન થતા. અને તેથી તેમણે તેમના માસ્તર પાસે પિતાજીની સેવા કરવા રજા માગેલી પણ મળી નહોતી.

એક શનિવારે નિશાળ સવારની હતી. સાંજે ચાર વાગે કસરતમાં જવાનું હતું. તેમની પાસે ઘડિયાળ નહોતી. આકાશમાં વાદળાં હતાં, તેથી વખતની કંઈ ખબર પડી નહિ. વાદળાંથી તેઓ છેતરાયા. જ્યારે તેઓ કસરતમાં પહોંચ્યા, ત્યારે તો બધા જતા રહ્યા હતા. બીજે દિવસે હાજરી તપાસતાં મોહનદાસ ગેરહાજર નીકળ્યા. ગેરહાજર રહેવાનું કારણ પૂછ્યું, એટલે તેમણે તો સત્ય વાત કહી સંભળાવી. પણ તે વાત ન માનતાં તેમનો એક કે બે આના દંડ કરવામાં આવ્યો. આથી તેમને ખૂબ જ દુઃખ થયું. તેઓ વિચાર કરવા લાગ્યા, “હું ખોટો નથી” એ કેવી રીતે સિદ્ધ કરું? કંઈ પણ ઉપાય ન સૂઝ્યો. ખૂબ રોયા. અને સમજ્યા કે સાચું બોલનારે ને સાચું કરનારે ગાફેલ પણ ન રહેવું જોઈએ. છેવટે તે દંડ માફ પણ કરાવ્યો.

### હૃદયપલટાનો પ્રસંગ

અહિંસા એટલે બીજાને મારવું નહિ એટલો જ તેનો અર્થ નથી. પણ બીજાને જો આપણે માનસિક કે શારીરિક રીતે દુઃખી કરીએ તો તેને પણ આપણે હિંસા કરી કહેવાય. પણ ગાંધીજી તો આનાથી પણ વધારે ઊંડા ઊતરેલા છે. અહિંસા અને સત્ય પાળવાથી બીજાને આપણે જીતી શકીએ છીએ. આમ ગાંધીજી જેને હૃદયપલટો કહે છે તે નીચેના પ્રસંગથી સમજાશે. આ બનાવ દક્ષિણ આફ્રિકાનો છે.

મીર આલમ, નામે એક પઠાણ હતો. તેને ગાંધીજી સાથે ઠીક ઓળખાણ હતી. કામકાજમાં તે ગાંધીજીની સલાહ લેતો અને તેમનું માન પણ

જગવતો. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં લડત આદરી તેમાં આ પઠાણ પણ રસ લેતો.

તે સત્યાગ્રહની લડાઈમાં ગાંધીજી અને બીજા કેટલાક બહાદુર હિંદીઓ પણ જોડાયા. છેવટે સરકાર હારી અને નમતું આપી સમાધાન કર્યું. પણ આ સમાધાન કેટલાકને ન ગમ્યું. પેલા પઠાણને પણ તે ન ગમ્યું અને ગાંધીજી ઉપર તેને ગુસ્સો ચડ્યો.

પણ કોઈને એમ થશે કે સત્યાગ્રહ શાથી થયો! કારણ એટલું જ કે હિંદીઓ માટે એક અપમાનકારક કાયદો થયો હતો. અને તે આ હતો

હિંદીઓએ સરકારી પરવાના કઢાવવા અને તેમાં દસ આંગળાંની છાપ આપવી. તે સાથે લઈને જ ફરવું. પરવાનો પાસે ન હોય તો સજા થાય!

સમાધાનમાં એમ નક્કી થયું કે જેની ખુશી હોય તે પરવાનો કઢાવે. ન કઢાવવા હોય તેને ન કઢાવવાની છૂટ.

આ લડતને અંતે એક જાહેરસભા ભરવામાં આવી. સભામાં મીર આલમે પૂછ્યું. "આમાં આપણી કઈ જીત થઈ! પરવાના તો કઢાવવા રહ્યા જ ને?" ગાંધીજીએ સમજાવ્યું:

"જેને ન કઢાવવા હોય તેને છૂટ છે જ. તમે ભલે ન કઢાવશો."

તેણે પૂછ્યું, "અને આપ?"

જવાબ મળ્યો, "હું તો સૌથી પહેલો કઢાવીશ અને દસ આંગળાં આપીશ."

આથી કેટલાકને એમ લાગ્યું કે ગાંધીજીએ સરકાર પાસેથી લાંચ ખાધી છે. આવા જવાબોથી પેલો પઠાણ ચિડાયો અને ધમકી આપતાં કહ્યું, "હું ખુદાના કસમ ખાઈને કહું છું કે જે કોઈ પરવાનો કઢાવવા પહેલો જશે એને હું ઠાર કરીશ."

આથી ડરી જઈ ગાંધીજી એમ જ પોતાનું સત્ય છોડવાના હતા! તેમણે જવાબ આપ્યો, "ભાઈને હાથે હું આનંદથી મરીશ. પણ સત્ય નહિ છોડું."

આ વાતને થોડોક વખત વીત્યો અને પરવાના કઢાવવાની તારીખ નક્કી આવી. પેલો પઠાણ પણ બેત્રણ પઠાણ દોસ્તો સાથે રસ્તામાં ઊભો રહ્યો.

રસ્તામાં ગાંધીજી પ્રથમ નીકળ્યા. પેલા પઠાણો ગાંધીજી અને બીજા કેટલાક નેતાઓ સાથે પાછળ પાછળ ચાલ્યા. થોડું છેટું રહ્યું ત્યાં તો મીર આલમે ગાંધીજીની પડખે જઈ પૂછ્યું, "કહાં જાતે હો?" ગાંધીજીએ તો સત્ય વાત કહી સંભળાવી.

આ જવાબ આપતા હતા, ત્યાં તો પાછળથી ખોપરી ઉપર ડંડાનો સખ્ત ફટકો પડ્યો. તરત જ ગાંધીજી બેભાન થઈને પડ્યા. પણ આટલેથી પઠાણો ન અટક્યા. તેમણે લાકડીઓ અને પાટુઓનો માર માર્યો. બીજા કેટલાક ગાંધીજીના સાથીઓને ગાંધીજીને બચાવતાં ઈજા થઈ.

માર મારી પઠાણો નાઠા. પણ રસ્તે જનારે પકડી પોલીસને સ્વાધીન કર્યા. ગાંધીજીને પાસેના મકાનમાં લઈ જવામાં આવ્યા. ઈજા બહુ થઈ હતી. થોડી વારે ભાન આવતાં તેમણે મીર આલમ ક્યાં છે તેનો પ્રશ્ન પૂછ્યો. જવાબ મળ્યો કે તેને તો પોલીસે પકડ્યો છે. ગાંધીજીને આથી વધારે દુઃખ થયું અને તેમણે છોડી મૂકવાનું કહ્યું. પોલીસે તેને છોડી પણ મૂક્યો.

આપણે જાણ્યું તેમ તેનું સમાધાન તો થયું પણ આફ્રિકાની સરકારે પોતાનું વચન પાળ્યું નહિ. આથી ગાંધીજીએ ફરીથી લડત ઉપાડી. જાહેર કરવામાં આવ્યું કે, "આપણી સાથે સરકાર દગો રમી છે. તો આપણે ફરીથી લડત ઉપાડવાની છે. આપણે જે રાજીખુશીથી પરવાના કઢાવ્યા છે તેની હોળી કરવાની છે. તો જેમણે એ લડતમાં જોડાવું હોય તે પોતાના પરવાના મોકલે." ખબર પડી કે તરત જ પરવાનાનો વરસાદ વરસ્યો.

હોળી કરવાનો દિવસ નક્કી થયો. મોટી સભા ભરવામાં આવી. અને તેની વચ્ચે પરવાનાનો ઢગલો કરવામાં આવ્યો. ગાંધીજીએ બધાને પૂછ્યું કે તમે

સૌએ 'આ પરવાના રાજીખુશીથી આપ્યા છે કે કેમ. સૌએ પોતાનો એક મત જણાવ્યો કે અમે તે રાજીખુશીથી આપ્યા છે, અને તે અમારે પાછા પણ નથી જોઈતા. ત્યાં કોઈ એક ઊભો થયો અને પોતાનો પરવાનો આપતાં કહ્યું, "ગાંધીભાઈ, લો આ મારો પરવાનો પણ બાળો. મારા ગુના માટે મને માફ કરો. મેં આપને ઓળખ્યા નહોતા. આપ ખરેખર બહાદુર છો!"

આ બીજું કોઈ નહિ પણ મીર આલમ. તે ગાંધીજીનો શત્રુ મટી તેમનો અંગરક્ષક બન્યો. તેને સમજાવતો પ્રસંગ નીચે પ્રમાણે છે.

સને ૧૯૨૪ની સાલમાં એક પ્રસંગે ટ્રાંસવાલમાં એક સભામાં ગાંધીજીને આમંત્રણ કરવામાં આવ્યું. ત્યાં કેટલાક મુસલમાન ભાઈઓએ તોફાન મચાવ્યું, અને ગાંધીજી ઉપર જીવલેણ હુમલો થવાની તૈયારી હતી. ત્યાં તો તે પઠાણો પૈકી મીર આલમ હાથમાં મોટો છરો પકડી આગળ ધસી આવ્યો અને બોલ્યો: "ગાંધીભાઈને સહેજ પણ ઈજા કરનારને ઠાર મારી નાખીશ એની ખાતરી રાખજો." આ વિકરાળ પઠાણની ધમકીથી તોફાનીઓ દબાયા અને વેરાઈ ગયા.

આથી આપણે જોઈ શકીએ છીએ કે એક વખતના શત્રુને પણ તેઓ પોતાના વર્તનથી મિત્ર બનાવી શકે છે. એ એક મહાપરિવર્તન હતું. તેથી આપણે સમજવાનું કે જો માણસ સત્ય અને સંપૂર્ણ અહિંસાથી વર્તે તો તેના અમાપ દૈવી તેજમાં અંતર્ગ જરૂર એક વખતનો શત્રુ પણ અંગત મિત્ર બને, જો તેનું ખરેખરું પાલન કરવામાં આવે તો. જો માણસ મુશ્કેલીઓમાં તેનાં સત્ય અને અહિંસા ન છોડે તો જરૂર તેનું સારું ફળ તો આવવાનું જ.

કોઈને પ્રશ્ન ઊઠશે કે આપણને ગાંધીજી પ્રત્યે રોષ કેમ નથી થતો અને પ્રેમ જ થાય છે. જવાબમાં કારણ એટલું જ કે જ્યાં સત્ય અને અહિંસા સાથે છે ત્યાં તેમાંથી જરૂર કોઈ અલૌકિક પ્રેમનો ઝરો વહેવાનો. અને તેથી તે માણસ કોઈની ઈર્ષા નહિ કરે; કોઈને શત્રુ નહિ ગણે; સૌને તે સરખા પ્રેમ નજરે જોશે. અને જો તેનો આપણાં ઉપર પ્રેમ છે તો આપણે પણ તેને કેમ છેતરીએ?

તેમનામાં આવો પ્રેમ ઉભરાતો હોવાથી કદિ પણ તેઓ કોઈને મારતા નથી. જ્યારે કોઈ બાળક કે મોટો માણસ કંઈ ભૂલ કરે, ત્યારે તેમને ખૂબ દુઃખ થાય છે. કારણકે તેઓ સમજે છે કે જો મોટામાં કંઈ ઊણપ હશે, તો જ મારાથી ડરીને તે પોતાનો ગુનો છુપાવે છે. તેથી જો કોઈ ભૂલ કરે છે, તો પોતે તેને માટે ઉપવાસ કરે છે. એટલે પોતે જ દુઃખ સહન કરે છે.

આ રીતે તેમણે એક વાર અઠવાડિયાના ઉપવાસ કર્યા હતા. એક વાર ચૌદ દિવસ કર્યા હતા. તેઓ કહે છે કે બાળકે દોષ કર્યો, તેમાં તેના ઉપર મારાથી કેમ ક્રોધ કરાય? મારા પોતાનામાં જ દોષ રહી ગયો હશે, તેથી જ તેને ખોટું કામ કરવાનું સૂઝ્યું. જો હું પવિત્ર હોઉં તો મારી પાસે રહેનાર બાળક મારાથી ડરીને પોતાનો ગુનો છુપાવે જ નહિ. આવા પ્રેમ પાસે કોઈ પણ બાળક વશ થયા વિના કેમ રહી શકે?

## પ્રેમ છતાં ત્યાગ માટે તૈયારી

નીચેના પ્રસંગથી આપણને સમજાશે કે તેઓ કેટલો સ્નેહ રાખે છે. છતાં ત્યાગ કરી શકે છે.

સને ૧૯૦૮માં સત્યાગ્રહની લડાઈમાં ગાંધીજીને બીજી વખત જેલની સજા થઈ. આ વખતે પૂ. કસ્તુરબા ફિનિક્સમાં ખૂબ બિમાર હતાં. આ ખબર મિ. વેસ્ટે ગાંધીજીને તાર મારફતે જણાવ્યા. તેનાં જવાબમાં ગાંધીજીએ નીચેનો પત્ર લખ્યો.

" તારી તબિયતનો તાર મિ. વેસ્ટે આજે મોકલ્યો છે. મારું દિલ કોતરાય છે. હું રડું છું. પણ તારી ચાકરી કરવા આવું એવી સ્થિતિ નથી. સત્યાગ્રહની લડતમાં મેં બધું અર્પણ કર્યું છે. મારાથી ત્યાં

અવાય જ નહિ. દંડ આપું તો જ અવાય. દંડ તો ન જ અપાય. તું જરા હિંમત રાખે, રીતસર ખાય, તો સારું થઈ રહેશે. છતાં મારે નસીબેથી તું જશે જ એમ હશે, તો હું તને એટલું જ લખું છું કે, તું વિયોગમાં પણ મારી હયાતીમાં જ ચાલી જાય, તેમાં ખોટું નથી. મારું હેત તારી ઉપર એટલું કે તું મુએલી છતાં મારે મન જીવશે. તારો આત્મા તો અમર છે. હું તને ખાતરીથી કહું છું કે, જો તારે જવું જ થશે તો હું તારી પાછળ બીજી સ્ત્રી કરવાનો નથી. મેં તને કેટલીક વાર કહ્યું પણ છે. તું ઈશ્વર ઉપર આસ્થા રાખી જીવ તજજે. તું મરીશ તો તે પણ સત્યાગ્રહને ભોગ છે. મારી લડત તો માત્ર રાજદ્વારી નથી. તે લડત ધાર્મિક છે. એટલે અતિ ચોખ્ખી છે. તેમાં મરવું તોયે શું. અને જીવવું તોયે શું! તું પણ એમ જ જાણી જરા યે ઓછું નહિ લાવે એવી મારી ઉમેદ છે, એવું તારી પાસે માગી લઉં છું."

આથી આપણે તેમનો સ્નેહ સાથેનો વૈરાગ્ય જોઈ શકીએ છીએ. તેથી આપણને પ્રશ્ન થાય છે કે તેમને સ્નેહી કહેવા કે વૈરાગી? આવા સ્નેહ છતાં વૈરાગ્ય અને જ્ઞાનપૂર્ણ પત્રો છે. તે બધા અહીં આપવાની જરૂર નથી. આથી સમજાય છે કે ગાંધીજી પ્રથમ પોતાનું બલિદાન, પોતાનાં સ્નેહીઓનું બલિદાન અને પછી બીજાઓનુ બલિદાન આપવા તૈયાર થાય છે.

ઉપરની વસ્તુ સમજાવતો બીજો પ્રસંગ આ રહ્યો.

ત્રણ પાઉંડ કરની લડત લડવાની હતી. આ લડતમાં બે પ્રચંડ શક્તિઓનો ઉમેરો થયો. આજ સુધી તો ઇચ્છા હોવા છતાં પણ કોઈ સ્ત્રીને લડતમાં જોડાવાની મનાઈ કરવામાં આવતી. પણ આ લડતમાં હિંદી સ્ત્રીઓના શીલ ઉપર થયેલા હુમલા સામે થવાનું હતું. તેમાં હિંદી સ્ત્રીઓનું સ્વમાન સાચવવાનો પ્રશ્ન હતો અને તેથી જ સ્ત્રીઓને પણ લડતમાં લેવી તેવું નક્કી થયું. બીજી શક્તિ એ કે આ લડતમાં ગિરમીટિયા મજૂરોએ પણ સાથ આપ્યો.

નક્કી તો થયું પણ આપ મૂઆ વિના સ્વર્ગે કોણ ગયું સાંભળ્યું છે? તેથી ગાંધીજીને લાગ્યું કે કસ્તુરબા આ લડતમાં જોડાય અને જેલમાં જાય તો તેની પાછળ બીજી સ્ત્રીશક્તિ પણ આવે. પણ સમજાવવાં કેમ? ગાંધીજી તેનો જ વિચાર કર્યાં કરે અને પ્રસંગની રાહ જોયા કરે.

એક દિવસ કસ્તુરબા ભાખરી તૈયાર કરતાં હતાં તેવામાં ગાંધીજી બીજું હાલતું કામ કરતા હતા. કામ કરતાં કરતાં ગાંધીજીએ કસ્તુરબાને પૂછ્યું: "તેં જાણ્યું કે?" "શું?" કસ્તુરબાએ જિજ્ઞાસાથી સામો પ્રશ્ન કર્યો.

"આજ સુધી તું મારી પરણેતર સ્ત્રી હતી. હવે તું મારી પરણેતર સ્ત્રી ન રહી." કસ્તુરબાએ સહેજ ભવાં ચડાવીને કહ્યું: "એવું વળી કોણે કહ્યું? તમે તો રોજ નવા નવા તુક્કા શોધી કાઢો છો!"

ગાંધીજી હસતા હસતા બોલ્યા:

"હું ક્યાં શોધી કાઢું છું? પેલો જનરલ સ્મટ્સ કહે છે કે 'ખ્રિસ્તી લગ્નની જેમ આપણાં લગ્ન કોર્ટમાં નોંધાયાં નથી. માટે તે ગેરકાયદેસર ગણાય અને તેથી તું મારી પરણેતર ગણાય નહિ પણ રખાત ગણાય."

કસ્તુરબાએ ગુસ્સે થઈને કહ્યું:

"કહ્યું એણે એનું માથું! એ નવરાને આવું આવું ક્યાંથી સૂઝે છે?"

ગાંધીજી ટૂંકાવી બોલ્યા:

"પણ હવે તમે બૈરાં શું કરશો? અમે લડીએ છીએ તેમ તમે પણ લડો. સાચી પરણેતર થવું હોય અને રખાત ન થવું હોય, તેમજ તમને તમારી આબરૂ વહાલી હોય, તો તમે પણ અમારી જેમ સરકારની સામે લડો."

"તમે તો જેલમાં જવાના છો!"

"તું પણ તારી આબરૂ ખાતર જેલમાં જવાને તૈયાર થા."

ગાંધીજીનું આ વાક્ય સાંભળી કસ્તુરબા નવાઈ પામી બોલ્યાં: " હેં, જેલમાં બૈરાંથી જવાય?"

"હં, જેલમાં! બૈરાંથી જેલમાં કેમ ન જવાય? પુરુષ જે સુખદુઃખ ભોગવે તે સ્ત્રીઓથી કેમ ન ભોગવાય? રામની પાછળ સીતા ગઈ. હરિશ્ચંદ્રની પાછળ તારામતી ગઈ. નળની પાછળ દમયંતી ગઈ. અને સહુએ જંગલમાં અનહદ દુઃખ વેઠ્યાં."

" એ તો બધાં દેવ જેવાં! તેમને પગલે ચાલવાની આપણી શક્તિ ક્યાં છે?"

ગાંધીજીએ ગંભીરતાપૂર્વક કહ્યું:

" એમાં શું? આપણે પણ તેમની જેમ વર્તીએ તો તેમના જેવાં થઈ શકીએ; દેવ થઈ શકીએ. રામના કુળનો હું અને સીતાના કુળની તું. સીતા રામની પાછળ ધર્મની ખાતર ન ગઈ હોત અને મહેલમાં બેસી રહી હોત તો તેને કોઈ સીતામાતા ન કહેત. તારામતી હરિશ્ચંદ્રના સત્યવ્રત ખાતર વેચાઈ ન હોત તો હરિશ્ચંદ્રના સત્યવ્રતમાં ખામી રહેત. તેને કોઈ સત્યવાદી ન કહેત અને તારામતીને સતી પણ કોઈ ન કહેત. તેમ હવે તાર તારી આબરૂ સાચવવી હોય, મારી પરણેતર ગણાવું હોય અને રખાત ગણાવાના કલંકમાંથી મુકત થવું હોય તો સરકાર સામે લડ અને જેલમાં જવા તૈયાર થા." કસ્તુરબા થોડી વાર ચૂપ રહ્યાં પણ પછી બોલી ઊઠયાં:

"ત્યારે તમારે મને જેલમાં મોકલવી છે, ખરુ ને? હવે એટલું જ બાકી છે. ભલે; પણ જેલનો ખોરાક મને માફક આવશે?"

ગાંધીજી બળાત્કારથી જેલમાં મોકલવા નહોતા ચાહતા કારણ તેમાં હિંસા સમાયેલી હતી. તેમણે જવાબ આપ્યો:-

" હું તને કહેતો નથી કે તું જેલમાં જા. તને તારી આબરૂ ખાતર જેલમાં જવાનો ઉમંગ હોય તો જા. અને જેલનો ખોરાક માફક ન આવે તો ફળાહાર કરજે."

" જેલમાં સરકાર ફળાહાર આપશે?"

ગાંધીજી ફળાહાર મેળવવાનો ઉપાય સૂચવતા બોલ્યા:

" ફળાહાર ન આપે ત્યાં સુધી ઉપવાસ કરજે."

કસ્તુરબાએ હસીને કહ્યું:

" ઠીક, એ તો તમે મને મરવાનો રસ્તો બતાવ્યો. અને મને લાગે છે કે જેલમાં જઈશ તો જરૂર મરી જઈશ."

આ જવાબથી ગાંધીજી ખડખડ હસી પડયા અને બોલ્યાઃ

"" હા, હા; હું પણ એમ જ ઇચ્છું છું. તું જેલમાં મરી જઈશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ."

" ઠીક, ત્યારે તો હું જેલ જવા તૈયાર છું." કસ્તુરબાએ તેમનો દૃઢ વિચાર જાહેર કર્યો.

આમ ગાંધીજીની ઇચ્છાનુસાર કસ્તુરબાના વર્તનથી હિંદી સ્ત્રીઓના ઉદ્ધારનાં દ્વાર ખુલ્લાં થયાં; અને આજ હિંદમાં જે સ્ત્રીશક્તિની પવિત્ર અને પ્રચંડ જવાળા પ્રગટી નીકળી છે, તેનું બીજ એ પ્રસંગે રોપાયું.

## પ્રતિજ્ઞાનો મહિમા

ગાંધીજી પ્રતિજ્ઞાનો મહિમા કેટલો જાળવે છે તે નીચેના પ્રસંગથી જણાશે.

એક દિવસ એક વિદ્યાર્થી જોહાનિસબર્ગથી આવેલા પોતાના વડીલને મળવા ડરબન ગયેલો. વડીલને બાળક પ્રત્યેની મમતાને કારણે લાગ્યું કે આશ્રમમાં તેને મિષ્ટાન્ન કે તીખાં તમતમતાં ભજિયાં વગેરે ક્યાં મળવાનું હતું! તેથી તેમણે ખવડાવ્યા ઉપરાંત બીજાં ભજિયાં વેચાતાં લઈ અપાવ્યાં. બાળકને ખાતાં ખાતાં તેના મિત્રો સાંભર્યા. એટલે તે ભજિયાં ફિનિકસ લઈ ગયો. ત્યાં જ્યારે બધા મિત્રો ભેગા મળી ભજિયાં ખાતા હતા, ત્યાં એક શિક્ષિકા જઈ ચડયાં. વિદ્યાર્થીઓએ તેમની આગળ ભજિયાં ધર્યાં અને તેમણે તે ખાધાં પણ ખરાં. તે બંનેને તે વાત છૂપાવવા

વિદ્યાર્થીઓને કહ્યું. પણ એમ કંઈ વાત છૂપી રહે ખરી ? આ વાતની ગંધ બીજે જ દિવસમાં ખબર પડી ગઈ. ગાંધીજીને કાને તે વાત પહોંચી એટલે તેમણે વિદ્યાર્થીઓને પૂછ્યું કે તમારી સાથે ભજિયાં ખાવામાં તે બહેન હતાં કે નહિ ? સૌએ 'હા' પાડી. પછી બહેનને પૂછ્યું પણ તેમણે તો તે વાત સાચી હોવાનો ઈન્કાર કર્યો. આથી ગાંધીજીને થયું આ બંનેમાં સાચું કોણ ? તેથી તેમણે કહ્યું કે જ્યાં સુધી મને આ બાબત વિષે સત્ય હકીકત નહિ મળે ત્યાં સુધી હું ખાઈશ નહિ. આ પ્રતિજ્ઞાથી આશ્રમનું વાતાવરણ ખળભળી ઊઠ્યું.

તે બહેનને આમાં પોતાની ભૂલ સમજાઈ અને તેમણે બીજે દિવસે દસ વાગે ગાંધીજી આગળ પોતાની ભૂલ કબૂલ કરી અને તેને માટે માફી માગી.

આવા ઉપવાસો તો તેમણે ઘણી વખત કર્યા છે. ઉપર પ્રતિજ્ઞાનો મહિમા બતાવતો જે પ્રસંગ આપ્યો છે, તે તો એક સામાન્ય બનાવ છે. પણ તેમના આમરણાન્ત ઉપવાસો જાણીએ, ત્યારે જ આપણને તેમની પ્રતિજ્ઞાપાલનની કિંમત સમજાય છે. અને એથી પણ વધારે આગળ જઈએ તો તેમની ઈંગ્લેંડ જતાં પહેલાંની ત્રણ બીજી પ્રતિજ્ઞાઓ ક્યાં નથી ?

અત્યાર સુધીમાં મેં કહેલા જીવનપ્રસંગોથી સમજાયું હશે કે આ પ્રસંગો દક્ષિણ આફ્રિકા સુધીના છે. આ પછી તેઓ હિંદ પાછા આવ્યા. અને અહીં આવી જે સત્યાગ્રહો અને લડતો લડ્યા તેનું વધારે લંબાણ નહિ કરતાં એકબે પ્રસંગો કહી હું મારું કથન પૂરું કરીશ.

ગાંધીજીની તબિયત સારી નહિ હોવાને કારણે એક વખત તેઓ માથેરાન હવાફેર માટે ગયા. પણ ત્યાં કંઈ ફેરફાર પડ્યો નહિ. દરદ બહુ જ વધી પડ્યું હતું. તેથી તેઓ પાછા આવ્યા અને ડાક્ટર દલાલની સલાહ લીધી. તેમણે કહ્યું, " તમે દૂધ ન લો, ત્યાં લગી તમારું શરીર હું વાળી નહિ શકું. તે વાળવાને સારું તમારે દૂધ લેવું જોઈએ ને લોખંડ ને સોમલની પિચકારી લેવી જોઈએ. આટલું કરો તો તમારું શરીર બરોબર ફરી બાંધવાની હું 'ગૅરંટી' આપું". ગાંધીજીએ જવાબ આપ્યો: "પિચકારી આપો પણ દૂધ ન લઉં", કારણ કે તેમને દૂધ ન લેવાનું વ્રત હતું. કસ્તુરબાએ કહ્યું: "બકરીનું ધ લેવાય કારણ તમને ગાયભેંસ ઉપર ફુક્કાની ક્રિયા થવાથી તેના દૂધ પ્રત્યે તિરસ્કાર છે." છેવટ બકરીનું દૂધ લેવાનું નક્કી થયું અને તેના દૂધથી તબિયત સુધરવા લાગી.

## રોલેટ ઍક્ટનો વિરોધ

આમ તેમની તબિયત બરાબર ન હતી, તેવામાં એક દિવસ તેમના હાથમાં રોલેટ કમિટીનો રિપોર્ટ આવ્યો. તેની ભલામણો જોઈ ગાંધીજી ચમક્યા. તેમણે અમદાવાદ આવી શ્રી. શંકરલાલ બૅંકર વગેરે બીજાઓને મળી આ રોલેટ ઍક્ટનો વિરોધ કરવાનું યોગ્ય ધાર્યું એટલે સરકારની સામે લડવાનું નક્કી થયું અને સૌએ પ્રતિજ્ઞાપત્રક ઉપર સહીઓ કરી.

ધીમે ધીમે પ્રતિજ્ઞાપત્રકમાં સહીઓ પણ ખૂબ સંખ્યામાં આવી અને એ રીતે તેમણે તે કામ પોતાની તબિયતની પરવા કર્યા વિના ધમધોકાર ચલાવ્યું.

આ રોલેટ ઍક્ટમાં એવી કલમ હતી કેઃ—

'દેશમાં રાજદ્રોહ વધી પડ્યો છે. ક્રાંતિકારી વર્ગ વધી પડ્યો છે. તો સરકાર કોઈ માણસ ઉપર શક આવતાં વગર વૉરંટે તેને પકડી શકશે અને તેના ઉપર કેસ ચલાવ્યા વગર પણ જેલમાં પૂરી શકશે.'

## ઉપસંહાર

આપણે તો તેમના બેત્રણ ગુણોનું અવલોકન કર્યું. પણ આપણને જણાય છે કે સત્ય અને અહિંસાની પાછળ ત્યાગ, ઉદારતા, સેવા, પ્રેમ, દયા અને આત્મબલિદાન જેવા બીજા કેટલાય ગુણો છૂપાએલા છે અને તે આપમેળે જ સત્ય અને અહિંસાનું પાલન કરતાં ખીલે છે.

આપણે તો પ્રભુને એટલી જ પ્રાર્થના કરવાની કે ગાંધીજી ઘણું જીવો અને આપણા દેશને ઊંચે લાવવામાં વધુ ને વધુ ફાળો આપો. વિશેષ પ્રાર્થના તો એ કે આપણે તેમનો અમોઘ સંદેશો ઝીલવા માટે લાયક બનીએ.

વિઠ્ઠલભાઈ ધરમદાસ પટેલ

* ગુજરાત વિદ્યાપીઠ વિનયમંદિરના વિદ્યાર્થીઓ આગળ ગાંધીજયંતી વખતે આપેલું ભાષણ.




# રમકડું

**દાદાને** પ્રયાગ જતા જોઈ નાનો સતીશ દોડતો આવીને એમની ગોદમાં બેસી ગયો અને લાડ કરતો કહેવા લાગ્યોઃ "દાદાજી, મારે માટે એક સુંદર રમકડું લેતા આવજો હોં. લાવશો ને ?"

દાદાએ ઉમળકાભેર ચૂમી લઈ એને છાતી સરસો ચાંપ્યો ને કહ્યું: "વારુ, બેટા, જરૂર લેતો આવીશ."

આ સાંભળી સતીશના આનંદનો પાર ન રહ્યો. નાચતો ને કૂદતો એ મિત્રોને પોતાના નવા રમકડાની વાત કહેવા દોડી ગયો.

દાદા પ્રયાગ ચાલ્યા ગયા.

*

ઘરમાં થતી વાત પરથી સતીશને ખબર પડી ગઈ કે દાદા આજે સવારની ગાડીમાં પ્રયાગથી પાછા ફરવાના છે. ઊઠ્યો ત્યારથી એનું મોં પ્રફુલ્લ હતું. રમકડું, નાનું મઝાનું રમકડું મેળવવા એનું મન અધીરું બન્યું.

આજે નવું રમકડું આવશે એમ તેણે મિત્રોને તો કયારનું ય કહી દીધું છે. એ રમકડું કેટલું બધું સુંદર હશે ? હવે તો મારે કોઈ દહાડો એકલા નહિ રમવું પડે. મારા ગોઠિયાઓ મારી જોડે કીટ્ટા કરશે તો હું મારા નવા દોસ્ત-રમકડા–સાથે રમીશ. આખો દહાડો એની સાથે રમવાની મજા પડશે ! અને હવે તો મધુરીબહેન પોતાની ઢીંગલી આપવાની ના પાડે તો એને ય મારું નવું અને સુંદર રમકડું બતાવીને ચીડવવાની કેવી ગમ્મત આવશે ?

ગમ્મતના વિચારે સતીશના મોં પર પ્રફુલ્લતાની અજબ છાંટ આવી. હજુ એની વિચારમાળા આગળ લંબાવાની હતી, પણ ત્યાં તો બારણે ટકોરા પડયા ને, બેઠો'તો ત્યાંથી ઊછળીને 'દાદા, દાદા' કરતો બારણું ઉઘાડવા દોડયો. દાદા આવ્યાઃ મુસાફરીથી થાકેલા ને કંટાળેલા ! દાદાએ ઘરમાં પગ મૂક્યો ન મૂક્યો ત્યાં સતીશે પોતાની નાનકડી હથેલી આગળ ધરી રમકડું માગ્યું. પણ . . .

"બેટા, રમકડું હતું તો મજાનું પણ મોંઘું બહુ, એટલે ન લીધું." દાદાના આ શબ્દો કાને પડતાં જ સતીશનું મોં પડી ગયું, તેનો આનંદ ઓસરી ગયો. ઘડી વાર

પહેલાં ચંદ્રના શીતળ તેજમાં હસી રહેતા પોયણાં જેવું પ્રફુલ્લ મુખ, દાદાના આ શબ્દોએ કરમાવી દીધું.

રડમસ ચહેરો ઘડીભર તો દાદાના મુખ ભણી તાકી રહ્યો. પછી ધ્રુસકે ધ્રુસકે રોવા ને, જમીન પર લોટવા માંડ્યું. ગંજીપાના મહેલ જેવા એના ગમ્મતમિનારા કકડભૂસ કરતા તૂટી પડી. જમીનદોસ્ત થઈ ગયા! એના ગુલાબી ગાલો પર આંસુના રેલા ચાલ્યા, એનાં સુંદર, વાંકડિયાં ઝુલ્ફાં ધૂળમાં રગદોળાયાં!

સતીશને રડતો સાંભળી રસોડામાંથી તેનાં મા દોડી આવ્યાં. ફ્લાવી પટાવી માંડ છાનો રાખ્યો, ને આંખો પર ઠરી રહેલાં આંસુ પાલવ વડે લૂછી નાખી, ગોદમાં લઈ બચી લીધી.

બાળકનું રડવું તે જ વખતે બંધ થઈ ગયું એ ખરું, પણ તેના અંતરનો સંતાપ તો ન શમ્યો તે ન જ શમ્યો.

આખો દહાડો એ ઘરમાં જ બેસી રહ્યો. પોતાના ગોઠિયાઓ પાસે હવે તે શું મોઢું લઈને જાય? માએ ખૂબ જ આગ્રહ કર્યો ત્યારે માંડ એણે બે કોળિયા અન્ન ખાધું. સવાર, બપોર ને સાંજ, રીસમાં ને રીસમાં જ પસાર થઈ ગઈ, અને રાત પણ પડી. ઘરનાં બધાં ય નિદ્રાધીન થઈ ગયાં પણ બાળક સતીશને નીંદર નો'તી આવતી. એની ઓરડીની ચારેકોર એક જ ધ્વનિ પડઘાતો હતો:

"છિ: છિ: સતીશ! તારે માટે તો રમકડું ય મોંઘું!"

મોહન ઠક્કર

## બગલાભાઈ

હે બગલાભાઈ! તમે અહીં નદી-કાંઠે જ રહો છો? ગામમાં કે વગડે તમે કેમ દેખાતા નથી? નદીકિનારે એકાન્તમાં ધ્યાન ધરવાનું અને તળાવમાં ભેંસો ઉપર બેસવાનું તમને ખૂબ ગમે છે, નહિ?

અને બગલાભાઈ! તમે આટલા દૂધ જેવા ઊજળા ક્યાંથી? કહોને. આમ બેઠા બેઠા જોયા શું કરો છો? તમે સજ્જન દેખાઓ છો. જવાબ આપોને?

બગલાભાઈ! તમે અવાજ કર્યા વિના શાન્તિથી ઊડો છો અને ધીર ગંભીર ચાલે ચાલો છો. નહિ? મોઢેથી બોલતા પણ નથી! ઝીણાં જંતુની હાનિ થાય માટે? મૌનવ્રત લીધું છે?

*

અરે! આ શું કર્યું? શું તમે ઝડપ મારીને પેલી મજાની તરતી માછલીને પકડી!

હાં, હાં, સમજ્યો; તમારું ન બોલવાનું કારણ. સમજ્યો, તમારી આટલી ધીરતાનું કારણ. સમજ્યો ધોળો ભેખ ધારી પાણી-કાંઠે એકાન્ત વાસ કરવાનું કારણ. હું તમારું ધ્યાન અને ધ્યેય બન્ને સમજી ગયો. બિચારાં, ભલાંભોળાં માછલાંને આમ જ સપડાવો છો! સજ્જનતાના ડોળ નીચે માછલાં ખાવાનું છોડી તમે ગામમાં શું લેવા આવો?

કાન્તિલાલ ઝવેરી

હોય છે. આ ઉપરથી એમ નથી સમજવાનું કે દરેક જાતની હવામાં અવાજની ગતિ એટલી જ હોય છે. હળવી હવામાં ધ્વનિની ગતિ ઘણી વધી જાય છે, અલબત્ત, હળવી ભારે હવાનું ટેમ્પરેચર સરખું હોવું જોઈએ. આપણી આસપાસ માત્ર હાઈડ્રોજનનું વાતાવરણ હોય તો આપણે આજે જેટલી ઝડપે અવાજ સાંભળીએ છીએ એનાથી ચારગણી વધુ ઝડપે સાંભળી શકત સખા હવા-માનના દબાણ ને ટેમ્પરેચરની સ્થિતિમાં નીચેના ગેસોમાં ધ્વનિની ગતિ નીચે પ્રમાણે હોય છે:

| | | |
|---|---|---|
| હાઈડ્રોજન | : ૪૧૬૩ ફૂટ દર સેકંડે | ગતિ. |
| સામાન્ય હવા | : ૧૦૯૦ ફૂટ | ,, |
| ઓક્સીજન | : ૧૦૪૧ ફૂટ | ,, |
| કાર્બન ડાયોક્સાઈડ | : ૮૫૫ ફૂટ | ,, |

## ધુમાડો ક્યાં જાય છે?

ધુમાડો ઘન અને ગેસવાળી ઘણી વસ્તુઓનું મિશ્રણ હોય છે. ધુમાડો ઊંચે આકાશમાં ગયા પછી એમાંનાં ઘન કણો નીચે પડી જાય છે. ખનિજ કોયલો બળે છે ત્યારે એમાંથી તૈલી પદાર્થ નીકળે છે. આથી આકાશમાં ધુમાડા ભેગાં તેલનાં રજકણો પણ જાય છે. આ તૈલી તત્ત્વને કારણે જ કોયલાથી કાળાં થયેલાં કપડાં ઉપર પાકા ડાઘા પડી જાય છે. ધુમાડામાં કાર્બન ડાયોક્સાઈડનો ભાગ હોય છે, એ વનસ્પતિનું ભક્ષ્ય બની જાય છે. કોયલામાંથી ધુમાડા રૂપે ઊડી જતો હાઈડ્રોજન ગેસ બીજી હવા સાથે બળીને એનું જળ બની જાય છે. આમ ધુમાડો ઓગળી—Decompose—જઈને એનો રૂપાંતરી વિલય થઈ જાય છે.

૨૧.

## એક કા અનેક

**સૂર્ય**–રવિ, ભાનુ, દિવાકર, દિવાંશુ, દિવાસૌ, દિનકર, દિનમણિ, દિવામણિ, દિનેશ, અર્ક, સવિતા, અરુણ, આદિત્ય, દિનપતિ, ભાસ્કર, ગ્રહેશ.

**ચંદ્ર**–ઇંદુ, સોમ, શશિયર, શશાંક, સુધાંશુ, નિશાકર, અમૃતનાથ, નક્ષત્રનાથ. કળાકાર, કૌમુદી-પતિ, શર્વરીપતિ, દ્વિજપતિ, રજનીપતિ, ચાંદનિપતિ, સુધાકર, શશી, વિધુ ચાંદો, કળાધર, દ્વિજરાજ, હિમાંશુ.

**સમુદ્ર**–દરિયો, સાગર, અર્ણવ, સાયર, જળધિ, વારિધિ, વારિનિધિ, જળનિધિ, ઉદધિ, અબ્ધિ, પયોનિધિ, રત્નાકર, પારાવાર, મહેરામણ, પયોધર, અકૂપાર.

**પાણી**–જળ, વારિ, નિર, બૂ, અબુ, પય, આબ, ઉદક, સલિલ.

**હાથી**–મેગળ, ગજ, હસ્તી, ઐરાવત, કુંજર, માતંગ, ગય, નાગ, કરી, સારંગ.

**સિંહ**–વનરાજ, કેસરી, મૃગેન્દ્ર, મૃગપતિ, પંચાનન, હરિ, સાવજ.

**કમળ**–પુંડરીક, કુમુદિનિ, સરોજ, ઉત્પલ, પંકજ, અંબુજ, જલજ, પદ્મ, અરવિંદ, બિસપ્રસૂન.

**ડુંગર**–પર્વત, પહાડ, ગિરિ, નગ, શૈલ, મહિધર. ગિરિધર, ગિરિવર.

**આંખ**–ચક્ષુ, નયન, લોચન, દગ, નેત્ર.

**સોનું**–હેમ, હાટક, કુંદન, કાંચન, કણગ, કનક.

**ઘોડો**–તુરંગ, રથ્ય, અશ્વ, હય.

**પવન**–મારુત, વા, વાયુ, સમીર, અનિલ.

**આકાશ**–વિયત, નભ, આભ, અંબર, વ્યોમ, ગગન.

–શાંતિચંદ્ર ભ. દામકાકર

વર્ષ ૫

અંક ૩

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

નવેમ્બર ૧૯૩૯



દેશની સેવા કરવા હું તૈયાર છું, પણ હું તો તે સત્યને જ કરીશ જે દેશ કરતાં ખૂબ અસને બિરાજમાન છે. દેશને જો હું દેવ માની વંદન કરું તો દેશનું સત્યાનાશ વાળ્યું ગણાય ..દેશથી પણ ઉચ્ચ સ્થાને ધર્મ રહેલો છે એવું જેઓ માનતા નથી તેઓ, હું કહું છું, દેશને પણ માનતા નથી.

-શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

# કિશોર

વર્ષ ૫ નવેમ્બર : ૧૯૩૯ અંક ૩

## અનુક્રમણિકા



### લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો,-વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચનાં

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અગર, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું શિરનામું લખી જણાવવું.

લેખકોને વિનંતિ છે કે તેઓ લેખને ટૂંકામાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
ખાડિયા : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી : કિશોર કાર્યાલય C/O પ્રસ્થાન કાર્યાલય : ચારરસ્તા : ખાડિયા : અમદાવાદ
મુદ્રક : રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી : કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા. ખાડિયા : અમદાવાદ તા. ૨૦-૧૨-૩૯
વાર્ષિક લવાજમ રૂ. ૪ બર્મા તથા પરદેશ રૂ. ૬ છૂટક અંક ૦-૬-૦



કુદરતની ગોદમાં

(ફોટો : શ્રી અમૃતલાલ પરેશ)

વર્ષ ૫ અંક ૩

કુમાર

નવેમ્બર : ૧૯૩૯

# આત્મશ્રદ્ધા બળે !

[ પૃથ્વી ]

રહે તિમિર ઘોર ઘેરી ઉર મ્હારું ચોપાસથી
ભીંસાય કુલકોમળું હ્રુદય વજ્રશી ચૂડમાં;
છતાં સુખન કાઢું કે વહું ન પ્રાર્થના વેવલી
અમેય ઉર હામથી રહું ઝઝૂમી હું જગમાં.

નડી અડચણો અનેક, પથમાં પડ્યો આખડ્યો,
અને થઇ ઉભો ફરી કદમ એક આગે બઢ્યો;
પડી વિટંબણા, ઝીલ્યા વિધિપ્રહાર સૌએ હસી,
થયા ઝખમ કારી, તો ય નવ પાછી પાની કરી.

ભલે વિષમ વેદના ઉર દહો, શિરે આભ છો
પડો દુ:ખતણાં; કદી ન ધરું દીનતા હું ઉરે;
રહું અડગ હામથી હું રણજંગમાં ઝૂઝતો
અખૂટ ઉર ધૈર્ય ને અતલ આત્મશ્રદ્ધા બળે !

નૌતમ

# કિશોરોને

## પત્રાંક–૯

દોસ્તો,

સૈકાઓ પહેલાંની એક વાત છે. અલ ગઝલી નામનો એક મોટો તત્ત્વચિંતક થઈ ગયો. તેની તત્ત્વ જાણવાની તાલાવેલી એટલી બધી તીવ્ર હતી કે આખી દુનિયાનું બધું જ તત્ત્વજ્ઞાન તે શોધી વળ્યો પરંતુ તેની શોધ માત્ર જ્ઞાનની ન હોતી; તેને જોઈતો હતો એવો એક પ્રકાશ જેથી તેના જીવનમાં નવચેતન આવે, તેના પ્રાણને નવપલ્લવિત કરે. આમ અનેક વર્ષોની અથાક તપશ્ચર્યા પછી અકસ્માત તેને તે પ્રકાશ લાધ્યો.

હવે તે ઉંમરે તેમજ જ્ઞાને વૃદ્ધ થઈ ગયો છે. પરંતુ તેનો આત્મા એક બાળક જેવો નિર્દોષ અને આનંદી છે. એક વાર બગદાદના મોટા મોટા જ્ઞાનવૃદ્ધ પુરુષો તેમને મળવા આવ્યા. તેમણે પૂછ્યું : "ગઝલી સાહેબ, આપની ઉમર કેટલી થઈ?" ગઝલીએ હસતાં હસતાં કહ્યું : "માત્ર ચાર વર્ષ !" પેલા બધા જ્ઞાનીઓ તો આશ્ચર્ય પામી ગયા. આવડો મોટો માણસ માત્ર ચાર જ વર્ષનો ? કેવી હસવા જેવી વાત !

મને લાગે છે કે તમે તેનો અર્થ સમજી ગયા હશો. આટઆટલાં વર્ષો તો તેમણે જ્ઞાનની શોધમાં ગાળ્યાં, પણ સાચું જીવન તો શરૂ થયું પેલો નવો પ્રકાશ પામ્યા ત્યારથી. આ રીતે તેઓ સાચા દ્વિજ થયા, એટલે કે બીજા જન્મને પામ્યા.

ત્યારે આપણામાંથી કેટલા સાચું જીવન ગાળીએ છીએ ? માત્ર ખાવાપીવા અને થોડાં ઊથલાવ્યા સિવાય આપણે બીજો શો અનુભવ મેળવીએ છીએ ?

તમે વિજ્ઞાનમાં શીખ્યા હશો કે સૂર્યનાં જે કિરણો આપણે મેળવીએ છીએ તે બધાં કેટકેટલાં હજારો વર્ષોથી ફરતાં ફરતાં અહીં પહોંચે છે. જે પ્રકાશ આપણને ઉઠાડે છે, અને દુનિયાના બધા પદાર્થોને ગોચર કરે છે, તે પ્રકાશની કેટકેટલી સાધના છે ? એ પ્રકાશ શા માટે સાધના કરે છે ? પોતાના આત્મપ્રકાશને માટે. આત્મપ્રકાશ કરતાં કરતાં અનેક જીવોનું તે કલ્યાણ પણ કરે છે. તેનો મુખ્ય ધર્મ આત્મપ્રકાશ છે; લોકકલ્યાણ તો તેથી ફલિત થતો ગૌણ ધર્મ છે.

તો આપણે આ પૃથ્વીમાં મનુષ્ય થઈને આવ્યા છીએ, બધાં પ્રાણીઓથી શ્રેષ્ઠ ગણાઈએ છીએ, તેનું પરિણામ શું ? આપણે સાચા મનુષ્ય થવાની કેટલી સાધના કરીએ છીએ, જેને આપણે મહાન માનીએ છીએ તેને કેટલે અંશે યથાર્થભાવે સમજીએ છીએ ?

માણસ કહેવરાવવું સહેલું છે, માણસ થવું ભારે છે. થવું એટલે હમેશાં વિકાસ સાધવો. થવાનો અંત જ નથી.

આપણે એવા માણસને મહાન નથી ગણતા જેની પાસે ઘણું હોય; પરંતુ એવા માણસને મહાન ગણીએ છીએ જે માણસ થયો હોય.

મારી પાસે કેટલાં પુસ્તકો છે તેની સંખ્યાથી મારી મહત્તા નથી અંકાતી; મેં કેટલે અંશે તે પુસ્તકોને પચાવ્યાં છે, કેટલે અંશે તેનો અનુભવભંડાર મેં મારો કર્યો છે, એટલે કે કેટલે અંશે હું અનુભવવાળો થયો છું, તેટલેજ અંશે મારા ગુણો અંકાય છે.

આપણી ચારે બાજુ કેટકેટલાં હાસ્ય, કેટકેટલાં રુદન, કેટકેટલી હાયવરાળ, કેટકેટલાં સુખ જોઈએ છીએ. આંખે જોવાનું, કાને સાંભળવાનું તો અપાર મળે છે. પણ તેમાંથી કેટલું સાચેસાચ જોઈએ છીએ, કેટલું સાચેસાચ સાંભળીએ છીએ ?

આખી પૃથ્વી આપણને પડકાર કરે છે : તમે માણસ બનો. ચાલો ત્યારે દોસ્તો, આપણે માણસ થઈએ; આપણા ચિત્તને, આપણા હૃદયને વિશુદ્ધ કરીએ અને નવા નવા પ્રકાશ માટે આતુર રહીએ.

લિ. તમારો

'અલગારી'

# ઇબ્રાહીમ આદમ

**પા**છલી રાતનો પહોર હતો. ઠંડી રાત સમસમી રહી હતી. પશુ પંખી હજી જાગ્યાં ન હતાં, માણસો ગાઢ નિદ્રામાં પડ્યાં હતાં. એ વખતે બલ્ખનો સુલતાન ઇબ્રાહીમ પોતાના મહેલમાં પોતાના પલંગ ઉપર આંખો મીંચીને બેઠો હતો. એના મનમાં અનેક વિચારો ઊલટાસુલટી આવી રહ્યા હતા. આખી રાત એણે ઊંઘ વિના પસાર કરી હતી. આલેશાન મહેલ, રત્નજડિત છત્રપલંગ, રેશમી તળાઈઓ, સુંવાળાં ઓશીકાં, હાથમાં વીંઝણા લઈને ઊભેલાં દાસદાસીઓ, પ્રેમળ બેગમ, પ્રાણથી અધિક પ્રિય એવો બાળક શાહજાદો, તેમાંનું કશું એને સુખ આપી શકતું ન હતું. એ મનમાં વિચારતો હતોઃ "આ મહેલ, આ સાધનસંપત્તિ, આ વૈભવ, સ્ત્રીપુત્ર, એક દિવસ મારે છોડી જવાનાં છે. ખુદાનો પેગામ આવશે અને મારે પહેર્યે લૂગડે કફનમાં પોટવું પડશે. મેં દુનિયાનું શું ભલું કર્યું છે? બલ્ખની આવડી મોટી જાગીરની ધનદોલત મેં મારા અમનચમન ખાતર ઉડાવી છે. કુરાને શરીફમાં લખ્યું છે કે 'તારા પરસેવાની રોટી તું ખાજે.' મોટા મોટા પેગંબરો અને ઓલિયાઓ એવું જ જીવન ગુજારતા અને સદા સુખમાં રહેતા."

મહેલને ત્રીજે માળે પોતાના આલેશાન ઓરડામાં કિંમતી છત્રપલંગમાં બેઠો બેઠો સુલતાન ઇબ્રાહીમ ઉપર પ્રમાણે વિચાર કરે છે ત્યાં એકાએક ઓરડામાં પ્રકાશ થયો. ઝળહળતા અજવાળામાં એક તેજસ્વી પુરુષ તેમની સામે આવી ઊભો રહ્યો. બાદશાહે ચકિત થઈને એને પૂછ્યુંઃ 'તમે કોણ છો? અને અહીં શા માટે આવ્યા છો?' પેલા આવનારે શાંતિપૂર્વક જવાબ આપ્યોઃ 'મારું ઊંટ ખોવાયું છે તે શોધવા આવ્યો છું!' બાદશાહે આશ્ચર્ય પામતાં સહેજ રોષભર્યે અવાજે કહ્યુંઃ 'અહીં ઊંટ કેવું?' પેલાએ જવાબ દીધોઃ 'જો ત્રીજે માળે ઊંટ ન મળે તો પછી દીન, દુઃખી, દરિદ્રી, અસહાય, અર્ધભૂખ્યાં ગરીબોમાં રહેનારો ખુદા, તને આ ધનદોલતની વચ્ચે શી રીતે મળવાનો છે?' આટલું કહીને તે અદૃશ્ય થયો.

એ વાતને કેટલાક દિવસ વીતી ગયા. એક વાર સુલતાન ઇબ્રાહીમ કચેરીમાં બેઠો છે. દરબારીઓ સાથે વાર્તાલાપ ચાલી રહ્યો છે. એ વખતે એક આદમી કચેરીના અમીર ઉમરાવોને આંજી દેતો અંદર દાખલ થયો. બાદશાહે તેને પૂછ્યુંઃ 'આપનું કેમ પધારવું થયું છે?' પેલા આવનારે કહ્યુંઃ 'અહીં આ મુસાફરખાનામાં રાતવાસો કરવો છે.' બાદશાહે કહ્યું 'આ મુસાફરખાનું નથી, આ તો રાજકચેરી છે.' ત્યારે પેલા ફિરસ્તા જેવા પુરુષે જવાબ આપ્યોઃ 'તમારા પહેલાં અહીં કોણ રહેતું હતું?'

'મારા પિતા.'

'તે પહેલાં કોણ રહેતું?'

'મારા પિતાના પિતા.'

'તમારા પછી કોણ રહેશે?'

'મારો પુત્ર.'

'ત્યારે પછી આ મુસાફરખાનું જ થયું ને! એક જાય ને બીજો આવે તેનું નામ મુસાફરખાનું કહેવાય.' આટલું કહી તે પુરુષ ચાલ્યો ગયો. ઇબ્રાહીમ બાદશાહ ફરી વિચારમાં પડી ગયા.

એ વાતને પણ કેટલાક દિવસ વીત્યા. દૂર દૂર બગીચો, બાદશાહી બગીચો વાવેલો હતો. બગીચાને ખૂણે માળીને રહેવાની ઝુંપડી હતી. તૂટેલી ખાટલીમાં ફાટેલી ગોદડી ઓઢીને ગરીબ માળી સૂતો હતો. અંગ ઉપર પૂરાં વસ્ત્ર ન હતાં. પાછલી રાતે હજી કુકડો નહોતો બોલ્યો ત્યાં માળીના ખભા ઉપર કોઈએ ત્રણ ટકોરા માર્યા. સફાળો તે બેઠો થયો. આંખો ચોળીને ઉઘાડી. જુએ તો સામે બાદશાહ ઇબ્રાહીમ! માળી ઊઠીને પગે પડ્યો, તૂટતે અવાજે

બોલ્યો: 'પરવર દીગાર, આપ અત્યારમાં?' ઈબ્રાહીમ સુલતાન એક પણ શબ્દ બોલ્યો નહિ, માથા ઉપરથી પોતાનો કિંમતી મુગટ એણે નીચે ઉતાર્યો. જરિયાની ઝભ્ભો કાઢીને ખાટલી ઉપર મૂક્યો. રેશમી પાયજામો બદલ્યો. જડ જેવો માળી દિગ્મૂઢ બનીને જોઈ રહ્યો. એની ગંધાતી ફાટેલી ટોપી બાદશાહે પોતાને માથે મૂકી. એનું ફાટેલું અંગરખું અને એનો ચીંથરેહાલ પાયજામો સુલતાને પહેર્યો. કીનખાબના જોડા કાઢીને માળીનાં પગરખાં પહેરી લીધાં. એક પણ શબ્દ બોલ્યા વિના આકાશ સામે આભારભરી એક નજર ફેંકીને સુલતાન ચાલી નીકળ્યો!

ચાલતાં ચાલતાં નેશાપુરના જંગલમાં એક પહાડની અંદર જઈને રહ્યો. ઈશ્વરપ્રાર્થનામાં તેના દિવસો વીતવા લાગ્યા. સવારની નમાઝ પઢીને કુહાડો ખાંધે મૂકી, પાસેનાં જંગલોમાં ઈબ્રાહીમ લાકડાં કાપવા નીકળી પડ્યા. સાંજ સુધીમાં એક ભારો લાકડાં કાપી તૈયાર કરી માથે મૂકી બજારમાં જતાં કોઈ વાર બે આના તો કોઈ વાર દસ પૈસા ઊપજતા. તેમાંથી આટો અગર ખીચડી લેતા. પોતાને જોઈએ તેટલું રાખી બાકીનું અન્ન ગરીબોને વહેંચી આપતા. આ રીતે હકની રોટી ખાતા, ઈશ્વરભજન કરતા તેઓ નવ વર્ષ સુધી નેશાપુરમાં રહ્યા.

જેમ ગુલાબની સુવાસ ચોમેર પ્રસરે, કસ્તુરીની સુગંધ આપમેળે વાતાવરણમાં ફેલાઈ જાય, તેમ આ ખુદાપરસ્ત ઓલિયાની અસર છેક મક્કા સુધી પ્રસરી ગઈ.

એક વાર મક્કા શહેરમાં સમાચાર આવ્યા કે ફકીર ઈબ્રાહીમ મક્કા આવે છે. વાયુવેગે શહેરમાં આ વાત ફેલાઈ ગઈ. સેંકડો સ્ત્રીપુરુષો મહાત્માનાં દર્શન કરવા તથા તેમનું સ્વાગત કરવા શહેર બહાર નીકળી નેશાપુરને રસ્તે સામા ચાલ્યાં.

આ બાજુ મહાત્મા ઈબ્રાહીમને ખબર મળ્યા કે મક્કાવાસીઓ પોતાનું સ્વાગત કરવા શહેર બહાર એકઠા થયા છે અને સામૈયું કરવાની તૈયારી ચાલે છે. એટલે પોતે એક વેપારીનો કાફલો મક્કા જતો હતો તેની સાથે વેપારીને વેશે ભળી ગયા. મક્કા નજીક વેપારીની વણઝાર પહોંચી. એવામાં સામેથી બે મક્કાવાસી જુવાનો આવ્યા. તેઓ ઈબ્રાહીમ સુલતાનના ખબર પૂછવા લાગ્યા. ભાગ્યજોગે ઈબ્રાહીમને જ પૂછ્યું: 'ઈ, તમે નેશાપુરથી આવતાં મહાત્મા ઈબ્રાહીમને દીઠા?' એટલે તેમણે હસીને જવાબ દીધો. મોં ઉપર સહેજ રોષનો ભાવ લાવીને બોલ્યા: 'કયો પે...લો પાખંડી ઈબ્રાહીમ! એનું તમારે શું કામ છે?'

'અમે એના સ્વાગત માટે સામા આવ્યા છીએ!'

"'અરે ભાઈ, તમે મક્કાવાસીઓ બહુ ભોળા છો. ઈબ્રાહીમ જેવો કોઈ લુચ્ચો નથી. એવા પાખંડીને ભલા થઈને ગામમાં ન પેસવા દેશો. આટલું કહેતાંમાં તો પેલા બંને જુવાનોનો પિત્તો ઊછળ્યો અને તેમણે ઈબ્રાહીમને પકડ્યા. 'હરામખોર, તું જ પાખંડી છો. તને એ મહાપુરુષની ખબર નથી' એમ કહી મારવા દોડ્યા. ત્યાં તો વેપારીના આગેવાનને ખબર પડી. તે એકદમ દોડ્યો આવ્યો અને વચ્ચે પડીને કહ્યું: 'તમે આમને ઓળખતા નથી? એ ફકીર ઈબ્રાહીમ છે. એના જેવો પ્રભુભક્ત આ જમાનામાં બીજો કોઈ નથી.' પેલા બંને ખસિયાણા પડ્યા. ઈબ્રાહીમ મહાત્માની ક્ષમા માગી. તેમને માનપાન સાથે સરઘસના આકારમાં શહેરમાં લઈ ગયા અને મોટી મસ્જીદમાં માનપૂર્વક રાખ્યા.

તેમણે કેટલાંક વર્ષો મક્કામાં ગાળ્યાં. મક્કામાં પણ એક સાચા ફકીર તરીકે તેઓ પ્રસિદ્ધિ પામ્યાં. બલ્ખનું રાજ્ય છોડવાને લગભગ ચૌદ વર્ષ થઈ ગયાં. એકવાર તેમની બેગમ અને શાહજાદો મહાત્મા ઈબ્રાહીમને મળવા મક્કા આવ્યાં. શાહજાદો યુવાન થયો હતો. તેને નાનપણમાં તદ્દન બાળક મૂકીને એના પિતા ચાલ્યા ગયા હતા. પિતાને મળવાની એને ઘણી હોંશ હતી. મારા પિતા કેવા હશે? શું કરતા હશે? એવી અનેક કલ્પનાઓ એના મનમાં રમી રહી હતી. શહેરના એક તવંગર વેપારીને ત્યાં

તેમણે ઉતારો કર્યો. સોદાગરને પૂછ્યું: 'મારા પિતા ક્યાં મળશે?' ત્યારે જવાબ મળ્યો: 'તેઓ અત્યારે તો નહિ મળે. જંગલમાં લાકડાં કાપવા ગયા હશે. છેક સાંજે દિવસ આથમે આવશે.' આખો દિવસ બેગમ અને શાહજાદાએ જેમ તેમ પસાર કર્યો. સાંજ પડયે પેલા ધનવાન વેપારીના કુટુંબ સાથે બેગમ અને શાહજાદો મસ્જીદ તરફ ગયા. સૌ બહારના ઓટલા ઉપર બેસી સુલતાન ઈબ્રાહીમની રાહ જોવા લાગ્યા.

થોડી વાર પછી સામેથી એક વૃદ્ધ પુરુષને આવતો દીઠો. દાઢી, મૂછ અને માથાના વાળ ધોળી પુણી જેવા સફેદ થઈ ગયા હતા. શરીર કેડમાંથી સહેજ વાંકુ વળ્યું હતું. પગમાં પગરખાં નહતાં. ફાટેલા પહેરણમાંથી અંગ ઉઘાડું દેખાતું હતું. માથે લાકડાનો ભારો હતો. ચહેરા ઉપર પરસેવો ટપકી રહ્યો હતો. છતાં મુખ ઉપર અપૂર્વ શાંતિ હતી. ખુદાનું નામ જપતાં એ ચાલ્યા આવતા હતા. બેગમે દૂરથી ઓળખી લીધા. શાહજાદો પણ સમજી ગયો. દોડીને પગમાં પડયો. આંખમાંથી આંસુની ધારા ચાલી. બેગમે ભારો ઉપાડી લીધો. પિતાએ પુત્રને છાતીએ ચાંપ્યો. કોઈ એકેય શબ્દ બોલી શક્યું નહિ. માન ભરી નજરે સૌ આ દિવ્ય દેખાવ જોઈ રહ્યાં. તે દિવસે રાત્રે નમાજ પઢીને ત્રણે જણ સાથે બેસીને મસ્જીદની ઓરડીમાં ભારામાંથી ઉપજેલી કમાઈની હકની રોટી ખાધી. બેગમ અને શાહજાદો તે દિવસથી બલ્ખનું રાજ્ય છોડીને ખુદાની બંદગીમાં અને હકની રોટીમાં મહાત્મા ઈબ્રાહીમના સદાના સાથીદાર બન્યાં.

રામનારાયણ ના. પાઠક

('મુસ્લિમ મહાત્માઓ'ને આધારે)



## વીણો ફૂલ વ્હાલાં, વીણો ફૂલ વ્હાલાં

[ ભુજંગ પ્રયાત ]

: ૧ :

વીણો ફૂલ વ્હાલાં, વીણો ફૂલ વ્હાલાં,
હજી જ્યાં સુધી ખીલતું છે પ્રભાત;
વીણો ફૂલ સોહામણાં ને સુજાત,
વીણો ફૂલડાં ને રચો રમ્ય માલા.

: ૨ :

વીણો ફૂલ વ્હેલાં, વીણો ફૂલ-ઘેલાં,
રહ્યો છે ખિલી ભવ્ય ઉદ્યાન આજ
રહ્યો છે ખીલી તે તમારે જ કાજ,
વીણો ફૂલ તેથી ખિલેલાં ખિલેલાં.

: ૩ :

હતું નર્મદે કાવ્યમાં જેહ ગાયું,
પ્રસારી રહ્યું કીર્ણ તે છે પ્રભાત;
હવે જાગતું થાય છે ગૂજરાત,
ઘણા કાળથી જે સુતેલું ગણાયું.

: ૪ :

વીણો ફૂલડાં, ફૂલ જેવા યુવાનો,
વીણો ફૂલડાં બાળકો ને કુમારી,
વયો જ્યાં સુધી જૂજવી છે તમારી,
તમારા સમો ખીલતો છે જમાનો.

: ૫ :

વીણો ફૂલ વ્હેલાં, વીણો ફૂલ વ્હેલાં,
તમારે જ છે' કારણે આ બગીચો;
કરી હાથ ઉંચો કરી હાથ નીચો,
વીણો ફૂલ આ ને વીણો ફૂલ પેલાં.

: ૬ :

વીણો ફૂલ રાતાં, વીણો ફૂલ તાજાં,
તમે વીણતાં વીણતાં ગીત ગાજો,
તમે એ ફૂલોના સમાં સૌમ્ય થાજો,
સુખી સર્વ રીતે અને છેક સાજાં.

— પતીલ —

# મરાઠાઓનું ઉત્થાન

## ૧૦

### દરિયાઈ કાફલો અને છેવટનાં યુદ્ધો

શિવાજીની યુદ્ધ કરવાની ખાસ પદ્ધતિ હતી. દુશ્મન મોટું સૈન્ય લઈને લડવા આવે, કિલ્લાને ઘેરો ઘાલીને પડે તોપણ અને ત્યાંસુધી સામી લડાઈ આપવી નહિ પણ સૈન્યની આજુબાજુના પ્રદેશમાં એવો બંદોબસ્ત કરવો કે જેથી ચડાઈ કરીને આવેલા સૈન્યને ઘાસદાણો કે બીજી ખોરાકી મળી શકે નહિ. પ્રજાના આવા બહિષ્કારથી દુશ્મન હેરાન થતો હોય ત્યાં વીસ વીસ પચીસ પચીસની ટુકડીમાં તેના ઉપર અચાનક છાપો મારી તેનો દારૂગોળો કે સીધુસામાન લૂંટવી લઈ અથવા તેના સૈન્યમા ગડબડ મચાવી પાછા ડુંગરાઓમાં ભરાઈ જવું. મેદાનોમાં ફરતાં ગમે તેટલાં વિશાળ સૈન્યો ડુંગરાઓમા આવી લડાઈઓ સામે કેટલાં ફાવી શકે ? આ લડાઈની પદ્ધતિ ઇતિહાસમાં 'ગનિમીકાવા'ના નામથી પ્રસિદ્ધ છે.

સ્વરાજ્યનો મુલક વધારવાની પણ એની આ જ પદ્ધતિ હતી. મોગલાઈમાંના દેશમુખને કે કિલ્લેદારને મળવું, તેનામાં સ્વદેશાભિમાન જાગ્રત કરવું અને તેને સ્વરાજ્યની હિલચાલમાં મેળવી લેવો. છતાં કોઈ દેશમુખ કે કિલ્લેદાર સામો જ પડે તો અચાનક છાપો મારી તેને વશ કરી લેવો. દેશમુખ કે કિલ્લેદાર ગમે તેટલો સામો પડે પણ તેની પ્રજામાં સ્વદેશાભિમાન પ્રગટયું હોય તો શિવાજીનું કાર્ય સરળ બનતું. અને આવું સ્વદેશાભિમાન પ્રગટાવવાનું કાર્ય તો રામદાસ સ્વામી અને એમના શિષ્યો કરતા જ હતા.

અરબી સમુદ્રમાં જંજિરા નામનો એક બેટ છે અને એ બેટ ઉપર એક કિલ્લો છે. ત્યાં એક હબસી સિદ્દી સરદાર વિજાપુરના આશ્રિત તરીકે રહી કોંકણ-પટ્ટીનો મુલક સંભાળતો હતો. પણ કર્ણાટકમાં પોતાના ભાઈને મુસલમાની ઝૂંસરીમાંથી મુક્ત કરાવ્યા પછી શિવાજીએ કોંકણપટ્ટીને સ્વરાજ્યમાં ભેળવી ત્યારે આ સિદ્દી સરદાર આ પ્રદેશ ઉપર અવારનવાર છાપા મારી પ્રજાને રંજાડતો હતો. તેને અંદરખાનેથી વિજાપુરની અને પાછળથી પોર્ટુગીઝો, અંગ્રેજો અને સુરતના મોગલ સુબાની મદદ હતી. એને સીધો કરવા માટે શિવાજી કોંકણપટ્ટીમાં આવ્યો. આખા કિનારા ઉપર વિજયદુર્ગ, સુવર્ણદુર્ગ, રત્નાગીરી એવા એવા જળદુર્ગો બંધાવ્યા અને સિદ્દી સાથે સમુદ્રમાં લડાઈ કરવા માટે દરિયાઈ કાફલો તૈયાર કર્યો. પોર્ટુગીઝોને વશ કર્યા, અંગ્રેજોને પાંશરા કર્યા અને સિદ્દીએ જીતી લીધેલો બધો મુલક પાછો મેળવી દરિયામાંથી તેના જંજિરા ઉપર હલ્લો કર્યો. શિવાજીનાં વહાણો દૂર અરબસ્તાન,ઈરાન અને આફ્રિકા સુધી વેપાર કરવા જતાં તેમને આ સિદ્દી રંજાડતો તે બંધ થયો. પરંતુ જંજિરા જીતી લેવાનું કાર્ય શિવાજી ન કરી શકયો કારણકે એટલામાં અચાનક માંદો પડવાથી તે ગુજરી ગયો. સોળ વર્ષની ઉંમરથી પચાસ વર્ષની ઉંમર સુધી અવિરતપણે કેવળ યુદ્ધો જ કરનારું શરીર લાંબો વખત ટકી શકયું નહિ.

પરંતુ મૃત્યુ પૂર્વે એને મોગલો સાથે લડવું પડયું. ઔરંગઝેબ બાદશાહ વિજાપુર અને ગોવલકોંડા જીતવા ઇંતેજાર હતો જ. તે માટે તેણે પોતાના સરદારો અને લશ્કરને પણ દક્ષિણમાં મોકલ્યાં હતાં. વિજાપુર અને ગોવલકોંડાએ શિવાજીની મદદ માગી. અને આ મદદ માટે જ તેને મોગલો સાથે લડવું પડયું. અનેક લડાઈઓ થઈ. જ્યાં જ્યાં શિવાજી જાય ત્યાં દુશ્મનને હારવું જ પડયું હોય. પણ એના મૃત્યુ પછી મોગલોના માર્ગમાંનો એક કાંટો દૂર થયો.

## ૧૧

# યુગ પુરુષ

**આજે** આપણા દેશમાં ગાંધી ન પાક્યો હોત તો ? આજે આપણે ક્યાં હોત ? વિદેશીઓના ભાડૂતી મજૂર બની ગયેલા એવા આપણને સ્વાતંત્ર્યની અસ્મિતા કોણ આપત ? જડ વહેમો અને માન્યતાઓના અંધિયારમાં કહોવાઈ ગયેલા આપણા ધર્મના પ્રવાહમાં ચૈતન્ય કોણ લાવત ? મિથ્યાભિમાન અને ભયથી અકડાઈ ગયેલી આપણી સમાજ (અ) વ્યવસ્થામાં સ્ફૂર્તિ કોણ લાવત ? ભૂખથી ટળવળતા આપણા રાષ્ટ્રને આર્થિક ઉદ્ધારનો માર્ગ કોણ બતાવત ? પાશ્ચાત્ય સંસ્કૃતિથી આંધળા બની ગયેલા આપણને આપણી સંસ્કૃતિની ઉચ્ચતા કોણ બતાવત ? જેમ ગાંધી આજે ન હોત તો આજે આપણે સાચા હિંદી ન હોત તેમ શિવાજી વિષે ભૂષણ કવિ ગાઈ ગયો છે કે :

'શિવાજી ન હોત તો સુનત હોત સબકી.'

શિવાજી એ એ જમાનાનો એક યુગપુરુષ હતો. એણે તે જમાનાની હિંદુ સંસ્કૃતિનો અને હિંદુપ્રજાનો અધઃપાત જોઈ લીધો હતો. એ અધઃપાતમાંથી બચાવી તેને ઉદ્ધારનો માર્ગ બતાવવા માટે જ એણે ભારતમાં 'હિંદવી રાજ્ય' સ્થાપવાનો નિશ્ચય કર્યો અને શરૂઆત મહારાષ્ટ્રથી કરી. પોતાની મોહક વાણીથી અને ઉત્કટ સ્વદેશાભિમાનથી તેણે અનેક માણસોને સ્વરાજ્યના કાર્યને માટે એકત્ર કર્યા હતા. અનેક બદેખાંઓએ અને રૂઢિચૂસ્તોએ એનો ઉપહાસ કર્યો પણ તેનો આત્મવિશ્વાસ મેરુના જેવો અડગ હતો. તેનું ચારિત્ર્ય અત્યંત પવિત્ર હોવાથી લોકોને તેના ઉપર અસાધારણ આસ્થા હતી અને પરરાજ્યના લોકો પણ તેના સ્વરાજ્યમાં વસવાનું પસંદ કરતા.

રાષ્ટ્રોદ્ધારનું કાર્ય એ એક કર્મયોગીની જેમ નિસ્પૃહતાથી કરતો. એણે રામદાસ સ્વામીને પોતાનું રાજ્ય અર્પણ કરી દીધું હતું અને એ સ્વામીએ એને વારંવાર સમજાવ્યું ન હોત તો આ રાજયોગી સાંસારિક ઝગડાઓમાં કેટલો વખત રહ્યો હોત એ પ્રશ્ન જ છે. શ્રી સમર્થે એને સમજાવ્યું હતું કે સ્વરાજ્યસિદ્ધિ એ જ આજનો ધર્મ છે.

અને આટલી ધાર્મિકતા છતાં પણ અન્ય ધર્મ પ્રત્યે એનો સમભાવ એટલો અદ્ભુત હતો કે મુસલમાનો જેવા પરધર્મીઓ એની નોકરી કરવામાં અને એના પ્રજાજન થવામાં અભિમાન લેતા.

એની લડાઈની રીત એણે જ શોધેલી હતી. બને ત્યાં સુધી શત્રુનો ધાસદાણો બંધ કરવો—અસહકાર કરવો અને લાગ સાધીને સાહસપૂર્વક શત્રુ ઉપર હુમલો કરી તેની રેવડી દાણાદાણ કરવી એ આજના બહિષ્કારની રીતને મળતું નથી આવતું ? લડાઈમાં એ હંમેશાં મોખરે જ રહેતો. રાજ્યાભિષેક પછી પણ એ સૈન્યની મોખરે જ રહેતો અને તેથી જ એ તાનાજી, બાજી, સૂર્યાજી, મેસાજી, હિરોજી, મોરારબાજી, આબાજી, બાજીપ્રભુ, નેતાજી, બાલાજી વગેરે જેવા અનેકાનેક નરવીરોમાં આત્મબલિદાનની વીરશ્રી જગાવી શક્યો હતો.

કેવળ યુદ્ધોમાં જ એ મોખરે રહેતો એમ નહિ, કોઈ પણ નવીન કાર્યમાં, જોખમના કાર્યમાં, એ મોખરે રહેતો. મુસલમાન થઈ ગયેલા બજાજી નાયકને શુદ્ધ કરી હિંદુ બનાવી લઈ પોતાની કન્યા તેના પુત્રની સાથે પરણાવવાના સામાજિક યુદ્ધમાં પણ એ મોખરે જ હતો. રૂઢિચૂસ્ત સમાજમાં આવા ધડાકા કરવા છતાં સ્વરાજ્યના આંદોલન માટે એ સમાજમાંથી જ સૈનિકો મેળવવા એ એના ઉજ્જવળ ચારિત્ર્યથી જ બને.

શિવાજી એ એના જમાનાનું ફળ હતો એમાં શંકા નથી, પરંતુ જમાનો ઓળખીને તેનો સ્વરાજ્યને માટે કેવી રીતે ઉપયોગ કરવો એ વિશેની કલ્પના એની જ હતી. હિંદુ સંસ્કૃતિના ઉદ્ધારને માટે એણે જે જે માર્ગ યોજ્યા—બળજબરીથી થયેલા મુસલમાનોનું શુદ્ધિકરણ, રાજવ્યવહારમાં ફારસીને બદલે સંસ્કૃત શબ્દોના વપરાશ માટે રાજભાષાકોષનું સંપાદન, મહાન મોગલ દળ સામે સફળતાથી લડવા માટે

' ગનિમીકાવા 'નું શોધન, દુશ્મન સાથેની ચાલબાજીમાં કેવળ બળવાળું નહિ પણ કળવાળું વર્તન, આસમાની સુલતાનીને બદલે તે જમાનામાં અતિશય પ્રજાકીય એવા અષ્ટપ્રધાનમંડળ દ્વારા રાજ્યવ્યવસ્થાનું સંશોધન એ બધી એની પોતાની જ કૃતિઓ હતી. એની સફળતાનું કારણ એના દુશ્મનોની કમજોરી નહોતું પરંતુ એનો આદર્શ ઉચ્ચ હતો એ હતું. નહિ તો દક્ષિણનાં રાજ્યોમાં અસ્તવ્યસ્ત ફેલાઈ ગયેલા મરાઠાઓને મોગલ બાદશાહ, વિજાપુરનો આદિલશાહ, પોર્ટુગીઝ રાષ્ટ્ર અને જંજિરાના સિદ્દી જેવી પ્રચંડ બળવાન શક્તિઓની સામે સંગઠિત કરી તેણે એક શક્તિશાળી હિંદુ સ્વરાજ્ય સ્થાપ્યું એ કેવી રીતે બનત ? ઇતિહાસકારોએ એના રાજ્યની સીમા, એની ભૌતિક સંપત્તિ, હાથી, ઘોડા, સિપાઈ, નોકર, જરજવાહીર વગેરેની સ્તુતિ ખૂબ કરી છે પરંતુ એણે સુપ્ત અને સડી ગયેલા મહારાષ્ટ્રમાં નવજીવનનું જે અમૂલ્ય ચૈતન્ય રેડયું તેનાં ગુણગાન કેમ કોઈ કરતા નથી ?

એની પહેલાં મરાઠાઓ કેવળ ભાડે રાખેલાં બધિરાં જેવા કે વિદેશીઓના ગુલામ હતા. રાજ્યનો કારભાર તો ચલાવતા હતા પણ તે બીજાને માટે. સૈનિક બનીને તેઓ રણાંગણમાં પોતાનું રક્ત તો રેલાવતા હતા અથવા સંધિના કોલકરારનો કારભાર પણ કરતા હતા પણ તે બીજાઓને માટે. તેઓ કેવળ ગુલામ જ હતા. શિવાજી એ પહેલો જ પુરુષ હતો કે જેણે દિલ્હીના બાદશાહ અને વિજાપુરના આદિલશાહને શિકસ્ત આપી હતી અને લોકોને શીખવ્યું હતું કે આપણે પણ સ્વતંત્ર રીતે યુદ્ધકાર્ય કરી શકીએ છીએ. વળી એણે સ્વરાજ્યની ઉત્તમ રાજ્યવ્યવસ્થા સ્થાપન કરી લોકોને બતાવ્યું હતું કે રાજ્યનાં વિવિધ ખાતાંઓની શાસકશક્તિ આપણામાં છે. તેણે પોતાના જ્વલંત ઉદાહરણથી એ સિદ્ધ કરી આપ્યું છે કે હિંદુઓ પણ રાષ્ટ્રની રચના અને રાજ્યની સ્થાપના કરી શકે છે; સાહિત્ય અને કલા, વેપાર અને ઉદ્યોગધંધાની ઉન્નતિ કરી શકે છે; પ્રચંડ દરિયાઈ કાફલા ઊભા કરી વિદેશીઓ સાથે દરિયાઈ યુદ્ધો કરી શકે છે, ઈરાન અને અરબસ્તાન સાથે વેપાર વ્યવહાર બાંધવા દરિયો ખેડી શકે છે. સારાંશ કે એણે હિંદુઓને પોતાનો પરમ ઉત્કર્ષ કરતાં શીખવ્યો. અને સાબિત કરી આપ્યું કે હિંદુજાતિ કેવળ હવલદાર કે ચીટનીસ પેદા કરતી નથી પણ જનપતિ અને છત્રપતિ પણ પેદા કરે છે. જહાંગીર બાદશાહે પ્રયાગના અક્ષયવટને ઠેઠ મૂળ સુધી કાપી નંખાવ્યો હતો અને તેના ઠૂંઠા ઉપર ધગધગતા લોઢાનો રસ રેડાવ્યો હતો. એ એમ માનતો હતો કે મેં અક્ષયવટનો નાશ કરી નાખ્યો ! પણ એક વર્ષની અંદર જ એ વડે પોતાની વૃદ્ધિ ચાલુ કરી અને એ વૃદ્ધિના માર્ગમાં આવતી બાધાઓને એક બાજુ ધકેલી મૂકી. શિવાજી પણ એ જ સિદ્ધ કર્યું કે હિંદુત્વનું વૃક્ષ હજી મરી ગયું નથી. તે હજી પણ સદીઓની રાજકીય પરતંત્રતા, રાજ્યવ્યવસ્થાની અનુભવહીનતા અને ભયંકર અત્યાચારોના ભારથી દબાઈ રહેલા છતાં ઊભું થઈ શકે છે. નવી શાખાઓ અને નવાં પાન પેદા કરી હજી પણ એ આકાશમાં પોતાનું શિર ઉઠાવી શકે છે.×

ગોવિંદરાવ ભાગવત

ચાલુ ]

× યદુનાથ સરકાર.

## પ્રભુને પ્રશ્ન

[ શાર્દૂલ૦ ]

ઉંચા પર્વત આભને અડકતા ઉંચાઈ એ એહની,
વાયુ સૂરજ ચન્દ્ર તારક ગણો વર્ષા તણી યે ગતિ,
માપ્યાં ભૂતળ લોક પેટ જલધિ ઉંડાણ યંત્રોવતી
વિજ્ઞાને કંઈ ના અશક્ય જ ! છતાં —
માપી દઉં ન મપાય ? ચાલતી નથી વિજ્ઞાનની યે મતિ
એવી પેટની ખાડય કેમ સરજી વિશ્વેશ ! ઉંડી અતિ ?

મૂળશંકર જોષી

# અજન્ટાની યાત્રાએ

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજકુંજ જોવી હતી;
જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લો'વી હતી.

ઉમાશંકર જોષી

**અજન્ટા** અને ઇલોરા વિષે ખૂબ ખૂબ સાંભળેલું. એ વિષે લેખો પણ ઠીક ઠીક વાંચવામાં આવેલા. એટલે એ જોઈ આવવાની ખૂબ ઉત્કંઠા થયેલી. આ રજાઓમાં વિદ્યાર્થીઓ સાથે એ સૌંદર્યધામો જોઈ આવવાનો સુયોગ પ્રાપ્ત થયો. અને એમ નક્કી થયું કે રસ્તામાં આવતાં જતાં બીજાં કોઈ જોવાલાયક સ્થળો–ઐતિહાસિક સ્થળો–આવે તે પણ જોઈ આવવાં. એટલે શ્રી. કચ્છી વીસા ઓશવાળ જૈન બોર્ડિંગ–માટુંગા–ના એકવીસ વિદ્યાર્થીઓ, બે મિત્રો અને અમે બે શિક્ષકો મળી કુલ પચીસ જણા સોમવાર તા. ૧લી મેની રમણીય પ્રભાતે બસમાં નાસિક તરફ ઊપડ્યા.

૭નો સુમાર હતો. સૂર્ય પણ ઊગવાની તૈયારીમાં હતો. બસ આગળ વધી તેમ ધીમે ધીમે સૂર્ય ટેકરીઓની પાછળથી ડોકિયાં કરવા લાગ્યો. બસની મુસાફરી સામાન્ય રીતે અગવડ ભરેલી અને કંટાળા ભરેલી ગણાય છે. બસના સહન કરવા પડતા આંચકાઓ, રસ્તામાં ઊડતી ધૂળના ગોટેગોટા એ વસ્તુ મુસાફરીને જરા કંટાળા ભરેલી બનાવે છે, છતાં જો માનવી એટલું ભૂલી જઈ ચક્ષુઓ ખુલ્લાં રાખી આજુબાજુની કુદરત સાથે મૈત્રી સાધે તો ઘણો કંટાળો ઓછો થઈ જાય. મુંબઈથી નાસિક જતાં જે ઘાટ આવે છે અને એ રસ્તે જે દૃશ્યો જોવા મળે છે એવાં દૃશ્યો બીજી મુસાફરીઓમાં જવલ્લે જ જોવા મળે છે. લીલીછમ વનશ્રીથી આચ્છાદિત પહાડો, ઊંડી ખીણોમાં સર્પાકારે દૂર દૂર વહી જતાં ઝરણાંઓ, દૂરથી નાના ગુફાદ્વાર જેવી દેખાતી પહાડમાં કોરી કાઢેલી ટનલો—આ બધાં દૃશ્યો મનને મસ્ત બનાવે છે. આવાં કુદરતી દૃશ્યો જોતાં એમ જ થયું કે આ મુસાફરી તો પગપાળા જ કરવી જોઈએ.

## નાસિક

સાડા ૭ કલાકની મુસાફરી બાદ લગભગ ૧૨।। વાગે અમે નાસિક પહોંચ્યા. મુંબઈથી નાસિક મોટર–રસ્તે ૧૬૫ માઈલ થાય છે. મુંબઈના સમશીતોષ્ણ હવામાનમાંથી આવતા પ્રવાસીને પહેલો જ કડવો અનુભવ થાય છે તે ત્યાંના તાપનો. અને પછી તો એવા કડવા અનુભવોની પરંપરા શરૂ થાય છે. ત્યાંની સાંકડી, વાંકીચૂકી ગંદી ગલીઓ, સામું ય ન જોવું ગમે તેવાં સાંકડાં, અંધારાં, હવા ઉજાસ વગરનાં, જૂની બાંધણીનાં મકાનો—આ બધું જોતાં જોતાં અમે પંચવટી પર પહોંચ્યા અને ત્યાં ગોદાવરીને કાંઠે ધાડગે મહારાજની ધર્મશાળામાં ઉતારો રાખ્યો.

નાસ્તો કરી બપોરે આરામ લીધો. સાંજે પંચવટી પરનાં મંદિરો જોવા ઊપડ્યા. એ મંદિરો અત્યારે સાધના, ભક્તિ, પૂજા માટે નકામા બન્યાં છે. કાંઈક સુંદર, કાંઈક કળામય, કંઈક નવું જોવાની ઇચ્છા સેવતા પ્રવાસીને તદન નિરાશા સાંપડે છે. 'સ્પૃશ્ય હિંદુ સિવાય બીજાઓને દાખલ થવાની મનાઈ છે' એવું પાટિયું લગભગ દરેક મંદિર પર લગાડેલું છે. મનને પ્રશ્ન થશેઃ અમે સ્પૃશ્ય કે અસ્પૃશ્ય? કહેવાતા 'અસ્પૃશ્યો' ની જાતમાં ગણાવામાં અમને કોઈને વાંધો નહોતો. માનવી માનવી વચ્ચેનો ભેદ તીર્થસ્થાનોમાં હિંદુ સમાજે જેટલો રાખ્યો છે તેટલો કદાચ જગતના કોઈ સમાજે કોઈ તીર્થસ્થળે નહિ રાખ્યો હોય.

ત્યાંથી અમે દિગંબરોનાં દહેરાં જોવા ઊપડ્યા. પંચવટીથી લગભગ ૭એક માઈલ દૂર એક ટેકરી પર બે દહેરાં આવેલાં છે. અર્વાચીન છે છતાં જોવાલાયક છે અને ત્યાં શાન્તિ પણ છે. કુદરત પણ ઠીક ઠીક જોવા મળે છે. ઉપર એક કૂવો છે. પહેલા દહેરાથી બીજા ઉપર જવાનાં જે પગથિયાં છે તે જરા વિચિત્ર લાગે છે. દરેક પગથિયું લગભગ દોઢ ફૂટનું છે. અને

એવાં ૮૦ થી ૧૦૦ પગથિયાં એકી સાથે ચડવાનાં આવે છે એટલે એટલું ચડતાં તો દમ સુકાઈ જાય છે!

બીજી પ્રભાતે ૬॥ વાગે અમે પાંડવ ગુફા તરફ ઊપડયા. નાસિક-મુંબઈ રોડ પર નાસિકથી પાંચ માઈલ દૂર એ ગુફાઓ આવેલી છે. દંતકથા છે કે પાંડવો વનવાસમાં અહીં રહેલા—જો કે આજે તો અંદર પાંડવોનું કાંઈ નામનિશાન જડતું નથી. કેટલેક ઠેકાણે ભીંત પર હનુમાનજીનાં જેવાં તેવાં ચિત્રો કાઢેલાં છે અને તેને એમ ઘટાવવામાં આવે છે કે એ ભીમ ચિત્રકળા શીખતા તેનાં છે! પણ બીજી રીતે જોઈએ તો અંદર બુદ્ધ ભગવાનની મૂર્તિઓ છે. અને બુદ્ધ ભગવાન તો પાંડવોની પછી થયા એટલે એ પાંડવોના સમયની ન પણ હોય. બૌદ્ધ સાધુઓના રહેઠાણ તરીકે એનો ઉપયોગ થતો હોય એ સંભવિત છે. ઉપર પાણીની પણ સગવડ છે. ત્યા વીસેક ગુફાઓ છે અને જોવાલાયક છે. ત્યા જ અમે નાસ્તો કર્યો અને થોડીવાર આરામ લઈ પાછા બાર વાગે ઉતારા પર આવી પહોંચ્યા.

સાંજે સાત વાગે અમે નાસિકરોડ સ્ટેશન તરફ ચાલતા જ ઊપડયા. શહેરથી સ્ટેશન પાંચ માઈલ છે અને રસ્તો ડામરનો છે.

અમારી પાસે નાસિકરોડથી પહુર સુધીનું કન્સેશન હતું. મેઈલમાં તો મુસાફરી કરવા દે નહિ એટલે એકસપ્રેસની રાહ જોતાં એક વાગ્યા સુધી પ્લૅટફૉર્મ પર પડી રહ્યા. સવારે ૨॥ વાગે મન્માડ. ૫॥ સુધી પ્લૅટફૉર્મ પર સૂઈ રહ્યા અને ૫॥ વાગે આન્કાઈનો કિલ્લો જે મન્માડથી ૪ માઈલ દૂર છે તે જોવા ઊપડયા. સવારનો ખુશનુમા પવન હતો એટલે ચાર માઈલ તો સહેજમાં કાપી નાખ્યા. પણ ચાર માઈલ આવ્યા પછી યે કિલ્લાનું ક્યાંય નામ-નિશાન દેખાય નહિ! પાસે જ એક ટેકરી હતી પણ ત્યાં ય કાળા પથ્થર સિવાય કશું જ નજરે ન પડે. થયું કે આ આઠ માઈલનો ફેરો માથે તો નહિ પડે? પણ પૂછતાં ખબર પડી કે હજુ પહાડમાં બે માઈલ ચડવાનું છે. એ બે માઈલ અમને પેલા ચાર માઈલ કરતાં આકરા લાગ્યા. ખાસ રસ્તા જેવું કશું જ નહિ. નાની એવી કેડી અને એ કેડીમાં ઝાંખરામાંથી રસ્તો કાપતાં કાપતાં અમે તો આગળ ચાલ્યા. અને જેમ આગળ ચડતા ગયા તેમ તેમ કિલ્લાના કાંગરા દેખાવા લાગ્યા અને આખરે ખંડેર હાલતમાં કિલ્લાનો દરવાજો પણ દેખાયો.

શ્વાસ તો ધમણની જેમ ચાલે, અને બધાને તરસ પણ સખત લાગેલી એટલે પાણી પીધા વગર તો આગળ વધાય તેમ જ નહોતું. કિલ્લો સાવ ખંડેર હાલતમાં–માણસનું ક્યાંય નામનિશાન ન મળે એટલે શંકા થઈ કે પાણી અહીં નહિ હોય તો? એક ભાઈને તપાસમાં મોકલ્યા. સદ્ભાગ્યે નજીકમાં જ એક ઝરો હતો. પાણી પણ ખૂબ ઠંડું અને સ્વચ્છ હતું. સાથે તલ સાંકળી લઈ ગયેલા તેને સારી રીતે ઇન્સાફ આપ્યો. અને પછી. કિલ્લો જોવા મંડે ઊપડયા. કેટલાક વિદ્યાર્થીઓ તો આટલું ચડતે એટલા થાકી ગયેલા કે તેઓ તો ત્યાં જ બેસી રહ્યા. આખો કિલ્લો ફરી આવવાનું તેમને મન ન થયું કિલ્લો લગભગ ૮૦૦ ફૂટ ઊંચે પહાડ પર છે અને અત્યારે તો જીર્ણ સ્થિતિમાં છે છતાં એની મહત્તા સારી રીતે સમજી શકાય છે. પૂર્વથી પશ્ચિમ બે ટેકરીઓ પર તે પથરાયેલો છે. પશ્ચિમ બાજુએ એક મંદિર અને ત્યાર પછી પાણીનું મોટું ટાંકું પણ આવે છે. ઉપરથી આજુબાજુનું દૃશ્ય ખૂબ સુંદર લાગે છે.

૧૨॥ ની અલ્હાબાદ એકસપ્રેસ પકડવાની હતી. એટલે કિલ્લો જોવાનું જલદી પતાવ્યું. અને ૯ વાગે ઊતરવાનું શરૂ કર્યું. પાછા વળતાં માર્ગમાં એક ઝરણામાં નાહ્યા. અને લગભગ ૧૧ વાગે મન્માડ સ્ટેશને આવી પહોંચ્યા.

૧૨॥ ની અલ્હાબાદ એકસપ્રેસ પકડી બપોરે તો શેકી નાખે એવો સખત ગરમ પવન વાય અને એવી ગરમીમાં ૨॥ વાગે અમે પાંચોરા ઊતર્યા. અજન્ટા પહોંચવાના બે માર્ગ છે. એક તો ટ્રેન-રસ્તે જલગામ પહોંચી ત્યાંથી અજન્ટા સુધી મોટર બસ મળે છે. અથવા તો પાંચોરા થઈ પહુર અને પહુરથી અજન્ટા. પાંચોરાથી પહુર સુધી મીટર ગેઈજ રેલ્વે-પાંચોરા

જામનેર રેલ્વે–જાય છે તેમાં બેઠા. ગાડીને ઊપડવાને ૧૧ કલાકની વાર હતી. અને ગરમી કહે કે મારું કામ એટલે ગરમીમાંથી બચવા નહાવાનું ત્યાં જ પતાવ્યું. પાંચોરાથી પહુર સુધીનો પ્રદેશ સાવ ઉજ્જડ જણાયો. જે જાતનાં લીલાં હરિયાળાં ખેતરો ગુજરાતમાં આપણને જોવા મળે છે એમાંનું કશું જ અહીં જોવામાં નથી આવતું. પાા વાગે અમે પહુર પહોંચ્યા.

પહુરમાં નદીકાંઠે ખાવાનું પકાવ્યું. દાળ ભાત અને કેરીનું શાક. એ દિવસે ચંદ્રગ્રહણ હતું એટલે વહેલા પડાવ ન ઉઠાવી શકયા. લગભગ લા વાગે ગ્રહણ છૂટયું. એટલે ૧૦ વાગે અમે તો ચાલવાનું શરૂ કર્યું. હવે ચાલવાની ખૂબ મઝા આવી. ચંદ્ર પણ ગ્રહણમાંથી તરતમાં જ છૂટેલો. પોતાનાં શીતળ, ધવલ કિરણોથી જગતને ઉજાળી રહ્યો હતો. અને 'Now the moon walks the night in her silver shoon' એ વૉલ્ટર દ લા મેરની પંકિતઓ યાદ આવી. આવા વાતાવરણમાં—પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ ખીલ્યો હોય, શીતળ સમીર લહરીઓ ઠંડક આપી રહી હોય, ખભે બગલથેલો લટકાવ્યો હોય, હાથમાં લાઠી હોય—પ્રવાસ કરવો એ જીવનનું એક નીરલ લહાણું છે, ખૂબ આહ્લાદજનક છે. I would not like to change it for the kingdom of heaven. અને દૂરના પેલા તારાઓ! સપ્તર્ષિ અને હરણી અને ધ્રુવ–અસંખ્ય વર્ષોથી પ્રવાસ કરી રહ્યા છે. એમને કદી યે થાક નહિ લાગતો હોય? એક દિવસ સપ્તર્ષિ અથવા ધ્રુવ થાક ખાવા બેસે તો? પણ એ બધા તો અચલ છે. પ્રવાસી તો પૃથ્વી પર છે છતાં એ તારાઓ કેટલા પ્રેરણાદાયી બને છે!

પહુરથી પાંચ માઈલ દૂર એક ખેતરમાં ખુલ્લા આકાશ નીચે કૅમ્પ નાખ્યો. પ્રવાસનો થાક અને ઠંડો મંદ મંદ પવન વાતો હતો એટલે ઊંઘ તો એવી આવી ગઈ કે કયારે સવારના ૭ વાગ્યા તેની ખબર પડી નહિ. પ્રાતઃકર્મથી પરવારી સાડા ૭ વાગે અજન્ટા તરફ ઊપડયા. ૮ વાગે ફરદાપુર પહોંચ્યા. અહીંથી નિઝામ રાજ્યની હદ શરૂ થાય છે. પોલીસ ચોકી પર અમને બેસાડયા. અમે કોણ છીએ, શા માટે નીકળ્યા છીએ, વગેરે વગેરે પૂછપરછ કરી. અમે તો જે હતું તે કહ્યું. તે વખતે આર્યસમાજીઓનો સત્યાગ્રહ ચાલતો હતો, એટલે અમે સત્યાગ્રહીઓ નથી વગેરે જણાવ્યું. પણ એને જરાય વિશ્વાસ બેસે નહિ. એ કહે, "હું તમારી સાથે એક પોલીસને મોકલું છું. તમે કેવસ (આ બાજુએ બધા Caves કેવ્ઝને કેવસ એવા અપભ્રંશ નામથી ઓળખે છે) જોઈને પાછા અહીં આવી પહુર ભેગા થઈ જજો." પણ એ તો અમારાથી બની શકે એમ હતું જ નહિ. કારણ કે અમારે તો ઇલોરાની ગુફાઓ પણ જોવી હતી. અમે તેને ખૂબ સમજાવ્યો. આખરે તે પીગળ્યો. છતાં અમારાં બધાયનાં નામ તેણે લખી લીધાં. 'અમારો સત્યાગ્રહ કરવાનો ઇરાદો નથી' એમ પણ અમે તેને લખી આપ્યું. આખરે એક કલાકે અમારો છુટકારો થયો. નવ વાગે તો અજન્ટા પહોંચવાની અમારી ધારણા હતી, ત્યાં નવ તો અહીં જ વાગ્યા. હજુ પહાડમાં ત્રણ માઈલ ચાલવાનું હતું. અને હવે તો તડકો લાગવા માંડયો. એટલામાં સદ્‌ભાગ્યે અજન્ટામાં કામ કરતો એક માણસ અમને મળી ગયો. તેણે અમને ટૂંકો રસ્તો બતાવ્યો. એટલે પોણાદશ વાગે અમે અજન્ટા પહોંચી ગયા.

### અજન્ટા

દૂરથી અજન્ટાની ગુફાઓ નાના બાંકોરા જેવી લાગે છે છતાં ય તે અર્ધવર્તુળાકારે હોઈ એ દશ્ય દૂરથી પણ ખૂબ ભવ્ય લાગે છે. દૂરથી આ દશ્ય જોતાં, અંદર દાખલ થતાં, અને ત્યાંનું પાણી પીતાં તો પ્રવાસનો અર્ધો થાક ઊતરી જાય છે. આ સ્થાનની પસંદગી કરનારે પસંદગીમાં સારો એવો વખત લીધો હશે એવું સુંદર એ સ્થળ છે. નાની એવી નદીને કાંઠે પહાડમાં અર્ધચંદ્રાકારે કોરેલી ગુફાઓ–દૂરથી એ દશ્ય એટલું ભવ્ય લાગે છે કે આપણે એ જોયા જ કરીએ.

અહીં કુલ્લે ૨૬ ગુફાઓ છે. ફરદાપુરથી અજન્ટાનો અત્યારનો રસ્તો છે તે હમણાં બે વર્ષથી જ બાંધેલો છે અને એ રસ્તા દ્વારા આપણે સીધા ૧ લી ગુફા આગળ જ આવી પહોંચીએ છીએ. અગાઉના રસ્તાથી પહેલાં ૧૭મી ગુફા આગળ અવાતું, જ્યાં

આગળ હજુ ઘસાઈ ગયેલાં પગથિયાં માલૂમ પડે છે. અને ૧૭મી ગુફા બરાબર મધ્યમાં હોઈ બન્ને બાજુનો મનોહર 'વ્યૂ' જોવા મળે છે. જે ગુફાઓમાં જોઈ શકાય તેવી હાલતમાં ચિત્રો છે એવી ખાસ કરીને ચાર ગુફાઓ છેઃ નં. ૧, ૨, ૧૬ અને ૧૭. અને તે ફ્લૅશ લાઈટથી બતાવવાના પાંચ રૂપિયા લે છે.

ઈસ્વીસનની ૧લીથી ૬ઠી સદી સુધીમાં એ ગુફાઓ થઈ હોય એવો એનો ઇતિહાસ છે. દંતકથા તો એવી છે કે વિષ્ણુ ભગવાનની આજ્ઞાથી દેવોના શિલ્પી શ્રીવિશ્વકર્માએ એ બાંધી છે. બધી જ બૌદ્ધ ગુફાઓ છે. એ ગુફાઓના બે પ્રકાર છેઃ ચૈત્ય અને વિહાર. ચૈત્યનો ખાસ કરીને ઉપદેશસ્થાન તરીકે ઉપયોગ થતો; અને વિહારનો રહેઠાણ તરીકે ઉપયોગ થતો. એમાં આગળ એક વરંડો, ત્યાર પછી એક વિશાળ ઓરડો હોય છે અને પછી ગર્ભદ્વાર, જ્યાં આગળ ભગવાન બુદ્ધની પ્રતિમા હોય છે. બન્ને બાજુએ બૌદ્ધ સાધુઓને રહેવા માટે નાની નાની ઓરડીઓ હોય છે.

અજન્ટા ખાસ કરીને ત્યાંની ભીંત પરનાં ચિત્રોને માટે અજોડ છે. પાંચ જ રંગોનો એ ચિત્રકારોએ ઉપયોગ કર્યો છે પણ એ પાંચ રંગોમાંથી તેઓએ ત્યાં સ્વર્ગ ખડું કર્યું છે. ગુફાઓની ભીંત, થાંભલાઓ, છત વગેરે ઈંચેઇંચની જગ્યાએ એ કળાકારોએ કળાના સાથિયા પૂર્યા છે. અને કળાકારે જ્યારે પીંછી વતી ઉઠ્ઠલી રેખા દોરી હશે ત્યારે એ ગુફાઓનો દેખાવ કેવો હશે, એ કળાકારોનાં હૈયા કેટલાં થનગન્યાં હશે તેની તો કલ્પના પણ કરી શકાતી નથી.

ભીંત પરનાં હજુય જે ચિત્રો રહ્યાં છે તે ભારતની પુરાતન, પ્રાચીન ભવ્યતાનો પૂરેપૂરો ખ્યાલ આપે છે. દૂરથી ખાલી ટપકાં જેવી લાગતી એ ગુફાઓ આજ ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષો થયાં ભારતની કળા–શિલ્પકળા અને ચિત્રકળાની ઉચ્ચતાની સાક્ષી પૂરતી હજુ મોજુદ છે. ભારતની સંસ્કારસમૃદ્ધિનો વાવટો ફરકાવતી એ ગુફાઓ જોઈને વર્તમાનમાં જ માનનારા અને ઉજ્જવળ ભાવીનાં સ્વપ્નાં સેવતા હિંદીને ભારતના ભવ્ય ભૂતમાં પણ રાચવાનું મન થઈ જાય છે. એ શિલ્પકામ, એ ચિત્રો જોઈ પ્રવાસી મુગ્ધ બને છે. તેનું હૃદય પોકારી ઊઠે છેઃ 'Something Superhuman'–અદ્ભુત, અપૂર્વ! માનવ સ્વભાવ જ એવો છે કે જે વસ્તુ કલ્પનાતીત લાગે–મનુષ્યની શક્તિની બહારની લાગે–તેને દૈવી શક્તિની સાથે સાંકળી દે છે.

કહે છે કે ધર્મોએ–મતમતાંતરોએ, ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ હિંદની ખૂબ અવનતિ કરી છે, અથવા તો હિંદની અવનતિનું એ એક મુખ્ય કારણ છે. એ મંતવ્યમાં વત્તું કે ઓછું તથ્ય હશે, છતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે કળાના ઉત્તમોત્તમ અંશોને બહાર લાવવામાં ધર્મોએ જેટલી મદદ કરી હશે તેટલી બીજા કશાએ નહિ કરી હોય. દેલવાડાનાં જૈન દહેરાંઓ, ઈલોરાની શૈવ ગુફાઓ, અજન્ટાનાં ચિત્રો, દક્ષિણનાં મંદિરો એ વસ્તુનાં સાક્ષી છે.

અને અજન્ટાની ગુફાઓ જોતાં જોતાં પ્રવાસીને પ્રશ્ન થાય છેઃ કોણ હશે આ કલાનો પ્રેરક? 'જેહ જીવનકલા સૌ કલા પ્રેરતી' એવી એ જીવનકલા કોની છે? અને એ ગુફાઓની ભીંતોમાંથી, છતમાંથી, સ્થંભોમાંથી પડઘો પડે છેઃ 'ભગવાન બુદ્ધની'–જેની જીવનની પળેપળ દુનિયા જન્મ, જરા અને મૃત્યુના ત્રિવિધ તાપમાંથી કેમ છૂટે એનાં ચિન્તનમાં જ જતી.

'For now the hour is come when I should quit
This golden prison, where my heart lives caged
To find the truth, which henceforth I will seek
For all men's sake, until the truth be found.'

–*Light of Asia* by Sir Edwin Arnold

પળે પળે જેને આવો અંતરનાદ ઊઠતો એ કારુણ્યમૂર્તિ ભગવાન બુદ્ધની જીવનકલા આ કલાઓની પ્રેરક હતી. અને એના આ અનુશાસન–

'બધાં પાપોથી વિરત થવું, બધા કુશલ (પુણ્ય)નો સંચય કરવો, અને સ્વચિત્તનું સંશોધન કરવું, એ બુદ્ધનું અનુશાસન છે.'

'બુદ્ધચરિત'માંથી

ની તે વખતના રાજા અને પ્રજાનાં મન પર કેટલી ઊંડી અસર હશે તે અજન્ટાનાં ચિત્રો જોતાં તરત જ ખ્યાલમાં આવી જાય છે.

ગૌતમ બુદ્ધના જીવનપ્રસંગોથી ભરપૂર એ ચિત્રો છે અને તેમાંય કેટલાંક ચિત્રો–ભિક્ષાર્થે આવેલા વિરાટકાય બુદ્ધ ભગવાન અને તેની સામે આશ્ચર્યચકિત નયને જોઈ રહેલાં યશોધરા અને રાહુલનાં વામન સ્વરૂપો–કેટલી સચોટતાથી એમની આધ્યાત્મિક ભૂમિકાનો ભેદ દર્શાવાયો છે–આકાશમાં ઊડતી અપ્સરા અને કિન્નરગણો, નાગરાજ અને કાશીરાજનો સમાગમ, ભાવિક જનોને ઉપદેશ આપતા બૌદ્ધ શ્રમણો, પ્રણયોત્સવ માણતું યક્ષ–દંપતી, વગેરે કેટલાંક ચિત્રો તો આપણા હૃદયમાં ચિરંજીવ કોતરાઈ રહે છે. હાથના મરોડ દર્શાવવામાં જે વૈવિધ્ય છે, કમલ, હંસ, હરણ, હાથી અને બીજી કલાકૃતિઓ (designs) માં જે નવીનતા આણી છે તે અજોડ છે. અને એ બધાં ચિત્રોનો ઝીણવટથી અભ્યાસ થાય તો ? બે હજાર વર્ષ પૂર્વેનો કેટલો બધો ઇતિહાસ એમાં ભર્યો છે ? એ વખતના લોકો, તેમના પહેરવેશ, રીતરિવાજો વગેરે વિષે કેટલું બધું જાણવાનું મળે ?

એક પ્રશ્ન એ પણ થાય છે કે નાસિક તીર્થધામ હોય તો અજન્ટા યાત્રાધામ શા માટે ન બને ? નાસિકમાં શું એવું છે જે અહીં નથી ? ઊલટું અહીં એવું ઘણું યે છે જે નાસિકમાં નથી. અહીંઆ પંચવટીનો કોલાહલ નથી પણ નિરવ શાન્તિ છે, કળા છે, સુંદરતા છે, માનવતા પણ છે. સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ અહીંઆ નથી. ગોદાવરી કાંઠાનું ગંદું વાતાવરણ અહીં નથી. નાની એવી નદી છે. નાસિકની ગોદાવરીમાં નહાવાનું મન પણ નથી થતું; અહીં આનંદથી નહાઈએ છીએ.

આખો દિવસ, એટલે ચાર વાગ્યા સુધી, અમે એ ગુફાઓ જોયા જ કરી. અને ૨૬ મી ગુફાની તેવીસ ફૂટ લાંબી બુદ્ધની સૂતેલી મૂર્તિ પણ જોઈ. ગુફાઓ જોવાનો સમય સવારે ૯ થી ૪ સુધીનો છે. અમારો તો બેત્રણ દિવસ ત્યાં જ રહેવાનો વિચાર થયો. પણ પૂછતાં ખબર પડી કે ગુફામાં તો રહેવા દેતા નથી. નદીની રેતીમાં જ પડ્યા રહેવાનો વિચાર થયો પણ ત્યાં તો સંભળાયું કે જંગલી જાનવરોની બીક છે એટલે એ જોખમ ખેડવાનું માંડી વાળ્યું. બાકી આજુબાજુમાં તો કોઈ એવું સ્થળ પણ નથી કે જ્યાં અમે રહી શકીએ. ત્રણથી ચાર માઈલ ફર્દાપુર અથવા અજન્ટા (ગામ) જઈએ તો બને. પણ એ રીતે ત્રણચાર માઈલ આવવું અને જવું એ પણ જરા મુશ્કેલ લાગ્યું એટલે અમે તો પરાણે, નછૂટકે, અજન્ટાને રામરામ કર્યા. નમસ્કાર અજન્ટા ! નમસ્કાર એ કળાકારોને અને કળાપ્રેરકને ! નમસ્કાર અજન્ટા તને ! બે હજાર વર્ષ પૂર્વેની ભારતવર્ષની સંસ્કાર–સમૃદ્ધિની રક્ષક અજન્ટા, તને નમસ્કાર ! ફરી આવીશ કો સુભગ દિને ! તારી છાયા તળે ગાળેલી જીવનની થોડી અમૂલ્ય પળોનાં મધુર સંસ્મરણો તાજાં કરવાને !

મંગલ દેશાઈ

☆

## કવિ કહે

[ મનહરછંદ ]

કોઈ એક કવિ જઈ ધનિકના ઘર વિષે
તેને પાય લાગ્યા પછી છેક પાસે બેસે છે
તેથી ક્રુદ્ધ થઈ ધનિ તાર સ્વરે ઓચરે કે
"ગરદભ અને તુંમાં અહ્યા છેટું કાંઇ છે ?"
ત્યારે ધીમે સાદે કવિ બોલ્યો નમ્ર થઈ "ભાઇ !
હું ને ગદ્ધા વિષે છેટું વેંત માત્ર એક છે."

**યોગેન્દ્ર દેસાઇ**

સંસ્કૃત વાર્તા ઉપરથી]

☆

# શ્યામ

[ શ્રો. સાને ગુરુજી ]

## ૫
## નાટક કંપની

અમારા નાનકડા ગામમાં એક વખત નાટક કંપની આવી હતી. અગાઉ કોઈ દિવસ આ ગામમાં નાટક કંપની આવી નહોતી. અમારા ગામમાં લોકોને નાટકનો ખૂબ શોખ હતો. ગામમાં દર વરસે બે નાટક ભજવાતાં–ગણેશચતુર્થી ને રામનવમીના ઉત્સવ વખતે. મારા વડીલ બંધુએ એક વખત ગણપતિનું કામ કર્યું હતું. મારા કાકા ઉત્કૃષ્ટ નટ હતા. મુંબઈ કે પૂનાની એકાદ કંપનીમાં રહ્યા હોત તો એમણે નામના મેળવી હોત.

એ વખતે નાટક કંપનીમાં રહેવું એ હલકો ધંધો ગણાતો. મારાં ફોઈના જમાઈ મારા ગામના જ હતા. એક વખત ગણપતિ ઉત્સવમાં કીચકવધ નાટક ભજવવાનું હતું. તેમાં તે ધર્મરાજાનું કામ કરવાના હતા; પરંતુ એમનું કુટુંબ વેદવિદ્યાના અભ્યાસી તરીકે અમારી બાજુ ખૂબ જાણીતું હતું. એમના કાકાને આ વાત સાંભળી ખૂબ ગુસ્સો ચડ્યો. આખા કુટુંબને તું રૌરવ નરકમાં નાખીશ એમ એ કહેવા લાગ્યા. એમનો ભત્રીજો નાટકના પડદા લાવવા સાત ગાઉ દૂરના ગામે ગયો હતો. રસ્તામાં તેને સાપ કરડ્યો. કાકા સમજ્યા કે પાપનું પ્રાયશ્ચિત્ત મળ્યું. અમે બધાં દિલગીર થઈ ગયાં; પણ તે સાપ ઝેરી નહોતો, કારણકે એમને થોડા જ વખતમાં સારું થઈ ગયું. લોક કહેવા લાગ્યા, "દેવકાર્ય માટે ગયા હતા, માટે દેવે બચાવ્યા."

બધી કળાઓની નિર્મિતિ દેવો જ કરે છે, એમ આપણે સમજીએ છીએ. ઋષિમુનિઓએ આ બધી કલાઓનું સંવર્ધન કર્યું છે. વેદકાળથી માંડીને આપણા દેશમાં નાટકો ભજવાય છે. રામાયણમાં નાટકનો ઉલ્લેખ છે. ભરત મુનિએ નાટ્યશાસ્ત્ર લખ્યું છે. આપણા દેશમાં નાટ્યકળા, નૃત્યકળા, ચિત્રકળા, ગાયનકળા, શિલ્પકળા એમ બધી યે કળાઓ ઉચ્ચ કક્ષાએ હતી. એ બધી કળાઓનું સંભાળપૂર્વક રક્ષણ કરવામાં આવતું. એ કળાઓનો અભ્યાસ સદભિરુચિ ને સંસ્કૃતિનું લક્ષણ મનાતું. ઉત્સવોમાં નાટ્યકારોનાં સન્માન થતાં. ઋષિઆશ્રમોમાં વિદ્યાર્થીઓ ઉત્સવપ્રસંગે નાટ્યપ્રયોગો કરતા. અર્જુન જેવા વીર પુરુષો નૃત્યકળામાં નિષ્ણાત હતા. કૃષ્ણ પણ ઉત્તમ નૃત્યકાર ને સંગીત વાદનના જાણકાર હતા. શંકર ને ગણપતિ સુદ્ધાં સુંદર નૃત્ય કરી જાણતા.

કળા જો વ્યસની લોકોના હાથમાં જાય તો તે કળાને અનિષ્ટ ગણવામાં આપણે ભૂલ ખાઈએ છીએ. વ્યસન ને કળાને શો સંબંધ! કોઈ કળાકાર એકાદ વ્યસનમાં સપડાઈ ગયો હોય તો તેટલા દોષને ખાતર એમની દિવ્ય કલા નિરર્થક ગણાવી જોઈએ? એના દોષ પ્રત્યે દયા ખાઈ એની કળાની કદર કરવી પડે. જગતમાં પવિત્ર કોણ છે? મહારાષ્ટ્રના અમર નટ ગણપતરાવ જોશી દારૂ પીતા હતા, તેથી તેમની કળાને તુચ્છ લેખવી! બંગાળના સુપ્રસિદ્ધ નાટ્યકાર ને પ્રસિદ્ધ નટ ગિરીશચંદ્ર વ્યસની હતા, એટલે એમની કળાની મહત્તા જ નહિ?

આપણા દેશમાં મનની ઉદારતા ને વિશાળતા ક્યાંય રહી નથી. એ જ કારણને લીધે કળાનો અસ્ત થયો હતો. આજે ફરીથી એનો ઉદય થાય છે. રવીન્દ્રનાથે નૃત્યને વેગ આપ્યો. ઉદયશંકરે ભારતીય નૃત્યકળાના આત્માની ઓળખ ફરીથી એકવાર હિંદને, સમસ્ત જગતને કરાવી છે. કળાનો વિકાસ પુનઃ આપણા હિંદમાં થવાનો જ છે. એનાં પૂર્વચિહ્નો આજે આપણે જોઈએ છીએ.

નાટક અતિ મહત્ત્વનો વિષય છે. તે નવસૃષ્ટિ નિર્માણ કરે છે. નાટકમાં કામ કરવું એટલે પોતાને ભૂલી જવું. જે પોતાને ભૂલી જઈ શકે છે, તે સ્વતંત્ર છે. જે પોતાને ભૂલી શકતો નથી, એ ઉત્તમ કલાકાર થઈ શકતો નથી. જે તે પાત્રની સાથે એકરૂપ થતાં આવડવું જોઈએ. અજન્ટા ને વેરુળની ગુફાઓ પ્રખ્યાત છે. વેરુળની કૈલાસ ગુફા તો અપ્રતિમ ને અતિપ્રખ્યાત છે. તે ગુફા આઠમી કે નવમી સદીમાં બનાવવામાં આવી હતી. જે મુખ્ય શિલ્પકારે તે ગુફા બનાવી હતી, તેણે તે ગુફા પૂરી થયા પછી તેના તરફ જોયું. "શું આ ગુફા મેં કોરી કાઢી છે!" એવા આશ્ચર્યોદ્ગાર એને મોંએથી સરી પડ્યા, ત્યારે આકાશવાણી થઈ, "ના, એ બનાવનાર દૈવી અંશ હતો!" એ દંતકથાનું રહસ્ય એ છે કે ગુફા કોતરતાં શિલ્પકાર પોતાને ભૂલી ગયો હતો. એના હાથમાં ઈશ્વરી શક્તિનો પ્રભાવ હતો. તે ગુફા અપૌરુષેય હતી. એ પથ્થરનાં વેદ-સૂત્રો અપૌરુષેય હાથે લખાયાં હતાં.

ઉત્તમ અભિનય કરનાર પણ એવી જ રીતે પોતાને ભૂલી જાય છે. નાટકમાં આ મુદ્દો મહત્ત્વનો છે. પોતાને ભૂલી જનાર પાત્ર પ્રેક્ષકોને પણ એનું મૂળ જીવન ભુલાવી શકે છે. બધાં યે એક જ પ્રકારના વાતાવરણમાં તલ્લીન થઈ જાય છે. કળા એટલે પરમોચ્ચ ઐક્ય. કળા સર્વનાં હૃદયને એક સમુદ્રમાં ડુબાવે છે, બધાં એકી સાથે હસે છે, એકી સાથે નાચી ઊઠે છે, એકી સાથે ભય પામે છે. બધાંને પોતાનું વ્યક્તિગત જીવન ભુલાવી દઈ ઐક્યમાં ડુબાવનારી કળાનું સ્થાન ઉચ્ચ નથી એમ કોણ કહી શકે એમ છે?

મારા દાદાજીને નાટકો જોવાનો ખૂબ શોખ હતો. તેમણે જોયેલાં નાટકોની વાતો મને નાનપણમાં દાદાજી કહેતા ને હું ઉત્સુકતાથી સાંભળતો. શાહુનગરવાસી નાટક મંડળી દાપોલીમાં આવી હતી ત્યારે દાદાજી મને એ નાટકો જોવા લઈ ગયા હતા. ત્યારે હું નાનો હતો, પણ પત્રારત્નમાં ગણપતરાવે કરેલું કામ હજી સુધી મારી નજર સામે છે.

અમારા ગામમાં એક નાટક મંડળી આવી. હું ત્યારે નાનો હતો. મહાદેવના દહેરામાં રંગભૂમિ બનાવવામાં આવી હતી. શારદા, રામરાજ્યવિયોગ, સૌભદ્ર ને સંભાજી એમ ચાર નાટ્યપ્રયોગો કરવામાં આવ્યા. મેં ચારમાંથી ત્રણ નાટકો જોયાં.

એક રાત્રે સંભાજીનો ખેલ હતો. શિવાજી મહારાજની માંદગીનો પ્રસંગ રંગભૂમિ પર લાવવામાં આવ્યો હતો. એ સમયે પડદા પાછળ મોટે અવાજે એકદમ બોલાચાલી થઈ રહી. શિવાજીએ બિછાના પરથી ઊઠી અંદર દોટ મૂકી. નાટક કંપનીમાં કજિયો થયો! "હું ગાતો હતો ત્યારે તેં જાણી જોઈને હાર્મોનિયમ બરાબર વગાડયું નહિ" વગેરે શબ્દો અમને સંભળાવા લાગ્યા. હવે ખરું નાટક ભજવાવા લાગ્યું. રંગભૂમિ પર સંભાજી નાટક ને પડદા પાછળ બીજું જ નાટક શરૂ હતાં. એક ટિકીટમાં બે નાટકો જોવા મળ્યાં.

પ્રેક્ષકો સિસોટીઓ વગાડવા લાગ્યા, તાળોટા પાડવા માંડ્યા. એ બધા ગામડાના લોકો હતા! સ્ટેજ પર જઈ "અમારા પૈસા પાછા આપો. તમારી મારામારી જોવા ટિકીટ લીધી નથી," એમ તકરાર કરવા લાગ્યા. કેટલાક તો ગાળો દેતા હતા. બધે જ અવ્યવસ્થા. અંતે વ્યવસ્થાપકે સ્ટેજ પર આવી, હાથ જોડી કહ્યું, "ભાઈઓ ને બહેનો, થયેલા પ્રસંગ માટે હું બહુ જ દિલગીર છું. હવે રીતસર નાટક ફરીથી શરૂ થાય છે. પૂર્વ પ્રસંગને ભૂલી જવાની મહેરબાની કરશો એવી હું આશા રાખું છું."

પરંતુ એ પ્રસંગ હું કદી પણ ભૂલી શકું એમ નથી. આપણા આ દુઃખી ને દુર્દૈવી દેશની તે ખરી વસ્તુસ્થિતિ છે. આપણામાં સહકારનો પૂર્ણ અભાવ છે એનું એ પ્રતીક છે. કોઈ પણ સંસ્થા કે મંડળ સ્થાપો: તે અલ્પજીવી સમજવાં. એકનો ઉત્કર્ષ બીજાથી સહન થતો નથી. બીજાને મળતા યશને લીધે આપણે ઈર્ષ્યાગ્નિથી દાઝીએ છીએ. સંસ્થા કે મંડળની કોઈ પણ વ્યક્તિએ મેળવેલી કીર્તિ પર બધાનો હક્ક છે, એના બધા યે ભાગીદાર છે એમ

ખરી રીતે મનાવું જોઇએ. એકની કીર્તિ તે બધાની કીર્તિ. એકને અપયશ તે સર્વેને અપયશ. પણ તે સામુદાયિક ભાવના આપણામાં નથી. એના અભાવે અન્ય લોકો હિંદની મશ્કરી કરી જાય છે. વ્યક્તિને આપણે ક્ષણ વાર પણ ભૂલતા નથી. ક્રિકેટની રમતમાં શું થાય છે? દડો ફેંકનારનો ઉત્કર્ષ એકાદ જણથી સહન ન થતો હોય એટલે તે તેના દાવમાં ઉડેલો દડો જાણીબુજી છોડી દે છે. એને લીધે આખા સંઘનો પરાભવ થાય છે. સંઘને નીચું જોવું પડે છે. ફૂટબૉલની રમતમાં પોતાને જ બધો યશ મળે એ લાલસાએ કેટલાક લોકો એકલા જ દડાને લઇ જવા યત્ન કરે છે. અન્યના સહકાર વિના એ શકય છે કે? પણ સહકાર ક્યારે મળે? જ્યારે દ્વેષભાવ ને મત્સરને બિલકુલ અવકાશ ન હોય ત્યારે. આપણા દેશમાં તો જ્યાં જુઓ ત્યાં દ્વેષ ને મત્સરનો પવન ફુંકાઇ રહ્યો છે. એક પ્રાન્તે બીજા પ્રાન્તને તુચ્છ ગણવો. એક જ્ઞાતે બીજી જ્ઞાતને હલકી ગણવી. મહારાષ્ટ્રે ગૂજરાતી આગેવાનોને શા માટે સહકાર આપવો? ગૂજરાતે ગંગાકાઠે જન્મેલાઓનું શા માટે સાંભળવું? અને ગંગાતટે જન્મેલાઓએ કાવેરી કાંઠાના લોકોની આગેવાની શા માટે કબૂલવી? પરંતુ લોકમાન્ય, મહાત્મા ગાંધી, પંડિત જવાહરલાલ નહેરૂ જેવા આગેવાનો વારે ઘડીએ મળવા મુશ્કેલ છે. મહારાષ્ટ્રમાં લોકમાન્યો કે ગૂજરાતમાં મહાત્માજીઓ ઉપરાઉપરી જન્મવાના છે? કોઇ પણ પ્રાન્તમાં જન્મેલ મહાપુરુષ જીવંત હોય છે, ત્યારે આખું રાષ્ટ્ર એને પંથે અનુસરે છે. મહારાષ્ટ્રમાં લોકમાન્ય હતા ત્યારે રાષ્ટ્ર આખું મહારાષ્ટ્ર તરફ આશાની મીટ માંડી રહ્યું હતું. આજે ગૂજરાતમાં મહાપુરુષ હશે તો રાષ્ટ્ર એ તરફ આશાની નજરે જોઇ રહેશે. એમાં દ્વેષમત્સરને અવકાશ ક્યાંથી રહે? સદૈવ મારો જ પ્રાન્ત રાજકારણમાં હિંદનો ગુરૂ બની રહે એનો અર્થ એ જ કે વારંવાર લોકમાન્યો જન્મવા જોઇએ. પરમેશ્વર એવી મહાન વિભૂતિઓ ઉપરાઉપરી મોકલતો નથી. કોઈ પણ પ્રાન્તને અહંકારનું વિષ ન ચડે એટલા ખાતર મહાન વિભૂતિ એક જ પ્રાન્તમાં ન મોકલતાં જુદા જુદા પ્રાન્તોમાં, ભિન્ન ભિન્ન દેશોમાં ઉત્પન્ન કરે છે. મહાન પુરુષ ગમે ત્યાં હોય ને, તે આપણી જ વ્યક્તિ છે એવી ભાવના જન્મવી જોઇએ.

પણ એ વિશાળ ભાવના છે ક્યાં? દરેક એમજ સમજે છે કે હું એટલે ગાંધી ને તિલક. ગાંધીજીના અનુયાયીઓ બુદ્ધિ વગરના છે, છતી આંખે અંધ છે, તે ઘેટાં છે, તિલકનું રાજકારણ, તિલકનું રાજકારણ એમ ગોખણપટી કરનારા એકલા બુદ્ધિશાળી. બુદ્ધિ એ પ્રકારે વહેંચાતી હોય તો એવી બુદ્ધિની દયા જ ખાવી જોઇએ. હું એકલો જ વિચારશીલ, બાકીના લોકો મારા કહેવા પ્રમાણે બોલતા નથી કે ચાલતા નથી તેથી અંધ છે, એમનામાં બુદ્ધિ નથી, તે વિચાર જ કરી શકતા નથી—એવી વિચારસરણીને મૂર્ખાઇ વગર બીજું શું કહી શકાય? ઇશ્વરે મને બુધ્ધિનો દીપક આપ્યો છે તેમ સર્વેને આપ્યો છે. એ દીપકના પ્રકાશમાં જેને જે પંથ દેખાય છે તે પંથે એ ચાલે છે. પરંતુ અહંકારને કોણ હટાવી શકે?

સલાટ પથ્થરને ટાંકી સપાટ ન બનાવે તો ઇમારત કેવી રીતે તૈયાર થાય? એ જ પ્રમાણે જાહેર જીવનની સુંદર ઇમારત ઊભી થાય એ અર્થે દરેક જણે પોતાના મતભેદને ભૂલી જઇ કાર્ય સરળ બનાવવું જોઇએ. બીજા લોકોનું એ કાર્ય છે, હું તો રતીભાર પણ નમતું જોખવાનો નથી એવી કોઇ હઠ પકડી બેસે તો ઐક્ય શી રીતે થાય?

દુનિયામાં સંયમ એ સાર્વભૌમ વસ્તુ છે. ખાવાપીવાની કે મોજમજાની બાબતમાં આપણને સંયમ શીખવવામાં આવે છે. જાહેર જીવનમાં આપણે કદી પણ સંયમ પાળતા નથી. જે સમાજનું જાહેર જીવન સંયમવાળું નથી, તે સમાજ કાંઇ પણ ઉન્નતી કરવાનો નથી. એની બધી બાકિઓ હાસ્યને પાત્ર બની રહેવાની.

અનુ૦ મૂળશંકર પાધ્યા

# सत्यनी कूंची

આપણા ધર્મના ઉત્તમમાં ઉત્તમ ગ્રંથો તે ઉપનિષદો ધર્મનું તત્ત્વ જાણવા માટે પ્રાચીન આર્યોએ જે જબરદસ્ત પ્રયોગો કર્યા તેનો હેવાલ તે આ ઉપનિષદ છે. ઉપનિષદોમાં અનેક ઋષિઓનાં નામ આવે છે પણ પોતાના તેજથી ઉપનિષદોનો આખો ભૂમિભાગ ભરી દેનાર ઋષિરાટ્ તો યાજ્ઞવલ્ક્ય જ છે. આજકાલ મોટી મેદનીમાં રાત્રીનો દહાડો કરનાર મોટા દીવાઓ ઊભા કરેલા હોય છે તે જ રીતે યાજ્ઞવલ્ક્યનાં વચનો ઉપનિષદોમાં જ્યાં ત્યાં ચળકતાં અને પ્રકાશ પાડતાં દેખાય છે.

ઉપનિષદના ઋષિઓ એટલે સત્ય પાછળ મરણિયા થયેલા અખતરાખોરો. યુરોપના વિદ્વાન સમાજસેવકોએ ભૌતિક પદાર્થો, સમાજવ્યવસ્થા અને રાજતંત્ર આ ત્રણે ક્ષેત્રોમાં પુરુષાર્થથી અસાધારણ પ્રયોગો કર્યા છે. આપણા દેશમાં પણ તે કાળના પ્રમાણમાં આ ત્રણે ક્ષેત્રમાં આપણા લોકોએ ઓળાવત્તા પ્રયોગો કર્યા હતા જ. એટલું જ નહિ, આ ત્રણે બાબતમાં આપણો દેશ દુનિયામાં અગ્રેસર જ હતો; પણ આપણા ઋષિઓએ પોતાનું શક્તિસર્વસ્વ બાહ્યવસ્તુઓ કરતાં આંતરવસ્તુની ખોજમાં વધારે ખરચ્યું છે. એકલા યાજ્ઞવલ્ક્ય આધ્યાત્મ ક્ષેત્રના કોલંબસ, ન્યૂટન, અને નેપોલિયન જેવા હતા; એ સાહસિક શોધક, સાર્વભૌમ શાસ્ત્રીય સિદ્ધાન્તોને તારવનાર અને તે સિદ્ધાન્તોનું મહાસામ્રાજ્ય સ્થાપિત કરનાર સમ્રાટ જેવા હતા.

એમણે પોતાના સંવાદોમાં પોતાની અલૌકિક શોધની કૂંચી એક ઠેકાણે આપી દીધી છે.

જ્ઞાનેન્દ્રિયો તીક્ષ્ણ કરવાથી આપણને સત્ય હાથ લાગશે એમ સામાન્ય રીતે મનાય છે. મનદ્વારા મનન કરવાથી સત્ય સુધી પહોંચી શકીશું એવી માણસની અપેક્ષા હોય છે. સત્ય એ બુદ્ધિનો વિષય છે માટે તર્કનું હથિયાર તીક્ષ્ણ કરવાથી સત્ય હાથ લાગશે એ વિષે તો કોઈને શંકા પણ નથી હોતી. યાજ્ઞવલ્ક્ય કહે છે કે, "ના, એમ નથી; સત્ય જાણવાનું સાધન તર્ક કે બુદ્ધિ નથી, પણ હૃદય છે. हृदयेन हि सत्यं जानाति; हृदये हि एव सत्यं प्रतिष्ठितं भवति।" બીજે ઠેકાણે યાજ્ઞવલ્ક્ય જનક રાજાને કહે છે:

हृदयं वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा, हृदयं वै सम्राट् परमं ब्रह्म।

યાજ્ઞવલ્ક્યે આ રીતે આપણી ખોજની દિશા જ બદલી નાંખી છે. ત્રાજવાથી વસ્તુ તોળવી હોય તો ત્રાજવું નિર્દોષ અને સમ હોવું જોઈએ. શસ્ત્રવૈદ્યને વાઢકાપ કરવું હોય તો તેનું શસ્ત્ર પણ તીક્ષ્ણ અને શુદ્ધ હોવું જોઈએ. સંસારનું પરમ રત્ન સત્યની ખોજ જો હૃદય દ્વારા જ થવાની હોય તો હૃદય પણ નિર્દોષ, શુદ્ધ, લાગણીવાળું અને સમ હોવું જોઈએ.

યાજ્ઞવલ્ક્ય પછી હજારેક વર્ષે એ જ સંદેશો લઈ એવો જ એક ઋષિ 'યાર્દન' નદીને કિનારે ભમતો હતો. એણે પણ એમ જ કહ્યું કે, 'જેમનું અંતઃકરણ નિર્મળ છે, તેઓ ભાગ્યવાન છે, કેમકે તેમને જ સત્ય જડશે, અને સત્ય દ્વારા તેમને પરમાત્માનું દર્શન થશે.'

છાંદોગ્ય ઉપનિષદમાં એક અજ્ઞાતનામા ઋષિએ આખો સવાલ ટૂંકાવીને કહ્યું છે:

यत् एतत् हृदयं मनश्चैतत्।

હૃદય અને મન એક જ વસ્તુ છે.

૧૯૩૧ — काका कालेलकर

" ઉંટાંટિયો આજ મટ્યો ' ભગા 'નો
દેવી-દયાથી : લીધી માનતા તો
યાત્રા પૂરી આજ ચલો બધાંયે
આઘે જરા જંગલમાં નિરાંતે
જ્યાં ' દેપડી ' માત તણી ખડી છે !
ના દેવી-કામે ઘટનો વિલંબ !"

કલ્પતાં ગોળ, ઘી, ભાત મોઢામાં પાણી છૂટતાં,
બાલકોમાં વડો બોલી આમ, તે ' આનંદા ' હતો !

" લે એ, શિવા ! શેર ત્રણેક ચોખા,
ને તું અભ્યા મોતિ ! ઘી, ગોળ લૈ લે :
તું સોમલા ! દોણકી પાણીની લે;
ને સૌ બીજાં આજ મળી ચલોને
રૂડી મઝાની કરીએ ઉજાણી !"

એમ સૌ સજ્જ થઈ ચાલ્યા, હર્ષઘેલાં પથે જતાં,
નાચતાં, કૂદતાં આશે ઉજાણી મ્હાણવા તણી !

સૌ ખાદ્ય વસ્તુ નિયત સ્થલે જૈ,
મૂકી જમીને, રહી એક બાલ
તે પાસ, બીજાં સઘળાં ઢૂંઢીને
વને-ધનો ને વનવાયરાની
ફેરો થકી તે લીલયા જલાવે :
ને ગમ્મતો, ને રમતો મચાવે :
ને વાર, વારે ફુણકી ચડેલી
અગ્નિ તણાં શિર પરે નિહાળે,
ઉંડે દિલે એક રહેલ આશે
કે, ભાત ક્યારે ચડશે, ખવાશે !

*

" હવે ભાત થૈ ગ્યો " વદતાં શિશુએ
સૌ ધ્યાન ખેંચ્યું : સહુ એકઠાં થયાં;

ને કાંઠડા તોડી દુણી તણો તે,
ઉંચા, નીચા ભાત કરી, મીલાવી—
ને ગોળ તેમાં, પછી ધાર રેડી
ઘીની, કરી સૌ રગદોળી એક,
તે દોણકીને મૂકી મધ્ય સ્થાને
વીંટી વળ્યાં બાલ બધાંય તેને!
ને રે, પછી તો કંઈ લ્હેરથી તે
ઝંડી પડ્યાં ખૂબ ધરે, ધરે ને
ખાવા ભૂલીને રમતો બધીએ,
તે એક પાત્રે, નહીં અન્ય પાત્રે,
તે એક ધ્યાને નહિ ધેર પામે
વાળું હવે માત, પિતા કનેથી:
તે લક્ષતા ના જલ છે ન તો શું
પીશું? તમા તે કરતાં ન તેની.
તે ખ્યાલતા હસ્ત લુછી 'ચડી'થી
પીશું ધરે જે' જલ પેટપૂર્ણ! ૪૩
તૃપ્તાત્મા ગેલતાં વાટે સાયંકાળે ગૃહે વળ્યાં
શ્વાન કાજે તજી દૈ'ને દોણકી-ભાત જે રહ્યાં! ૪૫

૧૭-૧૦-૩૯ નાથાલાલ ભ. દવે

# उपासना अने रमत

( चिंचवडना एक पत्रमांथी )

श्री. काकासाहेब कालेलकर

માંદો પડીને અહીં આવ્યો છું. અહીંની પથારી પરથી તમારી શી સેવા કરું? પૂજ્યશ્રી બાપુજીએ અવાર નવાર તમને હું કાગળ લખું એમ સૂચવ્યું છે.

કાગળ કંઈ નિબંધ નથી હોતો. નિબંધ એટલે લખેલું વ્યાખ્યાન, અને કાગળ એટલે લખેલું સંભાષણ. એ એકપક્ષી નહિ ચાલે. હું જો દર અઠવાડિયે શંકરને કાગળ લખું અને એ એનો જવાબ લખે જ નહિ તો મારું ક્યાં સુધી ચાલવાનું? શંભુ, કાંતિ કે જયન્તિ જો મારા કાગળોનો જવાબ ન આપે તો મારે એમને શું લખવું? જયસિંહ અને જયન્તિ વચ્ચેની દોસ્તી વધી કે અટકી છે એની મને ખબર ન હોય તો મારે એમને શું પૂછવું? વિદ્યાર્થીમંડળના પ્રમુખ કે મંત્રી જો મને ત્યાંનો હેવાલ લખી મોકલે તો યે કંઈક લખવાનું સૂઝે.

આપણી શાળા જ્યારે સ્થપાઈ ત્યારે પૂજ્યશ્રી બાપુજી ચંપારણ્યમાં હતા. મેં એમને એક વાર કહ્યું કે, "શાળાની શરૂઆતમાં આપ અહીં હાજર નથી એ ઠીક નથી લાગતું. આપ દર અઠવાડિયે છોકરાઓને ઉદ્દેશીને કાગળ લખો તો તે પ્રાર્થનામાં વંચાય." બાપુજીએ જવાબમાં કહેલું, "અહીંના કામમાં હું ભાગ લેતો ન હોઉં ત્યારે મને કશું લખવાનું સૂઝે જ નહિ." આજે જ્યારે હું કાગળ લખવા બેઠો છું ત્યારે બાપુજીના કહેવાની સત્યતા અનુભવું છું. છતાં હું કાગળો લખવાનો તો છું જ.

આજે પ્રાર્થના વિષે કંઈક કહેવાનો છું. એક વખતે આશ્રમમાં બધાં મોટેરાંઓએ વિચાર કરી નક્કી કર્યું હતું કે, 'પ્રાર્થના' એ શબ્દ બરોબર નથી. આપણે એને 'ઉપાસના' કહેવી જોઈએ. છતાં 'પ્રાર્થના' એ શબ્દ ચોંટ્યો જ છે. ઉપાસના એટલે પરમાત્માના સાન્નિધ્યમાં રહેવું; ઈશ્વરનો સહવાસ અનુભવવાનો પ્રયત્ન કરવો.

એ વસ્તુ સહેલી નથી. પ્રથમથી જ એની ટેવ પાડીએ તો કાંઈક ફાવીએ. આપણે ગાફેલ રહીએ તો દરેક વસ્તુ ઉપર કાટ ચડી જાય છે. રહેવાની ઓરડી બે વાર વાળવી પડે છે. તેમ કરીએ તો જ ઓરડીમાં પ્રસન્નતાથી રહેવાય. ખાવાનાં ને રસોઈનાં વાસણો જેટલી વાર વાપરીએ તેટલી વાર ઊટકવાં પડે છે. અને આપણું ગંદું શરીર જો રોજ ઘસીઘસીને ધોઈ ન નાખીએ તો આપણને પોતાના શરીરની એટલી તો સૂગ ચડે કે પોતે પોતા પાસેથી ભાગવાનું મન થાય. ભણતરમાં પણ એ જ અનુભવ છે. વિદ્યા ઉપસ્થિત ન રાખીએ તો એ કટાઈ જાય છે. સ્મૃતિઓમાં લખ્યું છે કે ત્રણે વર્ણના દ્વિજો બ્રાહ્મણોનું દર્શન નહિ કરવાથી એટલે કે ધર્મોપદેશ નહિ સાંભળવાથી પતિત થઈ જાય છે. અને બ્રાહ્મણ જ્યારે પોતાના સ્વાધ્યાય અને આચારથી ભ્રષ્ટ થાય છે, ત્યારે એ પણ પતિત થાય છે. લુહારને ત્યાં ધમણ એકસરખી બરાબર ન ચાલે તો એની ભઠ્ઠી કશા કામની ન રહે. આપણી પ્રાર્થના એ હૃદય ઊટકવાની કે વાળી કાઢવાની ક્રિયા છે. ઉપદેશ સાંભળી સાંભળીને અને ખૂબ ચિંતન કરીને આપણે જે ધર્મસિદ્ધાંતો એટલે જીવનસિદ્ધાંતો નક્કી કર્યા હોય, તેમનું નિત્ય સ્મરણ અને ફરી ફરી સ્વીકાર ન કરીએ તો, આપણે દહાડે દહાડે કટાતા જવાના ને મેલા થવાના. અખંડ પ્રયત્ન વગર મુક્તિ પણ ટકતી નથી, એમ એક ઠેકાણે શાસ્ત્રમાં કહ્યું છે.

ઉપાસનામાં આપણે એકાગ્ર થઈને બેસીએ. ઉપાસના શરૂ થતાં પહેલાં થોડોક વખત બધા શાંત થાય અને પોતાના આચરણનો વિચાર કરે એ જરૂરનું છે. એકલા એકલા ઉપાસના કરવા બેસે તો શરૂઆતમાં ઊંઘ, આળસ અને અનિયમિતપણું આવી જાય છે. મોટા સમુદાયમાં બેસવું સારું.

સામુદાયિક ઉપાસનાનો આ સ્થૂળ લાભ થયો. સંઘમાં બેસી ઉપાસના કરવાથી ચારિત્ર્ય સુધરે છે: બુદ્ધ ભગવાનની ભાષામાં કહું તો શીલસંવર્ધન થાય છે. સામુદાયિક ઉપાસનાનું મહત્ત્વ બુદ્ધ ભગવાને બરાબર જાણ્યું હતું. મહમદ પેગંબરે પોતાના શિષ્યોને દિવસના પાંચ પાંચ વાર ઈશ્વર આગળ ભેગા કરી મહાન શક્તિ કેળવી. એકત્ર જમવાથી કૌટુંબિક ભાવ પેદા થાય છે, સાથે કામ કરવાથી મૈત્રી બંધાય છે, સાથે વિચાર કરવાથી એકપરંપરા પેદા થાય છે, અને સાથે પ્રાર્થના કરવાથી આત્મૌપમ્યનો સાક્ષાત્કાર થાય છે. આ વસ્તુ સૂક્ષ્મ છે. દીર્ઘ કાળથી જ એનો અનુભવ થાય છે. આશ્રમમાં જ્યારે જ્યારે કોઈના ઉપર હું ચિડાયો હોઉં ત્યારે ત્યારે મને પ્રાર્થનામાં જવાનો સંકોચ થતો. છતાં પરાણે જઈને બેસું એટલે કાંઈક શાંતિ જરૂર વળતી. પૂ. બાપુજી પાસે આવ્યો તે પહેલાં મારી આખી જિંદગીમાં હું રખડેલ માણસ રહ્યો હતો. આશ્રમમાં આટલાં વરસ સુધી છું એનું મને પોતાને જ આશ્ચર્ય થાય છે. એનાં કારણો જ્યારે તપાસું છું ત્યારે બાપુજીનો અલૌકિક પ્રેમ અને સામુદાયિક ઉપાસના એ બે જ મુખ્યત્વે જડે છે.

આપણી બે ઉપાસનામાં સવારની ઉપાસના વિશેષ મહત્ત્વની છે. આખો દિવસ જાતજાતનાં કામો કરી અનેક લોકોના પ્રસંગમાં આવી ચિત્તમાં વિક્ષેપ પેદા થાય છે. સાંજે થાકી જઈ આપણે આરામ શોધીએ છીએ, અને તે ઊંઘના તમોગુણમાં આપણને મળે છે. માણસને ગમે તેટલું દુઃખ થયું હોય, ચીડ કે અપમાનથી બળી રહ્યો હોય તો પણ એક વાર ઊંઘ્યા પછી તે બધું હળવું થઈ જાય છે. સવારે ચાર વાગ્યે શરીરનો થાક ઊતરેલો હોય છે. માણસ માંદો હોય કે સાજો, એ વખતે શરીરની સપ્તધાતુઓ સામ્યાવસ્થામાં રહે છે. નવા નવા સંકલ્પો, વિકલ્પો અને વિક્ષેપો એ વખતે ઓછામાં ઓછા હોય છે. એ ઘડી સાત્ત્વિકમાં સાત્ત્વિક હોય છે. અને બુદ્ધિ પણ એ વખતે પ્રમાણમાં શુદ્ધ હોય છે. એ વખતે ઉપાસના કરવા બેસીએ એ બહુ લાભદાયી છે. આજે શું શું કરવાનું છે એ વિચાર કરવાનો એ વખત નથી, પણ જીવનમાં કઈ વૃત્તિ ધારણ કરવાની છે, કયા હેતુથી કામ કરવું છે એનો વિચાર એ વખતે કરવો જોઈએ. રસ્તો છોડીને જેટલા આડા ગયા હોઈએ તેટલા પાછા આવવાનો તે વખત છે. નાનપણથી ઈશ્વરને શરણ જવાની, ઈશ્વર એ જ મોટો આધાર છે એમ ધ્યાન રાખવાની ટેવ પડી જાય, તો આગળ જતાં કેટલો લાભ છે! મનમાં જાતજાતના આવતા કુવિચારો સામે ઉપાસના એ ઈશ્વરે બક્ષેલું બખ્તર છે.

ब्राह्मे मुहूर्ते चोत्थाय
चिन्तयेद् हितमात्मनः।

સવારની ઉપાસના થયા પછી જો વખત મળે તો ગમે તે 'વિષય'ના અધ્યયનમાં એ ગાળવો નહિ, પણ શુદ્ધ ધાર્મિક વાચનમાં ગાળવો. 'धम्मपद' અથવા અશ્વિનીકુમાર દત્તનો 'भक्तियोग' હાલ તુરત સૂચવું છું. મરાઠી જાણનાર માટે 'તુકારામ' અથવા 'એકનાથી ભાગવત' એ ઉત્તમમાં ઉત્તમ ગ્રંથો છે. હિંદીમાં 'કબીર વચનાવલિ' અને 'તુલસી રામાયણ.' આ બધી ચોપડીઓ આપણે ત્યાં છે. પોતાની પસંદગીની એક ચોપડી નિત્યપાઠ માટે પોતાની પાસે રાખવી એ સુંદર રિવાજ છે. વિદ્યાર્થી પોતે પોતાની ચોપડી પસંદ કરે અને પોતાની પસંદગી બરાબર છે કે નહિ એ એક વાર શ્રી. કિશોરલાલભાઈને, મહાદેવભાઈને અથવા પૂજ્યશ્રી બાપુજીને પૂછી લે એમ હું સૂચવું છું.

કાગળ લખવા બેઠો ત્યાં તો એક વર્ગનું પ્રવચન જ થયું. હવે તમારા કાગળો જેમ જેમ આવે તેમ તેમ મને લખતાં ફાવશે. સવારની કસરત અને સાંજની રમત કોઈ ચૂકતા નહિ જ હોય. મને તો સવારની ઉપાસના અને સાંજની રમત એ જ સૌથી અને સરખાં મહત્ત્વનાં લાગે છે.

અહીં અમે મજામાં છીએ. ટાઢ બિલકુલ નિયમિત નથી. કોક દિવસ હડકાયા કૂતરાની પેઠે કરડવા ધાય છે અને કોક દિવસ સાવ ભોળી પડે છે. આજકાલના દિવસો ટાઢના કહેવા કરતાં વાદળાંના કહેવા જોઈએ. આ વાદળાંની પ્રાતભા ઉપર હું તમને એક વાર લખવાનો છું.

ચિંપવડ,                                   લિ.
પોષ વદ ૮, ૧૯૮૨                કાકાની શુભાશિષ

# એક નદીની આત્મકથા

## નર્મદા

આજથી ચાર વર્ષ પહેલાંની વાત છે. હું એક મોટા સંઘમાં નર્મદાની જાત્રાએ નીકળ્યો હતો. અમારો સંઘ ચાણોદથી હોડીઓમાં બેસી શૂલપાણીશ્વર સુધી ગયો અને ત્યાંથી પાછો ફરી નર્મદાનાં તીરસ્થાનો જોતો જોતો ભરૂચને ઓવારે ઊતર્યો. આ પ્રમાણે તેણે લગભગ ૧૫૦ માઈલ જેટલો પ્રવાસ નર્મદાના પ્રવાહમાં કર્યો હતો.

વળતી વખતે છેલ્લો મુકામ શુક્લતીર્થમાં કર્યો હતો. ત્યાંથી રાતના બાર વાગ્યે ભરૂચ તરફ હોડીઓ ઉપાડી. અજવાળી દૂધ જેવી રાત હતી. નર્મદાનાં શાંત અને ગંભીર નીર ઉપર ચાર હોડીઓ ચાલી જતી હતી. સર્વત્ર નીરવ શાંતિ હતી.

વળતી વખતે ચાણોદથી અમારા સંઘમાં એક ફરતારામ વગર નિમંત્રણે ભળી ગયા હતા. તે મહાત્મા મારી જ હોડીમાં હતા. તેણે નર્મદાની પરકંમા કરેલી હતી, તેથી નર્મદા વિષે કંઈક માહિતી મેળવવાના ઉદ્દેશથી હું તેમની સાથે વાતે વળગ્યો.

'સ્વામીજી, હિંદમાં તો પવિત્ર નદીઓ ઘણી છે. ગંગા, જમના, સિંધુ, સરસ્વતી, ગોદાવરી અને કાવેરી એ બધી યે પવિત્ર છે. એ બધીનું માહાત્મ્ય પાર વગરનું છે, છતાં તેમાંથી એકેની પરકંમા થતી નથી, આ એક જ નદીની પરકંમા થાય છે, તેનું કારણ શું? પુરાણોમાં ગંગા જમના કરતાં પણ આ નદીનું માહાત્મ્ય વધારે છે.'

'ગંગા જમના કરતાં આનું માહાત્મ્ય વધારે છે, એવું તો કંઈ નથી, પણ અન્ય નદીઓના કરતાં આ નદીની કેટલીક વિશિષ્ટતા છે ખરી. ગંગોત્રીથી હરિદ્વાર સુધી ગંગાજીનાં નીર ઘણાં જ નિર્મળ હોય છે, પણ ત્યાર પછી નિર્મળતા ચાલી જાય છે, કારણકે કિનારા પર આવેલ પ્રત્યેક શહેરનું મેલું પાણી તેમાં ભળે છે. વળી તેમાંથી નહેરો કાઢેલી હોવાથી તેમાં ચોમાસા સિવાય પાણીનો પૂરતો જથ્થો પણ હોતો નથી. એ જ દશા જમના, સિંધુ, ગોદાવરી વગેરેની પણ છે. આપણા દેશમાં એક નર્મદા જ એવી નદી છે કે જેમાંથી એક પણ નહેર કાઢવામાં આવેલી નથી. તેમજ તેમાં કોઈ પણ શહેરનું મેલું પાણી મળતું નથી.'

'તેમાંથી નહેરો કાઢવામાં આવેલી નથી એટલે તેમાં પાણીનો જથ્થો બારે માસ પૂરતો રહે એ તો દેખીતું છે, પણ તેમાં મોટાં શહેરોનું મેલું પાણી તો મળે જને?'

'ના, નર્મદાને કાંઠે કોઈ મોટું શહેર જ નથી ને! હુસંગાબાદ અને ભરૂચ સિવાય જેને શહેર કહીએ એવું કોઈ શહેર તેના તીર પર નથી.'

'જબલપુર નર્મદા પર નથી?'

'ના. એ તો નર્મદાતીરથી ૬ માઈલ જેટલું દૂર છે.'

'આપે નર્મદાની પરકંમા ક્યાંથી શરૂ કરી હતી?'

'અમરકંટકથી.'

'અમરકંટક એ શું છે? કોઈ ગામ છે, કોઈ ટેકરી છે કે કોઈ ઝરણ છે?'

'હિંદના મધ્ય ભાગમાં એ એક ઉચ્ચ પ્રદેશ છે. ત્રણેક હજાર ફૂટ ઊંચો હશે. તેમાં મૈકલ નામનો એક ડુંગર છે, તે ઉપર અમરકંટક નામનો એક કુંડ છે અને પાસે જ અમરકંટક નામનું નાનુંસરખું ગામડું છે. આ નદીનું મૂળ એ કુંડમાં છે.'

'અમરકંટકથી રેવા–સાગર–સંગમ સુધીનો પરકંમા માર્ગ તો સારો છે ને?'

'ના, પરકંમા માર્ગ ખૂબ જ વિકટ છે. ઘણા ભાગમાં તો તે પહાડો અને ગાઢ વનોમાંથી પસાર થાય છે. અમરકંટક અને મંડલાની વચ્ચેનું મહારણ્ય, ઓંકાર-

શ્વરની ઝાડી' અને શૂલપાણીની ઝાડી એ ભાગનો રસ્તો એટલો બધો વિકટ છે કે તેમાં પરકમાવાસીઓની શ્રદ્ધા, ભક્તિ અને ધીરજની કસોટી થાય છે'

'પરકમામાં ખાવાપીવાનું શું થાય ?'

'પરકમાનો એક એવો નિયમ છે કે પરકમાવાસીથી પોતાની પાસે થોડું કે ઝાઝું ધન રાખી શકાય નહિ શ્રીમંત હોય કે નિર્ધન હોય, સૌએ માર્ગમાં આવતા સદાવ્રતોમાંથી સીધું લઈ રસોઈ બનાવીને જમવાનું હોય છે'

'પરકમા ફરતાં કેટલો વખત લાગે ?'

'અમરકંટકથી રેવા-સાગર-સંગમ અને રેવા-સાગર-સંગમથી પાછા અમરકંટક એ પ્રમાણે આખી પરકમા લગભગ ૧૭૦૦ માઈલની છે તેને પૂરી કરતાં આઠ નવ માસ લાગે'

'પરકમા કરવાથી ઘણું જાણવાનું મળે, ખરું ને ?'

'એમાં કહેવું શું ? આ નદીના બન્ને તીર પર મૂળથી મુખ સુધી સેંકડો તીર્થસ્થાનો છે, સેંકડો ઘાટ છે અને સેંકડો મંદિરો છે એક માઈલ જેટલું ચાલો તો ત્રણ-ચાર મંદિરો અને એકાદ ઘાટ આવે જ તેમાં વિદ્વાન સાધુઓ સંન્યાસીઓ રહે છે પરકમાવાસીને એમના સમાગમનો લાભ સતત મળ્યા જ કરે વળી આ નદીનો પ્રવાહપ્રદેશ એટલે કુદરતી દૃશ્યોનો ભંડાર એક જોઈએ ને એક ભૂલીએ કેટલાંક સ્થળો તો એટલાં બધાં આકર્ષક છે કે તેને જોવા માટે દેશ પરદેશના સેંકડો પ્રવાસીઓ ત્યાં આવે છે'

'ખરેખર ! તમે કહો છો તે બધા લાભ મળે, પણ પરકમા કરવી સહેલી નથી તમારા જેવા ત્યાગીઓથી જ તે થઈ શકે અમારા જેવાનું એ કામ નહિ. આ નદીમાં કેટલાય ધોધ પડતા હશે કોઈ ધોધનો યાન્ત્રિક શક્તિ મેળવવા માટે ઉપયોગ થાય છે ખરો ?'

સ્વામીજીએ હવે ઝોળામાં ખાવાનું શરૂ કર્યું હતું, તેથી છેલ્લા પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ, એટલે હું પણ પથારીમાં લાંબો થયો મનમાં વિચારમાળા શરૂ થઈ

સ્વામીએ આ નદીની જે વિશિષ્ટતા બતાવી, તે તો સાચી પણ આટલા મોટા જળપ્રવાહનો સ્નાન પાન ઉપરાંત બીજો કંઈ જ ઉપયોગ નહિ ? તેના એક પણ ધોધમાંથી યાન્ત્રિક શક્તિ મેળવાતી નથી નહેર દ્વારા આ પાણીનો લાભ એક પણ ખેતરને મળતો નથી અને જળમાર્ગ તરીકે પણ નામનો જ ઉપયોગ થાય છે આવી પાંચદશ હોડીઓ માલ કે ઉતારુઓને લઈ આવતી જતી હોય, એ કંઈ જળ-માર્ગ તરીકે ઉપયોગ કહેવાય ? સુરપાણથી અહીં સુધી આવતા રસ્તામાં આઠદશથી વધારે હોડીઓ ભાગ્યે જ મળી હશે સ્વામીજીએ કહ્યું તે સાચું જ છે આ નદીને કાંઠે એક પણ મોટું શહેર નથી

આના બન્ને કિનારા પર કેટલા બધા ઘાટ છે ? કેટલાં બધાં મંદિરો છે ? કેટલી બધી ધર્મશાળાઓ છે ? ખરેખર ભાવિક લોકોએ મૂળથી મુખ સુધીના દરેક સ્થળને તીર્થનું રૂપ આપી દીધું છે, પણ આ નદીથી આર્થિક લાભ શો ?

હિંદભરના શિવાલયો માટે બાણ પૂરા પાડવા, તીર્થગોરોને ગુજરાતનું સાધન પૂરું પાડવું અને થોડાક માછીઓને મજૂરીનું સાધન પૂરું પાડવું બસ, આ પવિત્ર નદીનો આર્થિક લાભ હોય તો તે આટલો જ છે

પણ આ નદીની એક બાબત ભારે નવાઈ જેવી છે આવડી બધી મોટી નદીએ મુખ પાસે નાનો સરખો પણ ટાપુ બનાવ્યો નથી આના જેવડી ગોદાવરી, કૃષ્ણા, કાવેરી અને મહા એ દરેકે નાનામોટા ડેલ્ટા બનાવેલા છે આ નદીએ કેમ નહિ બનાવ્યો હોય ? કદાચ એમ પણ હોય કે ખંભાતના અખાતમાં ભરતીના મોજાનું જોર વધારે રહે છે, તેને લીધે નદીએ ઘસડી આણેલ કાંપને મુખમાં ઠરવાની તક જ નહિ મળતી હોય નહિ તો ડેલ્ટા કેમ ના હોય ? આવડી મોટી નદી એક જ મુખે સમુદ્રને કેમ મળે ?

બે વર્ષ પહેલાં કરનાળીના ગીતામંદિરમાં પ્રયાગ વિશ્વવિદ્યાલયના અધ્યાપક દુબે મળ્યા હતા,

તેમણે વળી એક અદ્ભુત વાત જણાવી: "દક્ષિણ હિંદની અન્ય નદીઓની પેઠે આ નદી પણ એક સમયે પૂર્વવાહિની હતી. પણ હિમાલયનો જન્મ થતાં ભૂગર્ભની અંદર વિંધ્યાદ્રિની સમાંતર જુદા જુદા બે સ્તરભ્રંશ થયા, તેને પરિણામે નર્મદાની હાલની ખીણ બની અને નર્મદા પશ્ચિમવાહિની બની. કોણ જાણે ખરું શું હશે? એ તો ભૂસ્તરશાસ્ત્રની વાતો. બધાં અનુમાનો. એમાં આપણી ચાંચ કંઈ ખૂંપે નહિ

આ પ્રમાણે નર્મદા સંબંધે એક પછી એક વિચાર મનમાં આવ્યે જ જતા હતા. હજી વિચારમાળાનો મેર આવ્યો ન હતો, ત્યાં આંખ મળી ગઈ. અને એક અદ્ભુત સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ. હોડીની બાજુમાં જ એક મોટો મગર પોતાની વિકરાળ મુખકંદરા ખુલ્લી રાખીને પાણીની સપાટી પર સ્થિર રહ્યો હતો. તેની પીઠ પર લીલા મખમલના જેવી શેવાળની સુંદર ગાદી હતી. તે પર કોઈક બેઠું હતું, પણ તે કોણ છે, તે નક્કી કરી શકાતું ન હતું. તેનો દેહ જળમય હતો અને રંગ તો કંઈ હતો જ નહિ, એટલે નક્કી કરવું મુશ્કેલ હતું.

આ શું હશે? કોઈ ભૂતપ્રેત હશે? જળદેવી હશે? કે નર્મદાજી પોતે હશે? સ્થિર નેત્રે તેને જોયા જ કરતો હતો, એવામાં રૂપાની ઘંટડી સરખો મંજુલ અવાજ કાને પડ્યો:

'વત્સ, ગભરાતો નહિ હો. હું કોઈ ભૂતપિશાચ નથી. થોડી વાર પહેલાં તું જેને વિષે કંઈ કંઈ વિચાર કરતો હતો, તે જ હું પોતે છું. મારું નામ નર્મદા. મેં તારો મનોભાવ જાણ્યો છે. તું મારા સમગ્ર પ્રવાહપ્રદેશનો પરિચય મેળવવા માગે છે, ખરું ને? હું તે ટુંકામાં કરાવું છું. સાંભળ:

'હિંદના હૃદય ભાગમાં અમરકંટક નામનો એક ઉચ્ચ પ્રદેશ છે, તેમાં આવેલી મૈકલની ટેકરી એ મારું પિયર. અમે ત્રણ બેનો છીએ: તેમાં હું સર્વથી મોટી છું. મહા અને શોણભદ્ર એ મારી નાની બેનો છે. અમે ત્રણે મૈકલસુતાને નામે ઓળખાઈએ છીએ.

'મૈકલના ડુંગરમાં અમરકંટક નામનો એક કુંડ છે. તેનો ઘેરાવો ૩૦૦ ફૂટ જેટલો હશે. આકાર કંઈક વિચિત્ર છે. તેને ચાર, ૭ કે આઠ નહિ પણ અગિયાર બાજુઓ છે. તેના તળને ફોડીને હું ધરતીમાતાના ઉદરમાંથી જન્મું છું. કેટલાક લોકોની વળી એવી કલ્પના છે કે હું મહાદેવજીના શરીરમાંથી પ્રકટું છું અને તેથી જ તેમણે કુંડની અંદર મારા જન્મસ્થાન ઉપર જ નર્મદેશ્વર નામનું શિવાલય બાંધ્યું છે. મને શાંકરી એવું ઉપનામ આપ્યું છે અને મારા કંકરમાત્રને શંકર સ્વરૂપ ગણ્યા છે.

'મારી વચેટ બેન મહા ઉછાંછળી છે. તેની ચાલ પણ સીધી નથી. લોકોએ તેનું નામ અશ્વક પાડ્યું છે, તે કંઈ ખોટું નથી. તે વારંવાર તોફાન મચાવી ઉત્કલવાસીઓને ખૂબ જ ત્રાસ આપે છે. પિતાજીએ તેને શિખામણ આપવામાં કંઈ બાકી રાખ્યું ન હતું, પણ સ્વભાવનું કંઈ ઓસડ છે?

'સૌથી નાનીને શોણભદ્ર એવું નરજાતિવાચક નામ આપ્યું છે. ત્રણે બેનોમાં એ શરીરે વધારે પુષ્ટ છે. મહાના જેવો એ તોફાની નથી, પણ રાડીઓ ભારે છે. હમેશાં ઘુમળરાડા પાડ્યા જ કરતો હોય. મારા જન્મસ્થાનથી અગ્નિકોણમાં દોઢેક માઈલના અંતર પર એક નાનો સરખો કુંડ છે. તેમાંથી તે જન્મે છે.

'પિતાનું આંગણું છોડીને અમે ત્રણે બેનો જુદી જુદી ત્રણ દિશામાં અમારી જીવનયાત્રા શરૂ કરીએ છીએ. હું પશ્ચિમ માર્ગે પ્રયાણ કરું છું, ઉછાંછળી મહા અગ્નિખૂણા તરફ અને રાડીઓ શોણભદ્ર ઈશાન તરફ ઊપડે છે. તેને ઈશાન તરફ જતો જોઈ પિતાજીને ચિંતા પેઠી હતી કે આ કોઈને પૂછ્યાગાછ્યા વિના ઈશાન તરફ જાય છે ખરો, પણ છેલ્લે જશે ક્યાં! એ બાજુએ રત્નાકર નથી. ત્યાં તો ઊંચો હિમગિરિ છે. સારું થયું કે પતિતપાવની ગંગાજી રસ્તામાં તેને મળી ગયાં અને એ દિશાભૂલેલાને સાથે લેતાં ગયાં.'

એક ક્ષણ વિચારમગ્ન જેવી દશામાં તે મૂર્તિ સ્થિર ઊભી અને બોલી: હવે મારી જીવનયાત્રાની કથા કહું છું.

'પિતાજીના આંગણાની શોભા ખરેખર અનુપમ છે જ્યાં નજર નાખું ત્યાં વનરાઈઓ ઊભી છે કંઈક અધૂરું હતું તે માણસોએ પૂરું કર્યું છે તેમણે મંદિરોનું એક ઝુંડ ખડું કર્યું છે જ્યાં અપ્સરાઓને પણ જળક્રીડા કરવાનું મન થાય એવા અમરકંટકના કુંડને છોડી બહાર જવાનું મન જ થતું ન હતું. પણ શું કરું? દીકરીઓ કંઈ જીવનભર પિયરમાં રહેવાય છે?

'કુંડના ગોમુખમાંથી બહાર નીકળી પશ્ચિમ તરફ ધીમી ધીમી પગલીઓ પાડતાં માડી પડની જાઉં, આપાડની જાઉં, અને આગળ ચાલું થોડુંક ચાલી ત્યાં જવાલાના નામની નદી મળી અમે બન્ને ખૂબ ભેટ્યાં અને આગળ ચાલ્યાં ચારે તરફની વનરાઈઓ જોતાં જોતાં, વાતો કરતાં કરતાં અને રમતો રમતાં રમતાં ધીમે ધીમે ચાલ્યાં જતાં હતાં

'વાતોમાં કંઈ ભાન રહ્યું નહિ કોણ જાણે કેટલું ... લાગી કે ખાડો આવ્યો, પણ ધુબાક દેતી ૬૦ ફૂટ નીચે ગબડી પડી પાસેની પર્ણકુટીમાંથી કપિલમુનિ દોડી આવ્યા તેમણે પંપાળીને કહ્યું બેટા, બેઠી થઈ જા બાળક તો એમ હાલતાં ચાલતાં પડે મારી એ પછડાટને (પ્રપાત-ધોધ) લોકોએ કપિલધારા એવું નામ આપ્યું. ભક્તજનો, યોગીજનો અને રસિક જનોનું એ પ્રિય સ્થાન થઈ પડ્યું છે

'લૂગડાં ખંખેરીને બેઠી થઈ, ત્યાં નીલગંગા મળવા આવી. તેનો સત્કાર કરી સાથે લીધી. એકાદ માઈલ ચાલી હોઈશ ત્યાં ફરીને પાછી એક ઊંડા ખડામાં પટકાઈ આ પ્રપાત પણ પહેલાના જેવડો જ હતો લોકોએ તેનું નામ દૂધધારા પાડ્યું છે મને સમજાયું નહિ કે એવું નામ શા માટે પાડ્યું ઊંચેથી પછડાતી વખતે મારા દેહનો દેખાવ દૂધ જેવો સફેદ લાગતો હોય તો કોણ જાણે

'વીશેક માઈલનો માર્ગ કાપ્યો હશે, ત્યાં એક અઘોર વન આવ્યું તે વાઘ, વરુ અને રીંછ જેવા ભયંકર પશુઓથી ભરચક હતું તેની અંદર જે લોકો રહેતા હતા, તે રાની પશુઓ સરખા જ હતા તેઓ ગોંડને નામે ઓળખાતા હતા હાથમાં તીરકામઠાં લઈને આખો દિવસ જંગલમાં ફરવું હાથ પડે તેટલાં પશુઓનો શિકાર કરવો અને માર્ગભૂલ્યો માણસ ભેટી જાય, તો તેને લૂંટી લેવો એ જ એમનો ધંધો હતો

'આવા વિકટપંથે પ્રયાણ કરતાં કરતાં મારા મનમાં કંઈ કંઈ વિચારો આવતા હતા "જીવન પંથની પસંદગી કરવામાં મેં કંઈક ભૂલ કરી હોય એમ લાગે છે આ રસ્તે જંગલો અને ડુંગરા સિવાય બીજું કંઈ જ આવતું નથી માર્ગ પણ પથરાળ છે રસ્તામાં ડગલે ને પગલે ઊંડા ઊંડા ખાડા આવે છે સારું છે કે થોડે થોડે અંતરે નવી નવી બેનપણીઓ આવીને ભેટે છે અને સાથ કરે છે એકલાં જવાનું હોત તો ભોગ જ મળત ને? પણ શું મારી આખી જીવનયાત્રા આવા વિકટ માર્ગમાં જ વીતશે? મેદાનોમાં ફરવાનું અને ખેતરોને ઉપયોગી થઈ પડવાનું મારા ભાગ્યમાં નિર્માયું જ નહિ હોય? પ્રયાણ કાળે પિતાજીને પૂછ્યું હોત તો તેઓ સારો પંથ બતાવત ઠીક, બન્યું તે ખરું, હવે કંઈ પૂછવા પાછું થોડું જ જવાય છે? જેવા વિધિના લેખ"

'આવા વિકટ પ્રદેશમાં ધીમે ધીમે કરતાં સવાસો માઈલ જેટલો માર્ગ કાપ્યો ત્યાં રસ્તાની આડે એક પહાડને ઊભેલો જોયો એટલે માર્ગની દિશા બદલવી પડી પશ્ચિમ દિશાને પડતી મૂકી દક્ષિણ દિશા પકડી સોએક માઈલ આગળ ચાલી એટલે મંડલા ગામ આવ્યું તે મને બહુ ગમ્યું તેની ત્રણ બાજુએ ફરીને તેને પૂરેપૂરું જોયું કિનારે બેઠેલા પંડ્યાઓ વાતો કરતા હતા, તે પરથી જાણ્યું કે સરસ્વતી અને મંડનમિશ્ર જે ગામમાં રહેતાં હતાં, તે જ આ ગામ જૂના સમયમાં તેનું નામ માહિષ્મતી હતું અને આજે તેને મંડલા કહે છે

'મંડલાના લોકોએ મારા દેહ પર હોડીઓ મૂકી અને તેઓ તેમાં બેસી આમતેમ ફરવા લાગ્યા એ જોઈ હું બહુ રાજી થઈ કેવળ પહાડી પ્રદેશમાં ભટકવું, અને આસપાસનાં દૃશ્યો જોવાં એમાં જીવનની સાર્થકતા શી? કોઈ પણ પ્રકારે જનસેવા

કરવી એ જીવનનો ઉદ્દેશ હોવો જોઈએ. અત્યાર સુધી તો એ બાબતમાં હું કંઇ જ કરી શકી નથી. પણ હવે એની શરૂઆત કરવી જોઈએ.

'મંડલા કે માહિષ્મતીની રજા લઇ મેં આગળ પ્રયાણ કર્યું. તેની સાથે માર્ગની દિશા પણ બદલાવી: દક્ષિણ દિશાને પડતી મૂકી ઉત્તર દિશા પકડી. ત્રણેક માઇલ ચાલી હોઇશ ત્યાં માર્ગમાં એટલા બધા ખડકો આવ્યા કે તેની અંદર હું ગૂંચવાઇ ગઇ. પાછળથી મને ખબર પડી કે સહસ્રબાહુ નામના રાજાએ અહીં મને પૂરી રાખવાની તજવીજ કરી છે. એટલે મેં મારા દેહનાં નાનાં નાનાં સેંકડો રૂપ બનાવ્યાં અને ત્યાંથી છલંગ મારી નાકી. લોકોએ એ ઠેકાણાનું નામ સહસ્રધારા પાડયું છે.

'ત્યાંથી વીશેક માઇલ ઉત્તર દિશામાં જ ચાલી, પણ માર્ગ તો એવો ને એવો જ પથરાળ હતો. છેલ્લે પાછી પશ્ચિમ દિશા પકડી. હવે હું વિંધ્યાના પ્રદેશથી લગભગ ૨૦૦ માઇલ દૂર પહોંચી હતી મારું શરીર પણ ઠીક ઠીક થઈ રહ્યું હતુ આગળ જતાં મારા માર્ગની બન્ને તરફ આરસના ચકચકતા ખડકોનો દેખાવ જોવા જેવો હતો તે જોવામાં એટલી બધી લીન થઈ ગઈ કે માર્ગનું ભાન રહ્યું નહિ તેથી ૪૦ ફૂટના ઊંડા ખાડામાં પટકાઈ પડી, શરીરના ફેદેફેદા થઈ ગયા, એટલું જ નહિ પણ એ ફોદાનાં ઝીણાં ઝીણાં કણો ચોતરફ ઊછળીને મારા શરીરે વાદળાના જેવું રૂપ ધારણ કર્યું આ શું મારું વિચિત્ર રૂપ ? મારું આવું વિચિત્ર રૂપ જોઇને લોકો તો આશ્ચર્યચકિત બની ગયા અને તેનું નામ ધુંવાધાર પાડયું. ખરેખર, એ નામ ઘણું જ બંધબેસતું છે. અહીં મારી ધારા ધુમાડાના જેવી જ દેખાય છે. કાળા ડિબાણ જેવા ખડક પરથી પછડાતો અને રૂપેરી વાદળાં સરખો દેખાતો મારો દેહ અતિશય સુંદર લાગે છે. તેનું આબેહુબ વર્ણન તો કવિ જ કરી શકે. એ સ્વર્ગીય દશ્ય જોવાની હું તમને ખાસ ભલામણ કરૂં છું.

'આ મનોહર સ્થાન જોઇને મનમાં એમ થઈ ગયું કે આગળ ન જતાં અહીં જ રહી જાઉં તો શું ખોટું છે ? ધુંવાધાર રૂપે શીર્ણવિશીર્ણ થઈ ગયેલી દેહલતાને સરખી કરી થોડુંક આગળ ચાલી તો માર્ગમાં એક મજાનો સંગેમરમરનો હોજ આવ્યો. બન્ને બાજુએ સો સો ફૂટ ઊંચા અને બે માઇલ જેટલા લાંબા સફેદ સંગેમરમરના ખડકો ઊભા હતા, જાણે એ મોટી આરસની દીવાલો જ હોય નહિ. તેની વચ્ચે જગા બહુ જ થોડી હતી. કોઈ જગાએ ૨૦ ફૂટ અને કોઈ જગાએ ૧૫ ફૂટ–જાણે બે માઇલની લાંબી સાંકડી સંગેમરમરની ખીણ. કુદરત એ કેવી મહાન શિલ્પી છે, તેનો સાચો ખ્યાલ અહીં આવ્યો. માનવ શિલ્પ કયાં અને કુદરતી શિલ્પ ક્યાં ? જગતની બીજી કોઈ નદીના માર્ગમાં આવી સુંદર ખીણ હશે કે કેમ એ એક શંકા છે. આવું મનોહર સ્થાન છોડવાનું કોઇને મન થાય ખરું ! પણ શું કરું ? પતિદેવને મળવા તલપાપડ હતી, એટલે કમને એ સ્વર્ગીય સ્થાનને છોડી આગળ પ્રયાણ કરવું પડયું.

'ધુંવાધાર અને સંગેમરમરની સાંકડી ખીણ : એ બંને સ્થળો જોવાને એક વખત જરૂર જજો. પૂર્ણિમાની અજવાળી રાતે જાઈશ તો વધારે મજા પડશે. ત્યાં તને એવો વિભ્રમ થશે કે આ સ્થળ પાર્થિવ છે કે સ્વર્ગીય ? કુદરતી સૌંદર્યનાં રસિયાં અનેક સ્ત્રીપુરુષો હોડીઓમાં બેસીને ચાંદની રાતે એ સાંકડી ખીણમાં ફરવાની મોજ લે છે.

'સંગેમરમરની સાંકડી ખીણની મજા મૂકી આગળ ચાલી. જીવનયાત્રાનો અર્ધોક પંથ કપાયો ત્યારે એક શહેરનાં દર્શન થયાં. તેનું નામ હુસંગાબાદ. તેને જોઈ આગળ વધી. રસ્તામાં કોઈ કોઈ સ્થાનો એવાં હતાં કે ત્યાં મારે મારા દેહના બે ભાગ પાડી નાખવા પડતા. એક ભાગને એક રસ્તેથી અને બીજા ભાગને બીજે રસ્તેથી ચાલવું પડતું. માઇલ બે માઇલ એ પ્રમાણે ભિન્ન ભિન્ન માર્ગે ચાલ્યા પછી બન્ને ભાગો પાછા ભેગા થઈ જતા. વચ્ચે જે પડતર પ્રદેશ રહેતો તેનો ટાપુ બનતો. મારા પ્રવાહમાં એવા કેટલાય ટાપુઓ છે. ભાવિક લોકોએ કોઈ કોઈ ટાપુ પર નાની નાની ધર્મપુરીઓ વસાવી છે.

'હુસંગાબાદથી આગળ વધ્યા પછી કલિંગ દેશને છોડી માલવ દેશમાં પ્રવેશ કર્યો. વળી પાછી ગાઢ ઝાડી આવી. તેમાં થોડુંક ચાલી હઈશ, ત્યાં માર્ગની બરાબર વચ્ચે જ એક ડુંગરો આવ્યો. હવે શું કરવું? થોડી વાર વિચાર કરીને દેહના બે ભાગ કર્યા : એક ભાગ ડુંગરાની ઉત્તર તરફથી અને બીજો દક્ષિણ તરફથી આગળ ચાલ્યો. દોઢેક માઈલ એ પ્રમાણે ચાલી ત્યાં ડુંગર પૂરો થઈ ગયો એટલે બન્ને ભાગને પાછા ભેગા કરી નાખ્યા.

'આ પ્રમાણે મારા દેહના મધ્યમાં જે ટાપુ–જે ડુંગર–આવી ગયો છે, તે માંધાતા કે ઓંકારેશ્વરને નામે ઓળખાય છે. જૂના વખતમાં માંધાતા નામનો એક મોટો રાજા થઈ ગયો. તે આ ટાપુ પર બેસીને તપ કરતો હતો, ત્યારથી આ ટાપુનું નામ માંધાતા પડ્યું છે. ભાવિક લોકો મારા તીરપ્રદેશ પાસે કોઈ ડુંગર કે ટેકરો આવેલો હોય તો તેને મંદિર વિનાનો ભાગ્યે જ રહેવા દે છે, ત્યારે આ ડુંગર તો મારા દેહની મધ્યમાં જ આવેલો છે, તેને મંદિરો વિનાનો ઉજ્જડ રહેવા દે ખરા? તેમણે માંધાતાના ડુંગર પર એકબે નહિ, પાંચદશ નહિ, પણ મંદિરોનું એક મોટું ઝુંડ ઊભું કરી તેને **શિવપુરી** એવું નામ આપેલું છે. તેમાં મુખ્ય મંદિર **ઓંકારેશ્વરનું** છે. હિંદમાં જે ૧૨ મોટાં જ્યોતિર્લિંગો છે તેમાંનું આ એક છે. તેની જાત્રા કરવાને હિંદના પ્રાંતેપ્રાંતમાંથી હજારો શૈવો દર વરસે અહીં આવે છે. તેમાંના કેટલાક વધુ શ્રદ્ધાળુઓ આ આખા ડુંગરને ઓંકારમય માને છે અને કોઈ કોઈ ધરમઘેલડાં બહુ જ સહેલાઈથી મુક્તિ મેળવી લેવા માટે ડુંગરાના પશ્ચિમ તરફના ઊંચી દીવાલ સરખા ભાગને મથાળેથી મારા દેહમાં પડતું મૂકી જળસમાધિ લે છે।

'માંધાતા પહાડ પર જેમ લોકોએ શિવપુરી ખડી કરી છે, તેમ મારા દક્ષિણ કિનારા પર વિષ્ણુપુરી અને બ્રહ્મપુરી ખડી કરી છે. એ બન્ને પુરીઓ પણ મંદિરોનાં ઝુંડ જ છે. હોડીમાં બેસી મારા પ્રવાહમાં ફરવાથી આ ત્રણે મુક્તિપુરીઓનો દેખાવ ભારે આકર્ષક લાગે છે. કાર્તિકી પૂનમ અને શિવરાત્રિ ઉપર અહીં લાખો માણસોનો મેળો ભરાય છે.

'ભાવિક લોકોએ મારાં તટ પરના પ્રત્યેક ઘાટને, પ્રત્યેક કુંડને, પ્રત્યેક સંગમને અને પ્રત્યેક મંદિરને તીર્થક્ષેત્ર બનાવ્યું છે, પણ એ બધાંમાં આ માંધાતા ટાપુ અને તે પરનું ઓંકારેશ્વરનું મંદિર એ શિરોમણિ છે. જો તને તીર્થસ્થાનો પ્રત્યે ભાવ અને શ્રદ્ધા હોય તો આ ત્રણે ધર્મપુરીઓનાં દર્શન એક વખત જરૂર કરજે.

'માંધાતાનો ટાપુ મૂકી આઠેક માઈલ આગળ ગઈ એટલી ખેડીઘાટ નામનું સ્થાન આવ્યું ' ત્યાં મારા દેહને ઓળંગવા માટે એક પૂલ બાંધવામાં આવ્યો છે. તેને બે માળ છે. ઉપલા માળ પર રેલવે છે અને નીચલા માળ પર માણસો તથા વાહનો ચાલે છે.

'ખેડીઘાટથી આગળ જતાં મહેશ્વરનગર આવ્યું. અહલ્યાબાઈ હોલ્કરનું નામ તો તેં સાંભળ્યું જ હશે. તેનું એ પાટનગર હતું. તેની સમાધિ પણ ત્યાં જ છે. જે ધર્મિષ્ઠ રાણીએ હિંદની પ્રત્યેક પવિત્ર નદીના તટ પર ઘાટો, મંદિરો અને ધર્મશાળાઓ બંધાવેલ છે, તે પોતાના પાટનગરના પાદરમાં થઈને વહી જતી મને કંઈ બાકી મૂકે ખરી? તેણે મારા આખા તટ પર પાર વગરનાં ઘાટો અને મંદિરો બંધાવ્યાં છે. દેવીસરખી એ રાણીની સમાધિ પર પવિત્ર જળ છાંટી હું ત્યાંથી આગળ વધું છું. કેટલેક દૂર ગયા બાદ મારી બે ધારાથી ધર્મપુરી નામનો ટાપુ બન્યો છે. પરોપકારની મૂર્તિ સમા ભગવાન દધીચિનું એ નિવાસસ્થાન હતું.

'ત્યાંથી આગળ ચાલતાં માળવાના મુસલમાન સુલતાનોનું પાટનગર માંડવગઢ આવ્યું. તેની ચડતીપડતીના રંગો આ આંખે જોયા છે અત્યારે તો તે ખંડિયેર સમું લાગે છે. તેને છોડી થોડુંક આગળ ચાલી એટલે ઘોર અરણ્ય આવ્યું. તેમાંથી થોડો માર્ગ કાપ્યો ત્યાં માલવ દેશ પૂરો થયો અને ગરવી ગુજરાત આવી. પણ પ્રદેશ તો પહાડો અને જંગલો-

વાળો જ હતો. પહાડોને અને જંગલોને જોઇને હું હવે છેક જ કંટાળી ગઈ હતી. મારી જીવનયાત્રાનો પોણો ભાગ પૂરો થવા આવ્યો હતો છતાં મારા નસીબમાં તો એના એ ડુંગરો અને એનાં એ વનો હતાં.

'ડુંગરા અને વનોમાંથી ચાલી જતી હતી, તેવામા નાનાં બાળકો માટે લપસણાં પાટિયાં હોય છે ને, તેને મળતો એક ખડક મારા માર્ગમાં આવ્યો. તેને જોઈને મને પણ લપસવાનું મન થયું. એ ખડક પરથી દડદડ કરતી ઝપાટાબંધ લપસી તો ખરી, પણ છેલ્લે દશેક ફૂટના ઊંડા ખાડામાં ગબડી પડી. લોકોએ મારા આ લપસણા પાટિયાનું નામ સુરપાણ પાડયું છે. ગુજરાતના સહેલાણીઓનું એ માનીતું સ્થળ છે.

'ત્યાંથી આગળ ચાલી તો માર્ગ ભારે વિકટ આવ્યો માર્ગમાં સર્વત્ર ખડક જ આવ્યા. એક સ્થળ તો એવું આવ્યુ કે બે ખડકની સાંકડી ખીણમાં મારે ગોંધાવું પડયું. ત્યાં મારે દેહને એટલો બધો સંકોરવો પડયો કે છલંગ મારીને હરણો પણ મને ટપી જવા લાગ્યાં. એ જોઈને એ ઠેકાણાનું નામ લોકોએ હરણફાળ પાડયું. હરણફાળ મૂકયા પછી કેટલેક અંતરે ગોરાઘાટ આવ્યો. હવે હું ઝાડી અને પહાડોમાંથી છૂટી. ગુજરાતનું સુંદર મેદાન આવ્યું.

'મારો દેહ ખૂબ પુષ્ટ બન્યો હતો. મનમાં વિચાર આવ્યો કે કલિંગનાં ખેતરોને પાણી આપી તૃપ્ત કરી શકી નથી. માળવાનાં ખેતરોને પણ તૃપ્ત કરી શકાયાં નથી. હવે ગુજરાતનાં ખેતરોને તો તૃપ્ત કરું. પણ એ મનોરથ મનમા જ રહ્યો આચારમાં મૂકી શકાયો નહિ. કયાંથી મૂકી શકાય? હું ગુજરાતના મેદાનમાંથી ચાલી જતી હતી, પણ મારા બન્ને તીર-પ્રદેશો સો સો ફૂટ જેટલા ઊંચા હતા. એટલી ઊંચાઈ ચડીને ખેતરોને કેવી રીતે પાણી પહોંચાડું? પ્રભુએ મને નીચાણ તરફ જનારી બનાવી છે, એટલે લાચાર બની નિસાસો મૂકયો. અને મનમાં બડબડી : અરે પ્રભુ! તેં મને આટલી બધી સમૃદ્ધ બનાવી છતાં એવી પરિસ્થિતિમાં કાં મૂકી કે મારી સમૃદ્ધિ કોઈને જરા જેટલી યે ઉપયોગી થઈ શકે નહિ!

'પણ હવે મારા દેહ પર હોડીઓનો અવરજવર વધવા લાગ્યો હતો. તે દ્વારા માણસો અને માલ બન્નેની આવજા થવા લાગી હતી. લોકો આટલો યે મારો ઉપયોગ કરે છે તે જોઈને હું રાજી થઈ.

'પતિદેવને મળવાની આતુરતા વધી હતી ખરી, છતાં ચાલ હવે પહેલાંના જેવી ઉતાવળી રહી ન હતી. હવે સ્વભાવમાં કંઈક ઠરેલપણું આવી ગયું હતું. એ ઉપકાર ગુર્જરભૂમિનો હતો. ગુજરાતની સમતલ ભૂમિમાં ધીમી ચાલે ચાલતી ચાલતી ચાણોદ કરનાળી આવી. ઘાટો પર ધર્મપુત્રો અને યાત્રીઓ શોરબકોર કરી રહ્યા હતા. તે સાંભળતી સાંભળતી થોડેક દૂર ગઈ ત્યાં મારા દેહે બે ભાગમાં ફંટાઇ એક નાનો સરખો ટાપુ બનાવ્યો ભાવિક જનોએ તેનો પણ ઉપયોગ કરી લીધો. ત્યાં અત્રીપત્ની અનસૂયાજીને તપ કરવા બેસારી દીધાં છે. સામે જ રક્તપિત્તીઆં માટે એક આશ્રમ છે. તે મૂકી થોડુંક આગળ વધી ત્યાં મારા દેહે બે ભાગમાં ફંટાઈને એક બીજો ટાપુ બનાવ્યો. તેને એક મહાન વૃક્ષે દેશપ્રસિદ્ધ બનાવ્યો છે. કબીર-વડવાળો એ ટાપુ. ગુજરાતમાં એક મારો જ નામેરી કવિ થઈ ગયો છે તેણે એ વડને ખૂબ પ્રસિદ્ધ કર્યો છે. કબીરવડની સામે જ શુકલતીર્થ છે.

'પતિદેવને મારા આવવાના ખબર મળ્યા હશે, તેમજ મારા મનની અધીરાઈ પણ તેમણે કલ્પી હશે તે પરથી તેઓ પોતે જ મને ભેટવા માટે સામા આવ્યા. રત્નાકરને ભેટતાં મારું શરીર પુલકિત બન્યું. પતિમીલનની અધિરાઈ શમતાં ચાલ છેક જ ધીમી થઈ ગઈ. ધીમે પગલે હું ભરૂચ પહોંચી.

'ભરૂચ છોડયા પછી ગતિ છેક ધીમી કરી નાખી. ટાપુ બનાવવાનું કામ તો હજી યે ચાલુ હતું. ભરૂચ છોડયા પછી નાનામોટા ચારેક ટાપુ બનાવ્યા. છેલ્લે વિમલેશ્વર ગામને પાદર પતિના દેહમાં સમાઈ ગઈ.

'બસ, મારી જીવનયાત્રા પૂરી થઈ. મારાથી લોકોની કંઈ જ સેવા થઈ શકી નથી, એ વાતનું

સ્મરણ થાય છે, ત્યારે મને બહુ જ ખેદ થાય છે. પણ પરિસ્થિતિની પ્રતિકૂળતાને દોષ દઈ હું સાંત્વન લઉં છું.'

એટલું કહી દેવી શાંત થયાં અને તુરત જ મગર સાથે જળમાં વિલીન થઈ ગયાં. સ્વપ્નસૃષ્ટિ પૂરી થતાં જ મારી આંખો ઊઘડી તો સામે નર્મદાના બે જોડાજોડ પૂલ જોયા. થોડી વારમાં હોડી ભરૂચને ઓવારે આવીને ઊભી રહી 'રેવા માતકી જે' 'જય નર્મદે' એવા એવા જયઘોષોની સાથે અમારો સંઘ ભરૂચ ઊતર્યો.

ભરૂચનાં મંદિરોમાં દર્શન કરવા નીકળ્યા. તેમાં એક નર્મદાજીનું મંદિર પણ હતું. તેમાં ગયા ત્યારે એક સંન્યાસી નર્મદાજીની આરતી ઉતારી રહ્યો હતો, તે મને બહુ ગમી:

जय जय नर्मद ईश्वरि मैकलसंजाते।
नीराजयामि नाशिततापत्रयजाते ॥ ध्रु०॥

*

नन्दन वन सम तीरे स्वादुसुधानीरे।
दर्शित भव परतीरे दमितांतक सारे ॥
सकल क्षेमा धारे वृतपारावारे।
रक्षा स्मानति घोरे मग्नान् संसारे ॥

પોપટલાલ અંબાણી

## મેઘરાજની પધરામણી

અસત્ય, હિંસા, છળ ને પ્રપંચ,
સ્વાર્થાન્ધતા-વન્હિ થકી પ્રતપ્ત
આ ઉર્વીનો દાહ મટાડવાને
સીંચી રહ્યો ઇંદુ મધુ સુધાને.
તપ્ત તો યે ઉર શીત ના થયું,
ધરા તણું, તેથીજ મેઘરાજનું
બુઝાવવા અંતર- દાહ પૃથ્વીના
વર્ષે વર્ષે થતું શું પધારવું?

'શશિન' ઓઝા

## હસાહસ

મોટા બચુઃ બા, તે રામને દશરથ રાજાએ રાજપાટ કેમ આપ્યાં ને લક્ષ્મણને નહિ?

બા : મૂર્ખા, રામ જ્યેષ્ઠ પુત્ર એટલે.

મોટા બચુ : બા, હું યે તમારો જ્યેષ્ઠ પુત્ર ખરો ને?

બા : હા, કેમ?

મોટા બચુ : તો હવેથી તું યે આ સતુ, સરુ કોઈ ને દૂધ ફળ એવું કંઈ ન આપતી; મને જ બધું આપી દેવું પડશે. સમજી? રા.

*

'છોકરાઓ, સમજ્યાને? બે ને બે હંમેશાં ચાર થાય; તેમાં કદી પણ ફેર પડે નહિ.'

'પણ, સાહેબ!' નાનો જયન્ત બોલી ઊઠયો, 'ક્યારેક ક્યારેક બે ને બેથી બાવીસ થાય છે ખરું.'

*

વર્ગમાં વ્યાકરણનો એક પાઠ શીખવતાં શિક્ષકે કહ્યું: 'જુઓ, જે વસ્તુનો તમે વિચાર કરી શકો પણ જેને તમે અડકી શકો નહિ તે વસ્તુને ભાવવાચક નામ તરીકે ઓળખાવાય. સમજ્યા કે?'

'હા,' અમુક છોકરાઓ એકી સાથે બોલી ઊઠયા.

'બોલ, જયન્ત! એવાં એક નામનું દૃષ્ટાંત આપ જોઈએ.'

'સાહેબ, લાલચોળ તપાવેલો લોઢાનો સળીઓ' ...પેલા વિદ્યાર્થીએ પૂરતી ગંભીરતાથી જવાબ આપ્યો.

*

ત્રિ. વિ. હેમાણી

મગનઃ-હવે, છાનોમાનો બેસની. નકર મફતનો એક તમાચો ખાઈશ.

ચમનઃ-ના. મારે મફતનો નથી ખાવો. કિંમત દઈને ખાવો છે.

સુમતિચંદ પોપટલાલ શાહ

# કીસ્યુક

જાપાનમાં કોયેટો નામનું એક બંદર છે. ત્યાંથી દેશનિકાલ થયેલા કેદીઓને દૂરદૂર એક ટાપુમાં લઈ જવામાં આવે છે. આ કેદીઓમાં ખૂનીઓ, મહાભયંકર લૂંટારાઓ, સરકારના નાશને માટે પ્રયત્ન કરનારાઓ વગેરે કેદીઓ હોય છે. કોયેટોથી કેદીઓને ઓસાકા બંદરે લાવવામાં આવે છે. અહીંયાં તેમને સગાંવહાલાં અને મિત્રોને મળવાની છૂટ આપે છે.

એક દિવસ વસંતઋતુની સાંજે ઓસાકા બંદર પર આનંદની હેલી જામી હતી ઘણા કેદીઓ નૃત્ય કરતા હતા, ઘણીવાર ખડખડાટ હસતા હતા. ઘણા પોતાની પત્ની અને બાળકોને ભેટતા હતા. ઘણા પોતાના મિત્રો સાથે છેલ્લી વારનું ખાણું લઈ રહ્યા હતા. ઘણા પોતાનાં માબાપ પાસે બેસી ભૂલોની ક્ષમા માગતા હતા. હવે તેમને સગાંવહાલાં અને મિત્રો ફરીથી મળવાનાં નહોતાં. હવે તેમને આ માતૃભૂમિને કાયમને માટે છોડી દેવાની હતી, અને જેલમાં કારમી મજૂરી કરવા જવાનું હતું. બસ, આ છેલ્લી વારનો આનંદ હતો.

પણ . . . એક માણસ શાંત ઊભો હતો. તેના મુખ પર આનંદ કે દિલગીરી જણાતાં નહોતાં તેને કોઇ મળવા આવ્યું નહોતું.

પાસે ઉભેલા વૉર્ડરને નવાઇ લાગી. "બધા જ આનંદ કરે છે અને આ શાંત કેમ ઊભો છે? શું એને કોઇ સગુંવહાલું નહિ હોય? વિચિત્ર, કેટલું વિચિત્ર! શું આણે ખૂન કર્યું હશે? હા, એણે એના નાના ભાઇનું ખૂન કર્યું છે!"

સોબી જાણતો હતો કે પોતે વૉર્ડર થયા પછી કેટલો ક્રૂર–નિર્દય થઈ ગયો છે. પોતાના પથ્થર જેવા હૃદય ઉપર કેદીઓને ચાબકાથી મારી નાખે ત્યાં સુધી પણ અસર થતી નહોતી. પણ . . . આના પ્રત્યે તેને પ્રેમ ઉત્પન્ન થયો. તે તેની પાસે ગયો. તેનો હાથ પકડી તેને પૂછ્યું, "કીસ્યુક, તું શો વિચાર કરે છે? તને આવા ભયંકર ટાપુ પર જવાનું ગમશે! કારમી મજૂરી કરવાની! હું ઘણા કેદીઓ લઈ જઉં છું. પણ, બધા જ અહીં છેલ્લી વારનો આનંદ કરે છે અને તું કેમ શાંત ઊભો છે? શું તને કોઇ મળવા નથી આવ્યું?"

' કેદી હસ્યો, "મને આવા ટાપુમાં જવાનું ઘણું જ ગમે છે. નવી ભૂમિ જોવાની મળશે. કેવું ભાગ્ય! અત્યાર સુધી મજૂરી કરી પેટ ભરતો આવ્યો છું, ત્યાં પણ મહેનત કરીશ અને ખાઈશ." આટલું કહી તે શાંત ઊભો રહ્યો.

વૉર્ડરને આ કેદી પોતાના કરતાં વધારે સુખી લાગ્યો. પોતે કેવી જિંદગી ગાળે છે તેનું તેને ભાન થયું. પોતે પરણેલો છે, પોતાને ચાર છોકરાં છે, અરે હજુ પોતાની દાદીમા પણ જીવે છે. પોતે સાત જણ છે. પૂરતું ખાવાનું અને કપડાં પણ મળતાં નથી. અને મહેનત કેવી કરવાની? દુષ્ટ કામ! કેદીઓને નિર્દય રીતે માર મારવાનો! તે બોલ્યો, "કીસ્યુક, તેં શું ખૂન કર્યું છે? ' શું તે ખરી વાત છે?!"

કેદી થોડીવાર વિચારમાં મગ્ન થઈ ગયો.

થોડીકવાર રહી તે બોલ્યો, "ખૂન! હા મેં ખૂન કર્યું છે. તે નવાઇ પમાડે એવું છે. સાંભળો:

". . . મારાં માબાપ મરી ગયા પછી હું અને મારો નાનો ભાઇ એકલા રહેતા હતા. અમારે બીજું કોઈ સગું નહોતું. અમે બન્ને ભાઇઓ અમારા બાપની માફક સખત મજૂરી કરતા હતા: દરરોજ મિલમાં જતા, સખત મહેનત કરતા, પણ પગાર ઘણો જ ઓછો મળતો. કોઇક વાર બન્નેય ટંક પૂરતું ખાવાનું મળતાં અમે અમારી જાતને ભાગ્યશાળી માનતાં. આવા તો કેટલાય દિવસો

ચાલ્યા ગયા. એક દિવસ મારા ભાઈને તાવ આવ્યો. હું ના કહેતો છતાં પણ તે નોકરી ઉપર આવતો. થોડા દિવસમાં તાવ સખત વધી પડયો. પછી હું એકલો નોકરી પર જવા લાગ્યો. પાછા આવતાં હું તેને માટે ખાવાનું લેતો આવતો. આ પ્રમાણે મને એકલાને મહેનત કરતો જોઈ તે કહેતો, 'ભાઈ, શું કામ તું મારે માટે આટલી બધી મહેનત કરે છે?' હું કહેતો, 'ભાઈ, કોઈ દિવસ મારો પણ વખત આવે.' આવી રીતે કેટલાક દિવસ પસાર થયા.

"એક દિવસ હું મિલમાંથી છૂટી ખાવાનું લઈ સીધો ઘેર આવ્યો. . . . ઘરમાં પેસતાંજ હું થથરી ગયો. મારા હાથમાંથી ખાવાનું પડી ગયું. મારા ભાઈની પથારી લોહીવાળી જોઈ મેં પૂછયું, 'ભાઈ, આ શું?'

"તે કશું જ બોલ્યો નહિ. તેણે માત્ર પડખું ફેરવ્યું. મેં તેના હાથ લોહીવાળા જોયા. તેની આંખમાં આંસુ આવ્યાં. તે બોલ્યો, 'ભાઈ ક્રીસ્યુક, મને માફ કર. હાશ, હવે હું શાંતિથી મરીશ ભાઈ. મને મહેનત કર્યા વિના જીવવું ગમતું નથી. ભાઈ, જલદી કર. આ છરી ખેંચી કાઢ, મારા જીવને જવાની જગ્યા આપ.'

'હેં! આ શું! ના, ના, હું ડોકટરને બોલાવું છું'

'ના, ડોકટરને નહિ. ભાઈ, હું જીવી શકીશ નહિ. જલદી કર ક્રીસ્યુક.'

"હું તો તેની સામે જોઈ રહ્યો. તેણે આંખો મીંચી. પાછો તે દુઃખથી બોલ્યો, 'ભાઈ, જલદી કર, જલદી કર, છેલ્લી ફરજ બજાવ, આ છરી ખેંચી કાઢ, તારા નાના ભાઈની ખાતર.'

"હું બોલી, 'સારું.' તેના મુખ ઉપર આનંદ દેખાયો.

"મને ચક્કર આવવા માંડયા. થરથરતે હાથે મેં છરી ખેંચી કાઢી. એક લોહીની પિચકારી ઊડી, સાથે પ્રાણ ઊડી ગયા. પાછળ બારણું ઊઘડયું: એક ડોશીએ પ્રવેશ કર્યો. આ ડોશી મારી ગેરહાજરીમાં મારા ભાઈની સારવાર કરતી હતી. તે બોલી, 'દુષ્ટ, આ શું કર્યું? ખૂન? તે દોડી. પોલીસ પાસે ગઈ. હું પકડાયો. મેં છરી મારા ભાઈ પાસે મૂકી દીધી. તેના નિષ્પ્રાણ શરીર પર છેલ્લી નજર નાંખી.

"થોડા દિવસ પછી મારો કેસ ચાલ્યો. હું ખૂની ઠર્યો. મને દેશનિકાલની સજા થઈ."

સોનીનું હૃદય પીગળી ગયું. તેની આંખમાં આંસુ આવ્યાં.

અંધકાર વધતો જતો હતો. ઘંટ વાગ્યો.

કેદીઓને વહાણમાં લઈ જવામાં આવ્યા. બધે જ રડવાનો અવાજ સંભળાયો. વહાણ ઊપડયું. જોતજોતામાં દૂર દૂર અંધકારમાં અદૃશ્ય થઈ ગયું.*

જયંત શંકરલાલ ભટ્ટ

* 'Asia' માં આવેલી એક વાર્તાને આધારે.

## ખાંભી

[ મન્દાક્રાન્તા ]

ખાંભી ઊભી વિજન વનમાં ખાખરાની સમીપે
આછી છાયા સતત તપતી ગ્રીષ્મ મધ્યાહ્ન તાપે
સિંદૂરે એ હસિત વદને ચાંદની તેજ ઢાળે
સંગ્રામે કો નવ યુવકનું મર્દ-મૃત્યુ જગાડે.

મગનલાલ દલીચંદ દેશાઈ

# ટપાલની ટિકિટોના સંગ્રહનો શોખ

## [ કેટલાક છુટાછવાયા વિચારો ]

ટપાલની ટિકિટોના સંગ્રહના શોખને અંગ્રેજીમાં 'ફિલેટલિ' (Philatey) શબ્દથી ઓળખાવવામાં આવે છે. આપણી ગરવી ગુજરાતી ભાષાનો વિકાસ હજુ એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યો નથી કે એ અંગ્રેજી શબ્દની માફક એક જ શબ્દના પ્રયોગદ્વારા ટપાલની ટિકિટોને સંઘરવાના શોખની ભાવનાને સમજાવી શકાય. આમ થવાનું કારણ તો એ જ ભાસે છે કે ગુજરાતમાં હજુ એ શોખ જોઈએ તેટલો પ્રચલિત થયો નથી એટલે જે ભાવનાનો પરિચય જ ઓછો હોય તેને માટેનો ખાસ શબ્દપ્રયોગ ન યોજાય એ પણ તદન સ્વાભાવિક છે. તેથી જ્યાં સુધી એને માટે એવો કોઈ યોગ્ય શબ્દ રૂઢ થાય નહિ ત્યાં સુધી ઉપર મુજબ સમજાવ્યે જ છૂટકો છે. એ શોખ અત્યંત આનંદકારી, લાભપ્રદ તેમજ ફળદાયી તથા રસદાયી છે એમ અનુભવીઓનું કહેવું છે.

જગતમાં એવા કેટલા યે શોખ હોય છે કે એ શોખ માટેની આફરીનના કુમારજીવન વટાવ્યા પછી ઘણેખરે અંશે તો ઓસરી જાય છે; પરંતુ બીજી બાજુએ ટપાલની ટિકિટોના સંગ્રહનો શોખ તો ઉંમર વધતાં વળી અનેરો આનંદ આપનારો થઈ પડે છે. પરિણામે આજે આલમભરમાં એ ટિકિટોનો સંગ્રહ કરનારાઓની સંખ્યા હજારોની કહેવાય છે, પરંતુ ખરેખરા 'ટિકિટ-સંગ્રાહકો' (Philatelists) તો યૌવનને વટાવીને ઘડપણને આંગણે ઉભેલા મનુષ્યો છે એ નોંધવા જેવું છે.

* * *

સૌથી પહેલો પ્રશ્ન એ ઉદ્ભવે છે: 'એ ટપાલની ટિકિટનો ઉદ્ભવ ક્યારે થયો અને એ વિશિષ્ટ પ્રકારની પ્રેરણા પહેલ પ્રથમ કોને ઉદ્ભવી?' એ પ્રશ્નનો જવાબ ધારીએ તેટલો સહેલો નથી. અલબત્ત, સિક્કાઓની માફક એ ટિકિટોની શોધ સૈકાઓ પહેલાં થઈ નહોતી એ સાચું છે. બીજી એ વાત પણ સ્પષ્ટ જ છે કે પત્રોને અમુક નક્કી કરેલાં સ્થળોએ પહોંચાડવાની જહેમતનાં મહેનતાણાં તરીકે લેવાતી રકમની પહોંચ રૂપે જ એ ટપાલની ટિકિટોનું અસ્તિત્વ છે.

એવું કહેવાય છે કે જુદા જુદા દેશોમાં પત્રો પહોંચાડવાનું કાર્ય ભિન્ન ભિન્ન રીતે કરવામાં આવતું. ઇંગ્લેંડમાં 'પેની બ્લેક' નામની ટિકિટ પહેલ પ્રથમ ઈ. સ. ૧૮૪૦માં પ્રચલિત થવા પામી હતી. ટિકિટનાં આલેખનની સંયોજના માટે સૌથી પહેલી પ્રેરણા સર રોવેલેન્ડ હિલ નામના અંગ્રેજને થઈ હતી. તે પહેલાં સમસ્ત ગ્રેટબ્રિટનમાં એ માટે એવી પદ્ધતિ પ્રચલિત હતી કે પત્ર લખનારે નહિ, પરંતુ જેના પર પત્ર લખાયો હોય તેણે જ એ પત્ર લાવવાનું સઘળું ખર્ચ આપવું પડતું. એ રીતે નાની નાની રકમો ભિન્ન ભિન્ન મનુષ્યો પાસેથી વસૂલ લેવાનું તથા તેનો હિસાબ રાખવાનું કાર્ય પૂરતી રીતે અગવડભર્યું માલૂમ પડયું હતું; પરંતુ વર્તમાન યુગની ટિકિટોની પદ્ધતિ દાખલ થવાથી એ બધી મુશ્કેલી દૂર થવા પામી છે, કારણકે એ પત્રને અમુક નિશ્ચિત સ્થળે પહોંચાડવા માટેનું ટપાલખર્ચ ટિકિટના રૂપમાં અગાઉથી પૈસા લઈને વસૂલ કરવામાં આવ્યું હોય છે.

* * *

ફ્રાંસમાં વળી જુદા જ પ્રકારની પદ્ધતિ યોજવામાં આવી હતી. પત્રોને તેની ઉપર લખેલાં સરનામે પહોંચાડવા માટે ત્યાં માત્ર અર્ધા પેન્સનું ખર્ચ થતું. અર્ધો આનો આપીને અગાઉથી 'ટિકિટો' (Tickets-સ્ટેમ્પસ નહિ) ખરીદવામાં આવતી અને એ મોટા કદની 'ટિકિટો' પરબીડિયાં સાથે દોરા વડે જોડી દેવામાં આવતી. આ રીત બિલકુલ

સગવડભરી ગણાતી નહિ એટલે ઇંગ્લાંડમાં રોવલેન્ડ હિલે 'સ્ટેમ્પ'ની યોજના શરૂ કરાવી. તે પછી નવ વર્ષે એટલે ઈ. સ. ૧૮૪૯ થી ફ્રાંસે પણ ઇંગ્લાંડનું એ બાબતમાં અનુકરણ કરવા માંડ્યું. જર્મનીએ પણ એ પ્રથાને એ વર્ષે અપનાવી હતી. અમેરિકાનાં 'યુનાઇટેડ સ્ટેટ્સે' (સંયુક્ત સંસ્થાનોએ) ઈ. સ. ૧૮૪૭માં ટપાલની ટિકિટનો વપરાશ શરૂ કર્યો હતો. કહેવાય છે કે આજે મેસોપોટેમિયા સિવાય, પોતાની ટપાલની ટિકિટનો વપરાશ ન હોય અને પોતીકું ટપાલખાતું ન હોય એવો એક પણ દેશ કે પ્રદેશ દુનિયાભરમાં નથી.

* * *

જગતભરની પ્રજાઓમાં સૌથી વિશેષ વિખ્યાત ટિકિટ-સંગ્રાહક તરીકે મર્હુમ શહેનશાહ પંચમ જ્યોર્જનું નામ મશહુર છે. એમની પાસેનો ટિકિટ-સંગ્રહ આજે હજારો પાઉંડની કિંમતનો અંકાય છે. એ સંગ્રહમાંની કોઈ ટિકિટને વેચવા જતાં, એકેકના આજે હજારો પાઉંડ ઊપજે એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. કારણ જાણો છો? એવી ટિકિટો આજે વિરલ બની છે અને ખૂબ પ્રવાસ કરવા છતાં તેમજ મોંમાગી કિંમત આપવા છતાં પણ ક્યાંયથી મળતી નથી. ટિકિટોમાં 'બ્લ્યુ મૉરિશ્યસ'નો ઉલ્લેખ થાય છે. એવું કહેવાય છે કે એ ટિકિટોનું મૂલ્ય, તેમનાં વજનથી અનેક ગણાં સોના જેટલું ગણાય છે. કારણ સ્પષ્ટ જ છે. એવી ટિકિટો ઘણી ઓછી સંખ્યામાં પ્રગટી હતી અને તેમાંની મોટા ભાગની તો નાશ પામી હોય એટલે આજે એ ટિકિટો બહુ જૂજ સંખ્યામાં સંગ્રહાયેલા સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતી હોય છે. એ બાબતમાં મિ. જોન ડી. લેડીએ એક વખતે જાહેર કર્યું હતું તે જાણવા જેવું છે: 'સૌથી વધારે મૂલ્યવાન તેમજ ઉપયોગી ટિકિટ તો મૉરિશ્યસની અઢી પેન્સની ટિકિટ છે. એ પહેલ પ્રથમ ઈ. સ. ૧૮૪૭માં પ્રગટી હતી. એ ટિકિટની કોઈ ચોક્સ પ્રકારની કિંમત આંકવી એ ઘણું જ મુશ્કેલ કાર્ય છે. વીસેક વર્ષ પહેલાં એમાંની પ્રત્યેક ટિકિટનું મૂલ્ય પંદર સોથી બે હજાર પાઉંડ સુધીનું અંકાતું હતું. પરંતુ ચારેક દાયકા પહેલાં એ ટિકિટો વીસ પાઉંડની કિંમતે એકના હિસાબે પુષ્કળ પ્રમાણમાં ખપી ગઈ હતી અને એ સમયે એ મૂલ્ય અતિઘણું મનાયું હતું. તાત્પર્ય એટલું જ કે વિરલ બન્યા પછી ટિકિટનું મૂલ્ય કેવી રીતે અને કેટલી હદ સુધી વધવા પામે છે એ જ મુખ્ય મુદ્દો છે.

૧૮૪૭ની બ્લ્યુ મૉરિશ્યસની એક ટિકિટનું લીલામ સને ૧૯૦૪માં કરવામાં આવ્યું હતું. ટિકિટ-સંગ્રહની દૃષ્ટિએ એ ટિકિટને ભાગ્યે જ સંપૂર્ણ કહી શકાય: એ વણવપરાયેલી હતી; વળી તેમાં બીજી ખામી એ હતી કે તેની ઉપરનો ગુંદર દૂર થઈ ગયો હતો. આમ હોવા છતાં પણ, વિરલ હોવાને કારણે, એ ટિકિટનો ગ્રાહક મળી આવ્યો હતો અને પાઉંડ ૧૪૫૦ જેટલું રોકડ નાણું આપીને સદ્ગત સમ્રાટ પંચમ જ્યોર્જે એ ટિકિટ ખરીદી હતી.

* * *

ટપાલની ટિકિટ એટલે વર્તમાનયુગનો એક અનોખો ચમત્કાર. આ અતિશયોક્તિ નથી, સાચી હકીકત છે. એ ટપાલની ટિકિટ તો સાગરપાર સંદેશો પહોંચાડનાર દૂતની ગરજ સારે છે. એ ટિકિટ તો વિવિધ રાષ્ટ્રના સંસ્કારની પ્રતિમૂર્તિ સમી છે. સિપ્રાઓની પેઠે એનો ફેલાવો મર્યાદિત નથી. એ ટિકિટ પોતે હજારો માઈલનું અંતર વીંધીને પરબીડિયામાં બંધ રાખેલા સંદેશાઓ પહોંચાડવાનું કાર્ય ફત્તેહમંદ રીતે કરે છે, અને તેનાં ઉદ્ભવસ્થાનનાં સંસ્કારને વ્યક્ત કરતાં નાનકડાં ચિત્ર સાથે સાત સાત સાગરને પેલે પાર જઈ પહોંચે છે. આ કાંઈ જેવી તેવી અદ્ભુતતા ન કહેવાય.

* * *

ટિકિટનો સંગ્રહ કરવાની શરૂઆત કરનાર જેમ જેમ એ શોખની પાછળ લાગે છે તેમ તેમ તેને જગતના વિવિધ બનાવોમાં રસ પડવા માંડે છે. ઇતિહાસ અને ભૂગોળની કેટલી યે અવનવી વાતો

જાણવાની તેમજ સમજવાની તેને લગની લાગે છે. જે દેશની ટિકિટ તે મેળવે છે એ દેશ વિશે કંઇક વાંચવા તે ઇચ્છે છે, એ ટિકિટનું વિશિષ્ટ પ્રકારનું 'આલેખન' (ડીઝાઈન) તેનું ધ્યાન ખેંચે છે એટલે કલાને જોવાની દષ્ટિ કંઇક અંશે કેળવવાની શરૂઆત થાય છે. એ દેશના સિક્કાઓ વિશે પણ જાણવાનું મન થાય ખરું; ટિકિટ પર મુદ્રાંકિત થયેલાં ચિત્રો, નકશાઓ, બાગ ઇત્યાદિ વિશે એક પ્રકારની જિજ્ઞાસાવૃત્તિ તેનામાં જાગે છે. પરિણામે એ ટિકિટ-સંગ્રાહક પોતે ઇતિહાસ, ભૂગોળ, કુદરતી સૃષ્ટિસૌંદર્ય, કલાદષ્ટિ, ઇત્યાદિ માટે શોખીન થવાનો સંભવ રહે છે.

*　　　*　　　*

ટિકીટ-સંગ્રાહક બનવા ઇચ્છનારે ઘણી બાબતો જાણવી-સમજવી ઘટે છે. કોઈ કોઈ વખતે અમુક દેશની ટિકિટોના સમગ્ર જથ્થામાં મુદ્રાંકિત થતી વખતે કંઇક ડાઘ રહી જવા પામ્યો હોય છે અથવા તો મુદ્રણમાં રંગની અમુક પ્રકારની ખોટી ઝાંખ રહી જવા પામી હોય છે એવી ટિકિટોનાં પુનર્મુદ્રણ વખતે એ ભૂલને સુધારવામાં આવે છે. પરિણામ એ આવે છે કે એ રીતે ઝાંખવાળી અથવા તો ડાઘવાળી ટિકિટો કિંમતી ગણાવા લાગે છે અને વખતના વહેવા સાથે તેનાં મૂલ્યમાં અનેકગણો વધારો થતો રહે છે. કારણ જાણવા જેવું છે: એ રીતે ડાઘવાળી અગર તો ઝાંખવાળી ટિકિટોની મોટી સંખ્યા તો વપરાશ દ્વારા નાશ પામે છે અગર તો ગુમ થાય છે અને એમાંની ઘણી-જ થોડી ટિકિટો સંગ્રહાય છે. એ ઓછી સંખ્યામાં સંગ્રહાવાથી ટિકિટો માટેની માગણી વધે છે તેમ તેમ તેનું મૂલ્ય વધતું જાય છે.

કોઈ વખતે એવી ટિકિટો પણ મળી આવે છે કે જેની ઉપર તેની અસલ કિંમત છપાયેલી હોય છે, પરંતુ પાછળથી ઠરાવેલી બીજી કિંમતનો આંક એ ટિકિટ પર છાપવામાં આવ્યો હોય છે. ઘણી યે વાર આવી ટિકિટોનું મૂલ્ય પૂરેપુરું ઉપજે છે. એવી ટિકિટના દૃષ્ટાંત માટે બહુ દૂર જવાની જરૂર નથી. આ વીસમી સદીના અરુણોદય સમયે સમાપ્ત થયેલા બોઅર વિગ્રહ પહેલાં દક્ષિણ આફ્રિકામાં અમુક પ્રકારની ટિકિટ પ્રચલિત હતી, પરંતુ જ્યારે એ લડાઈમાં અંગ્રેજોની જીત થઈ ત્યારે તેમણે એ સઘળી ટિકિટો હસ્તગત કરી લીધી અને તેની મુદ્રા પર V. R. I. (વિક્ટોરિયા-રાણી તેમજ સામ્રાજ્ઞી) તથા કિંમત તરીકે અર્ધો પેની, પેની વગેરે અક્ષરો છાપવાની વ્યવસ્થા કરી હતી. આપણા ભારતવર્ષમાં પણ દેટલેક દરજ્જે પહેલાં એવી રીતે પાછળથી કિંમતમાં ફેરફાર કરનારા આંક સહિતની ટિકિટો અમુક વખત સુધી પ્રચલિત થઈ હતી. આજે એવી ટિકિટો પૂરતી રીતે મૂલ્યવાન ગણાય છે.

*　　　*　　　*

ટિકિટ સંગ્રહનું કાર્ય અલબત્ત ખરચાળ છે, કારણકે વિરલ બનેલી કોઈ કોઈ ટિકિટની ખરીદી કરવા માટે હજારો રૂપિયાની રકમ પણ ખર્ચવી પડે છે. પરંતુ એ બાબતમાં એક અનુભવી ટિકિટ સંગ્રાહક જણાવે છે તે ધ્યાન પર લેવા જેવું છે. તે કહે છે કે 'વિરલ બનેલી ટિકિટોનો કાળજીપૂર્વક સંઘરો કરનારો મનુષ્ય કોઈ લાભદાયી ધંધામાં જ પોતાની મૂડી રોકે છે એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કશું નથી.' આ વાત તદ્દન હસી કાઢવા જેવી નથી. આ રહ્યું તેનું કારણ: બર્મિંગહામના રહીશ વિલિયમ એવરી નામના ગૃહસ્થના ટિકિટ-સંગ્રહમાં એક પેન્સની તથા બે પેન્સની 'મોરિશસ સ્ટેમ્પસ' હતી. એ સંગ્રહનું વેચાણ ૨૪૫૦૦૦ પાઉંડમાં થયું હતું. ભૂતકાળમાં વેચાવા પામેલા એવા બીજા ટિકિટસંગ્રહોની વેચાણ કિંમત પણ જાણવા જેવી છે:

| | |
|---|---|
| આયરે સંગ્રહ | ૪૫૦૦૦ પાઉંડ |
| ગૅન સંગ્રહ | ૩૦૦૦૦ પાઉંડ |
| પૅાલ સંગ્રહ | ૧૧૪૦૦ પાઉંડ |
| થોમસન સંગ્રહ | ૭૦૦૦ પાઉંડ |

*　　　*　　　*

ટિકિટોનાં કદ પણ અનેક પ્રકારનાં હોય છે. વિક્ટોરિયા અને ઑસ્ટ્રેલિયા જેવાં સંસ્થાનોએ નાનાં કદની રૂપકડી ટિકિટો પ્રગટાવી હતી. એવી જ

[ અનુસંધાન જુઓ પાનું ૧૧૬

# વીર ઑંગ

૧૯૩૭ના ઑગસ્ટનો એક દિવસ હતો ઉષાના આછા અજવાળા આક્રમણકારી જાપાનની ટુકડીઓ ઉપર પડવા લાગ્યા હતા કોઈ કોઈ વખત મશીનગન કે રાઈફલના ર્ર્‌-ર્ર્‌-ર્ર્‌ અવાજ સવારના શાંત અને સુંદર વાતાવરણને બગાડતા હતા

પણ થોડો વખત પછી સૂર્યનારાયણ દેખાયા અને તેમના સોનેરી કિરણો ચાપેઇ (Chapeic) શહેર ઉપર ઊતર્યાં આખા યે શહેરમા નૂતન જીવન આવી ગયુ

નોર્થ સેઝેકચુન રોડની થોડીક પશ્ચિમે અને કુકોંગ રોડ ઉપર જાપાનની મશીનગન મગણના દૂનો ફેકી રહી હતી ૭૮ કલાકથી પણ વધારે સમયથી આ મશીનગન ચાપેઈના ચીના રક્ષકોને રાક્ષસ સમાન નિવડી હતી અત્યારસુધી તેણે અનેક ચીના રક્ષકોનો ભોગ લીધો હતો અને અનેકને ઘાયલ કર્યા હતા વારવાર ચીનના બહાદુર સૈનિકોએ પણ તે મશીનગનના હુમલાને ખાળવા પ્રયત્નો કર્યા હતા પણ જે સૈનિકો જતા તે પાછા આવતા જ નહિ

પાસેના એક મકાનમા ઑંગ લી ચુ Ong Lee chu નામનો સૈનિક રહેતો હતો આ ઑંગે પોતાના અનેક શ્રેષ્ઠ મિત્રોને જાપાનની મશીનગનનો કબજો કરવા જતા અને નાહકના તેના ભોગ થઈ જતા કલાકોથી દેખ્યા હતા આ ફોગટ પ્રયત્નનો અંત આણવાનો ઑંગે વિચાર કર્યો

પોતાના ઉપરી અમલદારોને જણાવ્યા વગર તેમજ તેમની પરવાનગી લીધા વગર ઑંગ એક હાથમા રાઈફલ અને બીજા હાથમા બે ગોળા (grenades) લઈને છાનામાનો સાવચેતીપૂર્વક પોતાના મકાનમાથી બહાર નીકળ્યો ઑંગને આવતો દેખીને જાપાનના રક્ષકોએ તેની સામે ગોળીઓ છોડવા માડી આ ગોળીઓથી પોતાનુ રક્ષણ કરવાના આશયથી ઑંગે એ મકાનનું રક્ષણ લીધુ અને થોડોક સમય સહીસલામત રહ્યો.

પણ પછીથી સમયસૂચકતા વાપરીને તે આગળ વધવા લાગ્યો તે એકદમ જાપાનીઓની મશીનગન તરફ ન ગયો પણ ધીમેધીમે એક ફૂટ અગર વધુનુ અંતર માપીને ત્યાસુધી પહોંચ્યો

એક કલાક વીતી ગયો બીજો પણ પસાર થઈ ગયો એ દરમિયાન ઑંગ મશીનગનવાળી જગાની તદ્દન પાછળ આવી પહોંચ્યો પણ હવે જ ખૂન કરોડીની પળ આવી પહોંચી તેણે પોતાની રાઈફલ ફેકી દીધી અને ફક્ત બેયોનેટ અને બે ગોળા લઈ પેટ ઉપર ચાલતો તે આગળ વધ્યો અંતર ઘટતો ગયો ને મશીનગનવાળી જગાથી વીસ વાર પહેલા અને છેવટે દસ વારને અંતરે આવી પહોંચ્યો પણ આમ આગળ વધતા અને આવતા ઑંગને હજુ કોઈએ જોયો નહોતો

તરત જ તે ઊઠયો અને આગળ વધીને તેણે એક ગોળો ફેકયો એકદમ કાન ફોડી નાખે તેવો ધડાકો થયો એના જ જેવો બીજો ધડાકો જ્યારે ઑંગે બીજો ગોળો ફેકયો ત્યારે થયો

હવે ઑંગને સારુ ફક્ત બે જ રસ્તા ખુલ્લા હતા કયા તો પોતે નક્કી કરેલા કાર્યને પૂર્ણ કર્યુ છે એ વિચારથી સતોષ માનીને પાછા ફરવાનો, અગર મશીનગનવાળી જગા ઉપર જઈને તેના ફોડનારાઓ વગેરે કેટલાનો અંત આવ્યો છે તેની તપાસ કરવાનો ઑંગે બીજો રસ્તો પસદ કર્યો તેની પાસે હવે ફક્ત એક બેયોનેટ જ હતી

જેવો ઑંગે જે જગા ઉપર જાપાનના સિપાઈઓનો પડાવ હતો તે જગા ઉપર પ્રવેશ કર્યો કે એક સિપાઈએ ગોળીઓ છોડવા માડી ઑંગ આ ગોળીથી એક હાથે ઘવાયો પણ પેલો જાપાનનો

સિપાઈ તેને વિંધી નાંખે તે પહેલાં તે તેની તરફ ધસ્યો અને તેને ઘેરી વળીને પોતાની બેયોનેટથી ફરી વળ્યો. બન્ને વચ્ચે ટૂંક સમય લડાઈ ચાલી. પણ તેમાં આખરે ઍાગ જીત્યો.

ઍાગ જ્યારે મશીનગનવાળી જગ્યાએ પહોંચ્યો ત્યારે તેણે ચૂરા થઈ ગયેલી બે મશીનગનો, પાંચ મરી ગયેલા અગર તરફડિયાં મારતા સૈનિકોને જોયા. જો કે તે પોતે સખત ઘવાયો હતો તે છતાં યે આટલા માણસોને તરફડતાં દેખીને તેને પોતાની ફરજ બજાવી છે એવો સંતોષ થયો.

ગોળો ફૂટવાના અવાજથી જ જાપાનીઓએ મારો શરૂ કર્યો હતો. ઍાગ મશીનગનવાળી જગો ઉપર ઝૂક્યો અને તરસ્યો રાત લગી રહ્યો. રાત્રે તે ચૂપકીથી સહીસલામતીથી પોતાને મથકે પાછો ફર્યો અને પોતાના મિત્રોને મળ્યો.

ત્યારપછી કેટલોક સમય પસાર થયો. સાંગાહીની લશ્કરી હોસ્પિટલમાં એક માણસ એક ખાટલા ઉપર અંધારામાં ફાંફાં મારતો પડ્યો છે. આ માણસ બીજો કોઈ નહિ પણ પેલો વીર ઍાગ છે. તે લડાઈમા આંધળો બની ગયો છે અને આજે તદન નિરાધાર અને નકામા માણસ તરીકે ખાટલામાં પડ્યો પડ્યો તરફડિયાં મારી રહ્યો છે.

જાપાનીઓ સામેના તેના બહાદુર કાર્યને પૂરા દસ દિવસ પણ નહિ થયા હોય ત્યાં તો જે ગોળાનો ઉપયોગ તેણે કૃતેહમંદ રીતે કર્યો હતો તેનો જ ભોગ તે થઈ પડ્યો.

ડૉક્ટરોએ તેને તપાસ્યો અને અભિપ્રાય આપ્યો કે તેની આંખો હવે કદી સારી નહિ થાય.*

કૃષ્ણલાલ ત્રિ. દેસાઈ

* 'ચાઈનાસ અનસંગ હીરોઝ' ના આધારે.

[ અનુસંધાન જુઓ પાનું ૧૧૪
ટિકિટો મહુંમ સામ્રાજ્ઞી વિક્ટોરિયાનાં રાજ્યઅમલ દરમિયાન પણ પ્રગટી હતી. દક્ષિણ આફ્રિકામાંનાં "કેપ ઑફ ગૂડ હોપ" નામના સંસ્થાને એક વખતે ત્રિકોણાકાર ટિકિટ પ્રગટાવવાનો અદ્ભુત પ્રયોગ સફળ રીતે કર્યો હતો. દક્ષિણ અમેરિકામાં આવેલાં પારાગ્વે નામનાં રાષ્ટ્રે પ્રગટાવેલી ટિકિટોનાં કદ વળી ઘણાં મોટાં હોય છે.

* * *

વર્તમાનયુગમાં પ્રગટતી સઘળી ટિકિટો બારીકાઈથી તપાસવામાં આવે તો સ્પષ્ટ રીતે જોઈ શકાય કે આજે પ્રગટતી લગભગ સઘળી ટિકિટો સાદી રીતે મુદ્રાંકિત થયેલી હોય છે. આજનો યુગ એટલે જ ઉતાવળ તેમજ ધમાલનો યુગ. આજે તો સૌ કોઈ ઉતાવળને જ કેમ જાણે વર્યું હોય એવું દેખાય છે. એવા જમાનામાં ટિકિટ જેવી રોજના ઉપયોગની વસ્તુઓ માટે કલાત્મક દૃષ્ટિએ વિચારવાની કોને પરવા તેમજ ફુરસદ હોય!

પરંતુ ગયા સૈકામાં પહેલ પ્રથમ પ્રચારમાં આવેલી સઘળી ટિકિટો કાં તો ઉપસાવેલી ( embossed ) રીતે અગર તો નકશી પાડીને ( engraved ) મુદ્રાંકિત કરવામાં આવતી હતી. કલાત્મક દૃષ્ટિએ એ ટિકિટોની યોજના અત્યંત રસપ્રદ ગણાય. એવી રીતે પ્રખ્યાતી પામેલી ટિકિટોમાં મુખ્ય તરીકે નોવા સ્કોશિયાની અસલી ટિકિટોની ગણના થાય છે. તે ઉપરાંત ઇંગ્લાંડની જૂની ૭ પેન્સની, દશ પેન્સની તેમજ એક શિલિંગની કિંમતની ટિકિટો પણ પ્રત્યેક સંગ્રહમાં સાચવવા જેવી ગણાય છે; કારણકે એ બધીનું મુદ્રાંકન ઉપસાવીને ( emboss ) કરેલું હતું.

સંપાદિત] ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# પિતાના ધનનો ધણી કયો દિકરો ?

**સલાદીને** વિજયયાત્રામાં ને દાનસત્રમાં પોતાનો આખો ખજાનો વાપરી નાખ્યો, એટલે એને પૈસા ઊછીના લેવાનો પ્રસંગ ઊભો થયો, અને એણે સિકન્દરિયાના એક યહૂદી સાહુકાર મેલ્ચિઝદકને બોલાવવાનો વિચાર કર્યો. પણ મેલ્ચિઝદક ભારે લોભિયો હતો તથા સ્વેચ્છાએ ધન કાઢે એમ નહોતો, અને બળ કરીને પૈસા કઢાવવાનું સલાદીનને મન નહોતું. તો પછી કરવું કેમ?

અન્તે સલાદીનને એક યુક્તિ સૂઝી. એણે મેલ્ચિઝદકને તેડાવીને માનપૂર્વક બેસાડ્યો અને કહ્યું: "જુઓ, ભાઈ, બહુ માણસ આગળથી મારા જાણવામાં આવ્યું છે કે તમે બહુ વિદ્વાન તથા ધર્મશાસ્ત્રના જાણકાર છો; એટલે હું તમને પૂછું છું કે યહૂદી, મુસલમાની તથા ખ્રિસ્તી આ ત્રણ ધર્મમાંથી તમે કયા ધર્મને સાચો ગણો છો?"

મેલ્ચિઝદક સાચે જ વિદ્વાન તથા બુદ્ધિમાન હતો. એણે જોયું કે સલાદીન પોતાને શબ્દજાળમાં ફસાવવાનો પ્રયત્ન કરે છે, અને ત્રણમાંથી એકે ધર્મને પોતે બીજા બે કરતાં ચડિયાતો લેખવે તો પોતે મુવો પડ્યો છે. એટલે એણે કહ્યું, 'તમે અને પૂછી એ વાત બહુ ઝીણી છે, અને એ વિષે મારો અભિપ્રાય શો છે તે દર્શાવવા હું એક નાનકડી વાર્તા કહું છું.

'એક ધનાઢ્ય પુરુષ આગળ કંઈક મૂલ્યવાન રત્ન હતાં ને ઉપરાંત એક ભારે વીંટી હતી, તેને વિષે એણે જાહેર કર્યું કે પોતાના મરણ પછી એ વીંટી જે દિકરાના હાથમાં હોય તે દિકરાને પોતાનો વારસ તથા કુલપતિ ગણવો. આમ જે દિકરાના હાથમાં વીંટી આવી એણે પણ પોતાના વંશજ હારે એ જ રીતે કામ લીધું, અને એના પિતાએ કર્યું હતું તેમ જ કર્યું. આમ કેટલી યે પેઢી લગી તે વીંટી વંશપરંપરાએ ઊતરી, અને અન્તે એક માણસના હાથમાં આવી, જેને સદાચારી, આજ્ઞાંકિત તથા સરખા પ્રિય એવા ત્રણ દિકરા હતા. ત્રણે દિકરાએ બાપને કહ્યું, કે મને વીંટી આપજો. બાપે પણ ત્રણેને કહ્યું, કે ભલે, આપીશ. અને ત્રણેને સંતોષવા સારુ એણે ગુપ્ત રીતે એક કુશળ સોની આગળ બીજી બે વીંટી ઓલી વીંટીના જેવી જ બરાબર કરાવી, તે એવી થઈ કે એને પોતાને પણ જણાય નહિ કે સાચી વીંટી કઈ. અને અન્તકાળે એણે પ્રત્યેક દિકરાને પોતાની વીંટી છાની છાની આપી. એટલે પિતાના મરણ પછી ત્રણેય દિકરા બાપની વીંટી આગળ ધરીને બાપની ગાદીએ બેસવાનો દાવો કરવા મંડ્યા, પણ ત્રણે વીંટી એકબીજાના જેવી બરાબર હતી, એટલે બાપનો વારસ કયો દિકરો એ પ્રશ્ન ઊભો ને ઊભો જ રહ્યો, જે હજી પણ એમ ને એમ ઊભો છે. અને જનાબે આલી, પરમેશ્વર પિતાએ ત્રણ કોમને ત્રણ ધર્મ આપ્યા એને વિષે પણ હું એમ જ કહું છું: પ્રત્યેક કોમ માને છે કે પરમેશ્વરનો વારસો પોતાને મળ્યો છે; પણ સાચે જ એ વારસો કોની આગળ છે એ સવાલનું હજી નિરાકરણ થયું નથી.'

સલાદીને જોયું કે યહૂદી યુક્તિ કરીને જાળમાંથી છટક્યો છે. એટલે એણે પોતાની નિર્ધન સ્થિતિની વાત તેને કરી, તો યહૂદીએ એને જેવડી જોઈતી હતી એવડી રકમ ધીરી, અને પછી સલાદીને પણ પૂરેપૂરી પાછી વાળી, તે ઉપરાંત એને ભેટ તથા બહુ બહુ માન આપ્યાં. *

વાલજી ગોવિંદજી દેસાઈ

* જૂના પ્રખ્યાત ઇટાલિયન વાર્તાકારની વાર્તા ઉપરથી




## ગ્રહણો વિષે કંઈક

પ્રત્યેક વરસે ઓછામાં ઓછાં બે અને વધુમાં વધુ સાત ગ્રહણ થાય છે એમ ખગોળશાસ્ત્રીઓનું માનવું છે; પરન્તુ એ સઘળાં ગ્રહણ દુનિયાભરમાં સઘળે સ્થળે દેખાય એવું કંઈ બનતું નથી.

એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે પહેલું ચંદ્રગ્રહણ થાય તો ત્યાર પછીના પંદરમે દિવસે સૂર્ય-ગ્રહણ થાય છે અને પહેલું સૂર્યગ્રહણ હોય તો ત્યાર પછીના પંદરમે દિવસે ચંદ્રગ્રહણ જોવાય છે.

સૂર્યગ્રહણ અમાસના દિવસે અને ચંદ્રગ્રહણ પુનમના રોજ થાય છે; પણ દર વરસે સૂર્યગ્રહણની સંખ્યા કરતાં ચંદ્રગ્રહણની સંખ્યા દોઢગણી હોય છે અને સૂર્યગ્રહણ દર વખતે ચંદ્રગ્રહણની માફક સ્પષ્ટ પણે જોઈ શકાતાં નથી.

સૂર્યગ્રહણની એક વિચિત્રતા એ છે કે આપણી પૃથ્વીના એક ભાગમાં એ સૂર્ય સોળે કળાએ પ્રકાશતો હોય છે, જ્યારે એ જ સમયે આ દુનિયાના બીજા ભાગમાં ગ્રહણના અંતરાયને લઈ ને એ ભાનુ પ્રકાશતો બંધ થાય છે અને ખગ્રાસ ગ્રહણ થાય છે ત્યારે તો તદ્દન અંધકારનું સામ્રાજ્ય જામે છે. પરન્તુ ચંદ્રગ્રહણની બાબતમાં એવું બનતું નથી. ચંદ્રનાં ગ્રહણને વખતે આ પૃથ્વીના અર્ધગોળાર્ધમાં જે જે જગ્યા પર ચંદ્ર પ્રકાશતો હોય તે સઘળે સ્થળે ચંદ્ર-ગ્રહણ સ્પષ્ટપણે જોઈ શકાય છે.

સંપૂર્ણ સૂર્યગ્રહણ વધારેમાં વધારે કેટલું લંબાય? વધુમાં વધુ બાર મિનિટ ને ચોવીસ સેકંડ. અને ખગ્રાસ સૂર્યગ્રહણ? આઠ મિનિટથી વધારે વખત સુધી એ લંબાતું નથી એમ પુરવાર થયું છે. બીજી બાજુએ ચંદ્રગ્રહણની મર્યાદા કેટલી હોય છે? ઉપચ્છાયાને ગણતરીમાં લઈએ તો સાડા પાંચ કલાક, ખરેખરી છાયાના હિસાબે પોણાચાર કલાક તથા ખગ્રાસગ્રહણના સમયે પોણાબે કલાકઃ આટલા સમયથી વધારે વખત સુધી ચંદ્રગ્રહણ લંબાતું નથી.

' મેટન ( Meton ) નામના ખગોળશાસ્ત્રીની શોધ મુજબ ઓગણીસ વર્ષનો ગાળો વીત્યા પછી બીજનો ચંદ્ર તથા પુનમની રાત, એ ઓગણીસ વરસ પહેલાં જે દિવસે હોય તે જ દિવસે ફરીવાર આવે છે. આ ઓગણીસ વરસના ગાળાને 'ચંદ્રચક્ર' ( Cycle of the Moon ) કહેવામાં આવે છે. એના શોધકના નામ પરથી 'મેટન્સ સાઈકલ' ( Meton's cycle ) નાં નામથી પણ તેને ઓળખાવવામાં આવે છે. એ શોધક ઈ. સ. પૂર્વે ૪૩૨ના અરસામાં થઈ ગયો હતો. ત્યારબાદ ઈ. સ. ૩૩૦ના અરસામાં કેલીપસ ( Callipus ) નામના ગ્રીક ખગોળશાસ્ત્રીએ એ બાબતનું વિશેષ સંશોધન કર્યું હતું અને એવું પુરવાર કરવાને તેણે પ્રયત્ન કર્યો હતો કે એવાં ચાર 'ચંદ્રચક્રો' એટલે છોતેર વરસ પસાર થયા પછી એક આખા દિવસની ઘટ લાગે છે એટલે એ છોતેર વરસ બાદ એક દિવસ ગણતરીની દૃષ્ટિએ જતો કરવામાં આવે તો જ બીજનો ચંદ્ર તથા પુનમનો ચંદ્ર ફરીને એના એ જ દિવસે અને એ જ કલાકે આવી રહે. આ 'ચંદ્રચક્ર'ના જેવું જ એક 'સૂર્યચક્ર' (Cycle of the Sun) પણ હોય છે, જેની મર્યાદા ઓગણત્રીસ વરસની હોય છે. એટલાં વરસ પસાર થયા પછી મહિનાની તારીખો ફરીને ઓગણત્રીસ વરસ પહેલાં આવી ગયેલા વારે જ આવી રહે છે. આ 'ચંદ્રચક્ર' ની ગણતરીની મદદથી વૈજ્ઞાનિકો એવા

અનુમાન પર આવ્યા છે કે જે મહિનાની જે તારીખે ગ્રહણ હોય તે મહિનાની તે જ તારીખે તે જ ગ્રહણ ફરીવાર ઓગણીસ વરસ પસાર થયા પછી આવે છે. આ ઉપરથી એ 'ચંદ્રચક્ર' અને 'રવિચક્ર' એમ બન્નેની ઉપયોગિતાનો સાચો ખ્યાલ સૌ કોઈને આવી શકે છે.

[સંપાદિત]

*

## 'છાપાંનું ભૂત' શા માટે કહેવાય છે?

પત્રકારની દુનિયામાં 'છાપાંનાં ભૂત' (Printers Devil)થી અજાણ્યું તો કોઈક જ હશે, પરન્તુ એ શબ્દોનો પ્રયોગ સૌથી પહેલાં કોણે પ્રચાર-માં આણ્યો એ વાત તો માત્ર થોડાઓ જ જાણતા હશે. સાચી વાત તો એ છે કે અસલના વખતમાં મુદ્રણયંત્ર પરથી છાપેલાં સળંગ પાનાંઓ લઈ લેનારા છોકરાને એ 'છાપાંના ભૂત' તરીકે ઓળખાવવામાં આવતો. એમ કરવાનું કારણ એ હતું કે મુદ્રણવિભાગમાંનાં યંત્રો પાસે સતત કામ કરવાથી એ છોકરાંનાં કપડાં મેલાયેલાં થઈ જતાં અને એ કપડાં પહેરીને ભૂતની પેઠે તે બધે ફરતો દેખાતો હતો. એવું પણ કહેવાય છે કે મુદ્રણયુગની શરૂઆતના સમયમાં ભૂત જેવાં કદરૂપા દેખાવવાળા સીદીઓના છોકરાઓને જ મુદ્રણના કામ માટે એ કારખાનાંઓમાં કામે લગાડવામાં આવતા; અને તે ઉપરથી 'છાપાનું ભૂત' એવો શબ્દપ્રયોગ ઊતરી આવ્યો હોય એમ મનાય છે.

પરન્તુ આજે તો જાણતાં કે અજાણતાં પોતાના પત્રમાં કંઈ મુદ્રણદોષો રહી જવા પામ્યા હોય તો સારીયે સભ્ય દુનિયાના પત્રકારો એ દોષોને 'છાપાંનાં ભૂત' નાં પરાક્રમ તરીકે ઓળખાવતાં પણ અચકાતા નથી.

ત્રિ. વી. હેમાણી

*

## ટેનિસની રમત

મોટા માણસો અને કૉલેજિયનોની માનિતી થઈ પડેલી ટેનિસની રમતનો ઇતિહાસ નીચે પ્રમાણે છે:

ઈસુની ચૌદમી સદીમાં ઈંગ્લાંડમાં આ રમત રમાતી હતી એવી હકીકત મળી આવે છે. પણ આ રમત ફક્ત રાજપુરુષો અને અમીર ઉમરાવો રમતા. આ સમયે ટેનિસ ખુલ્લા મેદાનમાં રમાતું નહતું, પણ રાજગૃહના વિશાળ ખંડમાં ખેલાતું. રમતમાં દડો ઉછાળવામાં આવતો તે સામાપક્ષના માણસો ઝીલી લેતા. ફુલદડે રમતી રાજકન્યાઓનો ઉલ્લેખ આપણા સંસ્કૃત કવિઓએ પણ કર્યો છે.

ઇ. સ. ૧૮૬૫ના અરસામાં આ રમત આમ-વર્ગમાં જાહેર રીતે રમાવા લાગી બરમિંગહામની પડોસમાં વસતા મેજર વૉલ્ટર વિંગફીલ્ડે આ રમતને જનસમૂહ માટે જાહેર કરી ઈ. સ. ૧૮૭૪માં ટેનિસનું પેટન્ટ મેળવ્યું.

મેજર જેમ્સનું નામ આ રમત સાથે સંકળાયેલું છે અને જ્યાં સુધી ટેનિસ રમાશે ત્યાં સુધી ચિર-સ્મરણીય રહેશે. જેમ્સ વકીલ અને અચ્છો ખેલાડી હતો. ઈ. સ ૧૮૭૨માં તેણે ટેનિસ-ક્લબ સ્થાપી, અને આ પછી પહેલવહેલી ટેનિસ મેચ રમાઈ. આ ક્લબના સભાસદ ડૉ. હેમ્સ અદ્યપિ જીવંત છે. મેજર જેમ્સે નેટનો ઉપયોગ શરૂ કર્યો. રેકેટ વતી રમવાની પ્રથા શરૂ કરી, જે અદ્યાપિ પ્રચલિત છે. તેમણે રમવા માટે અપૂર્વ કાયદા કાનૂન નક્કી કર્યા, જો કે એમાં સમયાનુસાર અને અનુભવ પ્રમાણે યોગ્ય ફેરફારો કરવામાં આવ્યા છે. મેજર જેમ્સ ઈ. સ. ૧૮૯૧માં મૃત્યુ પામ્યા.

પણ ઈ. સ. ૧૮૭૭ સુધી આ રમત વિષે લોકોએ વિશેષ રસ ન લીધો આ અરસામાં વિજયી ખેલાડીને ઈનામ આપવાની પ્રથા દાખલ થઈ. આથી રમત લોકપ્રિય નીવડી. આ સમયમાં રમવાના દડા રબ્બરના નહતા, પણ કપડાંની ગૂંથેલી દડીઓનો વપરાશ થતો હતો.

આયર્લેંડની મહિલાઓએ આ રમતને સૌ પ્રથમ અપનાવી. ઈ. સ. ૧૮૭૯માં સ્ત્રીઓની પહેલવહેલી ક્લબ ડબ્લીનમાં સ્થપાઈ. આ પછી ઇંગ્લેંડની સ્ત્રી-ઓમાં આ રમત માટે શોખ જાગ્યો ત્યારબાદ યુરોપની સ્ત્રીઓ રસભેર ટેનિસ રમવા લાગી. ઈ. સ. ૧૮૮૪માં મિસ વૉટસન ટેનિસ ચેમ્પિયન બની. આ

બાદ ત્રણ વર્ષે એક પંદર વર્ષની બાળાએ ટેનિસ ચેમ્પિયનશીપ મેળવ્યું.

ઈ. સ. ૧૮૭૨ની સાલમાં ટેનિસના નિયમો પ્રસિદ્ધ થયા. ઈ. સ. ૧૮૮૬માં લૉન ટેનિસ એસોસિયેશન નામની સંસ્થા સ્થપાઈ.

પછી આ રમતનો ફેલાવો પવનવેગી બન્યો. દેશપરદેશ અને દુનિયાપારના દેશોએ આ રમતને સ્વીકારી. તે ઘરગથ્થુ જેવી થઈ પડી. ઈ. સ. ૧૯૧૨માં ઇન્ટર નેશનલ લૉન ટેનિસ ફેડરેશન નામનો આંતરદેશીય ટેનિસ ખેલાડીઓનો સંઘ સ્થપાયો.

હવે તો આ રમત ખેલાડીઓની માનિતી રમત થઈ પડી છે. સ્ફૂર્તિપ્રેરક, અંગોની શિથિલતાવિદારક, હાથપગને વ્યાયામ આપનાર, આ પરદેશી રમત અતિશય ખર્ચાળુ હોઈ ફક્ત પૈસાદાર માણસો જ રમી શકે છે. ટેનિસ અમીરી રમત છે.

*

## મુસોલિનીની વ્યાયામ પ્રવૃત્તિ

ઈટાલીના તારણહાર મુસોલિનીએ દેશની પ્રજાની કાયાપલટ કરી નાખી છે, એની સુરત બદલી નાંખી છે. સરમુખત્યાર બન્યા પછી એણે ઈટાલીનું પુનરુત્થાન કર્યું છે.

છેલ્લી સદીમાં ઈટાલિયનો કેવા હતા? નિસ્તેજ, ચારિત્ર્યહીન, અક્કલમંદ, કાવતરાખોર અને ધર્મના વિતંડાવાદમાં રચીપચી રહેલા હતા. ભૂતકાળનો ગૌરવંતો દેશ અવનતિના આરે ઊભો હતો. એની મહત્તા ઓસરી ગઈ હતી. પણ મુસોલિનીએ દેશનું તંત્ર હાથમાં લીધું અને દેશને પુનર્જીવન આપ્યું. ગઈકાલના અપમાનિત દેશને આજે એણે મહાસામ્રાજ્યોની હરોળમાં અગ્રસ્થાન અપાવ્યું. એણે ઈટાલીયનોમાં તાકાત પૂરી ઈટાલિયનોને માટીના મરદ બનાવ્યા.

સત્તાધારી થયા બાદ મુસોલિનીએ દેશની નાડ પારખી. ઈટાલિયન જુવાનોની શારીરિક દુર્બળતા, દેશની પડતી અને અવનતિ માત્રનું કારણ છે, એમ તેને સમજાયું. નિસત્ત્વ માણસ આળસનો ભોગ બને છે. એના ઉપર રૂઢી રાક્ષસી ચડી બેસે છે. અક્કલમંદ પ્રજાને ધર્મનો કેફ ચડે છે અને વિતંડાવાદ ગમે છે. પરાધીનતા અને ગરીબાઈ એને ગમે છે. મુસોલિનીએ પ્રજાને તંદુરસ્ત બનાવવાનો નિરધાર કર્યો. તંદુરસ્ત માનવીના વિચારો તંદુરસ્ત હોય છે, એવી તેની માન્યતા છે.

આથી તેણે વ્યાયામ પદ્ધતિ શરૂ કરી. વ્યાયામની વિદ્યાપીઠ સ્થાપી. દરેક શાળા અને કૉલેજમાં વ્યાયામ ફરજિયાત બનાવ્યું. વ્યાયામની પરીક્ષા રાખી. નોકરીના ઉમેદવારની લાયકાત, વ્યાયામ વિદ્યાપીઠના પ્રમાણપત્ર ઉપર નક્કી કરવામાં આવી.

આ ઉપરાંત મુસોલિનીએ ઓ. એન બી. (O. N. B.) નામની સસ્થા સ્થાપી. આનું બીજું નામ બેલીલ્લા. આ સંસ્થાના સભાસદો નવ થી અઢાર વર્ષનાં કિશોર–કિશોરીઓ છે. અગિયાર લાખ જેટલા કિશોર સભાસદો છે. સાત લાખ જેટલી કુમારિકાઓ સભાસદ છે. આજે ઈટાલીમાં ૭ થી અઢાર વર્ષની ઉમ્મર સુધીનાં બાવીસ લાખ જેટલાં એના સભાસદો છે.

બેલીલ્લાઓ વર્ષભરમાં અમુક સમય પર્યટણમાં ગાળે છે. તેઓ જંગલોમાં ઘૂમે છે, પર્વતો અને ખીણો ખૂંદી વળે છે. નદી, સરોવર અને દરિયો ખેડવા હોડી અને હલેસાં લઈ નીકળી પડે છે. આ રીતે બેલીલ્લાઓ શરીર કસે છે, વ્યાયામ કરી દેહ ખડતલ બનાવે છે. સાથે સાથે તેમને સ્વાશ્રયી બનવાની પણ તાલીમ આપવામાં આવે છે.

બેલીલ્લાની સિદ્ધિથી અંજાઈ જર્મની, યુગોસ્લાવિયા, ફ્રાન્સ અને ઝેકોસ્લાવિયા વગેરે દેશોએ વ્યાયામ વિદ્યાપીઠો ખોલી છે. આજે ઈટાલી જગતને યુગસંદેશ પાઠવી રહ્યું છેઃ " તંદુરસ્ત બનો; તમારા વિચારો તંદુરસ્ત બનાવો."

આ યુગસંદેશ હિંદમાં ક્યારે સ્વીકારાશે?

શિવપ્રસાદ કુ. ત્રિવેદી

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

ડિસેમ્બર : ૧૯૩૯



પુરેપુરી કોમી એકતા હિંદની શાંતિ અને રેંટિયાની પુનઃસ્થાપના એ જ મારું રાજકારણ છે. આજ કે ખૂનખાર જગતને માટે આ સાધનો વડે જ રાજદ્વારી તેમજ આર્થિક બેડીઓમાંથી દેશની આઝાદી પ્રાપ્ત કરવાની મારી આશા છે.

૩૧-૧૨-૩૯ ગાંધીજી

કિશોર કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ

વર્ષ ૫ અંક ૪

# કૌમુદી?

ડિસેમ્બર : ૧૯૩૯

## વાંછા

મહેલની આભ – ઊંચી અટારીએ
દિવાળીની ઝાકઝમાળ રોશની:
એમાં ન વાંછું બનવા પ્રદીપ હું.
મારે ઉરે એક અખંડ વાંછા:
ઉપેક્ષિતા કોઈ ગરીબ ડોકરી–
એની કુટીરે દીવડી બની રહું.
ઉવેખાયેલની સાથે ઉવેખાઉં હું યે ભલે
અંધારો, તેજ શીળાંથી ઉજાળું કુટિ એમની.

'નૈતમ'

# કિશોરોને

૭

દોસ્તો,

જુઓ, પેલા ખેતરમાં ખેડૂત રેબઝેબ થઈ ગયો છે. ઉપરથી સખત તાપ પડે છે. પૃથ્વીના ઉપર તે જુલમ કરી રહ્યો છે, બળદના ઉપર તે જુલમ કરી રહ્યો છે, પોતાની જાત ઉપર પણ તે જુલમ કરી રહ્યો છે. શાને માટે? પૃથ્વીને રસાળ કરવાને માટે, ધનધાન્યવાળી કરવાને માટે. આટઆટલું દુઃખ સહ્યા છતાં જો ઉપરથી અમીવૃષ્ટિ ન થાય, તો બધી મહેનત ધૂળમાં મળે. તેથી તે આકાશ સામે મીટ માંડીને જોઈ રહ્યો છે. તેનાં બધાં સાધનોનો ઉપયોગ કરીને પોતાના ખેતરને ખેડી રહ્યો છે અને સાથે સાથે વરસાદની ચાતકની જેમ રાહ જોઈ રહ્યો છે.

આપણે પણ આપણા જીવનને ખૂબ ખેડવાનું છે. આપણાં બધાં સાધનો વાપરીને આપણા જીવન ઉપર જુલમ કરવાનો છે, શુષ્ક સાધના કરવાની છે. પણ શાને માટે? જીવનને રસાળ કરવાને માટે, સમૃદ્ધ કરવાને માટે. સાધના કરવી, કઠોર સાધના કરવી, આજીવન સાધના કરવી એટલું જ આપણા કાબૂમાં છે; તેમાંથી રસ ઉત્પન્ન થવો, તેને ફળ આવવાં એ ઉપરની અમીવૃષ્ટિ ઉપર આધાર રાખે છે. જીવનને ચરિતાર્થ કરવા માટે શુષ્ક સાધના કરવી આપણા હાથમાં છે; તેને અમીમય બનાવવું આપણા હાથથી પર છે.

પણ એ અમી તરફ જ આપણું લક્ષ્ય છે, કાંઈ સાધના લક્ષ્ય નથી. સાધના કરવી એ તો આપણું મનુષ્ય તરીકેનું ગૌરવ છે, આપણો જન્મસિદ્ધ હક છે; કારણકે આપણે માણસ થઈને આવ્યા છીએ, પશુ થઈને નથી અવતર્યા.

દુનિયાના જેટલા જોવા લાયક પદાર્થો છે તેટલા બધા જોઈશું, જે કાંઈ સાંભળવા જેવું છે તે સાંભળીશું, જે કાંઈ સ્પર્શવા જેવું છે તે બધાનો સ્પર્શ કરીશું, જે કાંઈ સુગંધી છે તેની સુવાસ લઈશું, જે કાંઈ ચાખવા જેવું છે તે બધું ચાખીશું. જે મર્યાદામાં આપણને રહેવાનું મળ્યું છે, તે મર્યાદાનો નીચોવી નીચોવીને રસ પીશું. જે કાળમાં જન્મ્યા છીએ, તે કાળને બરાબર સમજી લઈશું.

આપણને જે સાધન મળ્યું છે તે વડે જીવનને ખેડવામાં જ આપણું ગૌરવ છે. એ સાધનને સુરક્ષિત રાખવું એ આપણું કર્તવ્ય છે, કારણકે એ એક બક્ષિસ છે. કોઈને સરસ કંઠ મળ્યો હોય, તો તેને જાળવી રાખવો એ તેનું કર્તવ્ય છે કોઈને સરસ શરીર મળ્યું હોય તો તેને સાચવી રાખવું એ તેનું કર્તવ્ય છે. જે મળ્યું છે તેને સુરક્ષિત રાખવું અને તે દ્વારા જીવનને ખેડવું એમાં જ તેનો સ્વધર્મ છે. જે નથી મળ્યું તેને માટે ફાંફાં મારવાં એમાં સ્વધર્મનો ત્યાગ છે. *परधर्मो भयावह ।*

એટલા માટે જ કહ્યું છે કે મનુષ્યપ્રયત્ન અને ઈશ્વરકૃપા.

પ્રયત્ન કરવા કરતાં કૃપા તરફ મોં વકાસીને બેસી રહેવું તેમાં મનુષ્યત્વનું અપમાન છે. પોતાના પ્રયત્નોમાં ગર્વ રાખીને, કૃપા તરફ ઘૃણા બતાવવી તેમાં સૃષ્ટાના ગૌરવને નાનપ છે.

તેથી જ કવિવર રવીન્દ્રનાથ ગાય છે:

तव गौरवे सकल गर्व
लाजे जेनो सदा लाजे गो ॥

તવ ગૌરવે સકળ ગર્વ
લાજે જાણે સદા લાજે રે.

લિ. તમારો
'અલગારી'

# મરાઠાઓનું ઉત્થાન

## ૧૨.

## સંભાજી

શિવાજી મહારાજની હયાતિમાં જ સંભાજીએ ગાદી માટે બંડ કરેલું. આગ્રાની કેદમાંથી છૂટ્યા પછી ગોરને ત્યાં લાડમાં ઊછરવાથી સંભાજીમાં મોજીલાપણું અને વિલાસિતા અતિશય પ્રમાણમાં આવ્યાં હતાં. આવા માણસના માર્ગમાં મુશ્કેલીઓ આવે ત્યારે તે ક્રોધથી ગાંડો થાય જ. એના બંડને શિવાજીએ મહામહેનતે શમાવ્યું અને તેને પન્હાળગડ ઉપર કેદમાં રાખ્યો. શિવાજીના મૃત્યુ વખતે તે ત્યાં જ હતો.

મોરોપંત પેશવા અને અન્નાજી દત્તો સચિવ રાયગડ ઉપર ભેગા થઈ વિચાર કરવા લાગ્યા કે ગાદી કોને આપવી. દુર્વ્યસની સંભાજીને ગાદીએ બેસાડવાથી રાજ્ય ઉપર આફત ઊતરશે એવી તેમને દહેશત હતી. તેમાં વળી દક્ષિણનાં રાજ્યોનો વિનાશ કરવાને માટે ઔરંગઝેબ લશ્કર લઈને આવે છે એવી ખબર આવી હતી. આવે વખતે મરાઠા-રાજ્ય સુવ્યવસ્થિત રહે એની બહુ આવશ્યકતા હતી. એવામાં શિવાજીની એક રાણી સોયરાબાઈએ આ કારભારીઓને કહ્યું કે મારા પુત્ર રાજારામને ગાદી પર બેસાડી તમે બધા રાજકારભાર કરો. પેશવા અને સચિવને આ વાત પસંદ પડી અને બીજા મોટા મોટા માણસોને પોતાના પક્ષમાં લઈ તેઓએ રાજારામને ગાદીએ બેસાડવાનો વિચાર દૃઢ કરી લીધો. આ વાતની સંભાજીને કોઈ રીતે ખબર ન પડે તેવો બંદોબસ્ત કરવા તેમણે બે માણસોને પન્હાળગડના કિલ્લેદાર હિરોજી ફરજંદ પાસે મોકલ્યા. સુમંતને કોલ્હાપુરમાં આ બાબતનો બંદોબસ્ત કરવાની તાકીદ આપવામાં આવી.

પણ કોઈ પણ રીતે સંભાજીને આ વાતની ખબર પડી ગઈ. તેનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો. સંદેશો લઈને આવેલા બે માણસોને તેણે ગડ ઉપરથી નીચે ધકેલી દીધા. હિરોજી નાઠો. અને બીજા જે સરદારો સંભાજીને બંદોબસ્તમાં રાખવા આવતા હતા તેમણે બાજી ફરેલી જોઈ સંભાજીના પક્ષમાં જવાનું દુરસ્ત ધાર્યું. સેનાપતિ સંભાજીને મળી ગયો. એટલે પેશવા પણ મળી ગયો. રાયગડનો કબજો લઈ પોતાની વિરુદ્ધ જે લોકો હતા તેમને સજા કરવા લાગ્યો. અન્નાજી દત્તો અને મોરોપંત પિંગળેને કેદમાં નાખ્યા. સોયરાબાઈને જીવતી ને જીવતી દીવાલમાં ચણી દીધી.

ઔરંગઝેબનો શાહજાદો અકબર બંડ કરીને સંભાજીને આશ્રયે આવીને રહેલો. તેની સાથે મળી જઈને અન્નાજી દત્તો વગેરે રાજારામને ગાદી પર લાવવાનો પ્રયત્ન કરે છે એવી સંભાજીને ગંધ આવી એક વાઘની માફક તે રાયગડ દોડી આવ્યો અને આ કાવતરામાં સામેલ હોવા વિશે એને જેમની જેમની ઉપર શંકા આવી તે સહુને મૃત્યુદંડ આપ્યો. અન્નાજી દત્તો અને બાલાજી આવજી ચિટનીસને હાથીના પગ તળે આપવામાં આવ્યા. સંભાજી તદ્દન ચિડાઈ ગયો હતો. અને કલુષા નામનો એક દુષ્ટ કનોજિયા બ્રાહ્મણ—પ્રયાગનો ભોસલે વંશનો પંડ્યો—તેનો મુખ્ય સલાહકાર હતો. તેણે અને બીજા સલાહકારોએ સંભાજીને ક્રોધવશ જોઈને શિવાજીના ઉત્તમોત્તમ માણસોને મૃત્યુને પથે રવાના કરાવ્યાં. અંતમાં, સંભાજીની સ્ત્રી યેસુબાઈએ તેની આંખો ખોલી ત્યારે તેને ભાન આવ્યું. તેણે બાલાજી આવજીના પુત્રો ખંડો અને નીલોને તેમના પિતાનું

હુમલા આગે સ્વરાજ્યનું સંરક્ષણ કરવાની યોજના કરવી જોઈએ. આજે એવા જ પુરુષને રાજ્યાદીએ બેસાડવો જોઈએ કે જે મહારાષ્ટ્રમાં ઘૂમી ઘૂમીને વિદ્રોહી મરાઠા સરદારોમાં દેશાભિમાન જાગૃત કરે, દુશ્મનના હાથમાં પડેલા કિલ્લાઓ પાછા લઈ તેમને બધી રીતે મજબૂત કરે, મરાઠા સૈન્ય ઊભું કરી સ્વરાજ્યમાં સંગઠન કરે. અને આવો રાજા રાજારામ વિના બીજો કોણ થઈ શકે? રાજારામને દેશમુકત કરો. તેમનો રાજ્યાભિષેક કરો. તમે બધા અહીંથી જલદી મહારાષ્ટ્રમાં વેરાઈ જઈ કામે લાગો. મારી કે મારા બાળક શિવાજીની ચિંતા કરશો નહિ. રાયગડનો કિલ્લો મજબૂત છે. સ્વરાજ્યમાં શાંતિ સ્થપાયા પછી તમે અમને સુરક્ષિત સ્થળે લઈ જજો. લાંબી વિચારણામાં અહીં જ પડયા રહેશો તો દુશ્મન સહુને એકી સાથે સપડાવી દેશે. પછી દેશમાં કાર્ય કોણ કરશે?"

યેસુબાઈના ઊંડા દેશપ્રેમની, સ્વાર્થત્યાગની અને દીર્ઘદૃષ્ટિની ભેગા થયેલા સરદારો ઉપર ભારે અસર થઈ. પરાક્રમ કરી દેશનું રક્ષણ કરવા સહુ વેરાઈ ગયા. રાજારામે એકપછી એક કિલ્લાની વ્યવસ્થા કરવા માંડી. કિલ્લા દુશ્મનના હાથમાં ન જાય તેની સૂચના આપતો આપતો રાજારામ આખા મહારાષ્ટ્રમાં ફર્યો. એવામાં તુળાપુરમાં પડેલ મોગલ છાવણીમાં પ્રવેશી ખુદ ઔરંગઝેબના તંબુ ઉપરથી સોનાનો કલશ સંતાજી ઘોરપડે ઉપાડી લાવ્યો. તેથી મરાઠાઓમાં સાહસ કરવાનું નવું શૂર ચડયું.

મોગલોએ મરાઠાઓને ફોડવાની નવી યુક્તિ શોધી કાઢી. તેમને જાગીરની લાલચ આપી. આ લાલચને વશ થાય એવા શુદ્ર સ્વાર્થી માણસો આ વખતે મહારાષ્ટ્રમાં હતા. સ્વરાજ્યનો પંથ એ કાંઈ ફૂલસેજ નથી હોતો. દરેક દેશમાં સ્વાર્થી અને દેશદ્રોહી માણસો હોય છે જ. રાયગડમાં જ એવો એક દેશદ્રોહી હતો. તેને મોગલોએ દેશમુખીનું પ્રલોભન આપ્યું. રાયગડ સીધી રીતે તો જીતાનો નહોતો. સૂર્યાજી પિસાળ દેશમુખીના પ્રલોભનમાં ફસાઈ ગયો. તેણે રાયગડ ઉપરનો એક ગુપ્ત માર્ગ મોગલોને બતાવી દીધો અને મોગલોએ એ માર્ગે રાયગડમાં પ્રવેશ કર્યો અને યેસુબાઈ અને તેના બાળક પુત્ર શિવાજીને કેદ કર્યાં. બાદશાહે આ કામ કરનાર સરદાર ઈતિકાદખાનને ઝુલ્ફીકારખાનનો ખિતાબ આપ્યો. આ નાના શિવાજીને ઔરંગઝેબ લાડમાં 'સાહ' અથવા શાહુ કહેતો.

મોગલોમાં જોર આવ્યું. રાજારામને પકડવા માટે ઔરંગઝેબે લશ્કર મોકલ્યું. એક પછી એક કિલ્લામાંથી નાસતો નાસતો રાજારામ જિંજી પહોંચ્યો. ત્યાં જઈ ને એણે મહારાષ્ટ્રની રાજ્યવ્યવસ્થાનો પ્રબંધ કર્યો. અષ્ટપ્રધાનમંડળની નિમણૂંક કરી. ઔરંગઝેબે જાગીરોની લાલચ આપીને મરાઠા સરદારોને ફોડવા માંડ્યા તો રાજારામે જાગીરો અને પદવીઓ આપવાની પ્રથા શરૂ કરી એમને ફૂટતા અટકાવ્યા. એટલું જ નહિ પણ આ જાગીરો મોગલાઈના મુલકમાં આપવાથી મરાઠાઓ એ મુલક ઉપર પોતાનો હક જમાવવા મોગલાઈમાં ખૂબ ગડબડ મચાવવા લાગ્યા.

આ પછી મોગલો અને મરાઠાઓ વચ્ચે જે સંગ્રામપરંપરા ચાલી તે મરાઠાઓનો જીવનસંગ્રામ હતો. આ સંગ્રામમાં મરાઠાઓ જો ટકર ઝીલવામાં નિષ્ફળ નીવડે તો મરાઠાઓના સ્વરાજ્યનું નામનિશાન રહેવાનું નહોતું. ઔરંગઝેબની તૈયારી પણ ખૂબ હતી. મોગલોએ મહારાષ્ટ્રના એક પછી એક કિલ્લા અને મુલક લેવા માંડ્યા. રાજારામ જિંજીમાં છે એ જાણ્યું ને જિંજીને ઘેરો ઘાલ્યો. મરાઠાઓ પણ જાનને જોખમે સંગ્રામ ખેલવા લાગ્યા. મહારાષ્ટ્રમાંના મોગલ મુલકમાં ગડબડ મચાવવા માટે કેટલાક મરાઠા રહ્યા અને બાકીના મહારાષ્ટ્ર બહારના મોગલાઈના મુલકમાં લૂંટફાટ કરવા લાગ્યા. ગુજરાતમાં ખંડેરાવ દાભાડે ગયો, વરાડમાં પરસોજી ભોંસલે, ગોદાવરીના પ્રદેશમાં દૈબતરાવ નિંબાળકર, કોલ્હાપુર ઉપર રામચંદ્ર(?) ક્રાન્તોજી આંગ્રે અને સંતાજી ઘોરપડે તથા ધનાજી જાધવ બધે ધૂમ મચાવવા લાગ્યા. દક્ષિણમાં કાંજીવરમ અને કાવેરીપાક સુધીનો મુલક મરાઠાઓને ઘેર આવ્યો. અનેક મોગલ સૂબેદારો કેદ થયા અને ભારે દંડ ભરીને છૂટયા.

પણ જિંજીના ઘેરામાં સપડાયેલ રાજારામને કેદમુક્ત કેવી રીતે કરાવવો એ પ્રશ્ન મરાઠાઓ આગળ ખડો થયો. ખંડોબલ્લાળ ચિટનીસે એનો ય ઉકેલ આણ્યો. મોગલ સેનામાં કેટલાક મરાઠા સરદારો હતા. તેમનામાં સ્વદેશાભિમાન જાગ્રત કરીને અને પોતાની જાગીરો તેમને આપી દઈને તેણે રાજારામને જિંજીમાંથી છોડાવી નસાડ્યો. રાજારામ મહારાષ્ટ્રમાં આવ્યો. મોગલ મુલક ઉપર મરાઠાઓ તૂટી પડવા લાગ્યા. ઔરંગઝેબ નિરાશ થવા લાગ્યો. એવામાં બાદશાહની છાવણી ઉપર યેસુબાઈ અને શિવાજીને છોડાવવા રાજારામે હુમલો કર્યો પણ છાવણીમાં તેઓ ન હોવાથી આ પ્રયત્ન નિષ્ફળ ગયો. મરાઠાઓએ ઉત્તરમાં ઠેઠ વરાડ સુધી કરવસુલીની સત્તા જમાવી. એવામાં એકાએક રાજારામ બિમાર પડયો. માર્ગમાં જ તે મૃત્યુ પામ્યો. ઈ. સ. ૧૭૦૦. મૃત્યુપૂર્વે મરાઠાઓની રાજધાની તેણે સતારામાં આણી હતી.

રાજારામના મૃત્યુથી મરાઠાઓ નિરાશ થયા નહિ. તેની સ્ત્રી તારાબાઈએ આગેવાની લીધી. અગર જો કે આ સમયે મોટા મોટા મરાઠા સરદારોનું મૃત્યુ થયું હતું છતાં મરાઠાઓ ગૂજરાત, ખાનદેશ, વરાડ, કર્ણાટક વગેરે મુલકમાં કરવસુલી કર્યા કરતા હતા. ઔરંગઝેબે આ બધાનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. એણે સૈન્યના બે ભાગ પાડ્યા. એક કિલ્લા લેનાર વિભાગ અને બીજો આ ગડબડ મચાવનારને વશ કરનાર વિભાગ. કિલ્લા લેનાર વિભાગની સરદારી ઔરંગઝેબે પોતે લીધી. મરાઠાઓના એક પછી એક કિલ્લા એણે જીતવા તો માંડ્યા પરંતુ મોગલોની પૂંઠ ફરે એટલે એ જ કિલ્લા મરાઠાઓ પાછા જીતી લેતા. ગૂજરાત, માળવા વગેરેનો બંદોબસ્ત કરવા ઝુલ્ફિકારખાં ગયો પરંતુ ત્યાં ય મોગલસેનાને આવો જ અનુભવ થયો. મરાઠા લશ્કર અત્યંત સાદાઈમાં રહેતું હોવાથી મોગલ સેનાને જોતાં જ એ વીખરાઈ જતું અને મોગલોની પૂંઠ ફરે એટલે ફરીથી જમા થઈ મુલકમાં ગડબડ મચાવ્યા કરતું. મરાઠાઓએ કિલ્લા પાછા લેવા માંડ્યા અને મુલકમાંની તેમની ગડબડ ચાલુ જ રહી. આથી ઔરંગઝેબ નિરાશ થયો અને ૧૭૦૭માં મૃત્યુ પામ્યો. મરાઠાઓને જીતવાનો એનો પ્રયત્ન આ રીતે નિષ્ફળ ગયો.

---

## નવો ચીલો!

[ મિશ્ર – શાર્દૂલ ]

નિસર્ગમાં લીન બની જયે અમે  
સૌ જીવનું પોરણ એક રાખ્યું 'તું  
સજાગ આ ભાવ ઉરે રહેતો :  
ક્યારે ધન્ય પળો મળે જીવનમાં જીવી પરાર્થે જઉં.

*

પરન્તુ આ કાનૂનમાં નવીનતા  
ને લાવવા ક્રાન્તિ તણીય ભાવના (!)  
પાડ્યો અમે માનવીએ નવો ચીલો  
ને હાવાં બસ ફેર આ થઇ ગયો : ભોગે બીજાને જીવું.

મૂળશંકર જોષી

# ગામડું અને રોકડો પૈસો

હું ગામડામાં રહું છું. તમે બધા ગામડેથી આવ્યા છો. આજે ગામડાં તમને પર્વતમાંની બખોલ જેવાં લાગશે. પહેલાંની શાંતિ, નિરોગીપણું, સુખ, ઉદારતા આજે ત્યાં નથી. ગામડાંની સ્થિતિ કઢંગી થઈ ગઈ છે. શહેર અને ગામડાનો સંબંધ તૂટી ગયો છે. ગામડાંના લોકોને પૂછો તો તેઓ કહેશે કે પૈસો મળે તો સુખી થઈએ. પૈસો ક્યાં મળે એમ પૂછો તો કહેશે કે શહેરમાં. આમ બધાનું મોં આજ શહેર તરફ વળ્યું છે. વળી બધા કહે છે કે ધંધામાં કસ નથી. અને તમે પૂછો કે તો તમે ધંધો શા માટે કરો છો ? તો કહેશે કે શું કરીએ, બીજું સૂઝતું નથી !

જો અનાજ બરોબર પાકે, તો કહેશે કે ભાવ ક્યાં છે ? ખાવા અનાજ જોઈએ. તે હોવા છતાં આજે માણસ સુખી નથી. કારણકે તેને તો રોકડો પૈસો જોઈએ છે સુખે જીવવા અનાજ હોય છતાં નકામો રોકડો પૈસો એ જ બધું છે એમ માની તે દુઃખી થાય છે. પૈસો માણસનો સર્વનાશ કરનારો છે. તે શરીરને તાત્કાલિક સુખ આપે છે પણ આત્માનું પતન કરે છે. પૈસા તરફ આપણું મોં હોવાથી જ આપણે લુંટાયા અને ગુલામ બન્યા. પૈસા માટે જ આપણે પ્રતિષ્ઠા, હુન્નર, ઉદ્યોગ બધું ગુમાવ્યું છે. સિક્કાના મોહથી આપણા સારા સારા માણસો સરકારના ગુલામ બન્યા છે. હાથપગ એ સાચું ધન છે એ આપણે ભૂલ્યા છીએ. ગામડું છોડયું પૈસા માટે, ગૃહઉદ્યોગો છોડયા પૈસા માટે. આમ ટૂંકમાં, રોકડા પૈસાના મોહમાં સારીય દુનિયા આજે સપડાઈ ગઈ છે.

પહેલાં આટલી ગરીબાઈ અને આજે છે એટલી ગુહસ્થાઈ ન હતી. ગામડાંમાં કોઈ પૈસાદાર ન હતો. ત્યારે વેંત અને તાડ જેવો તફાવત ન હતો. કોઈની પાસે વેંત જેટલી મૂડી હોય તો બીજા પાસે બહુ બહુ તો દોઢવેંત હોય એટલું જ. ગામડાંમાં ખેડૂતને મદદ કરવા બધા વસતા. બધા મળી ગામડું એક ઘર બનતું. ગામની પ્રતિષ્ઠા બધા પોતાની ગણતા અને તે સાચવવા મથતા. સુથાર, લુહાર, હજામ સૌ કોઈ ખેડૂતનું કામ વગર પૈસે કરી આપતા. બ્રાહ્મણ છોકરાં ભણાવતો, સારાનરસા પ્રસંગોએ ક્રિયાઓ કરી આપતો, છોકરાં માટે કન્યા અને છોકરી માટે વર શોધી લાવતો. વાણિયો એ મહાજન કહેવાતો. તે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરનારો. ગામડાંની જરૂરિયાત સંતોષવાની જવાબદારી તેની. પાકેલા અનાજનો નિકાલ કરવો એ તેનું કામ. અનાજ પાકે ને તૈયાર થાય એટલે ખેડૂત, હજામ, લુહાર, બ્રાહ્મણ વગેરે બધાંને વહેંચે. વાણિયો એ તો ગાંધીજી જેને ટ્રસ્ટી કહે છે એવો ગૃહસ્થ. લોકો તેને બાપા, કાકા કે ભાભા કહેતા, બાપા કહેવાય છતાં તે પણ કામ કરે, તેનાં ઘરનાં પણ કામ કરે. કશી મોટાઈ નહિ. કોઈને દાગીના જોઈએ તો તે પહેરવા આપે. મહેમાન આવે કે લગ્ન પ્રસંગે ગાદલાં ગોદડાં જોઈએ તો લોકો મહાજનને ત્યાં જઈ લઈ આવે. વાણિયાની મોટી ડેલી હોય તે સારાનરસા પ્રસંગે સૌ કોઈને વાપરવા મળે. મહાજન પાસે પૈસા વધે તો તેનો ઉપયોગ પણ બધા માટે કરે : કૂવો બંધાવે, ધર્મશાળા કરાવે, સંઘ કાઢે. આમ તે વખતે રોકડા પૈસાની કોઈને જરૂર પડતી નહિ. સૌ કોઈને ખાવા પૂરતું મળી રહેતું. મોટી શાળા પાઠશાળાઓ નહોતી, મોટરો કે આગગાડી નહોતી, તાર ટપાલ નહોતાં; છતાં બધો વ્યવહાર બરોબર ચાલતો અને સૌ સુખી હતા. દમડે ઊંટ પણ દમડું કોને ઘેર ? એ સ્થિતિ હતી. પ્રજા પૈસાને ઓળખતી જ નહિ. નવરા પડતા ત્યારે લોકોપયોગી કામ કરતા. ૨૫-૩૦ ગાઉ ચાલવું તે વખતે રમત વાત હતી. તે વખતે લોક ભીટ નહોતા. એકબીજાના વર્તન અને ચારિત્ર્ય પર સૌ કોઇની નજર રહેતી. પણ સિક્કાનો મોહ લાગ્યો અને સ્વર્ગ તરફથી આપણે નર્ક બાજુ વળ્યા—સ્વતંત્રતા ખોઈ, ગુલામ બન્યા. સિક્કા ખાતર આજે સૌ એકબીજાને લૂટે છે. ઉપરનો નીચેનાને લૂંટે છે. પરિણામે નીચેના કેટલાકનાં ઘર નાબૂદ થઈ ગયાં છે. સ્થિતિ જોઈ દયા આવે છે, કંપારી છૂટે છે.

હું જ્યારે આવી આવી વાતો કરુ છુ ત્યારે આજના જુવાનિયા કહે છે કે હું સત્તરમી સદીની વાત કરુ છુ ! પણ તેઓ સમજતા નથી કે આ સત્તરમી સદીનો શબ્દ તો પશ્ચિમનો છે તે દિવસોમા તો ત્યાના લોકો જગલી હતા, જ્યારે આપણે તો સમૃદ્ધ અને સુખી હતા પાચ હજાર વર્ષ પર પણ આપણે સુધરેલા અને સુખી હતા પૈસા તરફ મોહ થવાથી જ પ્રજાના નીચલા થરનો આપણે નાશ કરી ગયા છીએ આજના દાક્તરો, લેખકો કલાકારો, કવિઓ કોઈ ગામડાને ખપ લાગતા નથી કારણ બધાને પૈસો જોઈએ છે ગામડા બિચારા પૈસો ક્યાથી આપે ? •

પગાર વધવાથી સુખી નથી થવાના જો આપણુ જીવન સુધારીશુ તેને ઊચે લઈ જઈશુ તો જ આપણે સુખી થઈશુ જરૂરિયાતો વધારવાથી સુખ નથી મળવાનુ જરૂરિયાતો જરૂર પૂરતી હોવી જોઈએ પ્રભુએ તો આપણને બે હાથ ને બે પગ વચ્ચે પેટ આપ્યુ છે એ પેટ માટે ગર્ભમા અનાજ પહોચાડનાર શુ આપણને ભૂખ્યા રાખશે ? આપણુ પેટ એ 'બળ્યુ પેટ' નથી આજે આપણે દુખી છીએ, કારણકે આપણે નવા પેટ ઊભા કર્યા છે પશ્ચિમ-વાળા કહે છે કે જરૂરિયાતો વધારો તો સુખી થશો આ તો તેમના સ્વાર્થની વાત છે તેમનો માલ વધુ ખપે તેથી તેઓ એમ કહે છે પગાર વધે કે ઘટે તે પર સુખદુખનો આધાર નથી.

પૈસો એ ભયકર વસ્તુ છે તે પેદા કરતા, વાપરતા અને સાચવતા પાપ કરવુ પડે છે તે પેદા કરતા ઘણી બુદ્ધિ અને યુક્તિપ્રયુક્તિ વાપરવી પડે છે અને સાચવતા જિદગી પૂરી થાય છે

આજે ગામડામા અનેક કુટેવો પેઠી છે એ બધી કુટેવો શહેરીઓએ, ગામડામા જતા આવતા શહેરીઓએ, પેસાડી છે પૈસા માટે હાયહાય કરવામા આજે ત્યા જીવન ખતમ થાય છે ગામડે ગામડે હોટલો થઈ છે ચા, બીડી કસુબાએ ઘર ઘાલ્યુ છે આ બધામાથી કેમ ઉગારો થશે ?

પહેલા લોકો શહેરમા જવુ હોય તો ઘેરથી ભાથુ બાધી સાથ સગાથ શોધી, લાબી મજલ કાપી જતા શહેરમાથી જરૂરની વસ્તુ ખરીદી પોટલુ ઊચકી પાછા ફરતા આજે તો મોટરો આવી અને અનેક ખર્ચા વધ્યા છે પૈસો પેદા કરવો એમા અને બચાવવો એમા ઘણો ફેર છે બચાવવુ એ અતિ ઉત્તમ વસ્તુ છે તે અહિસક ધન છે એ તો કોઈને દુખ દીધા વગર પેદા કરેલુ પવિત્ર ધન છે જ્યારે પેદા કરવામા તો કોઈને દુખ દેવુ પડે અને પાપ પણ કરવુ પડે

આજે તો આવક નહિ અને ખર્ચા વધ્યા ખેતીનો કસ ગયો અનાજ ઓછુ પાકે છે વધુ પકવવા જેટલી મહેનત કરવી જોઈએ તે કરવા માટે તાકાત ક્યા ? આજે ગામડા મરવાની અણી ઉપર છે છેલ્લા ડચકા ભરે છે આ બધો પ્રતાપ પેલા રોકડા રૂપિયાનો છે આજે તો ગામડામા ફીચર પેઠુ છે અને તેણે તો દાટ વાળ્યો છે તેની શી વાત કરુ ? સૌ કોઈને હરામનુ ધન કમાવાની દાનત થઈ છે પાયમાલી અને અધ પતનની કાઈ સીમા છે ?

આ બધી પાયમાલીમાથી બચવા ગામડામા પાછા જવુ પડશે પહેલા ખૂબ મહેનતે પૈસો મળતો આજે તો પૈસો પેદા કરવામા જે પવિત્ર બુદ્ધિ જોઈએ તે વગર મહેનતે આવે છે પૈસાની ઉત્પત્તિ અને વાપર કૃત્રિમ બન્યા છે

પૈસો એ તમારા જીવનનુ સર્વસ્વ છે એ ભૂલી જજો તેનાથી જેટલો લાભ મળે એટલો લેજો તમારી પાસે અને તમારા જીવનમા જે ઉત્તમ વસ્તુ છે તેને સિક્કાને ખાતર વેચશો નહિ

તમે જો તમારી નજર દેશના કલ્યાણ તરફ રાખશો તો તમારો ધધો શ્રેષ્ઠ ગણાશે જે પૈસો મેળવો તે હિદના મોં તરફ જોઈને ખર્ચજો પૈસો પ્રજા પાસેથી આવે છે એ પ્રજા સામે જોઈને પૈસા ખર્ચજો પૈસા વાપરવાથી બીજાને સુખ થાય એ રીતે ખર્ચજો

તમારા હાથ એ તમારી મોઘામા મોઘી મૂડી છે તેની કિમત ભારેમા ભારે છે તેને માત્ર પૈસા માટે ન વેચતા પ્રજાના કલ્યાણ માટે જ એ મૂડીનો ઉપયોગ કરજો *

રવિશકર મહારાજ

• ગાધીજયન્તી પ્રસગે અમદાવાદ મજૂર મહાજનના પ્રતિનિધિઓની ખાસ સભામા આપેલુ ભાષણ

# ચાલાકી

એક ભવ્ય અને અફલાતુન ઓરડાની અંદર બે મનુષ્યો અજાયબીથી એકમેકને ટીકતા ઊભા હતા. બેમાંથી એકેએ બીજાને ત્યાં જોવાની આશા નહોતી રાખી એમ તેમનાં મુખ પરથી જણાતું હતું. ઓરડાનું ફરનિચર જોઈ ખાતરી થાય કે ત્યાં ખૂબ પૈસાદાર મનુષ્યોનો વાસ હોવો જોઈએ. મરીન લાઈન્સ પર બંધાયેલા નવા મકાનના એક ફ્લેટનો તે ઓરડો હતો. એટલે તેમાં સારી ચીજોની આશા હોવાથી તેઓ અહીં ખેંચાઈ આવ્યા હોય એમ જણાતુ હતું. બેઉના દેખાવ પરથી એટલું કહી શકાય કે પાછળથી આવેલ મનુષ્ય આ ઓરડાથી અજાણ્યુ ન હોય એવા દેખાવવાળો લાગતો હતો.

નાથીઓ એક કબાટની ચીજો ચૂંથવામાં રોકાયેલો હતો એટલામાં તેણે દરવાજો ખુલવાનો અવાજ સાંભળ્યો. પેલો મનુષ્ય દાખલ થતાં જ નાથીઓ જાણી શક્યો કે તે આ મકાનનો જાણકાર હોવો જોઇએ. તેને જોતાં જ નાથીઆના પેટમાં ફાળ પડી અને બીકથી તેનું મોઢું ફાટી પડયું જાણે તેના ખરબચડા દાંત પકડી રાખવાની નીચલા જડબામાં તાકાત ન હોય તેમ તે લાચાર બની ગયો.

નાથીઓ તંદુરસ્ત નહતો તેમજ દેખાવડો પણ નહતો. તેનું મોઢું નાક જાણે આંખો અને હોઠ વચ્ચે ઊકિયું કરતું હોય એમ દેખાતું હતું. તેના કપડાંલત્તાંનું પણ ઠેકાણું નહતું. માથામાં ચીંથરા જેવી ટોપી દાબેલી હતી. કોટમાં પાંચ થીગડાં નજરે ચડતાં હતાં. નીચે તેના શરીરના રંગ કરતાં પણ વધારે કાળી પડેલી કાચડી પહેરેલી હતી.

નવા આવેલા પરોણાને જોઇ તેના મુખ પર લાચારી ધાઈ આવી. આવા સંજોગો વચ્ચે તેનાથી બહાદુરી બતાવી શકાય એમ હતું જ નહિ. તે નવા આગન્તુક પાસે આવી હાથ જોડી બોલ્યોઃ "તમોએ મને વખતસર સપડાવ્યો છે, શેઠ."

"જરૂર; એમાં શો શક છે?" નવા આવનારે ઠંડે પેટે જવાબ વાળ્યો.

નાથીઆ કરતાં તે દેખાવમાં તદ્દન જુદો જ તરી આવતો હતો. જ્યારે નાથીઆએ મેલાંઘેલાં ફાટેલાં કપડાં પહેર્યાં હતાં ત્યારે એણે વૉશિંગમાંથી મગાવેલા તરતના સફેદ પાટલુન તથા લોંગકોટ પહેર્યા હતા. ઉપર મજાની એંગ્લીરી ટોપી દેખાતી હતી.

"તું ચોરી કરવા આવ્યો છે તેમાં જરા યે શક નથી. પાકો ડામીસ દેખાય છે," તેણે કહ્યું. નાથીઆએ કંઈ જવાબ આપ્યો નહિ.

"ખરેખર, તેમજ છે. આવી રીતે તું દેશનું તેમજ સમાજનું ભલું કરે છે એમ ને! મને ખાતરી છે કે અહી આવવા માટે તારી પાસે બીજું કંઈ બહાનું નહિ હોય." સફેદ કપડામાં સજ્જ થયેલા મનુષ્યે જણાવ્યુ.

"ધારી લો કે હું ચોર છું તો શું થયું?" તે એટલું જ બોલ્યો. પણ જાણે નાસવાની બારી શોધતો હોય તેમ ચારે તરફ વહેમી રીતે જોવા લાગ્યો. આવી રીતે વાતોમાં નાખી, કેવી રીતે હાથતાળી આપવી તે જ વિચાર એના મનમાં ઘોળાયા કરતો હતો.

"કંઈ નહિ, પણ મારે શિખામણ આપવી જોઇએ કે આબરૂદાર મનુષ્યો માટે એ ધંધો સારો નથી."

"હું ધારું છું તમો આ ફ્લેટના માલિક હશો, નહિ?" નાથીઆએ સવાલ કર્યો. આ સાંભળી નવા આવેલ મનુષ્યના કપાળ પર કરચલીઓ ફરી વળી.

"માલિક? નહિ. હું પોતે મિ. પ્રબોધકુમાર મહેતા સોલિસીટર નથી. હું તો તેમને મળવા માટે અહીં આવ્યો છું. જો તારે મારું નામ જાણવું હોય તો જણાવું. લોકો મને આનંદકુમાર ભટ્ટ તરીકે ઓળખે છે. હું વકીલ છું." તે જરા થોભ્યો.

"તારુ નામ ?" તેણે પૂછ્યુ

"નાથીઓ."

નવા આવનારે નાથીઆને ધ્યાનથી તપાસ્યો પછી પોતાના નવા ફાઈન જોડાના ટોથી જમીન પર અવાજ કરતો વિચારમા ઊભો નાથીઆને ધ્રૂજતો જોઈ તે બોલ્યો "મારે તને પોલીસને હવાલે કરવો જોઇએ "

"મહેરબાની કરી મારા પર દયા કરો," નાથીઓ કરગરીને બોલ્યો

"શા માટે ?"

"હું ત્યા ઘણો વખત રહી આવ્યો છુ," તે લાચારીથી બોલ્યો

"ત્યારે મારી ધારણા ખરી પડી કે તું નામીચો ડામીસ છે "

બોલવા માટે નાથીઆના હોઠ ધ્રૂજવા લાગ્યા ગભરાટથી તેની આખમાથી આસુ ખર્યા ભોખરા સાદે તે બોલ્યો 'આ વખતે મે મારી બૈરી અને બચ્ચા વાસ્તે કઈ સગવડ કરી નથી!"

આનદકુમાર થોડો વખત વિચારમા થોભ્યો નાથીઆને આશા ઉત્પન્ન થઈ કે તેની આજીજીએ વકીલસાહેબનું હૃદય પીગળાવ્યુ હતુ તે ધીમેથી બોલ્યો "ત્યારે તમે મને જવા દેશોને, સાબ ?"

"તારા જેવા મનુષ્યોને જવા દેવામા જોખમ છે પણ આવ્યો છે તો જરા આરામ કરીને જા તું એ મેજિસ્ટ્રેટનો એક ધનાક છે " આનદકુમારે હસીને જણાવ્યુ

બહારથી ગભરાતો દેખાતો પણ અદરથી નાસવાની જગ્યા શોધવામા મચેલો નાથીઓ એકો વકીલસાહેબની મજાક આ વખતે તેને જરા યે ગમી નહિ

વકીલસાહેબે ખીસામાથી ડબી કાઢી નાથીઆને પૂછ્યુ 'બીડી પીશ ?"

"નહિ, મહેરબાની રોક "

વકીલસાહેબે એક પોતે લીધી અને બીજી આગ્રહ કરી નાથીઆને આપી.

સીગરેટને ફૂક મારતા નાથીઆમા હિમત આવી

"મારો તો અહી આવવાનો વિચાર જ ન હતો પણ અધારામા પાછળના બાથરૂમની બારી ખુલ્લી દેખાઇ એટલે વિચાર થઈ ગયો વધારે ફાફાફોફા કર્યા વગર જે થોડુ પણ હાથ આવે તે લઇ ભાગવાનો મારો વિચાર હતો " નાથીઆએ જણાવ્યુ

"મને હમેશા સાચુ બોલનાર મનુષ્યો ગમે છે જો તુ ખોટુ બોલ્યો હોત તો તારા ભોગ લાગ્યા હોત અમારા મેજિસ્ટ્રેટ સાહેબને પણ તારા જેવા મનુષ્યો ગમે છે "

"સા'બ, સાચાબોલો તો ઘણો છુ પણ પેટ માટે બધુ કરવુ પડે છે ' હવે નાથીઓ જરા ખીલતો દેખાયો

વકીલસાહેબે આડીઅવળી નજર ફેરવી થોડી-ઘણી ખુશ્શીએ આમતેમ થઈ હતી સૂવાના ઓરડામા નજર નાખતા કબાટ ખુલો જણાયો અને ત્યા ચીજો વિખાયેલી જણાતી હતી

"નાથીઆ, તુ બહુ મહેરબાન જણાય છે "

'સા'બ હું કઈ ઓફિસનો હમાલ નથી " હસીને નાથીઆએ જણાવ્યુ

ખરી વાત છે પણ મારા મિત્રની ચીજો તારા ખીસામા રહેવા દઇને હું તને જવા દઈ શકુ નહિ એ ખરુ ને ? '

"પણ મે તો કઈ લીધુ નથી," નાથીઓ અજાણ્યો બન્યો

"નાથીઆ, હમણા જ તે કહ્યુ કે તુ સાચા-બોલો છે "

સીગરેટનો છેલ્લો દમ લેતા તે બોલ્યો "મેં કઇ વધારે લીધુ નથી.'

"તારા ખીસા ખાલી કરી બધી ચીજો ટેબલ પર મૂક " વકીલસાહેબે હુકમ કર્યો.

નાથીઓ પહેલા અચકાયો પણ બચાવ માટે ખીસામાથી તેને ચીજો કાઢવી પડી

"જો કઈ યે બાકી રાખ્યુ તો જેલના દરવાજા તારા માટે ખુલ્લા છે "

આ બોલની નાથીઆ પર સારી અસર થઈ. તે ઝપાટાબંધ પોતાના ખીસામાંથી ચીજો કાઢવા લાગ્યો.

વકીલસાહેબ સીગરેટનો ધુમાડો કાઢતાં તપાસતા બેઠા.

નાથીઆએ બધી ચીજો ટેબલ પર રાખી. તેમાં સોનાનું ઘડિયાળ, મોતીની માળા, હીરાના એરીંગ, સીગરેટની ફેન્સી ડબીઓ, સોનામહોરો, સો સોની પાંચ નોટો વગેરે હતું.

"બસ, હવે તારી પાસે કંઈ નથી?" વકીલસાહેબે પૂછ્યુ.

"નાજી, સોગંદથી મારી પાસે કંઈ નથી." નાથીઆએ જવાબ આપ્યો.

"તું બાથરૂમની બારીમાંથી આવ્યો, એમ ને?"

"હા, સા'બ."

"જો હું તારી જગ્યાએ હોઉં તો ત્યાંથી જ પાછો જાઉં. પણ તું તો સામેની બારીમાંથી નાસવાનો વિચાર કરે છે," વકીલસાહેબે જણાવ્યું.

"ત્યારે તમે મને જવા દો છો, સા'બ?" તે હસીને ઊભો થતાં બોલ્યો.

"જરૂર. તારી પાછળ ધક્કા ખાવાનુ મિ. પ્રદ્યોતકુમાર પસંદ નહિ કરે, અને મારે યે શા માટે જુબાની આપવા માટે ધક્કા ખાવા?"

"ભગવાન તમારું ભલુ કરે."

"ઠીક, હવે જા. હું અહીં રહીશ અને મિ. પ્રદ્યોતકુમારને બધી વાત કરીશ"

"માગ તરફ તમોને તિરસ્કાર તો નથી આવ્યો ને?" તેણે જતાં જતાં પૂછ્યું.

"જરા યે નહિ. ખરા ચોરો ચોરી કેવી સીફતથી કરે છે તે જ મારે જાણવું હતું."

નાથીઓ ઝપાટામાં નીચે ઊતર્યો. આજુબાજુ કોઈ દેખાયું નહિ. એટલે ભગવાનનો ઉપકાર માનતો નાઠો. વકીલસાહેબ તેને જતો જોતાં બારીએ ઊભા.

*

નાથીઓ દૂર ગયા બાદ આનંદકુમાર પાછો આવી ખુરશી પર બેઠો. બીજી સીગરેટ સળગાવી ટેબલ પર પડેલી ચીજો તપાસવા લાગ્યો. નજર નાખતાં મોતીની માળા ગૂમ થયેલી દેખાઈ. તે ગુસ્સાથી જીભ ચાવવા લાગ્યો. નાથીઆએ ઊઠતી વખતે સીફતથી માળા સરકાવી લીધી હતી. તે બહુ કીંમતી હતી. પોતાની બેદરકારી ઉપર તેને ખૂબ ગુસ્સો ચઢ્યો.

આનંદકુમારનો ગુસ્સો પોતાના મિત્રની ચીજ ગઈ તેને માટે નહતો પણ પોતાનો હરીફ ઠગી ગયો તેને માટે હતો. ખરી વાત એ હતી કે તેણે પ્રદ્યોત–કુમારને જોયો યે નહતો. આ ભવ્ય ઓરડામાં તેની હાજરી નાથીઆની સરખામણીમાં જરાયે કાયદેસર નહતી.

ભપકાદાર પોશાકમાં સજ્જ થયેલો આનંદકુમાર પણ એક ઠગ હતો. તેનો ધંધો ચોરીનો જ હતો. આવા હોશિયાર ચોરીના ઉસ્તાદ પાસેથી એક લુખ્ખો નોકર જેવો ચોર મોતીની માળા લઈ ગયો તે માટે તેને બહુ અફસોસ થયો. જ્યારે નાથીઆ જેવા ચૂપચૂપ પાછલી બારીએથી ચઢી ગભરાટમાં પોતાનું કામ કાઢે ત્યારે તેના જેવા બાદશાહીથી તાળું ખોલી શેઠની માફક પ્રવેશ કરે. કોઈને શક ન આવે એમ કોઈ મકાનમાં ચડે. અમુક તમુકની પૂછપરછ કરે અને ખાલી ફ્લૅટ જોતાં રીફતથી અંદર પ્રવેશ કરે. કોઈને વહેમ ન આવે કે અહીં ચોર ભરાયો છે. નાથીઆ જેવા બીનઅનુભવી બીખારચોરોને એ સહેલાઈથી ડરાવી હાંકી કાઢે. ને આરામથી બારીક પણ કિંમતી ચીજો ખીસામાં ભરે એટલે કોઈને શંકા ન જાય. અને કદાચ કોઈનો ભેટો થઈ જાય તો યે ખૂબીથી પોતાનો માર્ગ સહીસલામત રીતે કાઢી શકે. આ બધાંનું કારણ એટલું જ કે મોટાં શહેરોમાં તે ભપકાદાર રેશમી કપડાંમાં સજ્જ થઈ લાયક ગૃહસ્થનો દેખાવ કરી શકે છે. આ બધું એવા લોકોની ચાલાકીને આભારી હોય છે.

ટેબલ પર પાથરેલી ચીજો તરફ તેણે નજર ફેરવી આ નજરમાં પેલી ચીજોની કિંમત આંકવાની શક્તિ સ્પષ્ટ જણાતી હતી. બધી ચીજો સહેલાઈથી વેચાઈ શકે એમ હતી. સોની નોટો લેવામાં જોખમ

હતું, કારણકે નબર ઉપરથી પકડાઇ જવાની ધાસ્તી હતી બીજી ચીજો માટે કોઇ પણ દુકાનદાર વગર પચાતે હજારેક રૂપિયા આપી શકે એમ હતુ

હવે વધારે વખત ગુમાવવાનો અર્થ નહનો એમ સમજી તેણે સીગરેટની કિમતી ડબી ઉપાડી, તપાસી, રૂમાલથી સાફ કરી ખીસામા સેરવી તેવી જ રીતે હીરાના એરીંગ વગેરે ચીજો જુદા જુદા ખીસામા સેરવી દીધી

જ્યારે સોનાનુ ઘડિયાળ હાથમા લીધુ ત્યારે દરવાજો ખુલવાનો અવાજ તેણે સાભળ્યો . ઘડિયાળ તપાસનો તે આગમથી બેઠો; પણ કેવી ચાલાકીથી કામ લેવુ તેના વિચાર તેના મગજમા ઘોળાયા કરતા હતા

આવનાર મનુષ્ય દાખલ થયો છતા યે આનદકુમારે જરા યે ગભરાયા વગર ઘડિયાળ તપાસવાનુ પોતાનું કામ ચાલુ રાખ્યુ

" તમે જ મિ પ્રદ્યોતકુમાર સોલિસીટર ને ? " પેલો મનુષ્ય પાસે આવ્યો ત્યારે હસીને આવકાર આપતા આનદકુમારે પૂછ્યુ

તદન અજાણ્યા મનુષ્યને એવી રીતે પોતાના ઘરમા આગમથી બેઠેલો જોઇ પહેલા તો સોલિસીટરસાહેબ નવાઇ પામ્યા પણ અનુભવી હોવાથી મન પર કાબુ મેળવી જવાબ વાળ્યો

" હાજી "

તે ભવ્ય ચહેરાવાળો અને અનુભવી મનુષ્ય દેખાતો હતો એણે ભપકાદાર પોશાક પહેર્યો હતો

તે જરા ઠીગણા બાધાનો પણ મજબૂત મનુષ્ય દેખાતો હતો

" તમને આવેલા જોઈ હુ ઘણો ખુશ થયો છું, " નાથીઆની માફક ગભરાઈ ન જતા મન પર બરાબર કાબુ મેળવી તેણે જવાબ આપ્યો

" કેમ ? શુ બન્યુ છે ? "

તેણે ઓરડામા ચારે તરફ નજર ફેરવી ફરનિચર પોતાની જગ્યાએ ન હતુ અદરનો કબાટ ખુલ્લો દેખાતો હતો પીધેલી સીગરેટના ટુકડા આમ તેમ પડયા હતા થોડી ચીજો ટેબલ પર પડી હતી

" તમારા માટે સારી ખબર નથી મારુ નામ આનદકુમાર છે તમારા માટે જ હુ અહી થોભ્યો છુ, " તેણે હસીને જણાવ્યુ

" આ ઘડિયાળ અને બીજી ચીજો ટેબલ પર કેમ આવી પડી છે ? મારી ગેરહાજરીમા અહીં શુ ચાલતુ હતુ ? " નવાઈ પામી સોલિસીટરે પૂછ્યુ.

" તમારે ત્યા ચોરી થઈ છે ! "

' ચોરી ? "

સોલિસીટરે જલદી જઈ ખુલ્લા પડેલા કબાટના ખાના તપાસ્યા પાછા ફરી ધાસ્તીથી તેણે જણાવ્યુ

"લુચ્ચો થોડી કિંમતી ચીજો ઉપાડી ગયો લાગે છે "

થોડી વાર શાન્ત રહ્યા બાદ તેને વિચાર આવતા સોલિસીટરે પૂછ્યુ " તમે પોલીસખાતાના માણસ છો શુ ? '

" નાજી, તેમ નથી હું સ્મોલ કોઝીઝ કોર્ટમા વકીલાત કરુ છુ નસીબજોગે હું અહી આવી પહોચ્યો "

આ સાભળી સોલિસીટરને વિચારમા પડેલો તેણે જોયો આથી તેના મનમા યે વિચારોની ગતિ ઝડપથી વધવા લાગી બધુ ગોઠવાઈ જતા તેણે પોતાની વાત ઝડપથી ચાલુ કરી દીધી

" બાજુના ફ્લેટમા રહેતા ભાઈને હું મળવા માટે અહીં આવ્યો હતો પણ તે બહાર ગયેલો હોવાથી તેને વિષે તમોને પૂછવા વિચાર કર્યો દરવાજો ઠોકતા તે આપોઆપ ખુલી ગયો ઘણી વખતે પાડોશીઓ એની બાબતમા ઉપયોગી થઈ પડે છે અદર દાખલ થતા જ ગભરાયેલો ચોર મારી નજરે ચડયો. ઉતાવળમા બીકને લીધે તે અદરથી બારણું બધ કરતા ભૂલી ગયો હશે મને જોતા જ તેના મોતીઆ મરી ગયા એટલે બાથરૂમ તરફ દોડી બારીમાથી કૂદી પડ્યો. હુ તેની પાસે જઈ પહોચુ તે પહેલા તે ગેબ થઈ ગયો શુ કરવુ તે વિચારમા સીગરેટ પીતો બેઠો હતો ત્યા તો તમે આવી પહોચ્યા ચોર પણ અનુભવી

હોવો જોઈએ, કારણકે એણે તમારી સીગરેટ કેસમાંથી સીગરેટ કાઢી પીધી છે. જુઓ, તેના છેડા પડેલા ત્યાં દેખાય."

તેને મળેલા થોડા વખતમાં આના કરતાં બીજી ચડિયાતી વાર્તા થડી કાઢવામાં વકીલસાહેબ જેવો બીજો ચતુર કોઈ ન હોઈ શકે. આનંદકુમારે તે માટે પોતાની જાતને શાબાશી આપી.

"હું તમારો બહુ આભારી છું. જો તમે વખતસર ન આવી પહોંચ્યા હોત તો મને વધારે નુકસાન જાત," એટલું બોલી સોલિસીટરસાહેબ ટેબલ પર ટીકતા વિચારમાં બેઠા. વકીલસાહેબ સમજ્યા કે કેટલી નુકસાની ગઈ તેની ગણતરીમાં તેઓ બેઠેલા હોવા જોઈ એ.

"માફ કરજો સાહેબ, પણ હવે મારે જવું જોઈએ. બીજાને મળવુ છે. મને ખાતરી છે કે પેલા લુચ્ચાએ તમોને વધારે નુકસાની પહોંચાડી નહિ હોય." વકીલસાહેબ જવા માટે ઊઠતા બોલ્યા.

"હા, બરાબર છે; હવે વાર લગાડવાની જરૂર નથી. પણ તમારો કાર્ડ મને આપવાની મહેરબાની કરશો? કદાચ પોલીસ તપાસમાં તમારી જરૂર પડે." સોલિસીટરે જણાવ્યું

"જરૂર, શા માટે નહિ? કદાચ મારી જરૂર પડે" એટલુ બોલી વકીલસાહેબે કાર્ડ કાઢી મર્યો.

કાર્ડ લેવા માટે સોલિસીટરનો હાથ લાંબો થયો, પણ કાર્ડને બદલે તેનો મજબુત પંજો વકીલસાહેબના હાથ પર પડયો તેણે વકીલનું કાંડુ મજબુતાઇથી પકડયું.

"સાહેબ, આ તમે શું કરો છો?" છૂટા થવા માટે મથતા વકીલસાહેબે જણાવ્યું.

"ચૂપ કર, લુચ્ચા. તું મારા બાજુવાળાને મળવા આવ્યો હતો એમ કહે છે. પણ મને તેનું નામ જણાવી શકીશ?" સોલિસીટરે ગુસ્સાથી જણાવ્યું.

વકીલસાહેબનો ચહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો.

"આ સભ્યતા ન કહેવાય. તેનું નામ હમણાં જણાવું છું." ગભરાઈને તેણે જવાબ વાળ્યો.

"તેનું નામ શું?" તેને મજબુતાઈથી પકડી સોલિસીટરે પૂછ્યુ.

"હું તે જાણતો નથી. અમે સ્ટેશન પર મળ્યા હતા. તેણે ઘેર આવવા માટે મને ઠેકાણું આપ્યું હતું. ઉતાવળમાં નામ પૂછતાં હું ભૂલી ગયો. હવે મને જવા દો." એટલું બોલી તે ધ્રૂજતો જણાયો. અને હવે પોતાનું સઘળું જોર એકઠું કરી તેના પંજામાંથી છટકવા માટે ફાંફાં મારવા લાગ્યો.

આમ કરતાં તેને ખ્યાલ આવ્યો કે સોલિસીટર તેના કરતાં મજબૂત હતો. આ બાબતની તેને ખાતરી થઈ છતાં યે છેલ્લા યત્ન માટે તે સોલિસીટર તરફ ધસ્યો. પ્રદ્યોતકુમારે તેને જોરથી ધક્કો મારી દૂર નાખ્યો. નીચે પડતાં જ તેના ખીસામાંથી એરીંગ સરી પડયા.

સોલિસીટરસાહેબ હસી પડયા અને મદદ માટે ઘંટડી વગાડી.

"બહુ સરસ વાત જોડી કાઢી, પણ એક ભૂલ કરી પહેલાં ખાતરી કરી લેવાની જરૂર હતી કે મારી પાસેના ફ્લેટમાં કોણ રહે છે. ત્યાં તો એક યુરોપિયન વિધવાબાઈ પોતાની ત્રણ પુત્રીઓ સાથે રહે છે. એમની સાથે કોઈ ભાઇ રહેતો જ નથી!" તેને ઊઠતો અટકાવી સોલિસીટરે જણાવ્યું.

ઘંટડીનો અવાજ સાંભળી લીફ્ટમેન તરત હાજર થયો. સોલિસીટરસાહેબે તેને આનંદકુમારની સંભાળ રાખવા થોભાવી ફોન કરી પોલીસને બોલાવ્યો.

આનંદકુમાર વકીલસાહેબને હાથકડી પહેરાવી લઈ જવામાં આવ્યો. આ વખતે એના મનમાં ગંભીર વિચાર આવતા હતા. તેને ગુસ્સો ચડયો કે નાથીઆ જેવા બીનઅનુભવી ભીખારચોરે પેલો કિંમતી હાર વેચી પૈસા ઊભા કર્યા હશે; જ્યારે પોતાના જેવો અનુભવી હોશિયાર સફેદ ઠગ ઝાડ પર ફળ તોડવા ચડેલ નાના છોકરાની માફક ઝડપાઈ ગયો હતો!

'તેરા'

# શ્યામ

[ શ્રી સાને ગુરુજી ]

## ૬
## ઘરેણાંનો શોખ

હું પાચમા ધોરણમા હતો અમારી વાર્ષિક પરીક્ષા થવાની હતી પરીક્ષા લેવા 'ખરે' નામના પરીક્ષક આવવાના હતા બધા છોકરા અભ્યાસ બરાબર કરતા હતા અમારા હેડમાસ્તર અમને રોજ જુદા જુદા પ્રશ્નો પૂછી ઉત્તરો મ્હાવી લેતા

અને આખરે એ દિવસ આવ્યો ખરસાહેબ પરીક્ષા લેવા આવ્યા ચોથા–પાચમા ધોરણની પરીક્ષા રવિવાર હોવા છતા યે એ દિવસે લેવાનુ નક્કી થયુ. જ્યા પરીક્ષક ઊતર્યા હતા, ત્ય જ મકાને અમને બોલાવવામા આવ્યા અમે બધા હારબધ જઇને બેઠા જતી વખતે હેડમાસ્તર રસ્તામા પ્રશ્નો પૂછતા હતા એમણે પૂછ્યુ, "સૌથી મોટો પેશ્વા કોણ ?" મે જવાબ આપ્યો, "પહેલો બાજીરાવ" હેડમાસ્તરે જવાબ સુધાર્યો, 'નહી —પહેલો માધવરાવ સૌથી મોટો પેશ્વા " કવાઇત સિપાઈ ઓને રણક્ષેત્રમા લઈ જતો ત્યારે રસ્તામા કવાયત શીખવતો અમારા હેડમાસ્તર રસ્તે જતા જતા અમને પરીક્ષા માટે તૈયાર કરતા હતા

પરીક્ષક આવ્યા બધા છોકરા ઊભા થયા ત્યાર પછી પરીક્ષા શરૂ થઈ ગણિતના દાખલા લખાવ્યા, ઇતિહાસ પર પ્રશ્નો પૂછ્યા અમે કવિતા ગાઈ બતાવી પરીક્ષક રમૂજી સ્વભાવના હતા, એટલે પરીક્ષાનુ વાતાવરણ ઓછુ ગભીર લાગતુ હતુ

એટલામા મે હાથે પહેરેલી સોનાની ચૂડી તરફ પરીક્ષકસાહેબની નજર ગઈ મે કાને વાળી પહેરેની હતી એ વિષે અમારી વચ્ચે નીચે પ્રમાણે સવાદ થયો

પરીક્ષક. તુ અહીં આવ જો તારુ નામ શુ ?

હું શ્યામ

પરીક્ષક: શ્યામ, આ સોનાની ચૂડીઓ તને કોણે પહેરાવી ?

હું બાળશેઠ સોનીએ

પરીક્ષક કાને વાળી કોણે પહેરાવી ?

હું દાદીમાએ

પરીક્ષક જ્યારે તારો કાન વીંધ્યો હતો, ત્યારે તુ રડ્યો હતો કે નહિ ?

હું હા રડ્યો હતો

પરીક્ષક કેટલા દિવસ સુધી કાન દુખ્યો હતો ?

હું ઘણા દહાડા સુધી દુખ્યો હતો રોજ રાત્રે હું ઘીને દીવે શેકાવતો હતો

પરીક્ષક આ ચૂડીઓ તને ગમે છે ?

હું હા

પરીક્ષક ચૂડીઓ નીચે જો તો ખરો તારા હાથના કાડા કેવા થયા છે !

હું કાળા પડી ગયા છે

પરીક્ષક વારુ એ કાળા કેમ પડી ગયા ?

હું એ જગાએથી ઘસીને મેલ કાઢી શકાતો નથી નહાતી વેળાએ મેલ કાઢતા ફાવતુ નથી

પરીક્ષક રમતા, લખતા તારા હાથને ત્રાસ પડતો નથી ?

હું પહેલા એમ થતુ હતુ, પરતુ હવે કઈ લાગતુ નથી

હેડમાસ્તર અને મારામારીમા, તોફાનમા સામા માણસને મારવાના કામમા આવે

એ સાભળી બધા હસી પડ્યા છોકરાઓ ય હસ્યા હુ શરમીદો પડી ગયો

હેડમાસ્તર શ્યામ ! નીચુ કેમ જોઈ રહ્યો છે ?

પરીક્ષક બીશ નહિ હે શ્યામ, દાગીના કોણ પહેરે ?

હું સ્ત્રીઓ

પરીક્ષક તને પણ દાગીના ગમે છે, તુ નાકમા એક ચૂની ને કાનમા એરીંગ પહેર, ચાલશે ને ?

હું : સાહેબ, બૈરાંના દાગીના બૈરાં પહેરે. પુરુષના દાગીના પુરુષ પહેરે.

પરીક્ષક : શ્યામ, દાગીના પહેરવા સારું કહેવાય? તું દાગીના પહેરે તો તને લોકો સારો કહેશે, કે તું સારી રીતે ચાલે તો સારો કહેશે?

હું : સારી રીતે ચાલું તો.

પરીક્ષક : એકાદ છોકરો ચોરી કરે, પરંતુ એ તેણે બેત્રણ વીંટીઓ પહેરી હોય તો તેને કોઈ સારો કહે કે?

હું : ના.

પરીક્ષક : ત્યારે માણસ માટે ખરો દાગીનો કયો?

હું : સારી વર્તણૂક.

પરીક્ષક : બરાબર છે. બીજાંને મદદ કરવાથી હાથ દીપે છે. સારી વાતો સાંભળવાથી કાન શોભે છે. તારી આ વાળીથી ઓછો જ શોભવાનો હતો! હાથ ચૂડી પહેરવાથી શોભે નહિ ચૂડીઓ છે તે એક પ્રકારની બેડી કહેવાય.

હેડમાસ્તર : બેડી એટલે શું, શ્યામ?

હું : સિપાઈ ચોરને હાથમાં પહેરાવે છે એ

પરીક્ષક : તો પછી તને એવી બેડીઓ પહેરવી ગમે કે?

હું : ના.

પરીક્ષક: ત્યારે આ બેડીઓ કાઢી નાખ જો તને ખરેખર ન ગમતી હોય તો જ કાઢી નાખજે.

આ પ્રમાણે સવાલજવાબો થયા. અમને રજા આપવામાં આવી. બાકી રહેલી પરીક્ષા બીજે દિવસે લેવાની હતી.

છોકરા મારી મશ્કરી કરતા હતા. "શ્યામ બૈરી! શ્યામ બૈરી!" એમ બોલી મને ચીડવતા હતા. હું રડું રડું થઈ ગયો હતો. હું સીધો ઘેર આવ્યો. મેં બાને કહ્યું, 'બા, હું અત્યારે હાલ બાળશેઠને ત્યાં જાઉં છું ને ચૂડીઓ કાઢી નંખાવી દઉં છું. કાનની વાળી પણ કાઢી નાખવાનો છું. મને આ દાગીના શું કરવા પહેરાવ્યા હતા?"

બાએ કહ્યું, "તને જ પહેરવાનો શોખ હતો! કાનવાળી માટે તેં જ હઠ લીધી હતી. જા, ન જોઈતા હોય તો કાઢી નંખાવ."

હું બાળશેઠને ત્યાં ગયો. તે ઘેર નો'તા. તેમનો છોકરો સીતારામ ઘેર હતો. તેણે મને પૂછ્યું, "શ્યામ, કેમ આવ્યો હતો?"

મેં કહ્યું, "મારે ચૂડીઓ કઢાવવી છે. આ વાળી પણ કઢાવવી છે." તેણે કાઢી આપી. હું ઘેર આવ્યો.

મને ખરે જ આનંદ થયો હતો. મારા હાથ એકદમ હલકા થઈ ગયા હતા. મિત્રો, દાગીના પહેરવા એ જંગલીપણાનું લક્ષણ છે, એ આજે મને બરાબર સમજાય છે. એકને ઘરમાં પૂરું ખાવા પણ મળતું નથી, ત્યારે બીજો સોનામોતીથી શરીર સજાવે છે, એ હું જોઈ પણ શકતો નથી. જે દેશ સ્વતંત્ર નથી, તે દેશના ગુલામોએ આભૂષણો સજવાં એના જેવી શરમ ભરેલી બીજી કઈ વસ્તુ હોઈ શકે! કૂતરાના કાનમાં સાચાં મોતીની વાળી પહેરાવીએ, છતાં તે કૂતરો જ રહેવાનો. એને કદી પણ સિંહનું સ્થાન મળે?

સ્વતંત્રતા માટે બધા એ દાગીના અર્પણ કરવા જોઈએ. દેશનું દારિદ્રય દૂર કરવામાં એનો ઉપયોગ થવો જોઈએ. ન્યાયમૂર્તિ રાનડે ગળામાંના તાવીજને નાનપણમાં ખમીસની અંદર સંતાડી દેતા, ને કહેતા, "ગરીબ વિદ્યાર્થીઓ જુએ તો તેમને ખોટું લાગે ને!"

બધાને જે વસ્તુ મળે એ જ વસ્તુ લેવી. બધા જેનો ઉપયોગ કરી શકે તેમ હોય, તેનો જ ઉપભોગ કરવો એટલે દ્વેષ મત્સર સમાજમાં વધશે નહિ. ગોપાળકૃષ્ણનું જીવન તપાસો. ગોપાળકૃષ્ણ નંદરાજાનો પુત્ર હતો. પરંતુ એણે કદી હીરામોતીના દાગીના પહેર્યા નો'તા. એને માટે એક જ દાગીનો હતો—ફક્ત મોરનાં પીછાં—ને વનમાળા. કૃષ્ણ સોનામોતીથી પોતાના દેહને શણગારી શક્યો હોત, પણ ગરીબ ગોવાળીઆઓને સોનામોતીનાં આભૂષણો કોણે આપ્યાં હોત! કૃષ્ણ ખરા સમાનતાનો ભોક્તા ગણાય. જંગલમાં ઉગેલાં પ્રફુલ્લ ફૂલ દરેક જણ મેળવી શકે એમ છે. કૃષ્ણ ને તેના મિત્રો જંગલમાંથી ફૂલ વીણી લાવી માળાઓ બનાવતા ને પહેરતા—જંગલમાં ફરતાં મોરનાં પીછાં ભોંય પરથી મળી આવે તેનો મુગટ કરતા. એ મુગટ કૃષ્ણ ને એના મિત્રો માથે પહેરતા. બધાઓના ભાત ભેગા કરી સાથે જમતા.

વગાડવા માટે વાસની વાંસળી—સાદી ને સહેલાઈથી કોઈ પણ મેળવી શકે તેવી આમ ઐકયનો, પ્રેમનો, સમાનતાનો આનંદ કૃષ્ણે નિર્માણ કર્યો ગોપાળકૃષ્ણ આપણા ભારતવર્ષનો પહેલો સમાજવાદી મહાત્મા હતો શ્રીમતોના ઘરના માખણ લૂટી, તે ગરીબ છોકરાઓને વહેંચી આપતો ગોકુળના બાળકો અશક્ત હોય છતા યે લોકો માખણ વેચવા મથુરા જાય એ કૃષ્ણથી સહન ન થયુ તેથી તેણે એમના માખણ પડાવી ગોવાળીઆઓને આપવા માડયા એને કહેવાય ગોકુળનો રાજા ગોપાળકૃષ્ણનુ નામ લેવુ સહેલુ છે, પરંતુ એને જીવનમા ઉતારવો મુશ્કેલ છે ગોપાળકૃષ્ણના ખરા ભક્તો આ હિંદમા વસતા હોત તો એક બાજુ ભૂખમરો, દરિદ્રતા, દુર્બળતા બીજી બાજુ મોજશોખ ભોગવિલાસ, ઉડાઉપણુ જરે પડયા જ ન હોત

ઇંગ્લાડમા પદરમા સૈકામા થોમસ મૂર નામનો એક વિચાર-પ્રવર્તક લેખક થઈ ગયો છે એણે 'ઉટોપિયા' નામનો એક ગ્રથ લખ્યો છે ઉટોપિયા નામનો એક કાલ્પનિક બેટ કલ્પી ત્યાના લોકોની મહાન સસ્કૃતિનુ એ ગ્રથમા એણે વર્ણન કર્યું છે

એક વખત કોઈક દૂર દેશના લોકો એમના વહાણમા બેસી ઉટોપિયા પાસે આવી પહોચ્યા એ લોકોના ગળામા સોનાના હાર હતા એમના કાનમા મોતી હતા આગળીએ હીરાની વીટીઓ હતી આ બધા કઈ જાતના પ્રાણી છે એ જોવા ઉટોપિયાના લોકો ભેગા થઈ ગયા

"તમારા ગળામા આ શુ છે? આ દોરડા કોણે નાખ્યા છે? તમારા કાન કોણે વીધી નાખ્યા? તમે શુ નામ છો?" વગેરે પૂછી તે ઉટોપિયન લોકો પેલા શ્રીમત પ્રાણીઓની મશ્કરી કરવા લાગ્યા પેલા શ્રીમતોને ઉટોપિયન લોકોએ હૃદયની શ્રીમતાઈ શીખવી

આપણે ત્યા છોકરુ વરસદહાડાનુ થાય, તે પહેલા જ સોની પાસે એના કાન વિંધાવીએ છીએ પ્રભુના પયગંબર, તાજા ફૂલ, નાના બાળ ચીસો પાડે છે આપણે ત્યા નાની બાળાઓને પકડી રાખી તેમના નાક વિંધાવીએ છીએ બળદને નાથીએ છીએ તેના જેવુ જ એ કહેવાય બાળાઓના નાકમા ચૂની ભરાવીએ છીએ કબાટ કે તિજોરીમાથી કોઈ દાગીના ચોરી જાય તો એ બીકે આપણે શરીરમા કાણા પાડી એમને સાચવી રાખવાની જોગવાઈ કરીએ છીએ એ સિવાય તેમ કરવાનો બીજો શો હેતુ હોઈ શકે?

ખરે પરીક્ષકે નાનપણમા દાગીનાની અનાવશ્યકતા મને શીખવી ત્યારબાદ ફરીથી મારા શરીરે દાગીનાનો કદી પણ સ્પર્શ કર્યો નથી હુ મારી બહેનને ઘણી વખત કહુ છુ, "છોકરીના નાકકાન વીધ મા દાગીના પહેરવાનો શોખ હોય તો ભલે પહેરવ રોજ પહેરવ પરંતુ આ વિંધવાની ક્રિયા આપણી ક્રૂરતા ને જંગલીપણુ બતાવે છે" તેની બુદ્ધિને આ બધ ગ્રાહ્ય લાગે છે પરંતુ આચરણમા મૂકવાની તેની હિંમત ચાલતી નથી

બીજે દિવસે હુ ફરીથી નિશાળમા ગયો અમારી પરીક્ષા બાકી હતી મારે હાથે ચૂડીઓ નો'તી, કાનમા વાળી પણ નો'તી પરીક્ષકસાહેબે તે જોયુ તેમણે પ્રેમપૂર્વક મારી પીઠ થાબડી એ વખતે મને કેટલો બધો આનંદ થયો હશે!

અમારી પરીક્ષા પૂરી થઈ પરીક્ષક સાહેબે મારા બાપુજીને ખાસ મળવા બોલાવ્યા એમણે પૂછ્યુ "તમારા છોકરાને આગળ ભણાવવાના છો? અહી તો પાચમા ધોરણ સુધી જ છે"

બાપુજીએ કહ્યુ, "એક છોકરો પૂનામા અગ્રેજી ભણે છે એટલે શ્યામને કદાચ ન પણ ભણાવી શકુ"

પરીક્ષકે કહ્યુ, "શ્યામ બહુ જ સમજુ છોકરો મને તો લાગ્યો હુ ખૂબ ખુશ થયો છુ એ ભણે અને આગળ આવે એમ હુ ઇચ્છુ છુ એને ભણાવવાની જો તમે વ્યવસ્થા ન કરી શકતા હો, તો હુ એને મારી સાથે લઈ જાઉ એના આગળના અભ્યાસનો બધો બંદોબસ્ત હુ કરીશ"

બાપુજીએ 'વિચાર કરીને જણાવીશ' એમ કહ્યુ અને એમની સહાનુભૂતિ માટે આભાર માન્યો

બાપુજીએ ત્યારપછી જવાબમાં ના કહેવડાવી. બધાંએ એમને ઠપકો આપ્યો : "આવી સરસ તક જવા દીધી," એમ સગાંવહાલાંએ બાપુજીને કહ્યું.

બાપુજીએ મને કેમ ન મોકલ્યો ? એક વખત એક ગૃહસ્થ સાથેની એમની વાતચીત પરથી તેનું કારણ મેં જાણી લીધું.

એક ગૃહસ્થ : તમે ભૂલ્યા. શ્યામને ભણાવવાની બધી ય ચિંતા મટી ગઈ હોત.

બાપુજી : શ્રીમંત માણસને ત્યાં મારા છોકરાને મોકલતાં હું બીઉં છું. એને ત્યાં કંઈ ચીજ ખોવાય તો એનો આરોપ એને ત્યાં રહેતા ગરીબ છોકરા ઉપર આવે. ઉપરાંત શ્યામનો મને પૂરો વિશ્વાસ પણ નથી. એકાદ વખત કંઈક લે પણ ખરો. શ્યામને લોકો ચોર કહે. ઘરનાં માણસો હોય તો એના દોષને ઢાંકી રાખે, પરંતુ પારકાને શી પડી છે ? શ્યામ ભણીને કીર્તિ નહિ મેળવે તો ચાલશે, પણ ચોર તરીકે ખરાબ નામ મેળવે નહિ એટલે બસ. બીજું એ કે શ્રીમંતોને ત્યાં અનેક જાતના મોહ ઉત્પન્ન થાય એવું વાતાવરણ હોય છે. શ્યામ કદાચ એમાં ફસાઈ પડે તો ? મેં પૂરો વિચાર કરી ના પાડી છે. મારો છોકરો ભણે એવું કયો બાપ ન ઈચ્છે ? ભણશે એના નસીબમાં હશે તો.

બાપુજીના શબ્દો મારે કાને આવ્યા, ત્યારે મને ખોટું લાગ્યું ખરે પરીક્ષકને ત્યાં જઈ શક્યો હોત તો કેટલું સરસ થાત ! બાપુજીને મારા પર વિશ્વાસ નહતો. હું કદાચ ચોરી કરું એવી એમને બીક હશે. હું રડી પડ્યો. દાગીના કાઢી નાખનાર શ્યામે ચોરી કરી હોત ? કોણ કહી શકે એમ છે ? આગળ ઉપર એણે બેત્રણ વખત ચોરી કરી પણ ખરી. એ વિશે આગળ ઉપર આપણે જોઈશું. આજે એટલું જ ધ્યાનમાં રાખો કે સદાચાર એ મનુષ્યનો ખરો અલંકાર છે. સ્વાતંત્ર્ય ને સંસ્કૃતિ એ રાષ્ટ્રના અલંકાર છે. સમાનતા ને પ્રેમનું ઐક્ય ઉત્પન્ન કરવામાં જ મનુષ્યત્વ છે.

અનુ૦ મૂળશંકર પાધ્યા

ચાલુ ]

## સાધના

એક દિવસ એવું જોયું કે આકાશે જામ્યો અંધાર,
મેદાને અથડાયાં સૈન્યો, જામ્યો જંગ મહા ખુનખાર.
અસિ અસિ સામે અથડાતી, ઘાયલ યોદ્ધા પાડે ચીસ,
રાજપુત્ર રણમધ્યે ઘૂમે, દોટ મૂકે ધારીને રીસ.

ધૂળ તણા વંટોળ ઉડ્યા, ને ભારે કોલાહલ સંભળાય,
અશ્વો દોડે, શસ્ત્રો ખણકે, સહુ ઝંડો ઝૂંટવવા ધાય.
એક સુસ્ત સૈનિક ત્યાં ઉભો છેક ખૂણે વિચાર કરે,
"સાવ બુઠ્ઠી તલવાર થકી તે યુદ્ધ કેમ ખેલાય ખરે !
કેવી તીક્ષ્ણ અને તેજસ્વી અસિ વાપરે રાજકુમાર !
પરાક્રમો તો હું ય કરું, જો મળ્યાં હોય એવાં હથિયાર."
એમ કહીને પટકી નીચે તેણે લોઢાની તલવાર,
ચુપ ચુપ રણ છોડીને ચાલ્યો.

આવ્યો ખૂબ ઝઝૂમી રણમાં તે ઠામે જ્યાં રાજકુમાર,
બદન પરે ઘાવો ઝીલેલા, થાક્યા અંગ, છૂટયાં હથિયાર,
શસ્ત્રહીણા એ લડવૈયાએ દીઠી ભાંગેલી તલવાર.
દોડીને તે કરમાં લીધી, ધર્યો ફરી કરતો રણનાદ,
નવા વેગથી ધસ્યો શત્રુ પર ને પળમાં મૂકાવી વાટ.
લઈને ભાંગેલી તલવાર,
રણક્ષેત્રમાં વર્યો વિજયને તે દિન શૂરો રાજકુમાર.*

નાથાલાલ દવે



* અમેરિકન કવિ એડવર્ડ રોલેન્ડ સીલના 'ઓપોર્ચ્યુનિટી' એ કાવ્યનો અનુવાદ.

# વૈજ્ઞાનિક શોધ

## દૃષ્ટિ અને યત્ન

સારું કામ કદી નિષ્ફળ જતું નથી—મેક્સમુલર
અજ્ઞાન જેવો અંધકાર નથી—શેક્સપિયર
બધાને જ્ઞાન જોઈએ છીએ, પણ તેની કીંમત આપનાર થોડા છે.—જુવેનલ

**સવારથી** કાતરની પાસે પથરા ઉપર એક માણસ બેસી રહ્યો છે. ત્રણ સ્ત્રીઓ તેને 'કેમ છો ભાઈ' એમ પૂછી દ્રાક્ષના બગીચામાં કામે જાય છે. પેલો માણસ આખો દિવસ ત્યાં જ બેસી રહે છે અને તેની નજર એક જ જગા ઉપર ચોંટી રહે છે. પેલી સ્ત્રીઓમાંની એક પાછી ફરતાં બોલી ઊઠે છેઃ 'અરે...ગરીબ બિચારો!' બીજી સાથે સૂર પૂરે છેઃ 'હા, ગરીબ બિચારો!'

આ માણસ તે કુદરતનો અપ્રતિમ ભક્ત ફેબર હતો. જીવજંતુનાં જીવનમાં કુદરતી કાર્ય-પ્રેરણા (instinct) કેટલી છે અને તર્કબુદ્ધિ કેટલી છે તે શોધવા ધીરજ રાખી તે ત્યાં રાહ જોતો બેઠો હતો. પેલી બાઈઓને તે દયા ખાવા જેવો માણસ લાગ્યો, તદ્દન અશક્ત મનનો લાગ્યો, તેથી તેમણે ઉચ્ચાર્યું: 'ગરીબ બિચારો!'

*

ઈટાલીમાં પૈઝા નામે શહેર છે. તેમાં એક વિદ્યાપીઠ છે. વળી ત્યાં એક બાજુ ઢળતો મિનારો છે. ઈ. સ. ૧૫૯૧ માં એક દિવસ તે ધોળા આરસના મિનારાની પાસે વિદ્યાપીઠના સભ્યો અને બીજા માણસો ભેગા થયા હતા. તેમની સમક્ષ એક જુવાન અધ્યાપક દાદરો ચડતાં દેખાયો. સાતમી કમાન પાસેની ગેલેરીમાં તે ગયો. તેની પાસે બે વજનદાર દડા હતા. એકનું વજન બીજા કરતાં સોગણું હતું. તે બંનેને ગેલેરીની કિનારી ઉપર ગોઠવ્યા, અને એક જ પળે, એક સરખી રીતે, બંનેને છોડી દીધા. બંને એક સાથે રહી એક સાથે એક જ પળે જમીન પર અથડાયા કુદરતે ચોક્કસ અવાજમાં બે હજાર વર્ષોથી ચર્ચાતા પ્રશ્નનો સાચો જવાબ આપી દીધો.

ચોગાન છોડી જતાં વિદ્યાપીઠના મોટેરા બબડી ઊઠ્યાઃ "આ ધાંધલીઆ ગેલીલિયોને દાબી દેવો પડશે. સોગણું વજન એકગણા વજનથી સોગણી ઝડપથી નીચે પડે છે એ જ્ઞાન ખરું છે એવી



ગેલીલિયો

આપણી માન્યતા છે. એકગણું વજન અને સો ગણું વજન એક સાથે પડ્યાં એ જોઈ આપણે આપણી માન્યતા છોડી દઈશું એમ તે ધારે છે? સત્તાની આવી અવગણના ભયંકર છે. આપણે તેને આગળ નહિ વધવા દઈએ." એ રીતે નજરે જોયેલું પોતાની માન્યતા સાથે બંધ બેસાડવા તેમણે ચોપડીઓનો આશ્રય લીધો. અને તેમના મનની શાંતિનો



પૈઝાનો મિનારો

ભંગ કરનાર માણસ તેમનો દુશ્મન બન્યો. પોતાની માન્યતાને પ્રયોગના કસોટીએ ચડાવી અવલોકન વડે સત્યનો પાયો નાંખવા માટે ગેલીલિયોને વૃદ્ધાવસ્થામાં જેલ અને ભગ્ન હૃદય મળ્યાં! રૂઢિથી ચાલતા આવેલા મતના રક્ષકો નવી વૈજ્ઞાનિક પદ્ધતિના એ હાલ કરતા આવ્યા જ છે.

*

લંડનની 'રોયલ ઈન્સ્ટીટયુશન' નામની સંસ્થામાં વિદ્વાનોની સભામાં દુનિયાના એક મહાન પ્રયોગકાર ભાષણ આપે છે. તારના ગૂંચળા આગળ એકાએક લોહચુંબક લાવતાં તારમાં ધીમો વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થાય છે. પ્રયોગની બહુ અસર ન થઈ. સભાની લાગણી દર્શાવતાં એક બાઈએ પૂછ્યું: "તમે કહો છો તે પરિણામ આવે તો પણ તેનો ઉપયોગ શો?" યાદ રહી જાય એવો જવાબ મળ્યો: "નવા જન્મેલા બાળકનો શો ઉપયોગ થશે તે તમે કહી શકશો, બહેન?" આ જવાબ આપનાર અધ્યાપક ફેરેડે હતો.

*

એક વાર ફેરેડે ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ વડાપ્રધાન ગ્લેડસ્ટનને અને બીજા કેટલાકને એક વૈજ્ઞાનિક શોધ સમજાવવા પ્રયત્ન કરતો હતો. ત્યારે તે વિચક્ષણ રાજપુરુષે, ગ્લેડસ્ટને, તેને પૂછ્યું: "પણ તે શા કામમાં આવશે?" તરત જ જવાબ મળ્યો: "થોડા જ વખતમાં તમે તેના ઉપર કર નાખી શકશો!"

***

શિષ્ટ જનોને ફેરેડેની યાંત્રિક ગતિથી વિદ્યુત્ ઉત્પન્ન કરવાના સાધનની શોધ તુચ્છ લાગી. સત્તાના નિર્ણય સામે કુદરતના દરબારમા ગેલીલિયોએ અપીલ કરી તે મધ્યકાલના વિદ્વાનોને અવિવેક લાગ્યો. ધૈર્યપૂર્વકનો જીવજંતુઓનો અભ્યાસ મહેનતુ અજ્ઞાન સ્ત્રીઓને નબળાઈ અને આળસ રૂપે જણાયો. વિજ્ઞાનના ક્ષેત્રમાં કામ કરનાર આ ત્રણ પ્રકારના માણસનાં આ ત્રણ ચિત્ર છે. અને ત્રણ જુદા જુદા વર્ગનાં માણસોનું તેમના તરફનું વલણ આપણી નજરે પડે છે. પહેલું ચિત્ર કુદરતના ભક્તનું છે. તે જ્ઞાનની ખાતર જ્ઞાન શોધે છે. જે પડદા પાછળ કુદરતનાં રહસ્યો ઢંકાયેલાં છે તેનો એક છેડો જરા પણ ઊંચકાય તે માટે ગમે તેટલો વખત એકી ટશે બેસી રહેવું પડે તો તે બેસી રહેવા તૈયાર છે. તેને નવાં નવાં સૌંદર્ય જડે છે, નવી નવી આશ્ચર્યકારક બીના તેની નજરે આવે છે. દરેક શોધને અંતે મળતો

સંતોષ તેને માટે પૂરતો છે. પોતાના અભ્યાસની જે કીમત પોતે આંકે છે તે દુનિયા આંકશે કે કેમ તેની તેને જરા પણ પરવા નથી. કુદરતના આવા ભક્તની જગત દયા ખાય છે. હાંસી ન કરે તો તેનું નસીબ! જેથી પોતાને કે જનતાને ફાયદો ન થાય એવા વિષય પાછળ શા માટે કોઇ વખત બગાડે તે લોકો સમજી શકતા નથી!

મૂર્તિ તોડનાર ગેલીલિયો આથી જુદી જાતનો માણસ છે. તે સત્તા સામે બળવો ઉઠાવે છે. જૂની મૂર્તિઓ જૂઠી છે તે સાબીત કરવા તે આતુર છે. પોતે જે નવા સત્યનો બોધ આપે છે તે તરફ જગત બેદરકાર છે તેથી તે અધીરો બન્યો છે, પોતે સત્ય જુએ છે તેથી તેને સંતોષ નથી; પોતે જે સત્યનો સાક્ષાત્કાર પામ્યો છે તેની બીજાને ખાતરી કરી આપવા તે ઇચ્છે છે. રૂઢિની માન્યતાનો કિલ્લો તોડવા તે એકલે હાથે તૈયાર થાય છે. બધા યુગમાં તે શાંતિનો ભંગ કરનાર છે. મધ્ય યુગના કે તે પહેલાંના વિચારશીલ તત્ત્વવેત્તાઓમાં તેના તરફ જેટલો અણગમો હતો તેટલો જ અણગમો આ જમાનાનાં વિજ્ઞાનમંડળોમાં તેના તરફ છે. પણ ખાતરી રાખજો: આવા ફિરસ્તાના શરીરનો તમે નાશ કરો કે બેદરકારીથી તમે તેને નિરાશામાં નાખી દો, પણ સત્ય અને સુકૃતની દૈવી જ્યોત વડે જે દીવો તેણે પ્રગટાવ્યો છે તે કદી પણ હોલવાવાનો નથી.

વૈજ્ઞાનિકો કુદરત આગળ ભિક્ષુક નથી તેમજ તેની પાસેથી ઝૂંટવેલાં સત્યોના ઝનૂની વિવાદકો નથી. તેઓ કુદરતને બારીકાઇથી અવલોકે છે, તેનાં બળ અને નબળાઇ સમજે છે અને એ રીતે તેને કાબુમાં લેવાનાં સાધન શોધે છે. તેઓ ઊલટસુલટ તપાસ કરે છે, કસોટી કરે છે, પૃથક્કરણ કરે છે અને દરેક જાતની યુક્તિ પ્રયુક્તિથી કુદરતનાં રહસ્ય ખુલ્લાં કરે છે. આને માટે શ્રમ ઉઠાવવાની જરૂર છે એવું સમજનાર અખૂટ ધીરજ હોય તો જ ફતેહ મેળવી શકે. ગમે તે બાજુથી કુદરતનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતાં માર્ગમાં વિઘ્ન નડશે જ. તેથી પ્રગતિ માટે અથાગ શ્રમ અને તીવ્ર ઇચ્છા જરૂરનાં છે.

* * *

પેસ્ટોએ માણસને નુકસાનકર્તા કુદરતની શક્તિઓ સામે સખત લડત ચલાવી છે. પાંચ વરસ સતત પ્રયાસ કરી તેણે હડકવાનો ઉપાય શોધ્યો. તે અથાગ શ્રમ ઉઠાવનાર હતો. રાત્રિનો વખત તે રાહ જોવાના વખત તરીકે ગણતો. એવો જ વખતનો ઉપયોગ કરનાર મહાન ગણિતશિક્ષક **સી. જી. જે. જેકોબી** (ઇ. સ. ૧૮૦૪–૧૮૫૧) હતો. 'મારી ગણિતશક્તિ મને કુદરત તરફથી બક્ષિસ તરીકે નથી મળી, તે મેળવવા મેં સખત મહેનત કરી છે. ફક્ત ઉદ્યોગ નહિ, પણ મગજ થકવી નાખે એવું મનન–એવી સખત મજૂરીથી મારી તંદુરસ્તી બગડી છે,' એમ તે કહેતો.

*

ઘણાં વર્ષ ઉપર અમેરિકાના ખગોળવેત્તાઓએ પ્રશ્ન પૂછયો: "જીવંત અમેરિકનોમાં કોણે ખગોળની પ્રગતિમાં શ્રેષ્ઠ ફાળો આપ્યો છે?" તરત નામ આવ્યું. "**સાઇમન ન્યુકોમ્બે.**" તેણે કંઇ નવીન શોધ નહોતી કરી. પણ સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને કેટલાક તારાનાં સ્થાન નક્કી કરવા માટેની ગણત્રી પહેલાં કરતાં ઘણી વધારે ચોકસાઈથી તેણે અને તેની દેખરેખ નીચે બીજાએ કરી હતી. આવા કામની કીંમત કરનાર યોગ્ય જનોએ એ માટે તેને પ્રથમ સ્થાન આપ્યું છે.

*

ફ્રેંચ ગણિતવેત્તા અને ખગોળવેત્તા લાલા દ કલેરોની મદદથી હેલીએ શોધેલા ધૂમકેતુની ગતિમાં થતી ખલેલની ગણત્રી ૭ માસ સુધી સવારસાંજ કર્યા કરી, તેથી તેની તંદુરસ્તી હંમેશને માટે બગડી. દોઢસો વર્ષ સુધીના દરેક અંશને માટે ગુરુ અને શનિનું તે ધૂમકેતુથી અંતર ગણી કાઢવું જોઈએ. તે શ્રમ વડે કંઈ પૈસો મેળવવાનો નહોતો, પણ તેની પાછળ ૭૬ વર્ષને અંતરે જનતાને બીવરાવનાર ધૂમકેતુની ચોક્કસ જગા નક્કી કરવાની ઇચ્છા હતી.

*

કામને માટે, પરિણામને માટે, બદલો મેળવવાનો વિચાર વિજ્ઞાનના અભ્યાસીને છેલ્લો આવે છે. શહેનશાહ ત્રીજા નેપોલિયને પેસ્ટોએ પોતાની શોધો વડે પૈસાનો લાભ કેમ ન ઉઠાવ્યો તે માટે આશ્ચર્ય બતાવ્યું હતું. પેસ્ટોએ જવાબ આપેલો : "એમ કરતાં વિજ્ઞાનના સેવકો હલકા બને. હું પૈસાને માટે નહિ પણ વિજ્ઞાનને માટે કામ કરું છું." પોતાની શોધો વડે તે ખૂબ ધનવાન બનત. પણ તેણે તે શોધો જનતાને સોંપી અને પોતે સરકાર તરફથી સાધારણ પગાર લઈ રસાયનશાસ્ત્રના અધ્યાપકનું કામ કર્યું.

ધન મેળવવું કે વિજ્ઞાનની સેવા કરવી એ પ્રશ્ન ઉપસ્થિત થતાં ફેરેડેએ સેવા પસંદ કરી. લોહ-ચુંબક વિદ્યુતની શોધ પછી તેની કીર્તિ એટલી બધી ફેલાઈ કે તેની શક્તિના ઉપયોગ માટે વેપારી તે માગે એટલા દામ આપત. પણ વર્ષે લાખ પૌંડની આવક તેણે જતી કરી !

*

કોલસાની કે સોનાની ખાણમાં અંધારામાં કામ કરતાં અકસ્માત વધવા લાગ્યા. પ્રકાશ માટે દીવો રાખી શકાય નહિ તેથી સર હંફ્રી ડેવીએ બે વરસ સુધી મહેનત કરી સિદ્ધાંત શોધી કાઢ્યો : ખાણના ધડાકા સાથે ફુટતા વાયુ ઝીણા બારીક કાણાંમાંથી પસાર થતા નથી. એટલે દીવાને બાજુથી બંધ રાખી હવા માટે ઝીણાં કાણાં રાખવામાં આવે તો, દીવાની ઝાળ બહારના વાયુને લાગશે નહિ. આ સિદ્ધાંતને અનુસરી તે મુજબનો એક દીવો તૈયાર કરવા તેણે વરસો સુધી સતત મહેનત કર્યા જ કરી. આખરે તે સફળ થયો. આ દીવો આજે સેફ્ટી લૅમ્પને નામે જાણીતો છે અને તેનાં મોટાં કારખાનાં ચાલે છે. ડેવીએ ધાર્યું હોત તો આ શોધ માટે અઢળક ધન મેળવી શકત. તેના મિત્રે તેને તેમ કરવાનું કહ્યું પણ ખરું. પણ તેણે જવાબ આપ્યો: "મારે તેનો ઈજારો નથી રાખવો, મારે જનતાની સેવા કરવી છે. તે વિચારથી મને આનંદ થાય છે."

*

બાળકનાં ગળાંના એક દર્દની દવા શોધવા માટે પેસ્ટો સંસ્થાના સંચાલક ડો. રુને ૪૦૦૦ પૌંડનું ઈનામ મળ્યું. તેણે તે રકમ સંસ્થાને ભેટ કરી. ઈનામના સ્થાપકે તેને એમ કરવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો: "મેં પ્રયોગો અને શોધો સંસ્થામાં કર્યાં છે. સંસ્થા વડે હું આ સ્થિતિએ પહોંચ્યો છું. તેને પૈસાની જરૂર પડતાં તે બંધ ન થાય એ માટે મેં તે રકમ સંસ્થાને આપી છે. તેને બહુ આવક નથી." તે કરોડપતિ તે સમયે કંઈ ન બોલ્યો, પણ મરતી વખતે તેણે સાડાબાર લાખ પૌંડ તે સંસ્થાને ભેટ આપ્યા.

*



સેફ્ટી લૅમ્પ

*

એક ખબરપત્રીએ ન્યૂટનને લખ્યું : "તમે પ્રશ્નોના જે ઉકેલ મને મોકલ્યા છે તે પ્રસિદ્ધ કરવા મને પરવાનગી આપશો ?" ન્યૂટનની ઉમર તે વખતે ૨૭ વર્ષની હતી અને એ ઉમરે માણસને કીર્તિ મેળવવાની સ્વાભાવિક અભિલાષા હોય છે. પણ તેણે જવાબ આપ્યો, "ભલે પ્રસિદ્ધ કરો; પણ આ અને આવી બાબતો સાથે મારું નામ ન જોડતા. આથી મારું મિત્રમંડળ વધે પણ પ્રજાની ગણનામાં તેની

શી કીંમત છે તે મને ખબર ન પડે. આ મને રુચિકર નથી."

ઘણા શોધકો પોતે પહેલી શોધ કરી છે એમ જણાવવા પોતાની શોધ ઝટ પ્રસિદ્ધ કરે છે. એ માટે ન્યૂટને પોતાની શોધ જાહેર કરવાને કોઈ દિવસ ઉતાવળ કરી નથી. તેણે ૧૬૬૮માં પ્રતિબિંબ આપી શકે એવું દૂરબીન શોધ્યું. પણ તે કેટલાં યે વર્ષ તેની પાસે રહ્યું અને ત્યાર પછી રૉયલ સોસાઈટીની માગણીથી તેણે તે મંડળને પેલું યંત્ર મોકલી આપ્યું. હાલ તે મંડળ પાસે તે યંત્ર છે. સૂર્યના કિરણનું પૃથક્કરણ, ગુરુત્વાકર્ષણનો નિયમ એ બધી શોધોની પણ મોડી જાણ થવા પામી હતી.

ત્યારે વૈજ્ઞાનિક કાર્ય શા હેતુથી થાય? દુનિયામાં મળતાં કીર્તિ અને ધનનો કંઈ અર્થ નથી? મુખ્યત્વે કરીને, જ્ઞાનનો પ્રેમ અને શોધનો આનંદ. અને આ મળતાં સાચો વૈજ્ઞાનિક બધી મુશ્કેલીઓ સામે ઝઝૂમે છે અને જોખમથી તે બીતો નથી. ઈ. સ. ૧૮૬૫માં જ્યારે પેરિસમાં કૉલેરા ફાટી નીકળ્યો ત્યારે એક ઇસ્પિતાલના કૉલેરા વૉર્ડના માળ ઉપર રહી તે રોગનો અભ્યાસ કરવાનું પેસ્ટોએ માથે લીધું. એક જણે કહ્યું, "તેમાં ઘણું જોખમ છે." "પણ પોતાની ફરજનું શું?" પેસ્ટોએ તરત તેનો જવાબ આપ્યો. હક્સ્લી પણ એવો જ વીર વૈજ્ઞાનિક હતો. તેણે પોતાની આકાંક્ષા જણાવેલી: "બધાં ધતીંગ તોડી પાડવાં: પછી તે ગમે તેવાં જબરાં હોય; વિજ્ઞાનને ઉચ્ચ કક્ષાએ ચડાવવું; નાની નજીવી વ્યક્તિગત તકરારોથી દૂર રહી તેનો દાખલો બેસાડવો; જૂઠ સિવાય બીજા બધા માટે શમતા રાખવી; કામ થાય એટલે બસ, પછી તે પોતાનું ગણાય કે બીજાનું તેની દરકાર ન રાખવી: આ મારું ભવિષ્યનું લક્ષ્ય." કુદરતના અભ્યાસને પવિત્ર ફરજ તરીકે માની અર્પણ થયેલું જીવન મનુષ્યપ્રયત્ન ઉત્તેજે એવા કોઈ પણ હેતુ અને આદર્શ ધારી શકે. આ દુનિયામાં કે આધ્યાત્મિક દુનિયામાં કોઈ પણ સારું કામ ઉચ્ચ આશાઓ વિના થઈ શકે નહિ. પેસ્ટો કહે છે, "જે પોતાને માથે પ્રભુ રાખે છે, આદર્શ રાખે છે, તે ભાગ્યશાળી છે: પછી તે આદર્શ કળાના હોય, વિજ્ઞાનના હોય કે સદ્‌ગુણના હોય. તે આદર્શની અંદર મહાન વિચારોના મહાન કાર્યોના ઝરા રહેલા છે. તે બધા અમર તેજનાં પ્રતિબિંબ છે.

જે બધા જ્ઞાન વિસ્તારી સત્ય સ્થાપવા પ્રયત્ન કરે છે તે બધા સુકૃતને માર્ગે છે. તેઓ જુદા જુદા દરિયામાં ફરે છે છતાં તેમનો માર્ગદર્શક તારો એક જ છે. તે અનંત અંતરે આવેલો છે એટલે તેના અંતર સાથે સરખાવતાં તેમનો માર્ગ એક જ છે. ત્યારે દરેક વહાણનો કપ્તાન પોતાનો માર્ગ નક્કી કરે અને બીજાનાં પગલાંની પરવા ન રાખે. નવા પ્રદેશ શોધાય તેમના ગુણધર્મ જુદા જુદા હોય પણ દરેક શોધક પોતાના અવલોકનમાં આવેલું હોય એટલું જ વર્ણન આપે. બીજી દિશામાં પહેલાં થઈ ગયેલા શોધકોએ શું જોયું તેની તેને ખબર ન પડે. પણ આશા આગલી બાજુએ અને સત્ય પાછળની બાજુએ રાખી, જે માર્ગ તેના વહાણ માટે નક્કી થયો હોય તે માર્ગે, તેમાં બીજાના માર્ગ ઓળંગવાના હોય કે ખડક આગળ ઊતરવું પડે તો પણ, જાય. આ ભાવનાથી વૈજ્ઞાનિક શોધક અજાણ્યા પ્રદેશ શોધે છે. પેસ્ટો કહે છે "મારી પ્રયોગશાળામાં હોઉં ત્યારે હું દુન્યવી કે આધ્યાત્મિક એવી બાબતોનો વિચાર કરતો નથી, ફક્ત જે પરિણામ નજરે પડે તે અવલોકું છું, જે વૈજ્ઞાનિક પરિસ્થિતિમાં જીવન પ્રગટ થાય છે તે પરિસ્થિતિ શોધું છું."

ચાલુ] ચંદુલાલ કેશવલાલ અમીન

# પરમ તેજસ્વી સૂર્ય

**આ**કાશના વિભિન્ન ગોળાઓમાં સૂર્ય જ પરમ તેજસ્વી છે ચંદ્ર, તારા, ગ્રહ—એ બધું નાશ પામે તો આપણને કંઈ હાનિ નહિ થાય; પણ સૂર્ય પર તો આપણું જીવન જ નિર્ભર છે. સૂર્યની જ શક્તિથી છોડ ઊગે છે, અન્ન ઊપજે છે, આપણે જીવીએ છીએ. જ્યારે સૂર્ય દક્ષિણ તરફ ચાલ્યો જાય છે અને તેનાં કિરણ વાંકાં વળીને આવે છે, ત્યારે ઠંડી પડવા માંડે છે. ઋતુમાં ચાર દિવસ તડકો ન મળે, તો ઠંડી ખૂબ વધી જાય છે. ધ્રુવ–પ્રદેશમાં તો કિરણો બહુ વાંકાં થઈને જ પહોંચી શકે છે, તેથી ત્યાં ગરમીના દિવસોમાં પણ બરફના પર્વતો સમુદ્ર પર તર્યા કરે છે, અને અનેક સ્થાન બરફથી ઢંકાયેલાં રહે છે. શિયાળામાં તો ત્યાં બરફ જ બરફ દેખાય છે. આથી આપણે સહેજે કલ્પી શકીએ છીએ કે સૂર્ય આપણે માટે કેટલો જરૂરી છે. વૈજ્ઞાનિકોએ ગણતરી કરી જણાવ્યું છે કે સૂર્યનો નાશ થતાં ફક્ત ત્રણ દિવસમાં જ પૃથ્વી પરના ચળ કે અચળ બધા જીવ મરી જશે; સૂર્યના નાશ પછી બે દિવસમાં વાયુમંડળની બધી વરાળ ઠંડી બનીને પાણી કે બરફ રૂપે પડી જશે. અને પછી એવી તો ઠંડી પડશે કે કોઈ જીવી જ નહિ શકે. ત્યારે આપણા પૂર્વજો સૂર્યની પૂજા કરતા હતા એ શું આશ્ચર્ય છે?

શરૂઆતથી જ માનવહૃદયમાં જિજ્ઞાસા જાગી હશે કે સૂર્ય શું છે!! શાથી એ આટલી ગરમી અને તેજ હંમેશાં આપ્યા કરે છે? શાથી તે દરરોજ સવારે નિયત સમય પર જ ઊગે છે? નિયમાનુસાર ઋતુઓ શેને આભારી છે? એવા પણ શંકાપૂર્ણ સિદ્ધાંતો પ્રચલિત હતા કે દરરોજ નવો સૂર્ય ઊગે છે અને સાંજે તે સમુદ્રમાં ડૂબી જાય છે; અથવા તો બે સૂર્ય છે, બે ચંદ્ર છે, બે નક્ષત્રસમૂહ છે, વગેરે. પણ આખરે મનુષ્યે પોતાના બુદ્ધિબળથી આ બધાનો ભેદ પારખ્યો.

આધુનિક વિજ્ઞાન તો ત્યાંસુધી પહોંચ્યું છે—સફળ થતાં થતાં—કે સૂર્યનાં સાચાં માપતોલ, અંતર અને રાસાયણિક બનાવટ સુદ્ધાંની માહિતી મેળવી છે.

**અંતર વગેરે** :–સૌથી પહેલાં સૂર્યનું અંતર લો. સૂર્ય પૃથ્વીથી લગભગ સવાનવ કરોડ માઈલ દૂર હોવાની જાણ મળી છે. એકમ, દશક, સો એમ ગણતાં કરોડ, દશકરોડ ક્ષણવારમાં બોલી જવાય છે. પણ વસ્તુતઃ સવાનવ કરોડ માઈલનું અંતર કલ્પી શકાય એવું નથી. પૃથ્વી કેટલી મોટી દેખાય છે? પણ તેના એક છેડાથી બીજા છેડા સુધીનું સીધું અંતર માત્ર આઠ હજાર માઈલ છે. એકવાર પૃથ્વીની પ્રદક્ષિણા કરવામાં માત્ર પચ્ચીસ હજાર માઈલની મુસાફરી કરવી પડશે. સવાનવ કરોડ માઈલ ચાલવા લગભગ ચારસો વખત પૃથ્વીની પ્રદક્ષિણા કરવી પડશે. અને સમય? આટલું ચાલતાં વખત કેટલો જશે? દર કલાકે ૬૦ માઈલ પ્રમાણે રાત-દિવસ ચાલ્યા જ કરીએ તો સવાનવ કરોડ માઈલ ચાલતાં ૧૭૫ વર્ષથી ઓછું ન લાગે! દર માઈલે દોઢ પાઈ પ્રમાણે ત્રીજા વર્ગની ગાડીનો આવવા-જવાનો ખર્ચ સવાસાત લાખ રૂપિયા થઈ જશે. આ યાત્રા માટે જો સ્ટેશનમાસ્તર નોટ ન સ્વીકારે, તો તેના બદલામાં આપણે તેને લગભગ સાડા-અગિયાર મણ સોનું આપવું પડશે! સવાનવ કરોડ સુધી ફક્ત ગણતરી કરવામાં તમને અગિયાર મહિના લાગશે અને તે પણ તમે દિવસ અને રાત એક સરખી રીતે ગણ્યા જ કરે તો. ન તો ઊંઘો, ન તો ખાવાપીવાને રોકાઓ અને દર મિનિટે બસો સુધી ગણી નાખો તો.

એક બીજા લેખકે સવાનવ કરોડ માઈલની કલ્પના લાવવા માટે એક યુક્તિ બતાવી છે. ઘડીભર

માનો કે એક ક્ષણમાં તમે તમારો હાથ એટલો વધારી શકો છો કે સૂર્યને પહોંચી શકે તેને અડકવાથી તમારી આંગળી દાઝશે જે સામાન્ય માણસ પ્રમાણે એ સૂચના તમારા મગજને પહોંચે, તો ૧૬૦ વર્ષ પછી તમારી આંગળી દાઝવાનું તમને ભાન થશે સૂર્ય પર કોઈ ઘોર અવાજ થાય, અને તે અવાજ પૃથ્વી પરની ગતિએ નીરવ જગ્યામાંથી પસાર થતો થતો આવે, તો ચૌદ વર્ષ પછી તે પૃથ્વી પર સંભળાશે— સૂર્ય આટલો દૂર છે!




સૂર્યનો વિસ્તાર પણ કંઈ ઓછો આશ્ચર્યજનક છે? પૃથ્વી કરતાં સૂર્યનો વ્યાસ ૧૦૬ ગણો છે. આથી એનું ઘનફળ પૃથ્વી કરતા ૧૦૬×૧૦૬×૧૦૬ ગણુ છે 13,000,00 પૃથ્વીને એક બનાવી દઈએ, ત્યારે માંડ માંડ સૂર્ય જેવડો ગોળો બની શકે

સૂર્યની ઘનતા પૃથ્વી કરતાં લગભગ ચોથા ભાગની છે. સામાન્ય રીતે પૃથ્વી પોતાના જ માપના પાણીના ગોળા કરતાં સાડા પાંચ ગણી ભારે છે. જ્યારે સૂર્ય પોતાના જેવડા પાણીના ગોળાથી માત્ર સવા ગણો જ છે. સૂર્ય જો થોડો હલકો હોત, તો તે પાણીમા તરી શકત તો પણ બહુ મોટો હોવાથી તે પૃથ્વી કરતા ૩,૩૦,૦૦૦ ગણો ભારે છે

આકર્ષણ શક્તિ ભૌતિક ભૂગોળના અભ્યાસથી તમે જાણો છો કે પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે તમે એ પણ જાણો છો કે દોરીને લગર બાંધના દોરી તણાઈ જાય છે. જો કાચી હોય તો તૂટી પણ જાય છે અને લગર છટકીને દૂર ચાલ્યુ જાય છે. પૃથ્વીના પરિભ્રમણમાં પણ આ સિદ્ધાંત લાગુ પડે છે ફેર માત્ર એટલો કે અહીં દોરીને બદલે સૂર્યનુ આકર્ષણ રહે છે જો તે બંધ થઈ જાય તો તરત પૃથ્વી છટકીને સીધી દિશામાં જાય, એ સૂર્યની પ્રદક્ષિણા નહિ કરે.

સૂર્યનુ વજન અને અંતર ધ્યાનમા રાખતાં તમે એટલો અંદાજ જરૂર કાઢી શકશો કે સૂર્યનું આકર્ષણ ઘણું બળવાન હોવુ જોઇએ. ત્યારે તો તે આટલી ભારે પૃથ્વીને નચાવી શકે છે પરંતુ એથે વાસ્તવિક આકર્ષણ કરતાં તમારુ અનુમાન ઓછુ હોય. પૃથ્વી પર સૌથી મજબૂત ચીજ પોલાદ છે ગણતરીથી ખાતરી મળી છે કે આકર્ષણને બદલે બાંધીને પૃથ્વીને ઘુમાવવાને ૬૦૦૦ માઈલ વ્યાસના પોલાદના લાંબા ડડાથી એને બાંધવી પડશે એથી ઓછી મજબૂત ચીજ તૂટી જશે.

સૂર્યની સપાટી પરની આકર્ષણ-શકિત પૃથ્વી પરની હાલની શકિત કરતા ૨૮ ગણી છે. પૃથ્વી પર એક શેરનો પથ્થર સૂર્ય પર ૨૮ શેરનો જણાશે આકર્ષણ-શકિતની કલ્પના માટે આપણે માની લઈએ કે સૂર્યને ઠંડો બનાવી શકાય જેથી દાઝયા વગર મનુષ્ય ત્યા રહી શકે એમ પણ માનીએ કે કોઈ માણસ ત્યા પહોંચ્યો પણ ખરો. તો શુ એ ત્યા ઊભો રહી શકશે? નહિ જ દોઢ મણનો માણસ ત્યા ૪૨ મણનો થઈ જશે એના પગમા ઊભા રહેવાની શકિત પણ નહિ રહે વધારે આકર્ષણથી કોઈ પર ૪૨ મણનો ભાર લાદ્યો હોય એમ એ દબાઈ જશે.

**તાપક્રમ:** સૂર્ય કેટલો ગરમ છે, એનો તાપ-ક્રમ શો છે, એ પણ કદાચ અકલ્પ્ય છે. વિચાર કરો કે સૂર્ય કેટલો નાનો દેખાય છે—આકાશમાં સેંકડો સૂર્યને માટે સ્થાન મળી રહે—તો પણ સૂર્ય આટલી ગરમી આપે છે. અનુમાન થયું છે કે ઉનાળામાં એ ચોરસ ગજની ગરમીમાં એક અશ્વબળ (Horse Power)ની શક્તિ હોય છે. જો સૂર્યની ગરમીથી એંજિન ચલાવવાનો સુગમ ઉપાય જડે, તો કોલસાના ખર્ચ વિના મોટાં મોટાં એંજિન સહેલાઈથી, માત્ર સૂર્યના તાપથી ચલાવી શકીએ.

હવે વિચાર કરો કે સાધારણ અગ્નિથી આપણને કેટલી ઓછી ગરમી મળે છે. હોળી નજીક ઊભા રહી એની આંચનો અનુભવ તમે લીધો હશે. થોડે દૂર એનું પ્રમાણ બહુ ઓછું થઈ જશે. એક માઈલ પર પણ આંચ લાગે એવી હોળી તમે કલ્પી શકો છો? સૂર્ય ઉપરની હોળી તો સવાનવ કરોડ માઈલ પર છે! અહીં પૃથ્વી પર આપણને સૂર્યની આટલી ગરમી લાગે છે, તો સૂર્ય ઉપર જ તે કેટલી હશે?

આ બધી વાતો ઠીક ઠીક ધ્યાનમાં લઈને વિજ્ઞાન-શાસ્ત્રીઓએ સૂર્યનો તાપક્રમ નક્કી કર્યો છે. એમણે નક્કી કર્યું છે કે સેંટીગ્રેડ થર્મોમિટરથી સૂર્યનો તાપ-ક્રમ ૬૦૦૦ ડિગ્રી થશે. આપણા શરીર કરતાં ચાર-પાંચ ડિગ્રી વધારે ગરમી કદાચ બધાએ અનુભવી હશે. ૧૦૦ ડિગ્રી ગરમીથી પાણી ઊકળે છે. ૧૦૦૦ ડિગ્રી ગરમીથી સોનું પણ પીગળે છે. વિજળીની ભઠ્ઠીમાં મનુષ્ય ૪૦૦૦ ડિગ્રી ગરમી પેદા કરી શકે છે. આથી વધારે તાપક્રમ ઉત્પન્ન કરવો અત્યારે મનુષ્યશક્તિની બહારની વાત મનાય છે. પણ સૂર્યની ગરમી તો ૬૦૦૦ ડિગ્રી છે. અને તે પણ તેની સપાટી ઉપર જ! ગણતરીથી જાણ થઈ છે કે સૂર્યની સપાટીએ એક ચોરસઈંચમાંથી ૫૪ અશ્વબળની શક્તિ નીકળે છે. આંગળીના નખ જેટલી સૂર્યની સપાટીમાંથી લગભગ ત્રણ અશ્વબળ જેટલી શક્તિ મળી શકે છે.

**સૂર્યમાં ગરમી ક્યાંથી આવે છે?:** વિજ્ઞાનનો એક પ્રસિદ્ધ સિદ્ધાંત છે કે વિશ્વમાંની શક્તિ એટલી ને એટલી જ રહે છે. એ ક્યાંયે પેદા નથી થતી, એનો ક્યાંયે લોપ પણ નથી થતો. શક્તિનું માપ કાર્યથી નીકળે છે. કોઈ વસ્તુમાં જેટલું વધારે કામ કરવાનું બળ હોય, એટલી એની શક્તિ વધારે. દબાયેલી–વાંકી વળેલી કમાનમાં શક્તિ હોય છે, કારણકે ખુલ્યા પછી તે કામ આપી શકે છે, જેવું કે બોજો ઊંચકી શકે છે, અથવા રમકડાંની ગાડી ચલાવી શકે છે. કોલસામાં શક્તિ છે કારણકે તેના બળવાથી ઉત્પન્ન થતી ગરમીથી એંજિન ચાલી શકે છે, જે કામ કરી શકે છે. ફૂંકાતા પવનમાં શક્તિ છે, કારણકે તેનાથી પવનચક્કી વગેરે ચાલી શકે છે. ગરમી પોતે જ શક્તિ છે, કારણકે તે દ્વારા એંજિન ચલાવી શકાય છે.

હવે એ વાત ધ્યાનમાં લેવી જોઈએ કે સૂર્ય-માંથી હરહંમેશ ગરમી બહાર વહ્યા કરે છે, અને એથી શક્તિ પણ નીકળ્યા કરે છે. હવે શક્તિ આવે છે ક્યાંથી? સૂર્ય કેવળ તપ્તપિંડ જ હોય, તો ગરમી નીકળતાં નીકળતાં એક દિવસ જરૂર તે ઠંડો થઈ જવાનો, અગ્નિમાં તપાવેલું લોઢું બહાર કાઢ્યા બાદ થોડા વખતમાં થઈ જાય છે તેમ. સૂર્ય કેવળ તપ્તપિંડ હોત, તો ક્યારનો યે ઠંડો પડી ગયો હોત. આથી જરૂર આમાં સતત ગરમી જાળવી રાખતું કોઈ તત્ત્વ છે એ વાત તરત ખ્યાલમાં આવશે.

સૌથી પહેલું અગ્નિએ વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચ્યું. કોલસા જેવો કોઈ પદાર્થ બળવાથી જ ગરમી પેદા થાય છે એમ તેમણે નિર્ણય કર્યો. સૂર્ય કેટલો પ્રકાશ અને કેટલી ગરમી આપે છે, અને કેટલો પદાર્થ એને માટે જરૂરનો છે એ વાતનું માપ કાઢતાં જણાયું કે તે કેવળ ઉત્તમ પથ્થરનો જ બનેલો હોત, તો પણ વસ્તુતઃ પેદા થતી ગરમી ઉત્પન્ન કરવા તેને કુલ દોઢ હજાર વર્ષમાં જ બળીને ભસ્મ થઈ જવું પડત પરંતુ આપણી જાણ પ્રમાણે હજારો વર્ષોથી સૂર્ય એવો ને એવો ચમકતો આવ્યો છે. હાલમાં ઘણાં ઝાડ એવાં મળી આવ્યાં છે કે જેના રેશાની પરીક્ષા કરવાથી એનું આયુ ૩૨૦૦ વર્ષનું જણાયું છે. વસંત ઋતુમાં ઝાડ જલદી વધે છે,

અને મોટાં થાય છે. કદાચ શિયાળામાં તેમની વૃદ્ધિ અટકી જાય છે. વસંતનું લાકડું પોચું અને શિયાળાનું કઠણ હોય છે. આવી રીતે દર વર્ષે પોચું અને કઠણ લાકડું ઝાડની છાલ નીચે રેશા રૂપે જામતું જાય છે. આથી લાકડું જોવાથી ઝાડનું આયુ તરત જણાય છે. જૂનાં જૂનાં ઝાડનું નિરીક્ષણ કરવાથી જણાઈ આવે છે, કે આજના જેટલાં જ તે વખતે પણ ઝાડ વધતાં હતાં. આથી પ્રત્યક્ષ છે કે કદાચ તે વખતે પણ આજના જેટલી જ ઠંડી પડતી હોય. આ સત્તાવીશ હજાર વર્ષમાં સૂર્ય કાંઈ ખાસ વધારે તફાવત હોય એટલો ઠંડો નથી પડી ગયો. ભૂગર્ભવિદ્યાના પ્રતાપથી—પૃથ્વીના પથ્થરનું નિરીક્ષણ કરવાથી—જાણી શકાય છે કે સૂર્યની આવરદા કરોડો વર્ષની હશે.

એ આશ્ચર્ય છે કે આટલાં વર્ષોમાં સૂર્ય ઠંડો નથી પડ્યો? ઈ.સ. ૧૪૮૩માં એક વિજ્ઞાનશાસ્ત્રીએ એક સિદ્ધાંત ઉપજાવ્યો કે સૂર્ય પર વારંવાર અગ્નિપિંડોનો વરસાદ પડ્યા કરતો હોવો જોઈએ. એનાથી એ ગરમ રહે છે. એ વાત તો સાવ સાચી કે કોઈ પદાર્થને ખૂબ ટીપવાથી તેમાં ગરમી આવે છે. જો તમે લોખંડને દશ મિનિટ સુધી ટીપ્યા કરો તો તમે તેને ગરમ થયેલું જોઈ શકશો. આ જ પ્રમાણે સૂર્ય પર ઉલ્કાપાત થતો હોય, તો તેથી અવશ્ય ગરમી પેદા થતી હોવી જોઈએ. ઉલ્કા આકાશીય ગોળો છે. આપણે ખરતા તારા રૂપે એને જોઈ શકીએ છીએ. વિશ્વમાં કદાચ અસંખ્ય ઉલ્કા હશે. પૃથ્વી જ્યારે એની નજીક જાય, કે એ પૃથ્વીની નજીક આવે, ત્યારે તે આપણી નજરે આવે છે. એ વખતે પૃથ્વીના આકર્ષણ બળથી તે પૃથ્વી તરફ ખેંચાઈ આવે છે, અને સળગી ઊઠે છે. પણ જ્યારે આ સિદ્ધાંતની પરીક્ષા ગણિતશાસ્ત્ર મુજબ કરવામાં આવી ત્યારે તે ટકી શકી નહિ. પરિણામ એ આવ્યું કે સૂર્યના વજન જેટલી ઉલ્કા તેના ઉપર વરસે, તો ૧૦૦ વર્ષ સુધી જ ગરમી પેદા થઈ શકે. જરૂર, વિશ્વમાં સૂર્ય પર પડી શકે એટલી ઉલ્કા તો વેરાયેલી ન જ હોય. નહિ તો, પૃથ્વી પર પણ દરરોજ રાત્રે તે પડયા જ કરત. ત્યારે જો સૂર્ય પર ખરેખર એટલી ઉલ્કા પડતી હોય, તો ત્રણ કરોડ વર્ષમાં જ તે કદમાં બમણો થઈ જાય.

ઈ. સ. ૧૮૫૩માં પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી હેલ્મહોલ્ટ્ઝે એ સિદ્ધાંત મૂકયો કે સંકોચાવાથી સૂર્યમાં ગરમી ઉત્પન્ન થાય છે. સાયકલ-પંપનું મોં બંધ કરવાથી હવા ગરમ થઈ જાય છે. એ પ્રયોગ તમે જાતે કરી શકો છો. એ જ પ્રમાણે કોઈવાર વાયુમંડળ સંકોચાવાથી ગરમી પેદા થાય છે. હેલ્મહોલ્ટ્ઝનો સિદ્ધાંત એ હતો કે સૂર્ય વાયુરૂપ છે, અને આકર્ષણથી તે અધિકાધિક સંકોચાતો જાય છે, આથી એનામાં ગરમી સતત રહ્યા કરે છે. સૂર્ય ઠંડો નથી થતો એનું કારણ આ જ છે. પરંતુ ત્રીસ વર્ષ પછી જ્યારે લૉર્ડ કેલ્વિન એ વાતની ગણનામાં સફળ થયા કે અનન્ત વિસ્તારને કારણે સંકુચિત અવસ્થાએ પહોંચતાં કેટલી ગરમી મળશે, ત્યારે હેલ્મહોલ્ટ્ઝનો સિદ્ધાંત પણ ખોટો ઠર્યો. કારણકે આ ક્રિયાથી અઢી કરોડ વર્ષમાં ફેલાય એટલો જ તાપ ઉત્પન્ન થઈ શકે એમ ગણતરીથી પત્તો મળ્યો. પણ આપણે ઉપર જોઈએ છીએ એ પ્રમાણે સૂર્ય કેટલાં યે વધારે વર્ષોથી ઝળકતો આવ્યો છે.

આ રીતે બહુ દિવસથી વૈજ્ઞાનિકો ચકાવામાં પડ્યા છે. હજુ પણ સૂર્યમાં ગરમી કયાંથી આવે છે, એ વાતનો પત્તો નથી મળ્યો. પણ ગરમી પેદા થવાની એક નવી રીત હમણાં હાથ લાગી છે. આઈનસ્ટાઈનનો સાપેક્ષવાદ કહે છે કે પદાર્થ અને શક્તિ ખરું જોતાં એક છે. એકનું રૂપાન્તર બીજું છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં થોડાં ઘણાં વર્ષ થયાં ઉથલપાથલ મચાવી મૂકનાર સાપેક્ષવાદનો જ સિદ્ધાંત છે. સાપેક્ષવાદને સૂર્યની ગતિ સાથે ઝાઝો સંબંધ હતો, તાપ સાથે નહિ. પણ એનું પરિણામ એ આવ્યું કે પદાર્થ અને શક્તિ એક જ જાતનાં છે—એક જ છે, અને એનું એકબીજામાં પરિવર્તન થઈ શકે છે.

પરંતુ આશ્ચર્ય તો એ છે કે દરેકે દરેક પદાર્થમાંથી ભયાનક શક્તિ પેદા થઈ શકે છે. સાપેક્ષવાદના

વેપારની ધૂળધાણી થઇ ગઇ. અને, યુદ્ધ પછી, વેપાર ફરી ઊભો કરવાનો ખ્યાલ જ કાઢી નાંખવાનું ગાંધીજીએ, તેમને સમજાવ્યું. એટલે, ઇમામ-સાહેબ ગાંધીજી સાથે જોડાયા, અને પોતે સેવામય જીવનની દીક્ષા લીધી. હિંદમાં આવીને તેઓ સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં જોડાયા, અને ગુજરાતના લોકજીવનમાં પોતાનો ફાળો આપ્યો.

અમૃતસરના ગોઝારા હત્યાકાંડના વિષમ વખતમાં, બોરસદ અને બારડોલીના સત્યાગ્રહોમાં, કે રેલ સંકટમાં, કે સવિનય ભંગની લડતોમાં—બધાંમાં ઇમામસાહેબ સરદાર વલ્લભભાઈને સાથ આપવા સદા સજ્જ હતા. ગુજરાતમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે જે સુસંબંધ છે, તેનો સારો એવો યશ ઇમામસાહેબના પ્રભાવને ઘટે છે.

ગાંધીજીની ધરપકડ અને પરહેજી પછી, ધરાસણાના મીઠાના અગરો ઉપર લઈ જવાના હલ્લાના સરદાર તરીકે ઇમામસાહેબની વરણી થઈ, એમાં એમની કારકિર્દીનું મહાન યશબિન્દુ રહ્યું છે ૬૦થી વધુ ઉંમરના એ ડોસા હૈયાના નવજવાન ઉત્સાહથી બે હજાર સત્યાગ્રહી સૈનિકોને મોખરે ધપ્યા. તેમને ગિરફતાર કરવામાં આવ્યા. છ માસની જેલ મળી. કુદરતી રીતે, જેલવાસથી એમની તંદુરસ્તી લથડી. કશીય રાહત માગવી એ એમના સ્વભાવથી મંજુર નહોતું. નિર્ભેળ વીરતાથી એમણે એ બધું સહી લીધું.

ઇમામસાહેબ ખુદાથી ડરનારા પાક મુસલમાન બંદા હતા. તેઓ વાણીમાં સદાય ખુલ્લાબોલા હતા. એકનિષ્ઠ મિત્ર હતા. લગભગ પા સદી સુધી દેશની સતત સેવા કરનાર દેશસેવક હતા. તેઓ અને ગાંધીજી એકલોહિયા ભાઈઓની જેમ સાથે રહ્યા હતા. એ પુરવાર કરે છે કે બે વ્યક્તિઓ વચ્ચેનાં હૃદયના ઐક્યમાં સાચો ધર્મ કદી બાધા રૂપ હોઈ શકે નહિ—પછી ભલે એ બે વ્યક્તિઓ જાતિ કે ધર્મથી ગમે તેટલી એકમેકથી અળગી હોય.

ધૈર્ય, ઋજુતા, નિશ્ચળ દેશભક્તિ, અને અંગત સબંધોની એકનિષ્ઠા—એ બધાં માટે ઇમામસાહેબની સ્મૃતિ ચિરંતન રહેશે. તેઓ સાચા મિત્ર હતા, સાચા દેશભક્ત હતા, કારણકે તેઓ નેક મુસલમાન હતા.

તેમને પોતાની શાંતિ હકથી મળી છે, અને ઘણાને માટે અનુસરવા યોગ્ય એવા દૃષ્ટાંતનો તેઓ વારસો આપતા ગયા છે.

૧૯૩૧

काका कालेलकर

●

## સત્યમ્ શિવમ્ સુન્દરમ્‌ને

મથી રહું નિર્મળ આરસી થવા,
તારૂં મધુરૂં પ્રતિબિંબ ઝીલવા.

પ્રજારામ ન. રાવળ .

✡

# અદ્‌ભુત ઈલોરા

અમે નદીમાં નાહ્યા. ત્યાં જ ભાખરી પકાવી અને લગભગ ૫ વાગે–ઈ લોરાનો રસ્તો લીધો. અહીંથી (અજન્ટાથી ગયા અંકમાં લેખકે આપણને અજન્ટા સુધીનો પ્રવાસ કરાવ્યો હતો. હવે ત્યાંથી ઈલોરા તરફ લઈ જાય છે.) ઈ લોરા જવાના બે માર્ગ છે. એક જરા વિકટ છે પણ તેથી આઠદશ માઈલનો ફેરો બચી જાય છે. અને તે રસ્તો ગુફાઓની સામે જ પહાડ છે તેમાંથી જાય છે. ખાસ રસ્તા જેવું કશું નથી, પગદંડી છે તે પણ સારી નથી, એટલે સહેજે એમાંથી આપણે જ રસ્તો કાઢવાનો રહે છે. અને બીજો રસ્તો તે ગુફાથી અજન્ટા ગામ જવાનો, જે લગભગ ચાર માઈલ દૂર છે અને ત્યાંથી ઔરંગાબાદને રસ્તે જવાનું, જે અજન્ટાથી ૬૦ માઈલ દૂર છે અને ત્યાંથી ઈ લોરાની ગુફાઓ ૧૭ માઈલ છે. મોટરનો રસ્તો આ જ છે. પણ પગપાળા જનાર માટે એક ટૂંકો રસ્તો પણ છે. ઔરંગાબાદને રસ્તે ફુલમરી નામે એક ગામ આવે છે અને ત્યાંથી ઈલોરા જવાનો ગાડારસ્તો છે જે લગભગ ૨૦ થી ૨૨ માઈલ થાય છે.

અમારે તો પગપાળા જવું હતું, એટલે અમે તો વિકટ છતાં ટૂંકો રસ્તો લીધો અને બે પહાડ ઓળંગી 'અજન્ટા વ્યૂપોઈન્ટ' પહોંચ્યા. અહીથી અજન્ટાનું દૃશ્ય ખૂબ રમણીય લાગે છે. ફરીને આપણને ત્યાં દોડી જવાનું મન થાય

અજન્ટા અમે ૪થી મે ગુરુવારે છોડયું. ૬ઠ્ઠીને શનિવારે અમે ફુલમરી પહોંચ્યા. લગભગ ૪૫ માઈલ અમે બે દિવસમાં કાપ્યા. નિઝામનો આ પ્રદેશ ડુંગરાળ છે. ગરમી સખત પડે છે અને પાણીનો પણ સારો પેઠે ત્રાસ છે. ત્રણચાર માઈલ સુધી તો પાણી કે ગામનું નામનિશાન પણ ન મળે, અને ગામડાંઓ પણ એવાં કે જ્યાં ખાવાને માટે સારા ચોખા પણ ન મળે. એટલે પગપાળા આ પ્રવાસ કસોટી કરનારો થઈ પડે છે. ફુલમરી એક સુંદર મઝાની લીલીછમ વાડીમાં મુકામ કર્યો. કુવામાંથી મશીનથી પાણી ખેંચાતું હોઈ નહાવાની પણ મઝા આવી. બપોરે જમી કરી સાંજ સુધી ત્યાં જ આરામ લીધો. અહીંથી ઈ લોરાનો સીધો રસ્તો નહોતો. ગાડારસ્તો હતો અને તે પણ ભુલાવામાં નાખી દે એવો. એટલે અમે એક ગાડું ભાડે કરી લીધું–ફક્ત સામાન મૂકવા પૂરતું અને સાથે સાથે ગાડાવાળો પણ ભોમિયાની ગરજ સારે એ અમારો આશય હતો. ગાડાવાળો કહે: 'ચાર રૂપિયાથી એક પાઈ પણ ઓછી ન લઉં.' વાડીવાળા માણસો કહે: 'તમને ૨ થી ૨॥ માં ગાડું મળશે.' અમે એ ગાડાવાળાને કસી જોયો. ૩॥ સુધી આપવાની તૈયારી બતાવી પણ ગાડાવાળો એકનો બે ન થાય. એવામાં એ વાડીના જ માલિક કે જે ગામના પટેલ હતા તે આવી પહોંચ્યા અને પછી તો પેલાનો ગામડી ભાષામાં જ ઉધડો લીધો. 'તારે કાંઈ ઈમાન છે કે નહિ? પરદેશી ધારીને લૂંટવા બેઠો છે?' વગેરે વગેરે. આખરે એ ત્રણ રૂપિયામાં આવ્યો.

રાત્રે ૮॥ વાગે અમે ઊપડ્યા. રાત અંધારી હતી. અમારી પાસે 'બેટરી' હતી એટલે રાતના એક વાગ્યા સુધી અર્ધાં ઊંઘમાં અને અર્ધા જાગતા ચાલ્યા કર્યું. સુલતાનપુર નામના ગામે એક ઝરણાને કાંઠે પાંચેક કલાક આરામ કરી સવારે ૭ વાગે પાછા ઊપડ્યા. અમને હતું કે નવેક વાગે તો અમે ઈલોરા પહોંચી જઈશું. પણ કેમેય કરી રસ્તો ખૂટે જ નહિ. રસ્તે કોઈ મળે ને પૂછીએ: 'ખુલ્દાબાદ કેટલું દૂર?' જવાબ મળે: 'ચાર માઈલ.' વળી અર્ધો કલાક ચાલીએ ને કોઈ મળે તેને પૂછીએ: 'ખુલ્દાબાદ કેટલું દૂર?' જવાબ મળે: 'ચાર માઈલ.' એ રીતે ત્રણચાર વાર પૂછી જોયું. પણ 'ચારપાંચ માઈલ દૂર' એવો જ જવાબ મળે. કોઈને કાંઈ નક્કી

ખબર જ નહિ. અમે થાકયા. તડકો સારી રીતે થઈ ગયો હતો અને એમ શેકાતા શેકાતા લગભગ ૧૧ વાગે ખુલ્દાબાદ પહોંચ્યા. વિદ્યાર્થીઓ તો કહેઃ 'આ ખુલ્દાબાદે તો પગના ખુદદા કરી નાખ્યા.' તરસ પણ સારી રીતે લાગેલી, ભૂખ પણ એટલી જ, લાગેલી એટલે નાસ્તો અહીં જ કરી લીધો. હજુ ઈલોરા પહોંચતાં પહેલાં ત્રણ માઈલ ચાલવાનું હતું! નાસ્તો કરી પાછા ઊપડયા અને લગભગ પોણા વાગે ઈલોરા આવી પહોંચ્યા.

## ઈલોરા

થાકેલા હતા એટલે પહેલાં પડાવની તપાસ કરી. અર્ધો માઈલ દૂર એક મહાદેવનું મંદિર છે ત્યાં જ ઉતારો કર્યો. મંદિર જૂનું છે. આજુબાજુ થોડે થોડે દૂર મુસલમાનોના રોજા છે. એ મંદિર 'ઘુષ્મેશ્વર' અથવા 'દેવગિરિ'ને નામે ઓળખાય છે. બાજુમાં જ એક ઝરણું છે અને અંદર એક વાવ પણ છે. બપોરે જમી આખો દિવસ આરામમાં જ કાઢયો.

બીજી સવારે શૌચાદિ ક્રિયાથી પરવારી, નાસ્તો કરી, અમે ઇલોરા જોવા ઊપડયા અને છેલ્લેથી ગુફાઓ જોવાનું શરૂ કર્યું. બધી મળીને ૩૪ ગુફાઓ છે. આશ્ચર્યની વાત તો એ છે કે બૌદ્ધ, શૈવ અને જૈન એમ ત્રણે ધર્મોની ગુફાઓ અહીં છે. ૨૯ થી ૩૪ નંબરની ગુફાઓ જૈનોની છે અને મૂર્તિઓ ઉપરથી એ દિગંબર સંપ્રદાયની હોય એમ લાગે છે. જુદા જુદા તીર્થંકરો તેમના 'લાંછન' પરથી ઓળખી શકાય છે. ૩૧ મી ગુફા ખાસ જોવા જેવી છે જેને 'છોટા કૈલાસ' એવું નામ આપવામાં આવ્યું છે. હાથી આરૂઢ ઇન્દ્ર અને સિંહારૂઢ ઇન્દ્રાણી એ દશ્યો ખાસ ધ્યાન ખેંચે છે. અજન્ટા ત્યાંની ચિત્રકળાને માટે અજોડ છે, ત્યારે ઈલોરા ત્યાંના શિલ્પ કામને માટે બેનમૂન છે. ઈલોરાની ગુફાઓ જોતાં આપણને એના શિલ્પીને માટે માન થાય છે, એમની કળા આગળ આપણું શિર ઝુકી પડે છે. 'ઇલોરાનો શિલ્પી' એવી મતલબનું મેં એક ચિત્ર જોયેલું. વિરાટકાય નટરાજનું શિલ્પ એ શિલ્પી બનાવી રહ્યો હતો. એ આઠ હસ્તવાળા નટરાજ પાસે પેલો શિલ્પી એકદમ નાનો લાગતો હતો. છતાં એ વિરાટકાયનો સરજનહાર તો એ વામન શિલ્પી જ છે એ બહુ જ આબેહુબ રીતે બતાવાયું હતું. અહીં એ નટરાજની મૂર્તિ પ્રત્યક્ષ જોઈ. આઠ હાથ ઊંચી છતાંય કેટલી સુરેખ! જરાય બેડોળતા નહિ. સ્થૂલ દૃષ્ટિએ વામન લાગતો માનવી કેટલું વિશાળ, કેટલું વિરાટ, કેટલું ભવ્ય સર્જન કરી શકે છે!

નંબર ૧૪ થી ૨૮ સુધીની શૈવ ગુફાઓ છે. ખાસ જોવા જેવી ૧૪-૧૫-૧૬ છે. મહાભારત અને રામાયણના નાનામોટા પ્રસંગો ખૂબ સરસ રીતે કોતરી કાઢયા છે. અને આપણી પાસે એ પ્રસંગો સમજવાની 'ગાઇડ' હોય તો ઓર રસ પડે છે. કેટલાક પ્રસંગો તો એની મેળે સમજાય જાય તેવા છે. ચોત્રીસે ગુફાઓમાં જો શ્રેષ્ઠતાની દૃષ્ટિએ નંબર આપવાનો હોય તો પહેલો નંબર નં. ૧૬ 'કૈલાસ' ગુફાને સહેજે આપી શકાય. કૈલાસ તો ખરેખર કૈલાસ જ છે. કમલારૂઢ પાર્વતી, ભૈરવ રૂપે શિવજી, રાવણનું કૈલાસહરણ, ચોપાટ રમતાં શિવ-પાર્વતીજી, શિવજીનું તાંડવ નૃત્ય, એ બધાં દૃશ્યો કેટલાં પ્રાણવાન, કેટલાં જીવંત લાગે છે. એ ગુફા વિષે ગમે તેટલું વાંચીએ, ગમે તેટલું સાંભળીએ, છતાં નજરે જોયા વગર એની શ્રેષ્ઠતાનો ખ્યાલ આવવો અશકય છે. બીચારાં ચિત્રો પણ ત્યાંનું વાતાવરણ કયાંથી પૂરેપૂરું પ્રતિબિંબિત કરી શકે? જ્યારે વિજ્ઞાનની ઝાઝી પ્રગતિ ન હતી થઈ એ જમાનામાં આખા પહાડમાં ત્રણ ત્રણ માળ કોરી કાઢવા અને એ કાળમીંઢ પત્થર પર કળાના આવા બેનમૂન સાથિયા પૂરવા એ વસ્તુ જોતાં જ મનુષ્યની શક્તિની બહારની વસ્તુ લાગે છે અથવા કહો કે કોઈ દૈવી શક્તિ જ એ કરી શકે, અદ્ભુત ભાવના જ એ સર્જન કરી શકે. છતાંય એ આપણા જેવા કાળા માથાના માનવીનું જ કામ છે એ એટલી જ સત્ય હકીકત છે. શબ્દકોષના કોઈ પણ શબ્દો 'કૈલાસ'નું વર્ણન કરવા માટે પૂરતા નથી.

નંબર ૧ થી ૧૩ સુધીની બૌદ્ધ ગુફાઓ છે. સરખામણીમાં શૈવ ગુફાઓ સૌથી સુંદર છે. અજન્ટા

જોયા પછી અહીંની બૌદ્ધ ગુફાઓમાં કાંઇ વિવિધતા નથી લાગતી. પણ એથી એની કલાનું મૂલ્ય ઓછું નથી થતુ. જૈન ગુફાઓ અને શૈવ ગુફાઓ વધારે ધ્યાન ખેંચે છે. સવારના આઠથી ત્રણ વાગ્યા સુધી એ ગુફાઓ જોઈ.

### દૌલતાબાદ

સાત વાગે દૌલતાબાદ તરફ ઊપડયા. એ ઈલોરાથી નવ માઈલ દૂર છે. નામ ઉપરથી લાગતું હતુ કે જરા ઠીક ઠીક મોટું ગામ હશે, પણ દસ વાગે પહોચ્યા ત્યારે જોયું તો એ તો દોઢસો ઘરનું જ નાનું સરખું ગામડું છે! અહીં તો અમારે ફક્ત કિલ્લો જોવો હતો એટલે રાત્રે ત્યાં જ, દરવાજા પાસે જ, સૂઈ રહ્યા. સવારે પરવાનગી મેળવી ૭ વાગે કિલ્લો જોવા ગયા. આ જ ઈતિહાસ-પ્રસિદ્ધ બાગલાણનો કિલ્લો હોય એમ લાગે છે, જ્યાં ગુજરાતનો છેલ્લો કમનસીબ રાજા કરણઘેલો ભરાઈ રહેલો અને પાછળથી નાસી છૂટેલો. એ કિલ્લો રાજા રામદેવે બંધાવેલો. એ અત્યારે પણ સારી હાલતમાં છે અને નિઝામ સરકાર તરફથી સારી દેખરેખ રાખવામાં આવે છે. એકની પાછળ એક એમ ચારપાંચ તો કોટ છે. ચારે બાજુ ઊંડી ખાઈ છે અને અત્યારે પણ તે પાણીથી ભરેલી છે. અંદર ચાંદ મિનાર, જૂની ઈમારતો અને તોપો જોવા મળે છે. ચારે બાજુએ ટેકરીઓ છે વચમાં આ કિલ્લો અને તેને ફરી વળતી દિવાલો. ખીણમાં છૂટાં છૂટાં પથરાયેલાં ગામડાંઓ, ફરફર વાતો પવન, એ બધાંથી ચડવાનો થાક લાગતો નથી. અગાઉના વખતમાં શત્રુને કઇ રીતે ફસાવતા એ પણ એક માણસે મશાલથી અમને બતાવ્યું.

### ઔરંગાબાદ

કિલ્લો જોઈ નાસ્તો કરી ઔરંગાબાદ તરફ ઊપડયા. ૮ માઈલ. તડકો તો સખત લાગે. પાણી આવે એટલે પાણી પીતા જઈએ. લગભગ ૧૨ાા વાગે ઔરંગાબાદ પહોંચ્યા. કેન્ટોનમેન્ટમાં જ એક ખાનગી મકાનમાં વડ નીચે માંડ માંડ ઉતારો મેળવ્યો. કોણ જાણે કેમ પણ અમારા આવ્યાના સમાચાર પોલીસમાં વાયુ વેગે ફેલાયા. બેત્રણ પોલીસો આવી ગયા. પૂછપરછ



શિવજી ભૈરવ—સ્વરૂપે (ઈલોરાનું એક શિલ્પ)

કરી. એક પોલીસ તો કહેઃ "તમે બ્રિટિશ હદ છોડીને ચાલ્યા જાવ." અમારા માટે આ તો અશક્ય હતું. બધાને ખૂબ ભૂખ લાગેલી. રસોઈ પણ શરૂ કરેલી. ઔરંગાબાદ સિટી બે માઈલ દૂર, સ્ટેશન પણ બે માઈલ દૂર. ત્યાંનો બપોરનો સખત તાપ—આવી સ્થિતિમાં અમે જઈ શકીએ તેમ નહોતું. એક ભાઈને પોલીસ-હેડ પાસે લઈ ગયા અને તેમને સમજાવ્યા. પોલીસ હેડને વિશ્વાસ બેઠો. પણ અમારી ધીરજની આ કસોટી કરનારું હતું. આવી રોકટોક એ પહેલો પ્રસંગ ન હતો. નિઝામ સ્ટેટની હદ શરૂ થઈ ત્યાંથી,

એટલે કે કુર્દાપુરથી, આ લગભગ પાંચમો પ્રસંગ હશે. અમે ખૂબ કંટાળ્યા. એમ જ થયું કે આ નિઝામ સ્ટેટની હદમાંથી હવે ભાગીએ તો સારું. રસોઈ અધૂરી જ રહી. ભાત માંડ માંડ કર્યા. દાળ કે કઢી કરવાની ઇચ્છા ન થઈ. ભાતને વઘારીને જ સંતોષ માન્યો: પાંચ વાગ્યા સુધી આરામ કરી સાંજે સ્ટેશન પરની એક મારવાડી ધર્મશાળામાં ઉતારો કર્યો!

બીજે દિવસે સવારમાં ઔરંગાબાદ શહેર જોવા ઊપડયા. 'પાનચક્રી' જોઈ. સુંદર સ્થળ છે. પાણીના કુંડ છે અને એક બે જગ્યાએ ઉપરથી પાણી પડે એવી ગોઠવણ કરવામાં આવી છે. ત્યાં ખાસ જોવા લાયક છે 'બીબીનો મકરબો.' શહેનશાહ ઔરંગઝેબે તેની બીબીની યાદમાં એ રોજો બંધાવેલો. (એનું ચિત્ર આ અંકના મુખચિત્ર તરીકે આપ્યું છે.) દૂરથી તાજમહાલ જેવો લાગે. પ્રેમ જેવી અમૂર્ત વસ્તુને મૂર્ત સ્વરૂપ આપવાનો માનવે કેવો રસ્તો શોધી કાઢયો છે? ત્યાંથી દોઢ માઇલ દૂર ટેકરી પર ગુફાઓ છે. ઘણુંખરું શિલ્પકામ નષ્ટપ્રાય હાલતમાં છે. અને જયસિંહના 'સુવર્ણ મહાલ'ને નામે ઓળખાતું મકાન છે પણ ત્યાં તો અત્યારે સુવર્ણ પણ નથી અને મહાલ પણ નથી. આ બધુ જોઈને ગામમાં થોડી ખરીદી કરવાની હતી એટલે સિટીમાં આવ્યા. અહીં અમને પોલીસ ખાતાના એક ભાઈ મળ્યા. અમારી સમક્ષ સહજ ભાવે વાત કરવા લાગ્યા" "હું તો તમારી પાછળ હેરાન થઈ ગયો. ઠેઠ પુલ્દાબાદથી તમારી પ્રવૃત્તિ જોતો જોતો તમારી પાછળ પાછળ આવ્યો. આવું છું તમારા. અહીં આવવાના સમાચાર પણ મેં આપેલા. મને તો હતું કે ઔરંગાબાદ પહોંચતાં જ તમને બધાને ગિરફતાર કરવા પડશે પણ મારી જાણમાં ચોખ્ખું આવી ગયું કે તમારો ઇરાદો સત્યાગ્રહ કરવાનો નથી! આવી ખબર હોત તો મેં તમને ઉતારા માટે ગામમાં જ સારું સ્થળ બતાવ્યું હોત" એની સહાનુભૂતિ માટે અમે એનો આભાર માન્યો અને અમારી પાછળ એની થયેલી હેરાનગતિ માટે દિલસોજી બતાવી.

સાંજે સખત પવનમાં ૭ વાગે અમે ઔરંગાબાદ છોડયું, અને એ જ રાત્રે ૧૭ માઈલ તો આસાનીથી કાપી કાઢયા. અંતકડી રમતા જઈએ અને રસ્તો કાપતા જઈએ. એટલે ૧૭ માઈલ કેમ કપાયા તેની કંઈ ખબર જ ન પડી. જેમણે અંતકડીમાં ભાગ ન લીધો તેમને આ ૧૭ માઈલ આકરા પડયા. અને એનું પરિણામ બીજે દિવસે અમે જોયું. લગભગ ૧૧।। વાગે એક ડાક બંગલાના ચોગાનમાં રાત ગાળી, વહેલી સવારે ૫।। વાગે ચાલવાનું શરૂ કર્યું. અને ૧૦-૧૦।। વાગે ટોકા આવી પહોંચ્યા. અહીંથી બ્રિટિશ હદ શરૂ થાય છે. નિઝામ સરહદ અને બ્રિટિશ હદ વચ્ચે દક્ષિણગંગા ગોદાવરી ચાલી જાય છે. ગોદાવરી કાંઠે જ પડાવ નાખ્યો. પ્રકૃતિ સૌંદર્યની દૃષ્ટિએ નિઝામ સ્ટેટમાં આપણને બહુ જોવા મળતું નથી. ખેતરો પણ સાવ સૂકાં. ક્ષિતિજ સુધી નજર કરીએ પણ કાળી માટી સિવાય કશું જ નજરે ન પડે—હા, સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતનાં દૃશ્ય અદ્‌ભુત લાગે છે. સંધ્યાના રંગો અલૌકિક હોય છે અને રાત્રે, આ પણ આકાશના મિત્રો—પેલા તારાઓ—આપણી રક્ષા કરતા એ જ સપ્તર્ષિ અને હરણી, મૃગશીર્ષ અને ધ્રુવ.

## ગોદાવરી મૈયા

અહીં ગોદાવરીમાં નહાવાની ખૂબ મઝા આવી. ખૂબ આનંદથી નાહ્યા. કેડ સુધી પાણી અને તે પણ ઠીક ઠીક જોસમાં વહી જાય છે. આપણે અંદર પડીએ એટલે ધીમે ધીમે તણાઈએ. પણ આપણને જરાએ બીક ન લાગે. કાદવનું નામ નહિ. નીચે રેતી. ખૂબ સ્વચ્છ પાણી અંદર પડીએ એટલે જાણે કોઈ માતા પોતાના લાડિલાને ગેલ કરાવતી હોય. લાડ લડાવતી હોય તેમ આપણને ખેંચે. સામા પ્રવાહમાં તરવાની મહેનત કરીએ પણ તરાય જ શાનું? ગોદાવરીનાં મૈયા તરીકે અહીં દર્શન થયાં. ઘડીભર થયું કે નાસિકની ગોદાવરી તે આ જ હશે કે બીજી? કાકા કાલેલકરે નદીને 'લોકમાતા' કહી છે તેનું પૂરેપૂરું સાર્થકત્વ અહીં સમજાયું.

અમારો ઘણો કંટાળો અહીં નહાવાથી ઓછો થયો. છતાં અમારી સ્થિતિ જાણવા જેવી હતી. ટાઢ, તડકો, ભૂખ અને તરસની અમારા ઉપર સારી અસર થઈ હતી. કેટલાકના પગમાં ફોલ્લા પડેલા, કોઈના પગ ફાટી ગયેલા, હોક તો લગભગ બધાના જ ફાટી ગયેલા અને બેચાર વિદ્યાર્થીઓ તો ચાલી શકે એવી સ્થિતિમાં જ નહોતા એટલે અમે અહીંથી અહમદનગર સુધી—૪૨ માઈલ—બસમાં જ ગયા અને રાત્રે નવ વાગે અહમદનગર પહોંચી ગામમાં એક જૈન ધર્મશાળામાં ઉતારો રાખ્યો.

## અહમદનગર

બીજી સવારે એટલે ૧૨મી મેએ દૂધપૌંઆનો નાસ્તો કરી અમે કિલ્લો જોવા ઊપડચા. કિલ્લાને દરવાજે જ એક યુરોપિયન સોલ્જર ઊભો હતો. એણે અમને રોકયા. એક તો સોલ્જર, અને પાછો અંગ્રેજ નહિ એટલે અંગ્રેજી પૂરું બોલતાં આવડે નહિ. માંડ માંડ અમે સમજી શકયા કે એ તો અંદર જવા માટેનો પાસ માગે છે! પાસ તો અમારી પાસે હતો નહિ, એ તો પોલીસ કમિશ્નર પાસેથી મળે. એક બે માણસોને અંદર શું જોવા જેવું છે તે બાબત અમે પૂછી જોયું. ખાસ જોવા જેવું હોય એવુ લાગ્યુ નહિ, એટલે અમે તો એ કિલ્લાને બહારથી જોઈને જ સંતોષ માન્યો. છએક માઈલ દૂર ચાંદબીબીનો મહેલ ટેકરી પર છે.

સાંજે જ અમે ચાલવાનું શરૂ કર્યું—પૂના તરફ. અહમદનગરથી પૂના ૭૫ માઈલ મોટર રસ્તે થાય છે. ત્રણ દિવસમાં અમે એ રસ્તો કાપ્યો. બેત્રણ માઈલને આંતરે ગામડાં આવ્યાં જ કરે અને પાણીનો પણ બહુ ત્રાસ ન પડે વહેલી સવારે ૪—૪॥ વાગે તો ચાલવાનું શરૂ કરીએ. ૭ થી ૭॥ સુધી એમ જ ચાલીએ. પછી કોઈ કુવા, વાવ કે ઝરણાને કાંઠે પડાવ નાખીએ. મુખશુદ્ધિ, શૌચાદિ ક્રિયાથી પરવારી નાસ્તો કરી પાછો તંબુ ઉઠાવીએ અને દોઢેક કલાક આગળ વધી, ૯—૯॥ વાગે કયાંક વડની છાયા નીચે, પડાવ નાખીએ. પછી સાંજે ૫॥—૬ વાગે પાછું ચાલવાનું શરૂ કરીએ. અમે સોમવાર તા. ૧૫મીએ સાંજે પૂના પહોંચ્યા.

## પૂનામાં પાંચ દિવસ

સ્ટેશન પરની મોરારજી ગોકુલદાસની ધર્મશાળામાં ઉતારો રાખ્યો. આરોગ્યભુવન અને ધર્મશાળાનું આલેશાન મકાન બંધાવેલું છે. બધી જાતની સગવડતાવાળું છે અને છતાં સાવ મફત છે. પર—પ્રાંતમાં ગુજરાતીઓની આવી ઉદારતા જોઈને આપણને આનંદ થાય છે. પણ સાથે સાથે સખેદ જણાવવું પડે છે કે એ પૈસા ખરચ્યા પછી એની કેવી વ્યવસ્થા થાય છે એની તેઓ બહુ દરકાર રાખતા હોય એમ લાગતું નથી. ગુજરાતીઓના જ પૈસા છતાં ગુજરાતીઓને જ હાલાકી ભોગવવી પડે છે. અહીંના મેનેજર એક દક્ષિણી ભાઈ છે. છત્રીસ કલાકને અંતે સારી બોલાચાલી પછી, અમને ઓરડી મળી!

પૂનામાં પ્રભાતનગર, રે મ્યુઝિયમ, વેધશાળા (observatory), પેશ્વાનો જૂનો મહેલ વગેરે જોયા. એક દિવસ બસમાં સિંહગઢ જોઈ આવ્યા. પૂનાથી લગભગ પંદર માઈલ દૂર છે. રસ્તામાં ખડકવાસલાનું સુંદર, વિશાળ તળાવ આવે છે. ઐતિહાસિક સ્થળો સૌંદર્યની દૃષ્ટિએ ઘણીવાર આપણને નિરાશ કરે છે. ત્રણ માઈલ પહાડમાં ચડવાનું હોય છે અને ઉપર ચડવાનો રસ્તો પણ બરાબર નથી. વૃક્ષો પણ કયાંય દૃષ્ટિગોચર થાય નહિ. સાથે કેરી લીધેલી તે ચૂસતા જઈએ અને ચડતા જઈએ. ઉપર તો દૂધ અને દહીં સિવાય બીજું કશું મળતુ નથી. કોઈ વાર માવો પણ મળે. ઉપર સુંદર મઝાનો ઠંડા મીઠા પાણીનો ઝરો છે. કલ્યાણ દરવાજો—જ્યાંથી તાનાજીએ સિંહગઢ પર ચડાઈ કરેલી અને જ્યાં આગળ એ મરાયા ત્યાં આગળ અત્યારે તેના સ્મારક રૂપે એક દહેરી બાંધેલી છે. રાજારામ પેશ્વાની સમાધિ પણ છે. ગણ્યાંગાંઠયા સૈનિકોની સહાયતાથી સિંહગઢ સર કરવાની તાનાજીની હિંમત અને બહાદુરીને માટે આપણને માન થાય છે. 'ગઢ આલા પરંતુ સિંહ ગેલા' એવી કહેતી પણ એ લોકોમાં છે.

પૂનામાં પાંચ દિવસ રહ્યા. અહીં અમે ઠીક ઠીક આરામ લીધો. પહેલાં તો મુંબઈ જતાં લોનાવલા

અને કાર્લા જવાનો કાર્યક્રમ હતો, પણ અજન્ટા અને ઈલોરા જોયા પછી ગુફાઓ જોવાની અમને બહુ હોંશ ન રહી. એટલે ૨૦મી શનિવારે સવારે અમે બસમાં મુંબઈ જવા ઊપડયા. રસ્તાના ઘાટમાં કુદરતી દશ્યો જોઈને તો અમે લોનાવલા કાર્લા પડતા મૂકયાં તે માટે પસ્તાવો થયો. મુંબઈથી નાસિક કરતાં પણ વધારે સુંદર નૈસર્ગિક દશ્યો અહીં જોયાં. જબરજસ્ત પહાડમાંથી રેલવે માટે કોરી કાઢેલી ટનલો જોઇએ છીએ ત્યારે માનવશક્તિનું ભાન થાય છે. અને લોનાવલા પછીનો ઘાટનો રસ્તો પણ ખૂબ વાંકાચૂંકો અને ઢોળાવવાળો છે. આટલી અફાટ કુદરતના પૂરતાં નિરીક્ષણ વગર અમે ઉતાવળે માર્ગ કાપી રહ્યા છીએ એનો અમને અંતરમાં વસવસો હતો પણ એ જ ઉતાવળથી અમે ઘર નજીક, ( Home, sweet home તરફ ) આવી રહ્યા છીએ એનો અમને આનંદ હતો. અને એવી મિશ્રિત લાગણીઓ વચ્ચે અમે ૧૨ા વાગે તો માટુંગા પહોંચી પણ ગયા.

વીસ દિવસના અમારા આ ટૂંકા પ્રવાસનું સરવૈયું કાઢીએ તો એ વીસ દિવસમાં અમે લગભગ ૪૫૦ માઈલ, ટ્રેઈન અને બસમાં, મુસાફરી કરી અને લગભગ ૩૦૦ માઈલ પગપાળા પ્રવાસ કર્યો. ગોદાવરી, પૂર્ણા, પેનગંગા, ભીમા જેવી દક્ષિણની મોટી નદીઓ અમે પગ તળે પસાર કરી. આ 'લોકમાતાઓ' ઉપરાંત જેનું માહાત્મ્ય આપણને પ્રવાસ દરમિયાન સમજાય છે તે વડલો, નદી અથવા ઝરણાં કાંઠે, પ્રવાસોને એક આશીર્વાદ સમાન છે. બીજાં વૃક્ષો પણ, ખાસ કરીને ફૂલફળાદિનાં, આપણને ઠીક મદદ કરે છે. રસ્તામાં ચાલતા હોઈએ, ભૂખ લાગી હોય, કેમ્પ કયાં નખાશે તે કાંઈ નક્કી ન હોય ત્યારે આવાં વૃક્ષો આપણને આશીર્વાદ સમાન થઈ પડે છે. વિદ્યાર્થીઓની નજર જ એમની શોધમાં ચારે બાજુ ફરતી હોય છે. તેમાં ફરીનું કે કોઠાનું ઝાડ આવે, ખારેક, જાંબુ કે ગુંદી, કરમદાં કે અંજીરનાં ઝાડ આવે તો એને ઈન્સાફ આપ્યા વગર આગળ જવાય જ કેમ? પ્રવાસમાં ભૂખ પણ આપણને ખૂબ લાગે. ગમે તેટલું રાંધીએ પણ એક દાણો પણ વધે એવું કદી ન બને. ઊલટું, કોઈ વખતે ઓછું પડે.

પ્રવાસથી થાક લાગે એ સ્વાભાવિક વસ્તુ છે. પણ એથી આપણે જોવાનું હોય એ ચૂકીએ તો પ્રવાસનો આખો આશય માર્યો જાય છે. ઊલટું સુંદર સ્થળો જોવાથી, ત્યાંનો ઈતિહાસ યાદ કરવાથી, આપણો ઘણો થાક ઊતરી જાય છે. અમારા પ્રવાસમાં આવું કોઈ વાર બનતું. જે સ્થળ જોવા જવાના હોઈએ તે દૂર હોય એટલે ત્યાં પહોંચતાં થાક તો લાગે જ એટલે આવા થાકેલા વિદ્યાર્થીઓ ત્યાં દરવાજા આગળ જ બેસી પડે. કિલ્લો જોવાનો હોય તો કિલ્લાને દરવાજે પહોંચ્યા એટલે બસ. પછી અંદર જોવાની બહુ ઈચ્છા ન કરે. કોઈ ઊંચો મિનારો ચડીને ઉપર જવાનું હોય તો કહેશે, 'ઉપર શું જોવું'તું, બહારથી જોઈ લઈએ એટલે બસ.' જે વિદ્યાર્થીઓ જોઈને પાછા આવે તેમને પછી ઊંચા શ્વાસે ને ખૂબ આતુરતાપૂર્વક પૂછે, "ન્યાર્થી જેડા કુરો આય?" (જોવા જેવું શું છે?) મનમાં એમ જ યતું હોય કે જો 'બહુ જોવા જેવું છે' એવો કંઈ જવાબ મળશે તો થાકેલા લથડિયાં ખાતાં જવું પડશે, નહિતર જોયા વિનાના રહી જઈશું. પણ એમના સદ્‌ભાગ્યે "ન્યાર્થી જેડો કિં નાય!" એવો જવાબ મળે તો એમને 'હાશ' થાય, શ્વાસ નીચો બેસે. પ્રવાસમાં આવી વૃત્તિ ન રાખવી જોઈએ. 'આટલા ભેગું આટલું વધારે' એ જ 'સ્પિરિટ' હંમેશાં રાખીએ તો જ પ્રવાસનો પૂરેપૂરો આનંદ માણી શકાય છે.

આ રીતે અમે અમારો અજન્ટા અને ઈલોરાનો પ્રવાસ ખૂબ આનંદપૂર્વક પૂરો કર્યો.

મંગલ દેસાઈ

# વ્યાયામ મંદિર

વ્યાયામ વિદ્યાનો પ્રચાર જૂના કાળથી પંજાબ અને મહારાષ્ટ્રમાં વિશેષ છે. વચ્ચે આવેલાં સિંધ અને ગુજરાતમાં આ વિદ્યાનો શોખ પહેલાં હતો નહિ પણ છેલ્લાં પંદર વર્ષમાં ગુજરાતે આ વિદ્યામાં ઠીક ઠીક પ્રગતિ કરી છે. પંદર વર્ષ પહેલાં જ્યારે આશ્રમની શાળામાં અમે લાઠી, કુસ્તી, ઢાલ, લાકડી વગેરે મર્દાનગી રમતોની શરૂઆત કરી ત્યારે કેટલાક લોકો અમને પૂછતા, કે આ તો હિંસાની તૈયારી કહેવાય, તમારી અહિંસા સાથે આનો મેળ કેમ બેસે ? તે વખતે લાંબી લાંબી દલીલો આપીને સિદ્ધ કરવું પડતું કે જે શરીર કેળવે છે, વ્યાયામ કસરત અને મરદાનગી રમતોમાં તૈયાર છે, તે અહિંસાનો ચમત્કાર વધારે સારી રીતે બતાવી શકે. મહાત્માજી પહેલી વાર યરોડા જેલમાં હતા ત્યારે શૂરા શીખ લોકોએ ગુરુ કા બાગમાં અહિંસક લડાઈ લડી સિદ્ધ કરી આપ્યું કે હિંસાનું શાસ્ત્ર જાણનાર અને પેઢી દર પેઢી સિપાઈના પેશામાં રહેનાર માણસ પણ ધારે ત્યારે અહિંસાનું સુંદર રીતે પાલન કરી શકે છે. આપણી છેલ્લી લડતમાં તો દેશના એક-એક પ્રાંતે અહિંસાની શક્તિ બતાવી છે. ગુજરાતના યુવાનોએ—અખાડાબાજ યુવાનોએ—ધરાસણાની ધરતી પર ધીરજપૂર્વક લાઠી ખાઈને સિદ્ધ કરી બતાવ્યું છે કે શૌર્ય અને અહિંસા બન્નેનો કેટલો સુંદર મેળ હોય છે.

જે શરીરે નિર્બળ છે, ધારે તો યે સામો થઈ ન શકે એને અહિંસા પોતાનો પૂરો ચમત્કાર ન બતાવી શકે. ઘણી વાર એવા માણસની અહિંસાના મૂળમાં કાયરતા હોવાનો પણ સંભવ રહે છે. અહિંસાને નામે શરીર કેળવવા તરફ બેદરકારી કરવી એમાં ચોક્કસ પ્રજાદ્રોહ છે. અને અહિંસાની તો જરા યે સેવા નથી.

આજની રમતોમાં મલખમ અને ભાલાની રમત જોઈને મારા મહારાષ્ટ્રી હૈયાને કેટલો હરખ થયો છે એ શી રીતે વ્યક્ત કરું ? આ બન્ને રમતો શરીર કસવાની દૃષ્ટિએ, સ્ફૂર્તિની દૃષ્ટિએ અને આત્મ-વિશ્વાસની દૃષ્ટિએ બહુ ઉપયોગી છે.

લાઠી, લકડી કે તલવાર આજે સ્વરાજ્યની લડત લડવામાં કામ આવશે, એ આવડત દ્વારા આપણે શસ્ત્રયુદ્ધમાં જીતી શકીશું એમ જો કોઈ માનતું હોય તો તે ભારે ભૂલ છે. શસ્ત્રયુદ્ધની દૃષ્ટિએ આ શસ્ત્રો બહુ જૂનાં કહેવાય, નકામાં કહેવાય. શસ્ત્રયુદ્ધ માટે તો બૉમ્બ, રિવોલ્વર, રાયફલ, હોઈટ્ઝર, મનવાર અને એરોપ્લેનની જરૂર છે. એને માટે જુદી જ તૈયારી જોઈએ છે. એ માર્ગ આપણે માટે નથી. સરકાર સામે અણગમો બતાવવા માટે સહેજસાજ તોફાન કરવા જઈએ તો પણ તલવાર લાઠી કામનાં નથી. કેમકે આજની પોલીસ, આજની ફોજ અને આજની સરકારો સમાન શસ્ત્રે લડવાનો ક્ષાત્રધર્મ સમજતી નથી. સ્વરાજ્યમાં પણ આપણે સમાન શસ્ત્રે લડવાનો એ આદર્શ સ્વીકારી શકવાના નથી. આજે તો સરકારો છડેચોક કહે છે કે, તમે રોડાં ઈંટાં ફેંકશો તો અમે ગોળી ચલાવવાના જ. મિસિસ બેસેંટે એ વાત કરી ત્યારે લોકો નાહક એમના ઉપર ચિડાયા હતા.

પણ વ્યાયામ, કસરત અને મર્દાનગી રમતોનો ઉપયોગ બીજી અનેક રીતે છે. આજનો જમાનો જુઓ: પ્રજાની શક્તિનો કેટલો હ્રાસ થઈ રહ્યો છે; લોકોને પેટ પૂરતો ખોરાક મળતો નથી, પૌષ્ટિક ખોરાકને બદલે ચા જેવાં નકામાં પીણાં પીવાનો શોખ વધ્યો છે. લોકો નાજુકાઈમાં મોટાઈ માને છે. માબાપો પોતાનાં બચ્ચાંઓને શરીર બચાવવાની સલાહ આપતાં શરમાતાં નથી. વિલાસને જ્યાં ત્યાં ઉત્તેજન મળે છે. નાટકસિનેમા અને કળાને નામે ચાલતી વિલાસિતા યુવાન શરીરોને કોતરી ખાય છે એવે વખતે ઠાલો ધર્મોપદેશ કશું કરી શકવાનો નથી. એના કરતાં શરીરો મજબૂત કરવા માટે, મન પવિત્ર કરવા માટે, સ્વાભિમાન અને તેજસ્વિતા વધારવા માટે કસરત, કવાયત અને મર્દાનગી રમતો એ વધારે ઉપયોગી સાધનો છે. મહેનતમજૂરી અને વ્યાયામ બન્ને આવશ્યક છે. એકલી મહેનતમજૂરીથી બધું કામ પતે એમ નથી. મહેનતમજૂરીથી શરીર કસાય, સ્ફૂર્તિ વધે, કષ્ટ સહન થાય પણ શરીરમાં જે ઝનૂન કે રજોગુણ જોઈએ છે તે મર્દાનગી રમતો વિના નહિ આવે.

શરીરમાં તોફાન ભરેલું હોય અને ચારિત્ર્યની શક્તિથી તે અંકુશમાં રહેલું હોય એ જ ઇષ્ટ છે. સવારથી સાંજ સુધી કામ કરીને થાકેલા લોકો પણ જો ઉત્સાહી હોય તો સાંજે થોડીક રમતો રમી એમાં રહેલા વિનોદ અને આનંદદ્વારા મગજના બોજાને હળવો કરે છે. અને એ રીતે પોતાની આવરદા પણ વધારે છે. વ્યાયામ-કસરત-કવાયતથી મળતી સૌથી પહેલી વસ્તુ એ કે સાત્ત્વિક આનંદની વૃદ્ધિ થાય છે, આરોગ્ય એની મેળે સચવાય છે. બ્રહ્મચર્ય અને વ્યાયામને તોલે આવે એવું એક રસાયણ વૈદકશાસ્ત્રે શોધ્યું નથી એવો વૈદકશાસ્ત્રનો જ એકરાર છે. યોગ્ય વ્યાયામને લીધે શરીરમા સ્ફૂર્તિ રહે છે એ સૌથી મોટો લાભ છે. સંઘમાં વ્યાયામ કરવાથી સહકાર શક્તિ વધે છે, સૂઝ કેળવાય છે, ખડતલપણું સ્વાભાવિક થાય છે. વ્યાયામ સાથે જો સહવાસ સારો હોય, ઉચ્ચ જીવનની ઝાંખી હોય તો દિલદારપણું કેળવવામાં વ્યાયામની મદદ ચોક્કસ જણાઈ આવે છે.

સેવાની દૃષ્ટિએ વ્યાયામ આજે જેટલો જરૂરનો છે તેટલો ભાગ્યે જ આ પહેલાં જરૂરનો હશે. આગ જેવી આફત પ્રસંગે વ્યાયામવીરોની ઉપયોગિતા ડગલે ને પગલે સિદ્ધ થાય છે. મરકી જેવા ચેપી રોગો જ્યારે ફાટે છે ત્યારે મોટી સંખ્યાના લોકોને દવાપાણીની અને માવજતની મદદ પહોંચાડવામાં વ્યાયામમંડળોએ જે મદદ આજસુધી કરી છે તે એક જ વસ્તુ વ્યાયામનું મહત્ત્વ સિદ્ધ કરવા બસ છે. સ્વરાજ્યના જમાનામા યાત્રાઓ, સરઘસો અને સભાઓમાં અખાડાની તાલીમ અનેક રીતે ઉપયોગી નીવડે તેમ છે. ચારિત્ર સંગઠન, પ્રજા સંગઠન અને સંગઠિત પાયા ઉપર કરવાની સેવા એ ત્રણે ક્ષેત્રમાં વ્યાયામની ઉપયોગિતા અનેક રીતે અને અનેકવાર સિદ્ધ થઈ છે.

મેં કહ્યું કે યુદ્ધની દૃષ્ટિએ લાઠીલાકડીનો ઉપયોગ નથી છતાં સ્વરાજ્યને માટે એ વસ્તુનો ઉપયોગ ઘણો થવાનો સંભવ છે. આપણી લડત લંબાશે અને આકરી થશે ત્યારે પાછળનો અનુભવ જોતાં લાગે છે કે પોલીસખાતું આપણને દબાવવા જતાં, પ્રજાનું સામાન્ય રક્ષણ કરવાની પોતાની મૂળ ફરજ પણ ભૂલી જવાનું છે. વધેલા કામને પહોંચી વળવું પણ એમને માટે મુશ્કેલ હશે. અને દાનત તો લોકોની મુશ્કેલીઓ વધારવાની જ હોય. આની અશાન્તિની દશામાં ચોકી-પહેરાની વ્યવસ્થા પણ કદાચ આપણે જ ચલાવવી પડે. આવે વખતે વ્યાયામ મંદિરમાં મળેલી તાલીમ ઉપયોગી નીવડવાની છે. સ્વરાજ્ય મેળવતાં પહેલાં આપણે જેવું તેવું પણ પ્રજાનું રક્ષણ તો કરવું જોઈએ. ઇતિહાસનો અનુભવ જ છે કે પરરાજ્ય જઈને સ્વરાજ્ય થાય છે ત્યારે વચલા સંધિકાળમાં થોડીક અવ્યવસ્થા રહે છે. પણ એ અવ્યવસ્થાને કારણે જ લોકોની સ્વરાજ્યની લાયકાત ખીલે છે, કેમકે એકેએક કાર્યમાં સ્વાવલંબન કેળવ્યા વગર છૂટકો જ નથી હોતો. મારામારી, તોફાન, ધાડ વગેરે શમાવવા માટે વખતોવખત દોડવું પડે એમાં અકળામણ ગમે તેટલી હોય તો યે ભારે કેળવણી તો છે જ. ખરું જોતાં જો લોકો મજબૂત હોય તો દુર્જનોને તોફાન કરવાનું પણ મન નથી થતું. દુર્બળ લોકો, સુંવાળા લોકો, આળસુ લોકો અને સંગ્રહી લોકો પોતાની નબળાઈને લીધે દુનિયાની દાનત બગાડે છે. પોચું જોઈને દબાવવાનું મન કોને ન થાય? આ બધા દોષો કાઢી નાખવા એમાં નાનોસૂનો પરોપકાર નથી રહ્યો

વ્યાયામ મંદિર એ દરેક ગામનું એક જાતનું ઘરેણું હોવું જોઈએ. વિસ્તીર્ણ જમીન, એમાં સુંદર બગીચો, ફળઝાડ અને ફૂલઝાડ વ્યાયામ મંદિરને અંગે હોવાં જ જોઈએ. આલેશાન મકાનની આપણને જરૂર નથી પણ પાકું અને મોટું મકાન હોય તો ખોટું નથી. ગામનાં લોકો, સ્ત્રીઓ તેમજ પુરુષો, સવારસાંજ ત્યાં ફરવા આવે, અને ઓછીવત્તી કસરત કરીને જાય. આજકાલ મંદિરો પાછળ પૈસા ખર્ચાય છે તેને બદલે આવી વ્યાયામ મંદિર જેવી સંસ્થાઓ પાછળ ખર્ચાતા હોય તો કેવું સારું! આમાં બધા જ લોકો આવી શકે અને સ્વચ્છતાના, સુઘડતાના અને સાદી રહેણીના શાસ્ત્રીય પાઠો લઈને જાય. *

કાકા કાલેલકર

* ઈ. સ. ૧૯૩૮મા બાદરવ વ્યાયામ શાળાના વાર્ષિક ઉત્સવ પ્રસંગે આપેલા વ્યાખ્યાનમાંથી.




## આધુનિક સંસ્કૃતિનાં પ્રતિકોનું સ્મારક

અમેરિકામાં ઈ. સ. ૧૯૩૯માં ભરાયેલા વિશ્વમેળા નિમિત્તે ન્યૂયોર્ક શહેરના વેસ્ટિંગહાઉસના પાયામાં આધુનિક સંસ્કૃતિનાં સૂચક પ્રતિકોને દાટવામાં આવ્યાં છે. આજ પછી પાંચ હજાર વર્ષના વૈજ્ઞાનિકોની જાણ અને અભ્યાસ ખાતર ૮૦૦ રતલના વજનવાળી કેપ્સ્યુલર ઘાટની પેટીમાં આ જમાનાની સંસ્કૃતિદર્શક ચીજો સંઘરવામાં આવી છે. આ પેટીનું બાહ્ય આવરણ કટાય નહિ એવી કુપલોય ધાતુનું બનાવેલું છે. બધી ચીજો સાત ફૂટ લાંબી હવા વિનાની જગ્યામાં, નાઇટ્રોજન ગેસ ભરેલા, જલાભેદ્ય આવરણવાળા પાયરેક્ષ કાચના ઘરમાં ગોઠવવામાં આવી છે.

આજના વપરાશની આરસોથી વધુ વસ્તુઓ સંઘરવામાં આવી છે. ફાઉન્ટનપેન, મિકેનિકલ પેનસિલ, ઘડિયાળ, વિદ્યુતદીપ; તમાકુ પાઇપ, નાજુક સિગરેટ, સ્ત્રીઓની હેટ, પ્રસાધનોની ચીજો, ચશ્મા, ટૂથબ્રશ, દંતમંજન, કેમેરા, ફિલ્મ, અસ્ત્રો, ટીન ઉઘાડવાનું સાધન, પૈસાના નમૂના વગેરે વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત ધાતુ, કાચનાં કપડાં, રબ્બર, એસબેસટોસ; દાણા અને ધાન્ય; અને કોલસાનો નમૂનો, જે પાંચ હજાર વરસ પછી કદાચ ના હોય, એકત્રિત કરવામાં આવ્યાં છે.

આપણા જમાનાનું વૃત્તાંત કચકડાની પટ્ટી પર ચક્ષમરૂપે ઉતારવામાં આવ્યું છે. જુદીજુદી ભાષાઓનાં પુસ્તકો ડિક્ષનેરી વગેરે છે. વળી ભવિષ્યના ઈતિહાસવેત્તાને ફિલ્મનો મર્મ સુગમ પડે તે માટે તેનું વિવરણ, ન્યૂસરીલ પણ છે. તેમાં આ જમાનાના ઈતિહાસના રચતાં વર્ણનો, સુંદર દશ્યો વગેરે છે. માઇક્રોસ્કોપ પણ છે.

ભવિષ્યના વૈજ્ઞાનિકો આજથી પાંચ હજાર વર્ષ પછી ૧૯૩૯ની સાલ આવી તેની જાણ ખાતર દુનિયાભરનાં મ્યૂઝિયમોમાં એક પુસ્તક આપવામાં આવ્યું છે. આ પુસ્તકમાં ક્રિશ્ચિયન, ચાઈનીઝ, મુસ્લિમ અને શીન્ચે કેલેન્ડર છાપવામાં આવ્યાં છે. કદાચ આ લખાણો નાશ પામે તો વર્ષોની ગણતરી માટે ખગોળના સૂચક નિશાનોના નકશા પણ દોરવામાં આવી સંઘરવામાં આવ્યા છે.

આધુનિક સંસ્કૃતિનાં પ્રતિકો સંઘરવામાં આવેલી આ અવિનાશક કેપ્સ્યુલર પેટીને જે સ્થળે દાટવામાં આવી છે તે સ્થળના અક્ષાંશ રેખાંશ પણ છાપવામાં આવ્યા છે.

*

## રેલેના બે છોડા

રાણી એલિઝાબેથના સમયમાં સર વૉલ્ટર રેલેએ સૌથી પ્રથમવાર તમાકુનો અને બટાટાનો એમ બે છોડા ઈંગ્લાંડમાં આણ્યા. રેલે નવાપ્રદેશોની શોધ માટે અમેરિકા ગયેલો, ત્યાંથી આ બે છોડ તેણે આણેલા.

રેલે અમેરિકામાં હતો ત્યારે તેણે ત્યાં ઈંડિયનોને તમાકુ પીતા જોયેલા. જ્યારે તે ઈંગ્લંડ આવ્યો ત્યારે તે તાપણી પાસે બેસી બીડીની લિજ્જત માણી રહ્યો હતો. એટલામાં નોકર આવી ચડ્યો. નોકરે કદી કોઈને બીડી પીતા જોયેલ નહિ અને વળી બીડી જેવી વસ્તુનો તેને સ્વપ્નેય ખ્યાલ નહિ એટલે નોકરે તો શેઠના મોંમાંથી ધુમાડો નીકળતો જોઈ

વિચાર્યું કે શેઠના શરીરમાં આગ લાગી છે ! ભયની બૂમ મારી ને એકદમ પાણીની ડોલ લેવા દોડ્યો અને વૉલ્ટર કશું બોલેકરે તે પહેલાં તો તે પાણીથી તરબોળ થઈ ગયો. પછી તો નોકરે લોકોને બીડી પીતા જોયા—નોબલો, જુવાનો બધા બીડી પીવા લાગ્યા.

અગાઉ તો કોઈ બટાટા ખાતું નહિ. રેલેએ લોકોને સમજાવ્યું કે પાક બગડે ત્યારે બટાટા ખાઈ લોકો મરતા બચી શકે. રાણીએ પોતાના ખાણામાં બટાટા પીરસાવ્યા; એટલે નોબલોને પણ તે વખતે કચવાતા મને તે ખાવા પડયા. પણ અમીરોએ કહ્યું કે બટાટા ઝેરી છે! રાણીના અનેક પ્રયત્નો છતાં કોઈએ બટાટાને અપનાવ્યા નહિ. લોકો બટાટા સૂંઘને મોંએ મૂકવા લાગ્યા!

બટાટાનો આ બહિષ્કાર ફ્રેન્ચ રાજા લુઈ સોળમા સુધી ચાલુ રહ્યો. તે વખતે એક ફ્રેંચમેને બટાટાના વાવેતર પર પ્રયોગો કર્યા. રાજાએ આ બાબત પર ધ્યાન આપી જમીન પર બટાટાનું વાવેતર કરાવ્યું. બટાટાની લોકપ્રિયતા વધારવા તે બટનના કાંણામાં બટાટાનાં ફુલ ઘાલી ફરવા લાગ્યો.

રાજાએ કહ્યું એટલે પ્રજાએ બટાટાને સ્વીકાર્યા. ધીમે ધીમે લોકો તે ખાવા લાગ્યા.

યુરોપ અને અમેરિકાની માંસાહારી પ્રજાના આહારમાં બટાટાની અગત્યતા કેટલી છે, તેનો ખ્યાલ આપણને નહિ આવી શકે. પણ માનવસ્વભાવ જ એવો છે કે નવી શોધખોળ પરત્વે પ્રથમ તે વિરોધ દર્શાવે છે. તેવી રીતે બટાટાની શરૂઆત વખતે પણ લોકોએ ઉહાપોહ ને ગુબ્બારા ઉડાવેલાં.

સ્કૉટલૅન્ડમાં ધર્મગુરુઓએ બટાટા વિરૂદ્ધ ગુબ્બારા ઉડાવેલી. તે ન ખાવા માટે બાઈબલનો આધાર લાવ્યા. તેમણે પ્રચાર કરવા માંડ્યો કે બટાટા ખાવાથી તાવ આવે છે, કોઢ થાય છે!

ધીમે ધીમે ઈંગ્લંડમાં રૉયલ સોસાયટીએ બટાટાની ખેતીનો પ્રચાર શરૂ કર્યો. પણ તે વખતના .સમાજ સેવકો એ ઢોરોનો ખોરાક છે એમ કહી તિરસ્કાર દર્શાવવા માંડ્યા. આખરે બેલ્જિયમમાં સાધુઓએ બટાટાને અપનાવ્યા. બીજો પાક ના કરતાં બટાટાનું વાવેતર કરવા તેમણે લોકોને ફરજ પાડી. લોકોએ સાધુઓને જાડા થતા જોઈ બટાટા ખાવા માંડ્યા!

ઈંગ્લંડમાં અમેરિકન શહેરી બેન્જામિન થોમ્સને અપંગાલય ખોલેલું. ત્યાં સાદા ને પૌષ્ટિક ખોરાક તરીકે તેણે બટાટાની કાંજી શરૂ કરી; પણ તે છાની છપની રીતે!

રાજાનો હુકમ, ધર્મગુરુઓનો સહકાર અને પ્રોત્સાહનથી ઇંગ્લંડને બટાટાનો સ્વાદ ગળે વળગ્યો ને તેનું ઉપયોગી તોલ સ્વીકાર્યું.

ઈ. સ. ૧૯૧૬ની લડાઈ વખતે જર્મનોએ બટાટાના સફળ પાક પર નિર્ભર રહી એકવીસ *દિવસ સુધી શત્રુ સામે ટક્કર ઝીલી હતી! બટાટાની* આથી વધુ શી મહત્તા હોઈ શકે?

શિવપ્રસાદ ત્રિવેદી

*

હિંદ તો બ્રિટિશ સામ્રાજ્યનો આધારસ્તંભ છે. જો સામ્રાજ્યમાંથી બીજું કોઈ સંસ્થાન ઓછું થાય તો આપણે જીવી શકીએ. પરંતુ જો આપણે હિંદને ગુમાવી બેસીએ તો બ્રિટિશ સામ્રાજ્યનો સૂર્ય અસ્ત થયો સમજવો.

લૉર્ડ કર્ઝન

*

આપણે હિંદને હિંદી લોકોના હિતની ખાતર જીત્યું નથી. આપણે તરવારથી હિંદને જીત્યું છે (કેવી રીતે તે આપણે જાણીએ છીએ) અને તરવારથી આપણે તેને રાખીશું. આપણે હિંદને બ્રિટિશ માલ અને ખાસ કરીને લેંકેશાયરનું કાપડ ખપાવવા માટે ઉત્તમોત્તમ બારું ગણીએ છીએ.

લૉર્ડ બ્રેન્ટફર્ડ

*

બીજી ગમે તે બાબતોમાં ગાંધીજી આડે રસ્તે ચડી ગયા હોય, પરંતુ કબૂલ કરવું જ પડશે કે રેંટિયાની હિમાયત કરીને તેમણે હિંદુસ્તાનની ગરીબાઈનું સાચું મૂળ શોધી કાઢ્યું છે. પછી ભલે એ રેંટિયામાંથી રોજની કમાણી ફક્ત એક કે બે આનાની જ હોય.

હેરોલ્ડ મેન

☆



મા
(ચિત્રકાર: શ્રી કનુ દેસાઈ)

[શ્રી. કનુ દેસાઈના સૌજન્યથી]

વર્ષ ૫ અંક ૫-૬

# ફોરમ

જાન્યુ૦-ફેબ્રુ૦ : ૧૯૪૦

## શહીદની અંતિમ ભાવના

[ પૃથ્વી ]

મહોત્સવ સમાન ધન્ય ચિરવાંછિતા આ ઘડી
ઉપસ્થિત થઇ; ઉમંગભર એ વધાવી લઉં:
સુભાગ્ય, પ્રિય માતૃભૂમિ ચરણે સમુલ્લાસથી
સમર્પિત કરાય રંક મુજ પ્રાણની અંજલી.

નથી થઇ શકી અનન્ય તવ સેવના જીવને;
રહેલ ફૂલપાંદડી તવ પદે ધરું માવડી !
તને હૃદયમંદિરે વિમલ ભક્તિસિંહાસને
વિરાજિત કરી ઉતારી લઉં અંતની આરતી.

અકંપ ચરણો ! ચઢો મરણમંચ પે,—સ્વર્ગ એ:
વધાવ યમપાશ કંઠ — પ્રિય ભૂમિના પ્રેમનો
ગણી અમર પુષ્પહાર, મૃદુ મ્હેકતો મુક્તિએ.
વિમુક્ત બન પ્રાણ ! તોડ જડ શૃંખલાઓ હસી;
નિગૂઢ મહીં ચેતના બળ અમોઘ ભેગું કરી
સ્વતંત્ર કરવા સ્વદેશ ઝટ જન્મ લેજે ફરી

પૂજાલાલ

# કિશોરોને

## ૮

દોસ્તો!

ઈસપની વાતો જગજાણીતી છે. તમે તો તે વાંચી હશે. ના વાંચી હોય તો જરૂર વાંચી જજો. તેમાંની એક સરસ વાત છે. એક વૃદ્ધ પોતાના પુત્રોને મરતી વખતે જણાવે છેઃ "બેટાઓ, મેં તમારે માટે પેલો ખજાનો દાટ્યો છે. આપણા બગીચાના પેલા ઝાડની આસપાસ ખોદશો એટલે તમને તે હાથ લાગશે. પણ યાદ રાખજો કે મહેનત ખૂબ કરવી પડશે. ત્યારે જ તમને તે ખજાનો મળશે." એમ કહીને તે વૃદ્ધે પોતાનો દેહ છોડ્યો.

પેલા ભાઈઓ તો ખજાનાની શોધમાં પડ્યા. કોદાળી, પાવડા, ટોપલીઓ વગેરે સાધનો લઈને તેમણે તો ખૂબ મહેનત કરી. પરસેવાથી તેમનાં શરીર રેબઝેબ થઈ ગયાં. અત્યંત શ્રમ કર્યો પણ પેલો ખજાનો હાથ લાગ્યો નહિ.

હવે દર વરસે તેમની વાડીનો પાક ઉધડક લેવાને વેપારી આવતા. આ વર્ષે પણ પરગામથી વેપારી આવ્યો. તેણે આવીને જોયું તો વાડીમાં સુંદર પાક થયો છે. દર વરસ કરતાં ચાર ગણી તેની કિંમત આપવી પડે તેવો પાક હતો.

પેલા ભાઈઓ આવ્યા. વેપારીએ પૂછ્યું. "આ વરસે તો પાક ઘણો જ સરસ થયો છે." તે ભાઈઓમાંથી મોટો બોલ્યો. "અરે, શું સરસ થયો છે! અમે તો કામ કરી કરીને થાકી ગયા!" "એમ કેમ!" "અરે, અમારા બાપા મરતી વખતે કહી ગયા હતા કે વાડીમાં ખૂબ ખજાનો દાટ્યો છે. મહેનત કરજો એટલે તમને મળશે." "તે મળ્યો કે નહિ?" "ઘણી મહેનત કરીને થાક્યા, પણ ન જ મળ્યો."

પેલો વેપારી તો હસી પડ્યો. કહેવા લાગ્યોઃ "ભાઈઓ, તમે તમારા બાપનું કહેવાનું બરાબર સમજ્યા નહિ. આ તમે તમારી સામે જુઓ છો એ શું છે? એ શું ખજાનો નથી? તમે ખૂબ મહેનત કરી તો દર વરસ કરતાં તમને ચાર ગણું મળ્યું. આમ ને આમ મહેનત કરશો તો તમારો ખજાનો અખૂટ રહેશે, સમજ્યા? પેલો ખજાનો તો નાશ પામે; આ ખજાનો તો તમે જેમ મહેનત કરો તેમ વધ્યા જ કરે."

દોસ્તો! આવો ખજાનો આપણી બધાની પાસે છે. આપણા જન્મદાતા પિતા આપણને જે વારસો આપવાના છે, એ વારસો તો નાશવંત છે. પણ આ જગતના પિતાએ આપણને જે વારસો આપ્યો છે એ તો કોઈ પણ કાળે ખૂટે તેવો નથી.

આ વિશ્વ એ વાડી છે. એ વિશ્વના ભોગવનારા આપણે બધા ભાઈઓ છીએ. આપણા ઉપભોગ અને ઉપયોગ માટે વિશ્વપિતાએ આટઆટલી સમૃદ્ધિ મૂકી છે. અપાર એ સમૃદ્ધિ છે, અદ્ભુત એ દાન છે.

એ સમૃદ્ધિને, એ દાનને લાયક થવા, ચાલો આપણે કમ્મર કસીએ. આપણી પાસે જે કાંઈ સાધનસામગ્રી હોય તે લઈને નીકળી પડીએ. આપણે બધા એક થઈને મહેનત કરવાનું શરૂ કરી દઈએ. અડગ ઉત્સાહથી, નિશ્ચલ શ્રદ્ધાથી, વીરટેકથી આપણે કામ કરીએ.

એક દિવસ જ્યારે આપણી વાડીમાં વસંત આવશે, — જ્યારે ફૂલ ખીલશે, ફુવારા ઊડશે, ઝાડ ફળશે, કોયલ ટહૂકશે, મોર નાચશે, — ત્યારે કોઈક વેપારી આવશે. આપણે કહીશુંઃ "પેલો ખજાનો તો હાથ લાગ્યો નહિ!" તે વેપારી જણાવશે "દોસ્તો, આ રહ્યો તે ખજાનો. કેવી ખીલી છે આ વસુંધરા, કેવું દીપે છે એ આકાશ! હજુ મહેનત કરો, વળી ઓર રસવતી થશે આ ધરા."

ચાલો ત્યારે, આપણે બધા એ વિશ્વપિતાના વારસા કામે મંડી પડીએ. જો જો, હાં, આપણું નાક ન જાય!

લિ૰ તમારો

'અલગારી'

# भारतसेवक गोखलेजी

ગોખલેજીને ઈહલોક છોડયાને તેર વરસ થઈ ગયા આ તેર વરસમાં દેશમાં કેટલું પરિવર્તન થયું છે! ગોખલેની અથવા તે વખતના આપણી, કલ્પનામાં પણ ન આવત કે હિંદુસ્તાન આ તેર વરસમાં આટલી પ્રગતિ કરશે, અને આટલા વીતકો અનુભવશે સાધારણ રીતે જે ફેરફાર એક બે સૈકાઓમાં થાય છે તે એક દાયકામાં થઈ ગયો છે તેથી હવે ગોખલેના જીવનની વિગતો આપણને જૂની જૂની લાગે છે છતાં એમના જીવનનો સંદેશો હજી જૂનો થયો નથી, એટલી એક જ વાત એમના જીવનની મહત્તા સમજવા માટે બસ છે ઈશ્વરે એમને જન્મતાં અનુકૂળ સંજોગો આપ્યા ન હતા ભારે ગરીબાઈમાં એમને કેળવણી મેળવવી પડી હતી અને ખૂબ ગોખી કાઢે ત્યારે જ યાદ રહે એવી એમની સ્થિતિ હતી છતાં અસાધારણ ઉદ્યોગ અને ખંતથી એમણે પ્રતિકૂળ સંજોગોને પોતાની ઉન્નતિનાં પગથિયાં બનાવ્યાં

દેશની ઉત્તમ સેવા કેળવણી દ્વારા જ થઈ શકે છે એમ માનનાર મહારાષ્ટ્રના દીર્ઘદૃષ્ટિ યુવાનો સાથે જોડાઈને ગોખલેએ ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસરનું કામ કરતાં છતાં હમેશાં પ્રિન્સિપાલની સ્થિતિ ભોગવી અને પોતાની પ્રતિભાનો પરિચય આપ્યો રાજદ્વારી હિલચાલમાં તેઓ પહેલેથી જ રસ લેતા હતા અને તે વાટે તેમણે દેશની કીમતી સેવા કરી તેમાં પણ હિંદુસ્તાનની ગરીબાઈ અને હિંદુસ્તાનનું અજ્ઞાન દૂર કરવા પાછળ જ તેમણે પોતાની બધી શક્તિ એકાગ્ર કરી હતી અજ્ઞાન દૂર કરવા માટે જેમ તેમણે અધ્યાપનનું વ્રત લીધું તેમ દેશની ગરીબાઈ દૂર કરવા માટે તેમણે સ્વેચ્છાએ ગરીબાઈ પણ ધારણ કરી અને એ વ્રત લેનાર સેવકોનો એક સમાજ સ્થાપ્યો ધાર્મિક વિધિઓ અને માન્યતાઓની કડાકૂટમાં પડયા વગર તેમણે જીવનને અને રાજકારણને ધાર્મિકતાનો પાયો આપ્યો રાનડેના શિષ્ય અને ગાંધીજીના ગુરુ ધર્મવિમુખ દેખાય તોયે ધર્મશૂન્ય હોઈ જ ન શકે

વિદ્યાર્થી દશાની એમની વિદ્યાનિષ્ઠા, સ્વમાન જાગરતાની તેજસ્વિતા અને લાગણીની કોમળતા વિદ્યાર્થીઓ માટે અનુકરણીય તો છે જ, પણ વિદ્યાર્થી-દશા પછીનો એમનો જીવનપ્રવેશ પણ વિદ્યાર્થીઓએ સમજી લેવો ઘટે છે

કેળવણી પૂરી કર્યા પછી જીવનમાં પ્રવેશ કરવાનો પ્રસંગ જ્યારે આવે છે ત્યારે કયા યુવાનને મૂંઝવણ જણાતી નથી? શિયાળામાં ઠંડા પાણીમાં નહાવા ઊતરતાં પહેલાં જેવો સંકોચ થાય છે તેવો સંકોચ, જીવનસંકોચ દરેક મુગ્ધ તરુણને થાય છે અસાધારણ શક્તિ હોય, દિવ્ય દૃષ્ટિ હોય તે તો પોતાને માટે બધું જ ક્ષેત્ર ઉત્પન્ન કરે છે પણ હમેશનો સાધારણ જીવનપ્રવેશ સહેલો નથી હોતો સમાજના ચાલતા યંત્રમાં પોતાનું પૈડું ઘુસાડી દેવું એ સહેલી વાત નથી હોતી યુવાનો આગળ એવે વખતે બે માર્ગ હોય છે, કાં તો અથડાઆથડી કરીને તે પોતાનો પ્રવેશ સાધી લે છે, અથવા વૃદ્ધસેવાનો માર્ગ ગ્રહણ કરે છે સમાજકાર્યમાં જેઓ પ્રતિષ્ઠિત થયા છે તેમને, તેમની ઉંમર નાની હોય કે મોટી, આપણાં શાસ્ત્રોમાં વૃદ્ધ કહેલા છે એવા વૃદ્ધોની સરદારી તળે તેમની ઇચ્છા અને દોરવણી અનુસાર કાર્ય કરવું અને તે રીતે ગીમતીમાં કીમતી અનુભવ મેળવવો, એનું નામ વૃદ્ધસેવા લોકમાન્ય ટિળકને પ્રસંગવશાત્ પહેલો રંગનો લેવો પડયો હતો એમના સાથી ચિપળૂણકર બહુ જ વહેલા ગુજરી ગયેલા ત્યાર પછી ટિળકને હમેશાં કોકવાર રાનડે સાથે તો કોકવાર ભાંડારકર સાથે, કોક દિવસ વાચ્છા સાથે તો કોક દિવસ ફિરોજશા મહેતા સાથે આથડવું પડતું આવી અથડામણને લીધે તેમનામાં અખાડાબાજી

આવી ગઈ હતી. રાજકારણમાં તેઓ પ્રતિવાદીભયંકર મલ્લ થયા હતા.

સૌમ્ય ગોખલેનો રસ્તો વૃદ્ધસેવાનો હતો. એમને વૃદ્ધોના અનુભવનો અને પ્રતિષ્ઠાનો વારસો સ્વાભાવિક રીતે મળી ગયો. વૃદ્ધોના આશીર્વાદની હૂંફ હમેશાં મળતી હોવાથી, અને તેમના છત્ર તળે કામ કરવાનું હોવાથી એમનામાં લોકમાન્યનું ખડતલપણું ન હતું.

છતાં એમનું જીવન કષ્ટમય ન હતું એમ નહિ. આળી લાગણીને લીધે એમને સામાન્ય માણસ કરતાં વધારે સોસવું પડતું. માફી પ્રકરણ પછી દેશે એમના પર જે ફિટકાર વરસાવ્યો તે સહન કરતાં તેમને કેટલાં કષ્ટ પડયાં હશે તેની કલ્પના તેમના જેવી કોમળ લાગણીવાળા જ કરી શકે. આમ છતાં તેમનું સેવાવ્રત અડગ રહ્યું અને પોતાના દેશવાસીઓ પરનો તેમનો વિશ્વાસ પણ ઓછો ન થયો. યજ્ઞમંડપમાં બળિ પહોંચે તેમ માફી પછીની મહાસભામાં તેઓ જઈ પહોંચ્યા, અને અસાધારણ નમ્રતાથી તેમણે સમાજે વરસાવેલા શરમના પોકાર ઝીલી લીધા. એમની સમાજ પરની શ્રદ્ધા આખરે સિદ્ધ પણ થઈ ચૂકી. એ જ મહાસભાએ આગળ જતાં બનારસમાં તેમને પોતાના પ્રમુખ ચૂંટયા.

ગોખલે વિષે એમના જીવતાં ગેરસમજ ઘણી રહેલી. અને કયા સમાજસેવક વિષે એમ નથી બન્યું ! છતાં લોકમાન્ય ટિળક જેવા પ્રતિસ્પર્ધીએ પણ જેની કદર કરી છે તેને વિષે સમાજમાં ગેરસમજ રહી તો યે શું ? અને ન રહી તો યે શું ! જ્યારે ગોખલેનો સ્વર્ગવાસ થયો ત્યારે લોકમાન્યે મહાભારતની એક જ લીટીમાં એમને વિષેની પોતાની કદર પૂરેપૂરી વ્યક્ત કરી હતી :

मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम्।

એવા તેજસ્વી તારાની પુણ્યતિથિ આજે આપણે ઊજવીએ છીએ, જેથી આપણને એનું સ્મરણ રહે. માણસ જીવતો હોય છે ત્યારે ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન વૃત્તિવાળું એનું વ્યક્તિત્વ આપણી વચ્ચે વિચરતું હોય છે. નશ્વર દેહ પડયા પછી એનું નામ અને સ્મરણ રહે છે. કાળે કરીને એ પણ ભૂંસાઈ જાય છે, અને ફક્ત એનું કાર્ય જ રહે છે. અને જેમ અન્ન પોતાનું કાર્ય પૂરું કરી પુષ્ટિ રૂપે જ રહી જાય છે, તેમ જ્યારે એ કાર્ય પણ સમાજમાં વ્યાપક થઈ જાય છે ત્યારે એનું વિશિષ્ટ સ્વરૂપ જેવું કશું જ રહેતું નથી. આ એક રીતે નિર્વાણ જ છે. આવા નિર્વાણની ઇચ્છા દરેક કરે.

૧૯–૨–'૨૮ काका कालेलकर



## પૂષા આ . . .

[ શાર્દૂલ૦ ]

પૂષા આ ભુમિની મહીં કદિ નહીં દીઠો પ્રકાશી શકયો
વા કો બાહ્ય પ્રકાશને વિરમતાં શું વાર લાગી શકે ?
કિન્તુ માનવ આત્મ તો ઝળકતાં પૂષા સમો બ્હારથી
હૈયા આંતર ઘૂમતાં ફરી વળી ખુણે ખુણે, રેલતાં
ચૈતન્યો, કઈં આવતા હૃદયની આગાહી આપી જતો.

ઇન્દુ

# જીવન રમની


કબીરસાહેબ

. શેખ સાદી ઇરાનના મહાન કવિ હતા. નાના હતા ત્યારે તેઓ તેમના પિતા સાથે મક્કાની જાત્રાએ ગયા હતા. અસંખ્ય મુસલમાન યાત્રીઓના તંબૂઓ ઠોકાયા હતા. નિયમ પ્રમાણે બધાય યાત્રીઓએ રાતના ઊઠીને નમાઝ પઢવાની હતી. એક રાતે પિતા અને પુત્ર નિયમ મુજબ વહેલા ઊઠયા છે. બીજા બધા યાત્રાળુઓ હજુ સૂઈ રહ્યા છે. સાદી કહે છે ' બાપુ! આ લોકો કેવા આળસુ છે. આ નમાઝનો વખત થયો, તોય આ લોકો હજુ ઘોરે છે '

' દીકરા!' પિતાએ ગળગળા સાદે કહ્યું ' ભાઈ! તું ય સૂઈ રહ્યો હોત તો સારું થાત '

સાદી જોઈ રહ્યા, તેમણે પૂછ્યું ' કેમ પિદર!'

' કારણ કે, ત્યારે તું આવાપાક વખતે પારકાની નિન્દા કરવાનું પાપ તો ન કરત ને!'

*

હુઝરત મહમદ પેગમ્બરસાહેબ પોતાના શિષ્યોને કહી રહ્યા છે: 'આ વખતે તમારાથી બને તેટલું આપો.' ઉમર પોતાની અડધી સંપત લઈ આવે છે, અને પેગમ્બરસાહેબના પાક કદમમાં ધરે છે. તે માની બેસે છે ' જોઈએ હવે, આ વાર તો અબુબકર જરૂર હારશે. મારું દાન જરૂર ચડવાનું ' પણ, એટલે તો અબુબકર આવે છે. ઘરની તમામ સંપત પેગમ્બર-સાહેબને ધરીને એ ઊભા છે. હઝરત પૂછે છેઃ 'અરે! તમે આ બધું લઈ આવ્યા, તો ઘરને માટે કંઈ રાખ્યું કે નહિ?' ' હા, હઝરત,' અબુબકરે કશા ય આડંબર વિના જવાબ આપ્યો. 'રાખ્યું છે આટલું. ખુદા અને ખુદાનો રસૂલ.'

*

એક સાધુ ચાલ્યા જાય છે. બાઈ તેમને જોઈ રહી છે. ' મહારાજ!' બાઈએ સાદ કર્યોઃ 'કાંઈ ભિક્ષા સ્વીકારશો?' ' જેવી ઇચ્છા,' સાધુએ કહ્યું અને બાઈએ એક કટોરીમાં દૂધ રેડવા માંડ્યું. રેડતા રેડતા દૂધ ભેગી મલાઈ પણ ઊતરી પડી. બાઈથી બોલાઈ ગયુંઃ ' અરેરે!'

દૂધની કટોરી પડી રહી છે મહારાજ ધર્માંમૃત પાઈ રહ્યા છે. ઘડી ઉપર ઘડી વીતી જાય છે. મહારાજ જવા ઊભા થાય છે. બાઈ કહે છે. ' મહારાજ! આ આપનું દૂધ!' પણ મહારાજ જાણે સાંભળતા જ નથી. બાઈ ફરી સભારી આપે છે. પણ સાધુ તો ચાલવા માંડે છે. ફરીવાર બાઈ કહે છે ' મહારાજ! દૂધ તો પીતા જાઓ.' અને શાંત ને સૌમ્ય રીતે મહારાજ બોલે છે 'બાઈ! એ દૂધમાં તો "અરે!" પડ્યુ છે. મને એ ન ખપે.'

*

'મૈં અપને રામકો રિઝાઉં'—કબીરસાહેબ ગાઈ રહ્યા છે. પદની એકએક પંક્તિએ સુરસાધના ચાલી રહી છે. શબ્દના ધ્વનિ અનંત ને અગમમાં ભળી જાય છે. શાંતિ ને આહ્લાદ પ્રસરી રહે છે.

રામદાસ ત્યાં ઊભો છે. એની અક્કડ નવજવાની આ અદ્‌ભુત વાતાવરણમાં વિનમ્ર થઈ જાય છે. 'ગુરુદેવ!' તેની આંખમાંથી ઝરતા આંસુ સાથે તે કબીરસાહેબના પાદ પખાળતાં બોલે છે: 'મને એ રામ બતાવોને!'

એક દિવસ સાધુઓનું જમણ રખાયું છે: કબીરસાહેબ કહે છે. "આ રામદાસ જમાડે છે. એને 'રામ' આજે મળવાના છે.' અને સાધુઓ પણ એ 'રામ'નાં દર્શન માટે ઝંખ્યાં કરે છે. કોઈને ખાવાની ઉતાવળ છે, કોઈને ભજનની ઉતાવળ છે. બધા આતુર છે. ત્યાં તો રાંધણિયામાં ભડભડાટ ચાલી રહ્યો. કોઈ દોડે છે, કોઈ હાથો ઉગામી આકુળતા બતાવે છે. ખુદ રામદાસ પણ ઊડતો હોય તેમ જાય છે. જુએ છે, તો પેલા માલપૂડાની પેણીઓ નીચે રગદોળાઈ ગઇ છે, ખીરની તપેલીઓ ઢોળાઈ ગઈ છે, અને આખા રસોડામાં ભેંસે છાણ છાણ કરી મૂક્યું છે. કોઈ ગુસ્સો કરે છે, કોઈ બરાડા પાડે છે. પણ કબીરસાહેબ તો જાણે કે ગાઇ રહ્યા છે: 'મેં અપને રામકો રિઝાઉં'.

હવે શું થાય! ભેંસે બધું બગાડ્યું છે! કેટલાક સાધુઓ ભેંસને ઓનરી ઊભા, તો કેટલાક ડાંગ ઉછાળવા લાગ્યા. અને રામદાસ! તેણે તો ભેંસને મારી મારીને અધમૂઈ કરી નાંખી. બિચારી જેમતેમ છૂટી: લંગડાતી લંગડાતી, લોહી નિગળતી. તે કબીરસાહેબના આસન પાસે આવી, ત્યાં તો ભક્તરાજ ઊભા થઇ ગયા. એમનો ભક્તિરસ આંસુરૂપે વહેવા લાગ્યો; ભેંસને ગળે બાઝયા, તેને હાથ પસારવા લાગ્યા! 'ભગવાન! તારી કસોટી આવી કદીય નથી થઇ!' એ બોલ્યા. અને ફરી પેલા ગીતનો રામદાસના અંતરમાં અવાજ ઊઠયો: 'મૈં અપને રામકો રિઝાઉં!'

શાo



# एक प्रश्नोत्तरी

કૉલેજનો એક વિદ્યાર્થી હમણાંથી લગ્નના પ્રશ્ન વિષે ચંચલ થઈ ગયો છે અને પૂછે છે.—

પ્રશ્ન.–કૉલેજના વિદ્યાર્થીઓમાં એક એવી ભાવના દૃઢ થતી જાય છે કે પુરુષોને શિક્ષિત અર્થાત્ ભણેલી–ગણેલી સ્ત્રી હોવી જોઈએ. આ ભાવના કેટલે અંશે યોગ્ય છે?

ઉત્તર:–વિદ્યાર્થીઓ તરફના આવા અનેક પ્રશ્નો છે.

એ સ્વાભાવિક છે કે શિક્ષિત પતિ પોતાની પત્ની શિક્ષિત હોય એમ ઇચ્છશે. જો આપણે ત્યાં બાળ-વિવાહની પ્રથા હજી સુધી ચાલુ હોત તો આપણે દરેક પતિને કહેત કે તૈયાર માલ કરતા સારો એવો કાચો માલ લઇ તેના ઉપર મરજી પ્રમાણે સંસ્કાર પાડો. બજારુ શર્ટ ખરીદવા કરતાં દરજીને ઘેર બોલાવી આપણા માપ પ્રમાણે શર્ટ બનાવરાવવું સારું છે. આજે એટલે કે જ્યારે પ્રૌઢવિવાહ અને સ્વયંવરની પ્રથા વધતી જાય છે ત્યારે લગ્ન થયા પછી સ્ત્રીને ભણાવવા માટે સમય ઘણો ઓછો રહે છે; ભણેલી સ્ત્રી મેળવ્યા પછી પણ બન્નેને પરસ્પર અનુરૂપ થવા માટે ખૂબ કોશિશ કરવી પડે છે અને નવા સંસ્કાર પણ ગ્રહણ કરવા પડે છે.

જો કૉલેજના છોકરાઓ એમ માનતા હોય કે અંગ્રેજીના જ્ઞાનથી જ શિક્ષણ અને સંસ્કાર આવે છે તો તેમનો આ ખ્યાલ ખોટો છે. હિંદુસ્તાનના કરોડો લોકો માટે સ્વભાષા અને રાષ્ટ્રભાષાનું જ્ઞાન પૂરતું છે અને તેના સાહિત્ય મારફતે પૂરતાં કેળવણી અને સંસ્કાર મળી શકે છે. લોકવ્યવહારનું જ્ઞાન, આદર્શ-નિષ્ઠાની દૃઢતા, ઉદ્યમશીલતા, કરકસર, રસિકતા અને પતિપત્નીના સંબંધમાં સંયમપૂર્ણ ધીરજ, એ વસ્તુઓ જરૂરની છે. આટલી વાતો હોય ત્યાં પતિપત્ની બન્ને સુશિક્ષિત થાય છે. નિબંધલેખન કરતાં જમાખર્ચના હિસાબ રાખવાની લાયકાત, વાક્ચતુરતા કરતાં હસ્તકૌશલ્ય અને વ્યવહારકુશળતા વધારે મહત્ત્વનાં છે.

પતિ–પત્ની બન્ને મળીને આદર્શ ગૃહજીવન અને સામાજિક જીવન માટે હંમેશાં પ્રયત્નવાન રહે. સમાજે માન્ય રાખેલાં ખાન–પાન અને પોષાકમાં પણ ઘણા સુધારા અવકાશ છે.

[હિંદી 'સર્વોદય' માંથી]

काका कालेलकर

# કિશોરીનો ઝભ્ભો

તે રાત્રિએ આકાશ ઘનઘોર વાદળથી છવાઈ ગયું હતું. અને તેની છાયામાં ચંદ્રમા પણ અદશ્ય થઈ ગયો હતો.

આથી જ મારા ગાડીવાળાએ ખૂબ જોરમાં ગાડી હાંકી મૂકી.

રાત્રિની નિઃશબ્દ શાંતિમાં મારા કાન પર કાંઈક અવાજ પડ્યો.

હું ચમક્યો—કંઈક આતુરતાથી એ અવાજ સાંભળવા લાગ્યો.

પવનના સુસવાટામાંથી એ અવાજ સીધો મારા કાન પર અથડાવા લાગ્યો. મને શક પડ્યો કે મારી ગાડી પાછળ પાછળ એ અવાજ પણ સાથે આવતો હતો.

તરત જ મેં ગાડીવાનને કહ્યું : " સબૂર. "

ગાડી ઊભી રહી.

પછી તો અવાજ બંધ થયો. કશું સંભળાતું નહતું.

ફરીથી ચાબૂક વીંઝાઈ—ઘોડાઓ ઝબક્યા અને સપાટાબંધ ગાડી ચાલવા લાગી.

એટલામાં વરસાદ પડવા લાગ્યો, ઘોડાઓ ભીંજાવા લાગ્યા.

પાછા પેલા સ્વરો પવન પર અથડાવા લાગ્યા.

ગાડીવાને ફરીથી ગાડી ઊભી રાખી. ગાડીમાંથી હું ઊતરી પડ્યો. " આ રૂદન ! આ કરુણ અવાજે ક્યાંથી આવે છે ? "

તપાસ કરતાં મારી ગાડીના નીચલા ભાગ પર એક બાળા મેં જોઈ. તે બાળા એકલી બેઠી હતી.

હું તે બાળા પાસે ગયો અને પૂછ્યું :

" બહેન, કેમ રડે છે ? "

બાળા કાંઈ બોલી નહિ. થોડીવાર તે શાંત રહી અને પછી અત્યંત કરુણ સ્વરે બોલી ઊઠી :

" મારો ઝભ્ભો ! "

એટલા જ શબ્દો કહેતાં એ બાળા ખૂબ રડી પડી રડતાં રડતાં ગાડીના નીચલા ભાગ પરથી તે નીચે કૂદી પડી.

ફરીથી મેં પૂછ્યું :

" બહેન, તને શાનું દુઃખ છે ? "

અનાથ બાળા બોલી : " જુઓને, પેલો . . . પે...લો મારો ઝભ્ભો ! "

હું સમજ્યો. મારી ગાડીનાં પૈડાંમાં એક ફાટયો તૂટયો, મેલો ગંદો ઝભ્ભો વીંટળાઈ ગયો હતો ! મેં તે જોયો. એ ઝભ્ભો એટલો બધો ફાટી ગયો હતો કે દીવાબત્તી લૂછવામાં જ કામ આવે.

પૈડાના સળિયામાં એ એટલો બધો લપટાઈ ગયો હતો કે મહામહેનતે મેં એ ખેંચી કાઢયો.

મેં બાળાને પૂછ્યું : " આ તોફાની રાત્રિએ, બહેન, તુ એકલી એકલી ક્યાં જાય છે ? "

બાળા કંઈક ગભરાઈ અને બોલી : " પેલા ગામમાં. "

મેં કહ્યું . " મારી ગાડીમાં બરાબર બેસી જા."

ગાડીમાં ગરીબ બાળા બેઠી તો ખરી. પરંતુ એને કંઈ ચેન ન પડયુ ગાડી ચાલવા માંડી. અને તે બિચારીની ફીકી પડી ગયેલ આંખમાંથી ડળક ડળક આંસુ પડવા માંડ્યા. તે બાળા એટલું બધું રડતી હતી કે એના દુઃખનો જાણે અંત જ ન હોય.

" બહેન, તું ગામમાં ક્યાં રહે છે ? "

રડતાં રડતાં બાળાએ જવાબ આપ્યો :

" મારું નામ કિશોરી. હું અનાથ છું. "

ફરીથી સ્મરણો જાગ્યાં હોય તેમ તે પાછી ડૂસકે ડૂસકે રડવા લાગી. એ બધું રૂદન પેલા ફાટી ગયેલા ઝભ્ભા માટે હતું.

ગાડી તો સપાટાબંધ ચાલતી હતી. ગામ આવી ગયું. છતાં દુનિયાના રહી ગયેલા એકના એક પ્રિય સાથી, પેલા ઝભ્ભા, માટે કિશોરીનું રૂદન ચાલું રહ્યું !

અમે ગામમાં આવી ગયાં. ધર્મશાળામાં કિશો-રીને ઊતારી માલિકને બધી હકીકત કહી થોડા પૈસા આપ્યા. પછી મેં જણાવ્યું :

"આ બિચારીને નવો ઝભ્ભો ખરીદી આપજે."

એટલામાં બાળા બોલી ઊઠી :

"અને જોજે, કાળા રંગનો ગરમ ઝભ્ભો જ લાવજે."

બીજે દિવસે નવો ઝભ્ભો મળતાં કિશોરી ખુશ ખુશ થઈ ગઈ.

કેટલી નિર્દોષ બાળા અને કેટલી ભયંકર ગરીબાઈ!

*

આજના સંસારમાં શ્રીમંતોની એવી સંખ્યાબંધ ગાડીઓ ઝપાટાબંધ ચાલી જાય છે અને ગાડીના પાછલા ભાગમાં બેઠેલા લાખો ગરીબોના ઝભ્ભાઓ એ ગાડીનાં પૈડાં નીચે કચરાઈ જાય છે, એમની જીવનલીલા કચરાઈ જાય છે.

એ લાખોનાં રૂદન કોણ સાંભળશે?

એકાદ ગાડીવાળો એકાદ બાળાને એકાદ ઝભ્ભો આપી દે તેથી કંઈ લાખોનાં દુખોનો અંત આવશે?

એ ગાડી જ ન હોત તો!

સૂચિત ]

દિલખુશ બ. દીવાનજી



## ગણિત-ગમ્મત

વ્યાખ્યા :

એક એવી પૂર્ણાંક સંખ્યા શોધી કાઢો કે તે સંખ્યા જે જે નાની નાની પૂર્ણાંક સંખ્યાઓનો સરવાળો થતો હોય તે જ નાની સંખ્યાઓ દરેકથી એ મોટી સંખ્યા નિઃશેષ ભાગી શકાય.

ખુલાસો :

૧+૨+૪+૮+૧૬+૩૨+૬૪+૧૨૭+૨૫૪+૫૦૮+૧૦૧૬+૨૦૩૨+૪૦૪૮=૮૧૨૮.

હવે ૮૧૨૮ એ એવી પૂર્ણાંક સંખ્યા છે. ૧ : ૨ : ૪ વગેરે તેર તેર નાની સંખ્યાઓના સરવાળાથી આ ૮૧૨૮ સંખ્યા તૈયાર થઇ છે. ફરી એ જ તેર નાની સંખ્યાઓમાંથી કોઇપણ એક સંખ્યાથી આ ૮૧૨૮ નિઃશેષ ભાગી શકાશે.

ચાવી :

આમાં ૧ : ૨ : ૪ વગેરે ૬૪ સુધીની સંખ્યાઓ એક બીજાથી બમણી થતી જાય છે. હવે ૬૪ ની સંખ્યા મેળવ્યા પછી તેના બમણામાંથી ૧ કમતી કરી ૬૪ પછી ૧૨૭ મૂકયા છે. પછી ૧૨૭ના બમણા ૨૫૪ છે અને ત્યારપછી છેડા સુધી બમણા કરવાની પરંપરા ચાલુ છે.

હવે જેવી રીતે ૬૪ અને ૧૨૭ મેળવ્યા, તેવી રીતે બીજા પણ અનેક જાતના દાખલા થઇ શકે. અને એવી બે સંખ્યાઓનો ગુણાકાર તે માગેલી પૂર્ણાંક સંખ્યા થાય.

હવે ૬૪ (એટલે જે સંખ્યા પછી ચાલતી પ્રણાલિકાનો ભંગ થાય) થી પહેલી ૭ સંખ્યા છે તો ૧૨૭ પછી (જે સંખ્યા પછી ફરી બમણા કરવાની પ્રણાલિકા ચાલુ થાય) ૬-૧=૫ સંખ્યાઓ આવે.

આવી રીતે બીજી સંખ્યાઓ શોધવા માગીએ તો એવી સંખ્યાઓ શોધી શકાય.

(૨)

૧+૨+૪+૮+૧૬+૩૨+૬૩+૧૨૬+૨૫૨+૫૦૪+૧૦૦૮=૨૦૧૬.

બીજી સંખ્યા ૨૦૧૬ છે, કારણ ૩૨×૬૩=૨૦૧૬. આમાં ૩૨થી પહેલાં ૫ સંખ્યા છે તો ૬૩ પછી ૪ છે.

(૩)

૧+૨+૪+૮+૧૬+૩૧+૬૨+૧૨૪+૨૪૮=૪૯૬

ત્રીજી સંખ્યા ૪૯૬ છે કારણ ૧૬×૩૧=૪૯૬. આમાં ૧૬ થી પહેલાં ૪ સંખ્યા છે તો ૩૧ પછી ૩ છે.

(૪)

૧+૨+૪+૮+૧૫+૩૦+૬૦=૧૨૦.

ચોથી સંખ્યા ૧૨૦ છે.

આમ, ઇચ્છા પ્રમાણે અનેક સંખ્યાઓ તૈયાર થઇ શકે.

મૂળજી જેઠુ જોશી

# મરાઠાઓનું ઉત્થાન

## ૧૪

## મરાઠા-રાજ્યનું પુનઃસંગઠન

ઔરંગઝેબના મૃત્યુથી મોગલોના રાજકારણમાં ખૂબ ફેરફાર થઈ ગયો. તેના શાહજાદાઓમાં બાદશાહ થવાની હરીફાઈ શરૂ થઈ. આ હરીફાઈમાં મરાઠાઓના રાજ્યનો વિનાશ કરવાની ફુરસદ જ કોને હતી? શાહજાદો આજમ ઝુલ્ફિકારખાંની સાથે લઈ દિલ્હી જઈ ગાદીનશીન થયો. એણે બહાદુરશાહ નામ ધારણ કર્યું.

મોગલ સેનાની પૂઠ ફરતાં જ મરાઠાઓએ મહારાષ્ટ્રનો બધો મુલક પાછો જીતી લીધો. આ જોઈને ઝુલ્ફિકારખાંની સલાહથી બહાદુરશાહે શાહુને કેદમાંથી મુક્ત કર્યો. એને એવી આશા હતી કે શાહુની મુક્તિથી મરાઠાઓમાં ગાદી માટે તેની અને તારાબાઈ વચ્ચે ઝગડો ચાલશે અને આ ઝગડામાં ગૂંચવાવાથી મરાઠાઓ ઉત્તર તરફ આગળ વધી શકશે નહિ.

બહાદુરશાહની આશા ફળી. શાહુ દક્ષિણમાં આવતાં જ તારાબાઈનો રાજ્યલોભ સળગી ઊઠ્યો. તેણે મરાઠા સરદારોને સમજાવીને પોતાના પક્ષમાં લેવા માંડ્યા. શાહુ એ સાચો શાહુ નથી એવી ગપ ઉડાવી. મરાઠાઓમાં બે ભાગના પડ્યા. કેટલાક સરદારો શાહુના પક્ષમાં ગયા અને કેટલાક તારાબાઈના પક્ષમાં. મરાઠાઓના લોહી આ અંતકલહથી રેડાવા લાગ્યાં. સ્વરાજ્યનું સંરક્ષણ અને સંવર્ધન બાજુએ રહી ગયું. વ્યક્તિગત રાજ્યલોભ ઉપર આવ્યો.

નિંબાળકર, દાભાડે જેવા મોટા સરદારો તારાબાઈના પક્ષમાં ગયા. શાહુનો પક્ષ અત્યંત કમજોર થઈ ગયો. તેના પક્ષમાં કેવળ ધનાજી જાધવ હતો. તેના મૃત્યુ પછી તેનો પુત્ર પણ તારાબાઈના પક્ષમાં જતો રહ્યો. હવે શું થાય? પણ આ વખતે શાહુના પક્ષમાં એક પુરુષ હતો. તે ધનાજીનો કારભારી હતો. કુનકણીથી ચડતો ચડતો તે કારભારી પદે આવ્યો હતો. તેને મરાઠાઓના સ્વરાજ્યની લાગણી હતી. દિલ્હીના રાજકારણની દોરવણી દશા તે પારખી ગયો હતો. મરાઠાઓના સ્વરાજ્યનું સંગઠન કરી ઉત્તર તરફ સ્વરાજ્ય સંવર્ધનાર્થે પ્રયાણ કરવાનો મોકો તે શોધતો હતો. તેણે તારાબાઈ અને શાહુનો ઝગડો જુદી જ રીતે પતાવ્યો. રાજારામની બીજી સ્ત્રી રાજસબાઈને ઉશ્કેરી કે તારા પુત્ર સંભાજીને ગાદી કેમ ન મળે? તારાબાઈ શિવાજીને નામે કારભાર શાની કરે? તું જો તારાબાઈને અને તેના પુત્રને કેદ કરે તો તને ને તારા પુત્રને રાજકારભાર મળે.

ધાર્યું પરિણામ આવ્યું. તારાબાઈ અને શિવાજી કેદ થયાં. રાજસબાઈનો પુત્ર સંભાજી ગાદીએ આવ્યો. પેલા મુત્સદ્દી પુરુષ બાળાજી વિશ્વનાથે એને કોલ્હાપુરની ગાદીએ બેસાડી રાજ્ય કરવા માટે થોડો મુલક કાઢી આપ્યો. શાહુ સતારાની ગાદીએ બેઠો અને મહારાષ્ટ્રના બાકીના મુલક ઉપર રાજ્ય કરવા લાગ્યો. બાળાજી વિશ્વનાથ એનો પેશવા થયો. બાળાજીએ મોટી સેના ઊભી કરીને વિદ્રોહી મરાઠા સરદારોને સીધા કર્યા. જુદા જુદા સરદારોને મોટી મોટી જાગીરો આપીને તેણે શાહુના પક્ષમાં આણ્યા. તેમને સ્વરાજ્યની વાતો કહી સંગઠિત કર્યા. શિવાજીના કાર્યને આગળ ધપાવવાનું કર્તવ્ય સમજાવ્યું અને મરાઠાઓમાં સંગઠન આણ્યું.

શિવાજી મહારાજ જાગીરની પ્રથાની વિરુદ્ધ હતા. પણ બાળાજી વિશ્વનાથને એ પ્રથા ચાલુ કર્યા વિના ચાલ્યું નહિ. શાહુ અને તારાબાઈ વચ્ચેના કજિયાને કારણે કેટલાક સરદારો સ્વતંત્ર થવા લાગ્યા

હતા. તેમનું સંગઠન કેવી રીતે કરવું ? એવું નક્કી કરવામાં આવ્યું કે દરેક સરદાર પોતપોતાની જાગીરમાં કર વસુલ કરે, ન્યાય કાર્ય કરે અને શાન્તિ રાખે. છત્રપતિ કે તેના મુખ્ય પ્રધાનોના હુકમ સિવાય પરરાષ્ટ્ર સાથે યુદ્ધ કે સંધિ ન કરે. નિશ્ચિત રકમનો કર સરકારમાં ભરે અને જાગીરનો હિસાબ તપાસવાની સરકારી દરખદાર હિસાબનીસને સગવડ કરી આપે.

જાગીરો મળવાથી સરદારોને બહુ આનંદ થયો. કેટલાક સરદારોને મોગલ મુલકમાં જાગીરો મળી હતી એટલે ત્યાં તેમણે પોતાનો કબજો જમાવવા પ્રયત્ન કર્યો. આ પ્રયત્નને પરિણામે મરાઠા રાજ્યનું સંવર્ધન ખૂબ થયું. મરાઠા સરદારોમાં ઐક્ય લાવવા માટે બાલાજીએ એક બીજી વ્યવસ્થા પણ કરી હતી. ખુદ મુખ્ય સત્તાની હદમાં તેમને વતનો આપ્યાં. આ વતનોના બચાવ માટે મરાઠા સરદારોને મુખ્ય સત્તાથી દબાવું જ પડતું અને તેને માટે પરસત્તા સાથે લડવું પડે તો લડવા આવવું પડતું.

જાગીરની પ્રથા શરૂ કર્યા વિના બાલાજીને છૂટકો જ નહોતો. મોગલોનો દક્ષિણનો સુબેદાર નિઝામ-ઉલ-મુલ્ક મરાઠા સરદારોને ફોડીને મહારાષ્ટ્રમા જાગીરો આપતો હતો. મરાઠાઓમાં ફૂટ પડાવી કોઈ પણ રીતે તેને દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો અભિલાષ હતો. ઉત્તરની મોગલાઈ સત્તાની પડતીમાં આ તદ્દન શક્ય હતું. જાગીરની પ્રથાથી તેનો આ દાવ બાલાજીએ નિષ્ફળ કર્યો. જે સરદારો નિઝામ પાસેથી જાગીરો સ્વીકારી તેના મનસબદાર બન્યા હતા તેમને તેણે પાછા સ્વરાજ્યતંત્રમાં આણ્યા અને છિન્નવિછિન્ન થતા મરાઠા રાજ્યને પુનઃ સંગઠિત કર્યું.

બાલાજીએ કાન્હોજી આંગ્રેને ૨૬ કિલ્લા અને જબરજસ્ત દરિયાઈ કાફલાનો સરખેલ બનાવ્યો. ખંડેરાવ દાભાડેને ખાનદેશની જાગીર આપીને એવું આશ્વાસન આપ્યું કે જો તું ગુજરાતને જીતીશ તો ત્યાંની જાગીર પણ તને મળશે. તેને ગુજરાત જીતવાનું ઉત્તેજન મળે તે માટે તેને સેનાપતિપદ આપવામાં આવ્યું. પરસોજી ભોંસલેને વરાડની જાગીર અને સેનાસાહેબ સુબાનું પદ મળ્યું. ઉદાજી પવારને માળવાની જાગીર આપી. ફતેસિંહ ભોંસલેને કર્ણાટકની જાગીર મળી. પરશુરામ પંત પ્રતિનિધિને નીરા અને વારણા નદીઓની વચમાંનો પ્રદેશ મળ્યો. બાલાજીએ પોતે પુનાની પાસેના ૧૬ મહાલ અને પુરન્ધર તથા લોહગડના કિલ્લા રાખ્યા. તે રાજાનો મુખ્ય સલાહકાર થયો અને ખાનદેશમાં રાજ્યનો કર વસુલ કરવાનું કામ તેણે પોતાની પાસે રાખ્યું. જે જે સરદારો નિઝામ પાસેથી જાગીરો લઈ તેના મનસબદાર બન્યા હતા તેમની જાગીરો કાયમ રાખી તેમને મરાઠા રાજ્યમાં આણ્યા. જાગીરની પ્રથાથી રાજ્યમાં બંદોબસ્ત થયો. ખેતી સુધરી. સર્વત્ર સમૃદ્ધિ દેખાવા લાગી.

બાલાજી વિશ્વનાથને હાથે એક બીજું મહાન કાર્ય થયું. આ કાર્યનો સંબંધ દિલ્હીની રાજનીતિ સાથે છે.

ઔરંગઝેબની દક્ષિણ જીતીને તેને મોગલાઈમાં મેળવી દેવાની અભિલાષા સંપૂર્ણપણે પાર ન પડી. વિજાપુર અને ગોવળકોંડા સિવાય મહારાષ્ટ્રના બીજા મુલકને એ જીતી ન જ શકયો. એની પછીના બાદશાહ બહાદુરશાહને તો પોતાની દિલ્હીની ગાદી જ ટકાવવાની પડી હતી એટલે તેણે દક્ષિણ જીતવા માટે સુબેદાર નીમવા ઉપરાંત કાંઈ ન કર્યું. તેની પછી દિલ્હીના બાદશાહ નબળા પડયા. દિલ્હી દરબારમાં સૈયદ ભાઈઓ નામના બે ભાઈઓ કરતા કારવતા થયા. તેઓ મનપસંદ પુરુષને બાદશાહ બનાવતા. અત્યારે ફરુખશિયર નામનો તેમણે જ બેસાડેલો બાદશાહ દિલ્હીની ગાદી ઉપર હતો. દક્ષિણ જીતવાનું તો કયાંય રહ્યું પણ સૈયદ ભાઈઓના સકંજામાંથી છૂટવાના તે પ્રયાસ કરતો હતો. સૈયદ ભાઈઓને આ વાતની ખબર પડી. ફરુખશિયરને સીધો કરવા વાસ્તે તેમણે શાહુની મદદ માગી શાહુનો પેશવા પોતાના સરદારોને લઈ ને લશ્કર સાથે દિલ્હી જવા ઊપડયો. ફરુખશિયરને ઠાર કરી તેની જગાએ રોશનઅખત્યારને બાદશાહ બનાવવામાં આવ્યો. તેણે મહમદશાહ નામ ધારણ કર્યું. મરાઠાઓની સહાયના

બદલામાં તેમને ત્રણ સનદો મળી એક સનદથી તેમને દક્ષિણના ૭ સુબા—વરાડ, ખાનદેશ, ઔરંગાબાદ, બેદર, વિજાપુર, અને હૈદ્રાબાદની ચોથ ઊઘરાવવાનો હક્ક મળ્યો; બીજી સનદથી આ ૭ સુબાઓની સરદેશમુખી ઊઘરાવવાની સત્તા મળી, અને ત્રીજી સનદથી મરાઠાઓના સ્વરાજ્યનો સ્વીકાર કરવામા આવ્યો

આ સનદોથી શિવાજીનો મહારાષ્ટ્રનો જેટલો મુલક સ્વરાજ્યમા હતો તે બધો મરાઠાઓને સોંપવામા આવ્યો મરાઠા સરદારોએ ગુજરાત, ખાનદેશ, વરાડ વગેરેનો જે ભાગ જીત્યો હતો તેય તેમને મળ્યો અને તેમના સ્વરાજ્યનો સ્વીકાર થવા ઉપરાત ચોથ અને સરદેશમુખી ઊઘરાવવાનો જે હક્ક મળ્યો તેના બદલામા ૭ સુબાઓનુ સંરક્ષણ કરવાનુ કામ મરાઠાઓને મળ્યુ

આવી રીતે દિલ્હીના રાજપ્રકરણમા મરાઠાઓ આગળ પડીને ભાગ લેવા લાગ્યા એ મરાઠા રાજ્યના પુનરુદયનુ જ ચિહ્ન હતુ બાલાજી વિશ્વનાથના પ્રયાસથી જ મરાઠાઓની ઉત્તર તરફ દિગ્વિજય માટે દૃષ્ટિ ગઈ મરતા પહેલા જાગીરદારો અને સરદારો સ્વતત્ર ન થઈ બેસે અને મુખ્ય સત્તા સાથે તેમજ માહોમાહે જોડાએલા રહે તે માટે તેણે કરવસુલીની ખાસ પદ્ધતિ શરૂ કરી જાગીરદારોની આમદાનીમા સરદારોનો ભાગ રાખ્યો અમુક ટકા જાગીરદાર લે, અમુક ટકા સરદારો લે, અમુક ટકા રાજકાજમા જાય અને અમુક ટકા શાહુને મળે આનુ પરિણામ એ આવ્યુ કે દરેક જાગીરમા રાજાની સત્તા, સરદારોનો હસ્તક્ષેપ તથા સરકારી અમલદારોનો પ્રવેશ થવા લાગ્યો કોઈ જાગીરદારને સ્વતત્ર થવા માટે તક જ મળવી મુશ્કેલ થઈ તેણે તેમને રાજાની સાથે આ રાજ્યવ્યવસ્થાથી બાંધી દીધા

## ૧૫

## પહેલા બાજીરાવ પેશવા

દિલ્હીમાં રોશનઅખત્યાર મહમદશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો હતો એને પણ સૈયદ ભાઈઓની ગુલામી ગમતી નહોતી આ જ વખતે નિઝામ ઉલ-મુલ્ક નામનો એક મહત્ત્વાકાક્ષી પુરુષ હતો બાદશાહીની નબળી સ્થિતિ એ સમજી ગયો હતો આનો લાભ લઈ દક્ષિણમા સુબા તરીકે જઈ પછી ત્યા સ્વતત્ર રાજ્ય સ્થાપવાની મહત્ત્વાકાક્ષા તે સેવતો હતો એ પણ સૈયદભાઈઓનો દ્વેષ્ટા હતો દક્ષિણમા શાહુ સ્વતત્ર રાજા થાય અને મરાઠાઓને દક્ષિણના ૭ સુબાઓમા ચોથ અને સરદેશમુખી ઊઘરાવવાનો હક્ક મળે એ તેને કેવી રીતે ગમે? બાલાજી વિશ્વનાથ દિલ્હીથી આની સનદો લઈને જ્યારે આવતો હતો ત્યારે તેને માર્ગમા મારી નાખવાની નિઝામની યોજના નિષ્ફળ ગયેલી આથી હવે તે પોતે જ સૈયદોમાના એકના મૃત્યુથી અને બીજાને હરાવીને દક્ષિણના પ્રાતોનો સુબો થઈને આવ્યો દક્ષિણમા મરાઠાઓની જામતી સત્તાને ઉખેડી નાખવાની તેની આકાક્ષા હતી

મરાઠાઓની દૃષ્ટિ ઉત્તર તરફ વાળનાર બાલાજી જો કે મરી ગયો તોપણ એનો પુત્ર બાજીરાવ એના જેવો જ મહત્ત્વાકાક્ષી અને વીર પુરુષ હતો શિવાજી મહારાજની માફક એને પોતાના પિતાના પગલે પગલે ચાલી ઉત્તરમા હિંદુપદ પાદશાહી સ્થાપવાની તેને હોશ હતી દક્ષિણમા નિઝામ કાટારૂપ છે એ એ બરોબર સમજી ગયો હતો પેશવાપદ કોને આપવુ અને મરાઠાઓએ રાજપ્રકરણમા દૃષ્ટિ કઈ રાખવી એની દરબારમા ચર્ચા ચાલતી હતી ત્યારે આ મહત્ત્વાકાક્ષી જુવાન ભર દરબારમા ઊભો થઈને કહેવા લાગ્યો "વિચાર શાનો કરો છો? દૃષ્ટિ તો છત્રપતિ શિવાજી મહારાજે આપેલી તે જ હિંદુપદ પાદશાહીની સ્થાપનાનુ કાર્ય જ આગળ ધપાવવાનું પડખે નિઝામ જેવો દુશ્મન છે એ વાત સાચી અને દિલ્હી નજીક નથી એ વાત પણ સાચી.

ળતા બાલાજી વિશ્વનાથ દિલ્હીના રાજકારણમાં ખેલ ભજવી આવ્યા છે. મુશ્કેલીઓ તો હોય. તેમને વટાવવી એમાં જ પુરુષાર્થ છે. મહારાજ જો મને અધિકાર આપે અને આજ્ઞા દે તો હું દિલ્હી જઈને ત્યાંના પુરાણા વૃક્ષના મૂળને જ ઊખેડી નાખીશ. મૂળ ઊખડશે એટલે શાખાઓ એની મેળે નષ્ટ થશે."

એના આ સ્ફૂર્તિદાયક શબ્દો સાંભળીને શાહુ મહારાજે પેશવાપદનો અધિકાર અને સેનાનું સેનાપતિત્વ બંને તેને આપ્યાં.

નિઝામને પોતાની સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની આકાંક્ષા તૃપ્ત કરવી હતી. મરાઠાઓને તેની જ સુબાગિરી હેઠળના ૭ સુબાઓની ચોથ અને સરદેશમુખી ઊઘરાવવાનો હક્ક મળ્યો હતો. તેણે પોતાની રાજધાની ઔરંગાબાદથી હૈદરાબાદ બદલી અને આ હૈદરાબાદ તથા તેની આસપાસના મુલકમાથી મરાઠા ચોથ વગેરે ન ઊઘરાવે એવી ગોઠવણ તેણે બાજીરાવની ગેરહાજરીમાં કરી. બાજીરાવને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેની અને જેણે ઉપરની ગોઠવણમાં સંમતિ આપી હતી તે પ્રતિનિધિ વચ્ચે ઝઘડો થયો. મરાઠાઓને માહોમાહે લડાવવાનો આ સુંદર મોકો છે એમ જોઈ નિઝામે ધનાજી જાધવના પુત્ર ચંદ્રસેન જાધવને, રાવરંભા નિંબાળકરને અને કોલ્હાપુરના સંભાજીને પોતાના પક્ષમા લીધા અને શાહુના જે કર્મચારીઓ કરવસુલી માટે ૭ સુબાઓમાં આવ્યા હતા તેમને હાંકી કાઢ્યા. તેણે શાહુને સંદેશો મોકલ્યો કે કેવળ તમારા જ માણસો નહિ પણ સંભાજીના માણસો પણ કરવસુલી માટે આવે છે. આથી પ્રથમ એ નક્કી થવું જોઈએ કે તમારામાંથી સાચો હકદાર કોણ છે.

આ વાત સાંભળતાં જ બાજીરાવ સેના લઈને નિઝામ ઉપર દોડી ગયો. તેના મુલકમાં ધાડો પાડીને અને તેના લશ્કરને અનેક લડાઈઓમાં હરાવી પૈઠણની પાસે પાલખેડમાં નિઝામને એવી સખત હાર ~ગી કે નિઝામે શાહુનો ચોથ અને સરદેશમુખીનો હક્ક કબૂલ રાખ્યો એટલું જ નહિ, પણ આ કરવસુલીના કામમાં આવે એવા કેટલાક કિલ્લાઓ પણ તેમને આપ્યા. આ સંધિને મુંગીશેવ ગામની સંધિ કહે છે.

બાજીરાવને મનુષ્યોની પારખ ઉત્તમ હતી. ઇમાનદાર કોણ છે, સાહસિક કોણ છે, પરાક્રમી કોણ છે એ તો તુરત પારખી કાઢતો અને એવા મનુષ્યોને એ ઊંચી પદવીએ ચઢાવતો. ઘેટાંનો ચારનાર મલ્હારી આવી જ રીતે પ્રખ્યાત સરદાર મલ્હારરાવ હોલકર થયો અને બાજીરાવનો ખિજમતદાર રાણોજી પ્રસિદ્ધ સરદાર રાણોજી સિંધે થયો. ગૂજરાતમાં સત્તા જમાવતા દાભાડેનો મુતાલિક દામાજી ગાયકવાડ આવી જ રીતે પ્રસિદ્ધ પુરુષ થયો.

ગૂજરાતનો તાબો બાદશાહનો હતો પણ નિઝામને તે પોતાના હાથમાં લેવો હતો. આથી તેણે બાદશાહના માણસને બદલે પોતાના માણસને ત્યાં નીમ્યો. આ હમીદખાંએ બાંડે અને દાભાડેને મહી નદીની પશ્ચિમ તથા પૂર્વના પ્રદેશમાં કરવસુલી કરવા દીધી. એવામાં બાદશાહનો સુબો સરબુલન્દખાં ગૂજરાતમાં આવ્યો. હવે હમીદખાં છૂપી રીતે કર ઊઘરાવવા લાગ્યો. બાજીરાવે બુલન્દખાંને કહેવડાવ્યું કે તમે જો મને ગૂજરાતની કરવસુલીનો હક્ક આપો તો હું બીજા કોઈને ગરબડ કરવા દઉં નહિ. સરબુલન્દખાંને મરાઠાઓની આ ભાંજગડ પસંદ નહોતી, પણ મરાઠાઓને તો ઉત્તર તરફ વધવું હતું એટલે બાજીરાવનો ભાઈ ચિમાજી ગૂજરાતમાં ઘૂસ્યો. લાચારીએ બુલન્દખાંએ બાજીરાવને ગૂજરાતની કરવસુલી તથા રક્ષણનો હક્ક આપ્યો. આમ ગૂજરાતમાં મરાઠાઓનો પગ જામ્યો.

ઉદાજી પવાર બાલાજીના વખતથી જ માળવામાં પગપેસારો કરતો હતો. દક્ષિણમાં નિઝામ સ્વતંત્ર થવાથી બાદશાહે ગિરધરબહાદુર અને દયાબહાદુર નામના રાજભક્ત નાગરોને માળવાની સુબાગિરી સોંપી હતી આ બંને જણા માળવામાં મોગલ બાદશાહની સત્તા જમાવવા મથવા લાગ્યા. પવાર, હોલકર અને શિંદે માળવાના લોકોને પોતાની

તરફ ખેચવા લાગ્યા ત્યારે આ નાગરોએ સખ્તાઈથી લોકોને દાબવા માડ્યા ઈડરનો મરુવાઈ અને જયપુરનો સવાઈ જયસિંહ બાજીરાવના પક્ષમા હતા મરાઠાઓ હિંદુપદ પાદશાહી સ્થાપે એ વાત એમને ગમતી હતી એટલે બાજીરાવનો ભાઈ ચિમાજી માળવા ઉપર ચડી આવ્યો ત્યારે એ બને નાગરોને મદદ કરવાને બદલે અલિપ્ત રહ્યા બને નાગરો યુદ્ધમા મરાયા બાદશાહે સવાઈ જયસિંહને માળવાનો સુબો નીમ્યો ત્યારે મરાઠાઓને ઝઘડાનુ કંઈ કારણ રહ્યુ નહિ કરવસુની સહેલાઈથી થવા લાગી અને ઉત્તર તરફ પ્રયાણ કરતા દાણાપાણી જે કંઈ જોઈએ તે માળવામાથી મળવાની ખાતરી મળી માળવા જીતવાથી ઉત્તર તરફ ધસતા મરાઠાઓને દાણાપાણી માટે ઠેઠ દૂર દક્ષિણ ઉપર આધાર રાખવાનુ બધ થયુ

આ જ વખતે બુન્દેલખડમા બુંદેલા રજપૂતો પોતાના પરાક્રમથી પોતાનું ખોયેલુ રાજ્ય પાછુ મેળવવા મથતા હતા બાદશાહે તેમને દબાવવા માટે મહમદ બગેશને મોકલ્યો તેણે આવીને બુંદેલખડનો મુલક જીતવા માડ્યો બુંદેલખડનો વીર રાજા છત્રસાલ વૃદ્ધ થઈ ગયો હતો તેને પોતાનો મુલક જશે એવી ચિંતા થવા લાગી તેણે બાજીરાવને પત્ર લખ્યો

"जो गति भई गजेन्द्रकी, सो गति भई है आज
बाजी जात बुन्देलकी, राखो बाजी लाज,"

આ છન્દોબદ્ધ સદેશ મળતાની સાથે બાજીરાવ બુંદેલખંડ ઉપર દોડી ગયો અને ત્યા મહમદ બગેશના લશ્કરને છિન્નવિછિન્ન કરી નાખી બગેશ જે કિલ્લામા ભરાયો હતો ત્યાના રસદપાણી બધ કરાવી દીધા મહમદ નાઠો અને બુન્દેલખડનુ રક્ષણ થયુ છત્રસાલે મરતી વખતે બાજીરાવને પોતાનો ત્રીજો પુત્ર ગણી તેને કાલપી, હટા, સાગર, ઝાંસી, સિરોંજ, કુચ, ગરોટા, હૃદયાગર આદિ સ્થળો આપ્યા બાજીરાવે પોતાના શાગિર્દ ગોવિંદપતને ત્યાની વ્યવસ્થા માટે રાખ્યો આ જ પુરુષ આગળ જતાં ગોવિંદપંત બુંદેલેના નામથી પ્રસિદ્ધ થયો

મુબારીઝખાનની સધિથી સભાજીને પોતાનું અપમાન થતું લાગ્યુ તેથી તે મહારાષ્ટ્ર ઉપર ચડાઈ કરી આવ્યો બાજીરાવ અને ચિમાજી ઉત્તરમા હતા એટલે તેણે આ હિંમત કરી પણ શાહુએ તેની સાથે સપ કરી તેને કેટલોક મુલક આપ્યો

ગૂજરાતમા નિઝામના હમીદખાને બદલે બાજીરાવનો સરબુલન્દખા સુબો થયો એટલે દાભાડેને એ વાત ગમી નહિ ગૂજરાતમા બાજીરાવનો હસ્તક્ષેપ તેને કે નિઝામને શેનો પસદ પડે? મરાઠાઓમા ભાગલા પાડવાનો આ પ્રસગ નિઝામને ફરીથી મળ્યો ત્ર્યબકરાવ દાભાડે લડાઈની તૈયારી કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે 'બ્રાહ્મણો અમારા સ્વામી શાહુને કોરે રાખી રાજ્ય પોતાના હાથમા લે છે તેમને દબાવવા જાઉ છુ' આથી પવાર, બાડે જેવા મોટા મોટા સરદારો તેને મળ્યા તેમની ફોજ ૩૫ હજારની થઈ

નિઝામના આ કાવતરાની ખબર બાજીરાવને મળતા જ તેણે દાભાડેને નિઝામના હાથમાં રમી મરાઠાઓમા ભાગલા ન પાડવા વીનવ્યો પણ જ્યારે તે સમજ્યો જ નહિ ત્યારે તેને દબાવવા તે ચાલ્યો. તેનો એક આગળ ગયેલો સરદાર હારી ગયો તોપણુ હિંમત ન હારતા પોતાની પાસે દાભાડેના કરતા અર્ધી સેના હતી છતા તે દાભાડે ઉપર ધસી ગયો ડભોઈ આગળ સગ્રામ થયો દાભાડે મરાયો એના મદદનીશો કેદ પકડાયા અને લશ્કર ભાગી ગયુ આ ગૃહકલહ પણ શાહુએ શાતિથી પતાવ્યો દાભાડેના નાનાભાઈ યશવતરાવને સેનાપતિપદ આપ્યુ અને તેની મુલ્કગીરી પિલાજી ગાયકવાડને આપી. ગૂજરાતની કરવસૂલીમા દાભાડે અને પેશવાનો અરધોઅરધ ભાગ નક્કી થયો

સરબુલન્દખા મરાઠાઓ સાથે મળીને રહે એ દિલ્હીના બાદશાહ મહમદશાહને પસદ ન હોવાથી તેણે તેને પાછો બોલાવી જોધપુરના સ્વામિભક્ત રાણા અભયસિંહને ગૂજરાતનો સુબો બનાવી મોકલ્યો. તેણે પિલાજીને સધિની વાતચીત કરવાને બહાને

બોલાવી મારી નાખ્યો પણ પિલાજીનો પુત્ર દામાજી જબ્બર પુરુષ હોવાથી તેણે અભયસિંહને ગૂજરાતમાંથી નસાડ્યો. અને ખુદ જોધપુર ઉપર હુમલો કર્યો. હવે પછી જે સુબેદારો આવ્યા તેઓ દામાજી સાથે મેળ રાખીને સુબાગિરી કરવા લાગ્યા. યશવંતરાવ વ્યસની પુરુષ હતો એટલે ઘણોખરો કારભાર દામાજી જ કરતો. તેથી જ હવે પછી ગૂજરાતમાં દાભાડે પાછળ પડ્યા રહ્યા અને ગાયકવાડ આગળ આવ્યા.

મરાઠાઓ જ્યાં ને ત્યાં વિજયી થઈ પોતાની સત્તા જમાવતા હતા એટલે નિઝામને બીક લાગી કે રખેને બાદશાહ બાજીરાવને દક્ષિણનો સુબો બનાવે. આ અનિષ્ટ ટાળવા માટે તેણે બાજીરાવ સાથે સંધિ કરી કે, ' છ એ સુબાઓમાં ચોથ અને સરદેશમુખી તમે ઊઘરાવજો એટલુ જ નહિ પણ ગૂજરાત અને માળવામાં પણ એ હક્ક હું તમને અપાવીશ. ' આનું પરિણામ એ આવ્યું કે મરાઠાઓનું ધ્યાન સદાએ ઉત્તર તરફ જ રહ્યું અને નિઝામને ઉખેડી નાખવાનું એમના ધ્યાનમાં પણ રહ્યું નહિ.

કોંકણમાં મરાઠાઓનો અધિકાર કાન્હોજી આંગ્રે ચલાવતો હતો. આંગ્રે સિવાય કોંકણમાં પોર્ટુગીઝ, અંગ્રેજ અને સિદ્દી હતા. સિદ્દીનો પ્રદેશ કોલાબાની નજીકમાં અને આંગ્રેના પ્રદેશને વળગીને હતો. પોર્ટુગીઝોનો પ્રદેશ ઉત્તર કોંકણમા હતો. અંગ્રેજોને આધીન મુંબઈ સિવાય બીજું કાંઈ નહોતું. પણ સિદ્દી અને મરાઠાઓની વચ્ચે જે ઝઘડા થતા હતા તેમાં અંગ્રેજ કે પોર્ટુગીઝ કદીક એક પક્ષમાં, તો કદીક બીજા પક્ષમાં ભળ્યા કરતા હતા. આ સિદ્દી, અંગ્રેજ અને પોર્ટુગીઝોને વશ કરવાનું કામ બાજીરાવનું હતું. બાજીરાવનું નૌકાસૈન્ય બહુ પ્રબળ હતું. તેણે સિદ્દીનો જંજિરાનો કિલ્લો પણ જીતી લીધો; સિદ્દી નમ્યો અને મરાઠાઓને વશ થઈને રહેવા લાગ્યો.

માળવાની કરવસુલીની સનદો લેવા બાજીરાવ દિલ્હી તરફ ગયો. બાદશાહ ગભરાયો. છતાં બાજીરાવની માગણી માળવા ઉપરાંત બંગાળા વગેરેની ચોથની હોવાથી લડાઈ કર્યા વિના છૂટકો નહોતો. બાજીરાવ ઠેઠ દિલ્હી ગયો. મોગલો હાર્યા પરંતુ બાજીરાવને અચાનક દક્ષિણમાં આવવું પડ્યું. એટલે વાર્ષિક ૧૩ લાખ રૂપિયા લેવાના કબૂલ કરી એ દક્ષિણમાં પાછો આવ્યો. બાદશાહને બાજીરાવ ફરીથી આવે એની બીક તો હતી જ. તેથી તેણે નિઝામને દિલ્હી બોલાવી તેના પુત્રને ગૂજરાત અને માળવાની સુબાગિરી આપી મરાઠાઓને આ મુલકમાંથી કાઢવાનું તેની પાસે કબૂલ કરાવ્યું. નિઝામ તૈયારી કરવા લાગ્યો.

બાજીરાવને આ વાતની ખબર પડતાં જ તે લશ્કર લઈને દોડતો જઈ નિઝામ સાથે ભીડ્યો. ભોપાળ આગળ ભયંકર લડાઈ થઈ. નિઝામન. દાણાપાણી બંધ કરી તેણે નિઝામને સપડાવ્યો. તેને ઉત્તર તરફથી બાદશાહની મદદ ન મળે અને દક્ષિણ તરફ ચિમાજી હોવાથી તે તરફની મદદ પણ ન મળે.

નિઝામ હાર્યો. તેણે પોતાને હાથે બાજીરાવને લખી આપ્યું કે માળવા પ્રાંતની સનદ, નર્મદા અને ચંબલ નદીઓની વચમાનો બધો મુલક અને ફોજના ખર્ચ તરીકે ૫૦ લાખ રૂપિયા બાદશાહ પાસેથી અપાવીશ. આને ઇતિહાસમાં સિરોંજની સંધિ કહે છે.

બાજીરાવને કેવળ મુસલમાનો સાથે જ નથી લડવું પડ્યું. પોર્ટુગીઝો સાથે પણ લડવું પડ્યું. આ લોકો પંદરમી સદીમાં હિંદુસ્તાનમાં આવ્યા હતા અને અત્યંત ત્વરાથી પશ્ચિમ કિનારા ઉપર સત્તાધીશ થયા હતા. તેમના ધાર્મિક જુલમો અસહ્ય હતા. પ્રજા બાજીરાવ પાસે રાવ ખાવા આવી. બાજીરાવનો ભાઈ ચિમાજી અપ્પા સેના લઈને ગયો. વસાઈના કિલ્લાની ત્રણ બાજુએ પાણી છે. એક જ બાજુએ જમીન છે. વળી માંહોમાંહેના હરીફ અંગ્રેજો, વલંદા વગેરે યુરોપિયનો એક થઈ વસાઇનો બચાવ કરવા લાગ્યા. યુરોપિયનોએ જમીનની બાજુએ તોપોનો ભયંકર મારો ચલાવ્યો. એ અગ્નિના વરસાદમાં થઈને પણ મરાઠાઓ કિલ્લો ઓળંગી અંદર પેઠા અને યુરોપિયનોને જેર કર્યા. આ વસાઈના યુદ્ધની જીતને લીધે મરાઠાઓની કીર્તિ ખૂબ પ્રસરી.

નાગપુરનો ભોંસલે સાહસિક પુરુષ હતો. પરંતુ તે બાજીરાવની ઈર્ષા કરતો હતો. બાજીરાવ બીજી બાજુ હોય ત્યારે તે મોગલ મુલક ઉપર ચડાઈ કરતો. નિયમ પ્રમાણે તેણે બાજીરાવની રજા મેળવવી જોઈએ. પણ તે રજાની ભાંજગડમાં પડતો નહિ. એને વશ કરવાની બાજીરાવ તૈયારી કરવા લાગ્યો ત્યાં તો તેને સમાચાર મળ્યા કે ઈરાનનો બાદશાહ નાદીરશાહ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી આવે છે.

એ જોઈને બાજીરાવે હિંદુસ્તાનના હિંદુ મુસલમાનને એક કરવા માંડ્યા. તેણે દિલ્હીના બાદશાહને ને નિઝામને પત્રો લખ્યા કે અત્યારે ત્રીજો દુશ્મન આપણા દેશ ઉપર ચડી આવે છે ત્યારે આપણે આપણા ઝઘડા બંધ કરી તેની સામે થઈએ. બાદશાહને આ વાત ગમી પણ નિઝામને એ ન ગમી. એની ધારણા જુદી જ હતી. નબળી પડતી બાદશાહી ઉપર ઘા થાય તો પોતાની સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની ઇચ્છાનો માર્ગ સહેલો થાય. તે બાદશાહને મદદ કરવા પણ ન ગયો. નાદીરશાહે દિલ્હીમાં આવીને મહમદશાહને સહેલાઈથી હરાવી દિલ્હી જીતી લીધું. થોડીક લૂંટ કરીને એ પાછો જવા લાગ્યો. ત્યાં નિઝામે એને સંદેશો મોકલ્યો કે બહારથી બારોબાર શું કામ ચાલ્યા જાઓ છો? દિલ્હીની અંદર જશો તો લાખોને બદલે કરોડોની લૂંટ મળશે. આ સાંભળી નાદીરશાહે દિલ્હીમાં પ્રવેશ કર્યો. શહેરમાં આઠ દિવસ આગ અને કતલ ચલાવી. એની લૂંટનો તો પાર ન રહ્યો. મયૂરાસન, કોહીનૂર, વગેરે ઉપરાંત કરોડો રૂપિયાનું સોનું લઈ ગયો. એ ઈરાન પાછો જવા લાગ્યો એ નિઝામને ન ગમ્યું. તેની ઇચ્છા એવી હતી કે નાદીરે મરાઠાઓની ઊગતી સત્તાને તોડી નાખવી. પછી નિષ્કંટક રીતે પોતે દક્ષિણનો રાજા થઈ શકે. પણ નાદીરશાહ મરાઠા સાથે લડવાનું જોખમ ખેડવા તૈયાર ન થયો. બાજીરાવ રજપૂતો અને મરાઠા સાથે મળીને નાદીરને કાઢવાની જબ્બર તૈયારી કરે છે એ સાંભળતાં જ એ હિંદુસ્તાનમાંથી ચાલ્યો ગયો.

આ પછી નિઝામને તેણે સનદો વગેરે અપાવવાનું વચન ન પાળવાથી હરાવ્યો અને પછી થોડા જ સમયમાં તે મૃત્યુ પામ્યો.

## બાજીરાવની યોગ્યતા

• શિવાજીની હિંદવી સ્વરાજ્યની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાનું કામ બાજીરાવે કર્યા કર્યું. શાહુ રાજાના દરબારમાં હિંદુપદ પાદશાહીની સ્થાપના માટે દિલ્હીની બાદશાહીના મૂળમાં જ કુહાડી મારી આપવાની વાત કર્યા પછી તે દહાડે દિવસે સ્વરાજ્યની વૃદ્ધિ જ કરતો ગયો.

બાલાજી વિશ્વનાથે સૈયદભાઈઓને મદદ કરીને ફરુખશિયરને બદલે મહમદશાહને દિલ્હીની ગાદીએ બેસાડ્યો ત્યારથી જ હિંદના રાજકારણમાં મરાઠાઓનું મહત્ત્વ વધવા માંડ્યું હતું. બુંદેલખંડમાં મોગલ સરદારો કનડગત કરતા હતા એટલે માળવા જીત્યા પછી બાજીરાવે બુન્દેલખંડ જઈને ત્યાંનો બંદોબસ્ત કર્યો. એના સરદારોએ પણ સરંજામી પદ્ધતિને લઈને મહારાષ્ટ્ર બહાર ઉદ્યન કરવા માંડ્યુ. શિંદે હોલકર માળવા ઓળંગી રજપૂતાના અને દિલ્હી સુધી ગયા. દાભાડે ગૂજરાતમાં હતા પરંતુ તે સ્વરાજ્યદ્રોહી હોવાથી તેમને વશ કરીને બાજીરાવે ગૂજરાતની વ્યવસ્થા ગાયકવાડને સોંપી. ભોંસલે તો શાહુના પિત્રાઈ. અક્કલકોટમાં એક ભોંસલે હતા તે નિવીર્ય હતા. શાહુ તેમને કનડવા તૈયાર નહોતો. એટલે જ ... બાજી મજબુત ન થવાથી ભવિષ્યમાં એ બા... અંગ્રેજો ફાવ્યા. નાગપુરના ભોંસલે શાહુના પિત્રા... જ. અને વળી તેઓ બાજીરાવની ઈર્ષા કરતા હત... એટલે તેમણે બાજીરાવને સીધી મદદ ન કરી. પ... બાજીરાવ મોગલ બાદશાહ સાથે લડતો હોય ત્યા... બાદશાહીની બીજી દિશામાં જઈને તે તેના હાડ માંસના લચકા તોડતો. આવી રીતે તે નાગપુર, ગોંડળ, ઓરિસ્સા અને બંગાળા સુધી જઈ પહોંચ્યો. કાનોજી આંગરે પેશવાનો સરદાર. એણે કોંકણપટ્ટીના મોગલોના સિદ્દીને જેર કર્યો અને સિદ્દીને મદદ કરવા આવેલા અંગ્રેજ, ફિરંગી અને વલંદાઓને

પણ મહાત કર્યો. દક્ષિણમાં નિઝામ જેવો સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની ઝંખનાવાળો બાદશાહનો પ્રબળ સુબો હતો. છતાં બાજીરાવ તેને વારંવાર જેર કરી આ બધું કરી શક્યો તે તેની કર્તૃત્વશક્તિ બતાવી આપે છે. હિંદુપદ પાદશાહીની સ્થાપના માટે તેણે મરાઠાઓનું મુખ ઉત્તરાભિમુખ કર્યું. ત્યારથી જ નવા નવા કિલ્લાઓનો ઉત્તર તરફના દરવાજાઓને દિલ્હી દરવાજાનું નામ અપાવા લાગ્યું.

ભોપાળની લડાઈમાં બાજીરાવે નિઝામ અને દિલ્હીના બાદશાહને હરાવ્યા તે 'દોડતી લડાઈ'થી શત્રુ સાવધ થાય તે પૂર્વે જ અત્યંત ઝડપથી રાત દહાડો કૂચ કરીને તેના ઉપર અચાનક હુમલો કરવો અને તેનું નુકસાન કરવું, અને તે સાવધ થઈને પોતાનું સંગઠન કરવા માડે તે પહેલાં જ ત્યાંથી પાછા ફરવું અને અતિશય ચપળતાથી તેની છાવણીની આસપાસ ફરી વળીને તેની રસદ લૂંટવી, તેની ડાબી ને જમણી પાંખોને તોડી પાડવી અને આમ જર્જરિત થઈ હુમલાઓથી ગભરાઈને તે પાછો હઠે એટલે તેના ઉપર ખુલ્લો હુમલો કરીને તેની ખાખારીખી કરી નાખવી એ બાજીરાવ અને મરાઠાઓની લડાઈની રીત હતી. આને 'ગનીમી કાવા' એ નામ યોગ્ય નથી. કારણકે કાવા એટલે લુચ્ચાઈ. મરાઠાઓમાં લુચ્ચાઈ નહિ પણ ચપળતા હતી.

ત્રણ બાજુએથી પાણીથી ઘેરાએલા અને યુરોપિયન દારૂગોળો અને તોપોથી ભરાએલા વસાઈના કિલ્લાને અંગ્રેજો, વલંદા ને ફિરંગીઓના ભેગા અગ્નિના વરસાદની પરવા ન કરતાં સામે ધસી જઈ, *કિલ્લાને નિસરણીઓ લગાડી*, ઉપર ચડી જઈ કિલ્લો સર કરવા એ અપ્રતિમ પરાક્રમ કરનાર બાજીરાવનો ભાઈ ચિમાજી અને તેના મરાઠા લશ્કરની વીરતાની વાત થાય એમ નથી.

નાદીરશાહની ચડાઈ વખતે ત્રીજા દુશ્મનની સામે આપણે હિંદુ-મુસલમાન એક થઈ જઈએ એ સ્વદેશાભિમાનની વૃત્તિ નિઝામમાં નહોતી. સાદતખાન અને નિઝામ નાદીરશાહને ચડાઈ અને લૂંટ કરવા ઉત્તેજન આપે અને દિલ્હીની કતલ થાય તે ઉપરથી મુસલમાનો દેશભક્તની પહેલાં ધર્મભક્ત હતા અને અત્યારે પણ તેમનો એ સ્વભાવ વત્તા ઓછા પ્રમાણમાં જણાઈ આવે છે. પોતાનો સ્વાર્થ સાધવાને માટે હિંદી હિંદુબંધુઓની દોસ્તી કરવાને બદલે તેઓ હિંદ બહારના મુસલમાનો તરફ દૃષ્ટિ કરે છે. આવા મુસલમાનોને વારંવાર જેર કર્યા કરવા એ બાજીરાવને માટે કાંઈ નાનુંસૂનું કાર્ય નહોતું. પણ તેમ તેણે કર્યું.

બાજીરાવનું આરમાર તે જમાનામાં આખા જગતમાં સર્વશ્રેષ્ઠ હતું. તેની હયાતિ સુધી પેશવાની કોંકણપટ્ટી ઉપર પૂર્ણ સત્તા હતી. યુરોપમાંથી આરમારી કાફલા મંગાવીને પણ ડચ, અંગ્રેજ અને ફિરંગી એ ત્રણે મળીને આંગરેનો પરાજય કરી શક્યા નહિ. તે કાળમાં હિંદુસ્તાનમા બંધાતાં વહાણો વિલક્ષણ મજબુત અને વેગવાન હતાં. હિંદી કારીગરીનું આ પ્રાવિણ્ય જોઈને અંગ્રેજો વિસ્મય પામતા અને પોતાના માટેનાં લડાયક મોટાં વહાણ તેઓ હિંદીઓને હાથે મુંબઈમાં જ બંધાવી લેતા. વિલાયતથી આવનારાં વહાણ તકલાદી હોવાથી સામાન્ય ચકમક માટે અને વેપાર માટે તે કામમાં આવતાં. આજે આ વાત કેવળ દંતકથા જ ગણાશે. દર્યાવર્દીપણું અને નાવિકવિદ્યા કોંકણમાંના કોળી અને માવળા લોકોના હાડલોહીમાં એટલી તો પ્રસરી ગઈ હતી કે અંગ્રેજોને અડચણને પ્રસંગે અને તોફાનનું જોર હોય ત્યારે, તેમના સિવાય બીજા ખલાસીઓ વિશ્વાસપાત્ર લાગતા નહિ આ શૂરા અને સાહસિક લોકો અરબી સમુદ્રને તો પોતાના ઘર આગળનું ચોગાન ગણી કાઢતા. આ કારણે અંગ્રેજો પેશવાની આગળ દીન બની ગયા અને આંગરેનો દ્વેષ કરવા લાગ્યા. કારણકે આંગરેના જહાજ ઉત્તમ, તેમના ખલાસી નીડર અને તેમના સૈનિક કસાયેલા. અંગ્રેજો તેમની આગળ ફિક્કા પડી જતા. હોકાયંત્ર કે વાયુમાપક યંત્ર અથવા તો દૂરદર્શી મોટાં દુર્બિનો પાસે ન છતાં હિંદી ખલાસીઓ કેવળ અનુભવથી આકાશ તરફ નજર નાખીને આવનારા તોફાનનું ભવિષ્ય ભાખતા

અને તે પ્રમાણે સંરક્ષણની અગાઉથી તૈયારી કરતા. સામાન્ય માણસો જેટલી સહેલાઈથી જમીન ઉપર ચાલે છે અથવા તો ગાડી ઘોડા દોડાવે છે તેટલી જ સહેલાઈથી મરાઠા અને ભાંડારી લોકો સમુદ્રમાં તરતા અને વહાણો હંકારતાં. તેમની નિર્ભયતા અને દર્યાવર્દી કુશળતા જોઈને તેમને જલદેવતા કે ભૂતપિશાચ કાનમાં મંત્ર ફૂંકી જાય છે એમ યુરોપિયનોને લાગતું. અંગ્રેજો મરાઠા રાજ્યમાં પશ્ચિમ તરફથી ચંચૂ પ્રવેશ કરી શકયા નહિ તેનું આ જ કારણ.

હિંદીપણાની ભાવના જગાડવા અકબર બાદશાહે હિંદુ કન્યાઓ સાથે મુસલમાન શાહજાદાઓનો લગ્નસંબંધ બાંધ્યો. તેમ બાજીરાવે બુંદેલખંડની મુસલમાન રાજકન્યા મસ્તાની સાથે લગ્ન કરી તેના પુત્ર સમશેરજંગને જનોઈ આપવાનો યત્ન કર્યો પણ તેના આ કાર્યને કોઈએ વખાણ્યું નથી.

ચાલુ]

ગોવિંદરાવ ભાગવત

☆

## બુદ્ધિકસણી

નીચે આપેલા અંકોમાં દરેક કોઈ પણ મહત્ત્વની હકીકત સૂચવે છે. તમે કહી શકો છો એ દરેક અંક શું શું સૂચવે છે? જો તમારા જવાબ અડધા ઉપર જેટલા પ્રમાણમાં સાચા એટલા પ્રમાણમાં તમારી બૌદ્ધિક માહિતીશક્તિ વધારે નક્કર સમજવી.

| अ | य | फ |
|---|---|---|
| ૨૧૨ | ૩ ૧૪૧૬ | ૧૯૨૨ |
| ૧૦ | ૧૨ | ૩૨ |
| ૧૭૮૯ | ૧૮ | ૧૭૬૦ |
| ૩૬૫ | ૧૦૬૬ | ૭ |
| ૧૮૬૦૦૦ | ૨૦ | ૧૧ |
| ૧૮૧૫ | ૪૮ | ૯૮·૪ |
| | ૧૮૧૨ | ૧૯૪૦ |

જવાબ માટે જુઓ.

જવાબ

૨૧૨° F પાણીનું ઊકળાટ બિંદુ.

૧૦ યુદ્ધની દશ આજ્ઞાઓ.

૧૭૮૯ ફ્રેંચક્રાંતિનું મહાવિખ્યાત વર્ષ.

૩૬૫ વરસના દહાડા.

૧૮૬૦૦૦ પ્રકાશની ગતિ.

૧૮૧૫ નેપોલિયનને હાર મળેલી તે વૉટર્લૂના યુદ્ધનું વર્ષ.

૩·૧૪૧૬ ગણિતમાં મહત્ત્વનું કોષ્ટક. વ્યાસ ને પરીઘનો સંબંધ બતાવે છે.

૧૨ એક ફૂટના ઈંચ, એક વરસના માસ, ડઝનના નંગ.

૧૮ મહાભારતના કુરુક્ષેત્રના યુદ્ધના દિવસો મહાભારતનાં પર્વો.

૧૦૬૬ હેસ્ટિંગ્સની લડાઈનું વર્ષ, જ્યારે વિજેતા વિલિયમે ઇંગ્લેંડ જીત્યું ને ત્યાં નૉર્મન વંશ શરૂ કર્યો.

૨૦ ટનમાં હંડ્રેવેટ, કુડીમાં નંગ.

૪૮ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની સંખ્યા.

૧૮૧૨ નેપોલિયનના લશ્કરનો રશિયામાં પરાજય થયો તે વર્ષ.

૧૯૨૧ મૉન્ટેગ્યુ ચૅમ્સફર્ડ સુધારાનું બંધારણ ને દ્વિમુખી સત્તા હિંદમાં દાખલ કરવામાં આવ્યાં અસહકારના પ્રચંડ આંદોલનનું વરસ.

૩૨° F. પાણીનું હિમબિંદુ.

૧૭૬૦ મૈલના વાર.

૭ અઠવાડિયાના દિવસ.

૧૧ ક્રિકેટમાં ટીમની સંખ્યા.

૯૮·૪ નર્યા માણસના શરીરની ગરમીના અંશ.

૦ કંઈ નહિ. ને છતાં બધું જ.

૧૯૪૦ ચાલુ વરસનો ઈસ્વીસન.



☆

# વૃત્તિ

'એક એક પૈસા! એક એક પૈસા!' કહેતો એક વૃદ્ધ રમકડાં વેચનાર ગામની ગલીએ ગલીએ ફરતો. બાલકોનાં ટોળાં આગળ ખાસ ઊભો રહી નવનવી જાતનાં રમકડાં બતાવી તેમનાં મન આકર્ષતો. બોલવાની પદ્ધતિ અને બાલકો સાથેના વર્તનમાં પારંગત, ગમ્મતી વગેરે તેની આવડતને લીધે તેનાં રમકડાં ખૂબ ખપતાં.

રમુ તો એ વૃદ્ધનો લગભગ રોજનો ઘરાક જ થઈ ગયો હતો. ધીમે ધીમે એમનો આ સંબંધ વધીને ગાઢ મૈત્રીમાં પરિણમ્યો. ઘણાંને આશ્ચર્ય લાગવા જેવી આ મૈત્રી હતીઃ આઠ વર્ષનો રમુ અને અઠાવન વર્ષનો રસૂલ! રમુ ગૂજરાતીમાં બોલે અને રસૂલ હિંદીમાં! કેટલીક વેળા તો એમ પણ બનતું કે એક બીજાનું કહેલું સંપૂર્ણ ન સમજાય તો પણ વાર્તાલાપ ચાલે જ જતો! આ મૈત્રીથી હવે રમુને રમકડાં માટે પૈસા આપવા પડતા નહિ. તેને જે રમકડું જોઈએ તે મફત લઈ લેવાની તેને છૂટ હતી.

રસૂલને રમુ જેવડા, તેનાથી મોટા, તેનાથી નાના, તેનાથી પૈસાદાર, તેનાથી સુંદર, ઘણાંય જુદા જુદા લત્તાના બાલકો ઘરાક હતાં પણ રમુની મૂર્તિ તેના હૃદયમા પેસી ગઈ હતી. આખા ગામમાં તે ફરે પણ રમુ પાસે આવી એક વખત તેનું મોં ન જુએ તો દિવસ આખો નકામો ગયો હોય એમ તેને લાગતુ. દર રવિવારે ને તહેવારને દિવસે રમુ તેની માસીને ત્યાં રહેતો. તેનાં માસી શહેર બહાર આવેલા બંગલામાં રહેતાં હતાં. તે સ્થળ તેણે જોએલું ન હોવાથી ગામ બહાર તેણે આંટા મારેલા પણ તે બંગલો એને હાથ આવેલો નહિ. એ દિવસોમાં એના ધંધામાં તેનાથી જરા ય લક્ષ અપાતું નહિ. ઘણી ય વેળા અન્ય બાલ-ઘરાકો વઢી પડે અને વઢનારમાં જો રમુ હોય તો રસૂલ તેનો જ પક્ષ લે. વળી એના ઓળખીતાઓ સાથે વાત કરતાં બાલકો વિષેની વાત આવે ત્યાં રસૂલ પોતાના રમુને લાવ્યા વિના રહે જ નહિ. "મા કસમ, રમુ કરકે એક હમારા ઘીરાક હૈ, પર ઇતના ચાલાક, ક્યા! બસ બાત મત પૂછો!" વગેરે વગેરે સાંભળનાર કંટાળે ત્યાં સુધી બબડ્યા જ કરે. રસ્તે જતાં રમુ જો રસૂલને જુએ તો હસ્યા વિના રહે જ નહિ. રમુનું તો સાધારણ હસવું થાય પણ રસૂલને તો તે ખુદા પાસેથી ખેરાત મળ્યા સમાન લાગતું.

રસૂલનું ધ્યાન ધંધામાંથી ઊડી ગયું. રોજ રમુની પાસે આવીને બેસવું એ જ તેનો કાર્યક્રમ થયો હતો.

એક દિવસ રમુના ઘરની સામેના ઓટલા પર રસૂલ અને રમુ બેઠા હતા. રમકડાંની ગાડી ઘરને છાંયે અટૂલી આ બે મિત્રો સામે સ્થિર ઊભી હતી. રસૂલ પોતાની શુભ્ર દાઢી પર ડાબો હાથ ધીરે ધીમે ફેરવે જાય છે. તેની આંખો રમુના ગળા પર ઠરી કાંઈક નિહાળે છે. તે દિવસે રમુને ક્યાંઈક જવાનું હોવાથી ગળામાં કંઠી પહેરી હતી. સોનું જોઈ રસૂલનું મન ચળ્યું. તેણે પોતાની ચોરવાની થઈ આવેલી વૃત્તિ રમુ પ્રત્યેના પ્રેમથી દાબી. વૃત્તિ થવી અને તે દાબવી એ બે ભિન્ન ભિન્ન શક્તિનાં કાર્ય હશે. પણ એક પ્રશ્ન એ ધૂનમાં ને ધૂનમાં તેનાથી પૂછાઈ ગયોઃ

"રમુ, એ કંઠી કીસીકું દેગા!"

"કોઈકું નહિ!" એને જેવી આવડતી હતી તેવી ભાષામા જવાબ આપ્યો.

"કેમ!"

"કુછ નહિ. નહિ દેના ઓ જ અચ્છા હૈ!" એમ કહી સ્વસ્થતા મેળવી એ ચાલતો થયો. તેને આખો દિવસ રમુ અને તેની કંઠીના જ વિચારો આવ્યા કર્યા. એને પોતાના પર તિરસ્કાર આવ્યો. રમુનું પોતાના પ્રત્યેનું વલણ એવી રીતે કલુષિત કરવાનો એને કેમ વિચાર આવ્યો એ એનાથી

સમજાયું નહિ. "ઉસીકી માફી મંગ લઉં ?" એવો વિચાર આવ્યો. પણ "વો પાક લડકા યહ બુરાઈ કૈસે સમઝ સકેગા ? ઇન્ બાતોંસે ઉસીકું દૂર રખના ઝરૂરી હૈ ! ભોલા બચ્ચા!......"

*

થોડા દિવસો રસૂલ રમુ સાથે જરા અતડો રહેવા લાગ્યો, પણ ધીમે ધીમે પેલી ભૂલ ભુલાતી ગઈ ને મૂળ અનુરાગનું સામ્રાજ્ય સ્થપાયું. એટલે એક દિવસે રમુએ પૂછ્યું :

"રસૂલ, ઓ દા'ડે મેં રડી પડ્યા'તા. તેં બોલ્યા 'ક્યું ?' મેં કીધા 'કુછ નૈં' પણ તેં કહ્યું 'મેં જાનતા હું.' તો આજ કે' મેં કેમ રડનાં'તા ?"

"ઓ...હો ! અબ તક તુઝે વહ યાદ હૈ ? મૈંને કુછુલ બસ બોલ દિયા ! ગમ્મત !"

"નૈ, નૈ, બોલ ?" રમુએ હઠ લીધી.

રમુમાં રસૂલ એટલો બધો ઓતપ્રોત થઈ ગયો હતો કે એની ગમે તે બીના તેને કહેવાની તૈયારી હતી. બંનેને વયનું અંતર જાણે લાગતું જ નહિ. જે પૂછે – જે માગે – જે કહે તે તે કહેવાની – આપવાની ને સાંભળવાની તેની અતિ તીવ્ર ઇચ્છા કાયમ રહેતી. કેટલીક વેળા તો રમુની સમજશક્તિ બહારની વાતો પણ ઉમંગમાં આવી રસૂલ દીધે જ રાખતો.

"અચ્છા ! સુન. મેરી સમઝમેં જૈસા આયા થા વહ કહેતા હું. ઓ સચ હૈ યા નહિ વો ફીર મુઝે કહના પડેગા."

"અચ્છા. જલદી કે'ને !"

"દેખ. ઓ લડકે કે સાથ મૈં મેરે છોટેસે દોસ્તકી બાત કર રહા થા. તુઝે લગા, ક્યા તેરેસેં ભી જ્યાદા મુઝે કોઈ દોસ્ત હૈ ! કરકે તુઝે બુરા માલુમ હુવા ઔર રડને લગા ! સચ બાત તો વહ થી, કે જીસકી બાત મૈં કર રહા થા વહ તું હી થા !"

તેના જવાબમાં રમુએ માત્ર તેના કઠણ પંજામાં પોતાના કોમળ હાથની જોરથી જાણે ગુસ્સાથી લાડયુક્ત મુક્કી મારી.

"પણ હેં રસૂલ, તો અબી બીજું પૂછતા હું : ઓ દા'ડે 'એ કંઠી કીસકું દેગા ?' એ કેમ તેં પૂછ્યા'તા ?"

રસૂલની છાતી ધડકવા લાગી. આ પ્રશ્નનો તરત જવાબ આપવા તે તૈયાર ન હતો. એનું વૃદ્ધ શરીર ઉષ્ણ થઈ ગયું. અનેક વિચારોએ એના મગજને ઘેરી લીધું. એ અર્ધ બેભાન જેવો બની ગયો. થોડા સમયે વિચાર આવ્યો: "રમુસે ક્યું છૂપાના ?" અને ના છુપાવવાના હેતુથી એ લવવા લાગ્યો:

"રમુ, મૈં બહોત નીચ – કમબખ્ત હું ! મેરી સાથ બેઠના ઔર બોલના ઓ ભી સબકે લિયે પાપ હૈ ! મૈં બહોત – બહોત ખરાબ હું—"

"રસૂલ, પાછું ખોટું ખોટું બોલવા લાગ્યા!" વચ્ચે જ રમુ બોલી ઊઠયો પણ એ શબ્દો એના મગજ સુધી પહોંચ્યા નહિ તેણે આગળ ચલાવ્યું :

"તેરી કંઠી મુઝે બહોત પસંદ પડ ગઈ ! વહ મેરી કરનેકા – ચોર લેનેકા બિચાર મય ન રોક સકા. મેરેકું વહ ચૈતી થી—"

"અબી લાઉં !" શુદ્ધતાના પ્રજ્વલિત બિંબ સમ બાલક – વગર સમજે – રસૂલ જેટલો જ ગંભીર થઈ વદ્યો એ નિખાલસ અને પ્રેમયુક્ત શબ્દોએ રસૂલને સંપૂર્ણ વીંધી નાખ્યો. અને કદાચ ઊઠીને રમુ લઈ આવશે એમ લાગવાથી તેને પોતાની પાસે ખેંચ્યો. અને બોલ્યો:

"ન લાના બચ્ચા ! વહ તેરી હૈ ! મય મૂર્ખ હું કરકે ઐસા બિચાર આયા – મય પશુ હું ! દુસરેકી ચીઝ ચોરના વહ પાપ હૈ ! ઔર હમેરે જય-સેંકી વહ ચીઝ અપની કરનેકી ક્યા કીમત !"...

થોડી ક્ષણો કોઈ જ બોલ્યું નહિ. રમુથી ન સમજાય તેવું વાતાવરણ ઉપસ્થિત થએલું હોવાથી એ તો રસૂલની સામે જ જોઈ રહ્યો હતો. થોડી વારે રસૂલ બોલ્યો :

"અચ્છા રમુ, અબી કલ મિલેંગે. જાતા હું." ગાડી જાણે રસૂલને ખેંચતી હોય તેમ રસૂલ રસ્તે પડ્યો અને રમુ પણ ઊંઘમાંથી ઊઠીને ચાલવા માંડે તેમ ચાલી ઘેર ગયો.

રસૂલે એ પછી ઘણી વેળા રમુને જોયો હશે પણ રમુએ પછી કદિ રસૂલને જોયો નહિ.

'પદ્માકર'

# તારાની અજાયબીઓ

ઉનાળાની કોઈ રાત્રિએ, અગાસીમાં સૂતાં સૂતાં, આકાશના તારાઓ નિહાળતાં તમને એ વિષે જાણવાનું મન થયું જ હશે. આ તારાઓ શેના બનેલા છે? એની સંખ્યા કાઢવાનો કોઈએ પ્રયત્ન કર્યો હશે? એ કેટલા દૂર હશે? વગેરે પ્રશ્નો તમને કોઈ વાર ઉપસ્થિત થયા હશે. એ અને એવા પ્રશ્નોનો જવાબ આપવા આજે પ્રયત્ન કરીશ.

### તારાઓ કેટલા હશે?

'ગણ્યા ગણાય નહિ, વિણ્યા વિણાય નહિ' એમ તમે કહેશો. પણ તમને એની સંખ્યા આસરે લખવાનું કહું તો તમે કેટલી લખશો? કરોડ, અબજ, પરાર્ધ કે એથી પણ વધારે? તમે કંઈ ધારી શકો છો? જ્યારે મેં આ સવાલ મારા એક વર્ગમાં પૂછ્યો હતો ત્યારે છોકરાઓએ કરોડથી પરાર્ધ સુધીની સંખ્યા કહી હતી પણ, તમને જાણીને નવાઈ લાગશે કે, જે તારાઓ આપણાથી દેખાય છે તેમની સંખ્યા માત્ર ૩,૦૦૦ છે. (લગભગ એટલા જ તારાઓ આપણી નીચેના અર્ધાકાશમાં દેખાય છે.) નરી આંખે આનાથી વધારે તારાઓ દેખી શકાતા નથી. માટે હવેથી, તારાને 'અગણિત' કે 'અસંખ્ય'નું વિશેષણ નહિ આપી શકાય.

"આ ગણ્યું કેવી રીતે હશે?" એમ તમે પૂછશો. આવી ગણત્રી ફોટોગ્રાફીથી થઈ શકે. ખગોળ-વેત્તાઓને તારાઓમાં એટલો બધો રસ છે કે તેમણે તેની ગણત્રી કરી છે એટલું જ નહિ, પણ તે બધાનાં નામ આપ્યાં છે, તેમના ચળકાટનું પ્રમાણ કાઢ્યું છે અને કેટલા શેના બનેલા છે તે પણ શોધ્યું છે. તારાઓનાં સૂચીપત્રો બનાવવામાં આવ્યાં છે.

ત્યારે આખું બ્રહ્માંડ શું આટલું નાનું છે? માત્ર ૬૦૦૦ તારાનું? ના, જેટલા તારાઓ નરી આંખે દેખાય છે તેથી પાંચ લાખ ગણા તારાઓ દેખી શકાતા નથી. એટલે આપણી નિહારિકામાં, એટલે જે નિહારિકામાં આપણી પૃથ્વી અને સૂર્ય છે તેમાં, તારાઓની સંખ્યા ૩,૦૦,૦૦,૦૦,૦૦૦ (ત્રણ અબજ) ની ગણાય છે. વળી દૂરબીનથી જોતાં જણાયું છે કે એવી નિહારિકાઓની સંખ્યા વીસ લાખની હશે.

### તારાઓ શેના બનેલા છે?

જે તત્ત્વોની પૃથ્વી બનેલી છે તે જ તત્ત્વોના તારાઓ અને સૂર્ય બનેલા છે. જેમ પૃથ્વી પર લોઢું, સોનું વગેરે ધાતુઓ અને ઓક્સીજન, હાઈડ્રોજનાદિ વાયુઓ છે તે જ પ્રમાણે આખા વિશ્વમાં છે. હજુ સુધી કોઈ તારા પર એવું તત્ત્વ જડયું નથી કે જે પૃથ્વી પર ન હોય.

તારાઓ પરનાં તત્ત્વો કેવી રીતે શોધાતાં હશે! તારાઓ કંઈ પ્રયોગશાળામાં લઈ જઈને તેનું પૃથક્કરણ ન કરી શકાય. પણ, દરેક તારો એના પ્રકાશ દ્વારા આપણને ગૂઢ સંદેશાઓ મોકલે છે, અને જો એ સંદેશાઓ ઉકેલતાં આપણને આવડે તો તારાઓ વિષે ઘણું જાણી શકાય.

જેમ સૂર્યનાં કિરણોનું પૃથક્કરણ કરીને એના સાત રંગ જુદા પાડી શકીએ છીએ તે જ પ્રમાણે દરેક તારાના પ્રકાશનું પૃથક્કરણ કરી શકાય. દરેક તત્ત્વ અમુક રંગનું જ કિરણ ફેંકી શકે. એટલે જુદા જુદા રંગો ઉપરથી તારાનાં તત્ત્વો કયાં છે તે શોધી શકાય.

આ પ્રમાણે સૂર્યનાં કિરણોનું પૃથક્કરણ કરતાં થોડા વખત પર જણાયું હતું કે ત્યાં એક એવું તત્ત્વ છે કે જે પૃથ્વી પર નહોતું શોધાયું. એટલે એનું નામ સૂર્યના નામ પરથી પાડયું. ગ્રીક ભાષામાં સૂર્યને 'હિલિઓસ' કહે છે, એટલે એ તત્ત્વનું નામ 'હિલિયમ' રાખ્યું. પણ, પછી આ સૂર્ય તત્ત્વની શોધ પૃથ્વી પર થઈ. નવાઈની વાત છે કે આ તત્ત્વ પહેલું સૂર્ય પર શોધાયું અને પછી પૃથ્વી પર!

સૂર્ય પણ અનેક તારાઓમાંનો એક છે. જો આપણે કોઈ તારા પર જઈ શકીએ અને ત્યાંથી સૂર્ય તરફ નજર કરીએ તો તે તારા જેવો જ દેખાશે. આપણને સૂર્ય બહુ મોટો લાગે છે કારણકે તે બહુ જ નજીક છે—માત્ર ૯,૨૬,૦૦,૦૦૦ માઈલ.

## તારાઓ કેટલા દૂર હશે ?

જ્યારે આપણે આકાશમાં નજર કરીએ છીએ ત્યારે આપણને લાગે છે કે બધા તારાઓ લગભગ



તારામંડળ

સરખા જ દૂર હશે. પણ તેમ નથી. સામાન્ય રીતે જે વધારે ચળકતા તારાઓ છે તે પાસે છે અને ઝાંખા તારાઓ દૂર છે. પૃથ્વીથી પાસેમા પાસેનો તારો ૧૨,૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ (બાર હજાર અબજ) માઈલ દૂર છે.

આ અંતરનો ખ્યાલ લાવવા માટે એક ગણત્રી કરીએ. ધારો કે તમે 'ઊડતી ગણી' કરતા એક કરોડ ગણી ઝડપવાળી આગગાડીમા મુસાફરીએ નીકળ્યા છો. તો એ ઝડપે, આંખ પલકારો મારે એટલી વારમાં, તમે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી શકો છો જો તમને ચંદ્ર પર જવાનુ મન થાય તો એવી આગગાડીથી એક મિનિટમાં વીસ વાર તમે ચદ્ર પર જઈને પાછા આવી શકો. સૂર્ય પર જઈ આવવું હોય તો ત્યાં જઈને પાછા આવતાં એવી આગગાડીથી સોળ મિનિટ થશે પણ, જો તમારે પાસેમા પાસેના તારા પર જવું હશે તો તમને બે વર્ષ લાગશે.

અને, આટલું અતર તો પાસેમાં પાસેના તારાનુ. ત્યારે બીજા તારાઓ કેટલા બધા દૂર હશે ?

તારાઓના અતરો એટલા બધાં છે કે તે માઈલોમાં મપાતા નથી, પણ તેનું માપ 'પ્રકાશવર્ષ'થી થાય છે પ્રકાશની ઝડપ સેકડે ૧,૮૬,૦૦૦ માઈલની છે. એટલે એક વર્ષમા પ્રકાશ છ હજાર અબજ માઈલ ચાલે આ અંતરને 'પ્રકાશવર્ષ' (Light Year) કહેવાય છે પાસેમાં પાસેના તારાનું અતર બે પ્રકાશવર્ષનુ છે. ખગોળવેત્તાઓએ તો પાચ કરોડ પ્રકાશવર્ષ દૂર રહેલા તારાઓનુ ઘણી સારી રીતે નિરીક્ષણ કર્યું છે.

કદાચ તમને આ બધા અંતર સાભળી તે વિષે શકા આવશે. પણ તેવી શંકા રાખવા જેવું નથી.

એ માપવાની રીતનો કંઈક ખ્યાલ તમને આપું. આગગાડીમાંથી તમે જોયું હશે કે આપણી પાસેનાં ઝાડો ઘણી જ ઝડપથી ઊલટી દિશામાં જતાં દેખાય છે, તેનાથી થોડાં આઘાં ઝાડો એનાથી ઓછી ઝડપે દોડતાં દેખાય છે, અને દૃષ્ટિમર્યાદાની પાસેનાં ઝાડો આપણી સાથે આવતાં જણાય છે. દૃષ્ટિમર્યાદાના ઝાડની મદદથી પાસેનું ઝાડ આપણાથી કેટલું દૂર છે તે માપી શકાય છે. ધારો કે અમુક વખતે બંને આપણી સીધી લીટીમાં છે. પછી જ્યારે આગગાડી સો ફૂટ દૂર જાય, ત્યારે એ બે ઝાડને જોડતી લીટી આપણી આંખ સાથે કેટલો ખૂણો કરે છે તે ખૂણાનું માપ લેવું. એ ખૂણો એક અંશ (degree) થાય તો, પેલા નજીકના ઝાડનું અંતર આસરે સવા માઈલ છે એમ ગણી શકાય.

હવે ઉપરના દાખલામાં આગગાડીને બદલે પૃથ્વી મૂકો. પૃથ્વી સૂર્યની આસપાસ ૯ કરોડ માઈલની ત્રિજ્યામાં ફરે છે. એટલે આગગાડી જેમ સો ફૂટ ચાલી તેમ આકાશમાં પૃથ્વી ૧૮ કરોડ માઈલ દૂર જઈ શકે છે. અને જેમ પાસેના ઝાડનું અંતર કાઢ્યું તે જ ધોરણે પાસેના તારાનું અંતર કાઢી શકાય છે.

તારાઓ ઘણા જ દૂર છે છતાં તેમાંના કેટલાકના વજનનું માપ ખગોળવેત્તાઓએ કાઢ્યું છે.

### તારાનું વજન કેટલું હશે ?

આવા પ્રચંડ કદના ગોળાઓને જોખવાને આપણી પાસે ત્રાજવાં નથી. ગ્રીક ગણિતશાસ્ત્રી આર્કિમિડિસે તુલાનો સિદ્ધાંત ચર્ચતાં કહ્યું હતું કે, “મને જોઈએ એટલો લાંબો દાંડો અને ઊભા રહેવાની જગ્યા જો તમે મને આપી શકો તો હું પૃથ્વીનું વજન કરી શકું.” પણ આવો દાંડો કે ઊભા રહેવાની પૃથ્વીની બહાર જગ્યા એને કોઈ આપી શક્યું નહતું !

આ વજન કાઢવાની રીતની ચર્ચા કરું તે પહેલાં જણાવી દઉં કે સૂર્યનું, કે કોઈ એક સામાન્ય તારાનું વજન આસરે ૨૦૦૦૦૦૦ ૦૦,૦૦૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦૦૦ (બે અબજ અબજ અબજ) ટન છે (૧ ટન=૫૬ મણ). આ સંખ્યામાં એક બે મીંડાં ઓછાંવત્તાં થઈ ગયાં હોય તો તમને ખાસ ફેર ન લાગે. પણ, કુદરત એટલી ચોકસ છે અબજો તારા કર્યા છતાં એમના વજનમાં ટનની સંખ્યાનાં મીંડાંઓ લગભગ સરખાં જ રાખ્યાં છે. જેમ ટંકશાળમાં બધા પૈસાઓ સરખા જ વજનના થાય છે તે જ પ્રમાણે તારા બનાવવાના કારખાનામાં બધા તારાઓ લગભગ એક સરખા જ નીકળ્યા છે. અલબત્ત, કોઈક અતિશય મોટા તારાના વજનમાં એક મીંડું વધારે હોય છે, અને કોઈક અતિશય નાના તારાના વજનમાં એક મીંડું ઓછું પણ હોય બે મીંડાંનો ફેર હજુ સુધી પડયો સાંભળ્યો નથી.

જ્યારે પરમેશ્વરે આ બ્રહ્માંડનું દ્રવ્ય તારાઓમાં વહેંચી આપ્યું ત્યારે તે બહુ સરખી રીતે વહેંચી આપ્યું જણાય છે. આપણી પૃથ્વી પર ધનની વહેંચણીમાં બહુ અસમાનતા જણાય છે. જેમ એક તરફ ફોર્ડ જેવા પૈસાદાર માણસો હોય છે, તેમ બીજી તરફ સૂકો રોટલો પણ ન મળતો હોય એવા ભિખારીઓ પણ હોય છે. જ્યારે પરમેશ્વરે તો બધા તારાઓને લગભગ સરખા જ ‘દ્રવ્ય’વાન બનાવ્યા છે. આ બાબતમાં પરમેશ્વર સામ્યવાદી હોય એમ જણાય છે !

આપણને સહજ પ્રશ્ન થશે કે અબજો તારા, બધા લગભગ એક સરખા વજનના શા માટે હોવા જોઈએ ? આની સમજણી ગણિતશાસ્ત્રમાંથી મળી આવે છે. તારાની અંદર ઊંડાણમાં ઈથર (ether) નામના દ્રવ્યના તરંગો ચાલ્યા કરે છે, જે બહાર આવવા પ્રયત્ન કરે છે. જો તારાનું કદ સામાન્યથી નાનું હોય તો આ તરંગોનું બળ નહિ જેવું જ હોય છે, પણ વધારે મોટા કદના તારાનો વિચાર કરતાં તારાનું કદ જેમ વધતું જાય છે તેમ તે બળ વધે છે. આખરે એટલી હદ સુધી વધી જાય છે કે જ્યાં ઈથર (ether) ના તરંગોની શક્તિ ઠીક પ્રબળ થાય છે અને તેથી જો તારો એ કદથી મોટો થવા જાય તો તે વધારાનું કદ ભાંગીને છૂટું પડી જવાનો ભય રહે છે. આથી બધા તારાઓનાં કદો લગભગ સરખાં જ રહે છે.

જેમ તારો વધારે ઉષ્ણ હોય તેમ તેમાંથી તેનાં તેજ અને ઉષ્ણતાનાં કિરણ પ્રવાહ દ્વારા વધારે શક્તિ વપરાઈ જાય. હવે આપણે તારાઓની ઉષ્ણતા તપાસીએ.

### તારાઓની ઉષ્ણતા કેટલી હશે ?

આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં આપણે વિચારવું જોઈએ કે ઉષ્ણતાનું માપ આપણે થરમૉમિટરથી કરીએ છીએ. વિજ્ઞાનમાં સાધારણ રીતે દાક્તર વાપરે છે તે થરમૉમિટર વપરાતું નથી, પણ સેન્ટિગ્રેડ થરમૉમિટર વપરાય છે. આની પ્રમાણે બરફનું ઉષ્ણતામાન શૂન્ય અને ઊકળતા પાણીની વરાળની ઉષ્ણતા ૧૦૦ ડિગ્રી છે. પ્રયોગશાળામાં ગરમમાં ગરમ ભઠ્ઠી ૩૦૦૦ ડિગ્રીથી વધારે ઉષ્ણતા હજુ સુધી ઉત્પન્ન કરી શકી નથી. આટલી ગરમીમાં લોઢું અને કઠણમાં કઠણ ધાતુઓ પીગળી જાય છે. હવે સૂર્યની ગરમી કેટલી હશે એનું અનુમાન કરો. લાખ ડિગ્રી, કરોડ ડિગ્રી કે અબજ ડિગ્રી ? તમારાં બધાં અનુમાનો ખોટાં છે—સૂર્યની સપાટીની ઉષ્ણતા માત્ર ૬૦૦૦ ડિગ્રી છે.

આ ડિગ્રીની ગણત્રી કંઈક આ પ્રમાણે થઈ છે. એક ચોરસફૂટ તળિયાવાળા વાસણમાં થોડું પાણી લઈને તડકામાં મૂકવું. એક કલાકમાં પાણી કેટલું ગરમ થાય છે તે જાણીએ તો તે ઉપરથી એક ચોરસફૂટ સપાટી પર એક કલાકમાં સૂર્યની કેટલી ગરમી તેમાં આવી છે તે જાણી શકીએ. તે ઉપરથી એક સેકંડમાં સૂર્યમાંથી કુલ્લે કેટલી ગરમી નીકળતી હશે તેની ગણત્રી કરાય. કોઈ પણ પદાર્થમાંથી નીકળતી ગરમી એના ઉષ્ણતામાન (ટેમ્પરેચર) ના ચોથા ગુણ (fourth power) ઉપર આધાર રાખે છે. આની રીતે ગણતાં સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન (ટેમ્પરેચર) આશરે ૬૦૦૦ ડિગ્રી છે એમ સિદ્ધ થયું છે.

સૂર્યની અંદર જેમ ઊંડાણમાં જઈએ તેમ ગરમી વધતી જાય છે અને એના મધ્યબિંદુનું ઉષ્ણતામાન ૪,૦૦,૦૦૦૦૦ (ચાર કરોડ) ડિગ્રીનું હશે.

આ ગણત્રી ગણિતશાસ્ત્રની મદદથી થઈ છે. જેમ સૂર્યના ઊંડાણમાં જઈએ તેમ ઉપરના દ્રવ્યના વજનને લીધે દબાણ વધતું જાય છે. આ દબાણને વિરોધી કોઈ બળ ન હોય તો સૂર્ય સંકોચાઈ જાય. સૂર્યની અંદર રહેલી ગરમીને લઇને એનું કદ વિકાસ પામવાનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે, કોઈ પણ ઊંડાઈએ, દબાણને લીધે સંકોચાવાનું બળ અને ગરમીને લીધે વિકસાવવાનું બળ—એ બંને બળો સરખાં હોવાં જોઈએ. આ ઉપરથી ઉષ્ણતામાનનું માપ કાઢી શકાય છે.

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ
એમ. એસસી. (લંડન); બાર ઍટ લૉ.

અપૂર્ણ ]

☆

### વાવાઝોડું

અવાજથી ઘોર વાવાઝોડું શું ફુંકાય ?
છાપરાનાં નળિયાં આ ઊંચાં નીચાં થાય !
સાગરના ગાજતાં શું નીર અથડાય !
ના, ના, આ તો લંચ લઈ શેઠ ઝોલાં ખાય !

'સરોદ'

☆

### ડેખ ચોટયા પૈસા ચાર

ટપાલીને ડેબિટના પૈસા દઇ ચાર
કવિને પાકીટ લઇ ખોલતાં વિચાર
થયો મારું કાવ્ય આવ્યું છપાઇ આ વાર
ત્યાં તો પાછાં વળેલાં કાવ્યની થઈ ધાર !

'સરોદ'

☆

### અછૂત !

ચબરાકિયું ચોકુસ બેઠેલું છે દૂર
મહેતાજી પૂછે છે તેને ગેબૂર,
"એવું છે કોણ નહિ જેને અડાય ?"
"સાહેબની ચોટી" ઓ નાસી તે જાય!

'સરોદ'

☆

# શિલોંગ થી કલકત્તા

**શિલોંગથી** જ વર્ષાની શરૂઆત થઈ ગયેલી, એટલે ઠેઠ સિલહટ પહોંચ્યા ત્યાં સુધી સૂર્યનાં દર્શન થયાં જ નહિ. માર્ગમાં ધુમ્મસ, વાદળ અને વરસાદને લીધે કુદરતનું હાસ્ય ન ઝીલાયું. શરૂઆતના લગભગ અગિયારેક માઈલ મોટર ઊંચે ને ઊંચે ચડે છે. ઊંડી ખીણો ધુમ્મસથી છલકાતી હતી. જ્યાં જુઓ ત્યાં ધુમ્મસ જ ધુમ્મસ. જાણે ધુમ્મસનો જ મહાસાગર સર્વત્ર-રેલાયો ના હોય! ધુમ્મસમાં યે આટલું અદ્ભુત સૌન્દર્ય સમાએલું છે એની તો કદી ખબર ન હતી. ધુમ્મસની પાછળ વનશ્રી, જલપ્રપાત, નાનાંમોટાં ઝૂંપડાંઓ, માણસો, ઢોર વગેરે ઝાંખા ઝાંખા જોવાની બહુ મઝા આવતી.

ઊંચે ચડવાનું જ્યારે પૂરું થાય, એટલે નીચે ગબડવાનું શરૂ થાય એ સ્વાભાવિક છે. હવે ધુમ્મસ ધીમે ધીમે ઓછું થવા માંડ્યું. થોડી વારે તો જાણે કુદરતે આ ધુમ્મસનો ધાબળો ફગાવી દીધો હોય તેમ બધું સ્વચ્છ અને ખુલ્લું થઈ ગયું, એટલે હાસ્ય વેરતી કુદરતને નિહાળી. મોટર પણ એથી પૂરપાટ દોડવા માંડી.

મોટરે એક અતિ રમણીય સ્થળ પલકમાં પસાર કરી દીધું, પણ જેમ કૅમેરા એક પલકમાં દૃશ્ય ઝડપી લે, તેમ અમારી આંખોએ એ દૃશ્ય ઝડપી લીધું. બે ઊંચા અડીખમ ડુંગરો ઊભા છે, એ બન્નેને જોડતો એક લાંબો પૂલ, પૂલની નીચેથી નીલવેરી નદી શાંત ચિત્તે, અડીખમ ડુંગરો અને પૂલનું પ્રતિબિંબ ઝીલતી વહી જાય છે. દૂર દૂરથી દોડતી આવતી, અહીં સૌમ્ય સ્વરૂપ ધારણ કરે છે. એ જ તેનું ઊંડાણ દર્શાવે છે. જેટલે દૂર દૂરથી આવેલી તેટલી જ દૂર સુદૂર અફાટ વનરાજીમાં અનેક વળાંકો લેતી અદૃશ્ય થઈ જાય છે.

ત્યાંથી આગળ જઈએ એટલે સીધા સોટા જેવાં ઊંચાં — ગગનચુંબી — વૃક્ષો જોવા મળે. જેમ જેમ આગળ જઈએ તેમ તેમ ઠેર ઠેર આ વૃક્ષો જોઈએ. જાણે તેનું જ જંગલ ન હોય! આ વૃક્ષો શાનાં હશે? બધાં જ સોપારીનાં વૃક્ષો. સોપારીના લુમખા લટકતા જ હોય.

પાંચસાત કલાકની મોટરની સફર પછી સિલહટ પહોંચ્યા. ત્યાં પણ વરસાદ ચાલુ જ હતો. એટલે શહેર જોવા ન રોકાતાં સીધા સ્ટેશને જ પહોંચ્યા.

સિલહટ સુરમાની ખીણમાં વસેલું અને સુરમા નદીને કાંઠે આવેલું સુંદર શહેર છે. આસામમાં મોટામાં મોટું શિલોંગ અને તે પછી બીજું મોટું શહેર તે સિલહટ. સુરમા નદીમાં વહાણવટું સારું ચાલે છે. આથી સિલહટ બંદર જેવું બની ગયું છે. માલથી ભરચક અને કેટલાંક ખાલી વહાણોની કતાર જામેલી. નાનાનાના મછવાઓ આમતેમ દોડાદોડ કરતા જ હોય.

નદીને સામે કિનારે સ્ટેશન છે. અહીંથી ફરી રેલવે શરૂ થાય છે. અને ત્યાંથી જ બંગાળમાં પ્રવેશ થાય છે.

ગાડી તો રાત્રે ઊપડી. એટલે માર્ગમાં કશું જોઈ શકાયું નહિ. ક્યારે પૂર્વ બંગાળમાં પ્રવેશ્યા એ તો શાની ખબર પડે? એ તો જ્યારે સવારે જાગ્યા ત્યારે જ જાણ થઈ કે અમે તો ઢાકા પહોંચવા આવ્યા હતા! પછી તો અર્ધાએક કલાકમાં ઢાકા પહોંચ્યા.

ઢાકાને જહાંગીરનગરના નામે પણ ઘણા ઓળખે છે. ઈ. સ. ૧૬૦૮માં બંગાળના નવાબ ઇસ્લામખાને ઢાકાને રાજધાનીનું શહેર બનાવ્યું. લગભગ એક સૈકા સુધી ઢાકા બંગાળનું પાટનગર રહેલું. પણ ૧૭૦૪માં નવાબ મુર્શીદ કુલીખાને રાજધાની ઢાકાથી

ફેરવીને મુર્શીદાબાદ રાખી. જ્યારે બ્રિટિશ સરકારનું હિંદમાં સામ્રાજ્ય સ્થપાયું ત્યારે ફરી ઢાકા પૂર્વબંગાળ અને આસામનું મુખ્ય શહેર બન્યું. આમ ઢાકા બદલાતું જ રહ્યું છે. અને પૂર્વે મુસ્લિમ સંસ્કૃતિથી રંગાયેલું, અને હજુ પણ એ રંગ જૂના ઢાકા શહેરમાં જોવા મળે. (ઢાકાના બે ભાગ પડી ગયા છે, એક જૂનું ઢાકા અને બીજું — બ્રિટિશ સરકારના હાથમાં આવ્યા પછીનું — નવું ઢાકા.) ઐતિહાસિક દૃષ્ટિએ ઢાકાનું મહત્ત્વ ઘણું છે.

સામાન્ય રીતે નવું ઢાકા જોવું વધારે ગમે. શહેર ગંગા નદીને કાંઠે આવેલું છે. અહીં વહેતી ગંગાને લોકો બુઢી ગંગા કહે છે. અને ખરેખર અહીં ગંગા ઘરડી ડોશી જેવી જ દીસે છે. તેના બીજા કિનારે કેટલાંય ગામડાં વસેલાં છે. કિનારો એટલો બધો નીચો છે કે જ્યારે નદીમાં પૂર આવે, ત્યારે કિનારા પરનાં આ બધાં ગામડાં પાણીમાં ડૂબી જાય છે. અમે હોડીમાં બેસી તેવું એક જલગ્રામ જોવા ગયા. આ ગામડાઓમાં હોડીમાં બેસી ફરતાં હોઈએ ત્યારે શ્રીનગર (કાશ્મીર) યાદ આવે. ચોમાસાની શરૂઆત થાય એ પહેલાં જ આવાં ગામડાંઓનાં લોકો ગામ ખાલી કરી, નજીકના શહેરમાં ચાલ્યાં જાય છે. જે અત્યંત ગરીબ હોય તેવાં માણસો જ ગામ સાચવતા બેઠાં હોય. અમે 'ટેગુડી' ગામમાં ગયા. તેની મૂળ વસ્તી તો પાંચ હજારની, પણ અમે ગયા ત્યારે તો ત્યાં પૂરા પાંચસો માણસો પણ ન હતાં.

ગામના રસ્તાઓ, શેરીઓ, ખેતરો વગેરે બધું જ જલમય બની જાય છે. આથી ત્યાંનાં લોકોને પારાવાર નુકસાન થાય છે. આપણે ત્યાં વરસાદ ન હોવાને કારણે દુકાળ આવે છે, જ્યારે અહીં એથી ઊલટું જ બને છે-ખૂબ વરસાદને કારણે દુકાળ આવે છે.

આ જલગ્રામમાં એક ઘરેથી બીજે ઘરે જવા માટે હોડીમાં જ બેસવું પડે. એક ગામથી નજીકના બીજા ગામમાં પણ હોડીમાં બેસીને જ જવાય. ચોમાસામાં આપણે ત્યાં જેમ સર્વત્ર લીલું ઘાસ છવાઈ જાય છે, તેમ અહીં પણ એક પ્રકારની લીલી વનસ્પતિ પાણીમાં ઊગી નીકળે છે, જેને તેઓ 'કોચુરી' કહે છે. જ્યાં જુઓ ત્યાં આ કોચુરી જ કોચુરી છવાયેલી દેખાય. હોડીએ આ 'કોચુરી'માં થઈને માર્ગ કરવો પડે. અજાણ્યો માણસ તો જરૂર આને જમીન માની લેવાની ભૂલ કરે.

*

અમે ઢાકાથી નારાયણગંજ ગયા. આ સ્થળનું પણ ઐતિહાસિક મહત્ત્વ ખૂબ જ છે. ત્યાંનો જલદુર્ગ ઘણો વિખ્યાત છે. અત્યારે તો તેના ખંડિયેર જ જોવા મળે.

નારાયણગંજથી ગોવાલંદા સ્ટીમરમાં જવાની એક અનેરી મઝા છે. નારાયણગંજ મોટું બંદર હોય એમ જ લાગે. કેટલીએ મોટી મોટી સ્ટીમરો, વહાણો લાંગરેલાં પડયાં હોય. કોઈ સ્ટીમર ઊપડવાની તૈયારી કરતી હોય, તો કોઇ સ્ટીમર બંદરમાં પ્રવેશની હોય. વહાણોમાં માલ ભરાતો હોય. બંદર પર મુસાફરોની ઠઠ જામી હોય. આમ સમગ્ર દૃશ્ય એક ધીંધાટિયા બંદરનો ખ્યાલ આપે.

બપોરના બે વાગે અમારી સ્ટીમરે લંગર ઉપાડયું. માણસો તો ઠાંસોઠાંસ ભરેલા, તેમાં પણ અમે માંડ માંડ જગ્યા મેળવી, નિરાંત કરી બેઠા.

નાના નાના મછવાઓ, પોતાના નાના સફેદ સઢ ફફડાવતા અમને વળાવવા ક્યાંય સુધી આવ્યા. સ્ટીમર બંદરથી ઘણે દૂર નીકળી ગયેલી. હજુ નારાયણગંજ ઝાંખું ઝાંખુ દેખાતું હતું થોડી વારે તે દેખાતુ અદૃશ્ય થયું.

સમુદ્રનો પ્રવાસ તો ઘણીવાર અને ઘણે લાંબે સુધીનો કર્યો છે. તેની મઝા જુદી છે, અને નદીમાં પ્રવાસ કરવાની મઝા કંઈક ઓર છે. સમુદ્ર પર હોઇએ ત્યારે માત્ર ઉપર આકાશ અને નીચે પાણી સિવાય ક્યાંય નાખી નજર ન પહોંચે-જાણે અનંતતાના મહાસાગરમાં તરતા ન હોઇએ! જ્યારે નદી પરના પ્રવાસમાં તો એવું કશું નહિ. બન્ને કાંઠા દૃષ્ટિથી બહુ દૂર ન હોય, થોડે દૂર જઇએ એટલે કિનારા

પરનાં નાનાંનાનાં ગામડાંઓ દેખાય. સમુદ્રનાં ઘૂઘવતાં મોજાંનો અવાજ ક્યાં? અને નદીનો શાંત-સૌમ્ય પ્રવાહ ક્યાં? બન્નેની તુલના કરવી મુશ્કેલ છે. છતાં જાણે નદીનો પ્રવાસ વધારે આહ્‌લાદક લાગે છે.

બ્રહ્મપુત્રાનો આ પ્રવાસ યાદ કરું છું, ત્યારે મારાં જૂનાં સ્મરણો તાજાં થાય છે. કાશ્મીરમાં જેલમની રખડપટ્ટી, ગુજરાતમાં ચાણોદથી સુરપાણ સુધીનો નર્મદાનો આહ્‌લાદક પ્રવાસ, અને આમ બીજા અનેક પ્રવાસો એક સાથે દૃષ્ટિ સમીપ ખડા થાય છે. એની યાદથી આ પ્રવાસની મઝા અનેક ગણી વધે છે.

બ્રહ્મપુત્રાને માર્ગમાં કેટલીયે નાનીમોટી બહેનપણીઓ મળે છે. જ્યાં આગળ જે બહેન મળે, તેટલા ભાગમાં થોડે સુધી તેના નામે જ ઓળખાય છે. પ્રથમ તો 'શીતલેખા' મળે છે. એ તો બાળક શી રમતિયાળ છે, તેની સાથે સ્ટીમર પણ રમતિયાળ બની જાય છે. પછી આવે છે 'ધવલેશ્વરી.' એ તો ખૂબ શરમાળ, બ્રહ્મપુત્રાને ક્યારે મળી ગઈ, એની પણ જાણ કોઈને થવા ના દે. સ્ટીમર પણ આ શાંત જલમાં નાચતી નાચતી આગળ ધપતી. ક્યાંય કિનારો ખૂબ નજીક આવી જતો લાગે, તો ક્યાંય વળી દૂર દૂર દોડી જતો લાગે.

પોતાનું આગમન સૂચવતી હોય તેમ સ્ટીમરે ભૂંગળું વગાડ્યું. ગામ નજીક આવતું દેખાતું હતું. નાનાંનાનાં હોડકાંઓ અને મછવાઓ સામા સત્કારવા આવ્યાં. થોડીવારે 'મુનશીગંજ' આવ્યું. મીઠાઈ પર થોડીવારમાં જેમ માખીઓ બાઝી પડે, અને ગણગણાટ શરૂ કરી દે, તેમ સ્ટીમર પહોંચતાં જ નાનામોટા મછવાઓ સ્ટીમરને બાઝી પડ્યા અને ઘોંઘાટ મચાવી દીધો. અને કંઈ ગળપણની ગંધથી જેમ કીડીઓ ઉભરાવા માંડે, તેમ સ્ટીમર લાંગરી કે તુરત માણસો ઉભરાવા લાગ્યાં. ખાવાની ભાતભાતની ચીજો — મીઠાઈ, ફળ, શાક, દૂધ, દહીં વગેરે લઈને વેચનારા ઊભી ગયા, જાણે નાનું સરખું બજાર! માખીઓનો બણબણાટ અને લોકોનો લેવડદેવડનો ઘોંઘાટ.

ફરી સ્ટીમરે ભૂંગળું વગાડ્યું, બધો વિનિમય પૂરો થઈ ગયો, અને મીઠાઈ પરની માખી કે કીડીઓ જેમ મીઠાઈ લઈ લઈને પછી પાછી ભાગવા માંડે તેમ સૌ લોકો વિખરાવા માંડ્યા. અને ફરી સ્ટીમર ચાલવા માંડી. 'મુનશીગંજ' અદૃશ્ય થયું.

આગળ ગયા ત્યાં 'પદ્મા'માં પ્રવેશ્યા. કુદરતનું ખરું કાવ્ય તો જાણે અહીં જ વહેતું હોય એમ પદ્માને જોયા પછી લાગ્યા વિના ન રહે. પદ્માની મસ્તીએ સ્ટીમરને ડોલાવી. અહીં પદ્મા યૌવનવતી દીસે છે, અને એની યૌવનની મસ્તીમાં જ બ્રહ્મપુત્રાને મળે છે, અને એકમેક થઈ વહેવા માંડે છે. એ અહીં પદ્માને નામે જ ઓળખાય છે.

પદ્મા જ્યાંથી વિદાય લે છે, ત્યાંથી ધીર ગંભીર 'મેઘના' શરૂ થાય છે. તેમાં પ્રવેશીએ ત્યારે ઘડીભર તો આશ્ચર્યથી દિંગ જ થઈ જઈએ, અને પ્રશ્ન થાયઃ "આ તે નદી કે સમુદ્ર?" જો નદી જ હોય તો આ દરિયા જેવાં મોજાં ક્યાંથી? નદીનો કિનારો ક્યાં! પણ ખરેખર એ તો નદી જ છે. તેનો પટ તેર માઇલ પહોળો છે. પછી તેનો કિનારો ક્યાંથી દેખાય!

વળી સ્ટીમરે ભૂંગળું વગાડ્યું. બંદર આવ્યું. હોડીઓની દોડાદોડ, અને લોકોનાં ટોળેટોળાં ઉમટવા લાગ્યાં. ફરીથી પહેલાંનો શોરબકોર શરૂ થઈ ગયો. "બાબુજી, રસગુલા, પાંતુઆ, શીંઘાડા, નમકી-ક્યા ચાહીએ?" વળી બીજી બૂમ સંભળાય "બાબુજી! દૂધ, દહીં લેગે?" અને આવી તો અનેક બૂમો સંભળાતી અને ડૂબી જતી. અનેક મુસાફરોએ ખરીદ્યું અને સ્ટીમર ઉપડી

સૂર્ય ધીમે ધીમે પશ્ચિમમાં સરકતો જતો હતો. અમે સૂર્યની શોભા નિહાળવા સ્ટીમરના આગલા ભાગ પર ગયા. સ્ટીમર જોશભેર પાણી કાપતી, અનેક મોજાંઓ ઉત્પન્ન કરતી આગળ ને આગળ ધપતી જતી હતી, અને પાછળ એક લાંબો પટો પાથરતી જતી હતી. જમીનની એક ઝીણી અને લાંબી કિનાર દેખાઈ, તેના પરનાં નાનાં ઝૂંપડાં અને થોડાં વૃક્ષો પણ દેખાયાં. તે કિનારની પાછળ પણ નદી જ વહેતી હતી. એટલે

આ કિનારો તે કોઈ ટાપુનો જ હોવો જોઈએ. નદીના બીજા કિનારા પર કેટલાં યે ઘરો, પાદરેથી પાછા ફરતાં ઢોર, મોડી મોડી પાણી ભરી જતી પનિહારીઓ, નદીની રેતમાં આળોટતાં, ખેલતાં કૂદતાં બાળકો દેખાયાં. સ્ટીમર ત્યાં જ લાંગરી. પેલી બાજુની ઝીણી કિનાર પાછળ સૂર્ય ડૂબવા લાગ્યો. ક્ષિતિજ સુવર્ણ રંગે રંગાયું. સૂર્ય નદીના અફાટ જલમાં ક્યાંય અદશ્ય થઈ ગયો, અને છેલ્લે સંધ્યાએ પણ રંગ વેર્યા. અને પછી ધીમે ધીમે સર્વત્ર અંધકાર વ્યાપી ગયો.

રાત્રે લગભગ સાડા દસે સ્ટીમર 'ગોવાલંદા ઘાટ' પર જઈ અટકી. અહીં જ ગંગા અને બ્રહ્મપુત્રાનો અદ્દભુત સંગમ થાય છે. બે મહાન નદીઓ અહીં એકબીજીને ભેટી પડે છે. આ બન્ને સખીઓ એકબીજીને ભેટતી હશે ત્યારે કેવી લાગતી હશે! રાત્રી હોવાને કારણે અમે કંઈ જોઈ ન શક્યા. બન્નેના સંગમ પછી ગંગા મૈયા આગળ જતી જતી અનેક મુખે સાગરને મળે છે.

ગોવાલંદાથી ફરી ગાડીની મુસાફરી શરૂ થાય તે કલકત્તા પહોંચીએ ત્યારે પૂરી થાય. બ્રહ્મપુત્રાની છેલ્લી વિદાય લીધી. આસામથી તે અહીં ગોવાલંદા સુધી બ્રહ્મપુત્રાને અનેક સ્વરૂપે નિહાળી. હવે ગોવાલંદાથી આગળ તેનું કેવું રૂપ છે તે વળી ક્યારેક જોઈશું.

'પ્રવાસી'

卐

## નમાયું

ક્રિયા પતાવી સઘળી, સ્મશાનથી
બાપુ વળ્યા ઘેર બપોર ટાણે,
ત્યાં બારી પાસે નિજ બાલુડાને
વિચારમાં લીન ઉભેલું ભાળી
હેતાળ એ હૈયું ભરાઇ આવ્યું:
ને દોડીને બાલુડું એ નમાયું
ચૂમ્યું લઇ છાતી સમાણું એમણે!

•

"બાપુ," ઘડી વાર રહી શિશુએ
પૂછયું : "મને આમ મૂકી અકેલું
ચાલી ગઈ બા મુજ ક્યાં અચિંતી?"
"બા તારી, બેટા, ગઇ આમ, સ્વર્ગે"
બાપુજીએ આભ ભણી બતાવતાં
હૈયે ઉઠયું ડૂસકું ભાર્યું હૈયે.

•

રડી રડી અંતર ભાર ઓછો
થયો જરી, સંસ્મરણો જગાડી
ઊંડી શમી અંતર ગૂઢ વેદના;
ને થાકથી લોથ થએલ અંગો
ઢળી પડ્યાં બાપુજીનાં પથારીમાં.
નિદ્રા તણા પ્રેમળ સ્પર્શ માત્રે
સંભારણાં સ્વપ્ન મીઠાં બની ગયાં।

•

જાગી ઉઠયું બાળક નીંદમાંથી,
માતા ન દીઠી પડખે સૂતેલી;
ને ઊઠીને બેઠું થઇ સફાળું
દોડી ગયું બાવરું બારી પાસે:
ગાજી રહી માઝમ રાત બારે,
ત્યાં માંડીને મીટ અનંત વ્યોમે
એ ક્યાંય સુધી હતું ત્યાંનું ત્યાં જ
ઊભું રહ્યું શૂન્યમનસ્ક જેવું :
"ઓ! સ્વર્ગ ક્યાં? મારગ એ બતાવો!"
બેબાકળું અંતર બાલુડાનું
વ્હેતો મૂકે પ્રશ્ન અનંતમાં આ.
ના ક્યાંયથી ઉત્તર કિન્તુ આવે,
ને બાવરી માત સમી વિભાવરી
સારી રહે તારક અશ્રુ ઊનાં!*

મોહન ઠક્કર

•

* સૂચિત

# વૃત્રઘ્ન

"ભગવાન, હવે તો હું ય થાક્યો. આ વૃત્ર તો મરે એમ લાગતું નથી. એ તો રોજ ને રોજ, વધુ ને વધુ બળવાન બનતો જતો દેખાય છે. હવે તો આપ જ એને મારવાનો રસ્તો બતાવો અથવા તો મારા માથેથી આ સ્વર્ગના રાજ્યનો બોજો ઉઠાવી લો." વૃત્રાસુર સાથેની લડાઈમાં હાર ઉપર હાર થતાં નિરાશ બની ઈંદ્રે વિષ્ણુ ભગવાનને કહ્યું.

"સુરપતિ, તમે આમ નાહિંમત બનશો તો પછી થશે શું?" વિષ્ણુ ભગવાન બોલ્યા.

"હું તે સુરપતિ કે સુરોનો રખવાળ? જ્યારે જ્યારે કોઈ અધર્મીનો નાશ કરવાનો હોય ત્યારે સહુ મને આગળ કરે; હું એકલો તે કેટલાકને પહોંચું?" સુરપતિ આજે પૂરેપૂરા નિરાશ બન્યા હતા.

"તમે એકલા કેમ છો? બધા દેવો તમારી પાછળ જ છે ને!"

"આપે બરાબર કહ્યું. એ બધા મારી પાછળ જ છે એ હું ક્યાં નાકબૂલ કરું છું? પરંતુ. જ્યારે લડાઈનો વખત આવે છે ત્યારે એ બધા, આ આગળ કરેલાને ભૂલી, કોણ જાણે ક્યાંય જતા રહે છે? પછી હું એકલો શું કરું. મરું?"

"પોતાના હાથ નીચેનાંની રક્ષા ખાતર, વખત આવે, એના માલેકે તો મરવું ય પડે!"

"ભગવાન, મારે નથી જોઈતું એવું સુરપતિપણું! આ છત્ર અને આ ચામર—સર્વે આપના ચરણે મૂકી આપને પ્રાર્થું છું કે કૃપા કરીને આપ મને મારી પદવીએથી છૂટો કરો. હું સામાન્ય કોટી દેવતાઓમાં ભલે ભળી જતો! પરંતુ એથી શાંતિથી જીવી તો શકાશે ને!"

"હા!" ભગવાન વિષ્ણુ અર્થગંભીર હસ્યા.

"હું સાચું જ કહું છું, મહારાજ! મારે હવે શાંતિથી જીવવું છે. મને મારી પદવીએથી છૂટો કરો." સુરપતિએ તો પોતાનો કક્કો જ ઘૂંટવા માંડ્યો.

વિષ્ણુ ભગવાન ગંભીર થઈને બોલ્યાઃ "જાઓ, જાઓ; સુરપતિ! તમે વળી આટલા બધા નિરાશ થતાં ક્યારથી શીખ્યા? નિરાશ બનવું તમને શોભે ખરું? જાઓ, વૃત્રની સાથે સંધિ કરી લો."

"હેં! હેં!! સંધિ?... વૃત્રની સાથે સંધિ! અને એ, સધિ કરવા કબૂલ થશે?" ઈંદ્રના મુખ ઉપર ઉકળાટ હતો.

"હા. એ કબૂલ થશે. જાઓ." વિષ્ણુ ભગવાન બોલ્યા.

—અને ત્રૈલોક્યપતિની આજ્ઞા માથે ચડાવી સુરપતિ ત્યાંથી ચાલી ગયા.

## ૨

એક ઊંચા આસન ઉપર મહર્ષિ બેઠા છે. સામે ઈંદ્ર અને બીજા મુખ્ય મુખ્ય દેવો બેઠા છે. ઈંદ્રની જોડે વૃત્ર એના સાથીદારો સાથે બેઠેલો છે. ભગવાન વિષ્ણુની આજ્ઞા પ્રમાણે સુલેહ માટે સુરપતિએ મોકલેલા કહેણનો વૃત્રે જવાબ વાળ્યો છે કે "જો મહર્ષિઓ વચ્ચે દરમિયાનગીરી કરે તો હું સુલેહ કરવા તૈયાર છું." આ ઉપરથી બધા આજે સંધિ કરવા એકઠા થયા છે.

"પરંતુ," વૃત્ર બોલ્યો, "જો મારી એક શરત ઈંદ્રને મંજૂર હોય તો જ હું સંધિ કરવા તૈયાર છું. મારી શરત એ છે કે 'દિવસે અથવા રાત્રે, સૂકા અથવા ભીના તથા ખલા કે હથિયારથી ઈંદ્ર મને ન મારવાનું વચન આપે.' મારે ઈંદ્રની બધી શરતો સ્વીકાર્ય છે."

મહર્ષિઓએ ઇંદ્ર સામે જોયું. શો જવાબ

આપવો તે ઇંદ્રને સૂઝયું નહિ. "આવું છું, હોં!" કહી, ઝડપથી ઊઠી એ તો ગયા ભગવાન વિષ્ણુ પાસે.

જઈને કહ્યું: "મહારાજ, વૃત્ર તો અશક્ય શરત રજુ કરે છે. એની શરત એ છે કે 'દિવસે અથવા રાત્રે, સૂકા અથવા ભીના તણખલા કે હથિયારથી ઇંદ્ર મને ન મારવાનું વચન આપે.' જો હું આ કબૂલ કરું તો જ તે સંધિ તૈયાર થાય."

"એ જે કહે તે કબૂલ કરો. એના મૃત્યુનો દિવસ દૂર નથી. એનું મૃત્યુ તમારા હાથે જ નિર્માયેલું છે."

"મારા હાથે એનું મૃત્યુ? તો તો પછી હું વચનભંગ થાઉં, મહારાજ!"

"એમ નહિ બને. વચલો માર્ગ સૂઝી જ આવશે."

—અને વિષ્ણુ ભગવાન પાસેથી બધાની વચ્ચે આવીને એ બોલ્યા: "મહર્ષિઓ! મારા એકાએક ચાલ્યા જવાથી આપને જો કાંઈ ખોટું લાગ્યું હોય તો માફ કરજો. પરંતુ મારે ગયા વિના છૂટકો જ નહતો. અસુરપતિની શરત ઉપર વિચાર કરતાં મને લાગે છે કે જો સુલેહ કરવી જ હોય તો પછી એ શરત પાળવી એ મુશ્કેલ નથી. મારે એ શરત મંજૂર છે."

બીજાને તો કાંઈ વાંધો હતો જ નહિ. વૃત્ર અને ઇંદ્ર વચ્ચે સુલેહ થઈ ગઈ. બધા મહર્ષિઓ પોતપોતાના સ્થળે ઊપડી ગયા.

૩

સંધ્યાનો સમય હતો. સમુદ્ર તોફાને ચડ્યો હતો. એનાં પર્વત જેવડાં ઊંચાં મોજાં કિનારા સાથે અથડાઈને ફીણના ઢગલે ઢગલા ઉત્પન્ન કરતાં હતાં. અને સંધ્યા, પોતાના રંગો પૂરી એ બધાંને અવનવા રંગે રંગવાની કોશીશ કરી રહી હતી.

પ્રકૃતિલીલા જોવા નીકળેલા સુરપતિ ફરતા ફરતા અહીં આવી ચડ્યા. આજુબાજુ નજર કરતાં તેમણે સુંદર પાસાદાર અને ચળકતી દરિયાની રેતી ઉપર થોડેક દૂર એક આકૃતિ પડેલી જોઈ. પાસે જઈને જુએ તો વૃત્ર!

વૃત્ર તો દરિયાની ઠંડી રેતીમાં સૂઈ ગયો હતો. પરંતુ તેને જોતાં જ અત્યાર સુધી ખૂણેખોચરે ભરાઈ રહેલી જૂની વૈરવૃત્તિ સુરપતિના હૃદયમાં રમણ કરવા લાગી. એમનું હૃદય વૈરવૃત્તિથી ભરાઈ ગયું.

"અહા! કેવી સુંદર સંધ્યા છે!" એમને વિચાર આવ્યો: "નથી રાત કે નથી દિવસ......પરંતુ એની તો બીજી ય શરત છે: ભીના કે સૂકા તણખલા કે હથિયારથી પણ એને ન મારવો......શું કરવું?"

એમની નજર સમુદ્ર તરફ ગઈ. પાણીનાં મોજાં કિનારા સાથે અથડાઈ અથડાઈને ફીણના ઢગલેઢગલા ભેગા થયા હતા. ફીણને જોતાં જ એમને યાદ આવ્યું:

"આ ફીણ તો નથી ભીનું તેમ જ નથી સૂકું; નથી તણખલું કે નથી હથિયાર! લાવને આ વજ્રને એ ફીણથી લપેટી લઉં! પછી એ કાંઈ ઓછું જ વજ્ર છે? એ તો ફીણ છે!" અને એમ વિચારી વજ્રને ફીણથી લપેટી લીધું અને મનને જેમ તેમ મનાવી, એ 'ફીણ'નું વજ્ર વૃત્રને માર્યું.

કહેવાય છે કે એ વખતે ખુદ વિષ્ણુ ભગવાને એમાં વાસ કર્યો હતો.

આમ અસાવધ વૃત્ર મરાયો.

—અને ત્યારથી ઇંદ્રના નામમાં એકનો ઉમેરો થયો: વૃત્રઘ્ન.

કાન્તિલાલ મો. ગાંધી

☆

## ભૂતસંગમ

(અનુષ્ટુપ)

મહાસાગર માંહી બે લાકડાં ક્યાંકથી મળે
મળીને અળગાં થાયે તેવો છે ભૂતસંગમ.

—સંસ્કૃત સુભાષિત.

તનસુખ ભટ્ટ

# એક પત્ર

વિલેપારલે
તા. ૧૩-૧૨-૩૯

પ્રિય કિશોર,

તારો પત્ર મળ્યો. તેં તો હમણાં હમણાં કંઈ ખૂબ વાંચવા માંડ્યું છે ને શું! ઠેઠ બે મહિને ભાઈને પત્ર લખવા ફુરસદ મળી? બા લખે છે કે કિશોર જ્યારે જુઓ ત્યારે કંઈ ને કંઈ વાંચતો જ હોય. છેલ્લા કેટલાક માસથી હું ય જોઉં છું કે તારી સાહિત્ય-સેવનની ભૂખ ઠીક ઠીક ઊઘડવા માંડી છે. અત્યાર લગી તો હું તને એ વિષે કશું લખતો નો'તો, પણ જ્યારે મેં બાના છેલ્લા પત્રમાંથી જાણ્યું કે તું હવે વાર્તાઓ અને કવિતાઓ વાંચવા લખવા પાછળ જ દિવસનો મોટો ભાગ ગાળે છે, અને અભ્યાસ તરફ પણ વધુ ને વધુ બેદરકાર બનતો જાય છે, ત્યારે તને સૂચન રૂપે બેએક શબ્દો કહેવાની ઇચ્છા થઈ આવે છે.

ગયા બુધવારે અહીંની શ્રીમતી ગો. પૂ. પી. હાઈસ્કૂલના વિદ્યાર્થીઓએ શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટનું એક વ્યાખ્યાન યોજ્યું હતું. વિષય હતોઃ 'વિદ્યાર્થીઓ અને સાહિત્ય.' કોલેજેથી તે દિવસે કંઈક વહેલો છૂટેલો. એટલે આ વાતની ખબર મળતાં જ હું ઉપડ્યો. એ આખું ય વ્યાખ્યાન મને એટલું તો મનનીય અને તલસ્પર્શી લાગ્યું કે લઘુલિપિ જાણતો હોત તો એ અક્ષરશઃ ઉતારી લીધું હોત! વ્યાખ્યાન દરમ્યાન ટપકાવી લીધેલ ટૂંક નોંધ પરથી એનો સાર તને લખી મોકલું છું—મારી જેમ તને પણ એમાંથી કંઈ ને કંઈ શીખવાનુ મળી રહેશે એવી આશાથી.

આપણા સમસ્ત જીવનમાં વિદ્યાર્થી અવસ્થા ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ કાળ દરમ્યાન જ આપણે આપણી જીવનયાત્રાનું ભાથું બાંધી લેવાનું હોઈ, એ અમૂલ્ય કાળ દરમ્યાન આપણે સેવેલાં સ્વપ્નાં, કેળવેલી ભાવનાઓ, અને મેળવેલા સંસ્કારો માટે પૂરતી કાળજી રાખવાની જરૂર છે. આપણામાં એક કહેવત છે કે "મારે પોષ ને જેઠને દે દોષ." એટલે કે, શિયાળામાં જ્યારે સ્વાભાવિક રીતે જ આપણી ભૂખ ઊઘડતી હોય અને પાચનશક્તિ ખીલતી હોય ત્યારે આપણે બને તેટલાં વધુ પોષક તત્ત્વો ન લઈએ, અને પછી ચારછ મહિને શરીરમાં નબળાઈ લાગે કે માંદા પડીએ ત્યારે વાંક કાઢીએ ઉનાળાનો! આપણા જીવનના શીતકાલ સમા વિદ્યાર્થીકાલમાં આપણે જીવનપોષક તત્ત્વો પૂરતા પ્રમાણમાં લેવાં જોઈએ. સાહિત્યસેવનમાંથી આપણે એ આવશ્યક તત્ત્વો મેળવવાનાં છે. ઉચ્ચ આદર્શ અને ઉદાત્ત ભાવનાઓ જ આપણા જીવનને ઉદાત્ત બનાવી શકે. વિદ્યાર્થીકાલમાં સંચી રાખેલું ભાવનાબળ જ આપણું ભાવિ ઘડી રહે છે.

આ કળ (= યંત્ર) યુગમાં પુસ્તકો તો ઢગલાબંધ બહાર પડતાં રહે છે; પણ એ બધાં જ કંઈ આપણે વાંચી ન શકીએ; વાંચવાની જરૂરે નથી. આપણે તો પોષક તત્ત્વો મળે એવાં શિષ્ટ અને ઉચ્ચ કોટિનાં સત્ત્વશાલી પુસ્તકો વાંચવાનો જ આગ્રહ કેળવતા થવું ઘટે. આપણે કેવળ આનંદ ખાતર, કે કાળક્ષેપ કરવાના આશયથી પુસ્તકો ન વાંચીએ; આપણે જે કંઈ વાંચીએ એની પાછળ અમુક ધ્યેય હોય, ચોક્કસ હેતુ હોય. આપણે તો રાત થોડી ને વેશ ઝાઝા! આ ટૂંકા વિદ્યાર્થીકાલમાં આપણે ઘણું ઘણું શીખી શકીએ. આના અમૂલ્ય સમયને કેવળ રંજનાર્થે વેડફી નાખવાનું આપણને શે ં પોસાય?

હાથ ચડ્યું એ પુસ્તક વાંચી કાઢવું એનો કશો અર્થ નથી. આપણે રહ્યા વિદ્યાર્થીઃ અભ્યાસ એ આપણો ધર્મ. આ અભ્યાસમાંથીસ્તો આપણે આપણી જીવનયાત્રા માટેનું પાથેય બાંધવાનું છે ને! વાચનની પણ કોઈ યોજના હોય, પદ્ધતિ હોય. આને માટે ઐતિહાસિક પદ્ધતિ સૌથી વધુ ફાયદાકારક લાગે છે. આપણે સાહિત્યના એક પ્રકારનો અભ્યાસ કરવા

ઇચ્છીએ છીએ ધારો કે આપણે નવલિકા સાહિત્ય વાચવુ છે તો આપણે સૌથી પહેલી લખાએલી-પ્રસિદ્ધ થએલી નવલિકાથી શરૂ કરી, અનુક્રમે એક પછી એક એમ વાચવી. મનફાવે તેમ વાચવાથી આપણને એ સાહિત્યપ્રકારના ઇતિહાસ અને વિકાસનો સ્પષ્ટ ખ્યાલ ન આવી શકે, એનુ સ્વરૂપ બરોબર ન સમજાય. એ જ રીતે અમુક લેખકની કૃતિઓનો અભ્યાસ કરતા એ લેખકની શૈલી અને હથોટીનો વિકાસ આપણે આંકી શકીએ

સામાન્ય રીતે આપણે હળવુ સાહિત્ય જ વધારે વાચીએ છીએ નવલિકાઓ અને નવલકથાઓ વાચવી ગમે એટલી નિબધિકાઓ વાચવી સહેજે નથી ગમતી આપણે ધીમે ધીમે હળવા સાહિત્ય ઉપરાત જીવન ચરિત્રો, ઇતિહાસ, રાજકારણ, વિજ્ઞાન, ઇત્યાદિના પુસ્તકો પણ વચવાની ટેવ પાડવી જોઈએ બીજુ કશુ કામ ન હોય, અને સમય કેમ ગાળવો એ જ જેમને સૂઝતું ન હોય એવી એશકુ આળસુ શેઠાણીઓ માટે જ એ નવલિકા નવલકથા છે રહ્યા!

વળી આપણે જે કઈ વાચીએ એની નોધ રાખીએ અમુક પુસ્તક આપણને કેવુ લાગ્યુ, એમા કોઈ ખામી જણાઈ? એ વાચતા આપણા હૃદયમા, આપણા મનમા શા શા ભાવો ને વિચારો તરગો ઊઠયા, એ બધુ એક નોધપોથીમા ટપકાવી લેવાની ટેવ કેળવવી. આથી બે લાભ થાય છે એક તો આપણે આપણા વિચારો અને ભાવો સુરેખ રીતે શબ્દોમા વ્યક્ત કરતા શીખીએ છીએ, અને બીજુ અમુક અમુક સમયમા અમુક અમુક પુસ્તકોએ આપણા મન પર શી છાપ પાડી એની નોધ રહે છે

આ તો થઈ માત્ર સાહિત્યવાચનની વાત, પણ સાહિત્ય વાચતા વાચતા ક્યારેક આપણને સાહિત્ય સર્જવાના અભિલાષો જાગે છે, અને પરિણામે આપણે એકાદ નાના કાવ્યમા કે ટૂકી વાર્તામા આપણી કલ્પનાઓ, ભાવનાઓ અને લાગણીઓને બહલાવવા મથીએ છીએ શાળામાથી નીકળતા કોઈ હસ્ત લિખિતમા આપણી એ કવિતા કે વાર્તા પ્રસિદ્ધ પણ થાય છે, ને આપણે પોતાને મહાન લેખકોની હરોળમા મૂકી દઈએ છીએ! અગ્રગણ્ય માસિક પત્રોમા આગવે પાને ઝળકવાના કોડ જાગે છે અને પ્રસિદ્ધિનો આ મોહ આપણામા 'હળદરને ગાઠીએ ગાધી' થઈ બેસવાની હીન વૃત્તિને ઉશ્કેરે છે આપણે પોતાને સિદ્ધહસ્ત માની આપણો વિકાસ હાથે કરીને રૂધીએ છીએ

સાહિત્યસેવાના કોડ જાગે એમા કઈ ખોટુ નથી પણ સાહિત્યસેવા પણ એકનિષ્ઠા અને ઉપાસના માગી લે છે એ ભુલાવુ ન જોઈએ અનેક ઉદ્વેગ અને ઉદાવ્યાયામ કર્યા પછી એકાદ સુદર કવિતા લખવા બડભાગી થવાય છે એની આપણને તો ત્યારે જાણ ક્યાથી હોય! આપણે તો ધૂન આવતા કઈક લખી માર્યું કે વહેલી તકે કોઈ જાણીતા સામયિકમા પ્રસિદ્ધ થવા મોકલી આપવા અધીરા થઈ જઈએ છીએ

અને છેવટે સૌથી અગત્યની એક વાત સાહિત્ય સેવનની પાછળ આપણે એટલા બધા રચ્યાપચ્યા તો ન જ રહીએ કે જેથી વર્ષાંતે પરીક્ષામા નપાસ થવા વારો આવે ઇતર વાચનમા શાળાનો અભ્યાસ ન લથડી પડે એની ખાસ કાળજી રાખવી ઘટે

તારે શુ વાચવુ ને કેમ વાચવુ એ તે પુછ્યુ હતુ ને? તારા એ બને પ્રશ્નોના ઉત્તર આ નોધમાથી મળી રહેશે, અને જ્યાં તને કઈ મૂઝવણ હોય કઈ ન સમજાતુ હોય તો મને પૂછજે—હુ એનુ સમાધાન કરવા બનતો પ્રયત્ન કરીશ

આવતી આવીસમીએ તો તારી વર્ષગાઠ ખરુ? આ સાથે જુલે વર્નનુ 'સાહસિકોની સૃષ્ટિ' મોકલુ છુ ભેટ તને એ પૂરુ જ ગમશે એની મને ખાત્રી છે તારી શાળાના પુસ્તકાલયમાથી આ જ લેખકના બીજા પુસ્તકો મેળવીને વાચી જોજે, ત્યાં ન મળે તો આપણા પાડોશી વસતભાઈને ત્યા તપાસ કરજે

આ વખતના 'કર્ણધાર' માટે કઈ લખી રાખ્યુ હોય તો મોકલી આપજે હુ નાતાલની રજા એમા એકાદ આટો ત્યા આવી જાઉ કદાચ. તારે કઈ મગાવવુ કરવુ હોય તો લખજે

બાપુને મારા પ્રણામ કહેજે એજ.

લિ૦
મોટાભાઈના
આશીષ

# સ્મૃતિ

**રાવબહાદુર** જીવણલાલ સેઠી પુરાણી ઈમારતોના ખોદકામ માટે કાશ્મીર રાજ્ય દ્વારા પુરાતત્ત્વ અનુસંધાન વિભાગના અમલદાર તરીકે નિયુક્ત થઈને શ્રીનગર જઈ રહ્યા હતા. એમનાં પત્ની શ્રીમતી સેઠી સિયાલકોટમાં પોતાનો નવો બંગલો બનાવવાના કામમાં રોકાઈ રહેવાને કારણે એમની સાથે આવી શક્યાં નહતાં.

જમ્મુથી નીકળતી વખતે રાવબહાદુરને ચોક્કસ કહેવામાં આવ્યું હતું કે આજ રાત્રે જ આપ બુનાલ પહોંચી જશો; પરંતુ રામબન જ હજુ તો કેટલાક માઈલ દૂર હતું ત્યાં તો ખબર મળ્યા કે વરસાદને લીધે આગળની લગભગ દશ માઈલ સુધીની સડક ખરાબ થઈ ગઈ છે. આ કારણથી જમ્મુ સુધી આવનારી બધી મોટરો રામબનમાં જ અટકી પડી છે.

ડાક બંગલામાં ક્યાંય જગ્યા ન હોવાને કારણે સેઠીસાહેબને અનિચ્છાપૂર્વક પણ ત્યાં જ એક કાચા પાકા — જેવા તેવા મકાનમાં આશ્રય લેવાની ફરજ પડી. સાથેના નોકરે બીજા બેત્રણ પહાડી મજૂરોને બોલાવી મોટરમાંથી સૂટકેસ, બેડીંગ વગેરે સર્વ સામાન લઈને ઓરડો સાફ કરી ગોઠવી દીધો અને જગ્યા સૂવા લાયક બનાવી.

પહાડી પ્રદેશમાં સૂર્ય જલદીથી આથમી જાય છે. હજુ તો પાંચ જ વાગ્યા હતા ત્યાં તો સામેના પર્વતનું શિખર સંધ્યાના રંગમાં ઝળઝળી ઊઠ્યું.

ચંદ્રભાગા પડાવથી લગભગ બસો ફૂટ નીચે રહીને વહી જતી હતી. ઊંચાં ઊંચાં ઝાડો વચ્ચે થઈને ત્યાં સુધી પહોંચતી પગદંડી ઉપર, માથા ઉપર પિત્તળનાં બેડાં રાખી જતી આવતી પહાડી ગ્રામ કન્યકાઓ દેખાતી હતી.

ચોગાનમાં જૂના જમાનાની એક લોઢાની ખુરસી ઉપર બેઠા બેઠા રાવબહાદુર ફાઈલો ઉથલાવવા લાગ્યા. પરંતુ આજે વખતે મન લખવા-વાંચવામાં નથી પરોવાતું. સંધ્યાના સોનેરી અને ઝાંખા પ્રકાશમાં દૂર દૂરનાં વૃક્ષો જાણે કે સજીવ મૂર્તિઓનો આકાર ધારણ કરતાં હોય તેમ લાગે છે, અને જાણે અજાણે મનમાં ક્યાં ક્યાંની કલ્પનાઓ આવવા લાગે છે.

સામેની પગદંડી ઉપરથી કેટલીક સ્ત્રીઓ ઘડામાં ચંદ્રભાગાનું જળ લઈને આવી રહી હતી — કોઈ વૃદ્ધ તો કોઈ તરુણી તો કોઈ કિશોરી. વધતા જતા અંધકારમાં સ્પષ્ટપણે કાંઈ દેખાય તેમ ન હતું. ધીરે ધીરે બધી સ્ત્રીઓ ચાલી ગઈ; દુઃખના ભારથી વાંકી વળી ગયેલી ફક્ત એક સ્ત્રી ખૂબ પાછળ રહી ગઈ. દૂબળી — પાતળી, શરીર ઉપર નાની સરખી ઓઢણી, અને કાનમાં ચાંદીની વાળીઓના ભારથી જાણે કે જીવનપથ ઉપર ચાલવાની શક્તિ તે ગુમાવી બેઠી હોય! અંધકાર ફેલાતો જતો હતો અને એ સ્ત્રી પણ ધીમે ધીમે વૃક્ષોની ઘટા પાછળ અદશ્ય બની. રાવબહાદુર ઊઠીને અંદર જતા રહ્યા.

*

ઑગસ્ટના દિવસો હતા. રાત્રે ઠંડી ઠીક ઠીક પડતી હતી. તેમના પડાવ પાસેના પહાડ ઉપરથી જમ્મુ રાજ્યના કેટલાક સિપાહીઓ પ્રસિદ્ધ ડોગરા ગીત — 'સાડા ચાજણુ અખિયેં દો ઓએ — લોકી કેંહદે ...' ગાતા ગાતા ચાલ્યા જતા હતા.

અર્ધજાગ્રત અવસ્થામાં રાવબહાદુરે ઘડિયાળમાં જોયું. ફક્ત બાર વાગ્યા હતા.

સહસા ગીત બંધ થયું. ઘેરી નિસ્તબ્ધતા છવાઈ ગઈ. રાવબહાદુર પથારીમાંથી ઊભા થયા. બહાર આવીને જોયું તો કૃષ્ણપક્ષની રાત્રિમાં સામેના પર્વત, પગદંડી, ઊંચાં ઊંચાં ઝાડ, વૃક્ષઘટાઓ — એ બધું જાણે નિશીથમાં મળી જઈ એકાકાર બની ગયું હતું. ફક્ત ચન્દ્રભાગા જ ઉજ્જવલ, ગહન, ગમ્ભીરપણે વહી જતી હતી. રહી રહીને સંધ્યા સમયે પાણી ભરનાર સ્ત્રીઓમાંથી ચાંદીની વાળીઓ પહેરેલી એ વૃદ્ધાની મૂર્તિની છાયા વારે વારે એમની — રાવબહાદુરની આંખો સામે ઊઠવા લાગી.

એમણે અંદર આવીને ફરી વાર સૂઈ જવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અકસ્માત ગીતના સ્વરોમાં ક્યાંકથી પણ ધીમા ધીમા આવતા ઘંટીના અવાજે તેમની ઊંઘ ઉડાડી મૂકી. ઊઠીને એમણે મકાનનું પાછળનું દ્વાર ખોલ્યું અને લાંબા સમય સુધી એ દૃશ્યને જોતા ચુપકીદીથી ઊભા.

એ મકાનના નીચેના કાચા ઘરમાં એક દુકાન હતી. એક બાજુ ચણા, ઘઉં, મકાઈની બોરીઓ, ડુંગળી, બટાટા, ગોળ, થોડુંક કાપડ, દીવાસળીઓ અને મીણબત્તીઓ વગેરે હતું; અને બીજી બાજુ એક ખૂણામાં ખાટલો ઢાળી તેમાં બે બાળકોને સુવાડી, ચક્કી પીસતી, મેલું ઓઢણું ઓઢેલી એક પહાડી સ્ત્રી — સંભવતઃ એ બાળકોની માતા —

:

એ અંધારી નિઃસ્તબ્ધ રાત્રિમાં ઘંટીના અવાજે રાવબહાદુરની પુરાણી સ્મૃતિઓ સ્વપ્નની માફક જાગૃત કરી — ખૂબ પુરાણી સ્મૃતિઓ . . .

"અર્ધજર્જરિત કાચાંપાકાં ઘરોનું બનેલું એક ફળિયું...વચ્ચોવચ એક કૂવો......

"ફળિયામાં સૌથી મોટું એક બે માળનું મકાન જે 'દેવકી' નામથી ઓળખાતું હતું અને શાહનું મકાન કહેવાતું હતું. એની નીચે આંગણામાં ગાયો–ભેંસો બાંધેલી રહેતી હતી અને એની જોડેના છજામાં મુનશીજી ભણાવતા હતા.......

"એ દિવસોમાં મા ઠીક ઠીક દેખાતી હતી. ચાંદીની વાળીઓ, ગંદા ઓઢણાથી ઢંકેલું ગોળ શ્વેત મુખ, કેટલીય વેદનાઓના ભારથી ઝુકી ગયેલી આંખો......

"એમ જ, ક્યારેક બગલમાં, ક્યારેક માથા ઉપર ઘડો રાખી, સવાર સાંજ શ્રીમંતોને ત્યાં પાણી પહોંચાડતી અને રાતના કામ માટે દળવાનું અનાજ અથવા તો કાંતવા માટે રૂ લઈ આવતી......

"પિતા એમના ઘેર ઢોરોને સવાર સાંજ ચારો નાખી આવતા અને બાકીના ભાગમાં એક બીજાનો સંદેશો પહોંચાડવાનું કામ કરતા......

"એ ફળિયાના એક ખૂણામાં એમની નાની સરખી કોટડી હતી, જેના એક ખૂણામાં ચૂલો, લોઢાનો તવો, પિત્તળનાં બેચાર વાસણ વગેરે હતું. છતાં ફાટલું કપડાં લટકાવેલાં હતાં અને માટીની દિવાલોને અડકતાં મુંજના બે ખાટલા પડ્યા હતા... કોટડીમાં રાતભર ચાંચડ અને માંકડ, શરત રમતા ઉંદરો પણ ખરા જ......માટીના કોડિયામાં દીવો કરી, તેના ઝાંખા પ્રકાશમાં રાતના બાર વાગ્યા સુધી મા ચરખો કાંતતી અને સવારે ચાર વાગે ઊઠી ઘંટી દળવા બેસતી......

"અને મા પાસે એક — ફક્ત એક જ ઓઢણું હતું. તેનાથી તે બેઠે બેઠે પોતાનું શરીર ઢાંકતી...

"કોઈ કોઈ વખત ઝાંખરાં જેવા માતાના વાળમાં હાથ ફેરવતાં ફેરવતાં પિતા કહેતા : 'એમાં ગભરાય છે શું? આપણો પુત્ર ખૂબ હોશિયાર નીકળવાનો છે. મુનશીજી કહેતા હતા કે વાંચવા–લખવામાં એ બીજા છોકરાઓથી (શ્રીમંતોના છોકરાઓથી) પણ તેજ છે.'......

"માતાનો આનંદ હૃદયમાં ન સમાતાં આંખો વાટે બહાર નીકળી પડતો!......

"એ જ દિવસોએ એ બનાવ પણ બન્યો હતો. એ શ્રીમંતો સરકારના લાભને માટે રંગરૂટો મોકલતા હતા તેમાં પિતા, માને રડતી મૂકીને પણ ભરતી થઈ ગયા.......

"ત્યારે સમજાતું નહોતું કે તે દિવસથી મા દિવસે દિવસે પીળી કેમ પડતી જતી હતી! તે ખૂબ અશક્ત બની ગઈ હતી. ચક્કી પીસતાં, અથવા ચરખો કાંતતાં તેની આંખમાંથી અશ્રુઓની ધારા વહેતી....

"કેટલાક મહિના પછી એણે એક બાળકને જન્મ આપ્યો. ત્રણચાર મહિનાના બાળકને ખોળામાં લઈ દુઃખ દરિદ્રતાની ઘડીઓ સહિષ્ણુતાથી મા વિતાવી રહી હતી!......

"ક્યારેક અર્ધ રાત્રે ઓછા દૂધને કારણે ઉંઘતું બાળક રડી ઊઠતું અને ક્યારેક ક્યારેક એ રોતા બાળકને મારા ખાટલામાં સુવાડી મા ફરીવાર જોરથી ઘંટી ફેરવવા લાગતી......

" અણજાણતાં માણસ કેટલીય ભયંકર ભૂલો કરી બેસે છે, જેની સ્મૃતિ ચિરકાળ સુધી અંતરમાં વેદના જગાવે છે! આહ! હું તે વખતે કેવો નિષ્ઠુર બની ગયો હોઈશ! એક દિવસ મેં એ બાળકને મારા ખાટલામાંથી નીચે ધક્કેલી દીધું. એ પછી તો બધું સમાપ્ત......

"કેટલું ભયંકર રુદન હતું! આકાશ પાતાળને ભેદતું હોય જાણે! બાળક ચાલ્યું ગયું. એ વિપત્તિ પણ માએ સહી લીધી......

" જાણે કાલ જ બન્યું હોય તેમ યાદ છે. મકાનની છત તૂટી ગઈ હતી અને મા પોતાના ભઈને ત્યાં સિયાલકોટમાં ગઈ!......

" મામાને કેટલાંક બાળક હતાં સિયાલકોટમાં એમની એક દુકાન હતી. સાંજના જ્યારે તેઓ ગોળીઓ, રેવડી કે એવું જ બીજું કંઈ લઈ ઘેર આવતા ત્યારે બધાં બાળકો એમની આસપાસ ફરી વળતાં, અને ધમાચકડી મચાવી દેતાં — કોઈ ખાંધ ઉપર ચડી જતું, કોઈ પોટકીની ગાંઠ છોડવા લાગી જતું, કોઈ રડવાનું શરૂ કરી દેતું......

" અને એ વખતે મા છત ઉપર જઈ મને જોરથી છાતી સરસો ચાંપતી અને તારાશોભિત આકાશમાં જોતી — કશુંક શોધવા પ્રયત્ન કરતી હોય જાણે. "......

*

ચંદ્ર આકાશ વચ્ચે આવી ચૂક્યો હતો. પાસેના ઘરમાં ઘડીનો અવાજ બધ પડ્યો હતો અને ગહન નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ હતી. પરંતુ રાવબહાદુરને ઊંઘ ન આવી. એ પછી પણ લાંબા વખત સુધી એમને એમના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ યાદ આવતી રહી :

" ચરખા – ચક્કીથી મહેનત કરી પૈસા બચાવી બચાવી માએ એને કેવી રીતે ભણાવ્યો—મૅટ્રિકમાં સારી યુનિવર્સિટીમાં એ પ્રથમ આવ્યો – શિષ્યવૃત્તિ મળી—આગળ વધતો ગયો...

" અને જ્યારે એમ. એ. ની પરીક્ષા પ્રથમ નંબરે પસાર કરી એ ઘેર આવી રહ્યો હતો ત્યારે રસ્તામાં એને ખબર મળી કે મા હવે દુનિયામાં ન...થી!"

રાવબહાદુરનું હૃદય ભરાઈ આવ્યું નાના બાળકની માફક તેમનાથી મોટે અવાજે બોલી જવાયું : " મા! ...મા!...આવ ..આવ...આજ તારા પુત્ર પાસે બધું ય છે...ધન, ઐશ્વર્ય, આદર, સન્માન, સ્ત્રી-પુત્ર, મિત્ર,—એ બધું ય છે : ફક્ત તું એક જ નથી..."

—અને ત્યારે, એકાએક, તેમની આંખો સામે ચાંદીની વાળીઓ પહેરેલી સ્વર્ગીય જનનીની પ્રતિચ્છાયા જેવી પેલી પહાડી સ્ત્રીનું સ્વરૂપ ખડું થયું—એ જ માનો ચહેરો...એ જ અશ્રુભરેલી આંખો...

*

પ્રાતઃકાલમાં જ્યારે પહાડી કૂકડો બોલ્યો અને ચપરાસીએ આવી તેમને સલામ કરી, ત્યારે રાવબહાદુરનું મગજ ભારે અને શરીર ગરમ થઈ ગયું હતું*

કાન્તિલાલ મો. ગાંધી

* શ્રીમતી સત્યવતી મલ્લિકની એક હિંદી વાર્તા ઉપરથી

☆

## એક સંવાદ

ગંધાતા એંઠવાડે કીટ ખદબદતો, કાગ તેને કહે છે :
" આ માથું ફાડનારી કયમ નહિ તુજને ભાઇ દુર્ગંધ આવે ?"
બોલ્યો તે કીટ: " શું આ મુખ તુજ વદતું કે ભૂંડું પેટ બોલે ?
સુગાળા કાગડાને જગત મહીં કદી કોઇએ ના સુણ્યા છે!"

નાગરદાસ અ. પંડ્યા

# प्रान्तभाषा અને राष्ट्रभाषा*

હું કર્ણાટકનો નિવાસી છું પણ મારી જન્મભાષા વહાલી મરાઠી છે. દુનિયામાં હું ગમે ત્યાં જાઉં પણ મરાઠીના બેચાર શબ્દો ય કાને પડે છે ત્યારે એવો આનંદ થાય છે કે જાણે મરતાને સંજીવની ઔષધિ મળી. અને છતાં ય મેં મારા જીવનના સૌથી સારા દિવસો જો ક્યાંય વિતાવ્યા હોય તો તે ગુજરાતમાં જ વિતાવ્યા છે. જો મેં હૃદય ખોલીને કોઈ પણ ભાષામાં લખ્યું હોય તો તે પણ ગુજરાતીમાં જ લખ્યું છે. આજે જો કોઈ મને પૂછે કે તમારા હૃદયની ભાષા કઈ છે તો મારે કહેવું પડશે કે મારે મન ગુજરાતી મરાઠી કરતાં જરાય ઓછી વહાલી નથી. જન્મભાષા તરીકે મરાઠી, સેવાભાષા તરીકે ગુજરાતી, અને પ્રાંતભાષા તરીકે કન્નડ, આ ત્રણે ભાષાઓનો જ અધિકાર મારા પર હોઈ શકે. છતાં મેં હવે હિંદીનું કામ માથે લીધું છે.

અત્યાર સુધી હિંદી મને બરાબર આવડતી પણ ન હતી. મેં નાનપણમાં કદી હિંદીનું ઉચ્ચારણ સરખું સાંભળ્યું ન હતું. મારા નાનપણમાં લોકો હિંદીને મુસલમાનોની ભાષા કહેતા હતા. હિંદી સંસ્કૃતમાંથી આવી છે એમ મેં જ્યારે જાણ્યું ત્યારે મને બહુ આશ્ચર્ય થયું. 'સરસ્વતી' વગેરે માસિકો જ્યારે મેં વાંચવા માંડ્યાં ત્યારે હિંદી શું ચીજ છે એની મને ખબર પડી. 'ભારતી ભારતી' કાવ્ય જ્યારે મેં વાંચ્યું ત્યારે મને હિંદીનું સાચું દર્શન થયું. આજે હું મદ્રાસ, અમદાવાદ, કટક, ગોહાટી, કલકત્તા, પૂના, ધારવાડ વગેરે જગાએ લોકોને હિંદી શીખવાની વિનતિ કરું છું તે ભાષા તરીકે હિંદીના પક્ષપાતને લીધે નથી. મારી મરાઠી ભાષા કોઈ પણ ભાષા આગળ ગૌણ બની જાય એ હું કદી પસંદ નહિ કરું. મારો એ દૃઢ અભિપ્રાય છે કે દરેક પ્રાન્તમાં ત્યાંની પ્રાંતીય ભાષા જ સર્વશ્રેષ્ઠ થાય. બંગાળમાં પ્રાથમિક કેળવણીથી માંડીને સર્વોચ્ચ કેળવણી સુધીનું બધું જ ભણતર બંગાળીમાં ચાલવું જોઈએ. બંગાળ સરકારનો રાજ્યવહાર બંગાળીમાં જ ચાલવો જોઈએ. બંગાળની અદાલતોમાં ન્યાયાધીશ, વકીલ અને સાક્ષી બધા જ બંગાળીમાં બોલે અને લખે એ જરૂરી છે. હું તો એમ પણ ઇચ્છું છું કે બંગાળનું વૃત્તવિવેચન (journalism) અંગ્રેજી અથવા હિંદીમાં ચલાવવાને બદલે બંગાળીમાં જ ચાલવું જોઈએ (બંગાળી ભાષા અને દેવનાગરી લિપિમાં થાય તો તો વધારે સારું).

બંગાળની જનતાના હૃદય સુધી પહોંચવામાં બંગાળીનું સ્થાન લઈ શકે એવી એક પણ ભાષા દુનિયામાં નથી. બંગાળમાં સર્વોચ્ચ અને વ્યાપક સ્થાન બંગાળીનું જ હોવું જોઈએ. બંગાળમાં બંગાળીનો આ જે સ્વાભાવિક અધિકાર છે એને છીનવી લેવાનો પ્રયત્ન જો કોઈ ભાષા કરે તો હું એનો વિરોધ કરું.

બંગાળમાં જે બધું કામ બંગાળી ભાષાએ કરવું જોઈએ તેમાંથી ઘણું કામ આજે અંગ્રેજી કરે છે એ જોઈને મને ઘણું જ દુઃખ થાય છે. આજના હિંદુસ્તાનમાં અંગ્રેજીનું જે સ્વાભાવિક સ્થાન હોઈ શકે તે તો અંગ્રેજીએ લીધું છે જ, પણ જે સ્થાન બંગાળીને મળવું જોઈએ તે સ્થાન પર પણ આજ તો અંગ્રેજી બિરાજમાન છે. અંગ્રેજીને હટાવીને એ સ્થાન આપણે જો હિંદીને આપીએ તો બંગાળીનું રાજ્ય એટલું નાનું થઈ જશે. માટે અંગ્રેજીને હટાવીને ત્યાં આપણે બંગાળીને જ રાખવાનો પ્રયત્ન કરીશું. અંગ્રેજીની ગુલામી જાય અને હિંદીની ગુલામી આવે એથી બંગાળી લોકો જેટલા નારાજ થશે એટલો હું પણ નારાજ થઈશ. જે વાત બંગાળમાં બંગાળી વિશે ઉપર કહેવામાં આવી છે તે જ બીજા પ્રાન્તોમાં ગુજરાતી, મરાઠી, પંજાબી, તેલગુ, તમિળ, ઇત્યાદિ પ્રાન્તીય ભાષાઓ માટે છે.

એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે બંગાળ, ગુજરાત, મહારાષ્ટ્ર, પંજાબ અથવા હિંદુસ્તાનનો કોઈ પણ પ્રાન્ત એક સ્વતંત્ર રાષ્ટ્ર ન થઈ શકે. હાથ પગ અથવા માથું શરીરના અવયવ છે, ગાત્ર છે. જે ક્ષણે તે શરીરથી અલગ થઈ જશે તે જ ક્ષણે તે નષ્ટપ્રાણ થઈ જશે. કોઈ પણ પ્રાન્તના ઇતિહાસને જ્યાં સુધી ભારતવર્ષના ઇતિહાસ સાથે અનુબદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી તેનો

---

* આ લેખ મૂળ હિંદીમાં પત્ર બંગાળ માટે લખેલો અને પ્રથમ બંગાળી અનુવાદ રૂપે પ્રગટ થયેલો. પાછળથી એ હિંદીમાં 'દીપક' અબોહર (પંજાબ)માં પ્રગટ થયેલો. હિંદીમાંથી અનુવાદક: બહેન વનમાળા પરીખ.



ધ્રુવપ્રદેશમા વિસ્તરેલા હિમસાગરમ ુમાર્ગ બતાવવા બરફના ઢગલા કરવા પડે છે તે બતાવતું ચિત્ર.

તેના ઉપર પણ અનેક હિમજના થરો એક ઉપર એક એમ ખડકાયેલા છે. તેની આસપાસ પૅસિફિક, ઍટ-લાંટિક અને હિંદી એ ત્રણે મહાસાગરો વિંટળાયેલા છે.

ધ્રુવપ્રદેશમાં ઉનાળામાં જ પ્રવાસ કરી શકાય છે. તે વખતે ઠરેલા સાગરોનો કેટલોક ભાગ હિમમુક્ત થાય છે. એટલે તે ભાગમાં સ્ટીમર ચાલી શકે છે. પણ તેવા ભાગમાંથી ઉનાળો પૂરો થતાં કોઈ સ્ટીમર પાછી ફરી ન શકે તો તે હિમની અંદર કેદ થઈ જાય છે. એમ થાય તો તેને શિયાળો પૂરો થતાં સુધી ત્યાં જ રૂંધાઈ રહેવું પડે છે.

ઉનાળામાં પણ એ સમુદ્રમાં પ્રવાસ કરવો એ વિઘ્ન વગરનો તો નથી જ તે વખતે ત્યા નાનામોટા અનેક હિમગિરીઓ સામુદ્રિક પ્રવાહોની સાથે ઘસડાતા ઘસડાતા જતા હોય છે. તેનો ઘણોખરો ભાગ પાણીમાં ડૂબેલો હોય છે. તથા તે એકદમ નજરે પડતા નથી. આવા કોઈ હિમગિરીની સાથે જો સ્ટીમર અથડાઈ પડે તો ઈ. સ. ૧૯૧૨માં ટાઇટેનિકની જે દશા થઈ હતી તેવી જ તેની પણ થાય.

ધ્રુવપ્રદેશમાં પ્રવાસ કરવાનાં મુખ્ય બે સાધન છે: (૧) સ્લેઈજ અને (૨) સ્કી.

સ્લેઈજ એ પૈડાં વગરની એક તરેહની ગાડી છે. તેને રેઈનડિયર કે કૂતરા ખેંચી જાય છે. સ્કી એ આઠ ફૂટ લાંબી અને ચાર ઇંચ પહોળી લાકડાની પટ્ટી છે. તેને પગ સાથે બાંધી તેની મદદથી હિમ પર સરકતાં સરકતાં ચાલી શકાય છે. પણ તે પ્રમાણે સરકવાનો જેને મહાવરો હોય, તે જ તે પ્રમાણે સરકી શકે છે.

ધ્રુવપ્રદેશના પ્રવાસમાં કેટલાંક જીવલેણ જોખમો પણ છે ત્યાંના હિમના થરો સર્વ સ્થળે કંઈ એક-સરખી ધાડાઈના હોતા નથી. કોઈ કોઈ ઠેકાણે તે છેક પાતળા પણ હોય છે. એવા થર પરથી પાસ થતાં તેમાં ગરક થઈ જવાય છે. અને ત્યાં હિમસમાધિ બને છે.

આ પ્રદેશમાં વખતોવખત કરાની ભયંકર વૃષ્ટિ થાય છે. એવી વૃષ્ટિમાં સપડાઈ ગયા તો પછી ભાગ્યે જ બચી શકાય. આવી વૃષ્ટિમાં સપડાયેલા અનેક સાહસિક વીરોનાં કલેવરોને આ પ્રદેશે પોતાના ઉદરમાં સમાવી દીધાં છે.

આ પ્રદેશમાં પ્રવાસ કરવાનો હોય, ત્યારે શરીરનો કોઈપણ ભાગ ખુલ્લો રાખી શકાતો નથી. જો કોઈ અંગ ખુલ્લું રહે તો તે ઠંડીથી લચકી પડે છે અને તેના પર જખમ પડે છે.



ડૉ. નેન્સનની ટુકડી : એમાં ત્રીજા ડૉ નેન્સન છે.

આ પ્રદેશમાં પ્રવાસ કરનારાઓથી લાબો સમય ઘસઘસાટ ઊંઘી પણ શકાતુ નથી, કારણકે તેમ થતા કદાચ હમેશને માટે તે ઉંઘેલા જ રહે છે જ્યાસુધી શરીરની હાલચાલ ચાલુ રહે છે, ત્યાસુધી અહીની વિકરાળ ઠંડી બહુ અસર કરી શકતી નથી, પણ જો હાલચાલ બંધ થાય તો તે પોતાનુ જોર અજમાવવા લાગે છે.

ઉપર પ્રમાણે જ્યાં ડગલે ને પગલે મૃત્યુની ભેટ લેવાને તૈયાર રહેવું પડે છે, એવા વિકટ પ્રદેશમા જે નરવીરો આથડ્યા છે તેની રોમાચક કથા હવે કહું છું.

## ડૉ. નેન્સન

ધ્રુવપ્રદેશને ઢૂંઢનારાઓમાં ડૉ. નેન્સનનુ નામ મોખરે આવે છે. તે નોર્વેજિયન હતો. તેનો જન્મ નોર્વેના જૂના પાટનગર ક્રિસ્ટિયાનિયામા સને ૧૮૬૧માં થયો હતો. એકવીસમે વર્ષે તેણે પોતાનુ શિક્ષણ પૂરું કરી પ્રાણિશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરવા માટે ગ્રીનલેંડની સફર કરી. ગ્રીનલેંડ એટલે ધ્રુવપ્રદેશનો નાનો ભાઈ. ગ્રીનલેંડની સફરમાંથી જ તેને ધ્રુવપ્રદેશનો પ્રવાસ કરવાની પ્રેરણા મળી.

તા ૯મી મે સને ૧૮૮૮ના રોજ નેન્સને નોર્વેનો કિનારો છોડી ગ્રીનલેંડ તરફ કૂચ કરી. સગાથમા ત્રણ નોર્વેજિયનો અને બે લેપલેંડરો હતા. તે પ્રથમ એક ડેનિશ બોટમાં બેસીને આઇસલેંડ ગયો. ત્યાથી ગ્રીનલેંડ જવાને મચ્છીમારની એક બોટ પકડી. પણ રસ્તામા તરતા હિમગિરીઓનો ભેરો થયો. હિમગિરીઓ એટલા બધા હતા કે તેના સપાટામાંથી બચીને બોટ હકારવી એ લગભગ અશક્ય જેવું લાગ્યુ એટલે તેમણે બોટને પડતી મૂકી અને એક હિમગિરી પર ચડી બેઠા હિમગિરીની સાથેસાથે તેઓ ગ્રીનલેંડને કિનારે ઊતર્યા પાસે જ એસ્કિમોનુ ગ્હેકાણુ હતુ તેમની બાજુમાં પોતાનો તંબૂ ઊભો કર્યો. પછી આસપાસના પ્રદેશની માહિતી મેળવી.

તા. ૧૫મી ઑગસ્ટના રોજ પોતાના સાથીઓ સાથે નેન્સને આ ટાપુનો હિમાચ્છાદિત મધ્યપહાડ ઉલ્લંઘવાનુ શરૂ કર્યું કોઈ ઠેકાણે હિમના પડમાં ખૂચી ન જવાય માટે દરેકે પોતાની કમરની આસપાસ એક દોરડું બાંધી તેનો બીજો છેડો પોતાની સ્લેઈજ ગાડી સાથે બાંધી રાખ્યો હતો. પ્રદેશ ખાડાટેકરાવાળો હતો. તેથી સ્લેઈજને હંકારતા ખૂબ શ્રમ પડતો હતો. તેઓ

સવારથી સાંજ સુધી ચાલતા ત્યારે પાંચ કે ૭ માઇલનો જ રસ્તો કાપી શકતા. એમ કરતાં કરતાં તેણે હિમાચ્છાદિત આઠ હજાર ફૂટ ઊંચાઈનો મધ્ય પ્રદેશ ઓળંગ્યો. રસ્તામાં ન મળે કોઈ મનુષ્ય, ન મળે કોઈ પ્રાણી કે ન મળે કોઈ પંખી. નીચે હિમ અને ઉપર આકાશ.

રાત્રિની વિકરાળ ઠંડીમાં શરીર થીજી ન જાય તેટલા માટે તેઓ ઘણી સાવચેતી રાખતા હતા. તંબૂની અંદર ખુલ્લા સૂતા નહતા. પણ રેઇનડિયરના ચામડાંની કોથળીમાં ભરાઈને બબ્બેની જોડીમાં સૂતા હતા.

પવનનું તોફાન, કરાનો વરસાદ અને ઠંડીના સપાટા એટલા બધા ભયંકર હતા કે તેમાં ટકી રહેવું એ કાંઈ જેવી તેવી વાત ન હતી. સૌથી મોટી મુસ્કેલી પીવાના પાણીની હતી આવી અનેક મુસીબતોમાંથી પસાર થઈ તા. ૧૯મી સપ્ટેમ્બરે તેઓ ગ્રીનલંડને પશ્ચિમ કિનારે પહોંચ્યા. ત્યાં એક નાની સરખી હોડી તૈયાર કરી. તેની મદદથી કિનારે કિનારે પ્રવાસ કરી ગોડ્થા આબ નામના એસ્કિમોના રહેઠાણમાં પહોંચ્યા. પછી ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા.

આ પ્રવાસમાં ડૉ. નેન્સને હિમપ્રદેશના પ્રવાસનો સારો અનુભવ મેળવ્યો. હિમપ્રદેશના પ્રવાસમાં કઈ કઈ જાતની મુસીબતો વેઠવી પડે છે, અને તેમાંથી શી રીતે પાર ઊતરી શકાય તેની સારી માહિતી મળી.

### ધ્રુવબિંદુ તરફ પ્રયાણ

ડૉ. નેન્સનને ગ્રીનલેંડનો પ્રવાસ કરતાં ધ્રુવપ્રદેશમાં સામુદ્રિક પ્રવાહો અને વાયુની ગતિ કયા નિયમે થાય છે, તેનો ઘણો સારો ખ્યાલ આવ્યો હતો. તે પરથી તેણે અનુમાન કર્યું કે ઉત્તર મહાસાગરના એકાદ પ્રવાહની મદદ મળી જાય તો બોટને ઠેઠ ધ્રુવબિંદુ સુધી લઈ જઈ શકાય.

આ પ્રયોગને સિદ્ધ કરવા માટે તેણે ફ્રેમ નામનું વિશિષ્ટ પ્રકારનું એક જહાજ તૈયાર કરાવ્યું. તેના તળિયાનો આકાર ગોળ હતો. દીવાલો અતિશય મજબૂત અને ટકાઉ બનાવી હતી, જેથી તે બાજુ પરથી થતા હિમના દબાણની સામે બરાબર ટકાવ કરી શકે. તેનું વજન માત્ર ૪૦૦ ટન જ હતું. તેના પર ૧૨ માણસોને ૫ વર્ષ પર્યંત ચાલે તેટલો ખોરાકનો જથ્થો સંગ્રહવામાં આવ્યો હતો. ધ્રુવપ્રદેશમાં પાંચ૭ માસનું અંધારિયું હોય છે, તે વખતે પ્રકાશ મેળવવાને વીજળી ઉત્પન્ન કરવાનો ડાયનેમો પણ સાથે રાખ્યો હતો. કપડાં એવી જાતનાં તૈયાર કરાવ્યાં હતાં કે થોડાં કપડાં પહેર્યે પુષ્કળ હૂંફ મળે.

તા. ૪થી જૂન ૧૮૯૩ને દિવસે પોતાના સાહસિક ને ખડતલ સાથીઓની સાથે નેન્સને ધ્રુવબિંદુ તરફ પ્રયાણ શરૂ કર્યું. નોર્વેને કિનારે કિનારે ચાલી છેક ઉત્તરે આવેલી ઉત્તર ભૂશિરને ઓળંગી ઉત્તર મહાસાગરમાં આવેલ વૈગાટસ ટાપુને કિનારે તેઓ પહોંચ્યા. ત્યાં રહેતા એસ્કિમો પાસેથી તેમણે ૩૪૦ કૂતરા ખરીદ કર્યા.

નેન્સનની કલ્પના એવી હતી કે ધ્રુવબિંદુ તરફ જતો કોઈ સામુદ્રિક પ્રવાહ નહિ મળી આવે તો હિમ ઉપર થઈને ચાલતા જવું પડશે. તેમ થશે તો કૂતરા બહુ ઉપયોગી થઈ પડશે. ત્યાંથી તેઓ કારા સમુદ્રમાં થઈને ચેલ્યુસ્કિન ભૂશિર સુધી ગયા. રસ્તામાં તેમણે કેટલાંક રેઈનડિયર લીધાં.

સપ્ટેમ્બર પૂરો થયો કે સાગર ઠરવા લાગ્યો, નેન્સનનું જહાજ ફ્રેમ સિયાકોહ ટાપુ પાસે પહોંચતાં જ હિમખંડોથી ઘેરાઈ ગયું. તેને ૭ મહિના સુધી ત્યાં જ રોકાઈ રહેવું પડ્યુ. ડાયનેમોને ચાલુ કરવા માટે એક પવનચક્કી ઊભી કરી. આખો ઑક્ટોબર ભારે કાળજી રાખવી પડી, કેમકે હિમના થર પર થરો વધ્યા જતા હતા. તેના દબાણને ફ્રેમ સહન કરી શકશે કે કેમ, તે જોવાનું હતું. હિમથરો વધતાંની સાથે ફ્રેમ પણ ઉપર ઉપર આવતું ગયું. તેથી તે હિમથરોની સામે ટકી શક્યું.

ચોતરફનું દૃશ્ય સૂનકાર અને વિકરાળ હતું. નવેમ્બરની ૨૭મીએ નભોમંડળમાં અપૂર્વ અને બહુરંગી ઉજાસ દેખાયો. તેને જોઈ ને તેઓ આશ્ચર્યચકિત બની ગયા. એમ કરતાં કરતાં '૯૩ની સાલ પૂરી થઈ અને '૯૪ની બેઠી. ફરીને પાછી હિમથરોની વૃદ્ધિ થવા લાગી અને ફ્રેમને પોતાના ટકાઉપણાની ફરીને પરીક્ષા આપવી પડી.

તપાસ કરતાં નેન્સનને જણાયું કે, હિમથરોની નીચે બહુ ધીમે ધીમે કોઈ સામુદ્રિક પ્રવાહ વહી રહ્યો છે અને તેની ગતિ ઉત્તર તરફ હોય એમ લાગે છે. એટલે એ પ્રવાહની સાથે ફ્રેમ પણ થોડુ થોડુ ઉત્તર તરફ આગળ વધતું હોવું જોઈએ. નેન્સનનું આ અનુમાન સાચું હતું, કારણ કે ફેબ્રુઆરીની ૨૭મીએ ફ્રેમે ૮૦મા અક્ષાંશને ઓળંગ્યો હોય એમ નેન્સનને જણાયું. પણ ત્યારબાદ ફ્રેમ સામુદ્રિક પ્રવાહની સાથે પશ્ચિમ તરફ જતું હોય એમ લાગ્યું. ફેબ્રુઆરીની આખરમાં પ્રબળ હિમવર્ષા થઈ અને પવનનાં પ્રચંડ તોફાનો થયાં. ફ્રેમ પર રાખેલી નાની નાની નૌકાઓ અને સ્લેઈઝ ગાડીઓ હિમથરોની નીચે દટાઈ ગઈ.

માર્ચ, એપ્રિલ, મે અને જૂન આવ્યા અને ગયા. તે દરમિયાન ફ્રેમની ગતિ પશ્ચિમ તરફ જારી રહી. ગતિ છેક મંદ હતી. જુલાઈ અને ઓગસ્ટમાં હિમથરો પીગળતાં સમુદ્ર ખુલ્લો થયો. ઓક્ટોબરની છેલ્લી તારીખે ફ્રેમ ૮૨મા અક્ષાંશે પહોંચ્યું. કેટલેક દિવસે ૮૩ મા અક્ષાંશે પહોંચ્યું. પણ તેની ગતિમાં ઝાઝો વધારો થઈ શક્યો નહિ અને ઠંડીનું જોર વધવા લાગ્યું.

હવે નેન્સને વિચાર કર્યો કે ફ્રેમ ગોકળગાયની ગતિથી ચાલે છે. આ પ્રમાણે જતાં તો પાંચ વર્ષે ય ધ્રુવબિંદુ પર પહોંચાશે નહિ. માટે હવે ફ્રેમને અહીં છોડીને પગમાં સ્કી ચડાવી હિમ પર સરકતા સરકતા જવાનું કરીએ તો થોડા જ વખતમાં ધ્રુવબિંદુ પર પહોંચી જવાશે.

નિશ્ચય થતાં કે. સ્વરડૂપને ફ્રેમ સોંપી જોહેન્સનને સાથે લઈ નેન્સને ૧૮૯૫ના માર્ચમાં ધ્રુવબિંદુએ જવાને હિમ ઉપર પગપાળો પ્રવાસ શરૂ કર્યો. સાથે સ્લેઈજ ગાડી, કૂતરા, કાયાક નામની નાની હોડી અને બે જણાને ત્રણ માસ ચાલે એટલો ખોરાક લીધો.

ગ્રીનલૅંડનો હિમમય પ્રદેશ ઓળંગતા નેન્સનને જે અનુભવ મળ્યો હતો, તે આ વખતે ઘણો જ ઉપયોગી થઈ પડ્યો. પહેલા અઠવાડિયામાં તેમણે ઠીક ઠીક માર્ગ કાપ્યો, છતાં હિમગિરિઓને ઓળંગીને આગળ વધવું એ કંઈ સહેલું ન હતું. આગળ જતાં સાથે લીધેલો ખોરાક ખૂટી ગયો. હવે શું કરવું? છેલ્લે નિરુપાયે પોતાના સાથી કૂતરાઓનો ખોરાક તરીકે ઉપયોગ કરવો પડ્યો. બન્ને જણા એટલા બધા અશક્ત બની ગયા કે સવારથી સાંજ સુધીમાં ૯ થી ૧૦ કલાક સુધી ચાલતા હતા, છતાં બહુ જ થોડું અંતર કાપી શકતા હતા. તેનો ઉદ્દેશ સિદ્ધ થાય, એ જાણે કુદરતને રૂચતું ન હોય, તેમ હવે આગળ વધવામાં અનેક વિઘ્નો ઊભાં થયાં. પ્રબળ હિમવર્ષા ચાલુ થઈ, તેને લીધે દિશાઓ દેખાતી બંધ થઈ ગઈ. નેન્સને ઘણી ધીરજ રાખી પણ છેલ્લે તેનો નિશ્ચય ડગ્યો. તેને સ્પષ્ટ સમજાયું કે અહીંથી આગળ વધવાનો આગ્રહ રાખવો એ મરણને નોતરવા સરખું છે. એટલે નિરુપાયે તેણે પાછા ફરવાનું નક્કી કર્યું. જે ઠેકાણેથી તે પાછો ફર્યો, તે સ્થળ ૮૬ અક્ષાંશ પર હતું. ત્યાંથી ધ્રુવબિંદુ માત્ર ૨૬૦ માઇલ જ દૂર હતું. નેન્સને આત્મસંતોષ લીધો કે આજે ૯૦મા અક્ષાંશ પર જઈ શકાયું નથી, તેમાં કંઈ વાંધા જેવું નથી. હું નહિ તો મારો કોઈ ભાઈ નજીકના ભવિષ્યમાં એ સ્થળે પહોંચશે જ. ત્યાં જતાં રસ્તામાં હિમસમાધિ લેવી, તેના કરતાં તો અહીંથી પાછા ફરી આપણો અનુભવ જગતને જણાવવો એ ડહાપણ ભરેલું છે.

પાછા ફરતી વખતે પણ તેમના પર સંકટોની પરંપરા ચાલુ રહી. ક્યારેક કૂતરાના માંસ વડે, ક્યારેક સીલ માછલી વડે, અને ક્યારેક વધ્યાસધ્યા ખોરાક વડે તેઓ પેટનો ખાડો પૂરતા હતા. મે, જૂન અને જુલાઈ વીત્યા છતાં ફ્રેમ ક્યાંય નજરે પડ્યું નહિ. આખરે ઓગસ્ટની ૮મી તારીખે તેઓ જોસેફ નામના ટાપુ પાસે પહોંચ્યા. બે વર્ષના ગાળા બાદ તેમને જમીનનાં દર્શન થયાં. ફ્રેમને છોડ્યા પછી તેમણે હિમ ઉપર એકંદર ૭૦૦ માઇલનો પ્રવાસ પગપાળા કર્યો હતો. તેઓ છેક શક્તિહીન બની ગયા હતા. તેથી થોડા દિવસ એ ટાપુ પર વિશ્રાંતિ લેવાનું ઠરાવ્યું. ત્યાં વૉલરસ, સીલ અને રીંછની પુષ્કળતા હોવાથી તેમને ખોરાક મેળવવાની મુશ્કેલી નડી નહિ.

પછી તેમણે ઠંડીમાંથી બચવા માટે કિનારા પર ચામડાં અને હાડકાં વડે એક નાની સરખી ઝૂંપડી

[ અનુસંધાન પૃ. ૨૦૩ ]

# વિજ્ઞાનના અજ્ઞાત શહીદો

માનવકલ્યાણ અર્થે અપૂર્વ સાહસ, હિંમત કે વીરતાથી આત્મભોગ અર્પનાર કેટલા યે મહાન આત્માનાં નામનિશાન પણ આજે આપણે જાણતા નથી. એક પ્રસંગે આવા પંદર માનવીઓએ બત્રીસા બનીપોતે મરીને જનતાને જીવવાનો માર્ગ શોધ્યો, તેની આ કથા છે. જે માનવી માટે તેમણે જીવન સમર્પણ કર્યું તે કદાચ તેના કીર્તિસ્થંભ કે પાળિયા બાંધવા વીસરી ગયો હશે; તેમનાં યશોગીત ગાતાં કે અમર ગાથા રચતાં ઇતિહાસકાર ચૂકી ગયો હશે; યશ, ધન, કીર્તિ કે પાર્થિવ પ્રસિદ્ધિ તેમને કદાચ વરી નહિ હોય; છતાં કુદરતના ચોપડે તેમનાં નામ અમર અક્ષરે લખાઈ ગયાં છે અને પનામાની નહેર જ્યાં સુધી અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી માનવી તે માનવોપયોગી કીર્તિ-સ્થંભ નીરખી તેમને યાદ કરતો રહેશે.

યેલો ફીવર ( Yellow fever )—પીળિયો પિત્તજ્વર મચ્છરથી પ્રસરે છે એમ વિદ્વાનોની એક કમિટીએ અનુમાન કર્યું. પણ આ અનુમાન પ્રયોગોથી સાબિત ન થાય ત્યાં સુધી વૈજ્ઞાનિક સત્ય ન ગણાય. મચ્છરથી પ્રસરતા આ મહામારીના અખતરામાં ભોગ આપવા માનવી જ જોઈએ. પીળિયા તાવની શોધ રૂપી યજ્ઞમાં માનવનું બલિદાન જ ખપે. કમિટીનો અધિષ્ઠાતા રીડસાહેબ ટેલ નાંખે છે કે કોઈ બત્રીસા બનવા તૈયાર હો તો બહાર આવો. અને બીજે દિવસ પંદર 'માના પુત' હાજર થાય છે. રીડ તેમને અખતરાનું જોખમ સમજાવે છે. પણ કોઈની હિંમત ઓસરતી નથી. બધા માથું હાથમાં ધરીને જ આવેલા. રીડ આટલી તૈયારી જોઈ બદલા રૂપે પૈસા આપવા ઇચ્છા બતાવે છે તે આ બત્રીસાની ટુકડી નાકબૂલ કરે છે એટલું જ નહિ, પણ પૈસાની સીધી યા આડકતરી વાત હોય તો અખતરા માટે તેઓ તૈયાર નથી એમ પણ કહી દે છે ! આમ, કોઈ પણ લાલચ વિના, કંઈ પણ બદલાની આશા વિના, મોતનું નોતરું સ્વીકારીને, અખતરા માટે હસતે મુખે તૈયાર થાય છે.

પીળિયો પિત્તજ્વર કેમ ફેલાય છે તે નક્કી કરવાનું હતું :

(૧) પીળિયા પિત્તજ્વરના દર્દીના શરીર પરનાં કપડાંમાં, મળમૂત્રમાં કે ઊલટીમાં રહેતા ચેપથી; અગર

(૨) મચ્છર વાટે.

આ માટે બે ઝૂંપડીઓ ખાસ તૈયાર કરવામાં આવી. એક ઝૂંપડીમાં પીળિયા તાવથી મરી ગયેલ દર્દીએ વાપરેલાં કપડાંલત્તાં ગાદલાંગોદડાં ચાદર જે મળમૂત્રથી ને ઊલટી રક્તથી ખરડાએલ હતાં તે રાખવામાં આવ્યાં અને તે ઘર મચ્છરથી સુરક્ષિત રખાયું. બીજું ઘર ચોખ્ખું હતું પણ તેમાં ચેપી મચ્છરો ભરવામાં આવ્યા. પહેલા ઘરવાળા જાણે લગ્નમાં જાનમાં મહાલતા નહોય તેમ દર્દીના પાયજામા, ચાદરો જેમાં ઊલટીઓ ઝાડાપેશાબ થયેલા, જેમાં લોહી વગેરેના ડાઘ હતા, તે હસી હસીને હોંશથી વાપરવા લાગ્યા. વીસ વીસ રાત્રી આ અઘોરી વાસમાં તેમણે ગાળી અને તો યે નવમાંથી નવે માણસ જીવતા બહાર આવ્યા. બીજા ઘરમાં બધું સાફસૂફ હતું પણ પીળિયા તાવના ઝેરવાળા મચ્છરો ખૂબ કરડે તેવી ગોઠવણ હતી. આમાંના ૭ ભડવીરોમાંથી પાંચને પીળિયો તાવ આવ્યો ને તે મરણ પામ્યા. પણ હજી પૂર્ણ કસોટીમાં કંઈક ઊણપ રહી. કદાચ આ અખતરામાં ઊતરેલા માનવીમાં કંઈ વ્યક્તિગત ખાસિયત હોય તો ! પહેલા ઘરમાં ગમે તેવા ચેપથી પણ ન મરે એવી જ વ્યક્તિઓ આવી ગઈ હોય તો ! આ છેવટની આકરી કસોટીનો કસ દેવા પહેલાં અઘોરી ઘરમાંથી

અણિશુદ્ધ નીકળેલા નવમાંથી એને ફરી મચ્છરો કરડાવ્યા અને પરિણામની રાહ જોવાઈ. આ બંનેને પીત્તીઓ તાવ લાગુ પડયો અને છેવટે વિજ્ઞાનના અખતરાની વેદી પર જાનનો ભોગ આપી માનવીને જ્ઞાન આપી ગયા કે પીળિયો તાવ મચ્છરથી પ્રચાર પામે છે—દર્દીનાં કપડાંલત્તાં કે મળમૂત્રના ચેપથી નહિ. આ જ્ઞાનના પરિણામે વિજ્ઞાનની સહાયતાથી આ મચ્છરો સામે મોરચા મંડાયા અને પનામા નહેરની યોજના સફળ થઈ. સુએઝની નહેરનો બાંધનાર ફ્રેંચ ઇજનેર દ લેસેપ્સ ( De Lesseps) બબ્બે વખત આ યોજના પાર પાડવામાં નાસીપાસ થએલો. વીસ હજાર ગોરા અને ઈંડિયન, તેમજ હબસી કામદારોની સંખ્યાની તો ગણત્રી પણ નહિ એટલા માણસો લઈને તે ગએલો. થોડા વખત પછી તે બંદર પર વહાણ પાછાં આવતાં એક પણ જીવતો માનવી ન દેખાયો! ફક્ત મચ્છરને કારણે જ આવું ભયંકર ધામ તે બન્યું હતું. મચ્છરનો આ ત્રાસ ઈજનેરી કળા કે કરામતને સફળ થવા દે તેમ નહતું. આ પંદર અજ્ઞાત બત્રીસાના આત્મભોગે આ પીળિયા તાવનું સાચું કારણ આખરે શોધી શકાયું.

સાચું કારણ જડી જતાં મચ્છરોનો નાશ કરાયો, પનામા નહેર બંધાઈ, આટલાંટિક અને પૅસિફિકનો સંબંધ જોડાયો, ઈજનેરી સ્વપ્નાં સિદ્ધ થયાં અને હજારો માનવી પીળિયા તાવના ભોગ બનતા બચી ગયા.

આ સિદ્ધિની પાછળ આ અજ્ઞાત બત્રીસાઓનો મહાન આત્મભોગ કારણભૂત છે. વિજ્ઞાનની આવી અનેક સિદ્ધિઓ પાછળ અનેક શહીદોએ પોતાના પ્રાણ અર્પ્યા છે.

'ડો. વિનોદ'



[ અનુસંધાન પૃ. ૨૦૧ ]

તા. ૯ મી મે ૧૮૯૬

બનાવી. તેની અંદર તેમણે ૯ મહિના ગાળ્યા. તા. ૧૯મી મે ૧૮૯૬ના રોજ ત્યાંથી તેઓ સ્વદેશ તરફ જવાને ઊપડયા. પ્રથમ સ્પિટ્‌ઝબર્ગન જવાનું ધાર્યું. સ્લેઈજ પર સઢ ચડાવવાથી મુસાફરી બહુ જ ત્વરાથી થઈ, પણ જુન બેસતાં હિમથરો પીગળતાં સમુદ્ર ખુલ્લો થયો એટલે સ્લેઈજ નકામી થઈ પડી. પછી તેમણે વાંસની હોડીઓનો ઉપયોગ કર્યો.

રસ્તામાં એક ટાપુ પર મુકામ કર્યો હતો. રાતનો સમય હતો. બંને જણા ઊંઘતા હતા. તેવામાં કાંઠે બાંધેલી હોડીઓ છૂટી ગઈ. જ્હોન્સનને આ બાબતની ખબર પડતાં જ તેણે નૅન્સનને જગાડ્યો. ક્ષણનો પણ વિલંબ કર્યા વિના નૅન્સને હિમજળમાં ઝંપલાવ્યું અને મહામુસીબતે હોડીઓને હાથ કરી.

આવી આવી અનેક વિટંબણાઓમાંથી પસાર થયા પછી તેની કસોટીનો છેડો આવ્યો. તા. ૧૭મી જુનને દિવસે તેમને એકાએક એક બોટનો ભેટો થયો. તે બોટ એ ભાગમાં આવેલ અજાણ્યા ટાપુઓની શોધ અર્થે ફરતું હતું. તેના કૅપ્ટને આ બંને બહાદુર નાવિકોને પોતાની બોટ પર લઈ લીધા અને તેમને નોર્વેને કિનારે ઉતાર્યા.

તેમના દેશભાઈઓએ તેમનો અપૂર્વ સત્કાર કર્યો. અને તેમની પાસેથી ધ્રુવપ્રદેશની રોમાંચકકથા સાંભળી. ડૉ. નૅન્સને તેમને પહેલો પ્રશ્ન એ પૂછ્યો કે મારી બોટ ફ્રેમના અને તે પરના ખલાસીઓના તમે કંઈ સમાચાર સાંભળ્યા છે? એ પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં તો દૂરથી ફ્રેમને કિનારા તરફ આવતું તેણે જોયું! નૅન્સનની આંખોમાંથી હર્ષાશ્રુની ધારાઓ છૂટી.

આ પ્રમાણે ધ્રુવપ્રદેશનો તેનો પહેલો પ્રવાસ પૂરો થયો.

બીજા પ્રવાસની કથા હવે પછી.

પોપટલાલ અંબાણી



# કલમ અને શાહી

શીલા એક પત્ર લખતી હતી. લખી રહ્યા પછી તે લખવાનાં સાધનોને દૂર મૂકતી હતી ત્યાં ખડિયાને તેનો પગ લાગ્યો. તેનાં કપડાં પર શાહી પડી અને મોટો કાળો ડાઘ પડી ગયો.

શીલા તરત જ પાણી લેવાને દોડી પણ તેનાથી ડાઘ ધોવાયો નહિ. તેથી તે બહુ નારાજ થઈ. તે બોલી ઊઠી: "અરેરે! હવે ડાઘ નહિ જાય!"

જ્યારે શીલાની માતાએ શાહીનો ડાઘ જોયો ત્યારે કોઈ સખત પ્રવાહીથી ઘસીને તે ડાઘ કાઢી નાખવાનો તેણે યત્ન કર્યો. જો કે ડાઘ લગભગ જતો રહ્યો, પરંતુ પ્રવાહી બહુ સખત બનાવટનું હોઈને તેટલા ભાગમાં કપડાંનો રંગ જતો રહ્યો અને લીલા રેશમ પર બેડોળ સફેદ નિશાની રહી ગઈ.

શાહીના ડાઘ દૂર કરવાનું મુશ્કેલ કેમ છે તેનું કારણ છે. લખાણનો રંગ ન ચાલ્યો જાય તે ખૂબ જરૂરનું છે. કાગળ પર સુકાઈ ગયા પછી સારી શાહીમાં ફેરફાર થતો નથી. તે સહેજ કાગળની અંદર જાય છે. એટલે જ્યારે તે સુકાઈ જાય છે ત્યારે તે સહેલાઈથી નીકળી જતી નથી. લખવાના કાગળનો ટુકડો સાથે સાથે ઘસીએ તો જ શાહીનો ડાઘ દૂર થાય. તે જ કારણથી લખવામાં થયેલ ભૂલને આપણે ઘસી નાખીએ છીએ ત્યારે આપણે કેટલીક વાર કાગળમાં કાણું પાડી દઈએ છીએ.

સારી શાહી સહેલાઈથી પાણીથી ધોવાઈ જતી નથી. ૧૯૨૨ માં ઇજિપ્ત નામની મોટી સ્ટીમર ફ્રાન્સ નજીક બિસ્કેના અખાતમાં ડૂબી ગઈ હતી. તે વહાણમાં ઘણું સોનું હતું. આઠ વર્ષ પછી કેટલાક તરનારાઓ સોનાની શોધ માટે સમુદ્રની તળિયે પહોંચ્યા. થોડુંક સોનું મેળવવા ઉપરાંત 'ઇજિપ્ત'માંથી તેઓને કેટલાક ઉપયોગી કાગળો મળી આવ્યા. કાગળો દરિયામાં આઠ વર્ષ સુધી રહ્યા છતાં લખાણ સ્પષ્ટ અને સહેલાઈથી વાંચી શકાય તેવું હતું. લખાણ બલ્યુ-બ્લેક શાહીમાં હતું. આખા જગતમાં ઑફિસો તથા શાળાઓમાં આ શાહી વપરાય છે.

શાહીની વાત તે જ લખાણની વાત છે. હજારો વર્ષો પહેલાં માણસો પોતાના વિચારો લખવા માંડ્યાં. શરૂઆતમાં તો કેટલાક દેશોના લોકો વિચારોનાં ચિત્રો કાઢવા લાગ્યાં. આંસુવાળી આંખનું ચિત્ર દિલગીરી દર્શાવતું હતું. બેબિલોનનાં લોકોનું ચિત્ર-લખાણ ૮૦૦૦ વર્ષ જૂનું હોવાનું વિદ્વાનો માને છે. વર્ષો જતાં બેબિલોનના લોકોનું લખાણ નિશાની દ્વારા થવા લાગ્યું. V આવા આકારની નિશાનીઓ, જુદા જુદા અર્થ બતાવવાને જુદી જુદી રીતે ગોઠવવામાં આવતી હતી ચીન, ઇજિપ્ત અને અમેરિકાના માયા લોકો ચિત્રલિપિનો ઉપયોગ કરતા હતા.

ઘણું કરીને પહેલું લખાણ ખડક અથવા પથ્થર પર કરવામાં આવ્યું હતું. ઘણા વહેલા સમયમાં લોકો નરમ ચીકણા પદાર્થ–માટી–પર લખતા. તેને પછી ગરમ કરીને કઠણ કરવામાં આવતો હતો. તેઓ વાસણ, છીપ, લાકડું તથા બીજા પદાર્થો પર લખતા હતા.

જ્યારે લોકોએ અવાજ દર્શાવવાને પહેલી નિશાનીઓ શોધી ત્યારે તેઓએ અક્ષરો પણ બનાવ્યા. ગ્રીક લોકોએ અક્ષરોનો સમૂહ બનાવ્યો. આ અક્ષરોને ગ્રીક લોકોએ મૂળાક્ષરનું નામ આપ્યું. બીજી પ્રજાઓ ગ્રીક મૂળાક્ષરો વાપરતી હતી. તેઓએ કેટલાક અક્ષરો બદલાવ્યા અગર બીજા અવાજ દર્શાવવા બીજા અક્ષરો કર્યા. અંગ્રેજી જોડાક્ષરો ગ્રીક જોડાક્ષરો પર રચાયેલા છે.

પ્રાચીન સમયના માટીના લખાણથી ખૂબ જગ્યાની જરૂર પડતી. માત્ર રાજાઓ અને શ્રીમંત લોકો તેનો સંગ્રહ કરી શકતા. એસીરિયાના રાજા અશુર બનિપાલ પાસે આવાં લખાણોનો મોટો સંગ્રહ હતો. ઇજિપ્તના લોકો પણ માટી પર લખતા. ત્યાર પછી તેઓને કાગળ બનાવવાનો વિચાર આવ્યો. 'પેપિરસ'ના છોડમાંથી તે બનતો હતો. પેપિરસ પરનું શાહીનું લખાણ ૪૪૦૦ વર્ષ પહેલાંનું ઇજિપ્તમાં મળી આવ્યું છે. પેપિરસ પર લખવાની લોકોને કલ્પના આવી ત્યાર પહેલાં લાંબા સમયથી લોકો શાહી વાપરતા હતા. ત્યાર પછીના સમયમાં ખાસ રીતે તૈયાર કરવામાં આવેલાં જનાવરના ચામડાંનો લખવાના સાધન તરીકે ઘણા દેશોમાં ઉપયોગ થતો હતો. રોમન લોકો ઘણી વખત પાટિયા પર પાથરેલ મીણ ઉપર લખતા હતા. લોઢા જેવા કઠણ પદાર્થની

બનાવેલ કલમ તેઓ વાપરતા હતા જૂના રિવાજો ધીમે ધીમે નાશ પામે છે ફક્ત ‘૦૦ વર્ષ અગાઉ ફ્રાન્સમા મીણ ઉપર લખવાનુ ચાલુ હતુ

ફ્રાન્સના એક માણસે કહ્યુ છે કે લોકો જ્યારથી ખમીશ પહેરતા થયા, ત્યારથી યુરોપમા કાગળની વપરાશ શરૂ થઈ છે કાગળો બનાવવામા જોઈતા ચીંથરા જૂના ખમીશ પૂરા પાડવા લાગ્યા

૪૦૦૦ વર્ષ પહેલા ચીનના લોકોએ શાહી બનાવી ઘણે ભાગે કાગળ પણ પહેલવહેલા તેઓએ બનાવ્યા હતા આજ તો આખી દુનિયામા કાગળ વપરાય છે કાગળનો મોટો ભાગ લાકડામાથી તથા ‘એસ્પાર્ટો’ નામના ઘાસમાથી બનાવવામા આવે છે પરંતુ ખૂબ કીમતી પુસ્તકો માટેના ‘સારામા સારા કાગળ તો ચીનના લોકો ઓછામા ઓછા બે હજાર વર્ષ પહેલા બનાવતા તેવી જ રીતે બનાવવામા આવે છે જૂના ચીંથરાનો નરમ માવો કરી ઝીણો કાગળ થાય ત્યા સુધી તેને દબાવવામા આવે છે ચીનના લોકો જે શાહી બનાવતા તે ઘાટી તથા ચોંટી જાય તેવી હતી તેથી તેઓ લખવા માટે પીંછી વાપરતા હતા ચીન તથા જાપાનમા નાની પીંછી હજુ પણ વપરાય છે જો આપણે દીવા ઉપર રકાબી ધરી રાખીએ તો તેમા કાળો પદાર્થ—જેને આપણે મેસ કહીએ છીએ તે ચોંટી જાય છે મેસનુ બીજુ નામ કાર્બન છે ચીના લોકો શાહી બનાવવામા મેસનો ઉપયોગ કરતા હતા ચીકણા પ્રવાહી સાથે તેનું મિશ્રણ કરીને તેઓ તેના ચોસલા સૂકવતા હતા લખનાર આ ચોસલાને પાણીમા ઓગાળીને શાહી બનાવતો હતો આ જાતની શાહીનો સીસાપેન તથા શાહીના ચિત્રોમા તથા નવા મકાનોના પ્લાનમા હજુ ઉપયોગ કરવામા આવે છે તેનુ બીજુ નામ હિંદી શાહી છે, કારણકે હિંદમા તો તે પ્રાચીન કાળથી જાણીતી છે રોમન લોકો એક જાતની માછલીમાથી કાળા રંગનુ પ્રવાહી મેળવીને તેની શાહી બનાવતા હતા

ઈજિપ્ત અને બીજા દેશોમા ઘણી જાતની કલમ વપરાતી હતી સામાન્ય રીતે બરૂની કલમનો ઉપયોગ થતો હતો ઘાસ જેવા પાણીમા ઊગતા ઊંચા છોડમાથી કાપીને તેની અણી કાઢવામા આવતી હતી મેસમાથી બનેલી શાહી બરુની કલમમાથી બરોબર ઉતરતી નહોતી પાતળી તથા ઓછુ ચોંટી જાય તેવી શાહીની જરૂર હતી

કોઈ કોઈ વખત ઝાડો ઉપર જીવડાઓએ ગાંઠો ઉત્પન્ન કરેલી હોય છે આ ગાંઠો, અને ઝાડના બીજા ભાગોમા તથા ઘણા છોડમા ‘ટેનિન’ નામનો એક પદાર્થ થાય છે

મુખ્યત્વે ઝાડની ગાંઠોમાથી લીધેલ ટેનિનમાથી એક નવી જાતની શાહી બનાવવામા આવી ગાંઠોનો ભૂકો કરીને પાણીમા મિશ્રિત કરવામા આવ્યો પછી ટેનિનવાળા પાણીને લોહના ક્ષાર સાથે ભેળવવામા આવતુ આ શાહી આછા વાદળી અથવા લીલા રંગની થતી હતી પહેલા તો અક્ષરો બહુ તેજદાર દેખાતા નહોતા પણ હવા લાગવાથી તેમા ફેરફાર થતો હતો અને જ્યારે તે સુકાઈ જતા ત્યારે તેનો રંગ બ્લ્યુ બ્લેક થઈ જતો હતો નવી શાહીથી મોટી ખોટ પૂરી પડી અને લોકો વધારે ઝડપથી તથા વધારે સહેલાઈથી લખી શકતા હતા

લાંબા સમય પહેલા ઈંગ્લંડમા શાહી વેચનાર માણસો ગામડે ગામડે ફરતા હતા શાહી વેચનાર શાહીનો મોટો બાટલો તથા કલમનો જથ્થો સાથે લઈ જતો હતો તે સમયમા લગભગ દરેક જણ લાંબા પીંછાની બનાવેલ કલમ વાપરતુ હતું શાહી વેચનાર ગામડામા ફરતા ફરતા ગાતો હતો કે જેથી કરીને લોકોનુ તેના તરફ લક્ષ ખેંચાય અને પોતાને શાહીની જરૂર હોય તો યાદ આવે

ઈ સ ૧૮૩૨મા લંડનના હેનરી સ્ટીવન્સનને શાહી સુધારવાનો વિચાર આવ્યો લોહાની ગાંઠ સાથે તેણે ખાસ પ્રકારના રંગની મેળવણી કરી તેથી કરીને લખાણ ઘણુ ભમ્મર થયુ આ જાતની બ્લ્યુ બ્લેક શાહી લગભગ દરેક દેશમા વપરાય છે

છાપવાની શાહી મેસ, તેલ અને થોડી ખાંડ અથવા ચીકટ વસ્તુની બનાવવામા આવે છે લખવાની શાહી કરતા તે ઘાટી હોય છે તે તરત જ સુકાઇ જાય તે ખાતર તેમા બીજા પદાર્થો મેળવવામા આવે છે દર વર્ષે છપાતા હજારો પુસ્તકો, માસિકો તથા વર્તમાનપત્રોનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે, તે છાપવામા વપરાતી શાહી, એક માણસના મનમા આવતા વિચારો તથા ખબરો બીજાને જણાવવા માટે માણસે કરેલી પ્રાચીન શોધ છે તે યાદ આવતા સહેજે આશ્ચર્ય થાય છે

છોટાલાલ માનસિંગ દામદાર

અંગ્રેજી પરથી ]

# વૈજ્ઞાનિક શોધો

## દૃષ્ટિ અને યત્ન

[ગતાંકથી ચાલુ]

"ચાલુ સિદ્ધાંત કે માન્યતાથી વિરુદ્ધ જાય એવી બાબતો વિજ્ઞાનમાં ઘણી વખત નજરે પડે છે. પણ બારીકાઈથી સખત કસોટી કર્યા પછી પણ, તેમાં ફેર માલુમ પડે તો તેને વળગી રહી ચાલુ સિદ્ધાંત કે માન્યતાને તજી દેવા જોઈએ. બારીક અવલોકનને અંતે ખોટો માલમ પડે એવો કોઈ પણ સિદ્ધાંત ટકાવી શકે એવી સત્તા વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈ નથી. વૈજ્ઞાનિક કાર્ય ખુલ્લા દિલથી થવું જોઈએ, પહેલાં બાંધેલા વિચારની અસર દૂર રહેવી જોઈએ, અવલોકનો બારીકીથી તપાસેલાં હોવાં જોઈએ, તેમાંથી અનુમાન સાવચેતીથી કાઢેલાં હોવાં જોઈએ, અને આગળ પ્રયોગ કે બુદ્ધિની કસોટીમાં ન ટકે તે વાક્ય ફેરવવાં જોઈએ.

"તત્ત્વશોધકે દરેક સૂચના ધ્યાનમાં લેવી પણ નિર્ણય પોતે કરવો; દેખાવ અને માન્યતાથી દોરાઈ ના જવું. કોઈ મત ખાસ પોતાનો ન કરવો—તેમાં કોઈને પોતાનો ગુરુ ન માનવો; એટલે કે તેણે માણસને પ્રમાણ ન ગણવાં પણ સત્યને પ્રમાણ ગણવું. આ ગુણો હોય અને ઉદ્યોગ ભળે તો તે કુદરતના મંદિરમાં ફરી શકે, છૂપાં રહસ્ય જાણી શકે."

:—ફેરેડે

*

"વૈજ્ઞાનિક સત્ય આર્ષ નાથી પ્રાપ્ત નથી થતું પણ ધીરજથી અવલોકનથી અને પ્રયોગથી મળે છે. દરેક પ્રકારનું જ્ઞાન મહેનતથી મેળવવાનું છે. આગળ પ્રયત્ન જારી રહે એવું પ્રેરણાત્મક બળ આપે એવો સિદ્ધાંત સ્થાપી શકાય તે માટે ઘણાને તે દિશામાં કામ કરવું પડે છે.

"પોતાની જ સખત ટીકા અને તપાસને લીધે વૈજ્ઞાનિક શોધકના મનમાં ઉદ્ભવતા વિચાર, આશા, ઇચ્છા પણ ફળીભૂત નહિ થતાં હોય તે દુનિયા ભાગ્યે જ જાણે છે."

—ફેરેડે

*

છેક સુધી ખંત રાખી શકાય તે માટે વિજ્ઞાનનું કાર્ય પવિત્ર માનવું જોઈએ, એવી માન્યતાના ઉત્તેજન વિના ઘણા શોધકો માર્ગમાં અટકી પડે છે. પણ ખોજકામના હળ ઉપર હાથ લગાડનાર વૈજ્ઞાનિક કદી પાછો ફરતો નથી. તેને ખબર છે કે તેને બહોળા ક્ષેત્રમાં કામ કરવાનું છે તેના ચાસ સીધા છે, તેની જમીન યોગ્ય વખતે બીજ વાવવા તૈયાર હોય છે અને તે જે જ્ઞાનનો પાક ઉતારે છે તેનો બીજાને લાભ મળશે એ ઉપર તેની તુલનાનો આધાર છે. તે પૈસાને માટે કામ કરતો નથી પણ કામ યોગ્ય છે, તેમાં તેને રસ છે માટે તે કામ કરે છે.

કુદરતનો અભ્યાસ મનુષ્યને ઉચ્ચ કક્ષાએ મૂકે છે અને તેના જ્ઞાનની કિંમત અંકાય તેમ નથી, છતાં ઘણા તેની તરફ લક્ષ આપતા નથી. પરિણામ એ થાય છે કે, સાહિત્યકારોનાં પુસ્તકોમાં વિજ્ઞાનની સાદી વાત પણ ચોકસાઈથી કહેલી હોતી નથી. આપણા નેતાઓ અને સલાહ લેવા લાયક સજ્જનો છાપાંમાં તેમજ બીજી સાધારણ પ્રસિદ્ધિઓમાં કુદરતની સ્પષ્ટ બાબતોમાં તેમજ તેના દેખાવોમાં ઘણું અજ્ઞાન બતાવે છે અને તેમને કેટલીએક વાર વિજ્ઞાનની સાદી પરિભાષા પણ આવડતી હોતી નથી. તેઓ તે બાબતમાં આંધળાના નેતા જેવા હોય છે અને હોય તો તેમાં કાણો રાજા હોય છે. કેળવાયેલા મનુષ્યે સાહિત્ય અને વિજ્ઞાન બંનેનો પરિચય મેળવવો જોઈએ એ સ્વીકારવામાં આવે તો આવું ન બને.

ફ્રાંસના શહેનશાહ નેપોલિયન ત્રીજાને એક જર્મન અતિથિએ વિનતિ કરી, "મને શરીરવિજ્ઞાનના મહાન

વિશારદ લોર્ડ બર્નાર્ડને મેળવી આપો, તેની સાથે ઓળખાણ કરાવો."

"તે કોણ છે?" રાજાએ પૂછ્યું.

"તે આપના રાજ્યના એક મહાન વૈજ્ઞાનિક છે."

ખરેખર, વૈજ્ઞાનિક માત્ર પોતાના દેશમાં અને પોતાના દેશબંધુઓમાં જ નહિ, પણ તે ઉપરાંત બીજે બધે પૂજાય છે.

વિજ્ઞાનના સિદ્ધાંતની કેટલીએક ઓળખાણ થયા વગર કેળવણી પૂરી થઈ કહેવાય નહિ એ હવે સમજાયું છે. ટેનિસન અને સ્કોટનાં પુસ્તકો જેવાં જ ડાર્વિન અને ફેરેડેનાં પુસ્તકો માનનીય છે. વિજ્ઞાન વિના સાહિત્યની તાલીમ, સ્પષ્ટ ભાષામાં દર્શાવવાની શક્તિ વિનાના વિજ્ઞાનના જ્ઞાન જેવી અધૂરી છે.

તમારી ઇચ્છા છે કે કેળવણીથી સત્યને માટે અપૂર્વ પ્રેમ જન્મે? તો અભ્યાસક્રમમાં કુદરતને સ્થાન આપો. કારણકે તેના વહેવારમાં દરેક ખોટો સિક્કો જરાપણ આનાકાની વગર કાપી નાંખવામાં આવે છે. તમારે નીતિની ભાવના ઉત્પન્ન કરવી છે? તે પણ કુદરત શીખવશે, કેમકે તેમાં દરેક કર્મનું ફળ છે અને દરેક દુષ્કૃત માટે શિક્ષા છે. દુનિયાની ધમાલથી છેતરાય નહિ એવું માનસ ઉત્પન્ન કરવું છે? તો વૈજ્ઞાનિક પદ્ધતિની તાલીમ ઉપર લક્ષ આપો. તેથી સત્યાસત્યનો વિવેક કરવા માટે જરૂરી બારીક તપાસની ટેવ પડશે. કામનું ગૌરવ અને આત્મભોગના ધર્મની સમજણ વધારવાં છે? તો વિજ્ઞાન તરફ વળો; તેમાં બીજાના લાભ માટે સતત શ્રમ કરવાની જરૂર પડે છે. નવી પ્રજામાં કૃત્રિમ સંતોષ અને સતત ધમાલની ઈચ્છા ન લાવવાં દેવાં હોય તો વૈજ્ઞાનિક જ્ઞાનથી જીવનમાં જે ઉમદા દૃષ્ટિબિંદુ ઉદ્‌ભવે છે તેમાં રસ ઉત્પન્ન કરો. સત્ય માટે લાગણી, ધીરજ, સંબદ્ધ વિચાર, જવાબદારી, શિસ્ત અને સ્વાશ્રયી કાર્ય એ વિજ્ઞાનનો અભ્યાસ શીખવે છે. અને સૌને બીજાને આદર્શરૂપ શોધકના જેટલી તેની જરૂર છે.

કુદરતનું કોઈ પણ રહસ્ય જાણવાનો આનંદ દુનિયાના કોઈ પણ લાભ કરતાં વધારે છે. તે આનંદ દુનિયાના ધનની જગા લે છે અને જ્યાંથી બીજા લાભ ઉઠાવે છે ત્યાં તે નિસ્વાર્થ કાર્ય કરવું શક્ય બનાવે છે. બીજા ધંધામાં જોડાયેલાનો જીવનમાં રસ ઓછો થઈ જાય છે ત્યારે વૈજ્ઞાનિકમાં કુદરતનો પ્રેમ અને જિજ્ઞાસા અમર હોય છે. હંમેશાં આનંદમાં રહેનાર વૈજ્ઞાનિક જોસફ લીડીને કોઈએ પૂછ્યું: "તમને જિંદગી ઉપર કંટાળો નથી આવતો?"

"ના, જ્યાં સુધી અભ્યાસ માટે એક પણ આંતરડાનો કીટ હોય, જૂના યુગના પ્રાણિનું હાડકું હોય, ત્યાં સુધી મને કંટાળો નહિ આવે." તેણે ઉત્તર આપ્યો.

કુદરતના અભ્યાસમાં પૂર્ણ સંતોષ મળે છે અને હંમેશનો રસ પડે છે તેનો પુરાવો ઘણા વૈજ્ઞાનિકો આપે છે. રોબર્ટ બોઈલ કહે છે. "પ્રયોગ કરવાના આનંદમાં બધું ભૂલી જવાનો રસ મને પ્રયોગશાળામાં મળે છે." તે કહે છે: "મને મૃત્યુની બીક લાગે છે તે એટલા માટે, કે પછી બધું મને પ્રત્યક્ષ થશે એટલે મારો શોધ કરવાનો આનંદ જતો રહેશે!"

ડો. એ. આર. વોલેસની ૮૯મી જન્મતિથિ હતી. કોલોરાડો વિદ્યાપીઠના પ્રાણિવિજ્ઞાનના વર્ગે અભિનંદનનો પત્ર મોકલ્યો હતો. તેના જવાબમાં તેમણે લખી જણાવ્યું હતું:

"કુદરતના આશ્ચર્યજનક બનાવોથી મને જીવનમાં આનંદ અને દિલાસો મળ્યા છે. મેં આશ્ચર્યચકિત થઈ એક છોડ જોયો ત્યારથી તે આમાઝોન નદીનાં ભવ્ય જંગલો જોયાં, ને ત્યાંથી મલાયા દ્વીપકલ્પ કે જ્યાં દરેક બેટમાં આશ્ચર્યજનક નવીનતાઓ અને સૌંદર્ય નવા નવા આનંદ લાવે છે તે જોયો, ત્યાં સુધી કુદરતે મને નવો ને નવો આહ્લાદ આપ્યો છે. અને તેના અગણિત પ્રશ્નોમાંના કેટલાએકનો ઉકેલ લાવવામાં અજબ રહસ્ય અને ભવ્યતા માલમ પડ્યાં છે. આ મારી કંઈક જંગલ જેવી વાડીમાં વનસ્પતિ જીવનની વિવિધતા મારા પહેલાંના આનંદને ફરી જન્મ આપે છે, અને ઋતુના ફેરફારથી થતી અસર મારા ઉપર પહેલાંના જેવી જ થાય છે. કુદરતનાં રહસ્ય અને સૌંદર્ય જે મેં ભોગવ્યાં છે

અને હજુ ભોગવું છું તે તમને પણ પ્રાપ્ત થાઓ એવી શુભેચ્છાઓ હું તમને અંતઃકરણપૂર્વક મોકલું છું."

સૃષ્ટિના વિકાસનું મુખ્ય કારણ કુદરતી પસંદગી છે એ મહાન સિદ્ધાંત ડાર્વિને શોધી કાઢ્યો. તે શોધવામાં વૉલેસે તેની સાથે કામ કરેલું. ડાર્વિને આખી જિંદગી કુદરતના આનંદમાં ગાળી. "કુદરતના જ્ઞાનમાં અને મનુષ્યના સુખમાં મારાથી બરાબર વધારો નથી થઈ શક્યો," તે વારંવાર કહેતો. "વિજ્ઞાનને અનુસરવામાં અને તેની પાછળ જિંદગી ખર્ચવામાં મેં ઘણું સારું કર્યું છે એમ હું માનું છું."

વૈજ્ઞાનિકનો પહેલો અને છેલ્લો વિચાર આ જ હોય છે: 'આટલું થોડું થયું અને કેટલું બધું કામ હજી બાકી છે!' મરણ પહેલાં ન્યૂટને નીચેના યાદગાર શબ્દો કહ્યા હતા: "દુનિયા મારા વિષે શું ધારશે તે હું જાણતો નથી, પણ જ્યાં સત્યનો મહાન સાગર શોધ્યા વિનાનો પડ્યો છે તે સમયે વધારે લીસો અસાધારણ પત્થરનો ટૂકો કે વધારે સુંદર શંખલો શોધી કાઢવામાં વખતે વખતે આનંદ માનતો દરિયાકિનારે રમતો છોકરો હોઉં એમ મને લાગે છે."

ન્યૂટનની પોતાના કામની આ ગણત્રી. પણ તેને માટે જર્મનીની રાણીને એક ગણિતવેત્તાએ કહેલું: "ન્યૂટન પહેલાંના બધા ગણિતવેત્તાઓના કામનો સરવાળો કરીએ તો પણ ન્યૂટનનું કામ તેમના કરતાં ચડી જશે."

સર વિલિયમ હર્સચેલે યુરેનસ ગ્રહ શોધી કાઢ્યો ત્યારે ઈંગ્લાંડના રાજા ત્રીજા જ્યોર્જે તેને પોતાના દૂરબીન સાથે દરબારમાં બોલાવ્યો. "આવી નજીવી બાબતને મહાન કહેવામાં આવે તે બતાવી આપે છે કે તેઓ કેટલા બધા પાછળ છે! આથી ઘણાં સારાં દૂરબીનો બનાવવાની અને તાજુબીભરેલી દિવ્ય ચીજો જોવાની મારી ઉમેદ છે."

જેમ જ્ઞાન ઓછું તેમ માણસને પોતાના જ્ઞાનથી સંતોષ વધારે; જેમ માણસ મહાન, તેમ તેને પોતાની ત્રુટિઓનું સારી રીતે ભાન. ઈ. સ. ૧૮૯૬માં સ્કૉટલાંડની ગ્લાસગોની વિદ્યાપીઠમાં લૉર્ડ કેલ્વિનની જ્યુબિલિ ઊજવવાની હતી. તેને માન આપવા દુનિયાના વિદ્વાનો, વિજ્ઞાનવિશારદો ભેગા થયા હતા. તેમણે વિજ્ઞાનસેવા માટે તેને મુબારકબાદી આપી તેના બદલામાં કેલ્વિને જવાબ વાળ્યો:

"૫૫ વર્ષ સુધી ખંતથી વિજ્ઞાનની પ્રગતિ માટે મેં જે અથાગ શ્રમ લઈ પ્રયત્ન કર્યો છે તેના પરિણામ માટે મને પેલો 'નાપાસ' એ શબ્દ જડે છે. ૫૦ વર્ષ ઉપર શરૂઆતમાં અધ્યાપક તરીકે હું જે જાણતો હતો અને મારા પ્રકૃતિવિજ્ઞાનના વિદ્યાર્થીઓને શીખવવા પ્રયત્ન કરતો હતો તેના કરતાં હાલ મને વિદ્યુત્‌શક્તિનું, લોહચુંબકની શક્તિનું, આકાશ, વિદ્યુત્ ગુરુત્વવાળો પદાર્થ અને રાસાયનિક સમાકર્ષણ (affinity) વચ્ચેના સંબંધનું જરા યે વધારે જ્ઞાન નથી."

કેલ્વિને પોતાના દિવસોમાં મનુષ્યના ભલા માટે પ્રકૃતિવિજ્ઞાનનો ઉપયોગ કરવામાં અને વિજ્ઞાનની પ્રગતિ કરવામાં કોઈ પણ માણસના કરતાં વધારે કામ કર્યું છે. છતાં કૃતેહનો સંતોષ તેના મનમાં નહોતો; પણ વૈજ્ઞાનિકનું સર્વવ્યાપી આકાશતત્ત્વ અને વિદ્યુત્ અને લોહચુંબકની શક્તિઓ વચ્ચેનો સંબંધ સમજવાને ૫૦ વર્ષ સુધી ખંતથી પ્રયત્ન કર્યા હતા તે ફળીભૂત નહોતા થયા તે માટે નાઉમેદી હતી. સમુદ્રપાર તારના સંદેશા મોકલવાની શોધ, હોકાયંત્ર અને સમુદ્રની ઊંડાઈ માપવાની દોરીમાં કરેલો સુધારો, પદાર્થના ધર્મ સંબંધી સેંકડો ભાષણો માટે કુટુંબ વૈજ્ઞાનિકો જિંદગી પૂરી કરે. પણ તે બધાને એક કરનાર પદાર્થના પ્રશ્નના ઉકેલના સિદ્ધાંત આગળ તે બધું તેને તુચ્છ લાગ્યું. આકાશતત્ત્વ અને પદાર્થના સંબંધનો કોયડો ઊકલ્યો એટલે કુદરતના રહસ્યના ભંડારમાં જનતા પ્રવેશ કરશે એમ તે સમજતો.

કેલ્વિન સમા હંમેશના અભ્યાસી હોય છે. એક પ્રશ્ન ઊકલ્યો, એક સિદ્ધાંત જડ્યો, એક વિજ્ઞાનકાર્ય પૂરું

થયું કે તેને બદલે હજારો ન સમજાય તેવા પ્રશ્નો, સિદ્ધાંતો, કાર્યો સામા આવવાના જ

વિશ્વની સરખામણીમા મનુષ્યપ્રાણી ઘણું અલ્પ છે પણ તેનુ મન તેને ઊંચે ને ઊંચે દોરે છે અજીત આશા વડે તે બહાદુરીથી શિખરે પહોચવા પ્રયત્ન કરે છે આકાશના તારાનુ સારુ જ્ઞાન મેળવ્યુ હોય તેમ છતા, અનત અવકાશ તેનો ગર્વ ઉતારી દે છે, તેને નમ્ર બનાવે છે છતા તે અજાણ્યા પ્રદેશમા પોતાની શોધ કર્યા જ કરે છે અને તે કામ તેના ઝોક્ગના ઝેકગ કર્યા કરશે

સર જે જે થોમસન એક જગાએ લખે છે "જેમ જેમ આપણે ઊંચે એક શિખર ઉપરથી બીજે શિખર ચડીએ છીએ તેમ તેમ નવા સુદર પ્રદેશ આપણી નજરે પડે છે પણ આપણુ ધ્યેય જોઈ શકતા નથી, ક્ષિતિજ દેખાતી નથી, દૂર હજી ઊચા શિખર દેખાય છે ત્યા ચડતા હજી વધારે બહોળા સુદર દૃશ્ય દેખાશે, પ્રભુના કાર્ય મહાન છે એવી ઊંડી લાગણી ઉદ્‌ભવશે અને એ સત્યને વિજ્ઞાનની દરેક પ્રગતિ બળ આપશે"

ગ્રીસ દેશનો એક ખગોળપ્રેમી આકાશનિરીક્ષણમા એવો ગુથાઈ ગયો હતો કે તે ચાલતા ચાલતા કુવામા પડ્યો તેની દાસી બોલી "આકાશ નીરખતા પગ આગળ શુ છે તે ન દેખાયુ!" દુનિયાદારીના વહેવાર ઉપર ધ્યાન આપવુ જોઈએ, જ્યારે આકાશના વિચારો કરનાર ઘણા માણસો હાસીને પાત્ર થયા હશે આકાશમા ઊડનારના મત અને તેની મહેચ્છાઓની હાસી કરનારા હમેશા જગતમા હોય છે જ તેમ છતા અનેક સ્વૈરવિહારીઓ ઉત્પન્ન થતા રહે છે એ આશ્ચર્ય છે।

ચાલુ ]

ચંદુલાલ કેશવલાલ અમીન



## બે ટુચકા

ઇંગ્લંડના વડાપ્રધાન સ્ટેનલી બોલ્ડવીન જ્યારે પાર્લામેન્ટના સામાન્ય સભાસદ હતા ત્યારે તેમને પાર્લામેટમા પણ કોઈ ઓળખતુ નહોતુ. પણ તે વડાપ્રધાન થયા પછી પણ લોકો તેમને કેટના ઓળખતા હતા તે વિષે એક વાત બોલ્ડવીન પોતેજ કહે છે વડાપ્રધાન થયા પછી થોડા જ વખતમા એકવાર એક માણસ તેમને મળ્યો, એટલે તેણે તેમને કહ્યુ

'તમારો ચહેરો ક્યાક જોયો હોય એમ લાગે છે.'

'મારુ નામ સ્ટેન્લી બોલ્ડવીન'

'બરોબર હવે ઓળખાણ પડી પ ણ હમણા શો ધધો કરો છો?' ન

*

લેડી બોલ્ડવીન ન્યૂયોર્કમા ભરાયેલા અખિલ વિશ્વ પ્રદર્શન (World's Fair) જોવા પોતાના પતિ સાથે ગયા હતા ત્યા તેઓ જનરલ મોટર્સ ફ્યુચ્યુરમ ( Futurama )નો વિભાગ જોવા ઇચ્છતા હતા પણ તેમને બધાની પેઠે ગઢ જોતા હારમા ઊભા રહેવુ ન હતુ તેથી તેમણે પોતાના પતિને આ વાત કરી અને સીધા જોવા જઈ શકાય એવી ગોઠવણ કરવા જણાવ્યુ અને બોલ્ડવીને (સ્ટેન્લી બોલ્ડવીન) બ્રિટિશ કોન્સલને ટેલિફોનથી જણાવ્યુ, તે કોન્સલે વોશિગ્ટનના બ્રિટિશ એલચીને જણાવ્યુ, નવી જ પરિસ્થિતિ જોતા તે એલચીએ લડનની પરદેશ કચેરીને તારથી પુછાવ્યુ, પરદેશ કચેરીએ અમેરિકાના એલચી જો કેનેડીને અપીલ કરી બુદ્ધિશાળી જો કેનેડીએ સીધો જ અખિલ વિશ્વ પ્રદર્શનમાના જનરલ મોટર્સવાળાને તાર કર્યો એક પ્રેસ એજન્ટ ધીમેથી લેડી બોલ્ડવીન નજીક આવ્યો, તેમને ભિડમાથી બહાર આવવા જણાવ્યુ અને કહ્યુ "આપ જરા પણ ચિંતા ન કરશો આપની હું પૂરતી સભાળ રાખીશ પધારો."

ર.





## ૧

## વિવેકભ્રષ્ટનો વિનિપાત

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હરશિરે,
પડવા માંડેલી પડી પાછી! ટકી ન હર હરશિરે.
પડી, ગિરિ પર, ઉચ્ચ ગિરિવર મૂકી પડી એ પાછી–
અવની પર આળોટતી ચાલી, ધૂળવાળી ધણી થાતી.
મલિન ગંગા, ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો,
ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો!
ભ્રષ્ટ થઈ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો!

—ગોવર્ધનરામ ત્રિપાઠી

વિવેક એટલે સારાસારનો ભેદ સમજવાની શક્તિ, સારું શું અને નરસું શું તે સમજવાની શક્તિ. જે માણસ સારા નરસાનો ભેદ સમજતો નથી, અથવા સમજ્યા છતાં તે પ્રમાણે વર્તતો નથી તે વિવેકભ્રષ્ટ કહેવાય એમ જે માણસ વિવેક ચૂકે છે, તેની પડતી થાય છે, એમ કવિને કહેવું છે.

આ વસ્તુ સ્પષ્ટ કરવા માટે કવિ એક ઉદાહરણ આપે છે. ગંગા પહેલાં સ્વર્ગમાં વહેતી હતી, એ ખૂબ જાણીતી કથા છે. સ્વર્ગ એ ઊંચામાં ઊંચું સ્થાન ગણાય છે, ખૂબ પવિત્ર સ્થાન ગણાય છે, એટલે એને શુભ્ર કહ્યું છે. શુભ્ર એટલે સફેદ. સફેદ રંગ નિર્મળતાનો સૂચક છે એટલે અહીં શુભ્રનો અર્થ પવિત્ર એવો થાય છે. શુભ્ર સ્વર્ગ એટલે પવિત્ર સ્વર્ગ. સૌ કોઈ એ સ્થાન પ્રાપ્ત કરવા માટે ઝંખે છે. એની સરખામણીમાં બીજું કોઈ પણ સ્થાન હલકું, નીચું જ ગણાય આમ છતાં, આ વસ્તુ સમજ્યા વિના—સારું શું અને નરસું શું એનો વિચાર કર્યા વિના એટલે કે વિવેક કર્યા વિના, ગંગા સ્વર્ગ છોડીને શંકરને માથે ઊતરી. આમ એ વિવેક ચૂકી, વિવેકભ્રષ્ટ થઈ એટલે પછી શંકરને માથેથી હિમાલય પર્વત ઉપર ઊતરવામાં પણ એને કશો સંકોચ રહ્યો નહિ. હિમાલય કરતાં તો શંકરનું માથું વધારે ઉચ્ચ સ્થાન ગણાય, પણ જેણે સારાસારનો વિવેક મૂક્યો હોય તે આવો વિચાર શાનો કરે? આથી જ ગંગા શિવને માથેથી પાછી હિમાલય ઉપર ઊતરી. આમ એણે હેઠે પડવા માંડ્યું એટલે એ હિમાલય ઉપર પણ ટકી નહિ. ત્યાંથી પાછી એ પૃથ્વી ઉપર ઊતરી. હવે તો એનું એટલું બધું પતન થઈ ચૂક્યું કે એનામાં ધૂળ, કચરો વગેરે અશુદ્ધિઓ પણ દાખલ થઈ. એનું પવિત્ર પાણી અશુદ્ધ બન્યું. એ આ ધરતીની ધૂળમાં આળોટવા લાગી—જાણે એને કોઈ જાતની લાજમર્યાદા જ રહી નહિ. આમ ધરતી પર આળોટવાને લીધે મલિન બનેલી ગંગા આખરે ખારા સમુદ્રમાં જઈને ભળી ગઈ. જેમ સ્વર્ગ એ ઊંચામાં ઊંચું સ્થાન ગણાય છે, તેમ સમુદ્ર એ પૃથ્વી ઉપર નીચામાં નીચું સ્થાન છે. આમ ઉચ્ચમાં ઉચ્ચ સ્થાને વસનારી ગંગા વિવેકભ્રષ્ટ થતાં પડવા માંડી એટલે છેક નીચામાં નીચે સ્થાને પહોંચી ગઈ. ક્યાં દેવોનું નિવાસસ્થાન પવિત્ર સ્વર્ગ અને ક્યાં નદીઓ વાટે આખી પૃથ્વીનો મેલ સંઘરતો ખારો સમુદ્ર! ગંગાનું આ તે કેવું અધઃપતન! આ અધઃપતન શાથી થયું? એ વિવેક ચૂકી, એ વિવેકભ્રષ્ટ થઈ તેથી. જે વિવેકભ્રષ્ટ થયું તે અનેક રીતે વિનિપાત કહેતાં અધોગતિને પામે; જેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ તે અધોગતિને જ પામે, એમ કવિનું કહેવું છે.

આ કાવ્ય સંસ્કૃત કવિ ભર્તૃહરિના નીચેના શ્લોક ઉપરથી રચાયેલું છે:

> शिरः शार्वं स्वर्गात् पशुपतिशिरस्तः क्षितिधरम्
> महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ।
> अधोऽधो गङ्गेयं पदमुपगता स्तोकमथवा
> विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥

આ મૂળ સંસ્કૃત સુભાષિત સુંદર મુક્તક છે. (મુક્તક વિશે જુઓ: કાવ્યપરિશીલન, 'કિશોર', વર્ષ ૧, અંક ૧) છતાં, આ તેનો ગુજરાતી અનુવાદ મુક્તક બન્યો નથી. કારણ એમાં કડીઓ વધારે

થઈ ગઈ છે કવિએ જો ૭ લીટીનો છપ્પો કે કુડળિયો લખ્યો હોત તો તે એક મુક્તક બની જાત, પણ અહી ત્રણ કડીઓ કરી છે એટલે મુક્તક ન બન્યુ

આ કાવ્યમા કવિએ પોતાના કથનના સમર્થનમા ગગાવતરણના પ્રસગનો ઉપયોગ કર્યો છે એ કથા એવી છે કે, સગર રાજાને એક રાણીથી સાઠ હજાર છોકરા થયા હતા અને બીજી રાણીથી અસમજસ નામે એક છોકરો થયો હતો એણે જ્યારે યજ્ઞ આરભ્યો ત્યારે યજ્ઞના ઘોડાનુ રક્ષણ કરવાનુ કામ પોતાના સાઠ હજાર પુત્રોને સોપ્યુ તેઓ ઘોડાનુ રક્ષણ કરતા તેની પૂઠે પૂઠે ફરતા હતા એવામા ઇન્દ્ર એ ઘોડાને ચોરી જઈને પાતાળમા જ્યા કપિલમુનિ તપ કરતા બેઠા હતા ત્યા બાધી આવ્યો આ સાઠ હજાર જુવાનો જ્યારે ધરતી ખોદીને ત્યા પહોચ્યા અને ઘોડાને એક ઝાડે બાધેલો જોયો ત્યારે તેમના મનમા લગારે શકા રહી નહિ કે આ ઋષિ જ ઘોડો ચોરી લાવ્યા છે તેમણે અનેક અડપના કરી તેમની સમાધિમા ભગ પાડ્યો ઋષિનો ક્રોધ હાથ ન રહ્યો અને તેમણે આખ ખોલતા જ તેમાંથી અગ્નિની જ્વાલા પ્રગટી અને તેણે એ સાઠ હજારને બાળીને ભસ્મ કરી દીધા જ્યારે સગરને આ વાતની જાણ થઈ ત્યારે તેણે અસમજસના પુત્ર અશુમાનને ઘોડો લેવા મોકલ્યો તેણે કપિલમુનિને નમ્ર ભાવે પોતાના કાકાઓના ઉદ્ધારનો માર્ગ પૂછ્યો, ત્યારે તેમણે કહ્યુ કે સ્વર્ગમા રહેલી ગગા પૃથ્વી પર ઊતરે અને આ તારા કાકાઓની રાખને પલાળે તો એઓ સદ્ગતિ પામે આથી એણે તપ આરભ્યુ એની જિદગી તપમા પૂરી થઈ એટલે એનો પુત્ર દીલિપ તપ કરવા લાગ્યો તેનું અવસાન થયુ એટલે તેનો પુત્ર ભગીરથ તપશ્ચર્યા કરવા બેઠો આમ ત્રણ ત્રણ પેઢીની તપશ્ચર્યાને અતે ગગા પૃથ્વી પર ઊતરવા તૈયાર થયા. પણ તેમણે કહ્યુ કે, હુ જો સીધી પૃથ્વી ઉપર ઊતરીશ તો તો ઠેઠ પાતાળમા જ પહોચી જઈશ માટે મને ઝીલનાર કોઈક સમર્થને શોધી લાવ ત્યારે ભગીરથે શકરની પ્રાર્થના કરી અને તેઓ ગગાને ઝીલવા તૈયાર થયા આમ ગગા આકાશમાથી શિવને માથે ઊતરી પણ તે શિવની જટામા એવી ગૂચવાઈ ગઈ કે તેને રસ્તો જ જડયો નહિ આખરે ભગીરથની પ્રાર્થનાથી શિવે એક લટ છોડી અને તે વાટે ગગા બહાર નીકળી હિમાલય પર વહેવા લાગી, પછી તો આગળ ભગીરથ અને પાછળ ગગા, એમ કરતા કરતા હરદ્વાર પાસે થઈને ઠેઠ સુદરવન આગળ પહોચી સાઠ હજાર સગરપુત્રોની રાખને પાવન કરી આખરે ગગાએ સેકડો મુખે સાગરમા પ્રવેશ કર્યો

આવી ગગાની કથા છે હવે અહી વિચારવાનુ એ છે કે જો આ કથા છે એવી ને એવી આપણે લઈએ તો તો એમા ગગાને દોષ દેવા જેવુ કશુ નથી, ઊલટુ સગરના પુત્રોની સદ્ગતિ થાય એટલા માટે એ સ્વર્ગનો ત્યાગ કરી પૃથ્વી ઉપર આવી, એમા એની પરોપકાર વૃત્તિ પ્રગટ થાય છે, અને એ માટે કવિએ એની સ્તુતિ કરવી જોઈએ પણ આ કવિતા લખવામા કવિએ આ આખી કથા લીધી જ નથી એમણે એનો એટલો જ અશ લીધો છે કે ગગા પહેલા સ્વર્ગમા રહેતી હતી, ત્યાથી પડતી પડતી ધરતી પર આળોટતી ઠેઠ ખારા સમુદ્રને જઈને મળી આમ આખા વૃત્તાતનો એક જ અશ લઈને એમણે પોતાને જે કહેવુ હતુ તેને પુષ્ટિ મળે એવુ ઉદાહરણ બનાવી લીધુ એટલે આ કવિતા સમજવામા આખી કથા ઉપયોગી નથી જેટલો ભાગ ઉપયોગી છે, તેટલાનો જ ઉલ્લેખ કવિએ કાવ્યમા કર્યો છે બાકીના તરફ ધ્યાન દોર્યું જ નથી આ વસ્તુ જો ખ્યાલમા ન આવે તો કોઈના ઉપર પરોપકાર કરવો નહિ કોઈનુ ભલુ કરવા આપણે ઘસાવુ નહિ, વગેરે વિચિત્ર પરિણામ નીકળે—જે કવિને ઇષ્ટ નથી

નગીનદાસ પારેખ



# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]

## ૭

## પૂનાં ભણી

'હવે શું કરવું એ પ્રશ્ન મારી સમક્ષ ખડો હતો. પાંચમું ધોરણ તો મેં પૂરું કર્યું હતું. ખૂબ વિચારોને અંતે મને પણ પૂને મોકલવાનું નક્કી થયુ. મારા મોટાભાઈ પણ ત્યાં જ હતા. મુંબઈવાળા મામાની બદલી પૂને થઈ હતી. અમે બંને એમની પાસે રહેવાના હતા.

હું પૂને આવ્યો. શરૂઆતમાં મને ગોઠતું નહતું. નિશાળમાં મારું નામ પણ દાખલ કરાવ્યું નો'તું. મામા કહેતા : "તને ઘેર ભણાવીને પછી એકદમ અંગ્રેજી ત્રીજીની પરીક્ષામાં બેસાડીશું." ભાઈ એ મને કક્કો શીખવવા માંડ્યો. અંગ્રેજી શિક્ષણની શરૂઆત હવે થઈ ચૂકી હતી.

હું રોજ ઠંડા પાણીએ સ્નાન કરતો. ભાઈ ને હું બે જણા હૉજ પર નહાવા જતા. પાછા આવતી વખતે બાદલી ભરીને પાછી લાવતા. એક દિવસ મારા હાથમાંથી બાદલી હૉજમાં પડી ગઈ. ભાઈ મારા પર ગુસ્સે થઇ ગયો. મારી આંખોના હોજ ભરાઈ ગયા. પાસે જ એક ગૃહસ્થ સ્નાન કરતા હતા, એમને મારી દયા આવી. હૉજમા પડીને તેમણે બાદલી કાઢી આપી. મેં એમના તરફ કૃતજ્ઞતાપૂર્વક જોયું.

મામાને ત્યાં દેવપૂજાનું કાર્ય મારે ભાગે આવેલુ હતું. મામાને ત્યાં વસેલા દેવોમાં દત્તની એક સુંદર મૂર્તિ હતી. પારિજાતક પુષ્પોનો હાર બનાવી હું તે મૂર્તિને પહેરાવતો. અમારી ડેલીમાં જ પારિજાતકનું વૃક્ષ હતું. દર ગુરુવારે દત્તની મૂર્તિને લીંબુ ઘસી સ્વચ્છ બનાવતો. પૂજામાં મને ખૂબ રસ પડતો. કારણ પૂજામાં વાર લગાડીએ તો પુણ્ય મળે ને ઉપરાંત મામા પાસે ભણવાનો વખત પણ ઓછો રહે। એ માટે મેં આ યુક્તિ શોધી કાઢી હતી.

મામી અમને ચાને બદલે કાંજી આપતાં. કાંજીમાં આદુના ટુકડા નાખતાં. આ કાંજી અમને ખૂબ ભાવતી, અમે બે જણા ધરાઈને પીતા. જમવાનો વખત થવા આવે એટલે હું પાટલા માંડતો, થાળી વાડકા મૂકતો, સ્વચ્છ પાણીની વટલોઇ ભરતો, ચટણી-લીંબુ પીરસતો.

જમ્યા પછી મામા ઑફિસે જતા ને ભાઈ નિશાળે જતો. ઘેર હું એકલો જ રહેતો. મને કંટાળો આવતો. અમારી ડેલીમાં જનાર્દન નામનો એક છોકરો હતો. તેની સાથે મારે મૈત્રી જોડાઈ. હું અને જનાર્દન મોઈદંડા રમતા. મોઈદંડામાં હું નિષ્ણાત હતો. અમે ખરા બપોરે રસ્તા પર રમતા. એક વેળા મેં જોરથી ટલ્લો માર્યો. મોઈ સણુણુ કરતી એક ઘરડી ડોસીને વાગી. એણે તો સતત વાગ્ધારા ચલાવી—વધારે ને વધારે જોરથી ગાળો દેવા માંડી. સ્ત્રીઓ લડવા બેસે છે ત્યારે એમની જીભ પર વાગ્દેવી નાચતી હોય છે. હું ને જનાર્દન નાઠા, ઘરમાં પેસી ગયા. પેલી બાઈ તો ડેલીના ઉંબર પર ઊભી રહીને બધાંને ચોપડાવતી હતી.

એ સ્ત્રીના ગયા પછી મામીનો પિત્તો ઊછળી આવ્યો બધો ય કોપ મારે માથે ઠલવાયો. "અત્યારે ખરા બપોરે રમવાનો વખત છે? માથું ફાટી જાય એવો તો તાપ પડે છે, ને ચાલ્યા રમવા મોઈદંડા! અહીં મોઈદંડા રમવા આવ્યા છો કે ભણવા! હાથમાં ચોપડી લેવાની તો બાધા જ છે! ટાંપું પણ ક્યાં કોઈનું કરવું છે? ખબરદાર હવેથી બપોરે રમવા ગયા છો તો! આજે એ ડોસીને વગાડયું, કાલે બીજા કોઈને વગાડી બેસશો. કોઈની આંખ ફૂટી જાય તો! એ 'બધી પંચાત અમારે.

બેસો ચોપડી લઈને વાચવુ ન હોય તો આ રમાને લઈ હીચકા પર બેસો. "

મને ખૂબ લાગી આવ્યુ પરતુ અહીં તો રડવાની પણ મનાઈ હતી અને એ અશ્રુનુ મૂલ્યાકન કરનાર પણ કોણ હતુ? મે ચોપડી લીધી ને 'પ્લે એટલે રમવુ' 'પ્લે એટલે રમવુ એમ ગોખવુ શરૂ કર્યું રમવાનું બધ થયુ તો હવે 'રમવુ' શબ્દનુ રટણ કરવુ એવો મનમા નિશ્ચય કર્યો

સાજે ભાઈ ને તેના મિત્રો જોડે હુ ક્યારેક ક્યારેક બહાર ફરવા જતો પર્વતી જોઈ, ત્યાથી દૂર સિંહગડ જોયો, પર્વતીનુ ભોયરુ જોયુ "આ ભોયરામા થઈ ઘોડા જતા એની અદર ઘોડાના ડાબનાની નિશા નીઓ પણ છે," એમ ભાઈ મને કહેતો તુળસી બાગ ને બેલબાગ જોયા બેલબાગમા મૂર્તિ કરતા મોર મને વધારે ગમ્યો ત્યા લગણ મે મોર જોયો જ નો'તો મોરના પીછાની અદર આવેલી દેવમૂર્તિ હુ જોતો હતો

ભાઈએ મને ટિળકની ડેલી બતાવી ટિળક વિષે કેટલી યે દતકથાઓ તે વખતે વિદ્યાર્થીઓમા ફેલાયેલો હતી ભાઈ મને એ બધી કહેતો ત્યારે ટિળક ૭ વર્ષની જેલની સજા ભોગવી રહ્યા હતા મામાને ત્યા ટિળકની છબી હતી છબી નીચે લોક માન્યના ધૈર્યભર્યા ગભીર શબ્દો લખેલા હતા અમે જે ડેલીમા રહેતા હતા, ત્યાથી થોડેક જ દૂર લોક-માન્યનો 'ગાયકવાડ વાડો' હતો મે કેટલી યે વખત એ વાડા તરફ કુતૂહલવૃત્તિથી જોયુ હશે

હું પૂનામા હતો પણ મન પૂનામા નો'તુ મને કોઇક કોઈક વખત એમ થઈ આવતુ કે અહીંથી જતો રહું રાત્રે સૂઈ રહેતી વખતે હુ ભાઇને કહેતો "મને શુ કરવા આ જગલમા બોલાવ્યો? મને જરા યે ફાવતુ નથી" ભાઈ ગુસ્સે થઈ મને કહેતો "સૂઈ જા હવે મારે બત્તી બધ કરવી છે" પણ બત્તી બધ થતી તો મને ઊઘ આવતી નહિ કોકણમા ઘેર રાત્રે દેવઘરમા દીવો સળગતો જ હોય, તેથી આખી રાત ઘરમા પ્રકાશ રહેતો દીવાના પ્રકાશમા સૂવાની મને ટેવ પડેલી, એટલે અધારામા ઊંઘ આવે નહિ ચોપાસ અધાર જામેલો હોય, ત્યારે સુખે કોણ સૂએ?

આજે ભારતવર્ષમા સર્વત્ર અધકાર જામ્યો છે જ્યા જુઓ ત્યા અજ્ઞાન ને રૂઢીના બધન ખરી રીતે તો કોઈ પણ સ્વસ્થ બેસી શકે નહિ વિવેકાનદ એક દિવસ રાત્રે રડી પડેલા એમનુ ઓશીકુ ભિજાયુ એક મિત્રે એમને પૂછ્યુ "રાત્રે ઊઘ આવી ન હતી? ઓશીકુ ભીનુ કેમ છે? પાણી ઢળ્યુ હતુ?" વિવેકાનદે પ્રત્યુત્તર આપ્યો "આ ભારત વર્ષમા માણસોને પશુ જેવી અવસ્થા ભોગવતા જોઇ કોણ સુખે ઊઘી શકે? હરિજનો ને સ્ત્રીઓની આપણે કેવી હીન દશા કરી મૂકી છે? એ જોવા પ્રયત્ન કરીએ તો કોણ નહિ રડે?"

મિત્રો! ચારે પાસ અધકાર હોય, ત્યા સુધી ઊઘશો નહિ અધારામા દીપક પ્રગટાવો પછી ક્ષણભર ઊઘશો તે શોભશે નાનપણમા મને અધારામા ઊઘ આવતી નહિ, એની સ્મૃતિ થતા આજે હિંદીઓ કેમ ઊઘે છે, એ મને આશ્ચર્યજનક લાગે છે

એકાદ વખતે રાત્રે ગધેડુ ભૂકે છે ત્યારે આ હિંદવાસીઓ સર્વત્ર દુખ, દારિદ્ય અજ્ઞાન હોવા છતા પણ કેમ ઊઘે છે તે એ ગધેડુ કહેતુ હશે! હિદવાસીઓની નિદ્રા માટે તે ગધેડુ દુખ પ્રદર્શિત કરે છે, તેમને જગાડવા મથે છે હિદમાતાના ખોળામા, ધૂળમા આળોટનાર, આખો દહાડો ફરતા રહી મળે ત્યાથી પેટ ભરનાર, મરણ પર્યત વિના તકરારે શ્રમ કરનાર ને રાત્રીના વખતે રડનાર આ ગધેડુ એટલે મહાન માતૃભક્ત એમ હુ સમજુ છુ

"ભાઈ, ઊભો રહે પહેલા મને ઊઘવા દે પછી તુ બત્તી બધ કર," એમ હું કહેતો શરૂઆતમા હુ ઊધ્યા પછી ભાઈ બત્તી બધ કરતો પણ આગળ જતા મને પણ અધારામા ઊઘ આવવા માડી ગુનામીની એક વખત ટેવ પડી એટલે એની અદર જ આનદ પ્રાપ્ત થાય છે છાણનો કીડો છાણમા જ રહેવુ પસદ કરે છે.

ઘુવડને અંધારું જ પ્રિય હોય છે. મને પણ એમ જ થવા લાગ્યું.

મામાને ત્યાં મારું મુખ્ય કાર્ય મામીની રમાને રમાડવાનું હતું. બપોરને વખતે હું એને લઈ હીંચકા પર બેસતો ને ગીત ગાતો. રમા મારી પાસે રહેતી. એને હીંચકાની ટેવ પડી ગઈ હતી. હું એને નીચે મૂકતો તો એ રોવા લાગતી. આખરે હું કંટાળતો એટલે રમાને ચૂંટી ખણતો. હીંચકા પર રહેતી નથી એમ મામીને કહી શકાય એ ખાતર હું હીંચકા ખાતો ત્યારે રમાને ચૂંટી ભરી લેતો. અને રમા ભેંકડો તાણતી. એણે ભેંકડો શરૂ કર્યો કે મને વિજય મળ્યો સમજો. આખરે મામી હાંક મારતાં : "લાવો, એને અહીં લાવો." આશ્વાસનના એ શબ્દો કાને અથડાતા ને પછી હું મુક્ત થતો.

કોઈક વેળા શાક લેવા માટે હું જનાર્દન સાથે શાક માર્કેટમાં જતો. જનાર્દન સાથે રહી હું એક નવી વિદ્યા શીખ્યો. માર્કેટમાં જામફળવાળી બાઈઓના ટોપલા ભરેલા જ હોય. ટપ દઈ સફાઈપૂર્વક એકબે જામફળની તફડંચી કરી લેવાની વિદ્યા જનાર્દને મને શીખવી. પરંતુ એક દિવસ મારી બરાબર ફજેતી થઈ. તે દિવસે જનાર્દન મારી સાથે નો'તો. હું એકલો જ હતો. એક ટોપલીમાંથી મેં જામફળ તફડાવ્યાં. પણ પાસેની વેચનારીએ એ જોયું. એણે મારી ગરદન પકડી. શાકવાળી બાઈઓ કેવી જબરી હોય છે, તે પૂનાવાસીઓને જ પૂછજો. "ચાલ, તને પોલિસને સોંપીએ. બ્રાહ્મણનો દીકરો થઈ ચોરી કરે છે ?" એ બાઈએ મને ખૂબ દમ દીધો. મારી આસપાસ લોકોનું ટોળું જામ્યું હતું. "જવા દે, છોકરો છે," એમ કોઈએ કહ્યું. છેવટે પરમેશ્વરે મારી ઇજ્જત રાખી. એ બાઈને વાત્સલ્યભાવ પ્રગટ થયો. "નાનો છે એટલે જવા દઉં છું. મૂછો ઊગી હોત તો તો પોલિસગેટ પર જ લઈ ગઈ હોત." એણે મારી મુક્તિ કરી. હું શરમથી નીચું જોતો હતો. બાપુજીએ ખરે પરીક્ષકને ત્યાં મને કેમ ન મોકલ્યો તે હવે મને સમજાયું. મારા જીવનની અંદર મારી દૃષ્ટિએ ન ગમનારા કીડા ખૂબ વહેલા એમને જણાયા હશે.

આમ હું પૂનાના અનુભવ લઈ રહ્યો હતો. પૂનામાં પુણ્યશાળી ને વિદ્યાવંત વિદ્યાર્થી થવા આવ્યો હતો, પરંતુ પૂનાનો ભામટો થવાનાં લક્ષણો અહીં તો પ્રગટ થતાં હતાં. હું અભ્યાસ કરતો નો'તો, તેથી ભાઈ ગુસ્સે થતો. તે શબ્દો પૂછે, વાક્યો સમજાવે, એકાદ વખત મામા પાઠ વંચાવે. મામાની શિક્ષણપદ્ધતિ નાનપણમાં જ મુંબઈમાં અનુભવી હતી એ ક્રોધી પદ્ધતિનો મને પૂરો અનુભવ થવો બાકી હતો. આ શ્યામની પૂનામાં ફજેતી થવાની હતી

## ૮

## પલાયન

**પૂનામાં** રહેવું મને જીવલેણ કંટાળા ભર્યું થઈ પડ્યું હતું. પાંખો હોત તો કોઈક સ્થળે ઊડી ગયો હોત, હરણ હોત તો નાસી ગયો હોત એમ મને મનમાં થતું. નાનપણથી જ મને પક્ષીઓ ખૂબ ગમતાં. હું પક્ષી હોત તો કેવું સરસ! ભૂરા ભૂરા આકાશમાં ઉડ્ડયન કરત, લીલાછમ ઘરમાં રહેત. પવન પર હીંચત, મીઠાં ફળ ખાત; પક્ષી ખૂબ સુખી હશે એમ મને લાગતું. ઊડવું એ આત્માનો ધર્મ છે, ને ઊડવા ન દેવું એ આ માટીના દેહનો ધર્મ છે.

સ્ત્રીઓનો સામાન્ય સ્વભાવ છે કે સાસરા પક્ષનાં માણસોની નિંદા કરવી. પતિ સિવાયની અન્ય વ્યક્તિઓ પ્રત્યે શા માટે એમને સહાનુભૂતિ થવી જોઈએ ? એમાં સ્ત્રીઓને દોષ દેવો અસ્થાને ગણાય. મનુષ્યસ્વભાવ જ એવો છે. પિયરનાં પ્રેમાળ માણસોની સ્તુતિ ને સાસરા પક્ષનાં માણસોની નિંદા સામાન્ય રીતે ઠરેલાં જ હોય છે. હું નિશાળે જતો નહિ, એટલે સદા યે ઘેર જ રહેતો. બપોરે જમ્યા પછી વાસણકપડાં ધોવાય એટલે સ્ત્રીઓના અડ્ડા જામે, ને સ્તુતિસ્તોત્રો ને નિંદાપુરાણ ચાલે ઘણી વાર એમની વાતો મારા સાંભળવામાં આવતી. પોતાના વિષે ખરાબ અભિપ્રાય કોને ગમે! અમારા બંને ભાઈઓનો બોજો બરોબર મામા પર જ હતો. ઉપરાંત હું ત્યાં ગયો ત્યાર પછી મારાં એક માસી

એમને ત્યાં ભણવા રહ્યાં હતાં; એટલે આ બધું મામીથી શી રીતે સહન થઈ શકે? અને તે સહન કરે પણ શા માટે? મામીના કટુ શબ્દો મારે રોજ સાંભળવા પડતા. મારે ત્યાં રહેવું ને માથું કાપવું સરખાં હતાં. મને ય થતું કે આપણે શા માટે એમને બોજારૂપ થવું? પરંતુ જવું કયાં? આ વિશાળ જગતમાં જાઉં કયાં? આ સહાનુભૂતિ વિનાના શૂન્ય જગતમાં કયાં જાઉં? કોના તરફ આશાની મીટ માંડું?

આ મનોવ્યાપારને એક વસ્તુએ પુષ્ટિ આપી. મારા બાપુજીને કોકણમાં સ્વદેશીની ચળવળને અંગે ૭ મહિનાની સજા થઈ. એ સમાચાર, મેં 'કેસરી'માં વાંચ્યા. મામાને ત્યાં 'કેસરી' આવતું હતું. મારા બાપુજી જેલમાં ગયા. જેલમાં એમનું શું થશે એના વિચાર મનમાં આવતા હતા. એમને કષ્ટ સહેવું પડશે. જેલ સંબંધી અનેક વાતો લોકોમાં ફેલાયેલી હતી. ફટકા મારવામાં આવે છે, સોયા ઘોંચે છે વગેરે. જેલ એટલે નરક, એમ જ લોકો માની બેઠા હતા.

મારું મન અસ્વસ્થ હતું. શું કરવું એ સમજાય જ નહિ. પૂના તો છોડવું જ એવો મેં નિશ્ચય કર્યો. હું દત્તની રોજ પૂજા કરતો હતો. ગુરુચરિત્રની પોથી પણ એ પૂજામાં મૂકેલી હતી. એ પોથીમાં દોઢ રૂપિયો હતો. એ પૈસાની ય પૂજા થતી. એક રૂપિયો ને એક અધેલી. પૂજા વખતે મેં આ પવિત્ર દોઢ રૂપિયો ઉપાડી લીધો. પૂજા થઇ. જમણ પત્યું. ભાઇ નિશાળે જવા ઊપડયો. "શ્યામ, શબ્દો ગોખી રાખજે. મોઈદંડા રમતો નહિ પાછો," ભાઈએ સૂચના આપી. પણ મારાં નેત્રો ભરાઈ આવ્યાં. હું નાસી જવાનો હતો. નિશાળમાંથી પાછો ઘેર આવશે, ત્યારે હું ઘરમાં નથી એ જાણતાં જ ભાઈને કેટલું લાગી આવશે? એની મેં કલ્પના કરી. "રડે છે શા માટે? કેમ ભણવું નથી? બાપુજી તો જેલમાં ગયા. તારે હવે સમજવું જોઈએ. આંખો લૂછી નાખ. હું જાઉં છું, હાં." મને સમજાવી ભાઈ નિશાળે ગયો.

અગિયાર થઈ ગયા હતા. બાર વાગે મુંબઈ લોકલ ઊપડતી હતી. એ ગાડીમાં મુંબઈ જવાનું મેં ઠરાવ્યું. મારાં બે ભાષાન્તર પાઠમાળાનાં પુસ્તકો, મુગટો, ધોતિયું ને એક ઓઢવાનું લઈ, મામી જમતાં હતાં ત્યારે હું ચુપચૂપ ઘરની બહાર નીકળી પડયો. હું વારે વારે પાછળ જોતો હતો: કોઈએ મને જોયો તો નથી, કોઈ પાછળ આવતું તો નથી ને, એવી મનને શંકા થયા કરતી હતી.

હું બુધવાર પેઠમાં આવ્યો. બે આના ભાડું ઠરાવી એક ટાંગામાં બેસી ગયો. હું સ્ટેશને આવ્યો. મેં અરધી ટિકિટ કઢાવી. દોઢ રૂપિયામાંથી ચૌદ આના ગયા. એ વખતે પૂનાથી મુંબઈની ટિકિટનો સવા કે દોઢ રૂપિયો પડતો હતો. હું ગાડીમાં બેઠો. મારી દૃષ્ટિ ગભરાયેલી હતી. ચોરની પેઠે લપાતો સંતાતો હું બેઠો હતો. એક બે વખત મેં અશ્રુ પણ ટપકાવેલાં.

અમારો ડબો ભરાઈ ગયો. મારી બેઠક બારી પાસે હતી. સિટી વાગીને ગાડી ઊપડી. મારા જીવમાં જીવ આવ્યો. પરંતુ હવે મુંબઇ કયાં જવું? મુંબઇમાં નાના મામા હતા. એમનું ઠેકાણું હું જાણતો હતો, કારણકે નાનપણમાં હું ત્યાં જ હતો. એ મામાનો મારા પર પ્રેમ હતો. એમને જ ઘેર જાઉં. નહિ તો મુંબઈ જેવા શહેરમાં હું બીજા કોને ઘેર જઈ શકું એમ હતું? મનમાં એ વિષે વિચાર ચાલી રહ્યા હતા. વચ્ચે વચ્ચે ભાષાન્તર પાઠમાળા ઉઘાડી હું શબ્દો ગોખતો. ફરીથી પાછો પુસ્તક બંધ કરી હું બહારની શોભા જોયા કરતો.

ચોમાસાના દિવસ હતા. લોનાવલા ને કરજત વચ્ચે તો અપ્રતિમ સૃષ્ટિસૌંદર્ય જોવા મળે છે. કોઇક સ્થળે સર્વત્ર વાદળ ચડી આવેલાં હોય છે, ત્યારે ગાડીની બહાર કંઇ જ દેખાતું નથી. ઊંડી ખીણો ને ગુફાઓ વાદળાંથી ભરી નાખેલી લાગે છે. ગગનમાં વિહાર કરતાં શુભ્ર વાદળાં! કેટલેક ઠેકાણે પર્વતોનાં શિખરો આસપાસ પાણી ભર્યા જણાતાં. વચ્ચે જ એકાદ પ્રવાહ ડુંગર પર થઈ નીચે પડતો. જ્યાં વાદળ આડાં આવતાં નો'તાં, ત્યાં પર્વતના શરીરમાંથી વહેતા નિર્મળ જળના ઓધ દૃષ્ટિગોચર થતા. પર્વતે અસંખ્ય જનોઈઓ ધારણ કરી છે

વચ્ચે વચ્ચે હું થોડુંક પેલા યુવક તરફ જોઈ લેતો. જવાબમાં એ મીઠું હસી લેતો. એટલામાં મારી આંખમાં કંઈક પડ્યું. હું આંખ ચોળવા લાગ્યો. આંખમાં પડેલી કાંકરી ખૂંચતી હતી. મને ખૂબ ત્રાસ થવા માંડ્યો. હું મારા ખમીસનો છેડો મોંમાં નાખી, ફૂંકી, ગરમ બનાવી આંખ શેકવા લાગ્યો. તો યે આંખ દુખતી હતી.

નજીક બેઠેલો પેલો યુવક જરા વધારે નજીક આવ્યો. "ઊભો રહે જરા, ભાઈ ચોળીશ નહિ. મારા રૂમાલ વડે ધીમેથી કાંકરી કાઢી લઉં છું," એમ કહી એણે મારું માથું પકડ્યું.

હળવે રહી રૂમાલનો છેડો આંખમાં ફેરવી તેણે કાંકરી બહાર કાઢી. એ કાંકરી એણે મને બતાવી. કાંકરી નીકળી એની મને ખાતરી થઈ. આંખ સ્વચ્છ બની, કચરો નીકળી ગયો, ઠીક થયું

મેં પેલા યુવક તરફ કૃતજ્ઞતા ને પ્રેમપૂર્વક જોયું એની પ્રેમસેવાએ અમારી વચ્ચે ઊભેલો અહંકારનો પર્વત હઠાવી દીધો. અમે એકબીજા સાથે વાતો કરવા મંડ્યા. ખાસ કરી એ યુવક જ મારા વિષે પ્રશ્નો પૂછતો હતો. સહાનુભૂતિથી સાંભળનાર મળે છે, ત્યારે મૂંગા માનવહૃદય ખાલી થાય છે. એણે પોતાનો ભાથાનો ડબ્બો ઉઘાડ્યો. અમે બન્નેએ ખાવું શરૂ કર્યું

"શ્યામ ! શરમાઈશ નહિ. તને ભૂખ લાગી હશે. દસ વાગે તું જમ્યો હોઈશ. મુંબઈ મામાને ત્યાં પહોંચતાં મોડું થશે. ખા. મારે તો થાણા સ્ટેશને ઊતરવાનું છે," પેલા યુવકે કહ્યું.

"તમે મારું નામ ક્યાંથી જાણ્યું ? મેં હજી સુધી તો તમને કહ્યું નથી." મેં આશ્ચર્ય પામી પૂછ્યું.

"પેલું જો તારા પુસ્તક પર રહ્યું."

"એ અંગ્રેજી નામ મેં જ લખ્યું છે."

"અક્ષરો સારા છે ! ને નામ પણ કેટલું મધુરું !"

"તમને શ્યામ નામ ગમે છે ?"

"હા."

"મને નથી ગમતું. મને રામનું નામ ગમે છે. રામનું નામ મધુરું છે. બધા યે ભક્તો રામ રામ કહે છે."

"બધા એટલે કોણ ?"

"મારુતિ, વિભીષણ, ને શબરી રામનામ જપતાં હતાં. શંકર પણ રામ રામ કહે છે. જટાયુ રામનામ લેતો."

"તને ક્યાંથી આ બધી ખબર ?"

"મેં બધું યે વાંચ્યું છે. મને બધી ખબર છે રામનામને પ્રભાવે સેતૂ બાંધતી વખતે પથ્થર તર્યા. રામવિજયમાં છે કે નહિ ?" મેં રૂઆબભેર પૂછ્યું.

કલ્યાણ સ્ટેશન ગયું. હવે થાણા આવવાનું હતું. મુંબઈમાં ગાડીવાળાને કેટલા પૈસા આપવાના એ મેં પૂછી લીધું. સાત વાગવા આવ્યા હતા. ગાડી પૂર વેગમાં જતી હતી. તે મોડી થઈ હતી, તેથી વધારે લાગેલા વખતનું અંતર એ ભરી કાઢવા માગતી હતી

"તમે થાણામાં જ રહો છો ?"

"ના."

"તમારું ઘર ક્યાં આવેલું છે ?"

"પવન પર."

"બનાવશો મા. પશુપંખીને પણ રહેવા માટે સ્થાન હોય છે. ખરું કહો. તમે ક્યાં રહો છો ?"

"જ્યાં જઈશ ત્યાં મારું ઘર. પવન ગમે ત્યાં જઈ શકે છે, વરસાદ ફાવે ત્યાં જઈ શકે છે; તેવી રીતે જ મારું સમજો."

"એટલે તમારે સગાંવહાલાં કોઈ નથી. માબાપ નથી ? ભાઈબહેન નથી ? તમે એકલા છો ?"

"મારે કોઈ નથી. આમ કહીએ તો એકલો છું; નહિ તો મારે કેટલાંય ભાઈબહેન છે."

"એટલે ?"

"ચાર ભીંતોવાળા ઘરનાં ભાઈબહેન નહિ. મોટા ઘરનાં એ ભાઈબહેન."

"તમારે બે ઘર છે ?"

પેલા યુવકે મધુરું હાસ્ય ફેલાવ્યું. એણે મારી પીઠ પર હાથ ફેરવ્યો. તે વખતે એની મુખમુદ્રા કેટલી સાત્વિક, પ્રેમભરી જણાતી હતી.

"શ્યામ, તુ નાનો છે તને એ બધુ શી રીતે સમજાવુ? આમ જો, આપણે હમેશા રહીએ છીએ તે નાનુ ઘર, ને આ જગત એટલે મોટુ ઘર માબાપનું સગા ભાઇબહેનનુ નાનુ ઘર મારે હવે રહ્યુ નથી હુ આ જગતને મોટુ ઘર સમજુ છુ આ જગતના ઘરમા રહેતા લાખો માણસો આપણા ભાઈબહેન ખરા કે નહિ? તુ મારો એક નાનો ભાઈ જ છે ને? આ મોટા ઘરનો ભાઈ" આ યુવક મને અદ્વૈત શીખવી રહ્યો હતો

"પણ આપણે કામચલાઉ ભાઈ બન્યા છીએ ફરીથી આપણે કયા મળીશુ? ખરા ભાઈ સદા યે સાથે હોય છે તમે ફરીથી મળશો?" મે પૂછ્યુ

"શ્યામ, હુ કદાચ તને પાછો ફરીથી નહિ મળુ તુ મને ફરીથી દેખીશ નહિ પરતુ બીજાઓ મને મળશે, ત્યારે તુ મને યાદ આવીશ જેને ભાઈ માટે ખરી લાગણી છે, તેને જગતમા ભાઇની ખોટ નથી" એમ કહી એણે બે ચરણ ગાઈ બતાવ્યા

"પ્રેમાચે ભરલે વારે,
ભાઉ હે ઝાલે સારે"

એ ચરણો ગાતી વખતે એણે આખો બધ કરી હતી તેણે આખો ખોલી, ત્યારે તેમા અશ્રુ ચમકી રહ્યા હતા તેનો કઠ ગદ્ગદિત થયો હતો અમારી આસપાસ પવિત્ર વાતાવરણ ફેલાઈ ગયુ હતુ એ બે ચરણ તે દિવસની સાયસધ્યા હતી સધ્યાના ઉપસ્થાનના તે પ્રેમમત્ર હતા તે બે ચરણ નવા ગાયત્રીમત્ર હતા

થાણા સ્ટેશન ન જ આવે, ગાડી ઊભી જ ન રહે તો કેટલુ સારુ! મને એ નાવે, ડોલાવે, બેસાડે, જુએ, હસાવે, રડાવે તો! એની સાથે સદા રહેવાનુ હોય તો! બે પક્ષી રમતા ફરશે બને જુદા ન પડીએ તો! પરતુ લાગણીશૂન્ય ગાડી ઊભી રહી, ને દુષ્ટ થાણુ આવ્યુ પેલા યુવકે મારી પીઠ પર હાથ ફેરવ્યો ને તે નીચે ઊતર્યો ગાડી ઊપડી ત્યા સુધી તે મારી બારી પાસે ઊભો હતો

મે એકદમ પૂછ્યુ "તમારુ નામ?"

યુવકે કહ્યુ "માધવ"

"તમારુ નામ હુ ભૂલીશ નહિ"

'અને નાના શ્યામને માધવ પણ શી રીતે ભૂલી શકશે?"

"પેલી બે લીટીઓ ફરીથી ગાઈ સભળાવશો? તમારી યાદગીરીના સ્મારક તરીકે એ સભળાવતો રહીશ હુ તે મોઢે કરી લઈશ"

"એ લીટીઓ તને ગમી ખરી કે? મે આજ સુધીમા એ બે જ લીટીઓ લખી છે, આગળ કઈ મેળ ખાધો નહિ મારા કાવ્ય એટલે એ બે લીટીઓ સાભળ

"પ્રેમાચે ભરલે વારે,
ભાઉ હે ઝાલે સારે"

ગાર્ડે ઝડો હલાવ્યો સિસોટી ફૂકી ગાડી ઊપડી અમારા હાથ છૂટા પડયા, પણ જીવ જીવથી જડાઈ ગયો હતો માધવ ને હુ એકબીજાને જોઈ શકીએ ત્યા સુધી જોઈ રહ્યા હતા માધવ દેખાતો બધ થયો માધવે હૃદયમા કાયમનુ સ્થાન લીધુ માધવ મારા જીવનમા દિવ્ય ગીત પ્રમાણે મધુર સ્વર્ગીય તાન પ્રમાણે ચિરકાળ રહેશે. માધવે કહેલુ "આ બે લીટી મારા કાવ્ય." પરતુ એણે તો સારા જીવનને કાવ્યમય બનાવ્યુ હતુ પ્રેમરસના કાવ્યોની વૃષ્ટિ કરનાર કવિવરો ને પ્રેમરસની વાર્તાઓના ઢગના ઢગ કરનાર વાર્તાપડિતોના જીવનમા પ્રેમ સ્નેહ, દયાનો એક છાટો પણ મળે તો અહોભાગ્ય. જીવનમા શાબ્દિક પ્રેમ ખૂબ છે, પ્રત્યક્ષ પ્રેમનો અભાવ છે

આ ભારતવર્ષમા સુખ કોણ છે? બધા યે દુખ ભીઆ, રડયાન કરનાર દીન, દરિદ્રી છે આખો સમાજ ભયકર ને નીરસ જણાય છે

માધવ! અગધા કનાકનો એનો પરિચય. પરતુ એ ઘડીઓ ને પળો પર ઈશ્વરી મહોર દેવામા આવી. જીવનયાત્રામા કદી કદી આવા ઉદાત્ત ને પવિત્ર દર્શન થાય છે એ દર્શનની-સ્પર્શની સુવાસ આજન્મ મળ્યા કરે છે, જન્મોજન્મ વાપર્યા છતા ટકી રહે છે એકાદ સુદર પક્ષી આવે, ક્ષણવાર બેસે, મધુર કલરવ

છે તે જોતો તે ઊભો રહ્યો. પણ તેમાંથી ધૂણી સિવાય બીજું કશું બહાર ન આવ્યું. આ ધૂણી સીધી આકાશ તરફ જવા લાગી.

પણ થોડાક સમય પછી આ ધૂણી ભેગી થવા લાગી. ને તેમાંથી એક મોટો રાક્ષસ, બન્યો. આ રાક્ષસનું માથું આકાશમાં હતું જ્યારે તેના પગ જમીનને અડકતા હતા. તેનું માથું દેવળના ઘુમટ જેવું હતું અને તેના પગ થાંભલા જેવા હતા. તેનું મોં ગુફા જેવું હતું જ્યારે તેની આંખો ઝગઝગતા દીવા જેવી હતી. તેના શરીરે ભૂખરા લાંબા વાળ હતા.

આવા ભયંકર રાક્ષસને જોઇને બિચારો માછીમાર ધ્રૂજવા લાગ્યો. રાક્ષસે પણ તેની સામે જોઈને કહ્યું: "હે માછીમાર! મરવા સારુ તૈયાર થા." માછીમારે આશ્ચર્યથી પૂછ્યું: "મેં તમને આ શીશીમાંથી મુક્ત કર્યા છતાં તમે મને શા માટે મારી નાખો છો?"

રાક્ષસે કહ્યું: "મેં પરમેશ્વર સામે બળવો કર્યો હતો. પરમેશ્વરે મને પકડયો અને આ શીશીમાં પૂરીને દરિયાની મધ્યમાં ફેંકી દીધો. ત્યાં હું એક હજાર વર્ષ રહ્યો. અંદર રહ્યા રહ્યા મેં વિચાર કર્યો કે જો કોઇ પણ મને મુક્ત કરશે તો હું તેને પૈસાદાર બનાવીશ. પણ ઘણા વખત પછી મને પાછો ગુસ્સો આવ્યો અને જે માણસ મને મુક્ત કરે તેને મારી નાંખવાના સપથ લીધા. એટલે હવે તું મરવાને તૈયાર થા."

જ્યારે માછીમારે આ વાત સાંભળી ત્યારે તેણે આશ્ચર્ય પામતાં કહ્યું: "મને માફ કરો. મને ન મારો."

રાક્ષસ બોલ્યો: "ના, એ નહિ બને. મારા સોગંદ છે એટલે તારે હું કહું એ રીતે મરવું જ પડશે."

માછીમારે જોયું કે આ રાક્ષસ કોઇ પણ રીતે તેને છોડશે નહિ ત્યારે તેણે બચવાના અનેક રસ્તાઓ વિચારવા માંડયા. અંતે થોડીવાર પછી તે બોલ્યો: "પ્રભુને ખાતર હું એક સવાલ પૂછું તેનો ઉત્તર આપો."

રાક્ષસે જ્યારે પરમેશ્વરનું નામ સાંભળ્યું ત્યારે તે પણ ધ્રૂજવા લાગ્યો અને તેણે જલદીથી માછીમારને સવાલ પૂછવાનું કહ્યું.

માછીમાર બોલ્યો: "આટલી નાની શીશીમાં તમે રહી કેમ શકયા? તેમાં તો તમારો પગ અગર હાથ પણ ન રહી શકે! ત્યારે તમારું આખું શરીર કેમ રહી શકે?"

રાક્ષસ બોલ્યો: "હું અંદર સમાઈ શકું છું તે શું તું નથી માની શકતો?"

માછીમાર બોલ્યો: "જ્યાં સુધી હું જોઉં નહિ ત્યાં સુધી કયાંથી માનું?"

આ સાંભળીને રાક્ષસે પોતાના શરીરને હલાવ્યું અને ફરીથી પાછો ધૂણીમાં ફેરવાઇ ગયો. ધૂણી પાછી આકાશે ચડી અને ધીમે ધીમે જ્યાં સુધી પૂરી ન થઈ ત્યાં સુધી શીશીમાં દાખલ થઈ. જ્યારે ધુણી બહાર ન રહી ત્યારે માછીમારે તરત જ તેને પાછો બૂચ દઇ દીધો. વળી પાછા શીશીમાં પુરાયેલા પેલા રાક્ષસે છૂટવાના પ્રયત્નો કરવા માંડયા. પણ પેલો માછીમાર તે શીશીને પાછી દરિયામાં ગબડાવી દેતાં બોલ્યો: "પેલી શીશીમાં તું એક હજાર વર્ષથી વધારે રહ્યો છું. પણ હવે તું દુનિયાના અંત સુધી તેમાં રહે કે જેથી તું કોઇને કશું નુકસાન કરી શકે નહિ."*

કૃષ્ણલાલ ત્રિ. દવિસા

* 'એક હજાર અને એક રાત્રિ' ઉપરથી




### સર્વના સાધારણ ધર્મો

નીચેનાં ત્રીસ લક્ષણોવાળો ઉત્તમ ધર્મ સર્વ મનુષ્યો માટે સાધારણ કહેવામાં આવ્યો છે:

'સત્ય, દયા, તપ, શૌચ, સહનશીલતા, યોગ્યાયોગ્ય વિચાર, માનસિક સંયમ, ઇંદ્રિય સંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય, સરળતા, સંતોષ, મહાપુરુષોની સેવા, પ્રવૃત્તિમાર્ગનાં કર્મોથી ધીમે ધીમે નિવૃત્ત થવું, મનુષ્યોની નિષ્ફળ ક્રિયાઓનો વિચાર, વૃથા બોલવું નહિ, આત્મા દેહાદિથી ભિન્ન છે એવું નિત્યચિંતન, પોતાના અન્નાદિ ભોગ્ય પદાર્થોમાંથી બીજાં પ્રાણીઓને યથાયોગ્ય ભાગ આપવો, સર્વ પ્રાણીઓમાં આત્મારૂપ દેવ વિરાજે છે એવી બુદ્ધિ રાખવી, ભગવાનની કથાઓનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમન, દાસ્ય, સખ્ય અને પોતાના આત્માનું તેમને સમર્પણ.

'શ્રીમદ્ ભાગવત'માંથી ]

*

### બ્રહ્મચારીના ધર્મો

બ્રહ્મચારીએ ગુરુકુળમાં વાસ કરવો, જિતેંદ્રિય થવું, ગુરુનું હિત કરવું, ગુરુની પાસે દાસની પેઠે નમ્ર રહેવું અને ગુરુ ઉપર દઢ પ્રેમ રાખવો. તેણે મિતાહાર કરવો, ચતુર થવું, શ્રદ્ધાળુ થવું, જિતેંદ્રિય થવું, અને ગુરુ બોલાવે ત્યારે તેમની પાસે અત્યંત સંયમ જાળવી અધ્યયન કરવું. તેણે ઉપયોગ હોય તેટલો જ સ્ત્રીઓમાં તથા સ્ત્રીવશ પુરુષોમાં વ્યવહાર રાખવો. યુવાન સ્ત્રી એ અગ્નિરૂપ છે, અને યુવાન પુરુષ થીજેલા ઘીના ઘડા જેવો છે. માટે એકાંતમાં પોતાની પુત્રીનો પણ ત્યાગ કરવો. દેહ-ઇંદ્રિયાદિ જે કાંઈ જણાય છે તે કેવળ આભાસમાત્ર જ છે એવો નિશ્ચય સ્વરૂપના સાક્ષાત્કાર દ્વારા કરીને જીવ જ્યાં સુધી ઈશ્વરરૂપ થતો નથી, ત્યાં સુધી 'આ સ્ત્રી છે' 'આ પુરુષ છે' એવો ભેદ દૂર થતો નથી; અને તે ભેદ જ્યાં સુધી દૂર ન થાય, ત્યાં સુધી 'અમુક વસ્તુ ભોગ્ય છે' એવી બુદ્ધિ રહે છે. માટે સ્ત્રી આદિથી દૂર રહેવું આવશ્યક છે. એ નિયમ ગૃહસ્થને માટે પણ છે અને સંન્યાસીને માટે પણ છે. ગૃહસ્થે સ્ત્રી પાસે ઋતુ સમયે જ જવું. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષે એ પ્રમાણે ગુરુકુળમાં નિવાસ કરીને પોતાના અધિકાર મુજબ શક્તિ પ્રમાણે અંગો અને ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેમના અર્થનું જ્ઞાન સંપાદન કરવું. અને પછી ગુરુની આજ્ઞા લઈને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો અથવા સીધા સંન્યાસાશ્રમમાં ચાલ્યા જવું.

'શ્રીમદ્ ભાગવત'માંથી ]

*

### સર્વધર્મસારસંગ્રહ

ધર્મની ઇચ્છા રાખનારા મનુષ્યોને અહિંસા જેવો કોઈ પણ ઉત્તમ ધર્મ નથી. . . .

બીજો શ્રેષ્ઠ ધર્મ, કામનાઓના ત્યાગપૂર્વક સંતોષીપણું છે. નિર્ધન મનુષ્યે ધર્મને માટે પણ ધનની ઇચ્છા ન કરવી. જેના પગમાં પગરખાં છે, તેને સર્વ પૃથ્વી જેમ કાંટા-કાંકરા વિનાની જ છે, તેમ સંતોષી મનવાળાને સર્વ દિશાઓ સુખમય છે. અસંતોષીનું તેજ, વિદ્યા, તપ અને યશ નાશ પામે છે. વિષયની કામનાઓના લોભથી સર્વત્ર પ્રવૃત્તિ કર્યા કરનારને, આત્મામાં રમણ કરનાર અને

અજગરવૃત્તિથી આજીવિકા ચલાવનાર જેવું સુખ ક્યાંથી હોય? સમગ્ર દિશાઓને જીતીને કે આખી પૃથ્વીનો ઉપભોગ કરીને પણ મનુષ્ય લોભના અંતને પામતો નથી. મનુષ્યે જાતજાતના સંકલ્પો નહિ કરીને કામને જીતવો; કામનો ત્યાગ કરીને ક્રોધને જીતવો; ધનમાત્ર અનર્થરૂપ છે એવી દૃષ્ટિ કરીને લોભને જીતવો; આત્મતત્ત્વનો વિચાર કરીને ભય જીતવો; આત્માનાત્માનો વિવેક કરી શોક તથા મોહને જીતવા; મહાપુરુષોની સેવા કરીને દંભ જીતવો; મૌન વડે યોગમાં વિઘ્નરૂપ લોકવાર્તાદિને જીતવાં; શરીર ઉપરની નિઃસ્પૃહતાથી હિંસાને જીતવી; ભયકારક પ્રાણીઓનું જ હિત કરીને તેઓ તરફના દુઃખને જીતવું; શારીરિક દુઃખનો યોગબળથી જય કરવો; સાત્ત્વિક આહાર વગેરેથી નિદ્રાનો જય કરવો; સત્ત્વગુણથી રજોગુણ તમોગુણનો જય કરવો; અને સર્વ પ્રકારની શાંતિથી સત્ત્વગુણનો જય કરવો. આ બધા ઉપાયો કહેવા ખાતર બતાવ્યા છે. પુરુષ કેવળ એક ગુરુભક્તિથી પૂર્વોક્ત સર્વ કામાદિને અનાયાસે જીતી શકે છે.

'શ્રીમદ્ ભાગવત'માંથી ]

*

## લંડનની ફ્રુટ હોસ્પિટલ

ફળોનું દવાખાનું! કેવું વિચિત્ર! આવું દવાખાનું લંડનની પ્રખ્યાત ફ્રુટ માર્કેટમાં આવેલું છે. ફ્રુટ ડૉક્ટરોનો આદર્શ, રોગનું નિવારણ નહિ પણ રૂકાવટ છે. આ દવાખાનામાં દરદીએ તો મરી જ જવાનું છે; નહિતર એના સંસર્ગથી અન્યને રોગ લાગી જાય.

વૈજ્ઞાનિકો શરીરના રોગો સામે લડે છે ત્યારે, અહીં ડૉક્ટરો ફળોનાં દરદો, ખોરાક, સંઘરો અને નીકાશઃ આ બધા વિષયો પરત્વે શોધખોળ ચલાવે છે. સંપૂર્ણ સજ્જિત લેબોરેટરીમાં કેટલાય ડૉક્ટરો કામ કરી રહ્યા છે.

જાણીને નવાઈ પામશો કે મારી અને તમારી પેઠે એપલ ફ્રુટ શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે! ફ્રુટ-ડૉક્ટરો અમુક સમયમાં એપલની શ્વાસોચ્છ્વાસની ગતિ ઉપરથી, તેની ઉમ્મર ને દશા જાણી શકે છે. અહીં નીકાશ માટે ફળોની લાયકાત કસવામાં આવે છે. નીકાશનાં ફળો સારાં રહે એ તો જોવાય છે જ, પણ તે ઉપરાંત તેમની જાત સુધરે એ પણ ધ્યાનમાં રાખવામાં આવે છે. ફળો સાચવવા માટે કેટલું ઉષ્ણતામાન જોઈએ, ફળો ક્યારે પાકી ઊઠે વગેરે બાબતો કહોવાયેલાં ફળો દ્વારા નક્કી કરવામાં આવે છે.

લેબોરેટરીની એક ઓરડીનું ઉષ્ણતામાન ૨૨° ફેરનહાઈટ રાખવામાં આવ્યું છે. અહીં ડૉક્ટરો આર્ટીક પ્રદેશનો પહેરવેશ પહેરી દરદીઓને તપાસે છે. અહીં એપલ પથરા જેવાં સખત ને ખીંટી ઠોકાય એવાં બની જાય છે. કોઈના માથા પર ફેંકવામાં આવે તો તેના પ્રાણ લે!

લેબોરેટરીમાં વજનનો કાંટો એક ઔંસના ૨૨૦૦૦ ભાગનું વજન કરી શકે એવો નાજુક છે. પોટેન્શીઓમીટર ફળોની ખરાશ નોંધી શકે છે.

ફળોના ડૉક્ટરોએ પ્રયોગોદ્વારા નક્કી કર્યું છે કે એપલ ૩૬° ફેરનહાઈટે, પીઅર ૩૨° અને દ્રાક્ષ ૩૬° ફેરનહાઈટે લાંબા સમય સુધી સારાં રહી શકે છે.

શિ૦





વર્ષ ૫

અંક ૭

: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

માર્ચ ૧૯૪૦




...વિદ્યા ને શિક્ષણદ્વારા જ્ઞાનનું કાર્ય સધાય છે
ભક્તિ, સ્નેહ, મમતા, દયા, પ્રણય, સદ્‌ભાવ
નુરાગ, પ્રીતિ ઈત્યાદિ લક્ષણનાં કાર્યદ્વારા
સિદ્ધ થાય છે. સત્યવચન, સત્યઅનુષ્ઠાન
ષ્ઠા, સત્યવિચાર, પવિત્ર વ્યવહાર, સા
.. ઉત્સાહ, ધૈર્ય, વીર્ય, તેજ, ક્ષમા, વિનય
ત્વ, ઉદારતા, નિરહંકારિતા, નિઃસ્વાર્થ
કાર્યશીલતા ઈત્યાદિ દ્વારા ઈચ્છાનું કાર્ય સિદ્ધ
જ્ઞાનથી વિશ્વાસ, ધર્મથી ભક્તિ, અને ઈચ્છા
ર્યની ઉત્પત્તિ છે. વિશ્વાસ, ભક્તિ અને કાર્ય
માનવધર્મનું મૂળ છે.

શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી

# કિશોર

વર્ષ ૫ માર્ચ : ૧૯૪૦ અંક ૭

## અનુક્રમણિકા



### લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો અને કેટલાક લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના:

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો સારે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અમર, ચિત્રો ક્યા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન-સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટ લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવાની જવાબદારી નથી.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું સરનામું લખી જણાવવું.

લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાંનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ ઓફપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
ખાડિયા : અમદાવાદ



લવાજમ : હિંદમાં રૂ. ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂ. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસરભાઇ મિસ્ત્રી : ૧૨, અ, - ભારતીનિવાસ સોસાયટી, - એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ.

વર્ષ ૫ અંક ૭

કુમાર

માર્ચ : ૧૯૩૦

# વીર્યવંત

ઘેરાઇને વાદળનાં દળોથી
ભલે ઘડી સૂર્ય વિલુપ્ત થાય:
વિખેરી તેજે ઘન અંતરાયો
અંતે અનંતે રવિરાજ રાજશે. ૧

મસ્તાન હસ્તીતણી જંગી સેના
ઘેરી વળે સિંહસૂતને ભલે:
છલંગ મારી ગજમસ્તકોને
વિદારતો કેસરી વીર ગાજશે. ૨

વિઘ્ને ખચ્યો જીવનપંથ ઊંચો;
પસંદ તેને કરી વીર્યવંત
કરી પદાક્રાંત દુરંત બાધા
પામી પ્રયત્ને શુભસિદ્ધિ માલશે. ૩

પૂજાલાલ

એટલો એનો દ્વાર ત્યારે હવે જ ખુલવાનું એ સર્વથા ઉચિત છે, એવો પણ કંઈક ભાવ આમાંથી જાગે છે.×

અને આ શુભકાર્ય માટે દિવસ પણ કેવો શુભ આવી મળ્યો છે! આજે તારા નામની પૂર્ણિમા છે—કવિનાં પત્નીનું નામ માણેકબાઈ છે, તેનો લાભ લઈને કવિએ માણેકઠારી પૂનમનું આ રીતે સૂચન કર્યું છે. કવિએ બીજે પણ કેટલેક ઠેકાણે વ્યક્તિનાં નામો આ રીતે ગૂંથેલાં છે. એ એમની એક રીત છે. જુઓ 'પિતૃતર્પણ' નામનું ગીતાનું અર્પણકાવ્ય અને 'ગુરુદેવ નમો નમઃ'. આ પંક્તિમાં 'સુદિન' શબ્દનો ઉચ્ચાર 'સુદીન' કરવો પડે છે, એ સારુ લાગતું નથી. સંસ્કૃત શબ્દોમાં હ્રસ્વ દીર્ઘના ઉચ્ચાર સાથે છૂટ લેવાય તે શોભતી નથી, છતાં જ્યારે એવા ઉચ્ચારથી કોઈ અનર્થ ન થતો હોય, ત્યારે તો આપણે એ ભૂલીને નિભાવી લેવા જેવી ગણીએ. પણ જ્યારે, અહીં બન્યું છે એમ, એવા ઉચ્ચારથી નવો શબ્દ જ બની જાય અને તેનો અર્થ તદ્દન જુદો જ થતો હોય, ત્યારે તો એ દોષ જ ગણાવો જોઈએ. આ જ કવિના 'ગિરનારને ચરણે' નામના જાણીતા કાવ્યની છેલ્લી કડીમાં આ પંક્તિ આવે છે.

ચાલ્યા અમે પછી પીતા જ વરેણ્ય ભર્ગ,

એમાં 'પીતા'નો ઉચ્ચાર 'પિતા' કરવો પડે છે અને એ સાંભળતાં વેંત આપણા મનમાં સંસ્કૃત 'પિતા' એ શબ્દના સંસ્કાર જાગે છે. એ દોષ ગણાય

આજે માણેકઠારી પૂનમનો—શરદ પૂનમનો દિવસ છે. કોકિલ પોતાના ટહુકા વડે ગગનને ગજાવી રહ્યો છે, (બોલનાર પંખી માદા નહિ પણ નર હોય છે, એટલે કવિએ અહીં 'કોકિલા' એવો સ્ત્રીલિંગ પ્રયોગ કરવાને બદલે પુંલ્લિંગ પ્રયોગ કર્યો છે.), અને કીકી જેવું શશાંક કહેતાં સસલાનું ચિહ્ન ધારણ કરીને, ભ્રુકુટી પાડીને (કોઈ પણ અપ્રસન્ન થાય છે ત્યારે આપણે ભ્રુકુટી ચડાવી એવો પ્રયોગ કરીએ છીએ, અહીં એથી ઊલટો ભાવ વ્યક્ત કરવા 'ભ્રુકુટી પાડી' એવો પ્રયોગ કર્યો છે.) એટલે પ્રસન્ન થઈને અમી વર્ષાવનાર પૂર્ણ ચંદ્ર ઊગ્યો છે. સંસ્કૃતમાં 'શશાંક'નો અર્થ 'ચંદ્ર' થાય છે. 'શશ' એટલે 'સસલું' 'શશાંક' એટલે 'સસલાનું ચિહ્ન જેમાં છે એવો' ચંદ્ર પણ અહીં કવિએ એ શબ્દ કેવળ સસલાનું ચિન્હ એ અર્થમાં જ વાપર્યો છે. અહીં ચંદ્રમાં દેખાતા કાળા ડાઘાઓને કવિએ ચંદ્રના ગોરા મોં પરની આંખની કાળી કીકી અને ભમર જોડે સરખાવ્યા છે.

માણેકઠારી પૂનમનું વર્ણન કર્યા પછી, એ દિવસે ચંદ્રની પૂજા કરવાનો રિવાજ હોય છે એટલે, કવિ કહે છે કે મેં ચંદ્રની તો પૂજા કરી. હવે તારી પૂજા કરું. ચંદ્રની પૂજા પુષ્પચંદનાદિ બાહ્ય સામગ્રી વડે કરી, પણ તારી પૂજા તો રસની સુગંધે જ શોભે. રસની સુગંધે એટલે અંતરની ભાવનાઓ રસરૂપ પામીને જે કાવ્યોમાં ગૂંથાઈ છે, તે મારાં કાવ્યો વડે. જેમ આપણે દેવતાની પૂજા કરી તેની આગળ આપણી વાંછા પ્રગટ કરીએ છીએ તેમ કવિ પણ આ પૂજા કરી પોતાના અંતરની વાંછા—માગણી પ્રગટ કરે છે.

આ પછીની ચાર પંક્તિઓમાં કવિએ પોતાના અંતરની વાંછા પ્રગટ કરી છે. કવિ કહે છે કે અત્યારે વિશાળ પૃથ્વી ઉપર ચારેકોર મનોહર ચાંદની પથરાયેલી છે. એ ચાંદનીના જેવું જ મનોહર, વિશાળ, કલ્યાણકારી, ઊંડી આશિષથી ભરેલું, પુણ્યશુદ્ધ, (પુણ્ય જેવું શુદ્ધ-પવિત્ર), મૃદુ, ઉજ્જ્વલ, અને વહાલરંગી (વહાલના રંગવાળું, વહાલથી રંગાયેલું, વહાલભર્યું) એવું તારું તે અલૌકિક એક હાસ્ય તું હસજે. અહીં 'તે' વિશેષણ સમજવા જેવું છે. 'તે' એટલે કયું? કવિએ અહીં હાસ્યને બીજાં જે અનેક વિશેષણો લગાડયાં છે, તે તો આપણને ઝટ સમજાય

× આની સાથે સ્વ. શ્રી. રમણભાઈકૃત 'રાઈનો પર્વત' નું અર્પણ સરખાવવા જેવું છે:

જે પુષ્પના દલ ખોલીને રજ સ્થૂલને રસમય કરે,
અધિકારી તે મધુમક્ષિકા એ મધુતણી પ્હેલી ઠરે;
તુજ સ્પર્શથી મુજ ચક્ષુ ને કંઇ સ્વપ્નસમું જે લાધિયું,
જીવનસખી! તે તુજ વિના રે! જાય કોને અર્પિયું?

છે, પણ આ 'તે' દ્વારા કવિ શું કહેવા માગે છે, તે વિચારવા જેવું છે. કોઈ ખૂબ જાણીતી પ્રસિદ્ધ વસ્તુને સૂચવવા આપણે 'તે' વિશેષણ વાપરીએ છીએ. અહીં કવિ પણ 'તે' વિશેષણદ્વારા આ હાસ્યનું પ્રસિદ્ધપણું સૂચવવા માગે છે. તે હાસ્ય એટલે તારું પ્રસિદ્ધ હાસ્ય, તારું જે હાસ્ય મને પરિચિત છે, જે મેં અનેકવાર જોયું અનુભવ્યું છે તે હાસ્ય. એનો અર્થ એવો પણ થયો કે કવિપત્નીનું હાસ્ય સદા આવું જ હોય છે. તે ઉપરાંત 'તે' નો એક અર્થ અનિર્વચનીય એવો પણ થાય છે. અનિર્વચનીય એટલે જેનું વર્ણન ન થઈ શકે એવું. એ અર્થ પણ અહીં ઉદ્દિષ્ટ છે. જો કોઈ એવો પ્રશ્ન કરે કે જે એ અનિર્વચનીય છે, એનું વર્ણન થઈ શકે એમ નથી, તો ઉપર આટલાં બધાં વિશેષણો લગાડી વર્ણન કર્યું કે બીજું કાંઈ? તો તેનો જવાબ એ છે કે એટલાં બધાં વિશેષણો લગાડી એનું વર્ણન કરવાનો પ્રયત્ન કર્યા છતાં એનું પૂરું વર્ણન કરી શકાયું નથી, એના કેટલાક ગુણો કહેવા બાકી જ રહી ગયા છે, જેને માટે ભાષા અધૂરી પડે છે. માટે એ હાસ્યને અનિર્વચનીય કહ્યું છે.

એમણે હાસ્યને લગાડેલાં આ સિવાયનાં બીજાં વિશેષણો અને ચાંદની સાથે કરેલી તેની તુલના પણ ખૂબ ચમત્કારક છે. એટલા માટે કે એમાં દંપતી વચ્ચેનો સ્નેહ સર્વાંશે સૂચિત થયો હોવા છતાં વિલાસિતાની છાંટ સરખી આવી નથી. દાંપત્યજીવનનું જે મંગલ સ્વરૂપ છે, આનંદમય, પવિત્ર અને સ્નેહમય સ્વરૂપ છે તેનું જ કવિએ અહીં સૂચન કર્યું છે. દાંપત્યજીવન પણ વિશાળ હૃદયે કલ્યાણની ભાવનાથી પ્રેરાઈને ગાળવાનું છે એ વસ્તુ કવિએ અહીં સુંદર રીતે વ્યંજિત કરી છે.

આખા કાવ્યમાં વ્યાપેલું સ્નેહ અને ઉત્સાહનું વાતાવરણ તો કાવ્ય વાંચતાં જ આપણે અનુભવી શકીએ છીએ.

નગીનદાસ પારેખ



## ગુણભેદ

( વસંત–અનુષ્ટુપ )

સારા દિલે ધવલ રંગ થકી છવાયું,
ભૂકે છતાં ખરસદા કટુતા ભરેલું;
કાળી છતાં નિશદિ કોકિલ ગાય મીઠું;
સૌના હૃદે નિત ભરે સુર મોદ બિન્દુ.

વળી છે વાદળી કાળી, છે વિશ્વાધાર એ છતાં;
રૂપ સૌ કામનાં છે શાં? વિનાનાં ગુણ ને જશ.

કેશવલાલ પટેલ

# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]

## ૯

## ફરીથી પૂના

હું નાસીને મુંબઈ આવ્યો. મામાને ત્યાં હું સુખરૂપ છું એવો તાર પૂને મોકલવામાં આવ્યો. મને મુંબઈ આવે લગભગ એક અઠવાડિયું થઈ ગયું હતું. પ્રથમ તો હું આખો દહાડો ઘરની બહાર ક્યાંય ગયો નહિ, પરંતુ બીજા દિવસથી ગૅલેરીમાં રમવા માંડ્યો. દડે રમવા લાગ્યો. ઘેર હું થોડો થોડો અભ્યાસ પણ કરતો. 'નવનીત' વાંચતો. નાના મામા થોડું થોડું શીખવતા. એમ અનિશ્ચિત કાર્યક્રમ ચાલ્યો હતો. એવું અનિશ્ચિત કેટલા દિવસ ચાલે!

પૂનેથી મોટા મામાનો પત્ર આવ્યો. શ્યામ શા માટે ત્યાં નાસી આવ્યો, હવે તે કેમ ચાલે છે વગેરે બાબતોની પૂછપરછ કરી હતી. નાના મામાએ મને તે પત્ર બતાવ્યો. તેમણે કહ્યું, "આ પત્રનો ઉત્તર તું લખી મોકલી આપ. આ કોરું કવર લે, સરનામું લખતાં આવડશે ને?" મેં "હા" કહી. મામા ઑફિસે ચાલ્યા ગયા. આ વખતે તે પોસ્ટખાતામાં નોકરી કરતા હતા, ડોંગરીની નિશાળમાં નહોતા.

મેં મારો પત્ર શરૂ કર્યો, સર્વે કારણોનો ઉલ્લેખ કર્યો. મામી વિષે, મામાની ક્રોધભરી શિક્ષણપદ્ધતિ ને બાપુજીના જેલનિવાસ વિષે લખ્યું. કેટલો લાંબો પત્ર મેં લખ્યો હતો! તે પત્ર મેં બે વખત વાંચી જોયો, અંતે પોસ્ટમાં રવાના કર્યો. મામી વિષે મામાને લખેલું મને યોગ્ય ન લાગ્યું. શ્વસુરપક્ષનાં માણસોને મામી નિંદા ચલાવે છે એમ મેં લખ્યું હતું આજે મને એ ભૂલનો પસ્તાવો થાય છે. એ ઉંમરે મને આ બધું શી રીતે સમજાય? ત્યારે બુદ્ધિ એટલી પ્રબળ નહોતી. મામાએ મને પત્ર લખી મોકલી આપવા કહ્યું હતું. "તુ લખી રાખ, હું વાંચી જોઈશ." એમ કહ્યું હોત તો તે વાંચીને, શું યોગ્ય છે, શું અયોગ્ય છે, તે એમણે મને સમજાવ્યું હોત. પણ મામા તે વાંચવાના હોત તો તે પત્ર મેં ખુલ્લા દિલથી લખ્યો જ ન હોત. મને દાબી દેવાની તેમની બિલકુલ વૃત્તિ નહોતી. તેમણે મને સ્વતંત્રતા આપી. એ સ્વતંત્રતાનો મારે સંયમપૂર્વક ઉપયોગ કરવો જોઈતો હતો. જે સંયમ પાળે તેને જ સ્વતંત્રતા શોભે. સ્વાતંત્ર્યેચ્છુ માણસ સંયમી હોવો જોઈએ.

મારો પત્ર તો પૂના પહોંચી ગયો હતો, બાણ છૂટયું હતું. બોલેલો શબ્દ, છૂટેલું બાણ પાછાં આવે ખરાં? મામાના હાથમાં પત્ર પડ્યો. મામા મામી પર ગુસ્સે થયા, મામાનો પૂનાથી બીજો પત્ર આવ્યો. 'શ્યામની મરજી હોય તો તેને પાછો પૂના મોકલી આપજે. એને જોઈ મને આનંદ થશે. પરંતુ એની અહીં આવવાની બિલકુલ મરજી જ ન હોય તો પછી ત્યાં રહે એ જ ઠીક છે." એમ તેમણે લખ્યું હતું. મુંબઈવાળા મામાએ મને શિખામણ આપી. હું આવ્યો તે રાત્રે તેમણે ગુસ્સે થઈ મને બે લગાવી દીધી હતી, તે માટે એમને પસ્તાવો થયો. તેમણે મારી પીઠ પર હાથ ફેરવતાં કહ્યું, "શ્યામ! પૂને જઈશ પાછો? આવું ગાંડપણ થાય કે? મોટા મામાનો સ્વભાવ ક્રોધી છે, પણ એમનું હૃદય સ્ફટિક જેવું નિર્મળ છે. તે અત્યંત ઉદાર છે. તે સખુબેનને, ગજાનનને અને તને ભણાવવા ઇચ્છે છે. આજના સમયમાં કોણ કોને મદદ કરે છે! એમના જેવા ભાઈ છે એ અમારું મોટું સદ્‌ભાગ્ય! આવા મામા બીજે ક્યાંય નહિ જડે એ ઈશ્વરના ભક્ત છે, દત્તની આગળ તંબૂરો લઈ ભજન કરે છે, ત્યારે એટલું બધું તાદાત્મ્ય અનુભવે છે, કે આંખોમાંથી અશ્રુ વહે છે. ઈશ્વરના ભક્તો દુષ્ટ

હોય છે ? એમની પાસે રહી કંઇક શીખ. એમના જેવા બહુશ્રુત અને બુદ્ધિવાન મનુષ્યો મેં હજી સુધી જોયા નથી. એમની પાસે ખૂબ શીખ. સંસ્કૃત વાંચ. આગળ ઉપર શિષ્યવૃત્તિ મેળવ. જા પૂને પાછો જા. રડીશ નહિ મેં તે દહાડે માર્યો હતો, માટે રડે છે ? શ્યામ ! અરે પ્રેમ કરે છે તે જ કોઈક કોઈક વખતે મારે પણ છે. જે પ્રેમ કરે છે તેને એકાદ વખત શિક્ષા કરવાનો પણ અધિકાર છે, મેં માર્યો ને પછી તું ઊંઘી ગયો. પણ તને મારનારા આ મામાને આખી રાત ઊંઘ ન આવી. તે વખતે તું નાસી આવ્યો હતો. એને ઉત્તેજન આપવું યોગ્ય ગણાત નહિ "

મામા કહેતા ને શ્યામ સાંભળતો. પૂને જવા હું તૈયાર થયો. નીકળતી વખતે મને ખોટું લાગ્યું. એક પ્રકારની શરમ, અપમાન, અનેક ભાવ મનમાં ઊછળી રહ્યા હતા. બધાને નમસ્કાર કરી હું નીકળ્યો. મામાએ મને ગાડીમાં બેસાડ્યો ને વાપરવા આઠ આના રોકડા આપ્યા. ગાડી ઊપડી. હું રડી પડ્યો, ધીર ગંભીર મામાને પણ રૂમાલથી પોતાની આંખો લૂછવી પડી.

હું ફરીથી પૂને જાઉં છું ? પાછો એ જ કંટાળાભર્યો જીવનક્રમ ! પરંતુ એ સિવાય બીજો શો માર્ગ હતો ? મારા બાલ માનસથી જેટલા વિચારો થઈ શકે તેમ હતા, તેટલા વિચારો હું કરતો હતો. એટલામાં થાણા યાદ આવ્યું. માધવ ! દિવ્ય નક્ષત્રની પેઠે મારા જીવનમાં ક્ષણવાર ઝળકી ચાલ્યો ગયેલ માધુર્યસાગર માધવ ! ફરીથી એ મળશે કે ? શેનો પાછો એ મળે ? માધવ એટલે પવન, માધવ એટલે મુસાફરી કરનાર અમ. એ હિમાલય પાસે હશે કે રામેશ્વર પાસે, કોણ જાણે ! ગમે ત્યાં હશે, પરંતુ અભાગી શ્યામને હસતો હશે. માધવ ! તારા જેવા જીવનદાતા જીવોની સર્વત્ર જરૂર છે, જા. સ્થળે સ્થળે ફરતો રહે. લોકોનાં દુઃખસંતાપ દૂર કર, ક્લેશચિંતા ઓછી કર.

થાણા સ્ટેશને કોણ કોણ ચઢે છે, તે મેં એકીનજરે જોયા કર્યું. માધવ દેખાયો નહિ. હું નારાજ થયો. માધવ મળી ગયો હોત તો શ્યામ સદાને માટે તેની સાથે જ ગયો હોત. શ્યામનું જીવન આજના કરતાં પવિત્રતર, મધુરતમ ને સુંદરતમ થયું હોત. પરંતુ મારા જીવનની મને જેટલી ચિંતા છે, તેથી અધિક ચિંતા આ જીવનધન દેનાર પરમ શ્રીમંતને પ્રભુને છે. મારું જીવન એની દૃષ્ટિબહાર હોતું નથી.

હું પૂને આવ્યો, રસ્તામાં મેં કંઈ પણ લીધું નહિ કે ખાધું નહિ. ખાવાની એ દિવસે મને ઇચ્છા જ થઈ નહોતી. પૂના સ્ટેશને ઊતર્યો ને ભાડાની ગાડી કરી ઘેર ગયો. શરમાતો, નીચે મસ્તકે હું મહોલ્લામાં પેઠો. "શ્યામ આવ્યો, શ્યામ આવ્યો," એમ બધાં કહેવા લાગ્યાં. ભાઈ ઘેર હતો. ક્ષણવાર કોઈ બોલ્યુંચાલ્યુ નહિ મે ભાઈને કહ્યું, "ભાઈ ! આ શ્યામ પર ગુસ્સે થશો નહિ, બધાં મને માફ કરો."

ભાઈએ કહ્યુ, "એ વાતને અમે કોઈ ફરીથી સંભારવાના નથી. જાણે કંઈ જ બન્યું નથી એવી રીતે વર્તવાનું અમે બધાંએ ઠરાવ્યું છે."

હું ઘરમાં ગયો. મામી મારી સાથે બોલ્યાં નહિ. રમા મને જોતાં જ હસી પડી તેણે મને ઓળખ્યો. હું તેને ચૂંટી ખણતો હતો, તેમ રમાડતો પણ હતો. રમાને લઈ હુ તરત હીંચકા પર જઈ બેઠો. હીંચકા પર બેસી માધવે શિખવેલાં ચરણ હું ગુંજી રહ્યો હતો.

પ્રેમાચે ભરલે વારે
ભાઉ હે આલે સારે.

શરૂઆતમાં મહોલ્લાનાં છોકરાં મારી મશ્કરી કરતાં. "શ્યામને કહેશો નહિ કંઈ; નહિ તો શ્યામ નાસી જશે ને પછી એ બધું આપણે માથે આવે." મને સંભળાવવા માટે એમ બોલાતું. રમતમાં મને લેવામાં આવતો નહિ કોઈક કહેતું, "શ્યામને રમાડો ને ! જુઓ પેલો ઊભો રહ્યો !" ત્યારે બીજું કોઈક બોલી ઊઠતું : "નારે ભાઈ, મોઈ બોઈ વાગી બેસે તો શ્યામ સતારા નાસી જાય." ધીમે ધીમે મશ્કરી ઓછી થતી ચાલી. વાતાવરણ નિર્મળ થયું. હું છોકરાંમાં ભળવા લાગ્યો, મળવા લાગ્યો.

હું અભ્યાસ પણ હવે સારી રીતે કરવા લાગ્યો. મામાના મનનું પણ સમાધાન થતું. સ્યામ રખડી આવ્યો, પણ પહેલા કરતાં સુધરીને આવ્યો છે, એમ મામા એમના મિત્રો આગળ કહેતા. અરબી ભાષાની સુંદર વાર્તાઓ ને બીજાં પુસ્તકો મને વાંચવા મળતાં. બપોરને વખતે ગપ્પાં મારતી મહોલ્લાની સ્ત્રીઓને મહાભારતની, ભક્તિવિજયની, જૈમિની અશ્વમેધની વાતો હું કહેતો. એમને એ ગમતી ને કહેતી, "સ્યામ, તને આ બધી વાતો ક્યાંથી આવડે છે ? એ બધી ક્યારે તેં વાંચી ?" એકાદ વખતે ભક્તિવિજયમાંથી યાદ કરેલાં કાવ્ય હું બોલતો. એના મૂળ કાવ્યમાં મારાં પોતાનાં ચરણો બનાવી મૂકી દેતો. મહોલ્લાની ધાર્મિક વૃત્તિવાળી સ્ત્રીઓને એ બધું ગમતું.

સ્યામની મહત્તા વધતી ચાલી, તે સર્વને પ્રિય લાગવા માંડ્યો અમે રહેતા હતા, તે ઘરના માલિકને ત્યાં સ્ત્રીસામ્રાજ્ય હતું. એને ત્યાં સ્ત્રીઓનાં ખાતાં હતાં. એની જમે ઉધારની વીગતો મોંએ રખાતી, ત્યાં વ્યાજવટાવના ધંધા ચાલતા. સ્યામ પાસે પંચ-રાશિના હિસાબ, સાદા વ્યાજના દાખલા આવે. બપોરને વખતે હું હીંચકાપર બેસી આ કામ કરતો.

એ સ્ત્રીસામ્રાજ્યમાં સાસરે આવેલી એક બહેનને જે મદદ હું કરી રહ્યો હતો, તે સૌથી પવિત્ર કાર્ય હતું. અહીં તેને ખૂબ દુઃખ હતું. પીયરમાં તો તે બધાંની માનીતી હતી. તેનાં માબાપ મરી ગયાં હતાં દાદાએ તેને ઉછેરી હતી, મોટી કરી હતી. તે કહેતી, "શ્યામ ! વારેવારે મને પીયર સાંભરે છે, દાદા મને માણકી કહેતા, હીરૂ કહેતા, બેટા કહેતા. મારી માણકીને શું કહી બોલવું, એમ તે હસતાં રડતાં પૂછતા. શ્યામ, હું હવે કંઈ નાની છું ? અઢાર વર્ષ મને થયાં. છતાં યે પીયર જાઉં છું, ત્યારે દાદા કહે છે, "બેટા, પેલા રંગીત પાટલા પર બેસ. તું ગમે તેવડી મોટી થઈશ, તો પ મને તો નાની જ લાગવાની. બેસ પેલા પાટલા પર, દાદા પાસે શરમાવાનું હોય ? ગાંડી !" શ્યામ, દાદાનો મારા પર કેટલો બધો પ્રેમ ! પરંતુ અહીં તો બીજું નરક છે ! ખરેખરો વનવાસ છે આ ! અહીં બોલુંચાલું કોની સાથે ? કોની પાસે વાત કરવી ? તું છે અહીં એક. સ્યામ, મારે ભાઈ નથી. તું જ મારો ભાઈ છે એમ સમજું છું. તારી આગળ મન હળવું થાય છે."

મિત્રો ! ત્યારે હું નાનો હતો. પણ માણેકબહેનનો એકએક શબ્દ મને યાદ છે. દુઃખની કહાણી શી રીતે ભુલાય ? દુખિયાના, પીડિતોના આર્દ્રસ્વરો કોના કાનમાં ઘૂમી નહિ રહે ? જીવંત તબુખાઓ સમી માણેકની શોકકથાઓએ મારા હૃદયમાં કાયમનું સ્થાન લીધું છે. સાસરવાસના ભયપ્રદ, નિરાધાર સંસારમાં આ એકલા છોટા શ્યામનો તેને આધાર હતો. આ શ્યામ નાનો છે. એને સ્ત્રીઓની વેદના ક્યાંથી સમજાય ? મારા હૃદયની યાતના સ્યામ શી રીતે સમજી શકશે એનો માણેક કદી વિચાર કરતી નહિ. ડૂબતો માણસ તણખલાને પકડવા પ્રયત્ન કરે છે. માણેક સ્યામ પાસે બેસી બધી વિતક કથાઓ કહેતી. હું તેનો વિશ્વાસબંધુ હતો. સ્યામ પાસે તે પોતાનું અંતઃકરણ ખોલી દેતી.

એક દિવસ માણેક મને કહે, "સ્યામ, તને શું કહું ? કાલે મને એ કહે, "તારું નાક જ કાપી નાખું. તારું નાક ચપટું છે, મને એ જોતું ગમતું નથી ! ત્રણ ત્રણ વખત કાતર લઈ દોડી આવ્યા. ને કહે, 'ઉડાવી દઉં કે નાકનું ટીચું !' સ્યામ ! મને ઘણી વખત સળેખમ થાય છે, ત્યારે તે કહે છે, 'તું ગંધાતી છે. સદાય તારા નાકમાંથી લીંટ લબડતું હોય છે !" એમાં હું શું કરું ? નગ ઉપર આખો ક્યારો ધોવાનું. નાનપણમાં દાદા કેટલી મારી કાળજી રાખતા. પાણીમાં રહેવાથી શરદી ને સળેખમ થાય એમાં મારો શો વાંક ? એટલા માટે એ કહે છે કે 'નાક કાપી નાખીશ' ? ત્યારે મને પરણ્યા શું કરવા ! મને એમણે લગન પહેલાં ક્યાં જોઈ નહોતી ? પૈસા જોઈ એમણે મને પસંદ કરી છે. જ્યારે જ્યારે પીયર જાઉં છું, ત્યારે કંઈ ને કંઈ નવો દાગીનો દાદા મને કરાવી આપે છે. એમના જ ઘરમાં એ આવે છે. એટલા માટે તો એમણે મને જીવતી રાખી છે પીયરની એસ્ટેટ અહીં લાવવા માટે મને જીવતી રાખવી જ પડે ને ! નહિ' તો મને ક્યારની ય

કેકાણે પાડી દીધી હોત! બધાંય ગીધડાં છે. મારે આમ બોલવું ન જોઈએ. પણ કહું છું તે જરાય ખોટું છે કે? મને હેરાન હેરાન કરી નાખી છે એમણે!"

માણેકને ત્રાસ દેવા તેનો વર નવી નવી યુક્તિઓ શોધતો. એક દિવસ સાંજે એકદમ પહેલવાન જેવા તેના ચારપાંચ મિત્રોને તે લઈ આવ્યો ને માણેકને તેણે કહ્યું, "અબઘડી અમને ભાખરી શાક બનાવી આપ." માણેકે ચૂલો પેટાવ્યો. શાક બનાવ્યું, ભાખરીઓ શેકી. પરંતુ એ લોકો માણેકની કસોટી કરી રહ્યા હતા. ભાખરીઓ બનાવી બનાવી એના હાથ દુખી ગયા, છતાં યે પેલાઓનાં પેટ ભરાયાં નહિ. લગભગ નવ વાગ્યા સુધી આમ ચાલ્યા કર્યું. ચૂલા પાસે બેસી બિચારી માણેકની આંખો લાલચોળ થઈ હતી. "ચાલો, ઊઠો, અરધા ભૂખ્યા રહ્યા" એમ માર્મિક વચનો કહી ઠઠ્ઠામશ્કરી ચલાવતા ભારતમાતાના સુપુત્રો હાથ ધોવા ઊઠયા. વરના ત્રાસમાંથી હરિણી છૂટી. આટઆટલું કર્યા છતાં યે તેને સાંભળવું પડ્યું. ગરીબ બિચારી માણેક!

એક દિવસ તો માણેકે ખૂબ ચીડ ચડે એવી વાત કહી. તેણે કહ્યું, "શ્યામ, હમણાં હમણાં તો એ શૌચક્રિયા માટે સંડાસમાં જતા નથી. ઉપર જ ત્રીજે માળે શૌચક્રિયા કરે છે! મને કહે છે: 'સાફ કર.' શ્યામ, મારા પર કેટલો જુલમ ચલાવે છે! મને એ બધાં આમ હેરાન કરે છે! મારી તરફ એ બધાં સારી રીતે વર્તે એ માટે દાદાજી દર વખતે મને કંઈ ને કંઈ આપે છે. ને અહીં તો તેમનું અતડાપણું ને દગાપ્રપંચો વધ્યાં જ કરે છે. ચૂપચૂપ હું નરક સાફ કરી દઉં છું. છોકરાંની ગંદકી મા કાઢે જ છે ને! પછી છોકરાંના બાપની ગંદકી કાઢવામાં શો વાંધો, એમ મનમાં થાય છે. પણ શ્યામ! માંદગીને પ્રસંગે હું જરૂર એમ કરું. સાજાસમા હોય ને આમ કરે છે. માત્ર ત્રાસ આપવા ખાતર આમ કરે છે, બીજું શું!"

માણેકબહેનની તે દિવસની મુખમુદ્રા હું કદી યે ભૂલી શકું એમ નથી. 'છોકરાંની ગંદકી માતા કાઢતી નથી કે? પછી છોકરાંના પિતાની ગંદકી કાઢવામાં શો વાંધો?' કેટલો ઉદાર વિચાર તેના મનમાં આવી ગયો! ખરેખર, કોઈક કોઈક વખત પત્નીને પતિની માતા થવું પડે છે, પતિની સંભાળ રાખવી પડે છે. પરંતુ માણેક શું બહુ મોટી હતી? સત્તર અઢાર વર્ષની તે હતી. કેટલી નરકયાતના તેને ભોગવવી પડતી હતી! ઈશ્વરે તેના પતિને નીરોગી શરીર આપ્યું હતું, મજબૂત પગ આપ્યા હતા, પણ પગે ચાલી સંડાસ સુધી જવાની તસ્દી તે સદ્‌ગૃહસ્થ લેતા નહોતા. સત્તાથી દાસી મળી છે, પછી એટલો ય ત્રાસ પગને શા માટે દેવો, એમ તે નરાધમ મનમાં સમજતો હશે–મનમાં જ નહિ, માણેક સમક્ષ નિર્લજ્જ-પણે એ કહેતો હતો. આવા માનવજાતના ખાઈ બદેલા લોકોને જોઈ કેટલું દુઃખ થાય છે! માણેક પર અપાર પ્રેમ કરનારા દાદા આ પરિસ્થિતિનો સામનો કરી શક્યા નહિ. માણેકને સાસરે શા માટે મોકલતા હશે? 'નરકમાં હું માણેકને મોકલીશ નહિ,' એમ સ્પષ્ટ એમણે કેમ ન લખ્યું? લોકલજ્જા ને આબરૂ આ શબ્દોથી તે બીતા હતા. માણેકના પ્રાણ કરતાં રૂઢિની આબરૂની એમને વધારે કિંમત હતી. સમાજ બંડખોર થશે નહિ ત્યાં સુધી આ અનંત આપત્તિ શી રીતે દૂર થાય? આ બંડ સ્ત્રીઓએ જ જગાવવું જોઈએ. ને પોતાનું વ્યક્તિત્વ સિદ્ધ કરવું જોઈએ.

માણેકનાં સ્મરણો આજે પણ મારા હૃદયને સંતાપે છે. નાનપણમાં મને થતું, "માણેકના વરના નાકે પથ્થર મારવો. તેને એકાદ વખતે હીંચકા પર ઊંઘેલો જોઈ નાક પર મુક્કો મારી નાસી જવું." પરંતુ દૂબળા, ભીરુ શ્યામને હિંમત થતી નહોતી. દુઃખનો ઊભરો કાઢતી માણેક રડતી ત્યારે હું ય રડી પડતો, મારાં તે અશ્રુ માણેકના મર્માંતિક જખમને મલમપટી જેવાં થઈ પડતાં!

માણેક મારી પાસે પિયર પત્ર લખાવતી. તેના પત્રો હું જ ટપાલમાં નાખી આવતો. પત્રમાં ત્યાંના દુઃખનું વર્ણન એ કરતી નહોતી. મોઘમ મોઘમ લખાવતી. પિયરનાં મીઠાં સ્મરણો જ એમાં ભર્યાં હોય. માણેકનો શ્યામ બાલલેખક હતો. માણેક બોલતી

ને હું તે લખતો :— "દાદાજી! તમારી માણેક નાની જ કેમ ન રહી? હું સદાય નાની હોત તો તમારા ખોળામાં હંમેશાં ઊંઘી જાત, તમારી થાળીમાં જમત, ને પ્રેમ–લાડથી તમને કોળિયા ખવડાવત. ખરેખર હું શા માટે ઊંચી વધી, મોટી થઈ? અને જરા મોટી થતાં જ તમે મને શા માટે ઘરમાંથી કાઢી મૂકી? તમને હું કંટાળો આપતી હતી? માબાપ નાનપણમાં જ મરી ગયાં હતાં. દાદાજી, તમે જ મને લાડ લડાવ્યાં છે. હવે કેટલા દિવસ લડાવવી? થઈ મોટી, જવા દો સાસરે–એમ તમને થયું હશે! દાદાજી, હું મોટી થઈ, તો તમારી સેવા કરત, તમારાં કપડાં ધોઈ નાખત, તમારાં પાણીનાં વાસણો ઘસી ચકચકિત કરત ને તમારી પાસે રહી હોત. અહીં મારો જીવ ગભરાઈ મરે છે. હું જીવતાં મૂએલી છું, દાદાજી! આ બધું તમને શું કરવા લખું? તમારા હૃદયને શા માટે સંતાપું? પરંતુ તમને ન લખું તો કોને લખું? કોની પાસે હૃદય ખોલી વાત કરું? તમારી લાડકવાયી માણેકને આ દુનિયામાં બીજું કોણ છે? એક તમે જ."

આવી જાતના તે પત્ર લખાતા. માણેકને સાધારણ લખતાં વાંચતાં આવડતું. પત્ર લખવા જેટલી તેનામાં શક્તિ નહોતી. હું નાનો હતો, છતાં પ જોતજોતામાં પત્ર લખી નાખતો. નાનપણમાં સવારમાં વહેલો ઊઠી કિત્તા જ ઘૂંટતો, તેથી મારા અક્ષરો સારા આવતા.

માણેકને કોઈક વખત ઘરમાં જામફળના કકડા મળતા, ત્યારે તે એના આ બાલમિત્રને ભૂલતી નહિ. આ પત્રલેખકને માણેક એક ટુકડો આપી આપતી. માણેક મને એક સૂચના હંમેશાં આપતી. "શ્યામા હું તારી આગળ જે જે વાતો કરું છું, તે બીજા કોઈને કહેતો નહિ. કોઈની આગળ બોલતો નહિ." આજે માણેક આ સૃષ્ટિ પર હયાત નથી. તેનું કષ્ટમય જીવન લાંબો વખત ટકવું શક્ય જ નહોતું. હું ત્યારે પૂનામાં નહોતો. માણેકને આશ્વાસન દેનાર શ્યામ પૂનામાં લાંબો વખત રહેતો નહોતો. થોડા જ વખતમાં પૂના છોડીને કોંકણમાં જવાનો હતો. કોંકણમાં બીજાં ચાર વર્ષ એને પસાર કરવાનાં હતાં. માણેકનાં દુઃખ આજે મેં મારા હૃદયમાંથી પ્રગટ કર્યાં છે. ભારતીય મહિલાઓની હજી પ કેવી દયાજનક દશા છે તે તમારી ધ્યાનબહાર ન જાય, એ ખાતર મેં આ વૃત્તાંત આપ્યું છે. માણેકે આ બધું સહન કર્યું. એ માણેકને શતશઃ ભક્તિમય પ્રણામ કરવા સિવાય બીજું હું શું કરી શકવાનો હતો!

ચાલુ ] •

અનુ૦ મૂળશંકર પાધ્યા

## કીડી

[ મન્દાક્રાન્તા ]

કીડી કેવી કણ કણ અહીં ધાય? તે પેખ ભાઈ:
ભંડારો લે, સતત શ્રમથી પ્રાપ્ત મોંઘી કમાઈ.
મૃત્યુ સંગે રમત રમતી કાર્યસિદ્ધિ ન ચૂકે;
છે ખંતી એ રજકણ છતાં, માનવી, શીખ લે કૈં!

મગનલાલ દલીચંદ દેસાઈ

# सामाजिक दृष्टि

મુંબઈમાં રહેનાર નાનાં છોકરાંઓને એટલી જ ખબર હોય છે કે પીવાનું પાણી નળમાંથી આવે છે. ચોમાસામાં પીવા જેવું પાણી આકાશમાંથી પડે છે એ ખરું, પણ એ તો કપડાં પલાળવા અને રસ્તા પર કાદવ કરવા માટે જ. પાણીનો નળ એ તો સ્વાભાવિક વસ્તુ છે, હમેશને માટે છે, અને એવી જ રહેવાની. નળ ક્યાંથી આવે છે, અને નળમાં પાણી કોણ પૂરું પાડે છે, એનો વિચાર કરવાની જરૂર સરખી એ છોકરાંઓને જણાતી નથી.

આપણી સામાજિક વ્યવસ્થામાં કાંઈક એવું જ થયું છે. હજારો વરસથી જે સંસ્કૃતિ આપણે ત્યાં કેળવાઈ એની અને એની પાછળના અસાધારણ પ્રયત્નની કલ્પના કે કદર આપણે કરી શકતા જ નથી. શરીરને જેમ રોજનાં સ્નાન, ખોરાક, કસરત અને આરામથી તાજું રાખવાનું થાય છે, ઘરની જેમ રોજ ને રોજ અને વરસોવરસ મરામત કરવાની હોય છે, તેમ સામાજિક જીવન ટકાવવા અને એનો વિકાસ કરવા નિત્યજાગૃતિ, નિત્યવિચાર, અને નિત્યપ્રયત્નની જરૂર છે; એ જાણે ઘણાખરા, અને કેટલાક જવાબદાર ગણાતા લોકો પણ ભૂલી ગયા છે. રૂઢિપ્રિય તેમ જ ઉત્પાતપ્રિય બંને જાતના લોકો સામાજિક કલ્યાણનો વિચાર જ ભૂલી ગયા છે. જૂનું ટકાવવામાં અથવા તોડવામાં, નવું દાખલ કરવામાં, અથવા એનો વિરોધ કરવામાં જ્યાં ત્યાં આંધળાપણું જ દેખાવા લાગ્યું છે.

વિચારશીલ લોકોમાં સમાજહિતના આદર્શ અને માર્ગ વિષે મતભેદ હોય એ સમજાય એવી વસ્તુ છે. એક બાજુ સુધારવા જતાં બીજી બાજુ તરફ દુર્લક્ષ થવાનો અને તે બગડવાનો સંભવ છે એ પણ અનુભવની વાત છે. પણ નરી જડતા અથવા નરી બેજવાબદારી અને ઉચ્છૃંખળતા એ જ જ્યાં પ્રેરક કારણ હોય ત્યાં કશા સારાની આશા જ ન રખાય.

ધર્મશાસ્ત્ર હોય કે સમાજશાસ્ત્ર, કાયદો હોય કે રૂઢિ, એનો મૂળ ઉદ્દેશ લોકોના હિતનો—કલ્યાણનો જ હોઈ શકે. એ મૂળ ઉદ્દેશ લોકો ભૂલી જાય તો અશુદ્ધિ ફેલાવાની, અને ફેરફાર કરો કે ફેરફારનો વિરોધ કરો, સમાજનું ગાડું ઊંધું વળવાનું. આંધળા લોકોના હાથમાં શાસ્ત્રો સુરક્ષિત છે એમ તો કોઈ ધર્મશાસ્ત્રે કહ્યું કે માન્યું નથી. દૃષ્ટિ વગર બધું જ વ્યર્થ છે. આવા અનુભવ પછી જ કવિએ લખ્યું:

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥

આ સ્વયંપ્રજ્ઞા કેળવવાનું કામ કેળવણીનું છે. પણ કેળવણી જ જ્યાં માણસને પરપ્રત્યયનેયબુદ્ધિ કરી નાખે છે, પારકા દેશના, પારકા સમાજના ઇતિહાસ, અનુભવ અને આદર્શ ઉપર રચાયેલા સિદ્ધાંતોનું સત્ય શામાં રહેલું છે, એનાં મૂળિયાં કઈ ભૂમિમાં છે, ક્યાં સુધી પહોંચેલાં છે એનો જ્યાં વિચાર નથી, અને પારકા સિદ્ધાંતોનું ચણતર ખોટા પાયા પર કરવામાં ભૂલ રહેલી છે, એ પણ જ્યાં ધ્યાનમાં આવતું નથી, ત્યાં લોકો સુરક્ષિત છે એમ કેમ કહેવાય?

હિંદુસ્તાનમાં અનેક જાતની ચર્ચાઓ ચાલે છે, પણ તેમાં મુખ્ય તો ત્રણ છે: સમાજનું અર્થશાસ્ત્ર, સમાજનું રાજકારણ, અને સમાજનું ધાર્મિક જીવન. આ ત્રણે એકબીજા સાથે સંકળાયેલાં છે. ત્રણે દિશામાં આપણા પ્રયાસનું પરિણામ નહિ જેવું આવે છે, એ જ બતાવે છે કે આપણા આકલનમાં જ કાંઈક મોટી ખામી છે. સાચે રસ્તે જરાક પણ આપણે જઈએ છીએ ત્યાં ભારે શક્તિ પેદા થયેલી આપણે જોઈએ છીએ. પણ હિંમતને અભાવે અથવા પુરુષાર્થને અભાવે આપણને એ રસ્તો અવ્યવહારુ જણાય છે. આજની પરિભાષામાં અવ્યવહારુ માર્ગ એટલે સ્વાવલંબનનો માર્ગ, મહેનતનો માર્ગ, દીર્ઘોદ્યોગનો માર્ગ, એવો અર્થ થઈ ગયો છે. દેશની રાજકીય પરિસ્થિતિ કેવી છે, સાચું જોખમ કઈ

દિશામાં છે, સાચી શક્તિ કઈ રીતે કેળવાય, એ કશાનો જાણે કોઈ વિચાર જ કરતું નથી. પશ્ચિમી વેપાર અને પશ્ચિમી દોરને લીધે આપણા ઉપર જે જીવલેણ આક્રમણ આવી પડ્યું છે તેનો ખ્યાલ નથી મુસલમાનોને, નથી હિંદુઓને. અને હિંદુઓમાં પણ આત્મરક્ષણને માટે જે શુદ્ધ દૃષ્ટિ અને પ્રસંગ જેટલા મહાન થવાની શક્તિ જોઈએ છે તે ક્યાં છે? બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરના ઝઘડા અસાધ્યથી શું હિંદુ સંસ્કૃતિ કે હિંદુ જાતિ ટકવાની હતી? અને ૭ કરોડ અસ્પૃશ્યોને અન્યાયથી દૂર રાખી, એમનું જીવન વિષમ અને વિષમય કરી, એમને પોતાના શત્રુ બનાવ્યે શું હિંદુ સંગઠન થવાનું હતું? અંગ્રેજોનો દ્વેષ કે એમની નિંદા કર્યે સ્વરાજ મળવાનું નથી. હિંદુ-મુસલમાન એક બીજા સામે ઝેરવેર કેળવી પોતપોતાના ધર્મનું રક્ષણ કરી શકવાના નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર એક બીજા સામે સંગઠિત થઈ હિંદુ જાતિને સુરક્ષિત રાખવાના નથી અને અસ્પૃશ્યોને હજી યે દૂર રાખી હિંદુ ધર્મ ટકી શકવાનો નથી. અસ્પૃશ્યોનો તિરસ્કાર કરનાર અને એમની સામે શાસ્ત્રવચનો ટાંકનાર હિંદુઓને જોઈ નજર આગળ નીચેનું ચિત્ર ખડું થાય છે: સાપના મોઢામાં સપડાયેલો દેડકો પોતાનું મોઢું ખોલી માખીઓને ગળી જવાનો પ્રયત્ન કરે છે.

૧૯૩૧ — काका कालेलकर

## વાદળને પ્રશ્ન

રેખા ધરી શૈપ્ય બહાર વાદળી
ને હાર્દ તારું કયમ છે કલુષિતઃ?
સંકેત શું માનવને કરંત કે:
'માનવી માંય સમાન હું ઘણાં.'

'શશિન્' ઓઝા

●

## ધપ્યે જવું

આદર્શ છો હોય અસાધ્ય એથી
શું, હારીને હામ પ્રયત્ન ત્યાગવા?
ના, ના, રહી નિત્ય પ્રયત્નશીલ
ધપ્યે જવું ધ્યેય સમીપ, ઝૂઝતાં!

મોહન ઠક્કર

●

## સુભાષિત

રત્નો અમૂલાંથી ન દેવ રીઝયા,
ન બી'ક પામ્યા વિષથી જરાયે;
સુધા વિના ના વિરમ્યા; ચળે ના
મહાપુરુષો નિજ નિશ્ચિતાર્થે.*

'પુંડરીક'

* સંસ્કૃત સુભાષિત પરથી



# મરાઠાઓનું ઉત્થાન

## ૧૭

## મરાઠા રાજ્યનો મુખ્ય શાસક

## બાલાજી બાજીરાવ પેશવા

**બાજીરાવ** પેશવા જ્યારે મરણ પામ્યો ત્યારે મરાઠાઓની સત્તા દક્ષિણની બહાર માળવા, ગુજરાત, વગડ, ગોંડવન વગેરે સુધી પહોંચી હતી ઉત્તરના આ પ્રાંતોમા ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાને માટે મરાઠા સરદારોની નિમણૂક થઈ ગઈ હતી. કોંકણપટ્ટી ઉપર મરાઠાઓનુ આગમન સર્વશ્રેષ્ઠ હતુ અને યુરોપિયન પ્રજાઓએ વસાઈમા મરાઠાઓના હાથનો સખત માર ખાવાથી તેમણે પણ મલબાર તરફ રાજ્ય સ્થાપવાની મહત્ત્વાકાક્ષા જતી કરી હતી તેમણે કોરોમંડળ કિનારા તરફથી કર્ણાટક તેમજ નિઝામના મુલકમા પ્રવેશ કર્યો દક્ષિણમા નિઝામ જોકે મરાઠાઓના હાથે વારંવાર હાર ખાતો હતો છતા તેણે બાજીરાવનુ ધ્યાન ઉત્તર તરફ દોરીને દક્ષિણમા પોતાનું સ્થાન મજબૂત કરવાનો તે પ્રયત્ન કરતો હતો દિલ્હીનો બાદશાહ મહમદશાહ હતો પણ તેની પડોશમા જ રોહિલા અને પઠાણો ઉદય પામતા હતા નિઝામ તેમજ અયોધ્યાનો સફદરજંગ બાદશાહીને બચાવવા પ્રયત્ન કરતા પણ તે નિસ્વાર્થ વૃત્તિથી નહિ તેમને દરેકને સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની અભિલાષા હતી અને એ અભિલાષાની આડે રોહિલા અને પઠાણો આવે તેથી તેમનો નાશ કરવા સફદર જંગ ઇચ્છતો હતો અને મરાઠાઓનો નાશ કરવા નિઝામ પેતરા રચતો હતો

મરાઠાઓ ઉત્તર તરફ આગળ વધ્યા હતા ખરા પણ જાગીરની પદ્ધતિને લીધે તેમનામા મુખ્ય મરાઠી સત્તાનો પ્રચાર કરવાના કરતા પોતાની જાગીર વધારવાની જ આકાક્ષા વધારે હતી તેથી જ દાભાડે, ભોસલે જેવા સરદારો ફૂટીને નિઝામના પક્ષમા જતા સ્વદેશાભિમાનને બદલે અંગત સ્વાર્થ જ પોતાનો ભાગ ભજવતો હતો.

આવે વખતે પેશવા કોણ થાય? કાવાદાવા ચાલવા લાગ્યા રઘુજી પોતાના હસ્તકને પેશવા કરવા મથતો હતો પણ બધામા વિશેષ કર્તૃત્વવાન અને પ્રભાવશાળી બાજીરાવનો પુત્ર બાલાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ હોવાથી પેશવાઇનો પોશાક તેને જ મળ્યો

કર્ણાટકમા રઘુજીએ જઈને ત્રિચિનાપલ્લીના મુસલમાન અધિકારી ચંદાસાહેબને કેદ કરી સતારા મોકલી આપ્યો પરંતુ નિઝામે ત્રિચીથી મરાઠાઓનો પગ કાઢી ત્યાના મુરારરાવ ઘોરપડેને દૂર કરી પોતાના હસ્તક અન્વરુદ્દીનને કર્ણાટકનો નવાબ બનાવ્યો

રઘુજી ભોસલે નર્મદાની ઉત્તરમાં પેશવાના મુલકમા ગરબડ મચાવતો હતો એટલે ત્યા પેશવાએ યશવંતરાવ પવારને મૂકી રઘોજી ઉપર રોક બેસાડ્યો

પેશવાને માળવાની સનદ હજી સુધી મળી ન હતી તે મળવાનો પ્રસંગ આવ્યો બંગાળામા અલિવર્દીખા નામનો એક પુરુષ નવાબ થયો હતો રઘુજી કર્ણાટકમા હતો તેનો લાભ લઈ તેણે ઓરિસ્સાના કટક ઉપર ચડાઈ કરી ત્યા પોતાના માણસ મીર હબીબને નીમ્યો. પણ આ મીરહબીબ ફૂટ્યો અને તે જ ઊલટો રઘુજીની મદદથી અલિવર્દીખાની સામે થયો. મરાઠાઓના થાણા બિહાર અને બંગાળામા હુગલી સુધી બેસી ગયા બાદશાહ અલિવર્દીખા પાસે મહેસૂલ મેળવવાનો તગાદો કરતો હતો ખાએ બાદશાહને કહ્યું 'મને મરાઠાઓની ચડાઈમાંથી બચાવો' બાદશાહે સફદરજંગ અને બાલાજીની મદદ માગી બદલામા બાલાજીને માળવાની સનદ આપી બાલાજીએ

પાછળ નિઝામે મરાઠાઓને અમુક મુલક આપવાનું કબૂલ કરેલું પણ તે કબૂલત એણે પાળી નહિ તેથી બાલાજી પેશવાએ સદાશિવરાવ ભાઉને સેના આપી નિઝામ ઉપર મોકલ્યો. ફ્રેંચોના પક્ષમાંથી ઇબ્રાહિમ ગાર્દી મરાઠાની નોકરીમાં આવીને રહ્યો હતો. તે સદાશિવરાવ સાથે ગયો. ઉદ્‌ગીર આગળ જબ્બર લડાઈ થઈ એમાં નિઝામને એવી તો સખત હાર ખવરાવી કે નિઝામે સિક્કા મોહોર મોકલીને સદાશિવરાવને પસંદ પડે એવી શરતોએ સંધિ કરવાનું કહેણ મોકલ્યું. આ સંધિથી અસીરગઢ, બુરાનપુર, દોલતાબાદ, સાલેર, મુલેર અને નગર મળીને ૭ કિલ્લા મરાઠાઓને મળ્યા અને બીજો પ્રદેશ મળીને નિઝામના રાજ્યનો લગભગ અર્ધો મુલક મરાઠાઓને મળ્યો.

ચાલુ ]

ગોવિંદરાવ ભાગવત

☆

## કેટલાક ટુચકા

સુપ્રસિદ્ધ મરાઠી નાટકકાર રામ ગણેશ ગડકરી સાથે કોઈક મુદ્દા પર ચર્ચા કરતાં કરતાં એક માણસ એટલો તો ચિડાઈ ગયો કે ગુસ્સામાં ને ગુસ્સામાં તે બોલી ઊઠ્યોઃ "બસ, થયું. આજથી મેં નિશ્ચય કર્યો છે કે મૂર્ખ માણસ સાથે બોલવું જ નહિ."

ગડકરીઃ "મેં ક્યાં હજી એવો નિશ્ચય કર્યો છે? હું તો ક્યારનો બોલું જ છું."

*

ઈંગ્લંડના પ્રસિદ્ધ લેખક ચાર્લ્સ લેંબ ઑફિસમાં મોડા જતા. એકવાર એ ઑફિસે મોડા પહોંચ્યા એટલે એમના ઉપરીએ કહ્યું, "લેંબ, તમે રોજ સવારે કાંમે મોડા આવો છો?"

"હા. પણ હું તેના બદલામાં સાંજે વહેલો જાઉં છું ને!" તેણે જવાબ વાળ્યો.

*

ન્યાયાધીશ: તું કહે છે ને કે આ માણસે તારી કેટલીક વસ્તુઓ ચોરી છે? તો એ આરોપીના સામાનમાંથી તું તારી કોઈ વસ્તુ બતાવ.

ફરિયાદી: જી, આ જુઓ મારો હાથરૂમાલ. એના ખૂણા ઉપર 'બી' એવી નિશાની કરેલી છે.

ન્યાયાધીશ: પણ એ નિશાની ખાતરીલાયક નહિ કહેવાય. એમ તો આ મારા રુમાલ ઉપર પણ 'બી'ની નિશાની કરેલી છે.

ફરિયાદી: બરાબર છે, મારા એવા બે રૂમાલ ખોવાય છે!

*

લૉર્ડ બર્કનહેડ: (છૂટાછેડાના મુકદમામાં એક સાક્ષીને) તમારું લગ્ન થયું છે કે?

સાક્ષી: હા; થયું છે ખરું.

લૉર્ડ બર્કનહેડ: કોની સાથે થયું છે?

સાક્ષી: બૈરી સાથે.

લૉર્ડ બર્કનહેડ: વાહ, પુરુષ સાથે કદી કોઈનાં લગ્ન થયેલાં તમે જોયાં છે?

સાક્ષી: હા, જોયાં છે.

લૉર્ડ બર્કનહેડ: કોનાં?

સાક્ષી: મારી બહેનનાં!

# તારાની અજાયબીઓ

[ ગતાંકથી ચાલુ ]

ગયા અંકમાં આપણે જોયું કે આપણી નિહારિકામાં તારાની સંખ્યા ત્રણ અબજની છે તારાના તત્ત્વો પૃથ્વીના જેવા જ છે, તારાઓના અંતરો પ્રકાશ વર્ષ (light-year)થી મપાય છે, તારાનું વજન આસરે બે અબજ પરાર્ધ ટન (૧-૨૬ મીંડા) હોય છે અને સૂર્યના મધ્યબિંદુ પાસેની ઉષ્ણતા ચાર કરોડ ડિગ્રીની છે હવે તારાઓ વિષેની કેટલીક બીજી અજાયબીઓ તપાસીએ

## તારાઓ ભ્રમણ કેવી રીતે કરે છે?

જ્યારે આપણે આકાશના તારાઓ જોઈએ છીએ ત્યારે આપણને ખ્યાલ નથી આવી શકતો કે એમાંના ત્રીજા ભાગના તારાઓ બેવડા છે આ બેવડા તારાઓ એક જ હોય એમ દેખાય છે, પણ દૂરબીનની મદદથી જણાયું છે કે તેના બે ભાગ હોય છે, અને તે ભાગો એકબીજાની આસપાસ ફરે છે

સૂર્ય પણ એની ધરીની આસપાસ ફરે છે એના બિંબ પર દેખાતા ડાઘાઓના અવલોકન પરથી આ ભ્રમણની ગતિનું માપ કઢાયું છે

આ ભ્રમણની શક્તિ ક્યાંથી આવી? અબજો ટનના મોટા ગોળાઓ ફેરવવાને માટે કેટલી બધી શક્તિની જરૂર પડે? અમારા વખતમાં પૃથ્વીનું ભ્રમણ પણ લોકો કલ્પી શકતા ન હતા તો આવા પ્રચંડ તારાઓના ભ્રમણનું તો પૂછવું જ શું?

કદાચ તમે કહેશો કે ગુરુત્વાકર્ષણના બળને લીધે તારાઓ ફરી શકે છે, પણ તે બરોબર નથી ભ્રમણની શક્તિ ક્યાંથી આવે છે એ પ્રશ્નના જવાબમાં હું સામો સવાલ પૂછું છું, 'એ ભ્રમણ અટકાવવાની શક્તિ ક્યાં છે?" એટલે તારાઓ હમેશ ફર્યા જ કરવાના

એક ચકરડી ટેબલ પર ફેરવીએ તો થોડા વખત પછી અટકી જાય છે, કારણ કે એને ટેબલની સાથેનો ઘસારો નડે છે એ ટેબલને પોલીશ કરીએ તો ચકરડી વધારે વાર ફરે જે પ્રમાણમાં ઘર્ષણનું બળ ઘટે તે જ પ્રમાણમાં ચકરડી વધારે વખત ફરી શકે આ પ્રમાણે વિચારતાં જ્યારે ઘર્ષણનું બળ શૂન્ય થઈ જાય ત્યારે ચકરડી હમેશને માટે ફર્યા કરશે એમ સિદ્ધ થાય છે તે જ પ્રમાણે તારાઓને ઘર્ષણ નથી એટલે ગોળ ગોળ ફર્યા કરે છે

હવે એક બીજો સવાલ ઊભો થાય છે ચકરડીને શરૂઆતમાં ફેરવવા માટે કોઈએ શક્તિ વાપરી તેવી જ રીતે શરૂઆતમાં તારાઓને શક્તિ ક્યાંથી આવી? આ સવાલનો જવાબ કોઈ આપી શકતું નથી કવિ ઓમર ખય્યામના શબ્દોમાં કહીએ તો "એવા બારણા પાસે આવી પહોંચો કે એની કૂંચી જડી શકી નથી" વિજ્ઞાનીઓને આ હદથી વધારે જવાની છૂટ પરમેશ્વરે આપી નથી મૂળ દ્રવ્ય ક્યાંથી આવ્યું અને મૂળ ગતિ ક્યાંથી આવી એ વિજ્ઞાનના અણઉકેલાયેલા પ્રશ્નો છે

## તારાઓની પેલે પાર શું હશે?

કેટલીક વાર તારાઓ જોતાં આપણને મનમાં વિચાર આવે કે ધારો કે આપણે એક તારા પર ગયા ત્યાંથી દૂરના તારા પર ગયા એમ કરતાં કરતાં આખરમાં આખરના તારા પર ગયા આગળ કહ્યું તેમ પાંચ કરોડ પ્રકાશવર્ષ દૂર રહેલા તારાઓ નોંધાયા છે. એવા કોઈ તારા પર જઈએ તો એની સામી બાજુ શું દેખાય? વળી, જો તારાની સંખ્યા મુકરર કરેલી છે તો બધા જ તારાની સૃષ્ટિની પેલી પાર શું હશે?

"અનંત આકાશ" એમ કદાચ તમે જવાબ આપશો, પણ આધુનિક વિજ્ઞાન જુદો જવાબ આપે છે હમણાના વિચારો પ્રમાણે આકાશ અનંત નથી

છતાં અમર્યાદિત ( finite but unbounded ) છે. જો આકાશ અનંત હોત તો યશોદા શ્રીકૃષ્ણના મુખમાં આખા વિશ્વનું દર્શન શી રીતે કરી શક્યાં હોત ? આકાશ અમર્યાદિત છતાં અનંત નથી એ હકીકત તમે સમજી શકશો એમ હું જરા યે આશા રાખતો નથી, પણ એનો અર્થ એમ થાય છે કે આકાશમાં જો તમે પૂર્વ દિશામાં અબજોના અબજો માઈલ મુસાફરી કરો અને સીધી લીટીમાં ચાલ્યા કરો તો પશ્ચિમ દિશામાંથી તે જ જગ્યાએ પાછા આવશો. આ ન જ બની શકે એમ તમને લાગશે, પણ પહેલાં પૃથ્વીની આસપાસ ફરવાથી એ જ સ્થળે અવાય છે એ લોકો કલ્પી નહોતા શકતા, અને આ સમજવું તો એનાથી ઘણું વધારે અઘરું છે.

આકાશ અનંત નથી એટલું જ નહિ પણ તેની ત્રિજ્યાનું માપ પણ થઈ શક્યું છે ને તે દસ કરોડ પ્રકાશવર્ષ લાંબી છે એમ નક્કી કરવામાં આવ્યું છે. તે જ રીતે તેનું ઘન માપ પણ કાઢી શકાય છે. એની ગણતરી કરતાં જણાયું કે સમસ્ત આકાશનું કદ ચાર અબજ પરાર્ધ પરાર્ધ પરાર્ધ ( ચોગરો ને સાઠ મીંડાં ) એટલા ઘન માઈલ અડસટવામાં આવ્યું છે.

આ સંખ્યાનો ખ્યાલ આવવા માટે એક ખગોળ-શાસ્ત્રીએ નીચે પ્રમાણે દૃષ્ટાંત આપ્યું છે. ધારો કે ઉપર લખેલી સંખ્યા જેટલા રૂપિયા ગણવા છે. રૂપિયા ગણતાં વાર લાગે, દસ હજારની નોટોથી પણ એટલા રૂપિયા ગણતાં વાર લાગે એટલે મોટા આંકડાના ચેકોથી ગણીએ. તમે જાણો છો કે ચેકમાં કરોડો ને અબજોની રકમ લખી શકાય છે. માટે આખી પૃથ્વી પરના બધા માનવીઓની જેટલી મિલકત છે એટલી રકમનો દરેક ચેક બનાવીએ. ચેક ગણનારની ઝડપ એક સેકંડમાં સાધારણ રીતે બે ચેકની હોય. આ પ્રમાણે ચેકો ગણાતા હોય, અને માત્ર એક માણસ નહિ પણ આખી મનુષ્યજાતિ ચેકો ગણવાના કામમાં જ રોકાયેલી હોય, અને માનવજાતની ઉત્પત્તિથી તે અત્યાર સુધી મનુષ્યો એ ચેકો ગણવાનું જ કામ કર્યા કરે, ને જેટલા રૂપિયા ગણી શકાય તે સંખ્યા, અને ઉપર આવેલી સંખ્યાનું પ્રમાણ, તે એક સોપારી અને પૃથ્વીની વચ્ચેના પ્રમાણ જેટલું થશે.

## કોઈ તારામાં પ્રાણીઓની વસ્તી હશે કે ?

ઘણા લોકો એમ માને છે કે ઘણા તારાઓમાં આપણા જેવા માણસો રહેતા હશે, પણ આ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. તારાઓની ગરમી એટલી બધી હોય છે કે ત્યાં આપણા જેવાં પ્રાણીઓ રહી શકે નહિ.

પણ, કદાચ તમે કહેશો કે જેમ સૂર્યની આસ-પાસ ફરતી પૃથ્વી છે તેમ કોઈ તારાની આસપાસ ફરતા ગ્રહો નહિ હોય ? આ સવાલનો જવાબ ચોક્કસ આપી શકાતો નથી, પણ હમણાંની પ્રચલિત માન્યતા પ્રમાણે આ અબજો તારામાંથી આપણા સૂર્ય સિવાય બીજા એકેની આસપાસ ગ્રહમંડળ નથી. ત્રીસ ટકા જેટલા તારાઓ ફરતાં ફરતાં ભાંગી જાય છે અને તેના બે કકડાઓ એક બીજાની આસપાસ ફર્યા કરે છે. બીજા બધા એમની ધરીની આસપાસ ફરે છે.

ત્યારે આપણું સૂર્યમંડળ કેવી રીતે પેદા થયું હશે ? કેટલાય હજાર અબજ વર્ષ પૂર્વે એક મોટો તારો સૂર્યની પાસેથી—એટલે, થોડા જ અબજ માઈલ દૂરથી — પસાર થયો તેથી સૂર્યમાંથી દ્રવ્યના ભાગ છૂટા થયા અને તે તેની આસપાસ ફરવા લાગ્યા. આવી રીતે સૂર્યમંડળ થયું હોય એમ હમણાંની માન્યતા છે.

જેવો અકસ્માત સૂર્યને થયો એવો બીજા કોઈ તારાને થયો હોય એ ઘણું જ અસંભવિત છે, કારણ કે આકાશમાં ખાલી જગ્યા પુષ્કળ છે. પ્રસિદ્ધ ખગોળવેત્તા સર એડિંગ્ટને એવી ગણતરી કરી છે કે પૃથ્વીના કદના જેટલી પોકળ જગ્યામાં જો વીસ દડા આમતેમ ફેંક્યા હોય ને તે ફરતાં ફરતાં એકબીજાની પાસે થોડા જ વારના અંતરમાં આવવાનો જેટલો સંભવ છે એટલો જ સંભવ બે તારાઓને પાસે આવવાનો છે. એટલે બીજા કોઈ તારાને આપણા જેવું ગ્રહમંડળ હોય એ ઘણું જ અસંભવિત છે.

હવે આપણા સૂર્યમંડળનો વિચાર કરીએ વાસ્તવિક રીતે મગળ, બુધ વગેરેને તારાઓ ન કહી શકાય કારણ કે ખગોળશાસ્ત્રીની ભાષામા સૂર્ય તે સૂર્ય જેવાને જ તારા કહે છે, અને મગળ બુધ વગેરેને ગ્રહ કહેવામા આવે છે

સૂર્યના ગ્રહોમાથી મગળ ને બુધ સિવાય કોઈ ઠેકાણે પ્રાણી કે ઝાડપાન હોવાનો સભવ નથી બુધનુ કદ લગભગ પૃથ્વી જેટલુ જ છે અને સૂર્યની પાસે હોવા છતા ત્યા ગરમી અસહ્ય નથી કારણ કે ત્યા વાદળા પુષ્કળ રહે છે પણ ત્યા પ્રાણવાયુ (ઑક્સિજન) છે કે નહિ તે નક્કી કહી શકાતુ નથી વળી ઘણુ કરીને ત્યાની બધી જમીન પાણીથી છવાયેલી છે એટલે ત્યા મગરનુ સામ્રાજ્ય હોય એ બનવાજોગ છે

મગળમા આક્સિજન છે, અને ત્યા લગભગ બધી જમીન જ છે, દરિયો નથી, પણ વાતાવરણમા ભીનાશ છે અને ત્યા વરસાદ પડતો હોય એ સભવિત છે ત્યાની હવા ઘણી જ ઠડી છે, ત્યાના વિષુવવૃત્ત પર સૂર્યાસ્તને સમયે પાણી ઠરી જાય એટલી ઠડી પડે છે અને બીજા ભાગો તો તેથી પણ વધારે ઠડા છે

જ્યારે મગળનો ગ્રહ દૂરબીનથી જોવામા આવે છે ત્યારે ત્યાની સપાટીનો રગ ત્યાની જુદીજુદી ઋતુઓમા જુદોજુદો લાગે છે જેમ આપણી પૃથ્વી પર ઋતુઓને લીધે ઝાડપાનનો રગ બદલાય છે તેમ ત્યા થતુ હોય એમ જણાય છે એટલે આ ઉપરથી એમ અનુમાન થાય છે કે ત્યા વનસ્પતિ હોય તો પ્રાણીઓ કેમ ન હોય? લોવલ નામના ખગોળવેત્તાએ મગળના ફોટોગ્રાફમા થોડી ભીની લીટીઓ જોઈ હતી એણે એવી દલીલ કરી કે કુદરતી બનાવટ કોઈ દિવસ છેક સીધી હોતી નથી કોઈ નદી છેક જ સીધી લીટીમા વહેતી હોય એમ જણાયુ નથી તેથી તેણે તે લીટીઓને મગળની નહેરો કહી અને પૃથ્વી ઉપરથી પણ દેખાય એવી મોટી નહેરો ખોદનાર મનુષ્યો બહુ જ બુદ્ધિશાળી હોવા જોઈએ એમ તેણે જણાવ્યુ પણ આ મત હજી સુધી ખગોળવેત્તાઓએ સ્વીકાર્યો નથી હોવાનુ, વળી એક ખગોળવેત્તાએ એમ કહ્યુ છે કે મગળનો જુવાનીનો સમય વીતી ગયો છે એટલે પૃથ્વીના જેવા જ પશુ, પક્ષી કે પ્રાણીઓ ત્યા વસતા હોય એ અસભવિત છે મગળની જુવાનીના ઉલ્લેખના અનુસધાનમા આપણે તારાઓની ઉમરનો પ્રશ્ન ચર્ચીશુ

## તારાઓની ઉમર કેટલી હશે?

આ પ્રશ્ન જ કદાચ હાસ્યાસ્પદ લાગશે એ પ્રશ્નનો અર્થ કદાચ કોઈ કરે કે અમુક હજાર અબજ વર્ષ પર કોઈ તારા ન હતા, અને પછી એકદમ પ્રાણી ઓની માફક તારાઓનો જન્મ થયો આવુ તો ન જ બની શકે એ દેખીતુ છે પણ ખગોળશાસ્ત્રીઓ એમ માને છે કે અતિશય, પુરાણા ભૂતકાળમા માત્ર દ્રવ્યના છૂટા રજકણો હતા અને પછી ગુરુત્વાકર્ષણના બળથી તે રજકણો વધારે ને વધારે પાસે આવવા લાગ્યા અને રજકણોના તારાઓ બધાયા આ સિદ્ધાન્તને આધારે સૂર્યની ઉમર ૫,૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ (પાચ હજાર અબજ) વર્ષની ગણાય છે સૂર્ય આપણી ઉમરના પ્રમાણમા પૃથ્વી બાળકની ઉમર ઘણી નાની છે—માત્ર એકથી બે અબજ વર્ષની

તારાઓનો પ્રલય ક્યારે થશે? જો તારાઓનો જન્મ હોય તો તેને મૃત્યુ કેમ ન હોય? માણસ મરે છે કારણકે એને સામાન્ય રીતે કોઈક રોગ લાગુ પડે છે તેવી જ રીતે તારાઓને જન્મથી જ ક્ષય રોગ લાગુ પડેલો હોય કે જેમ ક્ષયના રોગમા માણસ દરરોજ ક્ષીણ થતો જાય છે, તે જ પ્રમાણે તારાઓ પણ પ્રકાશ માટે એમની શક્તિનો વ્યય કરીને ક્ષીણ થતા જાય છે પાચ હજાર અબજ વર્ષ સુધી આટલી ગરમી અને તેજ ખરચી નાખ્યા તે છતા હજી એનામા આટલી બધી શક્તિ રહી છે એ જ નવાઈ જેવુ છે તોપણ સૂર્ય પણ શક્તિનુ અક્ષયપાત્ર નથી ધીમે ધીમે તો પણ નાશ થશે "નામ તેનો નાશ" એ લોકોક્તિ સાચી ઠરશે

કેટલા વર્ષ પછી સૂર્યનો પ્રલય થશે તે હજી નક્કી થઈ શક્યુ નથી એનો નાશ થતાને હજી ઓછામા ઓછા ૧૫૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ (પદર હજાર અબજ) વર્ષ થશે એટલે આપણને કોઈને નજરની

જરૂર નથી. આ ઉપરથી એક રમૂજી ટુચકો યાદ આવે છે. એક સભામાં ભાષણકર્તાએ કહ્યું કે - પૃથ્વીનો પ્રલય પાંચ હજાર અબજ વર્ષ પછી થશે. ભાષણ પૂરું થતાં એક શ્રોતાજને થોડી ચિંતા સાથે સવાલ પૂછ્યો, " તમે પૃથ્વીના પ્રલય માટે કેટલાં વર્ષ કહ્યાં? " ભાષણકારે કહ્યું " પાંચ હજાર અબજ વર્ષ. " સવાલ પૂછનારના મોં પર સંતોષની લાગણી છવાઈ ગઈ અને છૂટકારાનો દમ ખેંચીને તેણે કહ્યું. " હવે મને નિરાંત થઈ. મેં તો ધાર્યું હતું કે તમે માત્ર પાંચ અબજ વર્ષ જ કહ્યાં હતાં "

એક દિવસ સૂર્યનો પણ પ્રલય થશે. " જે જાયું તે જાય " એ નિયમમાં સૂર્ય પણ અપવાદરૂપ નથી. સૂર્યની જેમ બીજા તારાઓનો પણ નાશ થશે અને બધું દ્રવ્ય આકાશમાં વિખેરાઈ જશે " સ્વપ્નું છે સંસાર " એ આખી સૃષ્ટિને લાગુ પડી શકે છે.

### તારાઓનો પુનર્જન્મ થશે ?

જ્યારે બધા તારાઓનો પ્રલય થશે ત્યારે બ્રહ્માંડની સ્થિતિ કેવી થશે તેનો ખ્યાલ આવી શકતો નથી જો મનુષ્યના પુનર્જન્મમાં આપણે માનીએ તો તારાનો પુનર્જન્મ કેમ ન હોય? આ બાબતમાં મતભેદ છે અને એ સવાલનો જવાબ ખગોળના જ્ઞાન કરતાં પોતાની પસંદગી પર વધારે આધાર રાખે છે. કેટલાક પુનર્જન્મવાદીઓ એમ માને છે કે ફરી પાછું બ્રહ્માંડ શરૂ થશે અને નાટકનો બીજો અંક ભજવાશે. ખગોળશાસ્ત્રીઓમાંના કેટલાક ઉત્ક્રાંતિવાદીઓ એમ માને છે કે બ્રહ્માંડ અમુક હેતુસર સર્જાયું છે અને એ હેતુ સિદ્ધ કરીને જ્યારે એનો પ્રલય થશે ત્યાર પછી એનો ફરી જન્મ નહિ થાય.

ઉપર આપેલા બ્રહ્માંડના આયુષ્યના આંકડાઓ આપણને બહુ મોટા લાગે છે પણ હિંદુઓનાં પુરાણોમાં એના જેટલી મોટી સંખ્યાઓ આપેલી છે. ૧૭૨૮૦૦૦ વર્ષ=કૃતયુગ, ૧૨૯૬૦૦૦=ત્રેતાયુગ, ૮૬૪૦૦૦=દ્વાપરયુગ, ૪૩૨૦૦૦=કલિયુગ, એ ચાર યુગનો એક મહાયુગ=૪૩,૦૦,૦૦૦ વર્ષ ૭૧ મહાયુગ=૧ મન્વંતર=૩૦૬,૭૨૦,૦૦૦ વર્ષ. ૧૪ મન્વંતર=૧ કલ્પ=૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષ. ૨ કલ્પ=૧ બ્રહ્માનો દિવસ. ૩૬૦ બ્રહ્માના દિવસો=૧ બ્રહ્માનું વર્ષ. ૧૦૦ બ્રહ્માનાં વર્ષ=મહાકલ્પ=૩૧૧,૦૪૦,૦૦૦, ૦૦૦,૦૦૦, વર્ષ. જો મહાકલ્પ પછી સૃષ્ટિનો પ્રલય થવાનો હોય તો આ સંખ્યા ખાસ મોટી ન ગણાય.

આટલાં વર્ષોની ગણતરીમાં મનુષ્યજીવન કેટલું ટૂંકું જણાય છે! આ વિચારે આપણામાં નમ્રતા આવવી જોઇએ અને પ્રભુની સૃષ્ટિને નીરખીને એના પ્રત્યેનો ભક્તિભાવ વધવો જોઈએ. ગાંધીજી કહે છે તેમ આકાશદર્શનથી આપણી ધર્મભાવના વધવી જોઈએ. એક વખત કેપ્લર નામનો ખગોળશાસ્ત્રી દૂરબીનમાંથી જોતો હતો, અને એના કેટલાક મિત્રો એને માટે રાહ જોતા હતા. જ્યારે કેપ્લર પોતાનું કામ પૂરું કરીને એના મિત્રો પાસે આવ્યો ત્યારે એક મિત્રે કેપ્લર શું કરતો હતો તે પૂછ્યું. કેપ્લરે જવાબ આપ્યો, " આ સૃષ્ટિ વિષે પ્રભુના શું વિચારો છે તે શોધવા હું પ્રયત્ન કરતો હતો. " આવી જ ભાવનાથી જો ખગોળવિજ્ઞાનનો અભ્યાસ કરવામાં આવે તો તે ધર્મભાવનાને ઘણી સુંદર રીતે પોષી શકે અને મનુષ્યજાતિનો ઉત્કર્ષ સાધી શકે.

સંપૂર્ણ ] સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ
એમ. એસસી. ( લંડન ) બાર-એટ-લૉ.

# બે ભાઇબંધ

ધીરો અને વીરો બે બચપણના ગોઠિયા હતા છેક નાનપણથી સાથે ખેલતા આવ્યા હતા થોડાક મોટા થયા ત્યારે પણ બેઉ જણ ભેગા જ બકરાં ચરાવતા બધા ગોવાળિયા ભેગા મળી રામલીલા ભજવતા કે રાજાનો વેશ કાઢતા પરંતુ તેમાય ધીરો રામ થતો તો વીરાનો પાઠ લક્ષ્મણનો હોય જ, વીરો જો રાજા થતો તો ધીરો એનો દીવાન જ બનવાનો અને જો ધીરો સિપાઈ બને તો વીરો ખુશીથી ચોર થવા કબૂલ થતો કોઈ કોઈ દિવસ કાકડી કે બીજુ કાંઈ ફળ ખાવાનું ગોવાળિયાને મન પણ થતુ ધીરો અને વીરો બેઉ જણ લંગોટ બીડી ઊપડતા ગઢ જેવી વાડમા પણ બાકોરા પાડી ધાર્યું કામ પાર પાડતા, પરંતુ જો ધીરા વગર વીરાને જવાનુ હોય કે વીરા વગર ધીરાને જવાનુ હોય તો પહેલા તો જવા માટે બેમાથી એકેય કબૂલ જ ન થાય, અને જો થાય તો કામમા કંઈ ભલીવાર ન પડે ગોવાળિયા કહેતા ‘ કંઈ નહિ ભાઈ એ તો રામલક્ષ્મણ બે ભેગા હોય તો જ રમત આવે ’

આમ એક પછી બીજો દિવસ ઊગતો અને એવી જ રીતે આથમતો ધીરો અને વીરાને પણ કિશોરોની રમતમા જગ્યા મળવા લાગી મોઈદાંડાની, ગેડીદડાની અને ખારપાટની રમતો પૂર જોસથી રમવા લાગ્યા પરંતુ તેમા તો બેઉ જણને જુદાજુદા પક્ષમા જ વહેંચાવુ પડતુ એમને એમા કંઈ હર્ષ-શોક પણ ન હતો બેઉ જણ એકમેકને ખભે હાથ ભેરવી ‘એક બાજુ ચાલ્યા જતા કંઈક ગૂસપુસ કરી પાછા ફરતા ‘ પાણીના પરપોટિયા ’ એમ બોલતા બોલતા બેઉ પક્ષના અગ્રણીઓ આગળ આવી નવા નવા ગોઠવેલા નામ—કોઈ વાર તો કુંભાર અને ગધેડાની જોડી પણ બનતા તો કોઈ વાર વળી કહેતા થાળીમા નાચતો લેવો કે બારબાર વાડો ઠેકતો લેવો ’’

પોતામાથી એક જણ મરજીમા આવે તે માગી લેતો થાળીમા નાચતાનુ નામ ધારી ધીરો એક પક્ષમા જતો, બારબાર વાડો ઠેકનારનુ નામ ધારી વીરો બીજા પક્ષમા જતો રમત શરૂ થતી ઘણીવાર બેઉ પક્ષમા તકરારો થતી કોઈ કોઈ વાર મારામારી પણ આવી જતા આકરા સ્વભાવનો વીરો પણ ધીરા સામે બાંયો ચઢાવતો, પરંતુ ધીરો હસી પડતો, વીરાને બાવડે ઝાલી કહેતો, ‘ એ ચાલ ખળામા જઈએ એમને વાદે આપણે શું કામ લડી મરીએ ? ’

એમ રમતા રમતા એમના બાળ ગોઠિયાઓ પણ મોટા થવા લાગ્યા અને ધીરા વીરાએ પોતાના જુવાનોથી રમત આદરી રોજ ધીરાનો અને વીરાનો એ બે પક્ષ જ પડે છે પરંતુ કોઈ દિવસ તકરાર થતી નથી થાય છે તો થોડીક વારમા જ પતી જાય છે અને વળી પાછી રમત શરૂ થઈ જાય છે

ગામના જુવાનો ઘરસંસારમા પડ્યા એમની જગ્યા ધીરા વીરાએ સંભાળી યુવાનીના ચઢતા લોહીમા પણ બેઉ જણ સાથેના સાથે જ રહ્યા એકને મેળે જવાની ઇચ્છા હોય તો બીજો વગર આનાકાનીએ તયાર થતો એની નામરજી હોય તો બીજો પણ જવાનુ માંડી વાળતો

એક દિવસ વીરાએ ધીરાને કહ્યુ ‘ ધીરા, છે ન છે લા મકાઈના ડોડા ખાવા હતા ? ’

ધીરો સમજી ગયો એમ ખેતરની પાછલી મકાઈ મકાઈ વઢાઈ રહી હતી આજ જો ચૂકે તો પછી બાર મહિનાને પથે વાત પડે ધીરાએ કહ્યુ ‘ એમા તે શી મોટી વાત છે ? આજ રાતે પેટ ભરીને ખાઈએ. ’

‘ એ ખરુ, પણ રામો ખેતરે રહે છે એનુ શુ ? ’ વીરાએ કહ્યુ

‘ ભલેને સૂતો, તુ કહેતો હોય તો એને નેતરે વીંટીને જઈએ ’

‘ તો તો મઝા પડે હો, ધીરા ’ એવા એ ગામમા

હાંસ માર્યા કરે છે પણ એ ય જાણે કે કોઈક પડયા છે,' વીરાએ ખુશ થતાં કહ્યું.

બેઉ જણ ફરતા ફરતા રામાને ઘેર આવ્યા. રામો પણ એમના જેવો જ જુવાન હતો. તેણે તમાકુ ભરી બેઉ જણને ચલમ પાઇ, આડીતેડી વાતો કરી, બેઉ જણ ઊઠયા. ધીરાએ જતાં જતાં કહ્યું: 'રામભાઈ, બંદૂક લઇને સૂવો તો છો, પણ આજની રાત સંભાળજો જરા.'

'કેમ ?' રામાએ પૂછ્યું

'કોઈ માળા નીચેથી ડોડા ના ભાગી જાય.'

'અરે કાંઈ ગાંડો થયો ? એક દિવસ હજારો ખેતરના ડોડા ખાનાર હું, તે આજ મારા ડોડા કોઈ ખાઈ જશે ? એ વાત તો ભૂલી જજે ધીરા, આ રામલાના ડોડા ખાતાં ખાતાં કયાંય બંદૂકની ગોળી ન ખાઈ બેસે. કાચા પોચાથી તો પૂરી નદી જ નહિ ઓળંગાય ને?'

'ડોડા ખાય છે કે ગોળી એ તો આ રાત જાણે,' વીરાએ કહ્યું, અને બેઉ જણ હસતા હસતા ચાલતા થયા.

માગીને ખાધા હોત તો રામો કંઇ ના પાડે એમ થોડો હતો ? ગામના ઘણા લોક એ પ્રમાણે ખાતા હતા ને ? પરંતુ ધીરા વીરાને માગીને ખાવામાં કંઈ જાણે કંઈ સ્વાદ જ નહોતો લાગતો. ઉપરાંત રામાને થોડોક પરચો પણ દેખાડવો હતો.

અડધી રાતે બેઉ જણ પોતપોતાની તલવારો લઈ ઊપડયા. વચ્ચે આવતું સ્મશાન વટાવી નદીને સામે કાંઠે આવેલા રામાના ખેતરની વાડે જઈ ઊભા. કાળની જીભ જેવી તલવારો મ્યાન બહાર કાઢી રામો ધીમે ધીમે કશુંક ભજન ગાતો હતો. વચ્ચે વચ્ચે બાધે ભારે પડકાર પણ દેતો હતો. ખેતરમાં પેસવાનું ઓડીઆરું હતું. પરંતુ કોણ શું જાણે કે ધીરો વીરો ડોડા ખાવા આવ્યા હતા ? એ વિચારે તલવારથી થોરિયા કાપી નાખ્યા, છીંડું પાડી અંદર પેઠા. સામે જ હાથ હાથના ડોડા ડોલી રહ્યા હતા. સાવચેતીથી રામાના માળા તરફ આવવા લાગ્યા. એટલામાં રામાનો અવાજ કાને પડયો: 'સંભાળજો હોં ? આ કાળની માસીને ખોળામાં રાખીને જ બેઠો છું.'

ધીરાવીરાને હસવું આવ્યું. વીરાએ ધીરાના કાનમાં કહ્યું:

'આજ આખીય રાત આમ જ કર્યા કરવાનો બિચારો.'

બેઉ જણ મકાઈની પાંનડો વચ્ચે જગ્યા કરતા માળાથી રાશવા છેટે આવી ઊભા. એક બાજુ રામો કોઈ ગીત લલકારી રહ્યો હતો. બીજી બાજુ ધીરોવીરો દાતરડાની પેઠે તલવારથી ડોડા કાપી ખોળા ભરવા વળ્યા. રામાનાં ગીત પૂરાં થયાં પરંતુ ધીરાવીરાનું કામ તો હજુ ચાલુ જ હતું. ખોળા ભરાઈ ગયા અને બેઉ જણ આવ્યા હતા, તેમ પાછા વળ્યા. વીરાએ છીંડું નીકળતાં કહ્યું: 'ધીરા, રામો બિચારો સવારના પહોરમાં જોશે ત્યારે તો એને શુંનું શું થઈ જશે.'

'થઇને ય બીજું શું કરવાનો હતો ? આપઘાત કરે તો ભલે,' કહી ધીરો હસવા લાગ્યો.

વીરાએ નદીનો કાંઠો ઊતરતાં ઊતરતાં કોઈક દોહરો લલકાર્યો. અને ત્યારપછી તો ધીરાવીરાએ એક વાણિયાનું ઘર પણ ફાડેલું. પરંતુ આ કામ શોખનું નહોતું. વીરાને વાણિયા ઉપર વેર હતું. એને લીધે ધીરાને પણ દોરાવું પડયું હતું. રાજ્યના સાંડસામા આવતાં આવતાં સહેજજ બચી ગયેલા. ત્યાર પછી ધીરાએ જળ મૂકયું કે કોઈ દિવસ ચોરી કરવી નહિ. વીરાને પણ કહ્યું. 'વીરા, આ ચોરીનો હરામ ચસકો છે હો! મે તો આજથી જળ મૂકયું છે; તુંય મૂકી દે.'

વીરાએ હસીને કહ્યું: 'બ...સ! એટલામાં ડરી ગયો ?'

જવાબમાં ધીરો ફક્ત હસ્યો.

વીરાએ સહેજ ગરમ થતાં કહ્યું: 'ધીરા, ચોરી કરવી એ કાંઈ નાના છોકરાના ખેલ નથી; એમાં તો

ધીગાએ તેને સમજાવ્યો કે ગુનાતન હોય તો દેખાડવાના બીજા ઘણાય રસ્તા છે પરંતુ વીગાએ તો સામેથી મહેણું માર્યું 'ના, ના, ધીગા! મે તને આવો બીકણ બિલાડી તો ન હતો ધાર્યો!'

અને આ વાતચીત પછી પણ વીરો ધીગાના વાક્યોને મશ્કરીરૂપે જ લેખતો તેથી જ તેણે એક દિવસ ધીગાને કહ્યુ 'ધીગા, આ મુખી ઊંચી ઊંચી પાનીએ ફરે છે પણ એને એક દન પાણીમા બેસાડી દઈએ તુ કહેતો હોય તો એનો નવો બળદ કપાસ-પરપરે ઉતરી પાડીએ

ધીગાએ હસીને ના તો પાડી એ પાડી પરંતુ વીગાને પણ આ કામ કરવા માટે રોક્યો

વીગાને ખાતરી થઈ કે ધીરામા પહેલાના જેવુ 'પાણી' નથી રહ્યુ, દરેરી વાત માટે તેને સહેજ પસ્તાવો થયો ધીગાની શિખામણ ગળે ઊતરી હોય તેવો ઢોંગ કરતા કહ્યુ ના ના, આ તો તુ ખાલી મશ્કરી કરુ છુ મારો એવો વિચાર છે એમ જોજે માની લેતો' કહી હસતો હસતો ચાલતો થયો

પરંતુ બીજા મહિનામા જ મુખીનો સો રૂપિયાનો બળદ ખોવાયો ચારે બાજુ તપાસ કરતા મુખી પણ મળી આવ્યો અને ચોરનો પણ પત્તો લાગ્યો વીગાને જેલ બેગા જ થવુ પડત પરંતુ ધીગાના અને વીગાના બાપાઓના પ્રયત્નથી વળી બચી ગયો ગામગામનો મામલો હોવાથી મુખીએ પણ લાબુ ચોડુ કંઈ ન કર્યું બળદ સાથે પાચપચીસ રૂપિયા લઈને જ સમજી ગયા

પરંતુ વીગાના મનમા ખાતરી થઈ ગઈ કે આ વાત ધીગાએ જ કરેલી ધીરા વચ્ચે પડેલો અને એને લીધે જ જેલમા જતો બચ્યો, એ બાબતે ધીગાનો બચાવ કરવા જતા વીગાના મગજમા દીવેલ પુરવો જ પૂર્યો, તેને થયુ 'પોતાની પાડી દાબવા જ તો ભાઈબંધ વચ્ચે પડ્યા હતા'' તે મનમા મનમા બબડ્યો 'પણ તુ એમ ન જાણતો ધીગિયા કે હુ તારી આ ચાલાકી નથી જાણતો અને એક દિવસ ધીગાને સુણાવી પણ દીધુ? 'ધીગા, તુ એમ ન જાણતો કે હુ કશુ નથી જાણતો! પણ યાદ રાખજે જો એક દિવસ આનુ વેર ન વાળુ તો જાણે કુતરીને પેટ જન્મ્યો હતો!'

ધીરો સમજી ગયો તેણે વીગાને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો પરંતુ તે તો ઊલટો વધારે ગુસ્સે થઈ ગયો જેમ આવ્યુ તેમ બોલવા લાગ્યો ધીગાને લાગ્યુ કે આમાથી ઊલટી કયાય મારામારી થઈ બેસે તે ચૂપચાપ ચાલતો થયો વીગાના માબાપે પણ ધીગાને ભાડવામા કંઈ બાકી નહોતુ રાખ્યુ

આ બધુ ઓછુ હોય તેમ ધીગાના પિતાએ અને ગામ લોકોએ તેને જૂના વેર વાર દેવગવી વધારે બાળવા માડ્યો? ધીગા, ઊંડે ઝાઝા હેતમા ગાડિયા પડ્યા ને? અમે તો કહેતા જ હતાને કે ભાઈ થોડામા મીઠાશ!'

ધીરો આનો શો જવાબ આપે? આ વાતને બે માસ વીતી ગયા બેસના ઉનાળાનો સમય હતો દૂધ જેવી અજવાળી રાત હતી ગામ પહેલા ઘઉનુ ખળુ થઈ ગયુ હતુ ધીરો ફરતે ફરતો ગામ બહાર આવેલ ખળામા આવ્યો બીજા જુવાનો તેને જોઈ ખુશ થયા કહ્યુ 'આજ તો ધીગા ભજન ગા દોસ્ત' કહી તેના હાથમા તબૂરો મૂક્યો

કોઈ કોઈ ખળામા ઘઉના ઓગ પડ્યા હતા આભમાથી વરસતી દૂધમય ચાદની પીને ઘઉનો હોય તેવા ગોતાના ઢગ ચારેપા ચળકી રહ્યા હતા એમાથી ઊડતી મીઠી સોડમ હવામા પ્રસરી રહી હતી અને ભર્યાવનમા મહાલતી વસતના ધીગા ધીગા વાયરા વાઈ રહ્યા હતા ધીગાએ તબૂરો હાથમા લીધો અને છૂટા ગળે ભજન ગાવા માડ્યા એક ગાયુ બીજુ ગાયુ અને એમ જોત જોતામા અડધી રાત પસાર થઈ ગઈ એક છેલ્લુ ભજન ગાઈને બધ કરવાનુ નક્કી થયા પછી ધીગાએ વળી એક ભજન શરૂ કર્યું પરંતુ માડ અડધુ થયુ હતુ, ને તેમને કાને એક ચિચિયારી પડી 'દોડજો , દોડજો બાળગા આવજો !'

બધાય જુવાન ખડા થઈ ગયા, બૂમ આવતી હતી એ બાજુ દોડવા મંડ્યા. પરંતુ ધીરો સહેજ થંભી ગયો. સામે દેખાતી આછી ઝાળો પરથી તે સમજી ગયો કે કોઈકનો ઘાસભર્યો માળો બળી રહ્યો છે. ક્ષણમાં તેણે કંઈક વિચારી લીધું, અને જમણા હાથ તરફ ફંટાઈ ગયો. હરણફાળ ભરતો અને લાકડીનો ટેકો લઈ થોરિયાની વાડો ટેકતો તે એક નાકા આગળ જઈ થંભી ગયો. ધરતી સાથે કાન માંડ્યો પગનો અવાજ પારખી કાઢ્યો હોય તેમ વાડ સરખો દબાયો. અવાજ નજીક અને નજીક આવતો હતો. તેણે લાકડી તૈયાર રાખી અને એકાએક દોડી જતી વ્યક્તિના પગ વચ્ચે ઘાલી દીધી. બીજી જ ક્ષણે તેના ઉપર ચઢી બેઠો. ગળું પકડવા જાય ત્યાં તો વીરો દેખ્યો. ધીરો બોલી પડ્યો 'કોણ વીરા ?'

ગામ લોકોના અવાજ નજીક અને નજીક આવતા હતા. વીરો માંડ બોલી શક્યો 'ધીરા મને બચાવ! ગામવાળા આ વખત મને નહિ છોડે! મેં તારો જ માળો ....'

ધીરાએ તેને ઊભો કરતાં કહ્યું 'તું આ વાડમાં જ સંતાઈ રહે. હું વારને અવળી દોરી જાઉં છું.' અને તરત જ ધીરાએ વાડની છલંગ મારી. એક ખેતર વટાવતાં જ બૂમ મારી 'આ બાજુ...આ જ......ય આ જા......ય! આ બાજુ આવજો... દોડજો ઈ......' કહેતો કિલકારી કરતો ધીમે ડગલે દોડવા લાગ્યો. આખુ ય ગામ એ તરફ ખેંચાયુ.

નદીકાંઠે જઈ ધીરો થંભી ગયો આવી પહોંચેલા ગામના જુવાનોને સંભળાવતાં બોલ્યો: 'એ જા જા! છટકી ગયો જા!'

કોઈ કોઈ જુવાનોએ નદી ઊતરવાનો વિચાર જણાવ્યો. પરંતુ ધીરાએ ના પાડી: 'હવે એ ઝાડીમાં હાથ આવે ખરો!' કહી ગામ તરફ વળ્યા.

ઘેર આવી ધીરાએ જોયું તો ઘાસથી ઠાંસ ભરેલો માળો તોડી પાડ્યો હતો. ધીમે ધીમે ઘાસ બળી રહ્યું હતું. તેણે પિતાને છાના રાખતાં કહ્યું: 'અરે મૂઓ બળી ગયો તો! તમે કેમ ફિકર કરો છો? કાલ અનારે તો પાછો ઠાંસ ભરી દીધો જાણોને!'

ગામલોકોમાં આ માળો બાળનારનું નામ ચર્ચાવા માંડ્યું. એકે મોંએ વીરાનું નામ બોલાતું હતું. પરંતુ ધીરાએ ના પાડી 'એ બધી ખોટી વાત છે. તમારા કરતાં હું વીરાને વધારે ઓળખું છું; ગમે તેમ બોલે, બાકી મારું નુકસાન તો એ કદી ન કરે.' કહી એકાએક જણને તો જરા ઊંચા સ્વામે બોલી, બોલતા પણ બંધ કરી દીધા: 'પારકા ઘરની પંચાતમાં પડ્યા વગર જાઓ છાનામાના. હું જાણું છું કે તમે બધા મને ને વીરાને લડાવી મારવા માગો છો.'

બબડતાફફડતા લોકો ચાલતા થયા

બીજે દિવસ સવારમાં ધીરો વીરાને ત્યાં જઈ પહોંચ્યો તેને ગાડું સમું કરતો જોઈ પૂછ્યું: 'કેમ ગાડું તૈયાર કરે છે, વીરા ? ભાડું ભરવું છે કે શું ?'

વીરાએ ફિક્કું હસતાં ધીરા સામે જોયા વગર જ કહ્યું: 'ભાડું ભરવું તો છે,–પણ વગર પૈસે.'

'એટલે ? કાંઈ સીધી વાત તો કર,' કહી ધીરો એને મદદ કરવા લાગ્યો. 'હું જે કહું છું એ ઠીક કહું છું ધીરા!' અને નરમ અવાજે ઉમેર્યું: 'ડુંગરે ચાર લેવા જવું છે, આ સિવાય ધીરાએ તેની ભરાઈ આવેલી આંખો પણ જોઈ.

તે સમજી ગયો કે વીરો બાળી નાખેલી ચાર પાછી ભરી આપવા માગે છે તેણે વીરાને ચોપાડ તરફ ખેંચતાં કહ્યું. 'લે ચાલ ચાલ હવે છાનોમાનો, એવું હશે તોય એની આટલી બધી ઉતાવળ શું છે? આપણ બે જણ મંડીશું, તો પચ્ચીસ પાળા ઊભા કરી દઈશું. લે તમાકુ ભર, ચાલ હવે.'

વીરાએ આંખોના ખૂણા સાફ કરી નાખ્યા. તમાકુ ભરી લાવી બેઉ જણ દમ લગાવી બેઠા.

આસપાસ જોતાં ધીરાએ પૂછ્યું: 'પણ મને તો એ થાય છે કે તે કર્યું તે કર્યું ત્યારે આવું

કાચું કેમ કર્યું ? અજવાળી રાતનો ય તને ખ્યાલ ન રહ્યો ?'

વીરાએ ફિક્કું હસતાં કહ્યું: 'ખ્યાલ જો રાખ્યો હોત તો તો બધોય રહેત, ધીરા! પણ મારે એવું કાંઈ કરવું હતું થોડું, કે બધો ઘાટ ઘડી રાખું ?' કહી નિશ્વાસ નાખ્યો. બોલ્યો: 'ગઈ રાતે હું મારા ખળામાં સૂઈ રહ્યો હતો. છેટું હોવા છતાં ય શીળી રાતનાં તારાં ભજન ચોખ્ખાં સંભળાતાં હતાં. એક વાર તો મનમાં થયું કે હું ય તારી પાસે આવીને બેસું. પણ કોણ જાણે ને એકાએક શું સૂઝ્યું! મારી આંખોમાં ઝેર ભરાઈ આવ્યું–" તમે ગાઓ ભજન, હું દેખાડું છું!" આમ કરી હું છાણું લઈને સીધો તારા માળાએ પહોંચ્યો. ફૂંકી તો એ છે ધીરા, કે છાણું જરા ખોદીને ચાર વચ્ચે મૂકવા ગયો એટલામાં એની મેળે ભડકો થઈ ઊઠ્યો. માળા ઉપરથી ફદકો મારી નાઠો પણ'—

ધીરો વચ્ચે બોલ્યો: 'હોય વીરા! ગુસ્સો આવે — છે ત્યારે માણસ આંધળો જ થઈ જાય છે; એ વખત એ ઠરેલા મગજે વિચાર જ નથી કરતો. પણ ખરું પૂછે વીરા, તો મને તો આમાં ભગવાનની કૃપા જ દેખાય છે. ચાર તો ફરી ય મળશે પણ તું ગયેલો પાછો ન'તો મળવાનો! ચાર બળી એ ઠીક જ થયું!'

વીરાએ જોરથી શ્વાસ લેતાં કહ્યું: 'ઠીક તો થયું ધીરા, પણ આ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ને ?'

'હૈયું હતું તો હૈયે વાગ્યાં, નહિ તો શું વાગવાનાં હતાં!' કહી વીરાનો હાથ ઝાલી ઊભા થતાં કહ્યું: 'લે, ચાલ મારે ઘેર જઈએ, મા મૂકીને ડોસા વાટ જોતા હશે '

અને હાથમાં હાથ રાખી બેઉ જણ ઊભે ગામ થઈ ધીરાને ઘેર જવા નીકળી પડ્યા.

લગભગ આખું ય ગામ તેમની તરફ જોવા લાગ્યું — જાણે કંઈ કૌતુક ન નિહાળતાં હોય!

પન્નાલાલ પટેલ



## અમે ત્રણ શૂરવીરો

રાતના એકમે વાગે એકલો હું સૂતો હતો,
અણચિંત્યો ગયો જાગી; પાછલા ઓરડામહીં
પેટીઓ તૂટતી જાણે, ધબાકા યે બહુ થતા
સાંભળી; ધીમે રહીને બારણું ખોલી બ્હાર જૈ,
એક બે મિત્ર બોલાવ્યા પાડોશી જે થતા હતા.
મનથી બેય ડાહ્યા તે દોરડું, લાકડી લઈ,
હાથમાં લઈને બત્તી આવ્યા સૌ તૈયાર થઈ.
લાકડી, દોરડાવાળા ઊભા બે બેઉ બાજુએ
બારણાની; ધરી બત્તી હાથની, આસને રહી
સાંકળ દૂરથી ખોલી બ્હાદુરી એકઠી કરી.
ખોંખારો દોરડાવાળે ખાધો ખૂબ દમામથી,
અફાળી લાકડી બીજે દીવાલે ખૂબ જોરથી;
મુઝાયેલું રૂંધાયેલું બ્હાર જવા મથી રહ્યું
ઉઘાડ્યું બારણું ત્યારે, બિલાડું બ્હાર નીકળ્યું.

રમણલાલ ભટ

# અંગ્રેજી ભાષાના સૌથી સમૃદ્ધ શબ્દકોષની ઘડતરકથા

'શબ્દકોષની રચનાનું કાર્ય ખરેખર અજાયબીભર્યું છે.'—અજ્ઞાત

'કોઈ પણ ભાષાનો શબ્દકોષ એ તે ભાષાના એટલે કે, તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક છે.'—કાકા કાલેલકર

કોઈ પણ એક ભાષાના શબ્દો દ્વારા દર્શાવી શકાય તેવાં તેમજ મનુષ્ય માત્રને સુલભ થઈ શકે એવાં જ્ઞાનનો સંગ્રહ એટલે શબ્દકોષ; કારણ કે સઘળાં સાચાં જ્ઞાનને શબ્દો મારફતે જ દર્શાવવાનું હોય છે, એટલે એક ભાષાના સઘળા શબ્દોનો પરિચય આપણે સાધી લઈએ તો એ ભાષાને લગતાં સર્વ સાધારણ જ્ઞાનની જાણ આપણને થઈ કહેવાય.

અલબત્ત એવા સઘળા શબ્દોનો સમાવેશ કરનારા શબ્દકોષની રચનાનું કાર્ય એ કંઈ જેવું તેવું સાહસ ન કહેવાય. ભૂતકાળમાં ઇંગ્લંડમાં એમ મનાતું કે અંગ્રેજી ભાષાનો કોષ બનાવવા માટે અમુક પ્રકારની કારકુનગીરીને લગતી મદદ વડે કોઈ પણ સાધારણ મનુષ્ય કોષની રચના કરી શકે; અને એ રીતે શબ્દ-કોષના નામને શોભાવે એવો પહેલો અંગ્રેજી કોષ ઈ. સ. ૧૬૧૬માં ઇંગ્લંડમાં પ્રગટ થયો હતો; તેના યોજકનું નામ હતું જ્હોન બુલ્લોકર ( John Bullokar ) અને એ કોષનું નામ હતું 'The English Expositor'. એ કોષમાં એકલા શબ્દોનો જ સંગ્રહ નહોતો, પરંતુ શબ્દાર્થ સમજાવવા માટેની વ્યાખ્યાઓ ઉમેરીને તેની ઉપયોગિતામાં વધારો કરવામાં આવ્યો હતો.

પરન્તુ ઇંગ્લંડમાં સૌથી પહેલો જે કોષ મુદ્રિત થયો હતો તે સને ૧૫૦૦માં પ્રગટેલો લેટિન-અંગ્રેજી શબ્દકોષ હતો. તે કોષનું નામ 'ઓર્ટસ વોકાબ્યુલોરમ્' ( Ortus Vocabulorum ) હતું. એનો શબ્દાર્થ 'શબ્દોનો બગીચો' એવો થાય છે. ત્યાર પછી એવા બીજા કેટલાક કોષો પ્રસિદ્ધ થયા હતા. ઈ. સ. ૧૫૭૩માં કેમ્બ્રિજમાં વસનારા બેરેટે ( Barrett ) 'આલ્વીઅરી' ( Alvearie =Bee-hive=મધપૂડો ) પ્રગટ કર્યો હતો. એ કોષની રચના માટે એ બેરેટે અને તેના શિષ્યમંડળે રાતદહાડો તનતોડ મહેનત કરી હતી. એ કોષનું નામ તેણે 'મધપૂડો' એટલા ખાતર રાખ્યું હતું કે વિદ્વાનો અને મધમાખીઓનાં જીવનમાં રહેલું જ્ઞાનાર્જન તેમજ મધુપ્રાપ્તિ માટેનું સામ્ય અભ્યાસી માત્રની નજર સામે રહેવા પામે અને તે દ્વારા વધુ મનન અને ચિંતન કરવા તે પ્રેરાય; — એ કોષની રચનામાં તેનું એ દૃષ્ટિબિંદુ હતું.

સત્તરમા સૈકામાં ફ્રેંચ, સ્પેનિશ, ઈટલિયન અને પોર્ટુગીઝ ભાષાના અભ્યાસમાં અંગ્રેજોને મદદ રૂપ નીવડે એવા આશયથી કેટલીક શબ્દપોથીઓ ( word-books ) પ્રગટ થવા પામી હતી. અંગ્રેજી અને વેલ્શ ભાષાનો શબ્દકોશ પહેલપ્રથમ વિલિયમ સેલ્સબરીએ ( William Salesbury ) સને ૧૫૪૭માં પ્રગટ કર્યો હતો.

સદંતર અંગ્રેજી ભાષાને જ લગતો શબ્દકોષ રોબર્ટ કૉડ્રે ( Robert Cawdrey ) નામના

એક શિક્ષકે રચ્યો હતો. તેનું નામ હતું: ટેબલ આલ્ફાબેટિકલ ઑફ હાર્ડ વર્ડ્ઝ' (Table Alphabetical of Hard words) અને તે સને ૧૬૬૪માં પ્રગટ થયો હતો.

સને ૧૬૨૩માં હેન્રિ કોકરેમે (Henry Cockeram) તેની શબ્દપોથી પ્રગટ કરાવી હતી અને તેનું નામ પાડ્યું હતું 'અંગ્રેજી શબ્દકોષ (English Dictionary). એ કોષના પહેલા ભાગમાં કયા પ્રકારના અઘરા શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો તેની વાનગી નીચે મુજબ છે:—

Acersomick : જેના વાળ કદી કાપવામાં આવ્યા ન હોય તેવો.

Adcorporated : પરણ્યો Married.

Bubulcitate : ભરવાડના છોકરાની પેઠે બૂમો પાડવી.

Collocuplicate : પૈસાદાર થઈ જવું. To enrich.

ગ્રીક અને લેટિન ભાષાના શબ્દભંડોળમાંથી ચૂંટણી કરીને ઉપર જણાવેલા શબ્દો જેવા બીજા અસંખ્ય શબ્દોનો સમાવેશ એ અંગ્રેજી શબ્દકોષમાં કરવામાં આવ્યો હતો; અને એ રીતે અંગ્રેજી ભાષાને ગ્રીક અને લેટિન ભાષાના શબ્દોના ભારથી લદવાનું મહાદુષ્ટ કાર્ય એ સમયે કોષકારો કરી રહ્યા હતા, એમ આવા કોષો પુરવાર કરી રહ્યા છે.

ત્યાર પછી ઈ. સ. ૧૭૨૧માં નથેનિયલ બેઈલિ (Nathaniel Bailey) નામના કોષકારે 'યુનિવર્સલ ઈટિમોલોજિકલ ઇંગ્લીશ ડિક્ષનેરી' (Universal Etymological English Dictionary) એ નામથી એક કોષની રચના કરી હતી અને તેમાં બની શકયા તેટલા વધુ અંગ્રેજી શબ્દોનો સમાવેશ કરવાનો પહેલપ્રથમ પ્રયત્ન એ કોષકારે કર્યો હતો એ નોંધપાત્ર ગણાવું જોઈએ.

ઈ. સ. ૧૭૫૫ ડૉક્ટર જહૉનસને તેનો 'ડિક્ષનેરી ઑફ ઈંગ્લિશ લેન્ગ્વેજ' શીર્ષક કોષ પ્રગટ કર્યો હતો. એ કોષની રચનાની પૂર્ણાહુતિ કરતાં તેને પૂરાં સાત વર્ષ લાગ્યાં હતાં, અને કહેવાય છે કે ડૉક્ટર જહૉનસને એકલે હાથે એ કાર્ય પાર પાડ્યું હતું. અલબત્ત, પોતે નિશાની કરી રાખેલાં અવતરણોની નકલો કરવાનું કામ કેટલાક મદદનીશો પાસેથી તેમણે લીધું હતું. એ કોશ માટે કહેવાય છે કે અગાઉના સઘળા કોષોને તેણે ભુલાવી દીધા હતા. એ તદ્દન ખરું છે. પરન્તુ વખતના વહેવા સાથે અંગ્રેજ વિદ્વાનો તેમજ વાઙ્મયસેવકોને સ્પષ્ટ રીતે સૂઝી આવ્યું કે અંગ્રેજી વાઙ્મય ધોધબંધ વધતું જતું હોવાથી તેમજ બીજી ભગિની-ભાષાઓમાંથી ઢગલાબંધ શબ્દો અંગ્રેજી ભાષાના શબ્દભંડોળમાં આમેજ થતા રહ્યા હોવાથી કોઈ પણ વિકસિત સ્વરૂપવાળો આદર્શ રૂપ કોષ એકલે હાથે સફળતાપૂર્વક રચાવી શકાય એ તદ્દન સંભવિત નથી.

આવી વસ્તુસ્થિતિ હોવા છતાં પણ ઈ. સ. ૧૮૦૭માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં વસવાટ કરી રહેલા નોઆહ વેબ્સ્ટરે ઓગણપચાસ વર્ષની ઉમરે 'અમેરિકન ડિક્ષનેરી ઑફ ઈંગ્લિશ લેન્ગ્વેજ' નામનો કોષ રચવાનું કાર્ય આરંભ્યું હતું. એ કાર્ય હાથ પર લીધા પહેલાં એક લેખક તેમ જ કેળવણીકાર અને ખાસ કરીને તેની 'જોડણીની શબ્દપોથી' (Webster's Spelling Book)ને માટે તેને સારી સરખી ખ્યાતિ મળી ચૂકી હતી. પોતાના એ કોષ માટેની સામગ્રી એકઠી કરવા પાછળ તેણે તેનાં જીવનનાં કેટલાંયે અમૂલ્ય વરસો પસાર કર્યાં હતાં—તે એટલે સુધી કે, સને ૧૮૦૭ પહેલાં જે વરસો તેણે એ કાર્ય પાછળ લીધાં હતાં તે ઉપરાંત બીજાં એકવીસ વર્ષ સુધી સતત કાર્ય કર્યા પછી તેના એ કોષની સંયોજનાની સમાપ્તિ તે કરી શક્યો હતો. એ કોષમાં તેણે સિત્તેરથી એંશી હજાર શબ્દોના અર્થ સમજાવવા માટેની સુંદર વ્યાખ્યાઓ રચી બનાવી હતી.

એ વેબ્સ્ટરના સમય પછી કોઈ પણ એકલા અટૂલા સંપાદકે અંગ્રેજી કોષ રચવાની હામ ભીડી નથી. એ કોષકારના મૃત્યુ બાદ પ્રગટેલી સને ૧૮૫૧ની

'ધ સેન્ચરી ડિક્ષનરી' તથા સને ૧૮૯૩ની સાલની 'ધ સ્ટેન્ડર્ડ ડિક્ષનેરી' અલબત્ત એ કોષકાર વેબ્સ્ટરના નામ પર ચડેલી છે એ ખરું છે; છતાં પણ સાચી વાત તો એ છે કે પ્રખ્યાત અભ્યાસીઓનાં વરસો સુધીનાં સંપાદનકાર્યનાં સફળ તેમજ સતત પ્રયાસોનાં ફળરૂપ એ કોષો નીવડી ચૂક્યા છે. અને તદ્દન નવા કોષોની ગરજ સારે એવા સાબિત થઈ ચૂક્યા છે.

સૌથી છેલ્લી વાત અંગ્રેજી ભાષાના સૌથી સમૃદ્ધ કોષની ઘડતરકથાની છે ઈ. સ. ૧૮૫૭માં છોંતેર સ્વયંસેવકોની એક મંડળીએ સઘળા અંગ્રેજી શબ્દોના અર્થ તેમજ ઉપયોગ સમજાવનારો એક સંપૂર્ણ શબ્દકોષ રચવાની સામગ્રી એકઠી કરવા માંડી હતી, પરંતુ એમની એ યોજનાને પાર પાડવાની ખ્વાએશ બર આવી શકી નહિ, કારણ કે સંજોગોએ તેમને તૈયારી આપી નહિ એટલે એ કાર્ય એટલેથી જ અટકી ગયું.

ત્યાર પછી ઈ. સ. ૧૮૭૯માં ઓક્ષફર્ડ યુનિવર્સિટિને હસ્તક ચાલતા ક્લેરેન્ડન પ્રેસે આખી યે યોજના સંભાળી લીધી. અને ડૉ. જેમ્સ મરે (Dr. James Murray)ને એ કોષનો મુખ્ય સંપાદક નીમવામાં આવ્યો. એ સમયે એમ માનવામાં આવ્યું હતું કે મજકૂર કોષનું કદ ૭૦૦ પૃષ્ઠથી વધવા પામશે નહિ અને લગભગ દશ વર્ષના ગાળામાં એ કાર્યની સમાપ્તિ થઈ શકશે. પરન્તુ થોડા જ વખતમાં ડૉ. મરેને માલૂમ પડ્યું કે પોતે હાથ ધરેલાં કાર્યની સમાપ્તિ માટેનો તેણે કાઢેલો અડસટ્ટો ખરેખર ભૂલભરેલો હતો.

પછી તો મુશ્કેલીઓનો ભાર ઓછો કરવા માટે ખાસ સૂચવેલાં પુસ્તકોમાંથી વિવિધ પ્રકારનાં અવતરણો એકઠાં કરવા સારુ સ્વયંસેવકોને ફરીવાર ખાસ પ્રકારની નવી અપીલ કરવામાં આવી. જેને પરિણામે દુનિયાભરમાંથી આડસો કરતાં પણ વધુ વાચકોએ અવતરણોના સંગ્રહના કાર્યમાં મદદ કરી અને ૩૦ જેટલા ઉપસંપાદકોએ કંઈ પણ મહેનતાણું લીધા વગર પોતાની સેવાઓ આપવાનું માથે લીધું. ત્રણ વરસ જેટલા ટૂંકા ગાળામાં દશ લાખ જેટલાં બીજાં અવતરણોનો સંગ્રહ તૈયાર થયો અને એ રીતે તે કોષ માટેના શબ્દોની ઉપયોગિતા સમજાવનારાં અવતરણોની કુલ સંખ્યા પાંત્રીસ લાખ જેટલી થવા પામી. એ સઘળાં અવતરણોને જુદાજુદા વિભાગોમાં વહેંચી નાખીને તેમને પદ્ધતિસર ગોઠવી દેવામાં પણ આવ્યાં. અને એ અવતરણો એ આ કોષની ખાસ વિશિષ્ટતા ગણાય છે.

ત્યાર બાદ સને ૧૮૮૫માં ડૉ. મરેએ અને તેના મદદનીશોએ ઓક્ષફર્ડનો કાયમનો વસવાટ સ્વીકાર્યો. પૂરાં તેત્રીશ વર્ષ સુધી ડૉ. મરે સતત રીતે પોતાનાં કાર્યમાં અહોનિશ મંડ્યો રહ્યો અને તે દરમિયાન અંગ્રેજી ભાષાના શબ્દકોષ માટેના અર્ધા જેટલા શબ્દો માટેની રીતસરની રચના તો તેણે પૂરી કરી લીધી હતી. તેનાં એ કાર્યની કદરશનાસી તરીકે સને ૧૯૧૫માં તેને 'સર'ના ઇલકાબની નવાજેશ કરવામાં આવી; પરન્તુ એ જ વર્ષના જુલાઈ માસમાં તે સ્વર્ગે સીધાવ્યો.

તેની જગ્યાએ ડૉ. હેન્રી બ્રેડલી આવ્યો અને ૧૯૨૩ના મે મહિનામાં થયેલાં તેના અવસાન સુધી મુખ્ય સંપાદક તરીકેનું કાર્ય ખૂબ ચીવટપૂર્વક તેણે બજાવ્યું હતું. અને એ રીતે અંગ્રેજી ભાષાના સૌથી સમૃદ્ધ શબ્દકોષની રચનાનું કાર્ય પૂરું થયું.

સને ૧૯૧૩માં અમેરિકામાં પ્રગટેલી 'ધ ન્યુ સ્ટાન્ડર્ડ ડિક્ષનેરી'ના સંપાદનમાં ૩૮૦ જેટલા નિષ્ણાતોએ મદદ કરી હતી, પણ આ 'ઓક્ષફર્ડ ઇંગ્લીશ ડિક્ષનેરી'નું સંપાદન તો બેનમૂન હતું. તેના મુખ્ય સંપાદક ડૉ. મરેના નામ પરથી તેને 'મરેઝ ડિક્ષનેરી' (Murray's Dictonary) તરીકે પણ ઓળખાવવામાં આવે છે. એ શબ્દકોષનો પહેલો ભાગ સને ૧૮૮૫માં પ્રગટ્યો હતો અને છેલ્લો એટલે દશમો ભાગ ૧૯૨૪માં પ્રગટ થયો હતો અને એ કોષમાંના ખગોળવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર, રસાયણવિદ્યા, વ્યુત્પત્તિશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, પદાર્થવિજ્ઞાન અને એવા બીજા અનેકાનેક વિભાગોનું સંપાદનકાર્ય તે તે વિષયના ખાસ નિષ્ણાતોને હસ્તક સોંપાયું હતું. એમાંના કોઈ એક નિષ્ણાતની ગુંજાશ નહોતી કે તે આખા યે કોષની

રચના કરી બતાવે—એટલું કપરું એ કાર્ય હતું.

આ જબરદસ્ત કાર્યની તૈયારી દરમિયાન કેટલીક નોંધપાત્ર ઘટનાઓ પણ બનવા પામી હતી, જેમાંની એક આ રહી: એક સમયે સર જેમ્સ મરેને બર્ક-શાયરના એક ડૉક્ટર મારફત પાંડિત્યભરી ટીકાઓ-વાળાં અવતરણોની એક કિંમતી નોંધ મળવા પામી હતી. એ સામગ્રી ડૉ. મરેને એટલી તો ઉપયોગી માલૂમ પડી કે એ ડૉક્ટર મારફત પેલી ટીકાઓ લખનારા અંગ્રેજી પંડિતને ઑક્ષફર્ડ આવવાનું તેણે નિમંત્રણ પાઠવ્યું. તેના જવાબમાં ડૉ. મરેને ખબર મળ્યા કે પેલો અંગ્રેજી સાહિત્યસેવક ઑક્ષફર્ડ સુધી આવી ન શકે એવા વિપરિત સંજોગોમાં હતો. એટલે ડૉ. મરેએ બર્કશાયરની મુલાકાત લેવાનું રાખવાનો સંદેશો તેને મળ્યો. એ બર્કશાયરની મુલાકાત લેતી વખતે ડૉ. મરેને ખરેખરી અજાયબી વચ્ચે જાણવા મળ્યું કે પેલો પંડિત તો બ્રૉડમૂરની ગુનેગારોની દીવાનાશાળા ( Lunatic Asytum )નો એક દરદી હતો. વધુ તપાસ કરતાં ડૉ. મરે જાણી શક્યા કે એ પંડિત તો અમેરિકાના આંતરવિગ્રહ દરમિયાન લશ્કરમાં સર્જનની પદવી પર હતો તેને 'કપાળુ' ( Sun Stroke )નો રોગ થતાં તેને પરિણામે એક સંજોગે સને ૧૮૭૨માં તેણે એક ખૂન કર્યું હતું. અને તેથી જ તેણે બ્રૉડમૂરની ગાંડાની હૉસ્પિતાલમાં લગભગ ૨૫ વર્ષ જેટલો લાંબો જેલનિવાસ સેવ્યો હતો. ડૉ. મરેએ એ ગાંડાની મદદને પોતાના કાર્યમાં આશીર્વાદરૂપ માની હતી.

એવો એ ઑક્ષફર્ડ શબ્દકોષ આજે અંગ્રેજી ભાષામાં પ્રમાણરૂપ કોષ ગણાય છે. અને તેમાં ૪,૨૫,૦૦૦ શબ્દોનો ઇતિહાસ, તેમનો સાચો ઉપયોગ, તેમનાં મૂળ તેમ જ તેમના વિવિધ અર્થોની સમજાવટ માટેની વ્યાખ્યાઓથી ભરપુર છે. એને માટે સાચું જ છે કે 'એ કોષ વિદ્યા તેમજ રોમાંચથી ભરપૂર છે અને તેમાં સંગ્રહેલો એક પણ કણ નિરુપયોગી જણાશે નથી.'

ત્રિભુવનદાસ વીરજીભાઈ હેમાણી

## વસંત

(બાલકાવ્ય)

આવી વસંત! આવી વસંત,
ફૂલડાંને ઝાડપાને આવી વસંત,
કેસૂડાં રંગભર્યે, આવી વસંત,
પવનની લહેરમાં, આવી વસંત,
આવી વસંત, આવી વસંત. ૧
કોયલના કંઠમાં આવી વસંત,
પંખીનાં ગીતમાં, આવી વસંત,
ઉષાના રંગમાં, આવી વસંત,
સંધ્યાના છેડલે, આવી વસંત,
આવી વસંત, આવી વસંત. ૨.
મોરલાની પીંછીમાં, આવી વસંત,
સૂરજના તેજમાં, આવી વસંત,
હોળી, ધૂળેટી લાવી વસંત,
બાળકોશું ખેલવા આવી વસંત,
આવી વસંત, આવી વસંત. ૩

ભારદ્વાજ

## ખરી પડતાં ફૂલડાંને

[ : રોળા : ]

નાજુક નમણાં ફૂલ, ખીલ્યાં ત્યાં ખરતાં ભાળી
તમને, કકળી ઊઠે કૂંળી આંતરડી મારી !
પરોઢિયે તો ખીલ્યાં, થઈ ના બપોર વેળા
ખરી પડી ત્યાં તમે મળ્યાં માટીની ભેળાં !
ઘડી તો થોભો ભાઈ! સૂરજ આવ્યો ના માથે,
સંધ્યા આરતી સુણી સહુએ જાશું સાથે !
અમેય તમ શું ખીલી ખરી પડતા જ અકાળે,
શબનમ શા ઘડી હસી સરી પડતા જ સવેં !
ચંદ્ર રોજની જિન્દગાની આ ચાંદની જેવી,
" જે જાયું તે જાય " અટળ એ નિયતિ કેવી !*

મોહન ઠક્કર

* રૉબર્ટ હેરીકના 'ટુ ડેફોડીલ્સ' ઉપરથી સૂચિત.

# લાખ

ગ્રામોફોનની રેકર્ડ ચડાવતાં આપણને ભાગ્યે જ ખ્યાલ આવે છે કે હિંદુસ્તાનમાં પીપળ, પીપળો કે લાખ તરની ડાળો ઉપર ચોંટેલી રાતી, ધોળી, ફુગ વળેલી લાખ જગતમાંથી ખસી જાય તો ઘરઘર વાગતાં ગ્રામોફોન એકાએક બંધ થઈ જાય. પરંતુ હિંદમાં ઊપજતી લાખના પચાસ ટકા તો એ રેકર્ડ બનાવનારાં કારખાનાંઓ જ પચાવી જાય છે. લાખ ઘણી કિંમતી વસ્તુ છે એ પહેલી નજરે તો હસવા જેવી વાત લાગે છે. પણ હિંદ દર વરસે ૭ થી આઠ કરોડ રૂપિયાનો લાખનો વેપાર કરે છે, એ જાણ્યા પછી એ વાત હસવા જેવી નહિ લાગે.

લાખ નીચેના ઉપયોગમાં આવે છે :

**હિંદુસ્તાનમાં**

૧. બંગડીઓ, રમકડાં, પીતળનું વારનિશ. બનારસ, જયપુર અને મૈસૂરના ચેનાપટ્ટણ શહેરમાં લાખનું સુંદર નાજુક કામ થાય છે;
૨. કાંડલા, બોબીન;
૩. તલવારની મૂઠ બેસાડવામા;
૪. બંગડીઓના ગાલા અને સીલ કરવાની લાખની બનાવટમાં,
૫. વારાફરતી અબરખ અને લાખના પડથી બનતા 'માઇકનાઇટ' નામના પદાર્થમાં,
૬. ગ્રામોફોન રેકર્ડઝની બનાવટમાં.

**પરદેશમાં**

૧. ગ્રામોફોન રેકર્ડ્ઝ અને પિયાનોના રોલ બનાવવામાં;
૨. વારનિશ અને પોલિશ. સારામાં સારી લાખમાંથી એરોપ્લેનનું વારનિશ બનાવવામાં આવે છે;
૩. લીથોમાફની શાહી, સીલીંગવેક્સ. રંગ વિનાની લાખ જુદીજુદી જાતની સુગંધી લાખની લાકડીઓ બનાવવામાં;
૪. હેટ ને અક્કડ બનાવનાર પારદર્શક પદાર્થની બનાવટમાં;
૫. ચામડા અને કેનવાસને બદલે હવે શેલેક (લાખ) બૂટની રો બનાવવામાં પણ વપરાય છે;
૬. ફ્રેમાર્ડાર સીગનફીંગ અને બોંબની બનાવટમાં;
૭. આરિસાની કલાઈ કરવામાં;
૮. ઢાળાના કામમાં;
૯. ઇલેક્ટ્રિક કામમાં અવાહક પદાર્થ તરીકે;
૧૦. ચોકલેટના કવર તરીકે;
૧૧. વહાણોનાં તળિયાંમાં પોલાદનાં પતરાં ઉપર પાણીનો ઘસારો અટકાવવા લગાડવામાં આવતા પેઇન્ટ તરીકે;
૧૨. દરિયાના તારનાં દોરડાંની બનાવટમાં;
૧૩. રંગ વિનાની લાખ ઈમિટેશન હાથીદાંત તરીકે. ખાસ કરીને બીલીયાર્ડના દડા, બ્રશ, દાંતિયા, ટૂથબ્રશ, આગ સળગાવવાના સળિયાના હાથાની બનાવટમાં અને કાગળ તથા ચામડાના વારનિશ તરીકે;
૧૪. શુદ્ધ કરેલી 'શેલેક' મોટા ચંદ્રકો તથા સિક્કાઓની ડાઈ બનાવવામાં, કિંમતી દસ્તાવેજોના સીલ કરવામાં તથા બુટપૉલિશની બનાવટમાં.

લાખની કિંમત આટલી બધી વધારે હોવાનું કારણ એના કેટલાક ગુણો છે—

૧. પાણીમાં અદ્રાવકતા અને બીજા સેંદ્રિય પ્રવાહીમાં દ્રાવકતા.
૨. બીજા ચીકટા પદાર્થો કરતાં વધારે કઠણતા. અને કોઈ પણ હવામાનની સામે ટક્કર ઝીલવાનો ગુણ.
૩. સ્થિતિસ્થાપકતા અને લીસી સપાટી ઉપર ચોંટી રહેવાનો ગુણ. પાતળામાં પાતળું તેનું પડ કરી શકાય.
૪. ઢાળાના કામમાં વધારેમાં વધારે ચોકસતા તથા રેખાઓ ઝીણામાં ઝીણી હોવા છતાં પકડી પાડવાની ગુણ.
૫. ઇલેક્ટ્રીક પદાર્થોમાં તેની અવાહકતા.

ઝાડે ઝાડે અને ડાળીએ ડાળીએ ફરી લાખ ભેગી કરી બેત્રણ આને શેર શહેરમા વેચી દેતા આપણા હિંદી ગરીબ મજૂરને તેની કિંમત કોણ સમજાવે ? ગયુ મહાન વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પહેલા લાખનો ભાવ મણના ૧૨॥ રુપિયા હતો, લડાઈ દરમિયાન તે વધીને રૂ ૧૪૨॥ સુધી પહોચ્યો હતો ! છતા આપણા મજૂરોના નશીબમા તો બેત્રણ આના જ રહ્યા હતા કોઈ પણ વસ્તુના ભાવમા લાખના ભાવ જેટલા ભરતીઓટ ભાગ્યે જ આવતા હશે

હિંદુસ્તાનમા લાખનો ઉપયોગ નવો નથી મહાભારતના સમયમા પાડવોને લાક્ષાગૃહમા બાળી મૂકવાનુ કાવતરુ થયાનો ઉલ્લેખ છે ઈસુના ત્રીજા સૈકામા એક અંગ્રેજ લેખક હિંદમા ગતા રગાટકામમા લાખની વપરાશ હોવાનુ લખી ગયો છે મોગળના સૈકામા બાદશાહ અકબર પોતાના મહેલના બારી બારણા લાખના વારનિશથી ચકચકિત બનાવતો ‘ આઈ–ને–અકબરી ’ તેની સાક્ષી પૂરે છે

લાખના આજના ઉપયોગનો ઇતિહાસ એટલે છેલ્ના ત્રણચાર દાયકાઓનો ઇતિહાસ શરૂઆતમા તો રેશમના રગાટકામમા તેનો જ ઉપયોગ થતો પણ હાલ દરેક રગના મૂળ સમા ‘ એનીલાઈન ’ ના રગો થતા એ ઉદ્યોગ નાશ પામ્યો

લાખ એ એકલા હિંદુસ્તાનની જ પેદાશ છે બ્રહ્મદેશ, હિંદી ચીન, અસામ, અને કબોડિયામા પુષ્કળ લાખ થાય છે લાખનો ઉદ્યોગ છોટાનાગપુર, ઓરિસ્સાનો ઉત્તરભાગ, બગાળાની પશ્ચિમમા અને બ્રહ્મદેશમા છે આ ઉદ્યોગનું કેન્દ્રસ્થાન મિરઝાપુર છે

## લાખનાં જતુઓનુ જીવન

લાખના જતુઓનુ જીવન બહુ રસિક છે આપણને નવાઈ લાગશે કે ટાકણીના માથા જેવડા લાખના જતુઓ આપણને લાખો રુપિયાની આવક આપે છે ઝાડની ડાળીઓ ઉપર ચોટેલા નરી આખે દેખાતા ડાઘા એ સૂક્ષ્મદર્શક યત્ર વડે જોતા ખરી રીતે તો ગુલાબી રગના આખ અને પગવાળા લાખના જતુઓ જ છે

ઉનાળામા જૂન મહિનાની અધવચે અને ઑક્ટોબરની શરૂઆતમા એમ બે વાર એ જતુઓનો વિકાસ થાય છે પણ મૈસૂર રાજ્યમા અનુકૂળ હવાપાણીને લીધે દરવર્ષે લાખના પાચ પાક ઊતરે છે

સવારે સવારે સૂર્યપ્રકાશમા લાખની ઇયળો (લાર્વા) પેદા થાય છે માદા જતુએ બનાવેલ લાખના પડમા આવા પુષ્કળ ગુલાબી ધીમી ગતિ કરતા જતુઓ જન્મે છે ચારપાચ અઠવાડિયા સુધી આવા હજારો જતુઓ દરરોજ પેદા થયા જ કરે છે જન્મ સમયે લાખના એક જતુનુ કદ ઇંચના પચ્ચીશમા ભાગ જેવડુ હોય છે પૂરો વિકાસ પામેલા જતુનુ કદ ઇંચના બારમા ભાગ જેવડુ હોય છે જન્મ પામતા જ બધા જતુઓ ધીમી ગતિએ ઝાડની ડાળીઓ ઉપર કોઈ સારી રસદાર ડાળીને પોતાનુ નિવાસ સ્થાન બનાવવા ચાલી નીકળે છે કહેવાય છે કે તે બાર ફૂટ લબાઈ એકીસાથે થાક્યા વિના કાપી શકે છે પહેલે જ દિવસે જો કોઈ સારી ડાળી ઉપર પહોચી ન શકે તો તેમાનો ઘણો ખરો ભાગ મરી જાય છે જન્મ પામતી વખતે પણ ખરાબ હવા, ખડમાકડી અને ડાળીઓ પર ફૂદના વાદળ અને ખિસકોલી વગેરે ને લઈને તેઓનુ મરણપ્રમાણ ઘણુ હોય છે

પણ જે લાર્વા આ બધી અડચણો સામે ટક્કર ઝીલી સારી રસદાર ડાળી સુધી પહોચી શકે છે તે લાજ તેના ઝીણા પગ અને રસ ચૂસવાની, વાળ કરતા પણ ઝીણી નળી વડે, ચોટી જાય છે એક વખત ચોટયા પછી માદા લાર્વા ફરી ખસતી નથી જો ખસે તો તેનુ મો તૂટી જાય છે અને મરી જાય છે જેમજેમ લાર્વા રસ ચૂસે છે તેમતેમ લાખ નામનો ચીકણો પદાર્થ તે પોતાની ચામડીની ગ્રથીઓમાથી બહાર કાઢવા લાગે છે શરૂઆતમા તો પારદર્શક પાતળો રસ જ નીકળે છે પછી તે જતુઓ પોતાની ચામડી ઉતારી નાખે છે આખ અને પગ અને મો વડે જ ચોટી રહે છે હવે તેના શરીરમાથી વધારે ઘટ્ટ ચીકાશવાળો પદાર્થ તેના શરીર ઉપર કોટલાની પેઠે જામવા લાગે છે અને તેમા આવેલા ત્રણ છિદ્રોવાટે તે શ્વાસ લે છે, તેના મોમાથી જે

ધોળો ચીકણો પદાર્થ નીકળે છે તે આપણને ઝાડની ડાળીઓ ઉપર છારી વળેલી દેખાય છે. નર લાર્વામાં કોઈ જાતનો ફેરફાર થતો નથી અને તે ઘણી થોડી જ લાખ પેદા કરી શકે છે. લગભગ છ અઠવાડિયાં પછી નર લાર્વા તેના લાખના પડમાંથી છૂટું થાય છે અને માદા લાર્વાને ફળદ્રુપ કરી મરી જાય છે. માદા જંતુઓ બીજા મહિના સુધી વધ્યા કરે છે. અને પછી તે રસ ચૂસવાનું બંધ કરે છે. ઈંડાં મૂકીને તે પોતાની જ બનાવેલી લાખની કબરમાં ધીમે ધીમે મરી જાય છે. બીજા પખવાડિયામાં એ ઈંડામાંથી લાર્વા નામના જંતુઓ પેદા થાય છે.

અને ફરી પાછો એ ક્રમ ચાલુ થાય છે.

લાખનો પાક વધારે પ્રમાણમાં ઉતારવાને માટે બીજાં ઝાડોમાં લાખના જન્તુઓને દાખલ કરવાની ક્રિયા કરવી પડે છે. ઇંડાંમાંથી હજું લાર્વા નીકળ્યા ન હોય તે પહેલાં લાખવાળી ડાળી બરાબર કાપી તેના બન્ને છેડા નવા ઝાડની ડાળીઓને અડે તેમ બાંધવામાં આવે છે જેથી લાર્વા નીકળ્યા પછી ડાળીના કોઈ પણ છેડેથી નવી ડાળીઓ ઉપર જઈ શકે છે.

**લાખની બનાવટ**

લાખ તૈયાર કરવામાં ઘણી જ ધીરજ અને મહેનતની જરૂર છે. એ એક એવો હાથઉદ્યોગ છે કે જેમાં હજી સુધી યંત્રવાદનો જમાનો પણ કાંઈ ફેરફાર કરી શક્યો નથી.

પહેલાં તો લાખને ડાળીઓ ઉપરથી છૂટી પાડવામાં આવે છે, ચોખ્ખી અને લાકડાના કટકાઓના ભેગ વિનાની લાખ પહેલા નંબરની લાખ બનાવવાના ઉપયોગમાં લેવાય છે. અને બાકીમાંથી બીજા અને ત્રીજા નંબરની લાખ બનાવવામાં આવે છે. હલકી લાખને ચાળણીમાં ચાળી નાખે છે. અને જે નીચે પડે છે તેની હલકામાં હલકી જાતની લાખ બને છે. લાખને પહેલાં તો ચક્કીમાં પીસવામાં આવે છે અને સૂપડામાં નાખી ઝાટકી નાખે છે, ત્યાર પછી સિમેન્ટની કૂંડીઓમાં ચોવીસ કલાક સુધી તેને પલાળી રાખે છે. ત્યાર પછી કુંભાર જેમ માટીને ચીકવે છે તેમ મજૂરો તેને પગ વડે ખૂબ ગૂંદે છે અને પાણીને આછરવા દે છે. આથી કચરો બધો ઉપર તરી આવે છે. તે કચરાને સૂકવીને તેમાંથી બને તેટલા લાખના કણો લઈ લેવામાં આવે છે. જ્યાં સુધી જરા જેટલો પણ રંગ પાણીમાં ન આવે ત્યાં સુધી આ રીતે લાખને ત્રણ વખત ધોવામાં આવે છે. પછી તેને સુકવીને આખી લાખ તથા ભૂકી એમ જુદા પાડવામાં આવે છે.

અમુક જાતના ચીકણા પદાર્થો (Arsonic and pine resin ) ભેળવીને લાખને એક સાંકડી લાંબી બે પડવાળી થેલીમાં મૂકવામાં આવે છે. તેનો વ્યાસ બે–ત્રણ ઈંચ અને લંબાઈ દસ-બાર વાર હોય છે. પછી તેને એક લાંબી નીચી ભઠ્ઠી સામે રાખવામાં આવે છે. જેમ જેમ લકીના તાપને લીધે અંદરની લાખ ઓગળે છે તેમ તેમ મજૂરો તેના બે ય છેડેથી વળ ચડાવતા જાય છે. તેથી પ્રવાહી લાખ થેલીમાં પડવાથી ગળાઈને બહારની દીવાલ ઉપર ઝમે છે. પછી એક નિષ્ણાત ( roaster ) પહોળા છાડા વાળા ઓજારથી તેને ભેગી કરી એક બીની પથ્થરની શીલા ઉપર નાખે છે. જ્યારે બીજીવાર લાખ થેલીમાંથી બહાર ઝમે છે ત્યારે આ લાખ પાછી તેની સાથે ચોંટાડવામાં આવે છે. અને તે નવી લાખ સાથે મિશ્ર થઈ જાય છે. આ ક્રિયા બધી લાખ એકસરખી ઘટ્ટતા ધારણ કરે ત્યાં સુધી ચાલ્યા કરે છે.

આ આખી ક્રિયા બે નિષ્ણાત માણસ ઉપર આધાર રાખે છે. એક લાખ પકવનાર (roaster) અને બીજો લાખના દાળા–ઘાટ પાડનાર (stretcher).

પછી તે લાખને તાડનાં પાંદડાં વની એક માટીની નળી ઉપર ચોપડે છે. નળીમાં સતત ગરમ પાણી વહેતું હોય છે. ત્યાર પછી કપડાંથી તેને પોલિશ કરી નળી ઉપરથી લઈ લેવામાં આવે છે.

આવી બે ફૂટ લાંબી અને દોઢ ફૂટ પહોળી લાખની પારો હાથ, પગ અને મોં વની પકડી, વારે ઘડીએ તાપમાં ગરમી આપી નરમ કરતાં તેની ૪'×૫'ના માપની પારો કરવામાં આવે છે.

આ પ્રમાણે લાખ ઉપરની બધી ક્રિયાઓ સમાપ્ત થાય છે. પારોને ફરી એક વાર સૂકવીને તેની લાકડીઓ પાડવામાં આવે છે અને દેશપરદેશ મોકલવામાં આવે છે.

ભીખુભાઈ રા. ગોહિલ

# ધ્રુવપ્રદેશ અને તેને ઢૂંઢનારાઓ

## ૨

ડૉ. નેન્સન પૃથ્વીના ઉત્તર છેડા સુધી પહોંચી શક્યો નહિ. છતાં તેની સાહસયાત્રાનાં વર્ણનો સાંભળી તેમાંથી કેટલાકને પ્રેરણા મળી. વળી નેન્સનની યાત્રાથી સૌ કોઈ કહેવા લાગ્યું કેઃ—જે પ્રયત્નમાં આજે સિદ્ધિ મળી શકી નથી, તેમાં આવતી કાલે, નજીકના ભવિષ્યમાં, સિદ્ધિ મળશે જ .અને ડૉ નેન્સને અધૂરું મૂકેલું કામ પૂરું કરનારો કોઈક નીકળશે જ.

અને બન્યું પણ તેમ જ. થોડા જ વખતમાં ધ્રુવબિંદુ સર કરવાને એક સાહસિક વીરે કમર કસી. તે એક સ્વીડિશ હતો. તેનું નામ પ્રો. આન્દ્રે. અત્યાર સુધી કોઈએ નહિ કલ્પેલો એવો એક નવો જ માર્ગ તેણે પકડ્યો. તેણે એવી કલ્પના કરી કે હિમખંડો પરથી સરકતાં સરકતાં ધ્રુવબિંદુએ ક્યારે પહોંચાય? તેના કરતાં આકાશમાર્ગ શું ખોટો? ત્રીજે કે ચોથે દિવસે ધ્રુવબિંદુએ જઈ પહોંચાય. પ્રતિવ્યાપાર વાયુની મદદ વિમાનને મળશે એટલે તેને હંકારવું પણ સહેલું થશે.

તેણે પોતાની આ કલ્પના સ્વીડનના રાજા સમક્ષ રજૂ કરી. રાજાએ તેને સત્કારી અને સહાય આપવાનું કબૂલ કર્યું. લોકોને આ બાબતની જાણ થતાં તેમણે પણ સારું ફંડ એકઠું કરી ઉપલી કલ્પનાને અજમાવી જોવા પ્રો. આન્દ્રેને પ્રોત્સાહન આપ્યું.

આન્દ્રેને જોઈતી બધી અનુકૂળતા મળી ગઈ. તેણે ધ્રુવયાત્રા અર્થે એક વિમાન તૈયાર કરાવ્યું. તેનું નામ ઇગલ રાખ્યું. પ્રથમ તે સ્ટીમર રસ્તે સ્પીટ્ઝબર્ગન ગયો. ત્યાંથી તા. ૧૧મી જુલાઈ ૧૮૯૭ના રોજ બપોરના બાર વાગે બે સાથીઓની સાથે ઇગલમાં બેસી ઉત્તરધ્રુવ તરફ ઊડ્યો. એક કલાકમાં તો ઇગલ ત્રણ હજાર ફૂટ જેટલી ઊંચાઈએ પહોંચી ગયું અને થોડી જ વારમાં દૃષ્ટિમર્યાદાની પેલી પાર નીકળી ગયું. જેટલી ગતિથી તે ધ્રુવબિંદુ તરફ ઊડતું હતું, તેટલી ગતિ જો કાયમ ટકી શકત, તો તે ત્રીજે દિવસે ધ્રુવબિંદુએ જઈ પહોંચત.

પણ એ ગણતરી જો અને તો રૂપે જ રહી.

ઇગલ ક્યાં સુધી હેમખેમ પહોંચ્યું છે, તેના સમાચાર જગતને જણાવવા માટે આંદ્રેએ પોતાની સાથે થોડાંક કબૂતરો રાખ્યાં હતાં. દરેક અક્ષાંશ ઓળંગતી વખતે એકેક કબૂતરને સ્વીડન તરફ મોકલવામાં આવતું હતું. તેનું એક કબૂતર તારીખ ૧૫મી જુલાઈને રોજ સ્પીટ્ઝબર્ગન ટાપુની નજીકમાં સીલનો શિકાર કરી રહેલ આલ્કન નામના વહાણ પર ઊતર્યું. તેની કેટે બાંધેલી ચિઠ્ઠી વાંચતાં જણાયું કેઃ– તા. ૧૩મી જુલાઈની બપોર સુધી ઇગલ ક્ષેમકુશળ હતું. અને તેણે બ્યાસીમા અક્ષાંશ વૃત્તને ઓળંગ્યું હતું.

પણ ત્યારપછી બીજું એકે ય કબૂતર આવ્યું નહિ. તેમજ ઇગલનું અને તેની અંદરના યાત્રીઓનું શું થયું, તેની કંઈ ભાળ લાગી નહિ. ઘણા દિવસ રાહ જોયા પછી લોકોએ અનુમાન કર્યું, કે ઇગલ કોઈક ઠેકાણે હિમખંડો પર પટકાઈ પડ્યું હશે. અને તેની અંદરના ત્રણ વીરોનું બલિદાન એ માનવભક્ષી ભૂમિએ લીધું હશે.

*

આ દિશામાં ત્રીજો પ્રયત્ન કરવાને એક ઇટાલિયન તૈયાર થયો. તેનું નામ ડ્યુક લુઈગી. તેણે પોલર-સ્ટાર નામનું એક મજબૂત વહાણ તૈયાર કર્યું. અને ધ્રુવપ્રદેશના પ્રવાસને માટે જોઈતી સંપૂર્ણ તૈયારી કરી. લુઈગી એક રાજકુંવર હતો. તેણે આલ્પ્સના હિમાચ્છાદિત શિખરો ઉપર અનેક આરોહણો કરેલાં હતાં.

પ્રથમ તો તેણે ધ્રુવપ્રદેશને પંથે પળેલા જે જે યાત્રીઓ હયાત હતા, તે દરેકની મુલાકાત લીધી.

અને તેમની પ્રવાસ કથાઓ તેમને મુખેથી સાંભળી. આ પ્રમાણે ધ્રુવપ્રદેશના પ્રવાસને લગતી, બની શકે તેટલી માહિતી મેળવ્યા પછી, સને ૧૮૯૯ના જુન માસમાં તેણે પોતાની નૌકા પોલર સ્ટારને ધ્રુવપ્રદેશને પંથે હંકારી. ફ્રેન્ઝ જોસેફલેંડ નામના દ્વીપસમૂહ સુધી પહોંચતાં કંઈપણ વિઘ્ન નડયું નહિ. એ દ્વીપસમૂહમાંના પ્રિન્સ રૂડોલ્ફ નામના ટાપુ પર મુકામ કરી હિમાળો ત્યાં જ પૂરો કર્યો. એ પ્રદેશનો હિમાળો એટલે એક મોટી સળંગ અંધારી રાત્રિ. ત્રણચાર મહિના સુધી ન થાય સૂર્યદર્શન કે ન મળે કયાંયથી પ્રકાશનું કિરણ. ઈટાલિયન લોકોને આ તરેહનો શિયાળો ભારે ભયંકર અને આકરો લાગે એ દેખીતું છે છતાં પણ રાજકુંવર લુઈગીએ પોતાના સાથીઓને હિંમત આપી, એ ભયંકર હિમાળાને પસાર કર્યો.

શિયાળો પૂરો થતાં, એપ્રિલમાં તેણે કે. કેગ્નીની સરદારી નીચે થોડા સાહસિક માણસોને ધ્રુવબિંદુ તરફ રવાના કર્યા. તે લોકો સ્લેઈજ ગાડીઓ સાથે હિમખંડોને ખૂંદતા ખૂંદતા ધ્રુવ તરફ આગળ વધ્યા. પણ ૮૬$\frac{1}{2}$ અક્ષાંશે પહોંચતાં, તેમની હિંમત ખૂટી ગઈ. એટલે એ ઠેકાણે ઈટલિનો રાષ્ટ્રધ્વજ રોપી, ત્યાંથી તેઓ પાછા ફર્યા. ડૉ. નેન્સન કરતાં કે. કેગ્ની ૨૬૦ માઈલ આગળ ગયો હતો. પણ ધ્રુવબિંદુ હજી ૨૪૨ માઈલ દૂર રહી ગયું.

*

### ધ્રુવ પર પહેલવહેલો પગ મૂકનાર કે. પિયરી

ધ્રુવબિંદુ પર પહોંચવાની મહેચ્છાથી અનેક સાહસિક યાત્રીઓએ હિમપ્રદેશના અફાટ હિમપ્રદેશોને ખૂંદ્યા, કેટલાકો એ હિમખંડોની સાથે ઝૂઝતા ઝૂઝતા સદાને માટે ત્યાં જ સૂતા. અને કેટલાક હતાશ થઈ પાછા ફર્યા. પણ આખરે કુદરત અને માનવીના એ લાંબા રણસંગ્રામમાં માનવીનો વિજય થયો. માનવજાતિએ એ અજેય ગણાતા ધ્રુવબિંદુને એક દિવસ પાદાક્રાંત કરી નાખ્યું. નિસર્ગની સામે વિજય મેળવનાર એ નરવીરનું નામ હતું કેપ્ટન પિયરી.

તે અમેરિકન હતો. તે એક નહિ, બે નહિ, પણ સતત વીશ વર્ષ પર્યંત હિમખંડનું ખેડાણ કરી ધ્રુવબિંદુએ જઈ પહોંચવા મથ્યો હતો. આખરે તેને જયશ્રી વરી. મહમદ ગઝનવીએ હિંદ પર જેમ સત્તર સ્વારીઓ કરી હતી, તેમ કે. પિયરીએ ધ્રુવપ્રદેશ પર એક પછી એક આઠ સ્વારીઓ કરી હતી. છેલ્લી સ્વારીમાં તે ઠેઠ ધ્રુવબિંદુએ જઈ પહોંચ્યો.

કે. પિયરી અમેરિકાના નૌકાખાતામાં ઈજનેર હતો. તે એક દિવસ વોશિંગ્ટનમાં જૂનાં પુસ્તકોની એક દુકાને જઈ ચડ્યો. ત્યાંથી તેને ધ્રુવપ્રદેશના પ્રવાસોનું એક જૂનું પુસ્તક મળ્યું. તેમાંની રોમાંચક અને અદ્ભુત પ્રવાસકથાઓ વાંચતાં જ તેને શૂર છૂટયું. અને એ માર્ગે અધૂરું રહેલું કામ પૂરું કરવાની તમન્ના તેના અંતરમાં જાગી. ધ્રુવપ્રદેશને પાદાક્રાંત કરવાના કોડ સેવનારાઓમાં જેવી શરીરસંપત્તિ અને મનની અડગતા હોવી જોઈએ તેવી, તેનામાં હતી. તેણે મનમાં ગાંઠ વાળી કે કાં તો ધ્રુવબિંદુએ પહોંચવું, અને નહિ તો હિમખરોમાં સદાને માટે શયન કરવું.

તેણે પ્રથમ તો હિમખંડોના પ્રવાસનો અનુભવ મેળવવાને ગ્રીનલેંડના હિમાગારનો પ્રવાસ ખેડ્યો. તેમાં ભયંકર વાદળાં, અખંડ હિમવર્ષા, અસહ્ય ઠંડી અને હિમખડો પરથી સ્લેઈજ દ્વારા પ્રવાસ કરતાં પડતી મુશ્કેલી, એ બધી બાબતોનો ઠીક ઠીક અનુભવ મેળવ્યો.

વધારે અનુભવ મેળવવા ફરીને ઈ. સ. ૧૮૯૧માં ગ્રીનલેંડનો બીજો પ્રવાસ તેણે શરૂ કર્યો. તેમાં તેણે એ ટાપુના ઉત્તર કિનારાનો પત્તો મેળવવાનું ઠરાવ્યું હતું. આ વખતે તેની પત્ની પણ સાથે હતી. કાઈટ નામનું તેનું જહાજ ગ્રીનલેંડના પશ્ચિમ તટ પર ચાલ્યું જતું હતું. એવામાં કિનારા પરથી એક જબરી હિમશિલા ધસી આવી. તેની ચોટ જહાજના સુકાનને લાગી. સુકાનનું ચક્ર છૂટું પડી વેગથી જતું હતું. તે જતાં જતાં પિયરીના પગ પર ફરી વળ્યું. તેના પરિણામે પગનું હાડકું મોચાઈ ગયું. આ પ્રમાણે મુશ્કેલી આવી પડયા છતાં પિયરીએ આગળ વધવાનું ચાલુ રાખ્યું. અને ગ્રીનલેંડના વાયવ્ય તરફના ભાગમાં આવેલ વ્હેલસાઉન્ડ પાસેના તટ પ્રદેશનો પત્તો

મેળવ્યો અને ત્યાં એક ઝૂંપડી તૈયાર કરી તેણે શિયાળો ત્યાં જ ગાળ્યો.

એસ્કિમોને ખબર પડી કે કોઈ અજાણ્યો અને અદ્ભુત માણસ આપણા ટાપુને કાંઠે આવીને રહેલો છે એટલે તેને જોવાનું કુતૂહલ પેદા થતાં, બરફના ઢગલા ખૂંદી ખૂંદીને તેઓ ત્યાં આવવા લાગ્યા. પોતાને જોવા આવેલા એસ્કિમોના ટોળામાં પુરુષો કયા અને સ્ત્રીઓ કયી, તેનો નિર્ણય મિસિસ પિયરી કરી શકી નહિ. તેનું કારણ એ હતું કે જોવા આવનાર દરેક જણે રીંછ માછલીના ચામડામાંથી તૈયાર કરેલ એક સરખો જ પોષાક પહેર્યો હતો. સ્ત્રીઓની તેમજ પુરુષોની ઊંચાઈ પણ લગભગ સરખી જ હતી અને પુરુષોના મોઢા પર દાઢી મૂછ જેવું કંઈ જ ન હતું.

શિયાળો પૂરો થયો. પાછા ફરતાં ગ્રીનલેંડનો હિમાચ્છાદિત પ્રચંડ પથાર ઓળંગવાનું નક્કી કર્યું. એસ્કિમોએ પિયરીને આ સાહસ ન કરવાનું બહુ બહુ સમજાવ્યું પણ તે પોતાના નિશ્ચયમાંથી ડગ્યો નહિ. તેણે મૃત્યુનો સામનો કરવાની તૈયારી કરીને થોડાક ચૂંટી કાઢેલા બહાદુર એસ્કિમોની સાથે એ પ્રચંડ પડરને પાર કરવાનું શરૂ કર્યું. રસ્તામાં અનેક વિટંબણાઓ વેઠીને બે માસે સામે પાર પહોંચી ગયો.

પથારના સર્વોચ્ચ શિખર પરથી તેણે જ્યારે ચોતરફ દૃષ્ટિ નાખી તો તેને બધી બાજુએ સાગર દેખાયો. એટલે ગ્રીનલેંડ એ એક ટાપુ છે, એ વાત તેણે જગતને પહેલવહેલી જણાવી. આ શોધ બદલ રૉયલ જ્યોગ્રાફિકલ સોસાયટી તરફથી તેને અપૂર્વ માન તથા ચંદ્રક મળ્યા.

આ સાહસપૂર્ણ પ્રવાસમાં પિયરીની સાથે જે જે એસ્કિમો હતા તેમને પિયરી પ્રત્યે અપૂર્વ આદર અને મમતા બંધાયાં. તેનું પરિણામ એ આવ્યું કે ત્યારપછીના પિયરીના પ્રત્યેક પ્રવાસમાં તેમણે તેને હાર્દિક સાથ આપ્યો.

ગ્રીનલેંડની બીજી સફર પૂરી કરીને ૧૮૯૨ના જુલાઈમાં પિયરી ઘેર આવ્યો. ત્યાર પછી ધ્રુવબિંદુએ કઈ રીતે પહોંચવું તેની યોજનામાં જ તેનું ચિત્ત પરોવાયું.

ધ્રુવપ્રદેશનું ખેડાણ કરવાનું કામ વળતે જ વર્ષે તેણે હાથ પર લીધું. આ વખતે પણ તેની બહાદુર પત્ની સાથે હતી. તેણે પ્રવાસમાં જ એક કન્યારત્નને જન્મ આપ્યો. તે તેનું પહેલું સંતાન હતું. એસ્કિમોને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે તેઓ ખૂબ જ ખુશી થયા અને સેંકડો માઈલોનો હિમ પ્રવાસ ખેડી, તેમનાં ટોળેટોળાં પિયરીની પુત્રીને જોવા માટે આવવા લાગ્યાં.

૧૮૯૪ તથા ૧૮૯૫ એ બંને વરસ પિયરીએ હિમપ્રદેશમાં મુકામ રાખીને ગાળ્યાં. પણ ધ્રુવબિંદુ તરફના પ્રયાણમાં કંઈ ખાસ પ્રગતિ થઈ શકી નહિ. ઊલટું તેને અને તેના સાથીઓને ત્યાં અનેક વિટંબણાઓ વેઠવી પડી. એટલે તે થોડા વખતને માટે સ્વદેશ તરફ પાછો ફર્યો.

પણ પિયરી નક્કી કરેલા ધ્યેયને સિદ્ધ કર્યા વિના ઘેર સ્વસ્થતાથી બેસી શકે તેવો ન હતો. અને ૧૮૯૬ તથા '૯૭ના વર્ષો વળી પાછાં તેણે એ હિમવાસમાં જ ગાળ્યાં.

અને ૧૮૯૮માં પિયરીએ આર્ક્ટિક ક્લબ નામની એક સંસ્થા સ્થાપન કરી. ત્યારથી માંડી ઈ. સ. ૧૯૦૧ સુધી અવિરતપણે ઉત્તર મહાસાગરના ખેડાણ ચાલુ રાખ્યાં. ઈ. સ. ૧૯૦૨માં તેણે કેનેડાના ભૂશિર પરથી ધ્રુવબિંદુએ પહોંચવાનો પ્રયત્ન કરી જોયો. પણ ૮૪ના અક્ષાંશથી આગળ જઈ શકાયું નહિ. ત્યારપછી ઈ. સ. ૧૯૦૬માં આગળ વધીને ૮૭મા અક્ષાંશ સુધી પહોંચ્યો. ત્યાંથી ધ્રુવબિંદુ ૧૭૫ માઈલ જેટલું જ દૂર રહી ગયું. પણ તે હજુ સુધી દૂર જ રહ્યું. લાગલાગટ ૧૮ વર્ષ પર્યંત ધ્રુવબિંદુને પદાક્રાંત કરવાના પ્રયત્ન હજુ સુધી તો અધૂરા ને અધૂરા જ રહ્યા.

પણ પ્રયત્નની પરંપરાને શું અસાધ્ય છે? કુદરતની અજેય શક્તિઓને પણ પ્રયત્ન પરંપરાથી મહાત કરી શકાય છે. એક પ્રભાત એવું ઊગ્યું કે




## આવતી લડત અને વિદ્યાર્થી

**પ્રશ્ન** : હું વિદ્યાર્થી છું છતાં કોંગ્રેસનો ચાર આનાનો સભ્ય છું. તમે કહો છો કે વિદ્યાભ્યાસ દરમ્યાન મારે આવતી લડતમાં સક્રિય ભાગ ન લેવો. તો પછી આઝાદીની લડતમાં વિદ્યાર્થી આલમ કઈ રીતનો ભાગ લે એવી તમે અપેક્ષા રાખો છો?

ઉત્તરઃ પ્રશ્ન પાછળની વિચારસરણી અસ્પષ્ટ છે. આઝાદીની લડાઈ ચાલુ જ છે અને પ્રજા પોતાનો જન્મસિદ્ધ હક પ્રાપ્ત કરશે ત્યાં સુધી ચાલુ જ રહેવાની. હું આજે જોઈ શકું છું ત્યાં સુધી મારો ઇરાદો વિદ્યાર્થીઓને શાળાકોલેજો છોડી બહાર પડવા કહેવાનો નથી. કરોડો આમપ્રજા સવિનય ભંગમાં નહિ ભળે છતાં કરોડો લોકો વિવિધ રસ્તે લડતને મદદ પહોંચાડશે :

૧ વિદ્યાર્થીઓ સ્વેચ્છાપૂર્વકનું શિસ્તપાલન શીખીને લડતને મદદ કરી શકે. તેઓ રાષ્ટ્રકાર્યનાં જુદાં જુદાં ક્ષેત્રો અને ખાતાઓની આગેવાની લેવાને સારુ લાયકાત મેળવે.

૨ તેઓ કમાણીની કારકિર્દીઓ પાછળ પડવું મેલી અભ્યાસ પૂરો થયે પ્રજાસેવક થવાનો ઉદ્દેશ રાખે.

૩ તેઓ પોતાને મળતી ખરચીમાંથી રાષ્ટ્રીય ફંડમાં આપવા માટે અમુક નાણું જુદું કાઢે

૪ તેઓ કોમો વચ્ચે, પ્રાંતો વચ્ચે અને ન્યાતો વચ્ચે પરસ્પર સંપ કરાવે. હરિજનો જોડે ભાઈચારો અને ભેળીસારો સાધે અને તે ખાતર પોતાના રોજિંદા જીવન વહેવારમાંથી અસ્પૃશ્યતાની તમામ નામનિશાની ભૂંસી કાઢે.

૫ તેઓ નિયમિત કાંતે, પ્રમાણિત ખાદી સિવાય બીજું કશું કપડું ન વાપરે અને ખાદીફેરી કરે.

૬ તેઓ દરરોજ નહિ તો દર અઠવાડિયે અમુક સમય પોતાની સંસ્થાની નજીકના એક કે વધુ ગામોમાં સેવાકાર્ય કરવાને અર્થે જુદો કાઢે અને રજાઓ હોય ત્યારે દરરોજ અમુક સમય રાષ્ટ્ર-સેવામાં આપે.

એવો સમય અલબત્ત આવે કે જ્યારે અગાઉની જેમ વિદ્યાર્થીઓને બહાર પડવાનું કહેવાનું જરૂર થઈ પડે. આવો સંભવ જો કે ઓછો છે છતાં મેં ઉપર સૂચવી તે ઢબે જો વિદ્યાર્થી આલમે અગાઉથી લાયકાત નહિ કેળવી હોય તો મારું ચાલતા સુધી હું તેવો વખત આવવા નહિ દઉં.

'હરિજનબંધુ' મો. ક. ગાંધી
તા. ૧૮-૨-૪૦

*

## એરોપ્લેન ઉડ્ડયનની મર્યાદાઓ

ઉડ્ડયનના ઇતિહાસમાં જર્મન પાયલટ વેન્ડલનો ગયા એપ્રિલમાં કલાકના ૪૭૦ માઈલની ઝડપે ઊડવાનો રેકર્ડ છે. આ જગતરેકર્ડ હમણાં યુનાઈટેડ સ્ટેટ્સના પાયલટે તોડ્યો. માનવીથી કદી ન ઊડી શકાયું હોય તેટલી, કલાકના ૬૭૦ માઈલની ઝડપે, તે ઊડ્યો. પણ ઉડ્ડયનશાસ્ત્રના વિશારદો કહે છે કે એરોપ્લેનની ઝડપની મર્યાદા કલાકના ૫૦૦ માઈલની છે. આ મર્યાદા કયા ધોરણો પર બાંધવામાં આવી હશે?

સૈકા પહેલાં વિચારકો કહેતા હતા કે કલાકના સાઠ માઈલની ઝડપ દેહને માટે વિઘાતક છે. અને પછી તો એમના આ વિધાનમાં ઘણા સુધારા થતા ગયા અને હવે તો એવું નક્કી કરવામાં આવ્યું છે કે સીધી લીટીમાં ઊડવાનું હોય તો ગમે તેટલી

ઝડપ હોય પણ માનવદેહને જરાપણ નુકસાનકર્તા નથી. તો પછી કલાકના ૧૦૦૦ માઈલની ઝડપે ઉડ્ડયન કેમ ના થઈ શકે? શરીરની દૃષ્ટિએ તો આથી વધુ ઝડપ માટે વાંધો નથી. પણ કેટલાંક ભૌતિક અને યાંત્રિક કારણોથી આ ઝડપ શક્ય નથી.

પૃથ્વીના પરિભ્રમણને લીધે આપણે કલાકના ૧૧૦૦ માઈલની ગતિએ અવિરત ફરી રહ્યા છીએ. અને આને લીધે એરોપ્લેન ઉડ્ડયનમાં વળાંક લેતી વખતે તેની કલાકના ત્રણસો માઈલથી વધુ ઝડપ હોય તો, મધ્ય કેન્દ્રીબળ માનવદેહ પર સહનશક્તિ ઉપરાંત શ્રમની અસર ઉપજાવે છે. આથી વળાંક લેતી વખતે તેની ગતિ ધીમી કરવી જોઈએ. એરોપ્લેનની ગતિ અવાજના વેગ (અવાજનો વેગ –Velocity–કલાકના ૭૫૦ માઈલ છે) જેટલી થાય છે ત્યારે પ્રત્યાઘાતી તરંગો અગર તો જેને એન્જિનિયરો 'કોમ્પ્રેસીબિલિટી બરબસ' કહે છે તે ઉત્પન્ન થાય છે. 'કોમ્પ્રેસીબિલિટી બરબસ' એરોપ્લેન પર બ્રેકની ગરજ સારે છે. એરોપ્લેનની, અવાજના વેગથી વધુ ઝડપ થાય તો હવા કાપી ના શકાય; સત્ત્વનો હ્રાસ થાય અને પાંખો સમતોલા સાચવી ના શકે. આ કારણોથી એરોપ્લેનની વધુમાં વધુ ઝડપ કલાકના ૫૭૫ માઈલની હોઈ શકે, એવી મર્યાદા આંકવામાં આવી છે. અત્યારે ૫૬૦૦૦ ફૂટ ઊંચા ઊડવાનો રેકર્ડ છે, અને વધુમાં વધુ ૬૨ થી ૬૫ હજાર ફૂટ ઊડી શકાય એવું કહેવામાં આવે છે. માનવદેહની દૃષ્ટિએ આ મર્યાદાઓ નથી આંકવામાં આવી. ઓક્સિજનનો પૂરતો જથ્થો હોય અને એરોપ્લેનના કેબિન જેવી બંધ અને ગરમ ઓરડી હોય તો માણસથી એક લાખ ફૂટ કે સો માઈલ ઊંચા કેમ ના ઊડી શકાય? ઊડી શકાય. પણ યાંત્રિક કારણોથી આ મર્યાદા બાંધવામાં આવી છે. વધારે ઊંચા ઊડવા માટે એન્જિન માટે હવાનો જથ્થો જોઈએ; અતિશય પાતળી હવાને 'પકડનાર' પ્રોપેલર જોઈએ અને બીજા યાંત્રિક સુધારા જોઈએ. આ બધી મર્યાદાઓ અત્યારની ડિઝાઈનનાં એરોપ્લેન માટે છે. રોકેટ ઘાટનાં એરોપ્લેન માટે ઝડપ કે ઊંચાઈની મર્યાદાઓ નથી. રોકેટ પ્લેન ગમે તેટલું ઊંચું ઊડી શકે; ગુરુત્વાકર્ષણનું બળ હોવા છતાં યે કલાકના ૨૫,૦૦૦ માઈલની ઝડપે તે ઊડી શકે!

હમણાં એક બોમ્બર થોભ્યા વિના ૭૧૬૨ માઈલ સતત ઊડ્યું. ઈ. સ. ૧૯૩૦માં એક પ્લેન સત્તાવીસ દિવસ સુધી સતત હવામાં તરતું રહ્યું હતું. સીધી લીટીમાં ઉડ્ડયન કરવાનું હોય તો આધુનિક પ્લેન અવિરત ૧૩૦૦૦ માઈલ ઊડી શકે; પૃથ્વીની પાંચ વાર પ્રદક્ષિણા કરી શકે.

ચાલુ જમાનામાં ઘણી શોધો થઈ છે, પણ એરોપ્લેનની શોધમાં સુધારા અને પ્રગતિ ટોચ સુધી જઈ પહોંચ્યાં છે. રાઈટ ભાઈઓએ સૌથી પ્રથમ ઉડ્ડયન કર્યાને પૂરાં પચાસ વરસો પણ વીતશે નહિ તે અગાઉ આ શોધમાં શક્ય એટલી બધી પ્રગતિ અને પરિપૂર્ણતા આવી જશે.

*

## સી. સી. સી.

ભણેલાઓની બેકારીનો પ્રશ્ન ફક્ત હિંદમાં છે એવું કંઈ નથી. અમેરિકા જેવા શ્રીમંત અને વૈજ્ઞાનિક દેશમાં પણ એક વાર ભણેલાઓની બેકારીનો પ્રશ્ન મૂંઝવતો હતો. આ કારમા પ્રશ્ન સાથે બાથ ભીડવા સિવિલિયન કોન્ઝર્વેશન કોર્પ્સ (સી. સી. સી.) નામની રાષ્ટ્રઘડતરની સંસ્થા ઊભી કરવામાં આવી. પાંચ વરસના ગાળામાં લગભગ વીસ લાખ બેકાર યુવાનોએ આ સંસ્થાનો લાભ લીધો એ એની લોકપ્રિયતા અને ઉપયોગિતા પુરવાર કરે છે.

અભ્યાસ પૂરો કરી બેકાર જીવન ગાળતા ૧૭ થી ૨૩ વરસની ઉંમરના યુવાનો સી સી. સી. સંસ્થામાં જોડાય છે : યુવાનો નેશનલ અને સ્ટેટ જંગલોમાં કામ કરે છે. ત્યાં ઝાડો રોપે છે; જંગલોમાં વાહનમાર્ગ માટે પાકા રસ્તા બાંધે છે; પૂલો અને ટેલિફોન લાઈન અને આગ જોવા માટે ઊંચા મિનારા બાંધે છે; પ્રજાના આનંદ માટે ક્રીડાંગણો અને સુંદર બગીચાઓ સર્જે છે અને આ ઉપરાંત જંગલના કુદરતી વિકાસ અર્થે કાર્યો કરે છે. સી. સી. સી.ના સભ્યો વેરાનમાં લીલીછમ વાડીઓ બનાવવાનાં કાર્યો કરે છે.

આ ઉપરાંત સભ્યોને રેલ અને આગ જેવાં સંકટના સમયે ઉપયોગી થઈ પડે તેવી તાલીમ આપવામાં આવે છે. કૃષિશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર અને અન્ય ઉપયોગી જ્ઞાનનો અભ્યાસ કરાવવામાં આવે છે. સભ્યોને પ્રવૃત્તિ કે શિક્ષણ માટે કશું ફરજિયાત નથી. જેને જે રુચે તે પ્રવૃત્તિ ઉપાડી લે; પ્રિય હોય તે શાસ્ત્રનો અભ્યાસ કરે. ત્યાં ખાસ શિક્ષકો નથી. જૂનો સભ્ય નવા સાથીઓને શિક્ષણ આપે. દરેક સભ્ય ઉચનીચ અને ધર્મજાતનો ભેદભાવ રાખ્યા વિના એકસંપીથી રહે છે અને ભાઈચારો વધારે છે. સંધ્યા સમયે બધા સભ્યો એકત્ર મળે છે અને રોજિંદા બનાવો અને સામાજિક પ્રશ્નો પર ચર્ચા ચલાવે છે. આજે ત્રણ લાખ યુવાનો આ સંસ્થાનો લાભ લઈ રહ્યા છે.

સભ્યોને રહેવા માટે હવાઉજાસવાળું મકાન આપવામાં આવે છે. ભોજન, કપડાં, પુસ્તકો અને પ્રવૃત્તિને જોઈતાં સાધનો આપવામાં આવે છે. દરેક સભ્યની માસિક બેઝિક (*Basic*) રોજી ૩૦૦૦ ડૉલર છે. તેમાંથી ૮૦૦ ડૉલર માસિક ખર્ચમાં વપરાય છે અને બાકીની રકમ સભ્યના નામે જમા મૂકાય છે કે તેનાં માબાપને મોકલાવી આપવામાં આવે છે. સુદૃઢ શરીર અને જીવન વ્યવહારમાં શિસ્ત, સહકાર અને સ્વાશ્રયની જરૂરિયાત સમજતા થઈ સભ્યો સંસ્થામાંથી બહાર પડે છે.

અમેરિકાની સી. સી. સી. સંસ્થા, જર્મનીનું કાર્ય અને ધ્યેયમાં સંપૂર્ણ લશ્કરી એવું નવજુવાનોનું 'અરબેઈટસ ડાઈન્સ્ટ' મંડળ; ઇટાલિનું 'ઓ. એન. બી.' મંડળ અને ચીનની યુવક પ્રગતિ: આ બધી યુવક પ્રવૃત્તિનાં નાદ ઝીલતી વ્યવસ્થિત સંસ્થાઓ છે.

હિંદમાં યુવકો માટે કઈ સંસ્થા છે?

*

## મધમાખીનું જ્ઞાન

કેમ્બ્રિજની જંતુવિજ્ઞાનશાસ્ત્રની પ્રયોગશાળામાં આર. હીટર્ઝ મધમાખીના જીવનનો અભ્યાસ કરી રહ્યો છે. સવારમાં નવ વાગે તે મધમાખીને ખાંડ અને પાણી આપે છે. મધમાખી જાણે કે સમય જાણી શકતી હોય કે ટકોરા સાંભળી શકતી હોય તેમ બરાબર નવ વાગે રોજ મળી ઊડતી આવે છે! પણ માખી સાંભળી તો શકતી નથી એટલે નિર્ણિત વખત જાણવાની એમને નિસર્ગદત્ત અજબ શક્તિ હોવી જોઈએ એમ અનુમાન થાય છે. આ વિષે વધુ ચોક્કસ કરવા ડૉ. હીટર્ઝે મધમાખીના બે ભાગ પાડ્યા. બીજા ભાગને બપોરના બે વાગે ખાંડ આપવાનું નક્કી કર્યું. તો અજાયબી વચ્ચે માલૂમ પડ્યું કે માખો પોતાના નિર્ણિત સમયમાં બહુ ચોક્કસ છે. માખો રાતો રંગ જોઈ શકતી નથી પણ વર્ણપટના (Spectrum) વાયોલેટ રંગની પાર જ્યાં આપણી 'નજર' જોઈ નથી શકતી ત્યાં તે જોઈ શકે છે. એમને લીલો રંગ પસંદ છે. વાંકી અને ગૂંચવાડા ભરેલી આકૃતિઓ માખીને પ્રિય છે; ચોરસ અને વર્તુલાકાર આકૃતિઓ અપ્રિય છે.

*

## હાસ્ય કે ક્રોધ?

માણસના મોં પર ૬૬ માંસપેશીઓ (*muscles*) છે. પચાસ માંસપેશીઓ સંકોચાય ત્યારે મોં પર ક્રોધના ભાવ દર્શાવાય છે. હાસ્ય માટે તેર માંસપેશીઓને સંકોચાવું પડે છે. હાસ્ય આનંદજનક તો છે જ અને એમાં માંસપેશીઓને ઓછું કાર્ય કરવું પડે છે એ પણ જાણવા જેવું છે.

*

## ગુરુનું બહોળું કુટુમ્બ

ગઈ સદીના અંત સુધી ગુરુને ચાર ચંદ્ર છે એવી જાણ હતી. ડૉ. બનાર્ડે પાંચમો ચંદ્ર શોધ્યો. લીક વેધશાળાએ છઠ્ઠા, સાતમા અને નવમા ચંદ્રની શોધ કરી. આઠમા ચંદ્રની શોધ ગ્રીનિચ વેધશાળાએ કરી હતી. પણ હમણાં કૅલિફોર્નિયાની વેધશાળાએ ૧૦૦ ઈંચના વ્યાસવાળા કાચના દૂરબીનથી અજાયબ પમાડે તેવી શોધ કરી છે. એણે ગુરુને દશમા અને અગિયારમા ચંદ્રની ભેટ ધરી છે. આ ચંદ્રો બહુ જ ઝાંખા છે; અને બીજા દૂરબીનોથી જોઈ ન શકાય એવા છે.

લાખોપતિ જેમ્સ લીક લીક વેધશાળાનો સંસ્થાપક છે. તેણે કદી દૂરબીનમાંથી નિરીક્ષણ તો કર્યું નથી પણ દુનિયામાં મોટામાં મોટી વેધશાળા બાંધવાની અને તેમાં મોટામાં મોટું દૂરબીન ગોઠવવાની તેને મુરાદ હતી. તે વેધશાળા જોવા જીવ્યો તો નહિ, પણ દૂરબીન મૂકવાની મોટી બેસણી નીચે પોતાને દાટે એવું મરતાં અગાઉ તે લખી ગયો.

શિવપ્રસાદ ત્રિવેદી

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૫

અંક ૮

એપ્રિલ : ૧૯૪૦



પ્રધાન ધર્મ હમેશાં વીરધર્મ હોય છે. પ
કો પર્યાય શોધે છ અને ધર્મને નીચે ઉતારે
આજે સ્વતંત્રતાદેવી બલિદાન માગે છે...
કોઈ એમ ન પૂછે કે ઓછામાં ઓછું કેટલું આપ
તો ચાલે.

કાકા કાલેલ

# કિશોર

વર્ષ ૫ — એપ્રિલ : ૧૯૪૦ — અંક ૮

## અનુક્રમણિકા



કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના-

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અગર, ચિત્રો ક્યા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું સિરનામું લખી જણાવવું.

લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે 'લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાંનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.'

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ

જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : શીરાજીની શેરી, ખાડિયા : અમદાવાદ

લવાજમ : હિંદમાં-રૂા. ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂા. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૭-૪-૪૦

# કિશોરોને

૧૦

દોસ્તો !

ગયા કેટલાક પત્રોમાં મેં જે વાતો તમારી આગળ રજૂ કરી તે એટલા માટે કે મારે તમને બે નવા શબ્દો શિખવાડવા હતા. હવે એ શબ્દો સમજવા માટે તમારી તૈયારી થઈ ગઈ છે. એ બે શબ્દો છે : **વીરાચાર** અને **પશ્વાચાર**.

વીરાચાર એટલે વીરને છાજે તેવું આચરણ, પશ્વાચાર એટલે પશુને છાજે તેવું આચરણ. પણ વીર કોણ અને પશુ કોણ ?

વીર એટલે નર, અર્જુન જેવો પરાક્રમી, માનવ. તે જે કાંઈ કરે તે માત્ર પારકાની દોરવણીથી નહિ, માત્ર આસપાસના વાતાવરણથી ઉત્તેજિત થઈને નહિ; પરંતુ તેનામાંથી જે કાંઈ ઊગે, તેની શુદ્ધ બુદ્ધિને જે કાંઈ સમગ્રભાવે કલ્યાણકારી લાગે, તેના વિશુદ્ધ હૃદયને જે કાંઈ ઉન્નતિશીલ જણાય, તે પ્રમાણે તેનું આચરણ ઘડાય. માત્ર બધાં દિવાળી ભોગવે છે માટે તે દિવાળી ભોગવતો નથી, બધાં ઉત્સવો ઊજવે છે માટે તે ઊજવતો નથી. તેના જીવનમાં જ્યારે આનંદનો રસ છલકાય, ત્યારે તેની દિવાળી, ત્યારે તેનો ઉત્સવ. દરેક વર્ષે કેટલાય તહેવાર આવે છે અને જાય છે, પણ તેમાંથી કેટલા આપણને માણસાઈ તરફ લઈ જાય છે ?

આપણા ગુજરાતના સાક્ષર કવિ બળવંતરાય ઠાકોરે, હિંદદેવી પોતાનાં બાળકોને **શિખામણ** આપે છે તે કાવ્યમાં 'પૌરુષ જ્યોતિ' શબ્દ વાપર્યો છે. એ શબ્દ સમજવા જેવો છે. વીરમાં હમેશાં પુરુષત્વનો પ્રકાશ હોય છે. જેવી રીતે આપણે સંસારમાં મોટાંમોટાં યુદ્ધોની વાતો સાંભળીએ છીએ, તેવી રીતે આપણા દરેકના અંતરમાં પણ એવાં, એથીય ભયંકર, યુદ્ધો થાય છે. આપણામાં એક બાજુથી દૈવી ગુણો હોય છે, બીજી બાજુથી આસુરી ગુણો હોય છે.

તમે બુદ્ધ ભગવાનનું નામ સાંભળ્યું હશે. બુદ્ધ ભગવાન જ્યારે મહાજ્ઞાનનો પ્રકાશ મેળવવા માટે તપ કરતા હતા, ત્યારે, કહેવાય છે કે, તેમના અંતરમાં માર સામે મહાયુદ્ધ ચાલતું હતું. આ માર એટલે કામ. જ્યારે તેમણે માર ઉપર વિજય મેળવ્યો, ત્યારે તેઓ બુદ્ધત્વ પામ્યા. જિતેન્દ્રિય થયા વગર કાંઈ પણ સાચું જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

આ મારના વિજયમાં આપણું પુરુષત્વ છે, અને એ જ છે મુક્તિ. જ્યાં સુધી આપણે ઇન્દ્રિયોના ગુલામ છીએ, ત્યાં સુધી સાચા પુરુષ કે નર કે વીર કહેવાવાને લાયક નથી. જ્યારે ઇન્દ્રિયોને વશ કરીએ, ત્યારે જ પુરુષ થયા કહેવાઈએ.

ઉપરના કાવ્યમાં જે 'પૌરુષ જ્યોતિ'ની વાત કરી તે આ વાત છે. એ જ વાત વીરને લાગુ પડે છે. એવા વીરની પૂજા એ જ વીરપૂજા. એવા વીરનું આચરણ એ જ વીરાચાર.

અને પશ્વાચાર ? વીરથી ઊંધું આચરણ તે પશ્વાચાર. માત્ર બહારની સ્થિતિને વશ થઈને પરાયું જીવન ગાળવામાં પશ્વાચાર થયો. તમારામાંના કેટલા સાચી વિદ્યા મેળવવાનો રસ હોય છે માટે ભણો છો ? રસ ન હોય છતાં માત્ર બધાં ભણે છે માટે ભણવું એ થયો પશ્વાચાર. પ્રેમ શું છે, લગ્ન કોને કહેવાય વગેરે વિષે કાંઈ પણ જાણ્યા વગર માત્ર બધાં પરણે છે માટે પરણવું એ થયો પશ્વાચાર. 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' એટલે શું, આપણા શરીરને અણુએ અણુએ ભારતમાતાની મુક્તિની તમન્ના હરદમ છે કે નહિ, એ બધું વિચાર્યા વગર, માત્ર બધા બોલે છે માટે બોલવામાં થયો પશ્વાચાર. જે શિસ્ત, નિયંત્રણ અંદરથી ન ઊગે, પણ માત્ર બહારની કોઈ સંસ્થા કે વ્યક્તિના આદેશથી ગમે તેમ પણ પાળવું જ પડે...તો તે થયો પશ્વાચાર.

ત્યારે દોસ્તો, તમે સમજી ગયા હશો કે વીરાચારમાં મુક્તિ છે, પશ્વાચારમાં ગુલામી છે.

જે વીર છે, એ પ્રતિજ્ઞા લે કે ન લે છતાં એનું જિગર પ્રતિજ્ઞામય છે; જે પશ્વાચારી છે, તે પ્રતિજ્ઞા લે છતાંય ગુલામીને જ વધારનારો છે.

દોસ્તો, મુક્તિ તો અંદરની વસ્તુ છે. જે અંદરથી મુક્ત છે તેને કોણ બાંધી શકે તેમ છે ? તેને પોતાની મુક્તિ જેવી વહાલી છે, તેવી પારકાની પણ વહાલી છે. તેથી જ તે પારકાઓની સ્વતંત્રતા ઉપર તરાપ મારતો નથી.

ત્યારે, ચાલો ફગાવી દો આપણાં બંધન, ચાલો વીરાચારી થવા મથીએ.

લિ૰ તમારો
'અલગારી'



### ૩
## પ્રાર્થના
[ પૃથ્વી ]

પ્રભો, શિર નમ્યું, નમ્યું જ ધરું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે; સકલ અન્ય એમાં લહું.
જુએ શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુએ—ઉઠી ફરી ફરી તરંગો ઉપર
પ્રસારી નિજ મેલ ફીણ વમળો અરે કીટકો
લસે અમિત, ને શમે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરેરે, પ્રભો!
વહે ફરીફરી તરંગદલ ક્યાં થકી એહવા?
હશે પવનસંતતિ? ઉદધિની જ વેલા હશે?
દીસે નહિ દીસે અગર તિમિરગહ્વરો આતમા
ધમે વળી ધસે ત્યહાં થકી તરંગયૂથો જ એ?
અદૃષ્ટ-ભવથી વળી જિગરના જૂના પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલ ઓઘઅર્ધ્ય ધરતો તને, હે પ્રભો!

— શ્રી. બ. ક. ઠાકોર

લેખકે 'પ્રેમનો દિવસ' એ નામની અઢાર કાવ્યોની એક કાવ્યમાલા લખેલી છે. એમાં એમણે એક યુગલના પ્રેમજીવનની જુદી જુદી કેટલીક ક્ષણોનાં ચિત્રો આલેખેલાં છે. અહીં ઉતારેલું કાવ્ય આખી માળામાં આઠમું છે. એ પહેલાંનાં કાવ્યોમાં કવિએ એવું બતાવેલું છે કે, યુગલ વચ્ચે પ્રેમનો ઉદય થાય છે ત્યારપછી સેવા અને ઉચ્ચ જીવનની ધૂનમાં નાયક નાયિકા પ્રત્યે ઉદાસીન બની જાય છે. આમ બન્ને વચ્ચે વિયોગ થતાં નાયક આત્મપરીક્ષામાં ઊતરતાં તેને પોતાની મલિનતાનું ભાન થાય છે. એ ભાનને લીધે તેનામાં નમ્રતા આવે છે; અને ફરી બન્ને મળે છે ત્યારે નાયિકા નાયકનાં આત્મનિંદાનાં વચનો અવગણી કાઢી તેને પોતાનો સખા—સાથી બનવા અને પોતાને સાથે લઈને જીવનમાં ઉન્નતિ સાધવા કહે છે. આપણ બન્ને ભેગાં થઈ નવી આશાભરી સૃષ્ટિ રચીશું, એમ કહી તે પૂછે છે કે બોલ, ગીત ગાવું છે? પ્રાર્થના કરવી છે? અને ત્યાર પછી પ્રાર્થના આવે છે.

શરૂઆતની બે પંક્તિઓમાં નાયકની નમ્રતાનો ઉલ્લેખ છે, અને એ નમ્રતા સદા ટકે એવી પ્રાર્થના છે. હે પ્રભુ, આત્મપરીક્ષણને પરિણામે મારું શિર તારે ચરણે નમ્યું છે, તે હમેશાં નમેલું જ રાખું એટલી સદ્બુદ્ધિ તું મને આપજે. એમાં જ બીજું બધું મળ્યું હું માની લઈશ.

આ પછી, પોતાના હૃદયમાં વારેવારે જે મલિનતા જાગી આવે છે, તેની સાથેનાં યુદ્ધમાં પોતાને કાયમનો જય મળે એવી પ્રાર્થના નાયક કરે છે.

માણસની પોતાની ઇચ્છા જીવન વિશુદ્ધિને માર્ગે જ ગાળવાની હોય, તેમ છતાં તેની એ અભિલાષા અને ઇચ્છાની વિરુદ્ધનાં જ કામો તેનાથી વારંવાર થયા કરે, એવું બને છે. આ અંતર અને બાહ્ય વચ્ચેનો વિરોધ, સંગ્રામ માનવહૃદયને વલોવી નાખે છે, તેમાંથી છૂટવા તે ખરા દિલથી ઝંખે છે, અને એમાં ઈશ્વર તેને સહાય થાય, પોતાના દિલની સાચી આકાંક્ષાઓ જ વિજયી નીવડે એવું કરે, એવી તે પ્રાર્થના કરે છે.

ત્રીજી પંક્તિથી શરૂ થતા ખંડમાં નાયક કહે છે કે હે પ્રભુ, તું શિશુ તણી એટલે કે તારા બાળક જેવો જે હું તેના અંતરની ખરી લાલસા કહેતાં તીવ્ર ઇચ્છા શી છે, તે પણ જુએ છે, અને વળી મારું જીવન કેવું ચાલી રહ્યું છે, તે પણ તું જુએ છે. આ જીવનપ્રવાહનું વિગતે વર્ણન ચારપાંચ અને છ લીટીમાં કરેલું છે. કવિએ જીવનને સરિતાના પ્રવાહ સાથે સરખાવ્યું છે. મારી જીવનસરિતાના

ઉપરના તલ ઉપર અમિત એટલે અગણિત તરંગો ફરી ફરીને ઊઠે છે, અને તે મેલ, ફીણ, વમળો અને કીટકો સુદ્ધાં ત્યાં પ્રસારે છે — ફેલાવે છે — ફેલાવીને લસે છે — ખેલે છે — બઢે છે. આ તરંગો સમય જતાં શમી તો જતા છે, પણ પોતાની પાછળ ખાર મૂકતા જાય છે. નાયકની પોતાની ઇચ્છા તો પોતાનું જીવન શુદ્ધ જ રાખવાની છે, આમ છતાં એના જીવનમાં વારેવારે એવા ઉછાળા આવે છે, જે મલિન વિચારો અને વાસનાઓ, ક્રોધ અને અહંકારના ફિસોટા અને વિષમ વમળો પણ પેદા કરે છે. આવા ઉછાળાઓ શમી તો જાય છે, પણ પોતાની પાછળ ખારાશ મૂકી જાય છે—એને લીધે જીવન તો ખારુ થઈ જ જાય છે. આમ કહીને પછી એ ઉદ્‌ગાર કાઢે છે કે અરેરે, આ મારા જીવનની સરિતા! નાયકનું અંતર આ પરિસ્થિતિથી કેવું વલોવાઈ જાય છે, તેનો કંઈક ખ્યાલ આ ઉદ્‌ગારથી આપણને આવે છે.*

આ પછીના ખંડમાં નાયક આ બધાનું નિદાન કરવા પ્રયત્ન કરે છે — કારણ શોધવા મથે છે, અને તે સંબંધે તે અનેક તર્કો કરે છે. તે કહે છે કે આવા એટલે મારા અંતરથી હું જેને ઇચ્છતો નથી એવા આ તરંગો ક્યાંથી આવતા હશે? શું એ પવનને લીધે ઊઠતા હશે? સમુદ્રની ભરતીને કારણે આવતા હશે? કે પછી નદીની અંદર જ દેખાય ન દેખાય એવાં અંધારાં ઊંડાણો હોય છે તેમાંથી એ વારેવારે ધસી આવતા હશે? નદીમાં મોજાં આવવાનાં જે ત્રણ કારણો તે બધાં ય અહીં ગણાવ્યાં છે. એ જ વસ્તુ માનવજીવનને લાગુ પાડતાં, આવા, મેં અંતરથી ન ઇચ્છેલા ઉછાળા ક્યાંથી જાગતા હશે? કેવળ અકસ્માત હશે? અથવા જે સંસારસાગરનો હું અંગીભૂત છું તેમાંથી એ આવતા હશે? કે પછી મારા પોતાના અંતરના અંધારા ઊંડાણમાંથી એ આવતા હશે? એવો અર્થ થાય.

એ ગમે ત્યાંથી આવતા હોય, અદૃષ્ટ એટલે કે અકસ્માતને લીધે આવતા હોય તો અકસ્માતથી, ભવ કહેતાં સંસારમાંથી આવતા હોય તો સંસારથી, અને મારા અંતરનાં જૂનાં પાપમાંથી આવતા હોય તો તેનાથી તું મને બચાવ! આ વિષમ યુદ્ધમાં તું મને જય આપ! અને આ મારા જીવનની વિમલ કહેતાં શુદ્ધ સરિતા પોતાના સ્વાભાવિક સ્વરૂપે વહે અને પોતાનો જલરાશિ તારે ચરણે પૂજાના અર્ઘ્યરૂપે ધરે એવું કર, હે પ્રભુ!

આપણે હિંદુઓ એમ માનીએ છીએ કે જીવન અથવા આત્મા પોતાના સ્વભાવથી શુદ્ધ છે. અને એટલા માટે કવિએ એને વિમલ સ્રોત પોતાપણે વહે એમ કહેલું છે.

આમ કવિએ આ કાવ્યમાં માણસના મનની અંદર ચાલતા મંથનનું નિરૂપણ કર્યું છે. આવા સૂક્ષ્મ મનોવ્યાપારોને પણ વિષય કરવા એ આપણી નવી કવિતાની એક વિશેષતા છે; અને એ એવી વસ્તુને પણ ઉચિત લાગણીમાં પિગાળીને રસ નિષ્પન્ન કરી શકે છે, એ એની વિશેષ શક્તિ પણ છે.'

આ કાવ્યનો છંદ સળંગ અગેય પૃથ્વી છે. સળંગ એટલા માટે કહ્યો છે કે, લીટી કે કડીની મર્યાદાને એ પાળતો નથી. સામાન્ય રીતે છંદની પંક્તિ કે કડીમાં વિચાર કે વાક્યનો અમુક ખંડ પૂરો કરવામાં આવ્યો હોય છે. એને લીધે એટલા ભાગને એક જાતની પૂર્ણતા મળે છે. પણ આ કવિતામાં તેમ થયું નથી. પહેલી પંક્તિને અંતે 'એટલી' શબ્દ આવે છે, પણ તે તો બીજી પંક્તિમાં આવતા 'મતિ' શબ્દનું વિશેષણ છે. અને એથી જો આપણે આ કવિતા ગાવાનો પ્રયત્ન કરીએ તો આ પંક્તિને અંતે આવતાં આપણે કંઈક વચ્ચે, વિરામ વિના જ અટકી ગયા છીએ એવું લાગશે. એ જ રીતે ચાર ચરણે

* આ કાવ્ય પાછળ કવિએ જે ટિપ્પણ આપેલું છે તેમાં એમણે લખ્યું છે:

'નદીના પાણીની ઉપલી તરંગિત સપાટી, અને તે નીચેનું જળપડ, એમ એના બે ભાગે વિચાર કરીએ, તેમ અહીં નાયક પોતાની જીવનસરિતમાં બે ભાગ હોવાનું પ્રભુને કહે છે. તે કહે છે: મારું ખરું પોત જુદું છે પણ મારા આચરણોમાંથી ઘણાં મારા અંતરની ખરી લાલસાઓને અનુરૂપ બની આવતાં નથી, પ્રતિકૂલ જ બને છે.'

આ ઉપરથી લાગે છે કે એમણે નાયકના જીવનના સાચા પોતને તથા અંતરની લાલસાને નદીનું નીચલું પડ ગણ્યું છે. પણ કવિતામાં વપરાયેલા રૂપકમાંથી એ વસ્તુ પ્રતીત થતી નથી. આથી મેં અહીં જરા જુદી રીતે અર્થ કર્યો છે.

વૃત્ત પૂરું થાય, એટલે ત્યાં વિચારને અને વાક્યને પૂર્ણવિરામ આવવું જોઈએ. પણ અહીં આપણે જોઈએ છીએ કે ચોથી પંક્તિને અંતે વાક્ય હજી ચાલુ જ છે, અને એ વાક્ય તો ઠેઠ છઠ્ઠી પંક્તિને અંતે પૂરું થાય છે. આમ આ કવિતામાં કવિએ અર્થના વિરામોને જ મુખ્ય ગણેલા છે, અને છંદની ગેયતા અને તેના વિરામો સાચવવા પ્રયત્ન કરેલો નથી, આથી એ વૃત્તને સળંગ અગેય વૃત્ત કર્યું છે.

આ કવિતા વિચારપ્રધાન અને અગેય છે, એટલે એનું વાચન પણ એ જ દૃષ્ટિએ, વિચારને ખ્યાલમાં રાખી, એના જ વિરામને માન આપી કરવું જોઈએ, આરોહ અવરોહ પણ અર્થને અનુસરતા જ આવવા જોઈએ. અહીં ત્રીજી પંક્તિથી શરૂ થનો ખંડ ચડતો જાય છે, અને એ પંક્તિને અંતેનો વિરામ લીધા પછી ચોથી પંક્તિના છેલ્લા અક્ષર ' ર્ ' નો ઉચ્ચાર અર્ધસ્પૃષ્ટ અછડતા જેવો હોઈ ત્યાં સહેજ વિરામ મળી જાય છે, અને ત્યારપછી તો ઠેઠ છઠ્ઠી પંક્તિના બીજા શબ્દે પાછો વિરામ મળે છે. ત્યારપછી તરત જ ' શમે ' શબ્દ પછી વિરામ આવે છે. એ વિરામ પછી અવાજ અને વાચનમાં અવરોહ આવે છે અને સાતમી પંક્તિ તો કેવળ ઉદ્ગાર જેવી જ વાંચવાની છે. ત્યારપછીની ચાર પંક્તિઓમાં નાયકની કારણ શોધવાની મથામણ છે અને તે પ્રશ્નરૂપે વ્યક્ત થયેલી છે. એનું વાચન આપણે વિચાર કરતા કરતા મનને પ્રશ્ન પૂછતા હોઈએ એ રીતે જ થવું જોઈએ આ પછી આવે છે કાવ્યનો અંતિમ નિષ્કર્ષ. એમાં ફરી વાર આરોહ આવે છે. બારમી અને તેરમી પંક્તિમાં જે ઉપરાઉપરી ' આ ' આવે છે તે બરાબર ભારપૂર્વક ઉચ્ચારવાના છે, અને તે જાને ભારયુક્ત હોઈ કાવ્યના અર્થને પ્રગટ કરવામાં ખૂબ મદદ કરે છે. જુઓ :

અદૃષ્ટ-ભરથી વળી જિગરના જૂના પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત
પોતાપણે વહે,

અહીં કાળા બનાવેલા સાત ' આ ' ને લીધે આખા પાઠનો લય કેટલો બધો ગંભીર અને અર્થાનુકૂળ વિસ્તારવાળો બને છે એ જોવા જેવું છે. આ કવિતા તમે અર્થ અને ભાવ ઉપર લક્ષ રાખીને વાંચશો તો બીજી પણ કેટલીક ખૂબીઓ તમને જણાયા વિના રહેશે નહિ. ત્રીજી અને ચોથી પંક્તિમાં ' ઈ ' નાં ઉચ્ચારણોને લીધે જાગતું એક પ્રકારનું ગુંજન, નવમી પંક્તિમાં આવતા બે પ્રશ્નોનો પાક, દસમી અને અગિયારમી પંક્તિમાં ' દીસે નહિ દીસે ' અને ' ધસે વળી ધસે ' એ બે આરંભના ખંડોનું ઉચ્ચારસામ્ય, ' અગર્ તિમિરગહ્વરે '—એમાં ' ગ ' ' ર્ ' ' ર ' ' ગ ' ' હ્વ ' ' ર ' ના ઉચ્ચારમાંથી તેમજ ચૌદમી પંક્તિમાં ' ઓઘ અર્ધ્ય ' માંથી ઊઠતો અર્થાનુકૂલ ઘોષ, એ બધું તમારા કાનને આકર્ષ્યા વિના રહેશે નહિ.

આ કવિતાનો અર્થ કરતાં વચલા ભાગમાં આપણને ખૂબ મહેનત પડે છે, એ તમે જોયું હશે. એનું કારણ રચનાની ક્લિષ્ટતા છે. ત્રીજી પંક્તિથી શરૂ થઈ છઠ્ઠી પંક્તિને અંતે પૂરું થતું વાક્ય બહુ લાંબું તો ન કહેવાય, પણ એમાં બે સ્થાનો એવાં છે જ્યાં અન્વય વિષે જરા ભ્રમ પેદા થાય છે. ચોથી પંક્તિમાં ' ઊડી ફરી ફરી તરંગો ઉપર ' એ શબ્દોનો અર્થ જાણે ' તરંગોની ઉપર ફરી ફરી ઊડી ' એવો હોય એવો ભાસ થાય છે, અને એ ' ઊડી ' ક્રિયાપદનો કર્તા ખોળવા મન રોકાય છે. તે જ રીતે છઠ્ઠી પંક્તિમાં આવતા ' હસે અમિત ' શબ્દોનો સંબંધ પણ એની પહેલાં જ આવેલા ' કીટકો ' શબ્દ સાથે જોડાઈ જાય છે. આથી આખું વાક્ય ગોટાઈ જાય છે અને અન્વય અને અર્થ ઝટ સ્પષ્ટ થતાં નથી. એ આખા ખંડનો અન્વય આ પ્રમાણે છે :

( હે પ્રભુ! તું ) શિશુ તણી ખરી જિગરની બધી લાલસા જુએ ( છે, ) અને વળી ( પ્રવાહની ) ઉપર ફરી ફરી ઊડી નિજ મેલ ફીણ વમળો અરે કીટકો પ્રસારી હસે. ને શમે તદપિ ખાર મૂકી જતા, અમિત તરંગો જુએ છે.

એવી જ નહિ પણ કંઈક અંશે અસ્પષ્ટ પંક્તિ બારમી પણ છે. ' અદૃષ્ટ-ભરથી ' એ શબ્દોથી કવિનો ઉદ્દેશેલો અર્થ તરત સમજાતો નથી. પણ આ બંને દોષ એવા છે કે એક વાર આપણે કાવ્ય પૂરું વાંચીએ છીએ અને એના અર્થનો તંતુ હાથમાં આવે છે, એટલે આપણે પોતે જ એ બંને અસ્પષ્ટતાને હટાવી દઈ શકીએ છીએ, અને આખા કાવ્યનો રસ માણી શકીએ છીએ.

આ કાવ્ય સૉનેટ બંધમાં રચાયેલું છે એટલે સૉનેટ કહેવાય. સૉનેટનું સ્વરૂપ બીજી કોઈ વાર જોઈશું.

નગીનદાસ પારેખ

# મરાઠાઓનું ઉત્થાન

## ૧૯

### પાણીપતની લડાઈ ( ૧૭૬૧ )

શિંદે અને હોલકર ઉત્તર તરફ વધતા હતા ત્યારે હોલકરે શિંદેને ભડકાવ્યો કે અટકથી રામેશ્વર સુધી મરાઠાઓનું એકછત્ર રાજ્ય સ્થપાઈ ચૂક્યું છે, ફક્ત નજીબખાંનો એક કાંટો જ વચમાં રહ્યો છે; એને હરાવ્યા પછી પેશવા આખા ભારત ઉપર એક-હથ્થુ સત્તા ચલાવશે. પછી તમને ને અમને કોણ પૂછશે ? આથી શિંદે ભોળવાયો અને નજીબખાંરૂપી કંટકને બચાવવાનો તેણે મન સાથે નિશ્ચય કર્યો.

શિંદેને ઉત્તરમાં ત્રણ કામ કરવાનું પેશવાએ ફરમાન કર્યું હતું: ( ૧ ) લાહોરના સૂબાનો બંદોબસ્ત કરવો; ( ૨ ) નજીબખાંને વશ કરવો; ( ૩ ) શુજા-ઉદ્દૌલાની મદદથી બંગાળા ઉપર ચડાઈ કરવી.

શિંદેએ લાહોરનો બંદોબસ્ત કર્યા પછી નજીબખાંએ અને શુજાએ શિંદેને ભોળવ્યો. નજીબખાંએ શુજાને જીતીને બંગાળ ઉપર ચડાઈ કરવાની કબૂલાત આપી પણ અંદરખાનેથી તે શુજા તથા બાદશાહને મળીને અબ્દલ્લીને બોલાવતો હતો.

શિંદેને આ વાતની ખબર પડતાં જ તેણે નજીબખાંને નષ્ટ કરવાની તૈયારી કરી નજીબખાંને મદદ કરવા આવતા શુજાને માર્ગમાં જ રોકી રાખવાનું તેણે ગોવિંદપંત બુંદેલેને કહ્યું, પણ તેનાથી આ કામ થઈ શકયું નહિ. આથી દત્તાજી શિંદે અબ્દલ્લીનો સામનો કરવાની તૈયારી કરવા લાગ્યો. ગોવિંદપંત રજા ઉપર છટકી ગયો. અબ્દલ્લીને તેડાવવા માટે વજીર ગાજીઉદ્દીને આલમગીરને ઠાર કર્યો. શિંદેએ હોલકરને મદદે બોલાવ્યો પણ નજીબખાં–ધર્મપુત્રની સામે લડવા એ શેનો આવે ? દત્તાજી એકલા હાથે લડ્યો, દુશ્મનને પાછો હઠાવ્યો, પણ પોતે મૃત્યુ પામ્યો. મરાઠા પાછા હટયા.

આથી પેશવાએ સદાશિવરાવ કે જે સમસ્ત દક્ષિણને જીતવાની તૈયારી કરતો હતો તેને લેવા સરદારોની સાથે ઉત્તરમાં મોકલ્યો. સદાશિવરાવે ગોવિંદપંતને લખ્યું હતું કે નજીબખાં ને શુજા ભેગા ન મળે એવું કરજે પણ તે એ કરી શકયો નહિ. શુજા અબ્દલ્લીના પક્ષમાં સામેલ થયો. આથી પ્રથમ નજીબખાં અને શુજાને હરાવવા તે ચાલ્યો. આ બંનેના લશ્કરમાં દાણોપાણી ન પહોંચે, એમનો મુલક બાળીને ખાખ થાય એવું એવું કરવાનું ગોવિંદપંત બુંદેલેને સોંપવામાં આવ્યું. સદાશિવરાવ પોતે દિલ્હી પહોંચી ગયો.

મરાઠા દિલ્હીમાં પહોંચતાં જ બધા દુશ્મનો ગભરાવા લાગ્યા. શુજા મરાઠા સાથે ભળવા મથવા લાગ્યો. નજીબખાંના કહેવાથી આવવા માટે અબ્દલ્લી પસ્તાવા લાગ્યો. ખુદ અબ્દલ્લી સંધિ કરવા તત્પર થયો પણ સદાશિવરાવે અબ્દલ્લીની પૂરેપૂરી ખબર લેવાનો નિશ્ચય કર્યો હતો.

દિલ્હીની ખાલી ગાદી ઉપર એણે અલિગૌહરને શાહઆલમનું નામ આપી બેસાડ્યો અને પોતે વજીરી કરવા લાગ્યો. શુજાને વજીરી જોઈતી હતી તેથી નિરાશ થઈ એ ફરીથી અબ્દલ્લીના પક્ષમાં ગયો. ભાઉએ દિલ્હીના દીવાને-આમનું છત્ર તોડાવ્યું. અને એ ધન રોકડાનું વેતન આપવામાં ખરચ્યું. આથી જાટ નારાજ થયો અને ભાઉને છોડીને ચાલ્યો ગયો.

તેમ છતાં ભાઉએ અબ્દલ્લી ઉપર છાપો માર્યો. અબ્દલ્લીના લશ્કરને દાણોપાણી મોંઘાં મળવા લાગ્યાં. મરાઠાઓ જીતની અણી ઉપર આવ્યા. પરંતુ ચૂક કર્યું. ગોવિંદપંતને જે જે કામ સોંપવામાં આવ્યું હતું તે તેણે ન કર્યું.

ભાઉ દિલ્હી છોડીને અબ્દાલી ઉપર ગયો ત્યારે અબ્દાલીના દાણાપાણી બંધ કરવાનું કામ બુંદેલેને સોંપવામાં આવ્યું હતું પણ તે બંધ કરવાનું ક્યાંયે રહ્યું ખુદ મરાઠાના દાણાપાણી જ બંધ થઈ ગયાં મરાઠા લશ્કર ભૂખે મરવા લાગ્યું

અંતે ભાઉએ છાપો માર્યો અબ્દાલી હારવા લાગ્યો પરંતુ વિશ્વાસરાવ પડ્યો એટલે ભાઉ હાથી ઉપરથી ઊતરી ઘોડા ઉપર બેસી રણમાં ધસ્યો મરાઠા લશ્કરે સેનાપતિને ન જોવાથી નાસવા માંડ્યું ભાઉએ જયવાદ્ય વગડાવ્યાં પણ કોણ માને? તેમાં વળી હોલકરના લશ્કરમાંના એક હજાર પઠાણો મરાઠાઓ ઉપર જ ધસી ગયા આથી મરાઠા લશ્કરમાં ભંગાણ પડ્યું નાસભાગ થઈ અને મરાઠાઓ હાર્યા

સદાશિવરાવ અને વિશ્વાસરાવ મરાયા, દત્તાજી, ગોવિંદપંત જેવા સરદારો મરાયા, સૈનિકોનો કેટલો કચ્ચરઘાણ નીકળી ગયો તેનો સુમાર ન રહ્યો એક વેપારીના પત્રમાં સાંકેતિક ભાષામાં ઉલ્લેખ છે તે ઉપરથી મરાઠાઓના નુકસાનની કલ્પના થઈ શકે છે તેમાં લખ્યું હતું બે મોતી ગયાં, સત્તાવીસ મહોરો ખોવાઈ ગઈ, અને પરચૂરણ રૂપિયા કેટલા ગયા તેનો સુમાર નથી લગભગ એક લાખ મરાઠા ભૂમિશરણ થયા

બાલાજી બાજીરાવને ઉત્તર તરફ આવતાં માર્ગમાં આ સમાચાર મળ્યા તેથી તે લગભગ ગાંડો થઈને મરી ગયો (ઈ સ ૧૭૬૧)

## (૨૦)

## નૌકાસૈન્યનો પણ નાશ

ઉત્તરમાં પાણીપતના યુદ્ધથી જેમ મરાઠા સત્તાને જબરો ધક્કો લાગ્યો તેમ દક્ષિણમાં તેમના આરમારનો પણ વિનાશ થયો કાન્હોજી આંગ્રે મરી ગયા પછી તેનો પુત્ર તુળાજી સરખેલ થયો, કોંકણપટ્ટી ઉપર તેની ધાક અજબ હતી યુરોપિયનોનાં કેટલાંયે વહાણ તેના સુવર્ણદુર્ગ અને વિજયદુર્ગના કિલ્લામાં કેદ પડ્યાં હતાં એમ કહેવાય છે કે તેના વખતમાં અરબી સમુદ્રમાં પોર્ટુગીઝો, ફ્રેંચો અને અંગ્રેજોને એની એટલી બધી ધાક લાગતી કે એ બાજુથી મુલક મેળવવાની કોઈ આશા જ તેમણે મૂકી દીધી હતી

પણ એવામાં એમની આશાના સૂર્યોદયનાં ચિહ્ન દેખાવા લાગ્યાં તુળાજી એ પેશવાની ઈર્ષા કરતો હતો તારાબાઈ સાથે દાભાડે અને રઘુજી ભળેલા તેમ તેય ભળેલો આથી તે કોંકણમાંના બ્રાહ્મણોને હંમેશાં કનડ્યા કરતો હતો એની કનડગત બંધ કરાવવા કોંકણમાંના પેશવાના સરદારે અંગ્રેજોની મદદ માગી અંગ્રેજો તો રાજી થઈ ગયા એ બંને વચ્ચે એવી શરત થઈ કે (૧) લડાઈ વખતે આરમાર અંગ્રેજોના તાબામાં રહે પણ કારભાર બંનેની સંમતિથી થાય, (૨) તુળાજીનાં જે જે જહાજ પકડાય તેમને અને પેશવા અર્ધાં અર્ધાં વહેંચી લે (૩) અંગ્રેજોની મદદના બદલામાં બાનકોટ, હિમ્મતગઢ અને બીજાં પાંચ ગામ અંગ્રેજોને મળે, (૪) આંગ્રેના કિલ્લામાં જે કંઈ દ્રવ્ય, સામાન, ગોળા દારૂ, તોપ ઇત્યાદિ વસ્તુઓ મળે તે મરાઠાઓને જ મળે

વિજયદુર્ગ ઉપર મરાઠા અને અંગ્રેજ ચડી આવ્યા છે એ સાંભળીને તુળાજીએ મરાઠાઓ સાથે સંધિની વાતચીત શરૂ કરી હવે હુમલો બંધ પાડવો જોઈતો હતો મરાઠાઓએ તે બંધ પાડ્યો પણ અંગ્રેજો ક્યાં માનતા હતા? એમને તો કોઈ પણ રીતે વિજયદુર્ગ મેળવવો હતો હાથમાં વિજયદુર્ગ આવે તો કોંકણપટ્ટી હાથમાં આવે અરબી સમુદ્ર ઉપર સત્તા મળે તેમણે જમીનમાર્ગે કિલ્લા ઉપર મારો શરૂ કર્યો નજીકમાં જ તુળાજીનું આરમાર હતું તેના ઉપર અંગ્રેજોએ તોપનો મારો ચલાવ્યો આરમારમાં આગ લાગી અને બધું આરમાર ભસ્મ થઈ ગયું લોકો અંગ્રેજોને શરણે ગયા અંગ્રેજોએ સંધિની શરતોનો ભંગ કરી કિલ્લામાં લૂંટફાટ ચલાવી લગભગ ૧૦ લાખનું ધન અંગ્રેજ અધિકારીઓએ આપસમાં વહેંચી લીધું તુળાજી કેદ થયો

પેશવાએ અંગ્રેજોને બાનકોટ અને પાંચ ગામ આપી વિજયદુર્ગ મરાઠાઓને સોંપી દેવા કહ્યું પણ અંગ્રેજો શાના માને? છેવટે બાનકોટ અને દસ ગામ

આપવાનાં. અંગ્રેજી માલ ઉપર વધારે જકાત નહિ ઉઘરાવવાની અને વિજયદુર્ગની લૂંટ પાછી ન પડાવવાની એવી શરતો કરી ત્યારે અંગ્રેજોએ વિજયદુર્ગ પાછો આપ્યો.

આ પછી પેશવાએ ધુલપ નામના માણસને મરાઠા આરમારનો ઉપરી નીમ્યો. પરંતુ તુલાજીની તાકાત તેનામાં ક્યાં હતી? પરિણામે અંગ્રેજો અને બીજા યુરોપિયનો અરબી સમુદ્રમાં પ્રબળ થવા માંડ્યા.

તુલાજી જો બ્રાહ્મણોને કનડતો હતો તો પેશવાએ તેને પ્રેમથી વશ કરી લેવો જોઈતો હતો. તેને બદલે તેનો નાશ કરાવીને તેણે મરાઠાઓની પોતાની સત્તા ઉપર જ કુહાડો મારી લીધો હતો.

## ( ૨૧ )

ટૂંકી દૃષ્ટિ, સ્વાર્થી વૃત્તિ અને અભિમાન એ કોઈપણ માણસને નીચે પાડવા માટે પૂરતાં છે. રાષ્ટ્રને માટે પણ એવું જ છે. બાલાજી બાજીરાવ ઊર્ફે નાનાસાહેબ પેશવાના સમયમાં મરાઠા સત્તા એના પરમ ઉત્કર્ષે પહોંચી હતી. દક્ષિણથી ઉત્તર સુધી અને પશ્ચિમથી પૂર્વ સુધી ભારતમાં મરાઠાઓની જ હાક વાગતી હતી. નિઝામ અને હૈદર પેશવાઓની કૃપા વાછતા હતા, રજપૂતો અને મોગલ બાદશાહના સૂબાઓ પણ મરાઠા સત્તાને નમતા હતા અને ખુદ મોગલ બાદશાહ પણ મરાઠાઓની કૃપાદૃષ્ટિથી જીવતો હતો. ભૂમિની માફક દરિયા ઉપર પણ મરાઠા આરમારના ધ્વજને દુનિયા નમતી હતી. આમ છતાં મરાઠાની પડતીનાં બીજ પણ આજ પેશવાના વખતમાં રોપાયાં. આનાં કારણો પણ આ પેશવાની કારકીર્દિમાં જ જડી આવે છે.

શિવાજી મહારાજના સ્વરાજ્યની કલ્પના નષ્ટ થઈ ગઈ હતી અને તેને બદલે જાગીર અને પોતાનો સ્વાર્થ સાધવાની વૃત્તિ મરાઠા મંડળના દરેક સરદારમાં આવી હતી. મરાઠા સ્વરાજ્યની ભાગ્યે જ કોઈને પડી હતી. દરેકને પોતાની જાગીર રહે, વધે અને પોતાના કરતાં બીજો કોઈ ચડી ન જાય એની જ પડી હતી. આનું પરિણામ એ આવ્યું કે મરાઠાઓ હિંદમાં હિંદુ ઐક્ય પણ જમાવી ન શક્યા. પાણીપત વખતે રજપૂતો મરાઠા સાથે ભળતાં અચકાયા, ગોવિંદપંત બુંદેલેએ શિસ્ત અને આજ્ઞાનું પાલન કરતાં આંખ આડા કાન કર્યા, શિંદે અને હોળકર વચ્ચે દ્વેષ રહ્યો અને આંગ્રે અને પેશવા વચ્ચે પણ મોટાઈની હરીફાઈ ઉત્પન્ન થઈ, એ મરાઠાઓની ટૂંકી અને સ્વાર્થદૃષ્ટિ અને મિથ્યાભિમાન જ બતાવી આપે છે. આણે જ મરાઠાઓના ઉત્થાનને રોકી રાખ્યું. રોકી રાખ્યું એટલું જ નહિ પણ મરાઠાના પતનનાં બીજ રોપાયાં.

પાણીપત પછી માધવરાવ પેશવા, મહાદજી શિંદે, નાના ફડનવીસે મરાઠા સત્તાનો ધ્વજ હિંદના ગગનમાં ફરકતો કરવાના અને રાખવાના પ્રયાસ કર્યા પણ તેમાં તેઓ ઠેઠ સુધી ફાવ્યા નહિ તેનું કારણ પણ નાનાસાહેબના સમયમાં દેખાઈ આવતી મરાઠાઓની નબળાઈઓ જ છે. આ જ નબળાઈઓ આગળ જતાં વધી અને તેમણે મરાઠાઓની સત્તાને શિવાજી મહારાજની સ્વરાજ્યની ભાવનાને નષ્ટભ્રષ્ટ કરી નાખી.

ઇતિહાસના આ રંગો આજે આપણને બોધક થઈ પડે એમ છે, પરંતુ તેમનું વર્ણન આ લેખમાળાની મર્યાદા બહાર જતું હોવાથી તે વિશે કાંઈ પણ ન લખતાં આ લેખમાળા અહીં જ પૂરી કરવામાં આવે છે.

સંપૂર્ણ]

ગોવિંદરાવ ભાગવત

# हिंदी साहित्य संमेलनना अेकनिष्ठ कर्णधार

# श्री. पुरुषोत्तमदास टंडन

दूबळापातळा नाना शरीरवाळा लोको कोई कोई वखत फक्त पोतानी आखना तेजथी तेम ज भारे अवाजनी जनसमाज उपर अद्‌भुत प्रभाव पाडे छे जो आ बन्ने गुणो साथे हृदयनी आर्यता अने जीवननी तपश्चर्या मळे तो पछी पूछवानु ज शु? जाणे सोनु अने सुगध मळ्या! श्रद्धेय श्री पुरुषोत्तमदास टडनजीमा आ बधी वस्तुओ छे ज्यारे ते जुस्सामा आवीने बोले छे त्यारे तेमना नानाशा शरीरमां तेमना विचारोनो वेग समातो नथी तेमना गळानी नसो फूली जाय छे अने अेम लागे छे के तेमनु बळुपातळु शरीर जे न करी शके ते तेमनी अदम्य सकल्पशक्ति करी देशे अेम तो ते अेकदम सरळ छे अने स्वभावे खूब मुलायम छे ते बाळकनी जेम तरत संतोष पामनारा तथा सेवाभावीना जेवा निरभिमानी छे परतु पोताना विचारो तेम ज कार्यपद्धतिमा तेमना जेवा आग्रही भाग्ये ज कोई हशे घणा लोको पोतानी महत्त्वाकांक्षाओ सामे पोताना सिद्धातो ढीला करी दे छे टडनजीअे पोताना जीवनसिद्धातोना पालननी सामे पोतानी महत्त्वाकांक्षाओनो विचार सरखो पण कर्यो नहि होय टडनजी 'शाक्त' पण छे अने 'भक्त' पण छे आ अेक वातमा ज तेमना स्वभावनुं रहस्य अने तेमनी तपश्चर्यानो मर्म छे

अठ्ठावीस वर्ष पहेला नवजुवान पुरुषोत्तमदासे मालवियजीनी समक्ष सकल्प कर्यो हतो के देशमा हिंदीनी प्रतिष्ठा वधारवाने माटे दिलोजानीथी प्रयत्न करीश अे बन्नेअे मळीने राजेन्द्रबाबु जेवा देशना अनेक हिंदीभक्तोने अेकत्र करी लीधा अने हिंदी साहित्य समेलननी स्थापना करी शरूआतथी ज समेलननो उद्देश हिंदीने देशना व्यवहारमा अग्रस्थान आपवानो हतो बीजी भाषाओना साहित्य समेलनो कोई वखत कुभकर्णनी निद्रा लेता हता, कोई वखत जागता हता, कोई वखत ऊडता हता, कोई वखत बेठा थता हता कोई वखत जोशमा आवी जता हता तो कोई वखत निराशामा डूबी जता हता परतु हिंदी साहित्य समेलन तो प्रयागनी गगानी जेम अखड धाराथी वहेतु ज चाल्यु छे देशना मोटा मोटा राष्ट्रसेवको अने साहित्यसेवको आ सस्थाना सभापति थई चूकया छे परतु समेलनना कर्णधार तो अेना जन्मदिवसथी माडीने आज सुधी श्री टडनजी ज रह्या छे पहेला प्रधानमत्रीना होद्दे रहीने, पछीथी तेना सभापति बनीने अने आजे अेना कोशाध्यक्षनु स्थान स्वीकारीने समेलन-सस्थानी नीति तथा धूसरी ते दोरी रह्या छे

टडनजीअे प्रयागमा वकीलात करी, नाभा राज्यनी दीवानगीरी करी, बेंकनु सचालन कर्यु, सयुक्त प्रातना राजनैतिक क्षेत्रमा महत्त्वनो तेम ज सन्मानपात्र भाग लीधो लाला लजपतरायना अवसान बाद तेमना 'लोकसेवक मडळ'नु नेतृत्व पण तेमणे स्वीकार्युं छे आम अनेक रीते तेमणे राष्ट्रनी सेवा करी छे परतु तेमना जीवननु मुख्य कार्य, अेकमात्र चिंता अने उपासना तो हिंदी साहित्य समेलन ज छे जेमणे आखा जीवनमा अेक नानी शी कविता, साहित्य समेलनना प्रमुखपदेथी आपेलु अेक व्याख्यान अने अेक पुस्तकनी नानीशी प्रस्तावना बाद करता हिंदी साहित्यने कशु ज नथी आप्यु तेमणे ज हिंदी साहित्यनी अद्‌भुत अने अजोड सेवा करी छे

साहित्यकारो अने पडितो मोटे भागे स्वभावे अतडा होय छे ईर्षा अने मिजाजखोरी तो जाणे तेमणे 'स्वधर्मे निधन श्रेय' जेवा बनावी मूक्या

હોય છે. આવા લોકોને સાથે રાખીને એક ખૂબ મોટી સંસ્થા ચલાવવી અને સાહિત્યસેવીઓ તેમ જ સ્વરાજસેવીઓને એક હારમાં લાવવા એ કાંઈ નાનીસૂની કરામત નથી. રેલગાડીના બે ડબ્બા જ્યારે એક બીજા સાથે અથડાય છે ત્યારે તેનો ધક્કો સહન કરવા માટે વચ્ચે એક મજબૂત અને ખૂબ સહનશીલ સ્પ્રીંગ રાખવામાં આવે છે. તેને 'બફર' કહે છે. ડબ્બાની સલામતી માટે બધો ધક્કો આ બફરે સહન કરવો પડે છે. સંમેલનને સાચવતાં સાચવતાં કોણ જાણે કેટલી યે વાર ટંડનજીને બફરની દશા સ્વીકારવી પડી હશે. એમના જેવા સ્વાભિમાની અને નિસ્પૃહી સાચા સેવક માટે આ કાંઈ જેવી તેવી તપશ્ચર્યા નથી. જ્યારે કોઈ વાત તેમની સમજમાં નથી ઉતરતી ત્યારે તે પોતાનો અભિપ્રાય સાફ સાફ જાહેર કરી દે છે. પરંતુ સાથે સાથે તેમનામાં એ ગુણ પણ છે કે પોતાનો અભિપ્રાય જણાવ્યા પછી તે પોતાના સાથીઓને કદી પણ મધ્ય દરિયે છોડી દેતા નથી. તેમનામાં ગુરુભક્તિ તેમ જ બીજાઓને સંભાળવાની શક્તિ એ ખાસ ગુણો છે. કાર્યક્ષેત્રમાં જે કોઈ સેવકો તેમના સંબંધમાં આવે છે તે બધાની તરફ ટંડનજીનો આ ભાવ સ્વાભાવિક રીતે જ દેખાય છે.

જો ટંડનજી હિંદુ-ઉર્દૂના ઝઘડામાં ફસાઈ પડત તો સંમેલનનું વહાણ સુકાનવિહોણું બનીને તોફાનમાં ઊંધું વળીને ક્યારનું છિન્નભિન્ન થઈ ગયું હોત. પરંતુ તેમની હિંદી પ્રત્યેની ભક્તિ તેમને મુસલમાનોનો દ્વેષ કે ઉર્દૂનો ભય શીખવતી નથી. તે તો ખૂબ તપાવેલા સોના જેવા મહાસભા-નિષ્ઠ છે, સાચા અર્થમાં રાષ્ટ્રીય છે અને પૂરેપૂરા સ્વરાજ્ય-ભક્ત છે. તેમની સંમેલનસેવા સ્વરાજ્યસેવાનું જ એક મહત્ત્વનું અંગ છે. તેમની સાહિત્યક અભિરુચિ તેમની સંસ્કારિતા તથા જીવનસમૃદ્ધિમાંથી નીકળેલી છે. શ્રી. પુરુષોત્તમદાસ ટંડન જેવા સેવક જે ભાષાને મળ્યા છે, તે ભાષાનો ભાગ્યોદય નિશ્ચિત છે.

જાનેવારી, ૧૯૪૦ - काका कालेलकर

* * *

[ શ્રી. પુરુષોત્તમદાસ ટંડનજી તથા તેમણે જન્માવીને ઉછેરેલા હિંદી સાહિત્ય-સંમેલનનો વિશેષ પરિચય થાય તે માટે તેમની સાથે સને ૧૯૩૭ના એપ્રિલ માસમાં થયેલી મારી મુલાકાતનો હેવાલ નીચે આપ્યો છે. વા. કા ]

હિંદી સાહિત્ય સંમેલન સૌથી જૂની સાહિત્યક સંસ્થા છે કે બંગીય સાહિત્ય પરિષદ એ બાબતની ખરતી ચોક્સાઈ કરી નથી. તો પણ એ વાત તો બેલકુલ શંકા વગરની છે કે મહારાષ્ટ્ર અને ગુજરાતની સાહિત્યક સંસ્થાઓ સાથે સરખાવતાં તે ઠીક ઠીક જૂની છે. બીજી એક દૃષ્ટિએ પણ હિંદી સાહિત્ય સંમેલનની વિશેષતા છે. જે પ્રાંતોમાં હિંદી એ જ મુખ્ય ભાષા છે ત્યાં હિંદી સાહિત્ય સંમેલન પ્રાન્તીય સાહિત્ય સમેલનને મદદરૂપ બને છે. પરંતુ આ સંમેલનનો ઉદ્દેશ પ્રાંતીય નથી. એક દૃષ્ટિએ વિચારીએ તો, હિંદી સાહિત્ય સંમેલન એ નામ જ બરાબર નથી. 'અખિલ ભારતીય રાષ્ટ્રભાષા સંમેલન' એવું આ સંસ્થાનું નામ યથાર્થ હોઈ શકે. બધી પ્રાંતીય ભાષાઓની મદદ લઈને, રાષ્ટ્રીય દૃષ્ટિ રાખી, બધાનો સહકાર સાધી, સર્વાંગ સ્વદેશી સંસ્કૃતિ પોષવી એ જ આ સંસ્થાનો ઉદ્દેશ હોઈ શકે. લોકમાન્ય જેવા રાષ્ટ્રીય આગેવાન જેમ પોતાના પ્રાંતનો જ વિચાર કરતા ન હતા પરંતુ બધા પ્રાંતો તરફ પ્રેમ રાખી તેમજ બધાને મદદ કરવા તૈયારી રાખી આખા રાષ્ટ્રનો આત્મા જાગૃત કરતા રહ્યા, તેવી રીતે હિંદીએ, બધાં પ્રાંતીય સાહિત્યોની મદદ લઈ, ભારતીય સંસ્કૃતિનું સંગોપન કરવું ઘટે છે અને તે માટે તેણે ભારતીય હૃદયનું વાહન બનીને અંગ્રેજી સાથે સદાય ઝઘડતા રહેવું પડે છે. પરિણામે 'સ્વરાષ્ટ્ર ભાષા' કે 'પર રાષ્ટ્રભાષા'નો પ્રશ્ન ખડો થાય છે ત્યારે બધા પ્રાંતોના રાષ્ટ્રીય વૃત્તિવાળા ભાષાભક્તો હિંદીનો પક્ષ લે છે.

આવી અદ્વિતીય સંસ્થાની સ્થાપના કરી, અખંડ જાગૃતિ રાખી તેનું સંગોપન કરનાર રાષ્ટ્રપુરુષ કોણ છે, કેવા છે તે જાણવાની ઇચ્છા કોઈ પણ પ્રાંતના લોકોને થાય તે સ્વાભાવિક છે. આ કારણે મેં શ્રી. બાપુ પુરુષોત્તમદાસ ટંડનજીની ખાસ મુલાકાત લીધી હતી.

'ખાસ મુલાકાત'નો અર્થ એ નથી કે ખાસ એ માટે જ હું અલ્હાબાદ ગયો હતો. જ્યારે ત્રિવેણી-સંગમપુનિત પ્રયાગક્ષેત્રમાં કાંઈ પણ કામ હોય છે ત્યારે હું ટંડનજીને ત્યાં જ ઊતરું છું. રાષ્ટ્રભાષા પ્રત્યેની ભક્તિ એ જ અમારા બન્નેની વચ્ચે 'સમાનધર્મ' નથી. અમે બન્ને મોટા ભાગે એક જ પ્રકારના ફળાહારી છીએ; અને ત્રીજી વાત એ છે કે શ્રી. ટંડનજીમાં પ્રાંતીયતાનો અંશ પણ નથી. નાની નાની બાબતોમાં અમારો મતભેદ હોય છે. પોતાના મતભેદોને મીઠા શબ્દોની ચાદર નીચે ઢાંકી તેની તીવ્રતા ઓછી કરવાની શક્તિ અને વૃત્તિ, એ બન્ને, ટંડનજીમાં નથી. એમને તો જે દિલમાં હોય છે તે જ જીભ ઉપર આવે છે. એ કદાચ એમનો સ્વભાવગુણ હોય અથવા તો નાભા જેવી રિયાસતમાં દીવાનપદ પર રહ્યા હોવાને કારણે તેમનામાં આ પ્રકારની હાકિમી આવી ગઈ હોય. શ્રી. ટંડનજી પોતાની ભાષા અને આચારમાં ખાસ આગ્રહી છે. તાર્કિકતા અને નીતિનિપુણતા સાથે સરખાવતાં સદ્‌વૃત્તિ અને ભાવનાની અસર જ તેમનામાં વિશેષ હોય છે.

મેં જ્યારે તેમને કહ્યું કે આપની મુલાકાત લેવી છે ત્યારે તેમણે એ વાત હસી કાઢી. મે આગ્રહ કર્યો એટલે તેમણે 'આપણે લાહોરમાં તો મળવાના જ છીએ, તે વખતે મને પકડજો', એમ કહીને એ પ્રસંગ ટાળ્યો. અને તેમની ટેવ પ્રમાણે તે લાહોરમાં વખતસર આવ્યા જ નહિ.

આ વખતે જ્યારે હું પ્રયાગ મહિલા વિદ્યાપીઠના દીક્ષાન્ત ઉત્સવને કારણે અલ્હાબાદ ગયો હતો ત્યારે મેં તેમને ફરીથી પકડ્યા. આ વખતે મેં મારા પ્રશ્નો તેમની સામે ધરી જ દીધા અને કહ્યું કે આ સવાલો આપ જોઈ લો. આવતી કાલે તે વિષે વાતો કરીશું. તેમને તે વખતે જરૂરી કામ હતું તેની મને ખબર હતી. તેથી મેં મારું અર્ધું કામ આ જ રીતે પતાવ્યું. હા ના કરતાં કરતાં તે મારા સવાલો વાંચી ગયા. પછી તો તેમને તેની જ ધૂન લાગી. તેમનું કામ અને બીજાને આપેલો સમય બાજુએ રહી ગયાં. મુલાકાત માટે બોલાવેલા મિત્રોને બહાર બેસવાનું કહ્યું અને તેમની એ તપશ્ચર્યા—પૂરાં વીસ વર્ષો—નો ઇતિહાસ ખોળવા માંડ્યો.

પત્રકારોને મુલાકાત આપવી એ કાંઈ સહેલી વાત નથી. શબ્દોનો પ્રયોગ તોલી તોલીને કરવો પડે છે. માણસ સહેજ પણ એક કે બીજી બાજુ ઢળી પડે કે તરત જ આ પત્રકારો વાત કરનારની આખી વાતને ઉલટાવી નાંખે. મને સમજાયું છે કે કોઈ દુર્બુદ્ધિવાળો પત્રકાર ચાહે તો ટંડનજીને ચક્કરમાં નાંખી દે. 'મહીં એક અને બહાર બીજું', એવી તેમની નીતિ ન હોવાને કારણે જ્યારે કોઈ પણ વિષય ઉપર તે બોલવા બેસે છે ત્યારે તેની સાંગોપાંગ ચર્ચા કરવા લાગે છે. આ દિવસે એક જ કલાકમાં એમણે એટલી બધી વાતો કરી કે એટલામાંથી મને તો પા સદીનો ઇતિહાસ મળી ગયો. તેમાંથી મારા પ્રશ્નોને લગતી બાબતો અહીં ઉતારું છું.

મે મારા પ્રશ્નોની શરૂઆત બરાબર સૃષ્ટિની ઉત્પત્તિથી કરી.

પ્રશ્નઃ હિંદી સાહિત્ય સંમેલનની સ્થાપનાની કલ્પના પહેલવહેલી કયાંથી ઉદ્‌ભવી?

ઉત્તરઃ શરૂઆત તો કંઈક જુદી જ રીતે થઈ છે. તે સમયે આખા હિંદુસ્તાનમાં એક જ લિપિનો પ્રચાર કરવાના ઉદ્દેશથી નાગરી પ્રચારિણી સભાએ કામ કરવા માંડ્યું હતું. તેમાંથી આ સંમેલનનો જન્મ થયો. જો કે શરૂઆતમાં તો કલ્પના પણ જુદી હતી. વિદ્વાનો અધ્યયન અને સંશોધનો કરે, નિબંધો વાંચે એવી જાતની કંઈક કલ્પના હતી.

પ્રઃ રાજેન્દ્રબાબુએ પણ સંમેલનની સ્થાપનામાં ભાગ લીધો હતો ને? તેમને પણ સંસ્થાપકોમાંના એક કહી શકાય ને? તે એક વખતે મને કહેતા હતા કે તે જમાનામાં અમારામાંના કોઈને પણ કશી કલ્પના જ ન હતી. અમને તો કાંઈ ને કાંઈ કરવાની જ લગની લાગી હતી એ આશ્ચર્યની વાત નથી; કારણકે 'હમ કુછ ન કુછ કર જાયેંગે'નો એ જમાનો હતો.

ઉઃ પણ તે વખતે મારા મગજમાં એવો ખ્યાલ

તો હતો જ કે આખા દેશમાં એક જ રાષ્ટ્રભાષા હોવી જોઈએ, અને તે માટે હિંદીનો પ્રચાર કરવાનું જરૂરી છે. અમારા પ્રાંતમાં લોકોની ભાષા હિંદી અને લિપિ નાગરી હોવા છતાં અમારે કોર્ટનાં બધાં કામ-કાજ ઉર્દૂમાં જ કરવાં પડે છે. પંડિત માલવિયજીએ મને પ્રોત્સાહન આપ્યું અને આ કામ મારે ઉપાડવું જોઈએ એ વાત ભારપૂર્વક જણાવી. હું તેનો પ્રધાન મંત્રી બન્યો. અને ત્યારથી સંમેલન સાથેનો મારો સંબંધ શરૂ થયો છે. હિંદી વિદ્યાપીઠ કાઢવા સુધી તો મારી હિંમત પહોંચી ન હતી તો પણ મારો એવો અભિપ્રાય તો હતો જ કે જો હિંદીની પરીક્ષાઓ શરૂ કરવામાં આવે તો તે ખૂબ જ લોકપ્રિય થશે અને તે પરીક્ષાઓ મારફતે હિંદીનો સારો પ્રચાર થશે તથા અમારી પ્રવૃત્તિ તરફ લોકોનું ધ્યાન ખેંચાશે.

વચમાં જ મેં ટંડનજીને પૂછ્યું: આપના પ્રાંતની સરકાર હિંદી પ્રચારને કેટલા પ્રમાણમાં અનુકૂળ છે?

ટં: સરકારનું એવું કોઈ નિશ્ચિત ધોરણ જણાતું નથી. જેવા અધિકારી હોય તેવી સરકારની નીતિ માલૂમ પડે છે. તદ્દન શરૂઆતમાં, જ્યારે હિંદીનું કશું જ સ્થાન ન હતું ત્યારે, એક સાહેબ એવા આવ્યા હતા જેમને હિંદી પ્રત્યે કાંઈક આસ્થા હતી. તેમણે અમને થોડું પ્રોત્સાહન આપ્યું. પણ પાછળથી તે સ્થિતિ ન રહી.

મેં: તો અત્યારે સરકાર હિંદીની વિરુદ્ધ છે એમ કહી શકાય?

ટં: સરકાર હિંદીની વિરુદ્ધ છે એમ તો ન કહી શકાય. પણ હિંદીની પ્રવૃત્તિ એક રાષ્ટ્રીય હિલચાલ છે તે જોઈને સરકારની સહાનુભૂતિ મોળી પડી ગઈ. જ્યાં જ્યાં હિંદીપ્રચાર થાય છે ત્યાં ત્યાં રાષ્ટ્રીય વૃત્તિ જોરદાર થાય છે તે કારણે આ હિલચાલ માટે સરકારને શંકા રહ્યા કરે છે.

મેં: પણ આપનું સંમેલન રાજકારણથી તો અલિપ્ત છે ને?

ટં: શરૂઆતથી જ આ સાવચેતી મેં રાખેલી છે. જ્યાં હિંદી પ્રત્યે આસ્થા છે તેમને પણ અમારી સાથે લીધા છે. તેથી તેમનામાં પણ આત્મીયતાનો ભાવ ઉત્પન્ન થયો છે અને સંસ્થાનું સ્વરૂપ વ્યાપક બન્યું છે. રાષ્ટ્રભાષા પ્રચાર તથા નાગરી લિપિ પ્રચારમાં જેટલું રાજકારણ અનિવાર્ય તરીકે આવે તેટલું તો અમારી સંસ્થામાં હોય જ.

મેં: સમેલનના મૂળ ઉદ્દેશોમાં આપે આ વસ્તુ રાખ્યાની મને ખબર છે.

ટં: શરૂઆતથી જ મારો એવો ખ્યાલ હતો કે, 'હિંદી સાહિત્ય સંમેલન' એ નામ અમારી સંસ્થાને બંધ બેસતું નથી. પણ તેને બદલવાનો પ્રયત્ન મેં કર્યો નથી. ઉદ્દેશો*નું સ્પષ્ટીકરણ કરી લીધું; અને મારે માટે એટલું બસ હતું.

કેવળ તાત્ત્વિક ચર્ચા કરવાના ઇરાદાથી તેમને જરા ઉત્તેજિત કરતાં મેં પૂછ્યું: સંમેલનના પ્રધાન-મંત્રી, અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ બનીને આપ સંમેલનના કાર્યનો બોજો બરાબર ઉપાડતા રહ્યા છો. પરંતુ

---

* હિંદી સાહિત્ય સંમેલનના ઉદ્દેશો નીચે પ્રમાણે છે:

દેશવ્યાપી વ્યવહારો ઔર કાર્યો કો સુલભ કરને કે લિયે રાષ્ટ્રલિપિ દેવનાગરી ઔર રાષ્ટ્રભાષા હિંદી કા પ્રચાર બઢાને કા પ્રયત્ન કરના.

હિંદી ભાષાકો અધિક સુગમ, મનોરમ ઔર લાભદાયક બનાને કે લિયે સમય સમય પર ઉસકે અભાવોં કો પૂરા કરના ઔર ઉસકી શૈલી ઔર ત્રુટિયોં કે સંશોધન કા પ્રયત્ન કરના.

હિંદી ભાષી પ્રાંતો મેં સરકારી પ્રબંધ, દેશી રાજ્યોં, પાઠશાલાઓં, કોલેજોં, વિશ્વવિદ્યાલયો, મ્યુનિસિપાલિટિયોં ઔર અન્ય સંસ્થાઓં, સમાજોં, જનસમૂહોં, તથા વ્યાપાર, જમીંદારી ઔર અદાલત કે કાર્યોં મેં દેવનાગરી ઔર હિંદી ભાષા કે પ્રચારકા ઉદ્યોગ કરતે રહેના.

ઉચ્ચ શિક્ષા-પાત્ર યુવકોં મેં હિંદી કા અનુરાગ ઉત્પન્ન કરને ઔર બઢાને કે લિયે પ્રયત્ન કરના.

હિંદી ભાષા દ્વારા પરમોચ્ચ શિક્ષા દેને કે લિયે વિશ્વવિદ્યાલય સ્થાપિત કરના.

હિંદી સાહિત્ય કે સબ અંગોંકી પુષ્ટિ ઔર ઉન્નતિ કા

આપે કોઈ પણ જાતની સાહિત્યસેવા કરી નથી, અથવા તો પત્રકાર તરીકે પણ કીર્તિ પ્રાપ્ત કરી નથી—

મારો પ્રશ્ન પૂરો થાય તે પહેલા જ તે બોલ્યા. આ બન્ને વાત પૂરેપૂરી સાચી નથી મને શરૂઆતથી જ સાહિત્યનો ખૂબ શોખ હતો હુ તો ઇતિહાસ સશોધનમા જ પડવાનો હતો અમે વિદ્યાર્થી હતા તે જમાનામા ઇગ્લડનો તથા યુરોપનો ઇતિહાસ નવી ઢબે લખાતો હતો તે વખતે મારામા પણ તેવો ઉત્સાહ આવ્યો હતો હુ ઇચ્છતો હતો, અને આજે પણ ઇચ્છુ છુ કે આપણા જે લોકો સ્વદેશી સસ્કૃતિ સારી રીતે સમજ્યા છે તેઓ હિંદુસ્તાનનો ઇતિહાસ લખે પણ શુ કરુ? રાજકીય હિલચાલમા પડતા જ બધા સકલ્પો ધૂળમા મળી જાય છે મારી મૂળ રુચિ સાહિત્યની હોવાને કારણે હિંદી વિદ્વાનો સાથેનો મારો સબધ આજસુધી કાયમ રહ્યો છે હિંદી વ્યાકરણમા લિંગવ્યવસ્થા અવ્યવસ્થિત છે તે વ્યવસ્થિત કરીને સર્વસામાન્ય નિયમો તથા મુખ્ય મુખ્ય અપવાદો નક્કી કરીને રાષ્ટ્રભાષા સુગમ બનાવવાની મુરાદ ક્યારનીયે મારા હૃદયમા છે એ કાર્યની યોજના પણ મારા મનમા નિશ્ચિત છે પરતુ તે લખી નાખવાનુ આજસુધી મારાથી બન્યુ નથી આ વર્ષે કરવાનો હતો ત્યા વચમા 'ચૂટણી' આવી

મે. હિંદી ભાષાના લિંગભેદ અમને મહારાષ્ટ્રીઓને એટલા ખટકતા નથી, પણ મદ્રાસીઓને તો ખૂબ હેરાનગતિ થાય છે દરેક શબ્દનુ લિંગ ધ્યાનમા રાખવુ પડે છે, અને તેમાયે અરબી, ફારસી વગેરેની પાછળ પડીને તમે લોકોએ આત્મા, પુસ્તક અને એવા શબ્દો પણ સ્ત્રી-લિંગી બનાવી મૂક્યા છે

ટ પણ એમા છે શુ? સસ્કૃતમા પણ શબ્દોના લિંગ સાકેતિક જ છે ને? સર્વસામાન્ય નિયમો બનાવવામા આવે અને પછીથી તે પ્રમાણે કોઈ વ્યવહાર કરે અને તે રૂઢ ન થાય તોયે તે ખોટુ ન ગણવામા આવે એટલે બસ

ન નિયમો જો મોટે ભાગે રૂઢિને અનુસરનારા હોય અને રૂઢિભગને વિકલ્પ તરીકે સ્વીકારવામા આવે તો મને લાગે છે કે કશી ખાસ મુશ્કેલી નહિ આવે

પણ મારે કાઈ લિંગ-સુધાર-સમિતિના સભ્ય તરીકે ચર્ચા કરવી ન હતી મે એકદમ વિષયાતર કરીને તેમને પૂછ્યુ રાષ્ટ્રભાષાને હિંદી કહેવી જોઈએ કે હિંદુસ્તાની કહેવી જોઈએ એવો જે નામનો ઝઘડો છે તે બાબતમા આપનો શો અભિપ્રાય છે?

'બેશક હિંદી,' ટડનજી ખૂબ જોરમા આવીને બોલ્યા, પરતુ તરત જ જરા નરમ પડીને કહેવા લાગ્યા રાષ્ટ્રભાષાને હિંદુસ્તાની કહેવામા આવે તો મારો કશો વાધો નથી તમે ખુશીથી હિંદુસ્તાની કહો પણ ઔચિત્ય પણ એક વસ્તુ છે હિંદી' એ નામ રૂઢ છે, નાનુ છે ઉપરાત આ નામમા રાષ્ટ્રીયતા પણ છે તેને બદલવાનો વિચાર તદ્દન અપ્રસ્તુત છે નકામી જીદ કરીને હિંદીને બદલે હિંદુસ્તાની શબ્દ શા માટે લાવવામા આવે?

મ આપનુ કહેવુ મને માન્ય છે પરતુ હિંદુસ્તાની શબ્દ પણ ઓછો રૂઢ નથી અને તેમા પણ રાષ્ટ્રીયતા છે તે માટે તો અમે 'હરિ-હર' જેમ 'હિંદી-હિંદુસ્તાની' શબ્દ બનાવ્યો છે આને નિર્દ્વદ્વ સમાસ કહેવો જોઈએ ને? એમા હિંદી એટલે હિંદુસ્તાની એમા દ્વૈત નથી

આ પ્રશ્નની ચર્ચા હુ આગળ ચલાવવા ઇચ્છતો ન હતો. તેથી મે આજકાલ જેની ચર્ચા બધે જ થતી હતી એ સવાલ છેડ્યો સમેલનના અધ્યક્ષ દર વરસ ચૂટવામા આવે છે તો આ વરસે એ પદ કોને આપવુ જોઈએ, કોની સેવા વધારે થઈ છે, અને કોને ખૂબ વયોવૃદ્ધ હોવાને કારણે આ વર્ષે સભાપતિ બનાવવાનું ખૂબ જરૂરી છે?

આવી બાબતોની, સમેલનની મોસમમા ખૂબ ચર્ચાઓ ચાલે છે સાહિત્યના ક્ષેત્રમા કોંગ્રેસવાળા અને રાજકારણી પુરુષો શા માટે દખલ કરે છે એવી ફરિયાદ હિંદીમા પણ શરૂ થઈ ચૂકી છે મારો પોતાનો મત એવો છે કે આપણે સન્માનિત બનાવવાના ઇરાદાથી કોઈને સભાપતિ બનાવતા

નથી. આખું વર્ષ પૂરી લગનીથી કામ કરે અને ભાષાની ઉન્નતિના કાર્યમાં સહાય રૂપ થાય એવી જે લાયક વ્યક્તિ હોય તેને જ સભાપતિ બનાવવામાં આવે. તેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હોવું જોઈએ. રાજકારણીય પુરુષો સાહિત્યની ઉપેક્ષા કરે છે, કદી કદી ભાષાભિમાનની પણ ઠેકડી કરે છે તે માટે તેમને બરાબર પારખીને લેવામાં આવે. પરંતુ સાહિત્યની સર્વોચ્ચ અને ઉજ્જવળ સેવા રાષ્ટ્રીય વૃત્તિવાળા લોકોએ જ કરી છે એ વાત ભૂલવી ન જોઈએ. અને તેથી કોઈ વ્યક્તિની રાજકારણીય સેવા તેને અધ્યક્ષ ચૂંટવાના કાર્યમાં બાધારૂપ ન નીવડવી જોઈએ. એ પણ યાદ રાખવું જોઈએ કે અનન્ય સાહિત્યસેવીઓને પણ સન્માનની લાલસા તો હોય છે. તેટલા માટે જ મેં ટંડનજી પાસે આ પ્રશ્ન મૂકયો.

પ્રશ્ન : હિંદી સાહિત્ય સંમેલનના અનેક ઉદ્દેશોમા 'સાહિત્ય સેવીઓનું સન્માન કરવું, સંમેલનની તરફથી તેમને ઉપાધિ વગેરેથી વિભૂષિત કરવા', એવો પણ એક ઉદ્દેશ છે. પરંતુ ગયા પચીસ વર્ષમાં એક જણને પણ ઉપાધિ અપાઈ છે કે ! સંસ્થા તરફથી કોઈનું બહુમાન કરવામાં આવે તે પહેલાં સંસ્થાની પણ કાંઈક પ્રતિષ્ઠા હોવી જોઈએ એ સાચી વાત છે, તેથી શરૂઆતનાં પાંચદસ વરસ કોઈને પણ ઉપાધિ ન અપાઈ હોય એ વાત સમજી શકાય છે. પરંતુ આજે તો સંસ્થા 'મંગલાપ્રસાદ પારિતોષક' જેવડું રૂા ૧,૨૦૦ નું સ્પૃહણીય પારિતોષક દર વરસે આપે છે. 'સેકસરિયા પારિતોષક' જેવું બીજું પારિતોષક પણ આપે છે. સંસ્થાએ ભારતીય સાહિત્ય પરિષદ જેવી અખિલ ભારતીય સંસ્થાને જન્મ આપ્યો છે. રાષ્ટ્રના મોટા મોટા લોકોએ સંમેલનનું અધ્યક્ષપદ શોભાવ્યું છે તો હવે કોઈને બહુમાન કરવા માટે વાર્ષિક અધિવેશનના અધ્યક્ષ બનાવવામાં આવે અને કોઈ અચ્છો સાહિત્યસેવક અધ્યક્ષ બન્યા વિના સ્વર્ગવાસી થઈ જાય તો જુદા જુદા પક્ષો એકબીજા સામે ગુસ્સો ઠાલવે તેના કરતાં આપણે સીધા સીધા બહુમાનની ઉપાધિ જ કેમ ન આપીએ ! રાષ્ટ્રભાષા સંમેલનની સામે મોટું રાષ્ટ્રીય કાર્ય છે. ત્યાં કામ કરનારા લોકોએ જ સભાપતિ બનવા આગળ આવવું જોઈએ. આપણે કોઈને વહાણનો કપ્તાન કે લશ્કરનો સેનાપતિ કાંઈ બહુમાન કરવા બનાવતા નથી.

ટં: આ પ્રશ્ન તમે મને પહેલાં પણ પૂછ્યો હતો. પરંતુ સાહિત્યવીરોમાં અંદર અંદર કેવી હરીફાઈ હોય છે તેની મને ખબર છે. ત્યાં એક વખત ઉપાધિઓ આપવાની શરૂઆત થઈ કે તરત જ ઈર્ષા અને મત્સરનું બજાર તેજ થઈ જશે. એમ જાણી જોઈને આ વાતને ટાળી છે.

મેં. ટાળી કયાં છે ! સભાપતિ કોને બનાવવા એ પ્રશ્ન ઊભો કરીને એ જ ઈર્ષા અને એ જ મત્સર આગળ આવવાનું કરે છે. કાં તો ઉદ્દેશોમાંથી જ એ વાતને કાઢી નાંખવી જોઈએ અથવા તો સાહિત્યવીરોને પદવીઓથી અલંકારીને ઊંચે ચડાવવા માંડવું જોઈએ.

આ બાબત મેં આટલે જ છોડી કારણ આ વર્ષે મદ્રાસના સંમેલન માટે ત્યાંના લોકોએ જમનાલાલજીનું નામ સૂચવેલું અને મેં તેનું સમર્થન કર્યું હતું. હું સમજું છું કે ટંડનજીએ સાહિત્યકારોના સંતોષને માટે કવિવર મૈથિલીશરણજીનું નામ સૂચવ્યું હતું. તેથી મારા આ પ્રશ્નની ચર્ચા, આ બાબતમાં કશા પણ નિર્ણય પર પહોંચ્યા સિવાય, અવળે રસ્તે ચડી હતી. એટલે મારા એક મહારાષ્ટ્રીય મિત્રે પૂછેલો સવાલ મેં તેમની સમક્ષ મૂકયો : જ્યાં જ્યાં હિંદીની સીમા પ્રાંતીય ભાષાઓની સીમાને લાગેલી હોય છે ત્યાં ત્યાં ફલાણો જિલ્લો અમારો કે તમારો એ પ્રકારનો ઝઘડો કોઈ કોઈ વખત ઊભો થાય છે. અને પછી જો રાષ્ટ્રભાષા હોવાને કારણે હિંદીનો સ્વીકાર કરવામાં આવે તોયે પ્રાંતીય ઈર્ષા ઉત્પન્ન થાય છે. તેવે પ્રસંગે હિંદીવાળાઓએ ન્યાય અને ઉદારતા દાખવવી ન જોઈએ !

ટં: તમારો પ્રશ્ન મારી સમજમાં જ નથી આવ્યો. હિંદી રાષ્ટ્રભાષા હોય તો એની સીમા શાની ! એની સીમા તો આખો ભારતવર્ષ જ છે. પ્રાંતીય ભાષાઓને પોતપોતાની સીમા હોય છે. હિંદીની તેવી સીમા હોવાનું કાંઈ કારણ નથી.

મેં જોયું કે ટંડનજીની સમજમાં મારો પ્રશ્ન આવ્યો નથી. તેથી મેં ફરીથી સ્પષ્ટીકરણ કર્યું: આપે હમણાં જે કાંઈ કહ્યું તે બાબતમાં મતભેદ છે જ નહિ. પરંતુ કેટલાક ભાગોમાં બે ભાષાઓ ચાલે છે. કેટલાક લોકોની જન્મભાષા હિંદી હોય અને બીજા કેટલાકની ગુજરાતી અથવા મરાઠી હોય તો એ ભાગની ગણતરી કયા પ્રાંતમાં કરવી જોઈએ એ મહત્ત્વનો મુદ્દો છે. એ ભાષાઓના પ્રકાશકોને આ પ્રશ્ન ખૂબ કઠે છે. એવી સ્થિતિમાં જો હિંદી હાથ-પગ પહોળા કરે તો તેટલા પ્રમાણમાં તેમના પેટ ઉપર પગ મૂકાય છે એવો ચોક્કસ ખ્યાલ આવે છે તે કારણે જ મેં આ પ્રશ્ન પૂછ્યો છે.

ટં: હવે સમજ્યો. મારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે હિંદીએ હાથપગ પહોળા કરીને કોઈ પણ પ્રાંતીય ભાષાના ક્ષેત્ર પર આક્રમણ ન કરવું જોઈએ. એમાં પૂછવાનું છે જ શું? આ તો ન્યાયનો સવાલ છે.

આવો જ એક બીજો પ્રશ્ન એક મિત્ર તરફથી મેં પૂછ્યો: પૂરેપૂરા મરાઠી પ્રદેશમાં રહેનાર અને સારી રીતે મરાઠી બોલનાર (ખાનગી વાતચીતમાં પણ મરાઠી વાપરનાર) લોકો મરાઠી શ્રોતાઓ સમક્ષ હિંદીમા ભાષણ કરે તો આપને પસંદ?

ટંડનજીએ હસતાં હસતાં મને પૂછ્યું: 'અજી કાલેલકરજી, આપની સામે તો આ ફરિયાદ નથી ને?"

મેં કહ્યુ: હું શું જાણું? હું તો મહારાષ્ટ્રમાં ઘણુંખરું મરાઠીમાં જ બોલું છું. જો કે મારી મરાઠીમાં પણ હવે તો ગુજરાતી અને હિંદીની બૂ આવી ગઈ છે. હા, મહારાષ્ટ્રીય શ્રોતાઓને રાષ્ટ્ર-ભાષાનો પાઠ આપવા માટે મારી 'રાષ્ટ્રીય' હિંદીમાં કદી કદી બોલું છું. જો કે લોકો રાજી હોય તો જ તેમ કરું છું.

ટં: એ તો તમે ઠીક કરો છો. તો તમે તમારા મિત્રને મારી તરફથી કહી દેજો કે મારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે મહારાષ્ટ્રી જનતા સમક્ષ મરાઠી જાણનારાઓએ મરાઠીમાં બોલવાનું જ સામાન્ય ધોરણ રાખવું જોઈએ. એમાં કશા સદેહને સ્થાન નથી. આપણે ઓછા પ્રાંતીય ભાષાઓના વિરોધી છીએ?

*  *  *

મળવા આવેલા લોકો બિચારા બેસી બેસીને થાકી ગયા હતા. તેમણે પુછાવ્યુ કે અમે ચાલ્યા જઈએ? ત્યારે જ અમે બન્ને હસતા હસતા ઊઠ્યા. તેમની પાછળ કોંગ્રેસની 'ચૂંટણી' પડી હતી જ્યારે મારી પાછળ સ્ત્રીશિક્ષણની ચિંતા. અને સંગમલાલજી તરફનો માણસ એવું પૂછવા આવ્યો હતો, કે મારામાં મહિલા વિદ્યાપીઠ જોવા જવાની ઇચ્છા હતી કે ગંગાયમુનાના સંગમસ્થાને સ્નાન કરવા જવાની શ્રદ્ધા?

●

# વાતચીત કરવાની કળા

તમે કોઈ એવા માણસની સાથે વાત કરો છો કે જેની સાથે વાત કરતાં તમે થાકો જ નહિ-જેની વાત કરો ત્યારે—Talking Company Unlimited-થાય? અને, તમને એવા માણસ પણ મળ્યા હશે કે એ જ્યારે વાત કરે ત્યારે તમને મનમાં એમ થાય કે 'હવે એ જલદી બોલવાનું પૂરું કરીને જાય તો સારું.' આવી બે વ્યક્તિની સરખામણી કરતાં, વાર્તાલાપ કરવામાં કયા ગુણો ખીલવવા લાયક છે તેનો તમને ખ્યાલ આવશે.

પહેલાં, વાતચીતના કયા કયા દોષોથી દૂર રહેવું તે તપાસીએ. નીચેના પ્રકારના લોકોની વાતોથી આપણને કંટાળો આવે છે: (૧) વચમાં બોલનારા, (૨) કડવું બોલનારા; (૩) ગુંદરિયા; (૪) વિરોધ કરનારા; (૫) વણમાગી શિખામણ આપનારા; (૬) ઊલટ તપાસ કરનારા; (૭) અપ્રિય સત્ય બોલનારા; અને (૮) અભિમાન કરનારા.

હવે આ બધા પ્રકારો તપાસીએ.

**૧ વચમાં બોલનારા**

કેટલાકને એવી ટેવ હોય છે કે આપણને પૂરું બોલવા જ ન દે. પોતે બોલવામાં ખૂબ જ વખત લે અને જ્યારે આપણે આપણી બોલવાની તકનો ઉપયોગ કરતા હોઈએ ત્યારે પણ વચમાં બોલીને આપણી દલીલ સાંભળે જ નહિ. આવા લોકો ખરેખર ત્રાસદાયક છે.

**૨ કડવું બોલનારા:**

કેટલાક લોકો વાત કરવા બેસે ત્યારે કોની સાથે વાત કરે છે તે ધ્યાનમાં રાખ્યા વિના સામા માણસની લાગણી દુખાય એવું બોલે છે. એક વખત એક ભાઈને ત્યાં એક ગાંધીવાદી અતિથિ તરીકે આવ્યા હતા. ત્યાં એ અતિથિ સાથે વાત કરતાં યજમાને કહ્યું કે કોંગ્રેસવાળાઓ લૂંટારા છે...વગેરે, કેટલીક વાર લોકો આવું જાણી જોઈને બોલે છે. પણ કેટલીક વાર સામા માણસના અભિપ્રાયની જાણ ન હોય એટલે ભૂલમાં ખોટું લાગે એવું બોલાઈ જવાય છે માટે વાત કરતી વખતે નીચેની પાંચ વસ્તુઓ બરાબર ધ્યાનમાં રાખવી—કોની સાથે વાત કરો છો, કોને વિશે વાત કરો છો, કેવી રીતે, ક્યારે, અને ક્યાં વાત કરો છો.*

**૩ ગુંદરિયા:**

આવી જાતના લોકો વિષે એક બહુ રમૂજી લેખ એક ગુજરાતી માસિકમાં પ્રસિદ્ધ થયો હતો. તેમાં ગુંદરિયાના પ્રકારો જણાવ્યા હતા. અનેક જાતના ગુંદરિયાઓ હોય છે, પણ બધામાં એક સામાન્ય તત્ત્વ એ હોય છે કે એઓ હજારો વાતો કરે છે, પણ 'હવે જઉં છું' એટલા શબ્દો કહેતા નથી. કેટલાકને પોતાનાં શારીરિક દરદોની જ વાત કર્યા કરવી ગમે છે: "ગયે વરસે મને ઉધરસ થઈ હતી, પણ તે વખતે દવે વૈદની દવા કરી તેથી ફાયદો થયો. એણે તો મને દવા ચાલુ રાખવાનું કહ્યું હતું, પણ કામે જવાનું હોય એટલે દવા ચાલુ ન રાખી શકાઈ, એટલે વળી પાછી ઉધરસ થઈ આવી છે..." આવી જાતનું ટીચણ તેઓ કરે છે. કેટલાક ઘરડા માણસોને પોતાના નાનપણના બનાવોનું વર્ણન વારંવાર કરવાની ટેવ હોય છે. કેટલાક ઉગ્ર યુવાનો રાજકીય વિષયો પર ખૂબ બોલીને કંટાળો આપે છે. હું એક ભાઈને ઓળખું છું કે જે એમ માને છે કે સામ્યવાદીઓ બહુ મોળા હોય છે, એટલે પોતાને 'એનાર્કિસ્ટ સિન્ડિકેલિસ્ટ' (anarchist syndicalist)ના મોટા નામથી ઓળખાવે છે. એમને "કેમ છો?" એમ પૂછીએ તો "મઝામાં" એમ જવાબ આપીને, પછી તરત મહાસભાની બો

---

* Five things observe with care—
To whom you speak, of whom you speak,
And how, and when, and, where.

કાઢીને રાજકીય બાબતની ચર્ચામાં ઊતરી પડે. જોસેફ એડિસન નામના અંગ્રેજી લેખકે આવી વ્યક્તિઓની બહુ ટીકા કરી છે. એક વખત એ એક ગુંદરિયાને મળ્યા ને કહ્યું, "આજની હવા તો બહુ જ સૂકી છે." એટલે તેણે જવાબ આપ્યો: "હા. ત્રીજા વિલિયમના ગાદીએ આવ્યા પછી ઇંગ્લંડમાં સારી હવા થઈ જ નથી." આમ કહીને ત્રીજા વિલિયમના રાજ્યની નિંદા કરવા પર એટલો તો ઊતરી પડ્યો કે એડિસનને બોલવાનો અવકાશ જ મળ્યો નહિ.

કેટલીક વાર ભાષણકારો પણ સમજી શકતા નથી કે શ્રોતાજનો કંટાળી ગયા છે, અને પોતે બોલવાનું ચાલુ રાખી ઘણો વખત લે છે. મહાત્મા ગાંધીજીએ ઇંગ્લંડમાં કહ્યું હતું તેમ હિંદીઓ ભાષણ કરવા માંડે ત્યારે સમયનું ભાન રાખતા નથી, અને ગોળમેજી પરિષદમાં એ દોષ સુધારવાની કેળવણી આપવા માટે એમણે ઇંગ્લંડના મુખ્યપ્રધાન રામ્સે મેક્ડોનલ્ડનો આભાર માન્યો હતો.

### ૪. વિરોધ કરનારા

કેટલાકને એવી ટેવ હોય છે કે આપણે જે કહીએ તેનાથી ઊંધું જ કહે. આપણે કહીએ કે દારૂનિષેધથી ફાયદો થયો છે તો તેઓ કહેશે કે એનાથી કેટલા દારૂના દુકાનદારોની પાયમાલી થઈ છે, સરકારને વધારે કર નાખવો પડ્યો છે, મહાસભાની વિરુદ્ધ ઘણા લોકો થઈ ગયા છે, અને એકંદરે, દારૂનિષેધનો સુધારો ઘણો જ ભૂલભરેલો છે. કોઈ સાંજે તમે એકલા હો અને આવા માણસની સાથે તમારે ફરવા જવાનો વિચાર હોય તો ભૂલેચૂકે પણ એમ ન કહેતા, 'ચાલો, આવો છો ફરવા?" કારણ કે એમ કહેશો તો તરત જવાબ મળશે: "ના, મારે નથી આવવું." પણ જો તમે એમ કહેશો કે "આજે વાદળાં છે એટલે ફરવા જવાનું મન થાય એમ નથી." તો એ કહેશે: "મારે તો ફરવા જવું છે."

એક વખત એક માણસ ખચ્ચરની ગાડી હાંકતો તળાવ પાસે આવ્યો, અને તેણે ગાડી ઊભી રાખી. થોડા વખત પછી ગાડી ચલાવવા પ્રયત્ન કર્યો, પણ ખચ્ચર ચાલે જ નહિ. એટલે એ ગાડી પરથી ઊતર્યો અને ખચ્ચરના મોં પાસેની લગામ જોરથી આગળ ખેંચવા માંડી. પણ એ જેમ આગળ ખેંચે તેમ ખચ્ચરે પાછળ જવા માંડ્યું, અને ગાડી લગભગ તળાવની કોર પર આવી પહોંચી. એટલામાં ત્યાંથી એક બાઈ જતી હતી તેણે આ દૃશ્ય જોઈને ગાડીવાળાને કહ્યું: "તમને ખચ્ચર જેવાં પ્રાણીઓ પાસેથી કેમ કામ લેવું તે આવડતું નથી." એમ કહીને એણે ગાડી પાછળ ખેંચવા માંડી એટલે તરત ખચ્ચરે આગળ ખેંચવા માંડ્યું અને ગાડીવાળાની મુશ્કેલી દૂર થઈ! આવા ખચ્ચરના ગુણવાળા માણસો પણ વસે છે, અને એ દુર્ગુણ જાણ્યે અજાણ્યે આપણામાં ન આવે તે માટે આપણે બધાએ ખાસ સાવધ રહેવું ઘટે છે.

### ૫. શિખામણ આપનારા

કેટલાક લોકોને સામાને શિખામણ આપવાની બહુ ટેવ હોય છે. 'હવે તમે ખાદી પહેરવાની શરૂ કરો;' 'આ ઘર તમને નાનું પડે છે માટે ઘર બદલો;' તમારો દરજી સારાં કપડાં નથી સીવતો, એટલે અમારા દરજીને આપો.' વગેરે અનેક વણમાગી શિખામણો આપણને આપે છે. આવી શિખામણોની અસર નથી થતી એટલું જ નહિ, પણ ઊલટું શિખામણ આપનારાઓ અપ્રિય થઈ પડે છે.

આવી શિખામણોનું એક દૃષ્ટાંત માર્ક ટ્વેઇન નામના હાસ્યરસિક લેખકે આપ્યું છે. એને એક વાર શરદી થઈ હતી અને એટલા બધા ઉપચારો જુદા જુદા માણસોએ બતાવ્યા કે તે અજમાવતાં એની શરદી ઘટવાને બદલે વધી. 'હાસ્યમંદિર'માં સદ્‌ગત રમણભાઈ નીલકંઠે વર્ણન કર્યું છે કે એક જણને આંજણી થઈ હતી ત્યારે એને જુદા જુદા માણસો તરફથી ઘણા ઉપચારો સૂચવવામાં આવ્યા હતા, પણ એ કશાથી એને ફાયદો થયો નહિ જ્યારે લોકો આવા ઉપચારો બતાવે છે ત્યારે આપણે તેને અજમાવીશું જ એવી ખાતરી આપણી પાસેથી લે છે, અને વળી કેટલાક તો તેથી વધીને ક્યા વૈદ્ય કે દાક્તર પાસે જવું એ બધાની વિગતવાર સૂચનાઓ આપે છે.

કદાચ, કોઈ વાચકને લાગશે કે શિખામણ આપવી એ પરોપકારની વાત છે અને તેથી બીજાને મદદ થઈ શકે. પણ એમાં વિવેક રાખવાની જરૂર છે. ઉપદેશો ન દાતવ્યો યાદ્દશે તાદ્દશે જને। વગર વિવેકે સામાની સાથેના સંબંધ વગેરેનો વિચાર ન કરતાં આપણે આપણને એટલા મોટા શું કરવા માનવા કે આપણી દૃષ્ટિએ દેખાય તે જ સાચું? વળી શિખામણને લીધે કડવાશ ઉત્પન્ન થતી હોય તો એવી શિખામણ આપવાની જરૂર શી છે?

રસ્તા પર જતાં કોઈ માણસના બૂટની દોરી નીકળી ગઈ હોય, અને તમે પરોપકારાર્થે એને બૂટની દોરી બાંધી લેવાનું કહો તો તમારો આભાર માનવાને બદલે 'મારા બૂટની દોરી નીકળી ગઈ છે એમાં તમારે શું કરવા ડહાપણ કરવું?' એવા અર્થની દૃષ્ટિ તમારી સામે ફેંકી તે ચાલ્યો જશે.

દુનિયામાં શિખામણ લેવા ઇચ્છનારાઓ કરતાં આપવા ઇચ્છનારાઓની સંખ્યા ઘણી વધારે છે. જેઓને સૌથી વધારે શિખામણની જરૂર છે એને તે સૌથી ઓછી ગમે છે. अप्रियस्य च पथ्यस्य श्रोता वक्ता च दुर्लभः।

પણ કોઈ કહેશે કે આપણી સલાહ માગવા આવે ત્યારે પણ ન આપવી? ના, કારણકે ઘણી વાર લોકો સલાહ માગે છે ત્યારે એ જે કામ કરવા ઇચ્છતા હોય તેનું અનુમોદન સાંભળવા જ ઇચ્છતા હોય છે. એડિસન કહે છે કે અમુક વ્યક્તિને પરણવા ઇચ્છતી સ્ત્રી એના લગ્નનાં કપડાં ખરીદે છે અને ત્યાર પછી જ એને પરણવું કે નહિ તે વિષે મિત્રોની સલાહ પૂછે છે. ધારણા પ્રમાણે સલાહ ન આપતાં કેવું ભયંકર પરિણામ આવે છે તેનો એક દાખલો આપું. હિપાર્કસ નામના એક ગ્રીકને પોતાથી ઘણા નીચા દરજ્જાની સ્ત્રી સાથે લગ્ન કરવું હતું, એટલે તે બાબતમાં એણે એના મિત્ર ફિલેન્ડરની સલાહ પૂછી. ફિલેન્ડરે પોતાનો પ્રામાણિક અભિપ્રાય આપ્યો અને એ સ્ત્રી હિપાર્કસને પરણવા તદ્દન નાલાયક છે એમ ભારપૂર્વક જણાવ્યું. આથી હિપાર્કસ ગુસ્સે થયો, અને તે જમાનાના રિવાજ પ્રમાણે, તેણે બીજે દિવસે ફિલેન્ડર સાથે દ્વંદ્વયુદ્ધ કર્યું અને એને મારી નાખ્યો. આવી જ જાતના એક બીજા પ્રસંગે સીલિયા નામની એક છોકરીએ એના પ્રેમીને વિષે એની સખીની સલાહ પૂછી. સખીએ બહુ જ નિખાલસતાથી અભિપ્રાય આપ્યો, પણ એને વધુ બોલતી અટકાવીને સીલિયાએ કહી દીધું કે એણે તો એની સાથે પંદર દિવસ પર છાનાં લગ્ન કરી દીધાં હતાં!

### ૬. ઊલટ તપાસ કરનારા

કેટલાકની સાથે વાત કરીએ છીએ ત્યારે કોઈ કોર્ટમાં આપણે સાક્ષી હોઈએ અને આપણી ઊલટ તપાસ થતી હોય એવો અનુભવ થાય છે. આપણા પર પ્રશ્નની પરંપરા વરસે છે. આપણને પૂછાતા પ્રશ્નો ન ગમતા હોય, અને આપણે અણગમો સભ્ય રીતે વ્યક્ત કરવાનો પ્રયત્ન કરતા હોઈએ તે છતાં એ પ્રશ્નધારા અટકતી નથી. 'તમે પરણેલા છો?' 'કેટલાં છોકરાં છે?' 'શી નોકરી કરો છો?' 'શો પગાર મળે છે?' 'ક્યાં રહો છો?' 'બંગલો તમારો પોતાનો છે?' વગેરે સવાલોના જવાબો અનિચ્છાએ આપણને આપવા પડે છે. જેની સાથે જરાએ ઓળખાણ ન હોય, અથવા બહુ જ થોડી ઓળખાણ હોય તેઓ આવા અંગત પ્રશ્નો શી રીતે પૂછી શકતા હશે?

ઇંગ્લંડમાં અંગત પ્રશ્નો પૂછવા એ ઘણું જ અસભ્ય ગણાય છે ત્યાં તો 'તમારું શું નામ છે?' અથવા 'તમારી ઉમર કેટલી?' એ પ્રશ્નો પણ અંગત ગણાય, અને પૂછવા માટે અયોગ્ય ગણાય. આ તો આપણને વધારે પડતું લાગે. પણ આપણી ટ્રેનોમાં ઉતારૂઓનો અંગત પ્રશ્નોનો ત્રાસ આપણા સમાજના જાહેર અભિપ્રાયથી નાબુદ થાય એ ખરેખર ઇચ્છવા યોગ્ય છે.

### ૭ અપ્રિય સત્ય બોલનારા

કેટલાક લોકો એમ માને છે કે જે એમના મનમાં આવ્યું તે એમણે કહી જ દેવું જોઈએ. આમ

કરવાથી એમને ઘણા શત્રુઓ થાય છે. તેઓ એમ માને છે કે કાણાને કાણો કહેવો જ જોઈએ અને એ ગુણને તેઓ નિખાલસતા કહે છે, અને તેમ ન કહે તો દંભ કર્યો કહેવાય એમ તેઓ માને છે. દાખલા તરીકે, કોઈ મિત્રને ત્યાં જમવા ગયા હોય અને શાકમાં મીઠું વધારે હોય તો તેઓ માને છે કે 'શાક ખારું છે' એમ કહેવાનો આપણો ધર્મ છે અને મૂંગા રહીએ તો તે દંભ કર્યો કહેવાય. પણ એવી ટીકા કરવાને બદલે જે વસ્તુ સારી થઈ હોય, જેમકે ભજિયાં, તો તે 'સારાં થયાં છે' એમ કહીએ એમાં અસત્ય અથવા દંભ ક્યાં છે? વળી અપ્રિય હકીકત પણ વિવેકભર્યા શબ્દોમાં કહી શકાય :

"આંધાને અંધો કહે, લાગે કડવા વેણ
ધીમે ધીમે પૂછીએ, કેમ ગયા તુજ નેણ."

सत्य ब्रूयात्, प्रिय ब्रूयात्, न ब्रूयात् सत्यमप्रिय ।

સત્ય બોલવું, પ્રિય બોલવું, પણ અપ્રિય સત્ય ન બોલવું, એનો અર્થ એમ નથી થતો કે, અપ્રિય સત્ય બોલવાનો વખત આવે ત્યારે આપણે સત્ય ન બોલતાં અસત્ય બોલવું. પણ જ્યાં જરૂર ન હોય ત્યાં અપ્રિય સત્ય ન બોલવું એક વખત એક ગૃહસ્થ કોઈ પારસીને ત્યાં મળવા ગયા. તે વખતે એ પારસી ભાઈ હજામ આવવાની રાહ જોતા હતા, પણ તેને બદલે આ ગૃહસ્થ આવ્યા એટલે એમને કહ્યું : "માફ કરજો, પણ મે તમુને હજામ જાનિયા." આ અપ્રિય સત્ય કહેવાની કંઈ જરૂર હતી?

જ્યારે કોઈ બનાવ બન્યો હોય અને તે વિષે અપ્રિય ટીકા કરવાનો સંભવ ઉત્પન્ન થાય ત્યારે તે જ બનાવનું કોઈ સારું સ્વરૂપ હોય તો તે જોવાનો પ્રયત્ન કરવો, અને તે બાબતમાં તેનાં યોગ્ય વખાણ કરવાં. સંસ્કૃત કવિઓની માન્યતા પ્રમાણે દૂધ અને પાણીનું મિશ્રણ કર્યું હોય તો તેમાંથી હંસ દૂધ જ ગ્રહણ કરે છે (હંસક્ષીર વિવેક ન્યાય). તેમ ગમે તેવા બનાવમાંથી પણ સારા તત્ત્વ પર દૃષ્ટિ રાખવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. એક વખત જીસસ ક્રાઈસ્ટ એમના શિષ્યો સાથે એક રસ્તા પરથી પસાર થતા હતા તે વખતે રસ્તા પર એક કૂતરાનું મુડદું પડ્યું હતું. શિષ્યોએ 'કેવી દુર્ગંધ આવે છે!' 'કેવું ગંદું દેખાય છે!' વગેરે ટીકાઓ કરી પણ ક્રાઈસ્ટે કહ્યું : "એના દાંત કેવા સફેદ અને સુંદર છે!" આમ કહેવામાં ક્રાઈસ્ટ અસત્ય બોલ્યા કહેવાય?

સભ્યતાની ખાતર આપણે અસત્ય ન જ બોલીએ, પણ મનમાં આવતા બધા વિચારો દર્શાવવા એ તો અસભ્યતા જ કહેવાય. એમ કરવામાં આવે તો દુનિયામાં રહેવું બહુ આકરું થઈ પડે. શ્રી ધનસુખભાઈએ '.પ્રતિમાની પ્રતિજ્ઞા' ની વાતમાં અપ્રિય સત્ય કહેવાના ગેરફાયદાઓ બતાવ્યા છે એ વાતમા પ્રતિમા નામની છોકરીએ પ્રતિજ્ઞા લીધી હતી કે જે મનમા આવે તે સત્ય હકીકત કહી જ નાખવી. આ પ્રતિજ્ઞાને લીધે એને અનેક મુશ્કેલી નડી હતી ને એ પ્રતિજ્ઞા પાછી ખેંચી લેવી પડી હતી. કોઈ ભાષણકર્તાનું કથન આપણને કંટાળો આપતું હોય પણ એટલા માટે 'બેસી જાઓ, બેસી જાઓ, તમને ઊંચકીને ફેંકી દેવાનું મન થઈ જાય છે' એમ કહેવું એ મૂર્ખાઈ ભરેલું ગણાય. કોઈ ગવૈયાનું ગાયન આપણને પસંદ પડ્યું ન હોય તો એનાં વખાણ ન કરીએ, પણ ગાયન માટે એનો આભાર માનીએ એમાં જ આપણી સભ્યતા છે. આ દૃષ્ટિબિંદુ ફેરવવાનો સવાલ છે. એક વખત અમેરિકાના પ્રખ્યાત ધનિક રોકફેલરે એક માણસને દક્ષિણ અમેરિકામાં વેપાર કરવા મોકલ્યો. એ માણસની કશી ભૂલ ન હોતી તે છતાં વેપારમાં કમનસીબે દસ લાખ ડૉલરની ખોટ આવી તે વખતે એ માણસને ધમકાવવાને બદલે એ ખોટ બાદ જતા રહેલી બચત તરફ નજર રાખી રોકફેલરે એને કહ્યું : "તમે સાઠ ટકા જેટલા પૈસા બચાવી શક્યા છો તે માટે હું તમને ધન્યવાદ આપું છું. તમે બહુ સરસ કર્યું."

અપ્રિય સત્ય કહેવાથી બોલનારને તે કહ્યાનો સંતોષ માત્ર થાય છે, પણ તે સિવાય એને બીજો

કાંઈ ફાયદો થતો નથી. ઊલટું, કેટલીક વાર એવા સવાલોનાં માઠાં પરિણામ આવે છે.

### ૮. અભિમાન કરનારા

કેટલાક આપણી સાથે વાત કરે ત્યારે આપણે ક્ષુદ્રતમ જંતુ હોઈએ અને પોતે બહુ જ મોટા હોય એમ તેઓ આપણી સાથે વર્તે છે. એમની વાતોમાં એમની મોટાઈનું જ વર્ણન હોય છે: "કાલે મારે ગવર્નરને મળવાનું છે; પરમ દિવસે જાહેર સભામાં મારે પ્રમુખ થવાનું છે; વળી સાંજે મારા મિત્ર સર રુસ્તમજી ઇંગ્લંડથી આવવાના છે......વગેરે." આવી વાતોથી આપણા પર મોટાઈની છાપ પાડવા તેઓ પ્રયત્ન કરે છે, પણ તેમાં તે નિષ્ફળ જાય છે. એમની સાથે વાત કરતી વખતે આપણે મનમાં કહીએ છીએ કે "ભલેને તમારી જાતને તમે ગમે તેટલા મોટા માનતા હો, પણ તેથી હું મને તમારાથી જરાએ ઊતરતો ન ગણું."

કેટલાકનો આડંબર હાસ્યાસ્પદ હદ સુધી પહોંચી જાય છે. એક વખત કેટલાક મિત્રો સેકન્ડ ક્લાસના ડબ્બામાં સાથે બેઠા. થોડા જ વખતમાં એમાંના એક કોઈના પૂછવા વગર કહ્યું: "સાધારણ રીતે હું ફર્સ્ટ ક્લાસમાં બેસું છું, પણ આજે જ સેકન્ડ ક્લાસમાં બેઠો છું." આવી રીતે બીજા કરતાં પોતે ચડિયાતા છે એમ બતાવવાથી શો ફાયદો? અને ખાસ નોંધવા લાયક હકીકત તો એ છે કે એ ભાઈનો પહેલા વર્ગનો પાસ ગ્રાંટરોડથી ચર્ચગેટ એટલે ત્રણ લોકલ સ્ટેશન વચ્ચેનો જ હતો.

કેટલાકને અસંગત વાત કરીને પણ પોતાની મોટાઈ દેખાડવાનો શોખ હોય છે. એક વખત એક બહેને એમનું બેડમિંટનનું રેકેટ એક ભાઈને બતાવ્યું. એ જોઈને, ભાઈએ કહ્યું કે સરસ છે એટલે તે બહેન તરત જ બોલી ઊઠયાં: "બાર રૂપિયાનું છે." આ કિંમત કહેવાની કંઈ જરૂર હતી?

એક વખત એક પારસી શેઠને ત્યાં કોઈ મળવા આવ્યું. મળવા આવનાર માણસે પૂછ્યું: "શેઠ છે કે?" એટલે એમનાં પત્નીએ જવાબ આપ્યો: "હમણાં જ રૂપાના પ્યાલામાં પાણી પીને મોટરમાં બેસીને બહાર ગયા."

કોઈ આપણને કેટલા વાગ્યા એમ પૂછે એના જવાબમાં આપણે કહીએ કે "મારી સોનાની રેડિયમવાળી ઝેનિથ ઘડિયાળમાં ચાર વાગ્યા છે" તો કેવું હાસ્યાસ્પદ લાગે?

આ બધા દોષો વાર્તાલાપમાં ન આવી જાય તે માટે દરેક માણસે ખૂબ સાવધાન રહેવું જોઈએ અને તેને માટે નાનપણથી જ તાલીમ લેવી જોઈએ.

વાર્તાલાપ દરમિયાન બીજાને આકર્ષવા માટે કયા ગુણો ખીલવવા જરૂરી છે તે આવતા અંકમાં જોઈશું.

અપૂર્ણ]

સતીશચંદ્ર મ. દેસાઈ
એમ. એસસી. (લંડન); બારએટલૉ.



## અટૂલો

એકાકી આ વાદળ શો, અટૂલો
હું ચે ભમી જીવન-વ્યોમ, મ્હારું
સર્વસ્વ સંજીવન સીંચી, કાં ના
વેરાનનાં અંતર તપી ઠારું?

'નૈતમ.'

# મામાને ઘેર

સ્ટેશનને થયાં હજુ બે વર્ષ થયાં હતાં. ગામની નિશાળના મહેતાજી છોકરાંને ભણાવવા ઉપરાંત દિવસમાં બે વખત આવતી ટ્રેનને વખતે સ્ટેશન માસ્તર તરીકે કામ કરતા. હું ડબ્બામાંથી ઊતરતો હતો ત્યાં જ તેમણે મારી પાસે આવીને દયામણે ચહેરે ટિકિટ માટે હાથ લંબાવ્યો. તેમની આંગળીએ તેમનો પાંચેક વર્ષનો છોકરો ટિકિટ ચેક કરવાનું લોઢાનું પકડ, ફક્ત ટિકિટમાં કાણાં પાડવા કરતાં કાંઈક વધારે ઉપયોગ માટે સરજાયું છે એમ બતાવવા ખાતર, તેનો રમકડાં તરીકે ઉપયોગ કરી રહ્યો હતો. મારી ત્રીજી ટિકિટ મળવાથી કોઈ ઠોઠ વિદ્યાર્થી પરીક્ષામાં ધાર્યા કરતાં વધારે માર્ક્સ મળવાથી આશ્ચર્ય સાથે જે સુખની લાગણી અનુભવે છે તેવી જ લાગણીનો અનુભવ કરવા લાગ્યા. હું ઊતરી ગયો એટલે ડબ્બાનું બારણું બંધ કરી, સ્ટોપર દઈ, ટ્રેનને ઊપડવાની સંજ્ઞા બતાવવા, લીલો વાવટો નહિ હોવાથી અથવા કદાચ હશે છતાં ઘેર કોઈ બીજા ઉપયોગ માટે રોકાઈ ગયો હશે તેથી, કોઈ માંદા માણસના મોઢા ઉપરથી માખીઓ ઉડાડતા હોય તેમ બેત્રણ વખત હાથ હવામાં વીંઝયો અને ટ્રેઈન ઉપડી.

આમ તો દરેક વેકેશને જાઉં ત્યારે મામા તેમના કારકુન નરસિંહભાઈને કોઈ વેરે પકડેલ કણબીના ઉજળા ફૂલ જેવા ગોદડા પાથરેલ ગાડા સાથે સ્ટેશને મોકલે જ. પણ આ વખતે જ મારું પોસ્ટકાર્ડ વખતસર મળ્યું નહિ હોય તેથી, કોણ જાણે કેમ પણ ગાડીમાંથી નીચે પગ દેતાં જ 'પુગી ગયાને ભાણાભાઈ! ઉ તો સારી પેરે ને! ઓહો! બહુ કાહુ ઠરી ગયા!' વગેરે નરસિંહભાઈના જે સંબોધનોની આશા રાખી હતી તેમાંના એકે ય સાંભળવા ન મળ્યા.

સૂર્ય હમણાં જ આથમ્યો હતો. અરણીના ચોરાની ધજા બે માઈલ દૂર જ્યાં સ્પષ્ટ દેખાતી હતી. સ્ટેશને વાહનમાં એક રેંકડો મળી શકતો હતો તે પણ આજે ગામના મુખી પટેલની દીકરી આણું વળીને આવતી હોવાથી ન મળી શક્યો.

પગે ચાલીને જવા સિવાય બીજો ઉપાય નહોતો. મેં ચાલવા માંડ્યું. દીવા થાય તે પહેલાં તો અરણી પહોંચી જવું હતું. સાથે સામાનમાં તો થેલી સિવાય બીજું કાંઈ નહોતું એટલે તે બાબત તો મુશ્કેલી નહોતી રસ્તો તદ્દન નિર્જન હતો. ચકલું યે ફરકતું નહોતું. સાથે કોઈ વાત કરવાવાળું હોય તો રસ્તો જલદી ખૂટે એમ કહેવાય છે તેથી તેનો પ્રયોગ કરી જોવા કોઈ માણસ મળી જાય તો સારું એમ થયું. થોડું ચાલીને વોંકળામાં ઊતરવું પડતું હતું. વોંકળાની બન્ને બાજુની ઊંચી ભેખડો અને વચ્ચેની સાંકડી કેડીની કલ્પનાએ સહેજ થરથરાટી ઉત્પન્ન કરી. કોઈ સથવારાની જરૂર હવે ખરી જણાઈ. આગળ પાછળ નજર ફેંકી પણ કોઈ મળ્યું નહિ.

આગળ ચાલતાં રસ્તાએ વળાંક લીધો ત્યાં સંધ્યાના ઝાંખા ઉજાશમાં થોડે દૂર કોઈ જતું દેખાયું. હવે મનમાં શાંતિ થઈ કે કોઈ સાથ પુરાવે તેમ છે. ખરું. પહેલાં તો વિચાર કર્યો કે તેને અવાજ કરી ઊભો રાખી સાથે થઈ જાઉં. પરંતુ મારો સાદ તેના કાનને પહોંચી શકવાને અસમર્થ હતો. મેં ઝડપથી ચાલવા માંડ્યું છતાં તેની અને મારી વચ્ચે અંતર સરખું ને સરખું જ રહ્યું. તેની ચાલવાની ઝડપ ઘણી જ સારી હોય તેમ લાગ્યું. છેવટે મારે દોડવું પડ્યું.

નજીક ગયો તેમ ખેતરેથી પાછા વળતા ખેડૂત જેવો તે લાગ્યો. તેને માથે તાજા જ વાઢેલા મકાઈના પૂળાની નાની ભારી હતી અને ખંભે લાંબી લાકડી આડી રાખી હતી તેને છેડે મેલુંઘાણું કાળું પોટલું લટકતું હતું. તેની ચાલમાં કોઈ સ્વજનને મળવાની આતુરતા હતી.

મારા બૂટનો અવાજ સાંભળી તેણે પાછળ જોયું. હું પણ જાણે ઘણા વખતનો પરિચય હોય તેમ તેના સામું જોઈ રહ્યો. જવાબમાં તેણે મીઠું હાસ્ય કર્યું.

'આમ ક્યાં લગી?' એણે પૂછ્યું.

'અરણી.'

'ઠીક ઠીક.'

'તમે?' મેં પૂછ્યું.

'હું ય અરણી.'

'ખેતરેથી આવતા હશો?'

'ના, રે; અમારે ખેતર કેવું?'

'તમે ખેડૂત નથી?' મેં પૂછ્યું.

'ના બાપ.'

'ત્યારે?'

'મેર છીએ.'

થોડો વખત વાતચીત વગર પસાર થયો. રસ્તા પર ઠંડો પવન ફૂંકાવો શરૂ થઈ ગયો હતો. મફલર સરખું કરતાં મેં પૂછ્યું:

'ગામ કેટલું દૂર હશે?'

'હજી તો બે ખેતરવાં મારગ કાંડ કાપ્યો છે.'

બાકીનો રસ્તો કેમ કપાશે તેનો હું વિચાર કરવા લાગ્યો. પૂછવા ખાતર જ મેં પૂછી નાખ્યું:

'અરણીમાં શું કામ કરો છો ?'

'અરણી નથી રે'તો.'

'ત્યારે કયાં રહો છો?'

'રહું છું તો ડોકામરડીને નેસડે.'

'ત્યારે અરણી જવાનું કેમ થયું?'

વાત આગળ વધારવા મેં પૂછવું ચાલુ રાખ્યું.

છેલ્લા પ્રશ્નનો જવાબ તેણે ન આપ્યો. જાણે કે મેં પૂછ્યું જ નથી એમ તેણે ચાલ્યે રાખ્યું. થોડી વારે મેં તેના સામું જોવાથી એકાએક પૂછેલો પ્રશ્ન યાદ ન આવ્યો હોય તેમ કહ્યું:

'હા, અરણીને? હં. અમસ્તુ ઈતો. અમારે ગરીબ માણસોને તો જ્યાં શેર.બાજરી જડે ત્યાં જવું.'

તેણે એક ઊંડો નિસાસો નાંખ્યો.

તેનો અવાજ પવનના ઝીણા સુસવાટ સાથે બરાબર મળી ગયો. તેના સફેદ નેણ ઊંડી ઊતરી ગયેલી વૃદ્ધ આંખો ઉપર ઊતરી આવ્યા.

મને લાગ્યું કે તેના અરણી જવામાં કંઈ રહસ્ય [illegible]

'પણ કંઈ વર્ક—કામ વગર કોઈ થોડું ક[illegible] જાય છે?'

'જાય ભાઈ જાય.'

મને જરા હસવું આવ્યું.

'તમે પણ કેવી વાત કરો છો? ઉદ્દેશ વગ[illegible] માણસ કાંઈ કામ નથી કરતો.'

'ઈ બધું ઠીક છે. હવે તો કળજગ છે ને ભાઈ!

'કલજગ'ને અને કામને તેના બોલવા પ્રમાણે શો સંબંધ હશે તે હું ન સમજી શક્યો. કુતૂહ[illegible] વૃત્તિથી મે પૂછ્યું.

'શું ત્યાં દૂધ વેચવા જાઓ છો?'

'ના, ભાઈ.'

'ત્યારે શું કામ તે તો તમે કહેતા નથી.'

'વાત જાવા દોને સાહ્યબ. તમે ય...'

'ના, ના; વાત તો કરો. એમાં શો વાંધો છે!'

'વાંધો આંધો તો કાંઈ નહિ.'

'બસ, તો પછી બોલતા કેમ નથી?'

'પેટમાં રાખવાની વાત છે. આ તો તમે સાચા લાગો છો તે કહું છું.'

'તમે તમારે બેફિકર રહો ને.'

'મારી ગાય છે. આંહીંના મામલતદારને ઘેર. શું સમજ્યા?'

'હા, તમે વેચી હશે'

'ના, ભાઈશાબ ના; નેસડે બાંધી'તી. મામલતદાર સાહેબના પટાવાળાની બદનજર થઈ, એને દેખીને પરાણે છોડી ગ્યા.'

'પરાણે છોડી ગયા?'

'હા બાપ. પણ એમાં એનો ય શો વાંક? ભલ ભલાની નજરું ઠરી રહે એવી ગાય હતી. એને જોઈને શેર લોહી ચડે. બીજું વેતર હતું પણ જુઓ તો જાણે કે હાથી ઊભો. કાબરી તો મારે કાબરી જ હતી. એનાં વખાણ શું કરું? અડખે પડખેના પાંચપચ્ચી

ગાઉમાં તો એની જોડ નહોતી. દીકરી કરતાં સારી પેઠે રાખી હતી. માનશો વાત ?'

'સાચું. પણ પરાણે એ લઈ જ ન શકે. તમે કાયદેસર તેની સામે...'

'પણ મારા કરમમાં જ નહિ લખી હોય એમાં કોઈ શું કરે ? છોડી તો ગયા પણ મારું જીવતર બગાડતા ગયા.'

અંધારું થતું જતું હતું છતાં તેની આંખમાં આવેલ જળજળિયાં દેખાયા વગર ન રહ્યા.

'કેમ શું ?' મેં પૂછ્યું.

'આ તે દિ'ની ઘડી ને આજનો દિ ' આ પુનમે વરસ દિ' થાશે પૂરું. પણ મેં કોળિયો ધરાઈને ધાને નથી ખાધું. રોટલાનું બટકું મોઢામાં નાખું છું ને ડૂચા વળે છે. માનશો વાત ?'

'હા. બની શકે.'

'આ રોટલા ભેળા લીધા છે ને,' લાકડીને છેડે ભરાવેલ પોટકું બતાવતાં કહ્યું, 'તે એના કાનમાંથી બગાને ઈંનડિયું વીણી કાઢીને પછી નિરાંતે પડખે ખાવા બેસીશને તયે ગળે ઊતરશે.'

'આ લીંબુ એને માટે લઈ જાઓ છો ?'

'જ્યાં લગણ મારી પાસે હતી ત્યાં લગણ લીંબુ ખવરાવીને જ ઉછેરી હતી. હું મારે કોક દિ' ભૂખ્યો સૂઈ રહું, બાકી એને બાપડીને લીંબા વિના બીજી ચીજ નથી બનાવી. આ તે દિ'ની બીજી ગમે ઈ ચીજ નીરો પણ કોઈને અડવાવાળી નહિ.'

'એમ !'

'હા, બાંગિબ. મામલતદારસાહેબને ત્યાં તો દાણના ઘરની પૂનાઈ છે જીવ ભૂખે મરે એમ નથી. ઈ વાતની તો મારા જીવને ટાઢક છે. પણ મને દેખ્યા વિના એક તણખલું ય મોઢામાં નથી નાખતી. મારો હાથ ફર્યા એટલે જાણે ધરાઈને ઊઠી. પશુને બિચારાને બોલવું છે થોડું ?'

એટલામાં ગામની બહાર આવેલા રામમંદિરની ઝાલરનો અવાજ સંભળાયો અને નદી ઊતરી ઝાંપામાં પેસતા એ વૃદ્ધ માણસ ક્યાં અને ક્યારે જુદો પડી ગયો તેની ખબર રહી નહિ.

શેરીમાં મામાનો ચંદુ અને હીરા રમતા હતા ત્યાંથી મને જોઈને 'પ્રવીણભાઈ, પ્રવીણભાઈ' કરતાં વળગી પડ્યાં અને ડેલીની અંદર પેસતાં જ મામી રવિવાર હોવાથી કાગળ હજુ મળ્યો ન હોવાથી પગે ચાલતાં આવવું પડ્યું તે માટે ઘણી જ દિલગીરી દર્શાવતાં વાળુ માટે તૈયારી કરવામાં ગુંથાયાં.

જમીને બહાર ઓશરીમાં આવ્યો ત્યારે મામાનો પટાવાળો ઢોલિયા ઉપર ગાદલું બિછાવી રહ્યો હતો. પગથિયા પાસેની થાંભલીને અઢેલીને વાળંદ પગચંપી કરવા તૈયાર બેઠો હતો. સોપારી ખાતો હતો ત્યાં ગામના મુખી પટેલને ઘેરથી માણસ આવીને કહે

'ચાલો ભાણાભાઈ, સત્યનારાયણ ભગવાનની કથા સાંભળવા.'

આગલા દિવસનો ઉજાગરો હોવાથી અને બે માઈલ ચાલ્યો હોવાથી આંખ અને પગ બન્નેએ જલદી સૂઈ જવાની નોટિસ ક્યારની આપી દીધી હતી તેથી મારે આ આમંત્રણનો ખેદ સહિત અસ્વીકાર કરવો પડ્યો. પગચંપી કરવાને તૈયાર બેઠેલા વાળંદને પણ મારા પગ નહિ મળવાથી નિરાશ થઈને ઘેર જવું પડ્યું.

થોડી વારમાં ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

કોણ જાણે કેમ પણ રાતમાં ઓચિંતી આંખ ઊઘડી ત્યારે અર્ધનિદ્રામાં ફળિયામાં છાપરા હેઠળ બાંધેલી ગાયના પગ આગળ કોઈ ખોબો મોઢે માંડીને બેઠું હોય તેવું લાગ્યું અને ગાયના આંચળમાંથી દૂધની શેડો છૂટીને એની મેળે પેલા ખોબો ધરી બેઠેલા માણસના મોઢામાં પડતી હોય તેવો આભાસ થયો. એકને એક પડખે ક્યારનો સૂતો હતો તેથી પડખું તપી ગયું હતું તેથી બીજી બાજુ પડખું ફર્યો. આંખ મીંચાણાને થોડી વાર થઈ હશે ત્યાં ધબ્બ દેતોને ડેલીની છીંડી બહાર અવાજ થયો અને હું ઝબકીને જાગી ગયો. ખીંટીએ ટીંગાતી પેન્ટમાંથી ટોર્ચ કાઢીને જોયું તો ફળિયામાં ગાય મકાઈનું રાડું ચાવતી બેઠી હતી.

ગોદડું માથા સુધી ખેંચીને હું સૂઈ ગયો.

'વિરંચી'

# શ્યામ

[ શ્રી. સાને ગુરુજી ]

## ૧૦

## પથ્થરના દેવ

**પૂનામાં** આવી હું ક્રિકેટ જોતાં શીખ્યો. જુદી જુદી નિશાળો વચ્ચે મૅચો ગોઠવાતી. ભાઈ ને તેના મિત્રો એ જોવા જતા. તેમની સાથે હું પણ જતો. હરીફાઈઓ ખૂબ જ તીવ્ર બનતી. અનેક દંતકથાઓ પણ પ્રચલિત બનતી. છોકરાઓ વાતો કરતા; 'સ્ટંપ નીચે કિન્નરે માસ્તરે મંતરેલાં લીંબૂ દાટયાં છે, તેથી એમની નિશાળ છતી.' આ પ્રકારની અનેક વાતો છોકરાઓ કરતા. હું નિશાળે જતો નો'તો. કોઈ પણ નિશાળ પ્રત્યે મને પક્ષપાત પણ નો'તો, હું તટસ્થ રહેતો. ક્રિકેટની રમત જોતી વખતે એક જ વસ્તુ તરફ સદાયે મારું ધ્યાન રહેતું—એટલે મ્હસોબાની પૂજા.

ઠેકઠેકાણે વિદ્યાર્થીઓ 'મ્હસોબા' તૈયાર કરતા. પથરા પર કોઈક લાલ શાહી રેડતા, કેટલાક લાલ ચાક વડે પથ્થરનું માથું રંગતા. પથ્થરને લાલ બનાવ્યા સિવાય એના દેવ શી રીતે બની શકે? મ્હસોબા તૈયાર થાય એટલે છોકરાઓ ફૂલપાન તોડી લાવે. મ્હસોબાની પૂજા માટે ફૂલપાનની જરૂર પડતી. તે પ્રમાણે બીજી પણ કેટલીક વસ્તુઓ હાજર રખાતી. છોકરાઓના બૂટ, ચંપલો, જોડા વગેરે પણ પૂજામાં અત્યંત જરૂરના બનતાં વિજયનાં ચિહ્નો જે નિશાળ માટે જણાતાં, તે નિશાળના વિદ્યાર્થીઓ ફૂલપાનનો મોટો ઢગલો બનાવી દેતા. પરાજય તરફ ધકેલાતી નિશાળના વિદ્યાર્થીઓ દેવની પાસે જોડાનો ઢગલો કરતા!

છોકરા દેવને કહેતા, 'આ દડાએ ચાર રનનો ફટકો લાગવો જોઈએ, નહિ તો પછી આ જોડા જોયા છે?'

વિરુદ્ધ પક્ષ દેવને કહેતો: "આ દડાએ બેટસમન ઊડવો જોઈએ, નહિ ઊડે તો જોઈ લેજે. આ ચંપલ ને તું!'

છોકરાઓની ઇચ્છા પ્રમાણે થતું ત્યારે દેવને ફૂલ ચઢાવાતાં પણ એમની મરજી વિરુદ્ધ થતું ત્યારે જોડા વડે મ્હસોબાની પૂજા થતી. કેટલીક વખત બંને બાજુએથી એકી સાથે જોડા મળતા, કારણ બેટસમન ઊડતો પણ નહિ ને ફટકો ય લાગતો નહિ. એવે વખતે બંને પક્ષનો ક્રોધ બિચારા મ્હસોબા પર ઊતરતો. દેવને જોડા લગાવ્યા પછી, જો એકાદ સરસ ફટકો લાગી જાય તો દેવને ફૂલો ચઢાવાતાં—પણ સાથે સાથે ધમકી ય અપાતી: "યાદ રાખ, આવા જ ફટકા લાગવા જોઈએ, નહિ તો આ કાટેલો જોડા જોયો છે ને? અહિંયાં ગમ્મત નહિ ચાલે!'

પથ્થરની દેવની આવી અનિશ્ચિત પ્રથાઓ આપણે નિર્માણ કરી છે. દેવની બાધા ફળે તો નારિયેળ વધેરીએ, નહિ તો એને જોડે મારીએ. પથ્થરના દેવોની પૂજા આપણે ત્યાં રૂઢ છે. જ્યાં ત્યાં સિંદૂર લગાડેલા પથ્થરો તરફ જોનાર લોકોની દૃષ્ટિ કેવી હોય છે, તે આ પરથી સમજાશે.

આપણી મુરાદ પાર પડે તો દેવ સાચો, નહિ તો ખોટો. દેવના સંબંધમાં આટલો જ પુરાવો આપણે જ્યાં ત્યાં ધરીએ છીએ. થોડાંક વર્ષો પરની વાત છે. વરસાદ પડતો નો'તો. ઠેકઠેકાણે લોકોએ મહાદેવને મહિના સુધી અભિષેક કર્યો. મહિના પછી વરસાદ આવ્યો. લોકો કહેવા લાગ્યા: 'અમારા અભિષેકના પ્રતાપે વરસાદ આવ્યો.' એક ગૃહસ્થ મને કહે: 'શ્યામભાઈ! તમે ફુવાનો 'દેવ છે' એ વાતને ખોટી ગણી કાઢો છો, પણ વરસાદ આવ્યો કે નહિ?' મેં તેમને જણાવ્યું: 'અને વરસાદ ન પડ્યો હોત તો તમારા દેવ ખોટા ઠર્યા હોત ને! વરસાદ પડે એટલે દેવ, ને ન પડે ત્યારે દેવ નહિ,

એમ જ સમજવું ને ? દેવ ઉપરની શ્રદ્ધા આવી ન હોય, તમારી શ્રદ્ધા કરતાં અમારી શ્રદ્ધા અધિક પ્રબળ છે." તેમણે કહ્યું, "અમારા કરતાં તમે વધારે શ્રદ્ધાળુ ? અમારા અભિષેકની તો મશ્કરી કરો છો ને પાછા કહો છો કે અમે શ્રદ્ધાળુ !"

હું બોલ્યો, "વરસાદ પડ્યો તો ય વાહવાહ ! ને ન પડ્યો તો ય વાહવાહ ! મારો દેવ એથી કંઈ જીવતો નથી કે મરતો નથી. દેવ તારે કે મારે. છતાં યે તેના પરથી શ્રદ્ધા ઓછી થતી નથી, એ જ ખરી શ્રદ્ધા. ઈશ્વર જીવનનું અમૃત આપે કે મરણનું વિષ આપે, છતાં યે બંનેમાં દેવની કૃપા જોઈ જણાય તેની જ શ્રદ્ધા ખરી. મૃત્યુના રંગરાગ દેખાડનાર કરાળ કાલીનાં ક્રૂર નેત્રોમાં પ્રેમસુધાની ગંગા જે જોઈ શકે છે તેની જ શ્રદ્ધા ખરી. મહાત્માજીએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા હતા, તે જ્યારે પાર પડ્યા, ત્યારે તેમણે એમના એક મિત્રને પત્ર લખ્યો હતો. એમણે એમાં શું લખ્યું હતું ?

'ઈશ્વરકૃપાએ પાર ઊતર્યો. કદાચ મારો દેહ પડ્યો હોત તો ય દેવની અપાર દયા જ ગણત.'

"એને કહેવાય શ્રદ્ધા જે હાથે માતા શિક્ષા કરે છે, એ જ હાથમાં અમૃત હોય છે એ બાળક જાણે છે. તેથી મા મારી રહે છે કે તરત જ એની સોડમાં લપાઈ રડી પડે છે. ખોળામાં સુવાડી એ જ હાથ એને થાબડે છે. ખરી શ્રદ્ધા સહેલી નથી. શ્રદ્ધા એટલે મરણ. શ્રદ્ધા એટલે શૂળી પરનો લાડુ ! શ્રદ્ધા એટલી સસ્તી નથી.

"પરંતુ તમારી શ્રદ્ધા એ બજારું શ્રદ્ધા છે. એવી દમ વિનાની શ્રદ્ધાને તિલાંજલી આપવી જોઈએ. વીરને છાજે તેવી શ્રદ્ધાની જરૂર છે. તમારા જેવાઓની અભિષેક છાપવાળી શ્રદ્ધા કરતાં, દેવનું અસ્તિત્વ ન સ્વીકારનાર સ્પષ્ટ વક્તા – કર્મવીર અધિક શ્રદ્ધાળુ છે. પોતાના પ્રયત્નો પર તે સંપૂર્ણ આધાર રાખે છે. મારી પછી આવનાર મારું કાર્ય પૂરું કરશે, એવી તેને શ્રદ્ધા હોય છે."

મિત્રો ! મૂર્તિપૂજાની પ્રથા આપણે દૂર કરવી જોઈએ. મૂર્તિની પૂજા કરનારા આપણે બધા જગતમાં સેવા છોડી બેઠા છીએ, પ્રેમ વિનાના શુષ્ક બન્યા છીએ. મૂર્તિપૂજાનો ઉપયોગ શો છે ? પથ્થરમાં યે હું સૌન્દર્ય શોધવા પ્રયત્ન કરીશ, એટલે પથ્થરને પણ તુચ્છ માનીશ નહિ. તે પથ્થરનું સુપ્ત સૌન્દર્ય હું પ્રત્યક્ષ બનાવી તેને વંદન કરીશ. સારા જગતમાં તુચ્છ મનાતી વસ્તુઓને ઉચ્ચ ગણવી, સૌન્દર્યસિંધુ માનવી, એને કહેવાય મૂર્તિપૂજા. પથ્થરમાં સૌન્દર્ય જોનાર માણસમાં સૌન્દર્ય શોધવા પ્રયત્ન નહિ કરે કે ? પરંતુ પથરાને પૂજનાર શિક્ષક છોકરાને પથરો કહી સોટીઓ લગાવે છે. તેને તે વિદ્યાર્થીની દિવ્યતાની ઝાંખી કેમ ન થાય ? એ દિવ્યતા પ્રગટાવવા માટે પ્રેમ–ભક્તિથી આજન્મ મહેનત તે કેમ નથી કરતો ?

પથ્થરને પણ લાગણી હોય છે, એમ આપણે કહીએ છીએ. પથ્થરના મૂંગા દેવને લાડુ ભાવશે કે માખણ ને સાકર ભાવશે એ આપણે નક્કી કરીએ છીએ, પરંતુ આપણી આસપાસ બોલી શકતાં, હાલતાં ચાલતાં લાખો લોકો ચૈતન્યમય દેવ છે. તેમને બપોરે નૈવેદ્ય – થાળ ધરાવાયો કે નહિ, એની આપણે જરા યે તપાસ કરતા નથી. પથ્થરના દેવને સોનાચાંદીના મુગટ છે, એને પહેરવા રેશમી પીતાંબરો મળે છે, પરંતુ અહીં લાખોને ઠંડીના દિવસોમાં માથે વિંટવા કપડું મળતું નથી, શરીરે પહેરવા ચીંથરાં નથી. આવી જ આપણી મૂર્તિપૂજા ને ! તે મૂર્તિમાં જો ખરા દેવ વસતા હોય તો શું કહે ? ઈશ્વરનાં લાખો સંતાનો અન્ન અન્ન કરતાં હોય, ત્યારે પથ્થરના દેવને અન્નકૂટ ગમશે ? લાખો સંતાનોને ઓઢવા પાથરવાનાં ફાંફાં છે, દેવને પીતાંબર ગમશે ? તમારાં એ પીતાંબરો દેવને સાપ જેવાં લાગશે. તમારા તે મુગટો દેવને કાંટાળા લાગશે. તમારા ચંદનની અર્ચા અગ્નિની જેમ દગ્ધ કરશે. એકાદ ભાગ્યશાળી માતાને ખૂબ જ સંતાનો હોય, ને એમાંનાં એકાદ સંતાન બીજાનાં કરતાં વધારે શક્તિવાન નિવડે એમ માની લો. બીજા ભાઈઓની આ બે ભાઈઓ બિલકુલ સંભાળ લેતા નથી;

એમને નથી આપતા ખાવા કે પહેરવા. ભાઈઓની ભલે સંભાળ નહિ લેતા હોય, પરંતુ માની પાસે એ બે જણા જાય છે; ને કહે છે, "મા ! અમે તારી સેવા કરવા માગીએ છીએ. આ કપડાં લે, દાગીના લે." ત્યારે માતા શો જવાબ આપશે ? તે કહેશે, "દીકરાઓ, પેલા ગરીબ ભાઈઓનો તો ભાવ પણ પૂછતા નથી. એમને ખાવા મળે છે કે નહિ, એની જરાય કાળજી તમે રાખો છો ? મારાથી આ શી રીતે લેવાય ? પેલા તમારા ભાઈઓને આપી આવો એટલે મને પહોંચ્યું સમજો. મારાં છોકરાંનાં ડાચાં બેસી ગયાં છે, તે પાછાં ઊંચાં આવશે, એટલે મારા ય ગાલ આનંદથી ફૂલશે. મારાં છોકરાંને ઓઢવા પાથરવા પહેરવા મળે એટલે મને મહાવસ્ત્રો મળ્યાં માનીશ. પરંતુ જ્યાં સુધી મારા કહેવા પ્રમાણે તમે નહિ કરો ત્યાં સુધી આ વસ્તુઓને હું શી રીતે સ્પર્શી શકું ? તમે મને પ્રેમથી સજાવો, છતાં અંદરથી તો હું શોકાગ્નિથી બળી ખાખ થઈ જાઉં. સર્વે ભાઈઓ પ્રેમપૂર્વક એકબીજાની સંભાળ લેતા એકત્ર રહે એમાં માતાની ખરી પૂજા છે."

ઈશ્વરને આપણે એક તરફથી માતા ગણીએ છીએ ને બીજી તરફથી એનાં લાખો સંતાનોને લાતે મારીએ છીએ. ઈશ્વર જો ખરેખરી માતા હોય તો તે માતાની નજીક બધાં સંતાનો કેમ ન જઈ શકે ? અસ્પૃશ્યો, હરિજનો ઈચ્છા પ્રમાણે માતાનાં ચરણો પાસે શા માટે જઈ શકતા નથી ? એ હરિજનોને દૂર રાખીએ છીએ. એમને દૂર રાખવાથી પથ્થરમાં દેવ રહેતો નથી; એ એકલો પથ્થર જ રહે છે, એને એની સામે હાથ જોડનારો પણ પથ્થર જ ઊભો હોય છે. દૂર રહેતાં સંતાનો માટે માતાને કાળજી હોય છે, એવી રીતે જેને બધાં હડધૂત કરે છે, તેની જ પાસે ઈશ્વર વસે છે.

લોકો કહે છે, "હરિજન બધે આવશે તો ચાલશે, પરંતુ મંદિરમાં એ જરાયે ન ચાલી શકે." હું એમ કહું છું કે "બીજે સ્થળે ભલે પ્રતિબંધ કરો, પણ મંદિરમાં તો પહેલાં આવવા દો." મંદિરને મંદિરત્વ ત્યારે જ પ્રાપ્ત થશે, ત્યારે જ એ પથ્થરમાં દેવત્વ આવશે ઈશ્વર આગળ, હું બ્રાહ્મણ, હું ઉચ્ચ, એવા ભેદ શા માટે ઊભા કરવા ? જ્યાં બધા ભેદભાવો ભૂલી જવા જોઈએ, ત્યાં જનોઈ, ચોટલી, ગોત્ર, અટક, નામ એનું વિસ્મરણ શા માટે ન થવું જોઈએ ? ઉચ્ચપણાના ચંદ્રકો, શ્રેષ્ઠત્વના ચાંદ છાતીએ ભરાવી એ ત્રિભુવનસુંદર, કારુણ્યસિંધુ, જગન્નિયંતા પાસે જવાતું હશે ? અરે ઈશ્વર પાસે જાતિવ્યક્તિના ભેદભાવ ભૂલી જાઓ. ત્યાં મોટપણ સંભાળવાનું ! ત્યાં માટીના કણ થાઓ, પાણીના બિંદુ બનો અને અનંતતામાં મળી જાઓ. બધાંને આવવા દો. આવવા દો માતા પાસે એનાં બધાં સંતાનોને. પાવિત્ર્ય ને પ્રેમનું એમનું પૂર આવવા દો. ક્ષણવાર ભેદાતીતતા, અદ્વૈત સર્વને અનુભવવા દો.

જે દેવ પાસે બધી જનતા જઈ શકતી નથી, તે દેવ નથી. તમારી પ્રતિષ્ઠાની, તમારા ગર્વની મૂર્તિ છે. એ મૂર્તિ જો દેવની હોત તો સર્વે જણ નિરપવાદ ત્યાં નમ્રપણે નમન કરતાં, એકત્ર થતાં હોત. જ્યાં ક્ષણવાર બધાં અહંકારને ભૂલી શકે, ક્ષણવાર આપણે બધાં ઈશ્વરનાં સંતાન છીએ એમ લાગે, એવા એકાદ પવિત્ર સ્થાનની સમાજમાં જરૂર નથી ? આવું વાતાવરણ જ્યાં હોય, એ જ ખરું મંદિર. ગીતાના નવમા અધ્યાયમાં કહેલું છે, "अवजानन्ति मा मूढा. मानुषीं तनुमाश्रितम् ।" ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, "મનુષ્યો ભૂત, પ્રેત, પિશાચ ને પિતૃઓને પૂજે છે, વૃક્ષોને પૂજે છે, પરંતુ મનુષ્યના શરીરમાં રહેલો 'હું' માત્ર મને તિરસ્કારે છે." મનુષ્યની અંદર વસેલા ઈશ્વરને કોઈ ઓળખતુ નથી. ખરો મૂર્તિપૂજક નાસ્તિક જણાતા મુસલમાનમાં પણ અપ્રકટ સાધુત્વ જોશે, તે તેની સેવા કરશે, ખરો મૂર્તિપૂજક હરિજનોની સેવા કરશે. સર્વત્ર હું માંગલ્ય જોવા પ્રયત્ન કરીશ, પથરાઓમાં યે તે માંગલ્ય હું જોઈશ ને નાચીશ–કૂદીશ એમ ખરો મૂર્તિપૂજક માનશે. મારી મૂર્તિ કોઈ ભાંગી શકે એમ નથી. એક મૂર્તિના કોઈ બે ટુકડા કરશે, તો મારા બે દેવ

બનશે. મૂર્તિના જેટલા વધારે ટુકડા કરશે તેટલા અધિક શાલીગ્રામ બનશે. આખરે મૂર્તિ ફોડનારો જ થાકશે, અને તેને પણ સમજાશે કે મૂર્તિપૂજા એટલે એક પ્રકારની અનંતતાની પૂજા, 'નિરાકારની પૂજા! બંને છેડા આખરે મળવાના. મૂર્તિપૂજાના વિચાર કરીએ તેટલા બંને જ રમ્ય લાગે છે.

પરંતુ આપણે મૂર્તિપૂજા સંકુચિત કરી છે, કેટલેક ઠેકાણે એની વિકૃતિ કરી છે. ઉચ્ચ વર્ણના લોકોએ તેને પ્રતિષ્ઠાની વસ્તુ ઠરાવી છે. મારુતિપૂજકોએ બાધાનું સાધન બનાવ્યું છે. મૂર્તિપૂજાની માધુરી, પવિત્રતા, ભવ્યતા, દિવ્યતા અનુભવવી—અનુભવવા પ્રયત્ન કરવો એ મહાન વસ્તુ છે.

ઈશ્વરની ખરી પ્રાર્થના એટલે નિઃશબ્દ પ્રાર્થના. ત્યાં 'હું' 'તું' શબ્દો નથી, 'લે-દે' શબ્દો નથી. ત્યાં કંઈજ નથી. મળી જવું, ભૂલી જવુ, એ સર્વેમાં મહાન પ્રાર્થના! કોઈક સ્થળે મે વાંચ્યું છે કે, "Sleep is the best prayer—પ્રશાન્ત નિદ્રા સર્વોત્તમ પ્રાર્થના છે." એનું રહસ્ય આ જ છે. નિષ્કામથી વિશ્વની શક્તિઓ સામે નમ્રતાથી ઊભા રહી એમાં વિલીન થવું, એ જ ખરી પ્રાર્થના.

શ્રી. રવીન્દ્રનાથે એક ઠેકાણે 'સાધના'માં લખ્યું છે, "હું ફરવા જાઉં ને અકસ્માત વાદળ ચઢી આવે, ધૂળના વંટોળ ચઢે, વૃક્ષો નાચવા લાગે, મારા શરીર પર ધૂળ પડે, આંખોમાં કાનોમાં ધૂળ પેસી જાય, કપડાં ભરી નાખે તો હું એ વાદળ—વંટોળીઆ પર શા માટે ગુસ્સે થાઉં? જગન્નિયંતાને શા માટે દોષ દઉં? 'આવડો મોટો હું ફરવા નીકળ્યો હોઉં, સ્વચ્છ કપડાં પહેર્યાં હોય, ત્યારે પવન શા માટે ધૂળ ઉડાડે? પવનને એટલી સામાન્ય બુદ્ધિ ન હોય?' એમ મારે શા માટે કહેવું જોઈએ? બેશક, ન જ કહેવું જોઈએ. 'સૃષ્ટિ નૃત્ય કરી રહી હોય ત્યારે મારે પણ નૃત્યનાં તરંગોમાં તણાવું જોઈએ. વૃક્ષો ડોલી રહ્યાં હોય, ત્યારે મારે ય ડોલવું જોઈએ. મારે એ ધૂળના ગુલાલે રંગાવું જોઈએ,' એમ કહી વંટોળરૂપી વિશ્વનૃત્યમાં મારે પણ આંખો મીંચી નાચવું જોઈએ."

"મન મસ્ત હુવા, તબ ક્યોં બોલે."

ઈશ્વરની અંદર, આ જગન્નિયંતા ને સંચાલકની શક્તિમાં એકરૂપ થઈ જવું—આનંદથી, હર્ષથી કોઈપણ જાતની શંકાઓ સેવ્યા વિના એકરૂપ થઈ જવું, એ જ ખરી પ્રાર્થના કહેવાય. પેલો દાદુ પિંજારો પિંજણના તુંઈ તુંઈ અવાજો વચ્ચે કહેતો, "તૂ હિ તૂ હિ પ્રભુ તૂ તૂ તૂ!" ઈશ્વર એકલો જ સત્ય: હુ કંઈજ નથી.

ચાલુ ]

અનુ૦ મૂળશંકર પાધ્યા

## ભેદ

જ્ઞાની કહે: 'બુદ્ધિ થકી હું જાણું,'
કહે કવિ: 'ને કરવા મથું છું,'
ઋષિ કહે: 'તે દગથી લહું છું,'
મર્મી કહે: 'અંતરમાં અનુભવું.'

'પુંડરીક'

# જાદુની રસભરી વાતો

[ જાદુગરો અનેક પ્રકારના આશ્ચર્યજનક પ્રયોગો કરી બતાવે છે. એમાં ખાસ કરીને બંગીય જાદુગર શ્રી પી. સી. સરકારના પ્રયોગો અસામાન્ય પ્રકારના જણાય છે. જાદુગરમાં સર્વસામાન્ય એવા પ્રયોગો પણ એઓ એમની લાક્ષણિક ઢબે કરે છે. ખાસ કરીને હાથકેડી તોડવી, ટ્રેન આવતાં અગાઉ પાટા ઉપર લોખંડી સાંકળે બંધાઈ છૂટી જઈ છટકી જવું, પ્લાસ્ટરના પાટા આંખે બાંધી ભરબજારે સાઇકલ કે મોટર ચલાવવી, બંધ પેટીમાં પુરાઈને અંદરથી બહાર નીકળવું, વગેરે પ્રયોગો એઓ એમની લાક્ષણિક ઢબે કરે છે; એ વિષે અગાઉના 'કિશોર'ના અંકોમાં જણાવવામાં આવ્યું હતું. આ લેખમાં એઓ પેટમાંથી ખંજર ભોંકી બહાર કાઢવાની તથા તિજોરીમાંથી છટકી જવાની કરામત સમજાવે છે.

—તંત્રી ]

## પેટમાં ખંજર ભોંકી બહાર કાઢવું

"મારા એક સાથીને ટટાર ઊભો રાખી એક ધારદાર ને લાંબી તલવાર હું એના પેટમાં ઘુસાડી દઉં છું. તલવાર આરપાર નીકળી જાય છે. ને ઘણીવાર પીઠ પાછળ લોહી પણ નીકળતું દેખાય છે. એ જોઈને




ચિત્ર નં. ૧

જાદુગરનો સાથી અક્કડ બનીને ઊભો છે, દેખીતી રીતે તલવાર એના પેટ સોંસરવી ઊતરીને પાછળ ગયેલી માલૂમ પડે છે. પણ બાજુમાં બતાવેલા ચિત્ર પ્રમાણે ચામડાના પટ્ટા સાથે લગાડેલ ધાતુની એક ચપટી પોલી નળીમાંથી તલવાર કઈ રીતે પસાર થતી હોય છે ને દૃષ્ટિભ્રમ થતો હોય છે તે માલૂમ પડે છે.

પ્રેક્ષકો અચંબો પામી જાય છે. હવે આ કરામત અજમાવવા માટે શું કરવામાં આવે છે તે જોઈએ.

મારો સાથી કોટ, જૅકેટ વગેરે પોશાક પહેરીને ઊભો હોય છે. એ પોશાક નીચે અગાઉથી એના પેટ ફરતે એક પોલો ચામડાનો પટ્ટો લગાડવામાં આવ્યો હોય છે. એ ચામડાના પટ્ટા સાથે અર્ધવર્તુળાકારે ધાતુની એક પોલી નળી લગાડવામાં આવી હોય છે. બરાબર આગળ ચામડાના પટ્ટાના બક્કલ સાથે ધાતુની નળીનું મોં ખુલ્લું હોય છે. જ્યારે હું લાંબી તલવાર લઈને મારા સાથીના પેટમાં ઘુસાડવા જાઉં છું ત્યારે ભારે કરામતભરી ચાલાકીપૂર્વક ધાતુની નળીના અગ્રભાગે જે બીજું કાણું હોય છે તેમાં ઘોંચી દઉં છું. (પણ એ વખતે કરામતકારે અતિ સંભાળ એ બાબતની રાખવી જોઈએ કે તલવારની અણી એ કાણામાં જ દાખલ થાય. એમાં ચાલાકી, દેખાવ ને ઉતાવળ પણ એટલી કરવી પડે છે કે પ્રેક્ષકોને દૃષ્ટિભ્રમ થાય ને એમને એમ જ લાગે કે તલવાર સાથીની નાભિમાંથી પેટમાં જ ઘુસાડાઈ ગઈ છે) એક સખત આંચકો મારીને હું તલવાર આરપાર ભોંકી દઉં છું,* (જુઓ ચિત્ર ૧) જે બરાબર પાછલે ભાગે ધાતુની નળીના કાણામાંથી બહાર નીકળે છે. હું મારી જાદુગરી દમામ બનાવવા માટે ને એ રીતે પ્રેક્ષકોને મુગ્ધ કરવા માટે અમુક જાતનો ડ્રેસ પણ લગાવી દઉં છું. હવે જ્યારે તલવાર ઘુસાડી દીધાની અસર બરાબર થઈ હોય છે તે વખતે તલવારની અણી જે પાછળ નીકળી જાય છે તે અણીને એક નાકું હોય છે. એ નાકામાં એક દોરી ભરાવીને પછી હું પાછળથી તલવારને સોંસરી ખેંચી કાઢું છું. પ્રેક્ષકોને દૃષ્ટિભ્રમ વધારે વાસ્તવિક થાય છે. કેટલીક વાર

* એમાં જે તલવાર વાપરવામાં આવે છે તે ખૂબ જ વળી જાય એવી હોય છે.

લોહી નીકળવાનો દેખાવ કરીને પ્રેક્ષકોને વધારે ચીતરી ચડાવવા માટે જાદુગર પેલી ધાતુની નળીમાં લાલ પ્રવાહીની કોથળી મૂકે છે. અંદરથી પસાર થતાં આ ચામડાની કોથળીમાં થઈને તલવાર પસાર થાય છે, કોથળી તૂટે છે ને પ્રવાહી બહાર રેલાય છે! પ્રેક્ષકોને લાગે કે માણસના શરીરમાંથી લોહી વહી રહ્યું છે! અને તલવાર પણ લોહીએ રંગાઈ જાય છે!"




ચિત્ર નં. ૩

પેટીમાંથી બહાર નીકળવા માટે જાદુગર ચિત્રમાં જણાવ્યા પ્રમાણે જોડાની એડી નીચે બાજુમાં પડેલાં સાધનો સંતાડી રાખે છે. અંદર જઈને ઉપર પ્રમાણે એડી ખોલી એ ઓજારોથી બોલ્ટ, સ્ક્રૂ વગેરે કાઢી નાખી પેટીના ઢાંકણને જુદું પાડી દે છે. તાળું તો એવું બંધ જ રહે છે. બહાર નીકળી સ્ક્રૂના કાણામાં સ્ક્રૂ બરાબર બેસાડી દે છે.

*

## તિજોરીમાંથી છટકી જવું

શ્રી. સરકારની બીજી આશ્ચર્ય-જનક કરામત પેટીઓ કે તિજોરી-માંથી છટકી જવાની છે. એમણે એકવાર ચેલેંજ ફેંકી હતી કે એ પોતે તાળાંકૂંચીથી જડેલ કોઈ પણ પેટી કે તિજોરીમાંથી છટકી જાય એમ છે. એટલે કે કોઈ પણ એમને કબજામાં રાખી શકે એમ નથી. એમના આ પ્રયોગોનું વર્ણન કરતાં એઓ જણાવે છે કે "આ દેખીતી રીતે તાજુબ કરનાર કરામત પાછળ રહેલી યુક્તિ બહુ સામાન્ય ને સાદી છે. બધી જાતની તિજોરી કે પેટીપટારામાંથી છટકી જવું બહુ મુશ્કેલ કામ નથી. સામાન્ય રીતે ટ્રંકો, પેટીઓ કે તિજોરીઓનાં મજાગરાંને સામાન્ય રીતે સ્ક્રૂથી જડવામાં આવ્યાં હોય છે. (જુઓ ચિત્ર ૨) આ સ્ક્રૂના બોલ્ટ પેટીની અંદરની બાજુએ હોય છે. એનો હેતુ બહારની બાજુથી એ તાળું ખોલ્યા વિના ખોલી શકાય નહિ એ હોય છે. પણ અંદર ભરાયેલ માણસ તો પેલા બોલ્ટ કાઢી સ્ક્રૂ ઢીલા કરીને ઘણી સહેલાઈથી ઢાંકણથી મજાગરાં જુદાં કરી શકે. (આ પ્રયોગ કરતી વખતે જાદુગર પેટીમાં પુરાયા પછી એની આસપાસ પડદો ઢાંકી દેવામાં આવતો હોય છે. જાદુગર બહાર નીકળીને મજાગરાં બરાબર કરી દીધા પછી પડદો કાઢી નાખવા-માં આવે છે; તો પ્રેક્ષકોના સાનંદાશ્ચર્ય વચ્ચે જાદુગર બહાર ઊભા હોય છે ને પેટી તાળા સાથે વાસેલી પડી રહી હોય છે.) આ પ્રયોગ કરવા માટે છીણી કાનસ વગેરે જોઈએ તે હું મારા ખાસ તૈયાર કરાવેલા બૂટની એડીમાં જડી રાખું છું (જુઓ ચિત્ર ૩). આ એડી પોલી હોય છે અને ઉઘાડબંધ થઈ શકતી હોય છે. પેટીમાં ભરાઈને જાદુગર બૂટની એડીની અંદર છૂપાવી રાખેલાં સાધનો બહાર કાઢી સ્ક્રૂના આંટા ઢીલા કરી નાખી મજાગરાં છૂટાં પાડી દે છે. પછી બારણું ખોલી બહાર નીકળી મજાગરાં જોડી દે છે. પડદો ખસેડી લેતાં પેટી બંધ પડેલી હોવા છતાં જાદુગર એના દમામદાર ડ્રેસમાં અક્કડ બનીને ઊભો હોય છે!

રામભાઈ પટેલ




ચિત્ર નં. ૨

તિજોરી જેવી બંધ પેટીને તાળું લગાડેલું માલુમ પડે છે. જાદુગર અંદર ભરાઈ ગયો છે. ફરને પડદો ઢાંકી દેવામાં આવે છે.

બંધી ફરમાવી. છેવટે એમને રાંચીમાં નજરકેદ કરવામાં આવ્યા. સદાકત આશ્રમના સ્થાપક મર્હૂમ મજહરુલ હક્રો ધારાસભામાં પ્રશ્ન પૂછ્યો ત્યારે સરકારે જવાબ આપ્યો હતો કે આ તો બંગાળના બળવાખોરો સાથે સંબંધ ધરાવે છે.

પણ પરિણામ જુદું જ આવ્યું. સેંકડો મુસલમાનો કોંગ્રેસમાં જોડાયા અને મુસ્લિમ લીગના મંચ ઉપરથી પણ કોંગ્રેસની જ વાતો થવા લાગી. ચાર વર્ષ નજરકેદમાં રહ્યા પછી ૧૯૨૦માં તેઓ છૂટ્યા. અને છૂટતાંની સાથે જ ગાંધીજીના વર્ચસ્વી કાર્યક્રમમાં તેઓ જોડાયા.

૨૨મી માર્ચ ૧૯૨૦ના દિવસે અસહકારની યોજના ઘડવા માટે જે ચાર મંત્રીવરો ભેગા મળ્યા હતા તેમાં ગાંધીજી, લાલા લજપતરાય અને હકીમ અજમલખાનની સાથે મૌલાના અબુલ કલામ આઝાદ પણ હતા. એટલે તેઓ પોતે અસહકારના એક પ્રણેતા છે. ત્યાગ અને તપશ્ચર્યાથી તેઓ આ મહાન રાષ્ટ્રયજ્ઞનું અનુષ્ઠાન કરી રહ્યા છે. ૧૯૨૧માં પ્રિન્સ ઓફ વેલ્સ ( હાલ ડયુક ઓફ વિન્ડસર ) હિંદુસ્તાનમાં આવ્યા તે વખતે દેશબંધુ દાસ સાથે તેઓ પણ બગાળનું નાવ ચલાવતા હતા, અને તે જ સાલમાં ડિસેમ્બરમાં સરકારે તેમને ૧ વર્ષની જેલ આપી. તે વખતે અદાલત આગળ મૌલાનાસાહેબે જે વિદ્વત્તાભરી કેફિયત રજૂ કરી હતી તેને ગાંધીજીએ અસહકારના મહાન નિબંધ તરીકે પ્રશસ્તિ આપી હતી. આજે પણ એ મહાન નિબંધનું વાચન કરતાં અનેરો આનંદ અને અનેરી શ્રદ્ધા ઊપજે છે, અને એ મહાન પંડિતને માટે ધન્યવાદના ઉદ્‌ગારો નીકળી પડે છે.

જેલમાંથી છૂટ્યા પછી તેમણે નાફેરવાદીઓ અને ફેરવાદીઓના ઝઘડાની પતાવટ માટે ખૂબ પ્રયત્નો કર્યા અને ૧૯૨૩માં દિલ્હીની ખાસ બેઠકના પ્રમુખપદે એમની પહેલી વખત વરણી થઈ. કોંગ્રેસના ઇતિહાસમાં ૩૫ વર્ષની ઉમરનો જુવાન પ્રમુખ આ એક જ હતો અને છે.

૧૯૨૯માં થોડો વખત દિલ્હીમાં રહી મૌલાનાસાહેબ પાછા કલકત્તા ગયા અને '૩૦ અને '૩૦ પછી જે રાષ્ટ્રવ્યાપી લડતો ચાલી તેમાં તેઓ મોખરે રહ્યા છે. લગભગ ૧૯૨૦થી તેઓ મહાસમિતિના સભ્ય છે. અને '૩૦ પછી તો તેઓ કારોબારી સમિતિના સભાસદ રહ્યા છે. આજે તો ઇસ્લામના અને ઇસ્લામીઓના દરેક પ્રશ્નમાં તેઓ ગાંધીજીના વિશ્વાસપાત્ર સલાહકાર છે.

તેઓ આજે રાષ્ટ્રપતિ છે. પણ સ્વભાવે અને જીવનની સાચી પ્રવૃત્તિએ સાહિત્યસેવક છે. ૧૯૨૧માં પોલીસોએ તેમની હસ્તપ્રતોનો નાશ કરેલો ત્યારે તેમને આઘાત લાગ્યો હતો અને વિવશ થઈને કહ્યું હતું મેં તો રાજદ્વારી અને સાક્ષરી જીવનનો મેળ સાધવા માટે જબ્બર મહેનત કરી છે અને હજી કરીશ પણ બીજી બાજુ હું મારાં પુસ્તકોનો ગંજ ખડકતો હતો અને બીજી બાજુ ચિનગારીની મિજબાની આપતો હતો.

પોતે સ્વભાવે શાન્તિ પ્રિય છે, ઘોંઘાટ તેમને ગમતો નથી, અને એથી વિશાળ મેદનીઓ આગળ વારંવાર બોલવાનું પણ એમને રુચતું નથી.

વાચનનો એમને અખૂટ રસ છે. અને કલાકો સુધી એ એકધારું વાંચ્યે જાય છે. જ્યારે પણ એમની મુલાકાતનો પ્રસંગ મળે ત્યારે એ વાચનાલયમાં હોવાના જ. અરબી ભાષાસાહિત્યના એ શરતાજ છે. ઉર્દૂ અને અરબીના એ જશવંતા કવિ છે.

તત્ત્વચિંતન એમનો પ્રિયતમ વિષય છે. કુરાનના એમના અનુવાદે સમગ્ર ઈસ્લામી આલમમાં એમની પ્રતિષ્ઠા બેસાડી છે અને ઈસ્લામી માત્ર હિંદનો કે હિંદબહારનો મૌલાના સાહેબને એ રીતે ઓળખે છે.

હજી તો એનો ત્રીજો ભાગ તૈયાર કરી રહ્યા છે. હવે સમજાશે કે એક સાહિત્યસેવક છતાં તેઓ આ રાજદ્વારી ઝંઝાવાતમાં કેમ પડયા હશે! લો. મા. ટિળકની જેમ જેલે જ એમની સાહિત્યપ્રવૃત્તિને પ્રકાશમાં મૂકી છે.

૧૭-૧૮ વર્ષની નાજુક ઉમરથી આ પર્યંત હિંદુસ્તાનના મુસલમાનોમાં એમણે રાષ્ટ્રીયતાનાં અને ઉદાર ધાર્મિકતાનાં બી વાવવાનાં અવિરત પ્રયત્ન કર્યા છે અને એક અને અખંડ ભારતવર્ષ ઊભું કરવામાં આ મહાન હિંદીનો અમૂલ્ય ફાળો છે.

શંકરદત્ત શાસ્ત્રી

# ચિતોડગઢ

'ભાણુજી! આ તમે પથરાઓમાં શું જુઓ છો ? નર્યા રોડાં પડ્યાં છે, આંખને ય ન ગમે તેવા તેમના આકાર છે ને તેવાં તેમનાં રૂપ છે. અને છતાં, તમારી નેણુ અરે! ભીની થઈ ગઈ!' મારા સાથી ભોમિયાએ કહ્યું. એ બિચારાને શી ખબર હોય ? પણ આ જ ગઢ ઉપર ગુજરાતીપણાનું સગપણ છે તે એ શું જાણે ? 'એક ધડરના વનકેસરી બાપ્પારાવ' એ મહાકવિ શ્રી ન્હાનાલાલની પંક્તિ મારી જીભ ઉપર એકદમ ફરવા લાગી, અને પછી તરત યાદ આવ્યું: 'ફાધુ' ચિતોડ યશછાંય.'

એ ચિતોડ ! એના પથ્થરે પથ્થરે પ્રેમ ને શૌર્યની ગાથાઓ છે. એની ટોચ ઉપર ઊભીને તમે નીચે ને બાજુએ જોવા લાગો, એટલે રાજપૂતીનો પ્રોજ્જ્વલ ધર્મ એક પછી એક ચિત્રો રજૂ કરશે. એણે માત્ર શૂરવીરો જ નથી આપ્યા, એણે રાષ્ટ્રવીરો આપ્યા છે, ઉત્તમ કોટિના ભક્તો આપ્યા છે, અને પંડિતો ય આપ્યા છે.

ગુજરાતને તો એ મેવાડ સાથે આજે ય સંબંધ છે. આજે પણ મેવાડીભાષા જાણે ગુજરાતીની સગીબહેન હોય એમ પ્રતીતિ આપે છે. અને, મીરાં ! મીરાં જેટલાં મેવાડનાં છે, તેટલાં ગુજરાતનાં છે. 'સાંઢવાળા સાંઢ શણગારજે, જાઉં સો સો રે કોશ' એ મીરાંની વાણીના રણકા કોના હૈયાને હલાવ્યા વિના રહ્યા હશે ? એ 'સો સો રે કોશ' ક્યાં ? 'ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમ-માંહ્ય—' હવે મીરાં દ્વારકાંનાં થયાં.

પણ, આપણે તો ચિતોડ જોવા નીકળ્યા છીએ ને ? આ જૂની નવી વાતો અને એ ભીના પ્રસંગો આપણે સાથે રાખશું. હજુ, ચિતોડગઢનું સ્ટેશન તો આવ્યું નથી. પણ બારીમાંથી મળસકે જરા ડોક કાઢો ! ઊંચો જાણે ગગનની સાથે વાત કરીને પરમ તત્ત્વની પિછાન માટે પ્રણિપાત કરી રહેલો ગઢ ઝાંખો ભૂરો દેખાય છે. થોડી વારમાં તો વહાણું વાય છે. એટલે પછી, એનાં દર્શન વિશેષ સ્પષ્ટ થાય છે, અને નવતા રમણીયતા ધરે છે. ગાડીના સ્ટેશનથી હજુ તે દૂર છે. પણ હવે ગાડી નહિ જાય.

આપણે ટાંગો કર્યો, અને બેએક કલાકમાં ગઢના પગ આગળ આવી ઊભા. ચાર ગાઉ જેટલો એ દૂર છે. દરિયાની સપાટીથી ૧૮૫૦ ફૂટ ઊંચો આ ઊભો છે, આપણને તેનો ખ્યાલે ન આવે. અને, આ શાનો બાંધ્યો હશે, એમ વિચારવા માંડીએ ત્યાં તો ચારે બાજુએ બસ પર્વતોની જ હાર ખડી થયેલી દેખાય. આ અરવલ્લીની ડુંગરમાળે આપણા હિંદુઓની અનેક વાતો જોઈ છે, આપણી સંસ્કૃતિના ઇતિહાસની અનેક ઊથલપાથલનો એ સાક્ષી છેઃ તમે જાણો છો, એ આપણા ભારતવર્ષનો અતિપ્રાચીન પર્વત છે—ખુદ હિમાલય કરતાં ય એ ઘરડો છે.

તો, હવે ગઢમાં જઈશું ? ના, આ નાનું સરખું ગામ જોઈએ. આજે કશું જાણવા જેવું નહિ મળે એ ખરું, પણ એનાં ઘરો ગુજરાતનાં ઘરોથી જરા જુદાં છે એ તો ધ્યાનમાં આવશે. પર્વત ઉપર રહેવાને આવાં જ ઘરો જોઈએ. પણ, તમે પૂછશો, આ ચિતોડ કોણે બંધાવ્યું હશે ? એ તો પુરાતત્ત્વ-સંશોધકનું કામ. લોક તો કહે છે, લગભગ ૪૦૦૦ વર્ષ ઉપર એ બંધાયું હતું, અને ઈ. સ. ૭૨૮ની સાલમાં બાપ્પા રાવળે એને રાજધાની કર્યું. કહે છે, તે વખતથી જ ચિતોડગઢ મેવાડના ૮૪ ગઢોમાં શ્રેષ્ઠ ગણાતો. તેના ઉપર ૮૦ જળાશયો હતાં, અને એને ૮૪ ચૌટાં હતાં. આજે પણ આ જાહોજલાલીને સ્મરાવે એવાં અવશેષો જડે છે.

ગઢ ઉપર પહોંચવાને માટે સાત દરવાજામાં થઈને પસાર થવું પડે છે. પહેલો દરવાજો 'પાડનપોળ' ના નામથી ઓળખાય છે. ત્યારપછી 'ફત્તેહપોળ' 'હનુમાનપોળ' વગેરે ૭ દરવાજા વટાવીએ ત્યારે



મીરાં મંદિર

ગઢની ઉપરના મુખ્ય ભાગ તરફ જઈએ અને ત્યાંથી શરૂઆત કરતા આપણને પહેલાં 'નવલખો ભંડાર' નાં અવશેષો નજરે પડે છે. ચિતોડ જે વખતે રાજ્યધાની હતું ત્યારે ખજાનો અહીં રહેતો હતો. ભંડારની જમણી બાજુએ એક ચોક છે ત્યાંથી કુદરતી સૌંદર્ય જોવાની મઝા પડે છે. વળી ચિતોડ ગામનો દેખાવ પણ રમણીય લાગે છે. આગળ જતાં તોપખાનું આવે છે. અસલની તોપો જોતાં લાગે છે કે તે વખતે પણ કળા હતી તે બધી તોપોમાં જે મોટામાં મોટી તોપ છે તેની લંબાઈ ૩૨ ફૂટ છે અને નવ ઈંચના વ્યાસનો દારૂનો ગોળો ફેંકવાની શક્તિ ધરાવતી હતી. અને તે રાણા સંગે ફત્તેહપુર સિક્રિના યુદ્ધમાં વાપરી હતી એવી દંતકથા છે. તોપખાનાની સામે સ્વામિભક્ત ભામાશાના મહેલનાં અવશેષો નજરે પડે છે. ફક્ત રજપૂતો શૂરવીર હોઈ લડાઈ જ કરી જાણે છે અને તેનામાં કળા જેવું કાંઈ જ હોતું નથી એવી આપણી માન્યતા ખોટી પાડવા માટે જ જાણે તૈયાર હોય તેવી એક 'કલાકૃતિ' તોપખાનાની બાજુમાં જ છે. તે કલાકૃતિને 'શ્રૃંગાર ચોરી' બહારની તેમજ અંદરની દીવાલોમાં ઉત્તમ પથ્થરની ઝીણી કારીગરી માલૂમ પડે છે. અંદરના ભાગમાં જે મૂર્તિઓ હતી તેના હાથ, પગ, મસ્તક ભાંગેલાં માલૂમ પડતાં હતાં. 'શ્રૃંગાર ચોરી' જૈન મંદિર છે અને તેમાં શાંતિનાથની મૂર્તિ હતી અને તેની સ્થાપના ખરતર ગચ્છના આચાર્ય ,જિનસુરીજીએ કરી હતી. જૈન મંદિર હોવા છતાં તેમાં બધા દેવોની મૂર્તિઓ હતી, એ એક ખાસ વિશિષ્ટતા હતી. કહે છે, રાણા કુંભાના કર્મચારીના પુત્ર બેલાએ, ઈ સ. ૧૪૪૮ની સાલમાં, નવ લાખને ખર્ચે આ મંદિર બંધાવ્યું હતું.

આગળ જતાં મહારાણા કુંભાના મહેલનાં અવશેષો માલૂમ પડે છે. તે મહેલ લગભગ અર્ધો માઈલ લાંબો છે અને ઘણો જ જૂનો છે. આ જ મહેલમાં જેણે મેવાડનું સૂર્યવંશી રાજાઓનું ને સિસોદિયા કુળનું ગૌરવ વધાર્યું છે તે મહારાણા પ્રતાપનો જન્મ થયો હતો. પ્રતાપનું નામસ્મરણ કરતાં જ

પ્રતાપી વીર્યની મૂર્તિ, કાળરૂપ ધરી ઊભી,
નમ્યાની વાત શી એની વિશ્વને તુચ્છકારતી
આંખ આગળ આવે છે.

એ મહેલની દીવાલમાં ભૂરા પથ્થર જોડેલા છે તે ઘણા જ જૂના છે. અહીં આગળ એક ભોંયરું છે અને તે ઠેઠ સાસુવહુના કુંડ સુધી જાય છે અને એમ માનવાને કારણ મળે છે. આ મહેલમાંની રાણીઓ સ્નાન વગેરે કાર્ય માટે કુંડ પર જવા માટે આ રસ્તાનો ઉપયોગ કરતી હતી. અંગ્રેજ ઇતિહાસકાર ટોડ પોતાના 'રાજસ્થાનનો ઇતિહાસ'માં આ જગ્યાને જૌહર સ્થાન તરીકે ઓળખાવે છે. પરંતુ આ ભોંયરું જોતાં તે વાત અશક્ય જેવી લાગે છે. જૌહર માટે ઘણું મોટું સ્થાન જોઈએ — એટલે બહુ મોટા પ્રમાણમાં પહોળી જગ્યા જોઈએ અને વળી આ ભોંયરું મહેલમાં આવેલું હોવાના કારણે આ વાતને ટેકો મળતો નથી. આ મહેલનો મુખ્ય

દરવાજો પિત્તળનો હતો અને તે દરવાજો અકબર ફત્તેહપુર સિક્રીના જહાંગીરના જોધપુર મહેલમાં લઈ ગયો. તેની બાજુમાં સ્વામિભક્ત ધાત્રી પન્નાનો મહેલ આવેલો છે કે જેણે બાળક મહારાજાને બચાવવા માટે પોતાના પુત્રનું બલિદાન આપ્યું હતું.

આગળ જતાં આપણને એકસામટાં ૨૭ મંદિરોનો સમૂહ હતો તેનાં ખંડિયેરો દેખાય છે. આ બધાં મંદિરો ૧૧મી સદીનાં છે અને તેની પથ્થરની કારીગરી ઘણી જ ઉત્તમ છે. ૧૪૪૮ની સાલમાં વિષ્ણુના વરાહ અવતારનું આ મંદિર કુંભાએ બંધાવ્યું હતું. આની દક્ષિણમાં એક નાનું મંદિર છે, ત્યાં મીરાંબાઈએ સ્વામનાથની મૂર્તિ સ્થાપિત કરી હતી. એટલે તે મીરાંમંદિરના નામથી ઓળખાય છે. પરંતુ આ કુંભ–સ્વામમંદિર તથા મીરાંમંદિર ઘણાં જ નજીક આવેલાં હોવાથી બધા લોકો આ મોટા મંદિરને પણ મીરાંમંદિરના નામથી ઓળખે છે. અને વળી મીરાંમંદિર તથા કુંભસ્વામ મંદિરમાં જવાનો રસ્તો પણ એક જ છે. અને મીરાંબાઈ એક પ્રસિદ્ધ ભક્ત કવિ હોવાના કારણે પણ લોકો આ બે મંદિરના સમૂહને 'મીરાંમંદિર' ના એક સુપ્રસિદ્ધ નામથી ઓળખે છે.

આ જોઈ રહ્યા પછી એક ઘણી જ અગત્યની ઐતિહાસિક કૃતિ તરફ આપણું ધ્યાન ખેંચાય છે. ચિતોડના સ્ટેશનેથી ગાડીમાં બેઠાં બેઠાં જે અગમ્ય કૃતિ આપણે જોઈએ છીએ અને જેને જોવાની ઇચ્છા આપણે રોકી શકતા નથી–એ કૃતિ પાસે પહોંચતાં આપણને થાય છે કે દિલમાં કાંઈક કલા જેવું છે–અને હતું. એ કલાકૃતિ તે બીજી કોઈ નહિ જ, પણ 'જયસ્થંભ' ફક્ત આને જોવાને માટે ખાસ બહારગામથી–ખુદ પરદેશથી પણ–અનેક મુસાફરો આવે છે. એને જોઈએ છીએ ત્યારે ગુજરાતનો દીવો શિલ્પી યાદ આવે છે. શિલ્પકળાના ઉત્તમ નમૂનારૂપે એ ત્યાં જ આજ દાયકાઓથી ઊભો છે. મહારાણા કુંભાના વખતમાં માળવાનો રાજા મહમદશાહ લશ્કર લઈ ચિતોડ પર ચઢી આવ્યો. ગુજરાતનો રાજા અહમદશાહ એની મદદે આવ્યો. બન્ને સોહાન-



જયસ્થંભ

પુરની લડાઈમાં હાર્યા. તે વિજયની યાદમાં આ સ્થંભ બંધાયો હતો. કહેવાય છે કે આ સ્થંભને બાંધતાં દશ વર્ષ લાગ્યાં હતાં શિલ્પકામ એટલું બધું ઉત્તમ છે કે માનવી તેને જોઈને અચંબાની દુનિયામાં ગરકાવ થઈને શૂનમન બની ઊભો રહે છે–જાણે કે સ્વપ્ન જોતો હોય. સર્વ દેવોની મૂર્તિ એમાં કોરી કાઢવામાં આવી છે.

ઊંચાઈ ૧૨૨ ફૂટ. પગથિયાં ૧૨૭. અને નવ માળનો બનેલો એ સ્થંભ, નીચેના ભાગમાંથી ૨૦ ફૂટ પહોળો, મધ્યમાં ૧૩॥ અને ઉપર ૧૮॥ ફૂટ પહોળો છે. ખરેખર એ 'એ દિનોની યાદી' રૂપે ઊભો છે.

જયસ્થંભથી આગળ જતાં આપણને પદ્મિની મહેલ, કાળકા માતાનું મંદિર, સાસુવહુનો કુંડ, સૂર્યકુંડ, ગૌમુખકુંડ વગેરે જોવા મળે છે. અસલ

જ્યાં પદ્મિની મહેલ હતો ત્યાં હાલ ઉદેપુર દરબારનો મહેલ છે. પહેલાં સૂર્યકુંડ આવે છે અને તેની સામે કાળકા માતાનું મંદિર છે. મંદિર ઘણું જ જૂનું છે અને ઈ. સ. ૮૦૦ની સાલમાં બંધાયું હોય એવું ત્યાંના લેખ ઉપરથી માલૂમ પડે છે. મંદિરની સામે કુંડ છે. એ કુંડ જ સૂર્યકુંડને નામે પ્રસિદ્ધ છે. એને માટે એવી દંતકથા ચાલે છે કે ચિતોડના રાણાઓને લડાઈમાં મદદ કરવાને માટે એક ઘોડેસ્વાર દરરોજ બહાર આવતો અને શત્રુસંહારમાં મદદ કરતો. ચિતોડના રાણાઓ સૂર્યવંશી હોવાને કારણે આ કુંડનું નામ સૂર્યકુંડ રાખવામાં આવ્યું છે. આ કુંડ ઘણો જ પવિત્ર મનાતો હતો અને હજી મનાય છે. આ કુંડમાંથી દરરોજ મદદ કરવા આવનાર ઘોડેસ્વારની મદદ દૈવાશી કહેવાતી અને તેથી ચિતોડના રાણાઓનો હંમેશાં જય થતો એમ માનવાને કારણ મળે છે.

હવે રહ્યા બે કુંડો. એક ગૌમુખકુંડ અને બીજો સાસુવહુનો કુંડ. ગૌમુખકુંડમાં હમેશાં પાણી નવું આવ્યા જ કરે છે અને તે પહાડોમાંથી આવે છે. આ પાણી શિવલિંગ ઉપર પડે છે. સાસુવહુનો કુંડ એ એક જ છે પરંતુ કુંડના બે જુદા જુદા ભાગોમાં સાસુઓ અને વહુઓ નહાતી હોવાના કારણે તેને સાસુવહુનો કુંડ એવું નામ આપવામાં આવ્યું છે. ત્યાંતો આટલુ જોઈ રહીએ છીએ આપણે ગઢને એક નાકે આવી રહ્યા હોઈએ છીએ. અહીંથી પણ નીચે ગામ તરફ જોતાં સૃષ્ટિસૌંદર્ય નિહાળવાની સુંદર તક મળે છે. આખા ગઢમાં ફર્યા પછી ગૌમુખ કુંડનું પાણી પીવાથી આપણને ચઢેલો થાક ખરેખર ઊતરી જાય છે. બીજી દિશાએ 'કીર્તિસ્તંભ' આવેલો છે. તે પણ પથ્થરની કારીગરીનો ઉત્તમ નમૂનો છે.

આટલું બધું જાણ્યા પછી એક અગત્યની વાત રહી જાય છે તે જોઈએ કોઈ કહેશે ચિતોડમાં તો જૌહર કરનારી વીરાંગનાઓ હતી તેમને વિશે કોઈ વાત નથી આવતી પરંતુ જૌહર સ્થાન કોને કહેવું એ બહુ જટિલ પ્રશ્ન છે. ખરું જોતાં ચિતોડને જૌહરભૂમિ કહીએ તો તે અયોગ્ય નથી. એટલે અમુક જ જગ્યાને જૌહર સ્થાન કહેવું યોગ્ય નથી. તેરતેર હજાર સતીઓને બળવા માટે કેટલી જગા જોઈએ ? તે ઉપરથી આપણે કલ્પી શકીશું કે અમુક જગ્યાને જૌહર સ્થાન નામ આપવું વ્યાજબી નથી. આગળ આપણે જે મહારાણા કુંભાના મહેલના અંદરના ભાગને 'જૌહર સ્થાન' કહેવાનો દાખલો જોઈ ગયા પણ તે વાત લગભગ અશક્ય પુરવાર થઈ છે તે મહેલની આજુબાજુની જગાને મુખ્ય સ્થાન તરીકે ગણીએ તો વાંધો નથી કારણકે ચિતોડની મહારાણીઓની સુખડના કાષ્ટની ચિતાઓ ત્યાં થઈ હોય એમ માનવામાં બિલકુલ અતિશયોક્તિ નથી.

ચિતોડ વીરભૂમિ છે—હતી. આજે તો આપણે માત્ર તેનાં ખંડિયેરો જોઈ ભૂતકાળની જાહોજલાલી યાદ કરીને રાચવાનું જ રહ્યું. ખરેખર, જ્યારે આપણે ચિતોડના કિલ્લામાં ઊભા હોઈએ છીએ. ત્યારે આપણા હિંદના મહાન રજપૂત રાજાઓએ કરેલાં પરાક્રમના ગૌરવથી આપણી છાતી ફુલે છે. શત્રુના હાથમાં પકડાઈને પોતાના શીયળને ભયમાં મૂકવા કરતાં પોતાના પતિઓને હસને મુખે કેસરિયાં કરવા વિદાય દઈ સ્વહસ્તે ચિતામાં ચડવાનું પસંદ કરતી એ ચિતોડની શૂરવીર રજપૂતાણીઓને આપણા હજારો વંદન હો !

વંદન હો વીરભૂમિ ચિતોડને !

હરિલાલ બ્રિજરત્નલાલ અક્કડ

# સામાન્ય જ્ઞાન

## તમે જાણો છો ?

૧. મોરનાં પીછાંમાં રંગ છે કે ?

૨. પ્રકાશની ગતિ કેટલી ?

૩. ચંદ્ર ઉપર હવા છે કે ?

૪. વાતાવરણના ઉપલા થરમાં કયો વાયુ હશે ?

૫. આકાશમાં વીજળી થાય ત્યારે કડાકા શાથી સંભળાય છે ?

૬. હીરો અને કોલસો એ બન્ને એક જ તત્ત્વના બનેલા છે ?

૭. તાવ માપવાનું થર્મોમિટર ઊકળતાં પાણીમાં ધોવાય કે ?

૮. દરેક વનસ્પતિને ફૂલ હોય છે કે ?

૯. વ્હેલને માછલી કહી શકાય કે ?

૧૦. હિમાલય એક વાર સમુદ્રની નીચે હતો એ વાત ખરી કે ?

### જવાબ

૧. મોરનાં પીછાંમાં જે રંગ દેખાય છે તે માત્ર તેના ઉપર પડતા પ્રકાશના વિખેરણથી (વિખેરાઈ જવું તે) ઉત્પન્ન થાય છે. પીછાંની અંદરના તાંતણામાં રંગ હોતો જ નથી. સૂર્યની સામે અથવા પ્રકાશિત દીવાની સામે ધરીને પીછાંમાં થઈને જોશો તો અંદર રંગ માલુમ પડશે નહિ.

૨. પ્રકાશની ગતિ એક સેકન્ડની ૧,૮૬,૦૦૦ માઈલો છે. એટલે કે પૃથ્વીની ફરતે પ્રકાશનું કિરણ ફરતું હોય તો એક સેકન્ડમાં લગભગ સાત વાર ફરી શકે.

૩. ચંદ્ર ઉપર કોઈપણ જાતના વાતાવરણનો અભાવ છે. જો ચંદ્રની સપાટી ઉપર હવા હોત તો એની સપાટી દેખાય તેટલી સ્પષ્ટ જોઈ શકાત નહિ.

૪. સૌથી હલકામાં હલકો વાયુ હાઈડ્રોજન છે, એટલે પૃથ્વીના ઉપલા વાતાવરણમાં માત્ર હાઈડ્રોજન રહેલો છે.

૫. આકાશમાં વીજળીનો ચમકારો થાય એટલે તેટલા ભાગમાંની હવા એકાએક ખૂબ ગરમ થઈ જાય છે. હવા ખૂબ ગરમ થાય એટલે ખૂબ વિસ્તાર પામે છે અને તેથી કડાકા થાય છે.

૬. હીરો એ માત્ર કોલસાનું બીજું સ્વરૂપ છે. કોલસો કાળો હોય છે. હીરો ચળકાટવાળો અને પાસાવાળો પદાર્થ છે. હીરો ઘણો સખત થયેલો કોલસો જ છે. કોલસો પોચો હોય છે. જમીનમાં ખનિજ કોલસા ઉપર ખૂબ દબાણ થવાથી લાંબે કાળે સ્ફટિકરૂપે હીરો પેદા થાય છે. હીરો પણ કોલસાની પેઠે બળી જાય છે.

૭ તાવ માપવાનું થર્મોમિટર ઊકળતાં પાણીથી ધોઈ શકાતું નથી, કારણકે એ થર્મોમિટરની અંદર પારો રહે તે નળી આશરે ૧૧૦ ડિગ્રી (ફેરનહિટ) જેટલું ટેમ્પરેચર (ઉષ્ણતામાન) થાય એટલે આખી વિસ્તૃત થયેલા પારા વડે ભરાઈ જાય છે. પાણી ઊકળે તે ટેમ્પરેચર ૨૧૨ ડિગ્રી ફેરનહિટ જેટલું હોય છે, એટલે પારો વધુ વિસ્તાર પામે છે અને તેથી અંદરની નળીમાં જગા ન મળવાથી પારો થર્મોમિટને તોડી નાંખે છે.

૮ વનસ્પતિના બે વિભાગ છે. જે વનસ્પતિને ફૂલ આવે છે તે સપુષ્પ અને જેને ફૂલ ન આવે તેને અપુષ્પ વનસ્પતિ કહેવામાં આવે છે. હંસરાજ, બિલાડીની ટોપ, ફૂગ, લીલ, સેવાળ વગેરે વનસ્પતિને ફૂલ આવતાં નથી. એ વનસ્પતિમાં ઉત્પાદન કરવાનું કાર્ય તેનાં પાંદડાં અથવા ભાગો કરે છે.

૯ વ્હેલ સમુદ્રમાં રહેનારું ગરમ લોહીવાળું પ્રાણી છે. એ સમુદ્રમાં રહે છે એટલે એને માછલી ગણવામાં આવે છે, પરંતુ એ માછલીથી ઘણી રીતે જુદું પડે છે. એને શ્વાસમાં હવા જોઈએ છે.

૧૦ હિંદુસ્તાનનો ઉત્તર પ્રદેશ (પંજાબ, રજપૂતાના સંયુક્ત પ્રાંત, તથા ટિબેટ અને હિમાલયનો પ્રદેશ એક કાળમાં ખૂબ નીચાણમાં હતા એટલું જ નહિ, પરંતુ એ પ્રદેશ સમુદ્રની અંદર ડૂબેલો હતો. ઉત્તર તરફના પ્રદેશના દબાણથી એ ભાગ બેવડાઈને ઊંચે આવવા લાગ્યો અને કાળક્રમે સમુદ્રની બહાર નીકળીને પણ ઊંચે વધી ગયો. હજી પણ હિમાલય અને તેની દક્ષિણનો પ્રદેશ ધીમે ધીમે ઊંચે જાય છે.

ડૉ. યશવંત ગુ. નાયક
એમ. એસ સી. પી. એચ ડી.

અર્થ સાતમો થાય છે. આ રીતે ઑક્ટોબર એટલે આઠ અને ડિસેમ્બર બાર આવાં નામ આપ્યાં. જેનસ દેવના નામ પરથી જાન્યુઆરી નામ આપ્યું.

ચાંદ્ર માસની ગણતરી પ્રમાણે વરસના ૩૫૪ દિવસ થયા. રોમનોને બેકી નંબર ના ગમ્યો એટલે એમણે આમાં એક દિવસ ઉમેરી વરસના ૩૫૫ દિવસ ગણ્યા. પણ વર્ષના તો ૩૬૫¼ દિવસ. એટલે ૧૦¼ દિવસની ખાધ આવી. રાજકારણના મહત્ત્વના પ્રકરણો અંગે અને શિયાળો ઉનાળો બરાબર ઋતુ પ્રમાણે આવે એટલા માટે રોમન સેનેટ અવારનવાર એક મહિનો વધુકો ગણતું.

જુલિયસ સીઝરને આ ના ગમ્યું. તેણે પહેલી જાન્યુઆરીએ વર્ષનો પ્રારંભ ગણવાનું જાહેર કર્યું અને વરસના ૩૬૫ દિવસ બનાવવા ફેબ્રુઆરી સિવાયના દર બીજા મહિનામાં એક દિવસ ઉમેરી દીધો. પોતાના નામ ઉપરથી સાતમા મહિનાનું નામ જુલાઈ રાખ્યું. સીઝરની ગોઠવણી પ્રમાણે ફેબ્રુઆરીના ૨૯ દિવસ અને દરેક મહિનાના વારાફરતી ૩૧–૩૦ દિવસ અનુક્રમે રહ્યા.

પણ હજુ દિવસની ખોટ બાકી રહી તે ઑગસ્ટસે સુધારી. તેણે દર ચાર વરસે એક દિવસ વધારે ગણવાનું રાખ્યું. પોતાના નામ ઉપરથી તેણે આઠમા મહિનાનું નામ ઑગસ્ટ રાખ્યું. આ તો ઠીક પણ જુલિયસના નામ ઉપરથી જુલાઈ માસના ૩૧ દિવસ હોય ને પોતાના નામ પરથી ઑગસ્ટ માસના ૩૦ દિવસ રહે એ તેને અપમાનભર્યું લાગ્યું. એથી એણે ઑગસ્ટના ૩૧ દિવસ નક્કી કર્યા. આ ફેરફારથી પાછળના મહિનાઓનો ક્રમાંક બદલાયો; વળી આ વધારાનો દિવસ મેળવી લેવા ફેબ્રુઆરીમાંથી એક દિવસ ઓછો કર્યો, એટલે એના ૨૮ દિવસ કાયમ થયા. આ પ્રમાણે બે હજાર વરસો પૂર્વે ગોઠવાયેલું ઑગસ્ટસનું કેલેન્ડર અદ્યપિ પ્રચલિત છે.

ચાલુ કેલેન્ડરની અપૂર્ણતાથી વેપારી કામકાજમાં અગવડતા આવે છે. તેથી ઈ. સ. ૧૯૨૩માં લીગ ઑવ નેશન્સે કેલેન્ડરને સંપૂર્ણ બનાવવાની યોજનાઓની માગણી કરી. ઘણી યોજનાઓ ધરવામાં આવી પણ આમાંની ફક્ત બે ઉપયોગી છે. એક યોજના એવી છે કે વરસના તેર મહિના ગણવા અને મહિનાના ૨૮ દિવસ રાખવા. વરસ પૂરું થાય એટલે એક દિવસ વધારે ગણવો. અને દર ચાર વરસે જુન માસમાં એક દિવસ વધારે ગણવો. બીજી પદ્ધતિ બાર મહિનાના વરસને ચાર ભાગમાં વહેંચી નાખવાની છે. ત્રણ ત્રણ મહિનાના ચાર ભાગલા પાડવા. દરેક ત્રણ મહિનાના ભાગલામાં પહેલા મહિનાના ૩૧ દિવસ ગણવા અને બાકીના બેના ૩૦ દિવસ ગણવા. વરસના અંતે એક દિવસ વધુકો ગણવો અને તે શનિવાર જ હોવો જોઈએ. બેસતું વરસ રવિવારે જ આવે એવી આ યોજનાની ગણતરી છે. દર ચાર વર્ષે જુન મહિનામાં એક દિવસ વધારે ગણવાની યોજના આ પદ્ધતિમાં પણ છે.

શિવપ્રસાદ કુ. ત્રિવેદી

વર્ષ ૫
અંક ૯



તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

મે : ૧૯૪૦



હું સદા ઉત્તમ આચારનું શ્રવણ કરુ
સદા ઉત્તમ ઉપદેશકોનો અને ઉત્તમ
સમાગમ રહો, તો જ હું ઉત્તમ
મનન કરી શકું. જે ઉત્તમ બાબતો
શ્રવણ કર્યું છે તે મારા મનમા ઉતરો
ઉપર મનન થઈ તે આત્મામા સ્થિર
ઉત્તમ શ્રવણ અને ઉત્તમ બાબતોનો
એ મારામાથી કોઇપણ દિવસે અદૃશ્ય ન
સત્યને ગ્રહણ કરવામા મારા મનમા
વેગ હો. મારી ચક્ષુ ઇન્દ્રિયનું દર્શન
પવિત્ર કર્મનું કારણ બનો. જ્ઞાનરૂપી
મારામા અખંડિત રહો જેથી કોઇપણ
મારામા અજ્ઞાનરૂપી અંધકાર આવી શકે
સુશ્રવણ, સુમનન, સુદર્શન અને જ્ઞાનમય
એ ચાર મારામા નિરન્તર રહો.

# કિશોર

વર્ષ ૫ | મે : ૧૯૪૦ | અંક ૯

## અનુક્રમણિકા



## સુધારો

માર્ચ મહીનાના 'કિશોર'માં ૨૪૩મે પાને બીજા ફકરામાં પહેલી ને બીજી લીટીમાં 'બુધ' છપાયું છે ત્યાં 'શુક્ર' એમ સુધારી લેવું.

## લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અગર, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું શિરનામું લખી જણાવવું.

લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ



લવાજમ : હિંદમાં રૂ. ૪-૦-૦ અને તથા પરદેશના રૂ. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેશુરભાઈ મિસ્ત્રી ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૧૦-૫-૪૦

વર્ષ ૫ અંક ૯

# કિશોર

મે : ૧૯૪૦

## હતાશને

શાને સખા તું ગતકાલ શોચતો
હારી બધી હામ હતાશ થૈને
નસીબને નાહક દોષ દેતો
બેસી રહ્યો આમ ઉદાસ ચિત્તે ?
સખા તને, તું સરખા યુવાનને
શોભે વળી આમ હતાશ થાવું ?
થા સાબદો, કમ્મર લે કસી, ને
ઝૂકાવ પાછો, ભડવીર, જંગમાં !
હું તો ગણું યૌવન એ જ ધન્ય
જે સ્હેજ એવા વિજયે ફુલાઇ
બેસી રહેવા કરતાં અજેયને-
દુર્જેયને-જીતી જવા ઝૂઝંતાં
પરાજયો સૌ સ્મિતથી વધાવે
ને બેવડી ઉલટથી ફરી ધાય જંગે !

**નૌતમ**

# કિશોરોને

૧૧

દોસ્તો,

ખરેખર, આપણે ભાગ્યશાળી છીએ કે આ જમાનામાં આપણે જન્મ્યા છીએ. દુનિયાએ નહિ જોયેલી એવી મોટી મોટી ચળવળો અને કલ્પનામાંય ન આવે એવી વિજ્ઞાનની શોધોનો આ જમાનો છે.

તમે આખા જગતના સમાચાર તમારા ઘરના નાનકડા ખૂણામાં બેસીને વાંચી શકો છો. આખી પૃથ્વી જાણે કે ખૂબ નિકટ આવતી હોય તેમ લાગે છે. હજારો માઈલ દૂરના સંદેશાઓ આવે છે અને જાય છે; હજારો માઈલ દૂરનાં ભાષણો, ગાન વગેરે આપણે એક નાનકડા યંત્રદ્વારા સાંભળી શકીએ છીએ. માણસની બુદ્ધિનો કેવો પ્રભાવ છે, તેણે સ્થળ ઉપર કેવો મહાન વિજય મેળવ્યો છે!

અને આપણે ઘરને આંગણે તો જુઓ! કેવી મહાન વિભૂતિઓ અવતરી છે! પેલો 'ભવ્ય ડોસો' અહિંસા અને સત્યનાં સૂત્રોથી આખી આલમને પડકારી રહ્યો છે. એક દિવસ, હજારો વર્ષો પહેલાં, આર્કિમિડીસ નામના મોટા વિજ્ઞાનશાસ્ત્રીએ પણ એવો પડકાર કરેલો. તેણે કહેલું કે જો મને જગતની બહાર ક્યાંક ઊભા રહેવાની જગ્યા આપો, તો આખી પૃથ્વીને ઊંચકી બતાવું. આ દરિદ્રનારાયણની સેવા કરનારો પણ કહે છે કે મને સાચું અહિંસક જૂથ આપો અને જુઓ હિંસા તેના સામે કેટલી ટકે છે!

અને પણે દૂર દૂરના એક આશ્રમમાં ભારતમાતાની સંસ્કૃતિનાં ગાન ગાનારો દિવ્યદૃષ્ટિવાળો કવિ આખા જગતને પોતાના દેશને આંગણે અતિથિ તરીકે બોલાવી રહ્યો છે. આપણાં અમૃતનાં સંતાનોની વાણી તે આખી પૃથ્વીમાં સંભળાવી રહ્યો છે. જગતને કોઈપણ ખૂણે થતા અન્યાય અને અમાનુષી આચરણથી તેની હૃદયવીણા એકદમ ઝણઝણી ઊઠે છે! અને છતાં તે ગાન આનંદનાં ગાનારો છે!

અને પણે દક્ષિણ ભારતમાં પરદેશી રાજ્યમાં એક યોગી વર્ષો થયાં આખા વિશ્વની ઉન્નતિ માટે તપ તપી રહ્યો છે. તે નથી કોઈને મળતો, નથી કોઈને દેખાતો. એક નાનકડા ઓરડામાં કોઈ ન કળી શકાય તેવી એકાગ્રતાથી પોતાનું કાર્ય તે કરી રહ્યો છે.

અને... હમણાં જ જેણે પોતાનો દેહ છોડ્યો, એવો તે વિજ્ઞાનશાસ્ત્રી! તેણે તો આપણાં અમૃતનાં સંતાનોની વાણી વનસ્પતિ દ્વારા સંભળાવી! 'આ જગતમાં બધું જ ચેતન છે, કાંઈ જ જડ નથી' એ ઉપનિષદના સૂત્રને તેણે પ્રયોગ દ્વારા સિદ્ધ કરી બતાવ્યું.

દોસ્તો, આ બધાનાં નામ તો તમે જાણો જ છો. ના જાણતા હો તો જાણી લેજો. તેથી જ મેં તમને શરૂઆતમાં કહ્યું કે આપણે ભાગ્યશાળી છીએ. જે યુગમાં ભવિષ્યનો ઈતિહાસ ઘડનારાનો પ્રત્યક્ષ પરિચય મળે, જે યુગમાં જગતનું ભાવિ ઘડનારી ચળવળોમાં ભાગ લેવાનું મળે, તે યુગમાં જીવવું એ કેવું સદ્ભાગ્ય!

આપણા ગુજરાતમાં એક કહેવત છે:

'અડીકડી વાવ ને નવઘણ કુવો,
જે ન જુએ તે જીવતો મુઓ!'

તમને નથી લાગતું કે આ યુગમાં જન્મ્યાં છતાં જેણે આ યુગને ઘડનારી વિભૂતિઓનો કાંઈ જ પરિચય સાધ્યો નથી તે જીવતો જ મુઓ છે?

લિ૦ તમારો
'અલગારી'

# સોરાબ અને રુસ્તમ

જૂના જમાનામાં જ્યારે ઈરાનમાં પારસીઓનું રાજ્ય હતું ત્યારે ત્યાં રુસ્તમ નામનો એક મશહૂર પારસી લડવૈયો થઈ ગયો. એ ભીમ જેવો બળવાન ને કદાવર હતો અને અર્જુન જેવો પરાક્રમી ને વિશ્વવિજયી હતો.

સરહદી પ્રદેશના એક જંગલમાં શિકાર કર્યા પછી ખાઈપીને એ બપોરી ગાળતો હતો ત્યારે રક્ષ નામનો એનો ઘોડો ચરતો ચરતો જરા દૂર નીકળી ગયો. ને રુસ્તમે ઊઠીને જોયું તો ઘોડો ન મળે! પગેરું કાઢતાં કાઢતાં સમનગાન નામક તુરાની શહેરમાં એ ગયો અને ત્યાંના ઠાકોરને કહ્યું, 'મારો ઘોડો તમારા ગામમાં કોઈ લઈ આવ્યું છે તે તરત મને સ્વાધીન કરો, નહિ તો તમારી વાત તમે જાણ્યા!'

ઠાકોરે કહ્યું, 'ખમૈયા કરો! આપ તો મોટા માણસ છો. આપનો ઘોડો અહીં આવ્યો હશે તો ક્યાં જવાનો છે? હું તપાસ કરાવું છું. દરમિયાન આપનાં પગલાં અમારે ત્યાં ક્યાંથી? ચાલો દરબારગઢમાં. અમને આપની મહેમાનીનો લહાવો લેવા દો.'

આમ રુસ્તમ દરબારગઢમાં મહેમાન થયો. ઠાકોરે એના માનમાં મોટી મિજલસ કરી ખાન, પાન, તાન અને ગાનની રેલમછેલ ઊડી. અને એમ કરતાં રાત પડી.

મધરાતે શયનખંડનું એક બારણું અણધાર્યું ખૂલ્યું અને રુસ્તમની આંખ પર અણધાર્યાં અજવાળાં પડ્યાં. એ જાગી ગયો અને જુએ છે તો ખંડમાં જાણે કોઈ પરીનો પ્રવેશ થયો છે! રુસ્તમને દિઙ્મૂઢ જોઈ એ પરી જેવી સુંદર કન્યાએ કહ્યું, 'હું સમનગાનની રાજકુમારી તહેમિના છું. આપના બાહુબળ ને પરાક્રમની ગાથાઓએ મારી નિદ્રા લૂંટી લીધી છે. હું આપને વિનવવા આવી છું કે કૃપા કરીને મારા પિતા પાસે મારું માગું કરો.'

'પરાક્રમ કે મરણ બેમાંથી એકને જ વરવા રખડતા મારા જેવા આદમીને પરણવામાં તમે શું સુખ જુઓ છો?' રુસ્તમે આ અણધારી માગણીથી મૂંઝાતાં જવાબ આપ્યો.

'એમાં આપ મને કશું અજાણ્યું કે અણકલ્પ્યું કહેતા નથી. આપના જેવા એકલવીરના એક માત્ર વીરપુત્રને ધવડાવતાં, રમાડતાં અને ઉછેરતાં પિયરમાં પડયે પડયે પણ હું મારી જાતને ધન્ય માનીશ.'

'પણ અહીં તો હું મારા ઘોડાને શોધવા આવ્યો છું. મારા એ યુદ્ધસંગાથીને શોધ્યા વિના મને બીજી કોઈ વાત ગમવાની નથી.'

'એની આપ ચિંતા ન કરશો. મારે એ અપાવવો, પછી છે કાંઈ? એ અહીં આવ્યો છે તેમાં પણ આપનાં દર્શનની મારી ઝંખના જ કારણભૂત છે.'

છેવટે તહેમિનાની દરખાસ્ત કબૂલ કરવામાં આવી ને સવારે ઠાકોર આગળ રજૂ થતાં એમણે પણ તેનો સ્વીકાર કર્યો.

લગ્ન પછી થોડા જ દિવસમાં યુદ્ધવીર રુસ્તમ તો પોતાના પ્રિય અશ્વ પર સવાર થઈને દેશ ગયો. પણ જતે જતે એ પોતાનું એક આભૂષણ આપતો ગયો ને તહેમિનાને કહેતો ગયો કે 'જો પુત્રી અવતરે તો આ એના અંબોડે પહેરાવજે ને પુત્ર અવતરે તો એને હાથે પહેરાવજે.'

નવ માસ પછી તહેમિનાને એક પુત્ર સાંપડયો ને એનું નામ સોરાબ પાડવામાં આવ્યું એ હાથી જેવો બળવાન ને પ્રચંડકાય હતો. પાંચ વર્ષની ઉમ્મરે એ શેરને હરાવવાની હિંમત બીડતો ને દશ વર્ષનો થયો ત્યારે મોસાળમાં એની સામે ટકવાની કોઈ જુવાનડો ભાગ્યે જ હિંમત કરતો. રુસ્તમના રક્ષથી જ ઉત્પન્ન થયેલા એક પાણીદાર વછેરા પર એ સવારી કરતો ને ધરતી ધ્રુજાવતો.

રુસ્તમે તુરાનના શાહ અફ્રાસિયાબને અનેક વાર હરાવીને ધૂળ ચાટતો કર્યો હતો. એથી એ રુસ્તમ અને ઈરાન પર વેર વાળવાની હંમેશાં તક શોધ્યા કરતો. સોરાબની માને બીક હતી કે સોરાબની પ્રચંડ શક્તિ ને સાહસપરાયણતાની વાત રુસ્તમને કાને જશે તો એ એને પોતાની પાસે બોલાવી લેશે ને અફ્રાસિયાબને કાને જશે તો એ એને મારી નાખવાનું કાવતરું કરાવશે.

પણ સોરાબ એમ છાબડે ઢંકાય એવો નહોતો. માતાને પૂછી પૂછીને એણે પોતાના મહાન કુળની બધી વિગતો જાણી લીધી ને ઈરાન અને તુરાન બંનેને કબજે કરવાનાં, પોતાના પિતાને મળવાનાં, બાદશાહ થવાનાં ને પોતાની માતાને રાજમાતા બનાવવાનાં સ્વપ્નોથી પ્રેરાઈ એણે લશ્કર એકઠું કરવા માંડ્યું. દાદાએ એને ઉત્તેજન આપ્યું. ને માતાએ નાછૂટકે એને વિદાય આપી. ને પોતાનો ભાઈ ઝંદરઝમ જે રુસ્તમને બરાબર ઓળખતો હતો તેને સાથે મોકલી સોંપણ કરી કે 'ભાઈ, બાપ-દીકરાનો ભેટો થાય ત્યારે સોરાબને રુસ્તમની ઓળખ આપજે. અજાણતાં એ આખડી ન પડે.'

બીજી બાજુ અફ્રાસિયાબને સોરાબની આ લડાયક તૈયારીઓની ને ઈરાન જીતવાના થનગનાટની વાત મળી એટલે એણે પણ તક સાધી. હુમાન અને બારમાન નામના પોતાના પ્રખ્યાત સરદારોની સરદારી નીચે એક જંગી લશ્કર તૈયાર કર્યું ને સોરાબને એની સરદારી લેવાનું ને ડંકો કરવાનું કહેણ મોકલ્યું. અફ્રાસિયાબની યોજના એવી હતી કે ઈરાન પર ચડાઈ લઈ જવાય તો રુસ્તમ બહાર પડ્યા વિના રહેવાનો નથી. એટલે આ છોકરો છેવટ સુધી એના બાપને ઓળખી ન શકે એટલી વ્યવસ્થા થાય ને બાપદીકરાને અથડાવી મરાય, તો સોરાબના જુવાન લોહી આગળ ઘરડો રુસ્તમ મૂઓ પડ્યો છે. ને એક વાર આમ રુસ્તમ મર્યો તો ભોળા સોરાબનો કાંટો કાઢવાના હજાર રસ્તા થઈ રહેશે.

સોરાબે અફ્રાસિયાબનું કહેણ સ્વીકાર્યું. અને બંને લશ્કરો લઈને એણે ધવલગઢ નામના ઈરાનના એક નજીકમાં આવેલા કિલ્લા પર હલ્લો કર્યો. એમાં એને સફળતા મળી. હજીર નામનો ધવલગઢનો પ્રખ્યાત સેનાપતિ કેદ પકડાયો ને ત્યાંનો સૂબો પોતાનાં માણસો સાથે છૂપા માર્ગે નાસી છૂટ્યો.

આ હારની ખબર થતાં ઈરાનનો બાદશાહ જંગી લશ્કર લઈને રુસ્તમ સમેત ધવલગઢ પર ચડી આવ્યો. ધવલગઢની સામેના મેદાનમાં પડાવ નાખ્યા પછી સૂર્યાસ્ત થતાં દુશ્મનોનો પોષાક પહેરીને રુસ્તમ દુશ્મનોની છાવણીમાં બાતમી મેળવવા ઘૂસી ગયો. કેટલીક ચર્ચા નિહાળ્યા પછી ત્યાં એ ઝંદરઝમની નજરે ચડ્યો. ને કોઈ નવતર બાંધાનો અવનવો સૈનિક લાગતાં એણે ઝબ લઈને હાથ પકડીને પૂછ્યું, 'અલ્યા ઊભો રહે! કોણ છે? આમ અજવાળે આવ! મને તારું મોં જોવા દે.' જવાબમાં ઝંદની ગરદન પર માત્ર એક વજ્રમુષ્ટિનો પ્રહાર થયો. ને એ ઝાડ તૂટી પડે એમ મડદું થઈને તૂટી પડ્યો.

સોરાબને મામો મરાયાની ખબર પડી ત્યારે મારનારની ખૂબ તપાસ કરાવવામાં આવી પણ એ તો બિલ્લીપગે ક્યારનોય પોતાને મુકામે પાછો પહોંચી ગયો હતો એટલે કાંઈ પત્તો લાગ્યો નહિ. સોરાબે સવારમાં આનું વેર વાળવાનો નિશ્ચય કર્યો અને જરૂરી તકેદારીના હુકમો કરી આરામ કર્યો.

સવારમાં વહેલા ઊઠીને સોરાબે લડાઈની તૈયારીઓ કરવા માંડી. પોતે શસ્ત્રસજ્જ થઈને એક ટેકરી પર ગયો ને ત્યાં ધવલગઢના ગિરફતાર સેનાપતિ હજીરને બોલાવી ધાકધમકી અને સ્વતંત્રતાની ને ધનની લાલચોથી શત્રુદળના તંબુઓ ઓળખી લેવા માંડ્યા. હજીરે બધા તંબુઓની સાચી બાતમી આપી પણ રુસ્તમના તંબુની વાત આવી ત્યારે બીજાનું નામ દીધું ને એવું કહ્યું કે 'એ તો હજી આવ્યો પણ નથી.' એના દેશપ્રેમી દિલને લાગ્યું કે રુસ્તમનું ખરું ઠેકાણું હું બતાવીશ તો સોરાબ સૌથી પ્રથમ ત્યાં જ હલ્લો લઈ જશે ને આ જુવાન જોદ્ધા સામે ન કરે નારાયણ ને ઘરડો રુસ્તમ ન ટકી શક્યો તો ઈરાન પરદેશીઓને હાથે જશે.

સોરાબ પોતાના પિતાને મળવા ને ઓળખી લેવા ખૂબ આતુર હતો પણ એની આતુરતા આમ અણુસતોખી જ રહી ને લડાઈ નો ડંકો વગાડવાનો વખત થયો એટલે ઝંદરઝમના ખૂનનુ વેર વાળવાનો નિશ્ચય કરીને એણે ઈરાનના શાહના તબુ પર જ પ્રથમ હુમલો કર્યો ઈરાની લશ્કરનો કચ્ચરઘાણ વળી ગયો ને શાહની જિંદગી જોખમમા આવી પડી રુસ્તમનો એ આરામનો દિવસ હતો બીજા સરદારો સોરાબ સામે ન ફાવે ત્યારે જ પોતે બહાર પડવાનો હતો પણ હાહાકારના આ સમાચાર અને શાહના કાકલૂદીભર્યા કહેણોથી રુસ્તમ પોતાનો તબુ છોડી રક્ષ પર સવાર થઈને રણક્ષેત્ર પર આવ્યો સોરાબનું વિશાળ વક્ષસ્થળ, પાડા જેવી ખાધ અને બરાબર પોતાના જેવા જ અગપ્રત્યગો જોઈ ને એ બોલી ઊઠયો. 'શો જોદ્ધો છે ? સામ વડુવા સામ અને નરીમાનનું જ જાણે પ્રતિબિબ ! શત્રુદળમા આ કોઈ અનોખુ જ શરીર છે !'

છેવટે નક્કી થયુ કે બંને લશ્કરોએ કાપાકાપી બધ રાખવી ને પ્રથમ સોરાબે રુસ્તમ જોડે દ્વંદ્વ-યુદ્ધમા ઊતરવુ આ માટે જરા દૂર એક એકાંત સ્થળ પસદ કરવામા આવ્યુ ને દ્વંદ્વ શરૂ કરતા પહેલા સોરાબ બોલ્યો :

'તમે ઘરડા છો મારી એક જ મુક્કીના ઘરાક છો હજી પાછા જવુ હોય તો જાઓ '

'મનમા ખાડ ન ખાઈશ મને જેટલા વરસો થયા છે એટલા તો તને દહાડા પણ નહિ થયા હોય સાચુ કહું તો તારા જેવા દુશ્મનને જોઈ ને મને થાય છે કે જાણે જવા દઉ તુરાન શુ ઈરાનભરમા અજોડ એવા તારા દેહને શુ મૃત્યુ જ ઘરે છે ? મારા દિલમા તને જોઈ ને કોઈ અણધાર્યુ વહાલ ઊપજે છે '

આ શબ્દો સાભળતા સોરાબનુ દિલ લાગણીથી હલમલી ઊઠ્યુ એ બોલ્યો, 'રાખો ! હું તમને એક સવાલ પૂછુ તમારુ કુળ કયુ છે ? મને લાગે છે કે તમે નરીમાનના કુળના છો ને રુસ્તમ તમે પોતે જ છો સાચુ જ બોલજો હુ રુસ્તમને જ શોધુ છુ '

રુસ્તમને આ પ્રશ્નમા કાઈ જુદુ જ સમજાયુ એણે વાત ઉડાવી, 'રુસ્તમ અહી ક્યાથી હોય ? એ તો ઈરાનનો શેર છે એ તારી જોડે દ્વંદ્વમા ઊતરે ? છટ !'

'ત્યારે તમે કોણ છો ?'

'હું ? હુ તો એક અપજન છુ મારે નથી રાજ કે નથી તાજ '

સોરાબ આ જવાબથી નિરાશ થયો તહેમિનાએ રુસ્તમનુ જે વર્ણન આપ્યુ હતું તે આ પુરુષને બરાબર લાગુ પડતુ હતુ પણ અફસોસ! એ રુસ્તમ હોવાનો ઈન્કાર કરતો હતો!

પછી દ્વંદ્વ શરૂ થયુ ને ત્રણ દિવસ ચાલ્યુ પહેલે દહાડે ભાલાથી શરૂઆત થઈ ભાલા ભાગી ગયા ત્યારે ધનુષ્ય બાણ હાથ ધરવામા આવ્યા એ પણ નિષ્ફળ ગયા. ત્યારે રુસ્તમે કૂદીને સોરાબનો ચામડાનો કમરપટો પકડયો ને પોતાનુ બધુ જોર વાપરીને એને ઘોડા પરથી તોડી પાડવા એક સખત આચકો માર્યો પણ સોરાબ ચસ્યો સરખો નહિ ઊલટો જવાબમા રુસ્તમના ખભા પર સોરાબની ગદાનો એક વજ્રપ્રહાર થયો ને એની પીડાએ રુસ્તમ કૂદીને દસ કદમ દૂર જઈ ઊભો આમ લડતા લડતા ને એક બીજા પર જોર ઝીકતા ત્યારે બને લોથપોથ થઈ ગયા ને પરસેવામા પણ લોહીના ટીપા આવવા માડયા ત્યારે બીજે દિવસે મળવાનો વાયદો કરી બને છૂટા પડયા

પણ રુસ્તમે વચનભગ કર્યો ત્રીજી વેગે એ પાછો ગયો ને પોતાનુ લશ્કર લઈને તુરાની લશ્કર પર તૂટી પડયો સોરાબ આવવા સુધીમા તો ભારે ખુવારી થઈ ગઈ પણ હુમાને ઝીક ઝીલી ને પછી તો સોરાબ આવ્યો એટલે એણે એનો પૂરો બદલો આપ્યો

રાત પડી ને યુદ્ધ બધ રહ્યુ ત્યારે સોરાબે હુમાનને બોલાવીને રુસ્તમ વિષે પૂછપરછ કરી પણ હુમાને પણ અફરાસિયાબની યોજના પ્રમાણે એમ જ કહ્યુ કે 'જેને આપ રુસ્તમ ધારો છો તે રુસ્તમ નથી જ'

ફરી હજુર પાસે પણ બાતમી મેળવવા પ્રયત્ન કર્યો પણ એણે પણ એવું જ કહ્યું !

બીજે દિવસે કુસ્તીનો જંગ જ ખેલવાનું નક્કી થયું. ને લાંબી ચડસાચડસી ને ભારે ઝહેમત પછી દાવ આવતાં સોરાબે રુસ્તમને ચત્તાપાટ પછાડ્યો ને છાતી પર ચડી બેઠો. સોરાબ પછી રુસ્તમનું માથું ધડથી જુદું કરવાની તૈયારીમાં હતો ત્યારે રુસ્તમે બંધાઈથી કહ્યું, 'તને કુસ્તીના જંગની સભ્યતા આવડતી લાગતી નથી. શત્રુને બે વાર પછાડવો જોઈએ ને બે વાર એની છાતી પર ચડી બેસવું જોઈએ. પછી ત્રીજી વાર જ પૂરો કરાય.'

ભોળો દ્વંદ્વમલ્લ એ સભ્યતાનો સ્વીકાર કરી ઊઠી ગયો ને બીજે દિવસે સાંજ મળવાનું નક્કી કરી બંને પોતપોતાને ઘોડે બેસી થાક્યાપાક્યા પોતપોતાની છાવણી પર ચાલ્યા ગયા. રુસ્તમને પૂરો કરવાની આ તક સોરાબે જવા દીધી એ જાણતાં હુમાને ઘણો અફસોસ કર્યો ને સોરાબને અપાય એટલો મીઠો ઠપકો આપ્યો. ને એવો કોઈ નિયમ નથી એમ પણ કહ્યું. પણ સોરાબે એને શાંત થવા કહ્યું ને બોલ્યો :

'તમે ફિકર શું કામ કરો છો ? મારા પંઝામાંથી એ બુઢ્ઢો કેટલા દહાડા છટકવાનો છે ? એના શા ભાર છે ?'

પણ ત્રીજે દહાડે અણધાર્યું જ બન્યું. લાંબી ઝપાઝપી પછી સોરાબ રુસ્તમના દાવમાં આવી ગયો. રુસ્તમ એને પછાડી છાતી પર ચડી બેઠો. ને ગઈ કાલે ભણાવેલી સભ્યતા કોરે મૂકી સોરાબની છાતીમાં ખંજર પહેરાવી દીધું !

સોરાબે એક ઊંડી આહ નાખીને કહ્યું, 'અફસોસ ! મારા પિતા રુસ્તમનો મને ભેટો ન જ થયો. પણ યાદ રાખજે ! આનું વેર એ લીધા વિના રહેવાના નથી !'

વીજળી પડે એમ આ શબ્દો રુસ્તમના કાન પર પડ્યા ને એ સમસમી ગયો. એના દિલનો બધો શત્રુભાવ ઓસરી ગયો. દિલ પુત્રપ્રેમથી ધડકી ઊઠ્યું ને ફાટતે અવાજે ને ફાટતી આંખે એણે પૂછ્યું, 'હેં ! હેં ! શું કહ્યું ? તું રુસ્તમનો દીકરો છે ? સાબિતી શી ? રુસ્તમ તો હું પોતે જ છું. શું મેં મારા દીકરાને ચીરી નાખ્યો ?'

જવાબમાં સોરાબે કહ્યું, 'મારા હાથ પરનું બખતર ખસેડો ને જુઓ મારા પિતાએ આપેલું ઘરેણું !'

રુસ્તમે તેમ કર્યું ને લોહીનાં આંસુ વહેતી આંખોએ જોયું કે વિધિના લેખ કેટલા ક્રૂર છે !

મરતે મરતે સોરાબે એક વિનંતી કરી કે 'તુરાનના લશ્કરને હવે અડશો નહિ. એ તો મારે જોરે અહીં આવ્યું હતું.' રુસ્તમે એનો સ્વીકાર કર્યો.

તહેમિના આ સમાચાર મળ્યા પછી ઝૂરી ઝૂરીને મરી ગઈ. રુસ્તમ જીવતો રહ્યો પણ વૃદ્ધાવસ્થાના આ ઘાથી એનું દિલ તો ભાગી જ ગયું.

ચુનીલાલ પુ૦ બારોટ બા. વિ.



# 'दीनन-दुःखहारिणी' कौन ?

श्री. काकासाहेब कालेलकर

**અ**મારે પ્રેસથી આશ્રમ સુધી જવાનું થતું. સવાલ ચારપાંચ માઈલનો હતો. ભાડાનો ટાંગો લેવા અમે ગયા. અમે કહ્યું: 'અમે પોણાબે રૂપિયા આપીશું. આશ્રમ સુધી ચાલો.' પહેલાં અમે અમારો ટાંગો રાખ્યો હતો, પણ ઘોડા અને ટાંગાની બરદાસ કરનાર કોઈ સારો માણસ ન મળવાથી અમે અમારી એ વ્યવસ્થા કાઢી નાખી હતી. એક ટાંગો કેટલું કામ આપી શકે છે, ઘોડો કેટલું દોડી શકે છે, ઘોડા અને આદમીની પાછળ કેટલું ખર્ચ આવે છે એ બધાનો અંદાજ અમે કરી લીધો હતો. આ હિસાબ કરી લઈને જ અમે આશ્રમ સુધી લઈ જવા માટે ટાંગો પોણાબે રૂપિયામાં ખોલાવ્યો હતો. પાંચછ ટાંગાવાળા દોડી આવી અમને ઘેરી વળ્યા અને પોતપોતાની તરફ ખેંચવા લાગ્યા. એક ગરજુ ટાંગાવાળાએ કહ્યું: 'હું દોઢ રૂપિયામાં આવવા તૈયાર છું.'

'પણ અમે દોઢ રૂપિયામાં જવા તૈયાર નથી. અમારે તો પોણાબે રૂપિયા જ આપવા છે,' એવો અમે જવાબ આપ્યો. બધા ટાંગાવાળા અવાક્ થઈ ગયા. તેમને માટે આ નવો જ અનુભવ હતો. પછી તો પૂછવું જ શું ? 'મારા ટાંગામાં ચાલો' 'મારા ટાંગામાં ચાલો' એવી બુમાબુમ શરૂ થઈ. અમે કહ્યું: 'પહેલાં તો તમારો ઘોડો કેવો છે એ અમે જોઈશું. જેનો ઘોડો સરસ હશે એટલે કે જે ઘોડાને સારી રીતે ખવરાવતો હશે, જેના ટાંગામાં ગાદી ઉપર સ્વચ્છ ખાદીની ચાદર પાથરી હશે, જે દારૂ નહિ પીતો હોય અને બીડીનો ધૂમાડો નહિ કાઢતો હોય, તેના ટાંગામાં અમે જઈશું. રસ્તામાં પગે ચાલતા લોકોને ગાળો દેતો હશે, સારું ખોટું કહેતો હશે તેના ટાંગામાં નહિ બેસીએ.'

રોજ અમારે આવી વાતો થતી હતી. આનું પરિણામ અમે થોડા જ દિવસમાં જોઈ શક્યા. જો અમે દોઢ રૂપિયામાં જાત તો ગરીબોના ચાર આના રોજ ચૂસી શકત પણ તેમની જરા યે સેવા ન કરી શકત. ટાંગામાં બેઠા બેઠા ટાંગાવાળા સાથે અમે વાતો પણ કરતા હતા. તેના ઘરમાં કોણકોણ છે, બચ્ચાંની મા મરી ગઈ હોય તો હવે બચ્ચાંને કોણ ખવરાવે છે, બચ્ચાં બપોરના કોની પાસે રહે છે, વગેરે બધી વાતો અમે પૂછી લેતા હતા. પરિણામ એ આવ્યું કે કઠિનાઈઓનો સામનો કરતાં પણ કદી હિંમત નહિ હારેલો ટાંગાવાળો અમારી સહાનુભૂતિભરી વાતો સાંભળીને પીગળી જતો હતો અને તેની આંખમાં ઝળહળીઆ આવી જતાં.

જ્યારે ઘાસ અને દાણા સસ્તાં થયાં ત્યારે અમે દોઢ રૂપિયો આપવાનું શરૂ કર્યું. બીજા લોકો તો એથી યે ઓછું આપતા હતા. પણ આટલા વખતમાં કેટલા યે ટાંગાવાળા સાથે અમારો પરિચય થઈ ચૂક્યો હતો. તેઓ પોતાની વાતો કરી કરીને અમારી પાસેથી ઠીક સમાધાન અનુભવતા હતા. એમનો અને અમારો સંબંધ માણસ માણસ વચ્ચેનો સંબંધ બન્યો હતો.

* * *

જેઓ ઉપરની વાતનું રહસ્ય સમજ્યા હશે તેમને ખાદી મોંઘી શાથી થઈ છે તેનું રહસ્ય નવેસરથી સમજાવવાની જરૂર નહિ રહે.

ખાદી મોંઘી નથી થઈ. આપણે જાણી જોઈને તેને મોંઘી કરી છે. ખાદી પહેરનાર અને ખાદી બનાવનાર બન્ને ભાઈ ભાઈ છે એ સિદ્ધાંત મુજબ

આપણે ચાલીએ છીએ. સૂતર કાંતનારાની મજૂરી આપણે દોઢી કરી દીધી છે તો પણ ખાદીની કિંમત રૂપિયે આઠ આના નથી વધારી. ક્યાંક ચાર આના વધારી છે, તો ક્યાંક બે આના. અને કેટલીક જાતોમાં તો વધારી પણ નથી. જો ખાદી પહેરનાર અને ખાદી બનાવનાર એક કુટુંબ હોય તો બધાંનું ભલું કરવું, બધાંના હિતની દૃષ્ટિ રાખવી તે આપણું કર્તવ્ય છે. બધાંનો ઉદય થવો જોઈએ બધાંનું કલ્યાણ થાય તેવી દૃષ્ટિ આપણે રાખવી જોઈએ. જે માણસ ખાદી બનાવે છે તેને ખબર છે, અથવા ખબર હોવી જોઈએ, કે પોતે ખાદી પહેરનાર, મનુષ્યપ્રેમી સજ્જનોના એક વિશાળ કુટુંબમાં પ્રવેશ કરી રહ્યો છે. આ જ ખાદીનું ખરું કાર્ય છે.

* * *

હું મોટે ભાગે બધા પ્રાંતોમાં ફરતો હોઉં છું. રેલમાં, નદી ઉપર હોડીમાં, મોટરબસમાં અને પગે ચાલીને ફરવાની તક મને મળી છે. મેં જોયું છે કે જ્યારે કોઈ ગરીબને કષ્ટ પડતું હોય છે, કોઈ દુર્જન સતાવતો હોય છે, અથવા કોઈ પ્રકારની ભીડ આવી પડી હોય છે ત્યારે તે દીન બનીને નિરાશ જેવો થઈ જાય છે, અને કોઈ મદદ કરી શકે એમ છે કે કેમ, કોઈ હૃદય ધરાવનાર છે કે કેમ, એવી આશાભરી આંખે જુએ છે. તેની નજરમાં કોઈ ખાદીધારી ચડે કે તરત જ તેના હૃદયમાં આશાનો ઉદય થાય છે, તે તેની પાસે પહોંચી જાય છે અને અપીલ કરે છે કે, 'જુઓ, હું કેવી વિપત્તિમાં આવી પડયો છું. મને કાંઈક મદદ કરો.' અને બહુધા તેને તેવી મદદ મળે પણ છે.

ભારતમાં સેંકડો લોકો અસહ્ય દરિદ્રતાને કારણે પીડાય છે. તેનું મને એટલું દુઃખ નથી, જેટલું ગરીબોનો કોઈ બેલી નથી એવા અનુભવથી કરોડો લોકો નિરાશામાં ડૂબેલાં છે તેના કારણે છે. મનુષ્યહૃદય પરથી જેનો વિશ્વાસ ઊઠી ગયો છે તે ખરેખર નાસ્તિક છે. પણ એ નાસ્તિકતાનું પાપ નિરાશ બનેલા ગરીબો પરનથી પણ તેમને નિરપવાદ નિરાશ બનાવનાર આપણા ઉપર છે.

આ નિરાશાના સામ્રાજ્યમાં અથવા તો ગહન અંધકારમાં અપવાદરૂપ કિરણ માત્ર ખાદી જ છે. ભારતની નિરાધાર જનતા માનવા લાગી છે કે અમને જો કોઈનો પણ આશરો હોય તો તે ખાદીધારીઓનો છે. એક જગા જ્યાં લોકોને ખૂબ કષ્ટ હતું અને અમે તેમને મદદ કરી રહ્યા હતા ત્યારે લોકો અમને 'સફેદ પોલિસ' કહેતા હતા. ખાખી અથવા કાળા પોષાકવાળી પોલીસ પ્રજાભક્ષક છે, સફેદ પોષાકવાળી પ્રજારક્ષક છે, એમ પણ તેઓ કહેતા હતા.

સ્વરાજ્ય તો જ્યારે મળવાનું હશે ત્યારે મળશે જ, હિંદુસ્તાનની ગરીબી જ્યારે દૂર થવાની હશે ત્યારે થશે, પણ હજારો વર્ષથી દબાઈ ગયેલી જનતાની આંખોમાં જેને કારણે આશાનાં કિરણો પેદા થયાં છે તે ખાદીની કિંમત મારે મન સૌથી વધારે છે. ખાદીની કિંમત દસગણી વધી જાય તોપણ જો જનતામાં તેને કારણે એવો વિશ્વાસ પેદા થાય કે અમે અનાથ નથી, અમારે માટે મરી ફીટનારા લોકો આ દેશમાં મોજૂદ છે, તેઓ અમને ભાઈબહેન સમજે છે અને ભાઈબહેનના જેવો વ્યવહાર કરવા માટે તૈયાર છે, તો હું કહીશ કે ખાદી ખૂબ જ સસ્તી છે. *

સપ્ટેમ્બર, ૧૯૩૯.

* મૂળ હિંદી ઉપરથી

૪

## ઉત્તરા અને અભિમન્યુ

" ધાઓ, ધાઓ, અરે નાથ ! ઉગારો અગ્નિઝાળથી,"
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

"ઓચિંતી કેમ જાગી હૃદયની સુકુમાર મારી ?
કોણે તને મધુર નિંદરમાંથી ડારી ?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ,
તે ભૂલી કોણ રમતું અહીં મૃત્યુ સંગ ?" ૨

એવું વદી જ રણધીર નવીન નાથ
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબકળી ઝાકળબિંદુ ધારે,
એવા કપોલપર આંસુ ધીરે સમારે; ૩

ને સ્પર્શી ત્યાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી;—
"શું છે ? ગાંડી ! થયું શું ? આવડી કેમ કાંપી ?"
મુગ્ધા ફરી હૃદયસાથ ધીરેથી ચાંપી. ૪

ઉખેડી ભૂમિથી નેનો રોપિયા પતિનેનમાં,
લજ્જાનાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગૂંથીને નવાં. ૫
ફરી કંઠ ઉંચો કાંઈ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્નાતણી વાર્તા બધી કહે:— ૬

" આજે નાથ ! બન્યું વિપરીત,
તમને તે કહું શી રીત ?
જાણે પુરુષવેશ જ ધારી
મેં અશ્વે કરી છે સવારી; ૭

ધારી ધનુષ્યબાણ હું ચાલી,
મૃગયાકાજ વનપથ ઝાલી;
સુંદર એક લતા સહકાર;
તે પર બેઠું છે સુકુમાર ૮

સુંદર કપોત કેવું મીઠું,
કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બની કાંઈ
બીજું કાંઈ સૂઝ્યું નહિં; ૯

ને શર ફેંકી નર તરુડાળ—
પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહી અગ્નિજ્વાળ
ઉપની કપોતીકેરે ભાળ; ૧૦

કૂદતો એક અગ્નિ કરાળ
આવ્યો મુજ મને ભરી ફાળ;
જિહ્વા તીક્ષ્ણ નચવી અનેક
મુજને વીંટી વળિયો છેક. ૧૧

છોડી સર્વ બીજાં અંગ
અંબોડો ધર્યો નિઃશંક;
બળીને એકદમ પછી જાગી
કરવા રુદન હું તો લાગી." ૧૨

એમ વદીને નાર સહસા આંસુ રેડતી;—
" સ્વપ્નાનો શો સાર કહો કારમો નાથ, ઓ ! ૧૩
અભાગણી હું મોડી ! ઊંધી મતિ શાને સૂઝી ?
બીજું જડ્યું નહિ કોઈ ? કપોત પ્રેમી શે હણ્યો ?" ૧૪

શાને મીઠી ! તું ગભરાય અરે અતીંગે ?
આ સ્વપ્નમાંહી નવ વાસ્તવ કાંઈ દીસે.—
જો ! પેલી વાગી રણદુંદુભિ રમ્ય ઘોર !—
રે ! અશ્વ ! અશ્વ ! સખિ ! કંઠ હવે તું છોડ." ૧૫

"વા'લા ! નો'ય દુંદુભિનાદ,
એ તો મેઘ આવ્યો આજ;
બંધન કંઠનું કેમ છોડું ?
મુજને ભય નથી કંઈ થોડું; ૧૬

પેલી અગ્નિકેરી ઝાળ
આવે ઓ ! જુઓ, થી કાળ !"
અરે પેલી ! એ શું બની ! બધી એ સ્વપ્નભ્રમણા;— ૧૭

હાશ જો ! મુજ કાંઈ ખૂંખારતો,
'રણ ચઢો' કહે એમ પુકારતો;
નહિ વિલંબ હવે કરવો પ્રિયે !
કદી જ ધર્મ વર્જ્યો નથી ક્ષત્રિયે." ૧૮

"ક્ષત્રિયધર્મ જો પ્રિય થાય,
તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત; ૧૯
પેલી તીવ્ર અગ્નિજ્વાળ
મુજ પૂંઠળ ભમે ચિરકાળ,
તેનાથી બચાવો નાથ!
અભાગાનો તજો નવ હાથ." ૨૦
"છું એક જો સબળ નિર્બળનો જ પાતા;
વા'લી! હવે સ્થિર થઈ ધર ચિત્ત શાન્ત—
જો દેખું આ અસિ પણે ચમકે અનંત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત." ૨૧
અધર વેગ થકી અધરે અડી,
નૃપકુમાર પ્રિયા અળગી કરી,
સ્ફુરિત અશ્રુ પખાળી પડ્યો રણે;—
તુરગનાં પગલાં યુવતી સુણે. ૨૨
દૃષ્ટિપાર થયો કાંત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી. ૨૩
— નરસિંહરાવ

આ કાવ્યનાં પાત્રો મહાભારતનાં છે, પણ પ્રસંગ મૂળ મહાભારતમાં નથી. આને મળતો પ્રસંગ લૌકિક મહાભારતમાં આવે છે. જ્યારે અભિમન્યુ ચક્રવ્યૂહ ભેદવા જવા તૈયાર થાય છે, ત્યારે કદાચ એ યુદ્ધમાં એવું કંઈ અમંગળ થાય તો આ નવવિવાહિત દંપતીને છેલ્લું મળવાનું પણ ન બને, એ બીકે વિરાટનગરમાં રહેલી ઉત્તરાને બોલાવવા વેગીલી સાંઢ મોકલવામાં આવે છે. રાતોરાત તે વિરાટનગર પહોંચે છે. ત્યાં રાત્રે ઉત્તરાને પણ ભાવિ અમંગળ-સૂચક સ્વપ્નાં આવ્યાં હોય છે. તરત જ તે સાંઢ પર રવાના થાય છે. પણ અહીં પહોંચતાં રાત પૂરી થઈ જાય છે. અભિમન્યુ યુદ્ધે જવા ઊપડી ચૂક્યો હોય છે ત્યાં ઉત્તરા આવી પહોંચે છે. અભિમન્યુના રથને રોકે છે. બંને એક તંબુમાં મળે છે. અને ત્યાર પછી અભિમન્યુ પાછો આગળ વધે છે. પ્રેમાનંદે પોતાના 'અભિમન્યુ આખ્યાન'માં આ બધા પ્રસંગો વિગતે વર્ણવેલા છે. મૂળ મહાભારતમાં તો ઉત્તરા સૈન્ય સાથેની સ્ત્રીઓની છાવણીમાં હોય એમ લાગે છે. પણ જ્યારે અભિમન્યુ ચક્રવ્યૂહ ભેદવા ચડે છે ત્યારે ઉત્તરા એને રોકવા મથે છે એવું વર્ણન નથી. એટલે લૌકિક મહાભારતને આધારે જ લેખકે આ પ્રસંગ યોજ્યો છે. આમ છતાં ઉત્તરાને એમણે યુદ્ધ ભૂમિ ઉપર જ મૂળને અનુસરીને રાખી છે જે કાવ્યની દૃષ્ટિએ પણ આવશ્યક હતું. ઉત્તરાને આવેલું સ્વપ્નું કવિનું પોતાનું યોજેલું છે. જ્યાં સુધી મૂળ પાત્રોના સ્વભાવનિરૂપણમાં કશી હાનિ ન આવતી હોય અને આખા પ્રસંગનું સ્વરૂપ પણ તદ્દન બદલાઈ જતું ન હોય ત્યાં સુધી કવિને પૌરાણિક પ્રસંગોમાં આવા નાના નાના ફેરફારો કરવાની છૂટ રહે છે.

કાવ્યની શરૂઆત કવિએ કથાના એવા બિંદુએથી કરી છે કે જેથી વાચકના ચિત્તમાં એકદમ કુતૂહલ પેદા થાય છે, જાણે ઝબકીને જાગે છે.

'ધાઓ, ધાઓ, અરે નાથ! ઉગારો અગ્નિજ્વાળથી'

ઉત્તરાની આ ભયવ્યાકુળ ઉક્તિ વાચકના મનમાં આ શો પ્રસંગ છે એવી તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે.

એ એની ભયત્રસ્ત ઉક્તિ સાંભળીને પાસે જ સૂતેલો અભિમન્યુ તેને આશ્વાસન આપે છે. એની આ ઉક્તિના પૂર્વાર્ધમાં એનો ઉત્તરા પ્રત્યેનો પ્રેમ અને ઉત્તરાર્ધમાં પોતાની શક્તિ વિષેનો એનો વિશ્વાસ તરી આવે છે. આમ કોમળ અને પ્રચંડ ભાવ ભેગા-ભેગી વ્યક્ત થયેલા હોઈ એ વિરોધને લીધે વાચકના મન ઉપર એની અસર સચોટ થાય છે. વળી પૂર્વાર્ધમાં કવિએ વર્ણો પણ કોમળ વાપર્યા છે અને ઉત્તર ભાગનો અને ખાસ કરીને 'અભિમન્યુ પતિ પ્રચંડ' એ શબ્દોનો ઉચ્ચાર જ એવો થાય છે કે તેમાંથી શક્તિનું ભાન થાય.

ત્યાર પછી અભિમન્યુ ઉત્તરાની ભયને લીધે ધડકતી છાતી પોતાની છાતી સાથે દબાવે છે, તેના ગાલ પરનાં આંસુ લૂછી નાખે છે, અને તેની ભીતિનું કારણ ખૂબ વહાલપૂર્વક પૂછે છે.

અહીં અભિમન્યુ માટે વાપરેલાં બંને વિશેષણો —'રણધીર' અને 'નવીન'—સાભિપ્રાય વપરાયેલાં

છે. બીજી કડીમાં અભિમન્યુની ઉક્તિમાં શક્તિનો જે ધ્વનિ આપણે સાંભળીએ છીએ તેને વધારે દૃઢાવવા માટે પહેલું અને એમનાં લગ્ન થયાંને બહુ કાળ ગયો નથી એમ સૂચવી તે દ્વારા એના પ્રેમની સુકુમારતા અને સમળતાનું સૂચન કરવા બીજું વિશેષણ વાપર્યું છે. એ ત્રીજી કડીની પહેલી પંક્તિમાં અને-અનનાં ઉપરાઉપરી ત્રણ આવર્તનો થવાને લીધે તેમાંથી એક પ્રકારનું વિશેષ સંગીત સંભળાય છે, અને બીજી પંક્તિમાં બીજી વારના 'ઉર'માં 'ઉ'નો ઉચ્ચાર દીર્ઘ કરવો પડે છે તેટલી ક્ષતિ જતી કરીએ તો હૃદયના ધબકારા કાને પડે છે.

એવું વદી જ રણધીર નવીન નાથ
દાબે ધારે ધબકતું ઉર ઉર સાથ

પાછલી બે પંક્તિમાં એક સુંદર ઉપમા દ્વારા કવિએ ઉત્તરાના ગાલની લાલી, સુકોમળતા, સૌંદર્ય અને સુંવાળપનું સૂચન કર્યું છે.

આમ અભિમન્યુ સમો વીર પતિ પોતાની પાસે છે, એ ભાનથી અને તેની આશ્વાસનવાણીથી જરા શાંત થઈ તે નીચેથી ઊંચું જુએ છે—એની લાંબી લાંબી પાંપણોમાં આંસુનાં બિંદુ હજી ચમકતાં જ હોય છે. થોડી વાર મૂંગી રહી તે સ્વપ્નાની વાત કહી સંભળાવે છે. સ્વપ્નમાં ઉત્તરા પુરુષવેશ ધારણ કરી ધનુષબાણ હાથમાં લઈ ઘોડે બેસીને વનમાં શિકાર કરવા જાય છે. ત્યાં એક આંબાના ઝાડ ઉપર તે કબૂતરના જોડાને પ્રેમથી ગેલ (કેલિ) કરતું જુએ છે, અને એકાએક બાણ મારી નરપંખીને તોડી પાડે છે. નરપંખી પડતાં વેંત જ કપોતીના કપાળમાંથી ભયંકર અગ્નિજ્વાળા પ્રગટે છે અને કૂદતી આવીને ઉત્તરાનો ચોટલો પકડે છે. ત્યાં ઉત્તરા જાગી જાય છે, અને ભયથી છળેલી ફાટે અવાજે પોતાના પતિને મદદ માટે પુકારે છે અને રોવા માંડે છે. અહીં આ સ્વપ્નની વાત કહેવા માટે કવિએ ત્વરિત ગતિવાળો ઉધોર છંદ વાપર્યો છે. આને લીધે ગભરાઈ ગયેલી ઉત્તરા ભરાયેલે શ્વાસે ટૂંકા ટૂંકા વાક્યખંડોમાં વાત કહેતી હોય એવો આપણને અનુભવ થાય છે.

સ્વપ્નની વાત કહ્યા પછી એ ફરી એકાએક રોઈ પડે છે અને આ સ્વપ્નનો શો ભયંકર અર્થ હશે એ પોતાના પતિને પૂછે છે. (સ્વપ્નમાં યોજેલું નરપંખીનું મૃત્યુ અને અગ્નિઝાળનું ઉત્તરાના અંબોડાને પકડવું અભિમન્યુના ભાવિ મૃત્યુનું અને ઉત્તરાના ભાવિ વૈધવ્યનું સૂચક છે, એ કહેવાની જરૂર નથી.) એને અમંગળ શંકા થવા માંડે છે અને પ્રેમી કપોતને મારવા માટે પશ્ચાત્તાપ થાય છે. ઉત્તરાની આ ઉક્તિમાં 'મોઈ' જેવો ગ્રામ્ય ગણાતો શબ્દ વાપરી કવિએ એમાં ખૂબ સ્વાભાવિકતા આણી છે, અને એથી કાવ્યની અસરકારકતામાં અને એટલે જ સુંદરતામાં પણ વધારો થયો છે.

અભિમન્યુને યુધ્ધે ચડવાનો સમય થઈ ગયો છે, એટલે તે 'સ્વપ્નાં કદી સાચાં હોય નહિ, તું શા માટે આટલી બધી બીએ છે?' કહી ઘોડાને ખોલાવી પોતાનું ગળું છોડવી જવાને ઉતાવળો થાય છે. આ એની ઉતાવળ કવિએ પંદરમી કડીના ઉત્તરાર્ધમાં એની ઉક્તિમાં સરસ રીતે ગૂંથી દીધી છે. એ ઉત્તરા સાથે વાત કરતાં કરતાં જ વચમાં 'ઘોડો લાવો ઘોડો લાવો' એમ બોલી ઊઠે છે અને તરત જ કહે છેઃ 'સખિ! કંઠ હવે તુ છોડ'. અહીં ઉક્તિની સંક્ષિપ્તતાને લીધે ઉતાવળ સૂચિત થઈ છે. આમ અભિમન્યુ યુદ્ધે ચડવા ઉતાવળો થાય છે, પણ ઉત્તરાને હજી સ્વપ્નમાં જોયેલી અગ્નિઝાળ સતાવતી હોય છે એટલે તે દુંદુભિનાદને પણ મેઘગર્જના ગણી અભિમન્યુનો કંઠ છોડતી નથી.

પણ ત્યાં તો અભિમન્યુનો ઘોડો ખૂંખારા કરવા માંડે છે એટલે તે 'ગાંડી, શું બકે છે? હવે અગ્નિ-ઝાળ કેવી! એ તો બધી સ્વપ્નની ભ્રમણા છે. જો, હવે તો મારો ઘોડો પણ મને રણે ચડવાનું કહી રહ્યો છે. હવે વિલંબ ન થાય. ક્ષત્રિય કદી ધર્મ ન છોડે—ન ચૂકે,' એમ કહે છે.

ઉત્તરા અભિમન્યુનું છેલ્લું વાક્ય પકડી લઈ ખૂબ ચતુરાઈભર્યો જવાબ આપે છેઃ 'તમને જો ક્ષત્રિયધર્મ વહાલો હોય તો તો એ ધર્મ તો એમ

કહે છે કે લાખો પ્રયત્ને પણ અબળાનું સર્વ પ્રકારનાં સંકટોથી રક્ષણ કરવું જોઈએ. તમે પણ મારી પાછળ ભમતી પેલી અગ્નિઝાળથી મને બચાવો અને મને એકલી મૂકીને ન જાઓ.'

આમ અહીં કવિએ અભિમન્યુ આગળ ધર્મ—ફરજ—કર્તવ્ય અને પ્રેમ વચ્ચે પસંદગી કરવાનો પ્રસંગ ઊભો કર્યો છે. અભિમન્યુ પોતે કર્તવ્યનો પક્ષ લઈને બોલે છે ત્યાં પ્રેમ પણ કર્તવ્ય જ છે એવો ઉત્તરાએ જવાબ દીધો છે. મારું અબળાનું રક્ષણ કરવું એ તમારું ક્ષત્રિયનું કર્તવ્ય જ છે. અહીં અબળા શબ્દ સાભિપ્રાય વપરાયો છે.

પણ આ ચતુરાઈથી મૂંઝાયા વિના અભિમન્યુ ધીર ચિત્તે જવાબ વાળે છે કે નિર્બળોનું રક્ષણ કરનાર તો એક સર્વશક્તિમાન ઈશ્વર જ છે. અથવા, સબળ કે નિર્બળ સૌનું રક્ષણ કરનાર એક ઈશ્વર જ છે. હું કોણ તારું રક્ષણ કરનાર? માટે હવે તું સ્વસ્થ થા, અને શાંતિ પકડ. આમ અભિમન્યુ એને ધીરજ આપે છે ત્યાં તો રણભૂમિ ઉપર અસંખ્ય તલવારોને ચમકતી જોઈ તેનું ચિત્ત પણ ચમકીને આવેશમાં આવી જાય છે, અધીરું બની જાય છે. તે ઝટપટ એક ચુંબન કરી, ઘોડો પલાણી ધસી જાય છે, અને

તુરગના પગલા સુવની સુણે.

આંખ આડું અશ્રુનું પડ આવી જતાં તે દેખતી નથી, માત્ર સાંભળે જ છે—કેટલું સરસ સૂચન છે. વળી એ પંક્તિમાં ઘોડાના ડાબલાનો પડઘો પણ સંભળાય છેઃ તુરગનાં પગલાં.

જોતજોતામાં તો પતિ દૃષ્ટિમર્યાદાની પાર ચાલ્યો જાય છે, ઘોડાના ડાબલા પણ સંભળાતા બંધ થઈ જાય છે, છતાં ઉત્તરા હજી ત્યાંની ત્યાં શૂન્ય અને અનિમિષ નયને ઊભી રહે છે. દિગંતમાં પ્રસરેલી એની આ અનિમિષ દૃષ્ટિ, અને એની આ સ્થિર મૌન મૂર્તિ વાચકના ચિત્તમાં એવી સબળ રેખાથી અંકાઈ જાય છે કે કાવ્ય પૂરું થયા પછી લાંબો કાળ સુધી એ મૂર્તિ જાણે સાચે જ એ પ્રત્યક્ષ જોતો હોય એવું લાગ્યા કરે છે.

આમ આ કાવ્યનો અંત ખૂબ કલાત્મક—અસરકારક થયો છે. જેમ કાવ્યની શરૂઆત ક્યાંથી કરવી એ મહત્ત્વનો પ્રશ્ન હોય છે, તેમ અંત ક્યાં લાવવો એ પણ એટલો જ મહત્ત્વનો પ્રશ્ન હોય છે. આ વસ્તુ વધારે સમજવા માટે એક વસ્તુ નોંધવા જેવી છે. જ્યારે શ્રી. નરસિંહરાવે આ કાવ્ય લખ્યું ત્યારે તો આ અંતના શ્લોક પછી પણ બીજા બે શ્લોકો એમણે લખ્યા હતા. તે આ પ્રમાણે હતા :

દીર્ઘ એ દિન તો! વીત્યો ધૂંધળો મેઘવૃન્દથી;
વાટ જોતી રહી મુગ્ધા અબોલા ચિત્ત મન્દથી. ૨૪
રાત્રિએ લાવિયા વાર્તા દૂત દુઃખકરા ઘણી,—
અભિમન્યુ પડયો યુદ્ધે,—મુગ્ધા મૂર્છિત તો પડી. ૨૫

પણ એ કાવ્ય પ્રસિદ્ધ થાય તે પહેલાં શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ (કાંત)ના જોવામાં આવ્યું અને તેમણે આ છેવટના બે શ્લોકો કાઢી નાખવા સૂચવ્યું. શ્રી. નરસિંહરાવ લખે છે : 'આ ૨૪ અને ૨૫ મા શ્લોક કાઢી નાંખતે મને ક્ષણભર દુઃખ થયું હશે, પરંતુ મણિશંકરની સૂચનાથી કલાતત્ત્વ વધારે સારું સધાતું હતું તેથી મેં તેનો સ્વીકાર કર્યો.' તમે પણ જોઈ શકશો કે એટલો ભાગ કાપવાથી કાવ્ય વધારે અસરકારક બન્યું છે.

આ કાવ્ય જેવાં જીવનના કોઈ એક પ્રસંગનું નિરૂપણ કરતાં કાવ્યોને ખંડકાવ્ય કહે છે. ગુજરાતીમાં એવાં કાવ્યો લખવાની શરૂઆત કરનાર પણ એ જ શ્રી. મણિશંકર ભટ્ટ હતા. 'વસંત વિજય', 'ચક્રવાક મિથુન', 'દેવયાની' એ એમનાં અતિ પ્રસિદ્ધ અને કલાત્મક ખંડકાવ્યો છે. શ્રી. નરસિંહરાવને પણ એ કાવ્યો વાંચ્યા પછી જ ખંડકાવ્ય લખવાનું સ્ફુર્યું હતું. એક જ કાવ્યમાં ભાવ પ્રમાણે છંદો બદલવાની શરૂઆત પણ શ્રી. મણિશંકરે જ કરેલી અને પછી તો તે રીત આપણા સાહિત્યમાં ખૂબ પ્રચલિત અને પ્રિય થઈ પડી છે.

નગીનદાસ પારેખ

# મરાઠાઓની પડતી શાથી થઇ ?

**શ્રી.** કેળકર મરાઠાઓની પડતીનાં મુખ્ય બે કારણો જણાવે છેઃ એક એ કે તેમનામાં માંહોમાંહે સત્તા મેળવવાની હરીફાઈ હતી અને એકતા, શિસ્ત કે રાષ્ટ્રાભિમાનનો અભાવ હતો; અને બીજું કારણ તેમની પાસે કવાયતી લશ્કર તેમ જ સુધરેલી યુદ્ધસામગ્રીનો અભાવ હતો. આ દરેક બાબતનો આપણે વિચાર કરીએ.

શાહુની કારકીર્દિમાં પ્રથમ સરંજામી સરદાર ઉત્પન્ન કરવામાં આવ્યા તે જ આગળ જતાં ભારે થઈ પડયા. શિવાજી મહારાજથી તે શાહુ મહારાજ સુધી શિવશાહી હતી શાહુના મૃત્યુ પછી આનું સ્થિત્યંતર પેશવાઈમાં થયું અને માધવરાવ પેશવાના મૃત્યુ પછી પેશવાઈનું સ્થિત્યંતર ફડણીશીમાં થયું. માધવરાવ પેશવા સુધી મધ્યવર્તી સંસ્થા જોરમાં હતી. તેના મૃત્યુ પછી તે સંસ્થા નાના ફડનવીસની પાસે ગઈ અને પછી કમકૌવત થઈ. ફડણીસની સત્તાને સરંજામી સરદાર બહુ ગાંઠતા નહિ. દરેક સરદાર પોતપોતાના સરંજામને સંભાળવા તરફ ધ્યાન આપવા લાગ્યો અને મરાઠાઓનું રાષ્ટ્રકાર્ય પાછું પડવા લાગ્યું. મધ્યવર્તી સંસ્થા જો પ્રબળ હોત તો આમ ન બનત.

તુળાજી આંગ્રેનો નિઃપાત કરવા માટે પ્રથમ નાનાસાહેબ પેશવાએ અંગ્રેજોની મદદ લીધી. ત્યાર પછી રાઘોબા અંગ્રેજો પાસે ગયો. શાણા ગણાતા નાના ફડનવીસે પણ પોતાનો અધિકાર કાયમ રાખવા માટે અંગ્રેજો સાથે વાતચીત શરૂ કરી હતી. છેલ્લા બાજીરાવે તો મરાઠા રાજ્યની લગામ જ માલકમ સાહેબના હાથમાં સોંપી દીધી! ઈતિહાસના સંશોધકોએ માધવરાવ, આનંદીબાઈ વગેરેના અસલ પત્રો ઉપરથી સિદ્ધ કર્યું છે કે અંગ્રેજો ઘરમાં ઘૂસવાના એ ભવિષ્યવાણી મરાઠા મંડળમાંના ડાહ્યા માણસોએ પહેલેથી જ ભાખી હતી. અંગ્રેજો આગળ ઉપર આપણુંને ભારે થઈ પડશે એની ખબર હતી છતાં આપણા શાણા મુત્સદ્દીઓએ તેમને ઘરમાં લેવાનો પ્રયત્ન પ્રથમ કર્યો. રાઘોબાના રાષ્ટ્રદ્રોહી કલહને સમયે પેશવા, શિંદે; હોલકર વગેરે બધા મરાઠા સરદાર એક થઈને લડયા તેથી તેઓ અંગ્રેજોનો પરાજય કરી શકયા. અંગ્રેજો નિજામના દોસ્ત થયા હતા છતાં સન ૧૭૯૫માં બધા મરાઠા એક થઈને નિજામ ઉપર ચડાઈ કરી ગયા ત્યારે તેઓ નિજામની મદદે દોડી ગયા નહિ. મરાઠા જો એક થઈને આપણી સામે લડવા આવે તો તેમની આગળ આપણે ટકી શકવાનાં નથી એ વાત અંગ્રેજો બરાબર જાણતા હતા. તેથી જ તેમણે પ્રથમ પેશવાને બગલમા લીધો, પછી શિંદે-ભોંસલેનો પરાજય કર્યો અને ત્યાર પછી યશવંતરાવ હોલકરને ઠોકી કાઢ્યો! મરાઠા જો એક થઈને અંગ્રેજો સાથે લડયા હોત તો તેઓ હાર પામત નહિ અને મરાઠા રાજ્યનો નાશ આટલો જલદી ન થયો હોત.

મરાઠાઓમાં શિસ્તનો પૂર્ણ અભાવ હતો એ સિદ્ધ કરવા માટે વધારે વિવેચનની જરૂર નથી. લડાઈ ચાલતી હોય ત્યારે ચડી ગયેલા પગારને માટે દોલતરાવ શિંદેના શિલેદારો તેના તંબુ પાસે હઠ કરીને કેવી રીતે બેસી રહેતા અને તેથી ખુદ શિંદેને ય અપવાસ કરાવતા એ વાત તો સુવિદિત છે.

શ્રી ખરે કહે છે કે "મરાઠાઓમાં દેશાભિમાન બિલકુલ નહોતુ; બહુ તો રાજ્યાભિમાન હતું એમ કહી શકાય" જે રોટલો આપે તેની ચાકરી કરવી એ જ કેવળ મરાઠાઓની મહત્ત્વાકાંક્ષા. શિવાજી મહારાજના સમયથી માંડીને ઠેઠ પેશવાઈની આખર સુધી મરાઠા મરાઠા સામે લડયા છે. નિજામના પક્ષમાં મરાઠા હતા, અંગ્રેજોની ફોજમાં યે મરાઠા હતા અને તેઓએ જ મરાઠાઓ સાથે લડીને મરાઠાઓનો નાશ કર્યો છે. શ્રી ખરે કહે છે કે "દેશાભિમાન—એ સદ્ગુણની પેદાશ જ જો હિંદુસ્તાનમાં અત્યલ્પ થાય છે તો મરાઠાઓના ભાગે એનો કેટલો અંશ આવવાનો હતો?"

હવે આપણે કવાયતી લશ્કર વિશે થોડો વિચાર કરીએ. અરાઢમા સૈકાના અંતમાં હિંદુસ્તાનમાંનાં નાનાંમોટાં બધાં સંસ્થાનોમાં યુરોપિયન લોકોને ચાકરીએ રાખીને તેમની દ્વારા કવાયતી ફોજ તૈયાર કરાવવાનો રિવાજ સાર્વત્રિક હતો. દક્ષિણમાં મૈસુરના વાઘથી માંડીને ઉત્તરમાં પંજાબના સિંહ સુધીના અને પૂર્વમાં બંગાળાના નવાબ અને નાગપુરના ભોંસલેથી માંડીને પશ્ચિમમાં જયપુર અને કેરવલીના રાજા સુધીના બધા રાજાઓએ ધન ખરચીને કવાયતી લશ્કર તૈયાર કરાવ્યું હતું. કવાયતી ફોજના મુખ્ય પુરસ્કર્તા પાટીલબુવા મહાદજી શિંદે હતા. ડી બોયન નામના નેપોલિયનની તાલીમમાં તૈયાર થયેલા ફ્રેંચ અમલદારને પોતાની ચાકરીમાં રાખીને તેની દ્વારા તેમણે કવાયતી લશ્કર તૈયાર કરાવ્યું હતું. આ ડી બોયનના લશ્કરના ખરચ પેટે તેને અંતર્વેદીમાંના બાવન પરગણાંનો પાંત્રીસ લાખનો ફળદ્રુપ મુલક સોંપવામાં આવ્યો હતો. ડી બોયનના લશ્કર ઉપર મરાઠાઓનો ભગવો ઝંડો ફરકતો નહોતો પણ સેવોયનો 'શુભ્રક્રોસ' ચમકતો હતો. આવી વસ્તુ મહાદજી શિંદે જેવા ઉચ્ચ દરજ્જાના સેનાનાયકે અને મુત્સદ્દીએ કેમ ચાલવા દીધી એ એક કૂટપ્રશ્ન જ છે. આનું જ નામ માથા કરતાં પાઘડી ભારે! ડી બોયન એટલો તો પ્રબળ થયો હતો કે જો તેને આ ક્રોસ દૂર કરવા પાટીલબુવાએ ફરમાવ્યું હોત તો તેણે પોતાની તોપો અને ફોજને શિંદે સામે ખડાં કર્યાં હોત! એ એક મોટા રાજા જેવો જ હતો. આવી જ બીજી ભૂલ પાટીલબુવાએ કરી હતી. તેમણે આ કવાયતી લશ્કરમાં આરબ, રાંગડા, પૂરભય્યા, જાટ, પઠાણ વગેરે જાતિના લોકો રાખ્યા હતા અને તેમની ઉપરના બધા અમલદારો યુરોપિયનો હતા. આનું પરિણામ એ આવ્યું કે અંગ્રેજો સાથે શિંદેની લડાઈ થતાં જ અંગ્રેજોના જાહેરનામા અનુસાર બધા યુરોપિયન અમલદારો નોકરી મૂકીને ચાલતા થયા. આગ્રામાંની પલટણો તો દારૂગોળો, હથિયાર અને ખજાનો લઈને અંગ્રેજો સાથે ભળી ગઈ.

અલીગઢ, કોઈલ, આગ્રા અને દિલ્હીમાં પરાજય પામ્યા પછી ડી બોઈને તૈયાર કરેલા લશ્કરના મસ્તક વિનાના કબંધે લાસવારીના મેદાન ઉપર વિકરાળ તાંડવ કર્યું અને પ્રતિપક્ષનો ખૂબ વિનાશ કર્યો. પણ અવશેષ રહેલું ચેતન પૂરું થતાં જ તે કબંધ નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી ઉપર પડ્યો તે પાછો ઊઠ્યો જ નહિ. ઉપર જણાવેલા "પરદેશી લોકોએ અમારે માટે લડાઈઓ કરવી અને સ્વદેશી માવળાઓએ કોઠી, દેવઘર અને કુટુંબકબીલાને સંભાળવાં એવી તે સમયે સ્થિતિ હતી" એમ શ્રી ખરે કહે છે તે તદ્દન સત્ય છે. કવાયતી લશ્કરમાં મરાઠાઓની ભરતી કરીને તેનું રાષ્ટ્રીય સૈન્ય મરાઠાઓએ કેમ ન કર્યું? માવળાઓની ઉત્તમ લડવૈયા તરીકે શિવાજી મહારાજના વખતમાં ખ્યાતિ હતી એટલું જ નહિ પણ ગયા યુરોપીય મહાયુદ્ધમાં પણ આ જ મરાઠા અને માવળા લોકોએ ભારે શાૈર્યનાં કામ કર્યાં છે અને ખુદ યુરોપિયન અમલદારોએ તેમની મુક્તકંઠે પ્રશંસા કરી છે. પણ આ વાત તે વખતના કોઈપણ સેનાનાયકના ધ્યાનમાં આવી નહિ એ આશ્ચર્યની બિના છે. કવાયતી લશ્કરમાં અમે શિખાઉ હતા અને તેમાં પૂરા હોંશિયાર થઈએ ત્યાર પહેલાં જ તેમાં નિષ્ણાત એવા યુરોપિયન રાષ્ટ્રો સાથે અમારી ચકમક થઈ તેથી જ અમારો વિનાશ થયો એમ કેટલાક કહે છે. તે ખરું હોય તો પણ કેટલાક દિવસના અનુભવ પછી આગળ ઉપર અમે અમારું રાષ્ટ્રીય લશ્કર તૈયાર કરી શક્યા હોત.

યુદ્ધસામગ્રીમાં તો મરાઠા પાછળ જ રહ્યા. ડચ, પોર્તુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજ વેપારીઓ પાસેથી તેઓ તોપો, બંદૂકો અને દારૂગોળો ખરીદતા અને તેનાથી લડતા. પેશવા, શિંદે વગેરે સરદારોએ તોપો અને બંદૂકો તૈયાર કરવાનાં કેટલાંક કારખાનાં કાઢ્યાં હતાં પરંતુ તેમની ઉપર દેખરેખ રાખવાને માટે યુરોપિયનો રાખ્યા હતા. મરાઠા કેમ નહિ? મરાઠાઓમાં આટલી ધૂર્તતા નહોતી. પેશવાના તોપખાના ઉપરના સરદાર પાનસેએ આખી ઉમરમાં ભાગ્યે જ તોપ ફોડી હશે. તો પણ તોપખાનાની હકુમત તેમના વંશમાં જ ચાલ્યા કરતી હતી.

મરાઠી સત્તાનો ઉદય શિવાજી મહારાજે કર્યો. તેને મધ્યાહ્નમા લઈ જવાનો પ્રયત્ન પહેલા બાજીરાવે કર્યો અને છેવટે મહાદજી શિંદેએ હિંદુસ્તાનની બાદશાહી મૂઠીમા રાખી મહાદજી પછી યે પેશવાઈના આખરના સમયમા યશવંતરાવ હોલકર, અમીરખાન પઠાણ શિંદેના શેણવી સરદાર, બાપુ ગોખલે, રામચંદ્ર અપ્પા પટવર્ધન, આપ્પાસાહેબ ભોસલે નાગપુરકર, ભોસલેના સરદાર ગણપતરાવ સુબેદાર, સતારાના ચતુરસિંગ ભોસલે વગેરે ઉત્તમ સેનાનાયકો હતા પણ આ બધા સેનાનાયકોને એક સૂત્રમા જોડી તેમની પાસે રાષ્ટ્રકાર્ય કરાવી લેનાર એકપણ લાયક નેતા તેમના પક્ષમા નહોતો

સર આલ્ફ્રેડ લાયલ કહે છે કે 'અમારુ નસીબ પાધરુ તેથી અમારી તૈયારી થતા પૂર્વે મરાઠાઓનુ અને અમારુ યુદ્ધ શરૂ થયુ નહિ ' પાણિપતમા મરાઠાઓની એક પેઢી જો કે કપાઈ ગઈ તો પણ અંગ્રેજોએ મરાઠા સાથે યુદ્ધ કરવાની ઉતાવળ કરી નહિ તેઓ મરાઠાઓની શક્તિથી વાકેફ હતા પ્રથમ બંગાળા અને મદ્રાસ તરફનો મુલક સર કરીને ખૂબ પૈસો ભેગો કર્યો, નવા સૈન્ય તૈયાર કર્યા અને વસાઈની સંધિ કરીને પેશવાને પોતાના પંજામા સપડાવ્યા પછી જ તેમણે મરાઠા સરદારો સામે ખુલ્લી તરવાર ઉગામી અને તે ય બધા સામે એકી વખતે નહિ પણ જુદે જુદે સમયે અંગ્રેજોની "ભાગલા પાડીને રાજ્ય કરવાની–Divide and Rule–નીતિ"નો એમણે આ લડાઈમા કેવો સફળ પ્રયોગ કર્યો એ વાતથી હિંદીઓએ પૂરા વાકેફ રહેવુ જોઈએ

રિયાસતકાર કહે છે કે મરાઠી રાજ્યના વિનાશનું મુખ્ય કારણ બાજીરાવ પેશવા અને દોલતરાવ શિંદેનો દસ વર્ષ અવ્યવસ્થિત કારભાર છે વાઘનો શિકાર, નર્તકીઓના નાચગાન, રંગબેરંગી પતંગ અને સાઠમારીના ખેલો એમા જ દોલતરાવ નિમગ્ન રહેતો બાજીરાવ પેશવાના ચાળા તો પ્રસિદ્ધ જ છે "સદાએ પાંચદસ સ્ત્રીઓથી વીંટળાઈ રહેવુ એવો વિલાસ માહુલીના મહેલમા ગંગાબાઈ ગજ્યાચીયણ વિધવા સ્ત્રી, તેના શરીર ઉપર પોતાનો મર્દાની પોશાક અને ઝવેરાત પહેરાવી તેને ગાદીએ બેસાડી પોતે ખીદમતદાર થઈને ચામર ઢોળવા લાગ્યા " આવા અનેક પ્રકારના ચાળામા છેલ્લા બાજીરાવે પેશવાઈ ગુમાવી એમા કંઈ નવાઈ જ નથી

મરાઠાઓને અંગ્રેજો વિશે બિલકુલ માહિતી નહોતી તેઓ આવ્યા કયાથી, છે કેટના, તેમની શક્તિ કેટલી છે વગેરે બાબતોમા મરાઠા તદ્દન અજ્ઞાન હતા. મરાઠાઓનું ભૌગોલિક અજ્ઞાન પણ રાજ્યનાશનું એક કારણ બન્યુ અંગ્રેજો સાથે લડાઈ શરૂ થતા જ જ્યારે જુદી જુદી ખબરો આવવા માડી ત્યારે આ ખબરોથી ત્રાસી ગયેલો એક સરદાર લખે છે આ સા .. અંગ્રેજો છે કેટના ? જ્યા ને ત્યા તેઓ જ દેખા દે છે આ શુ છે એ કાઈ સમજાતુ નથી '

વસાઈની સંધિ વિશે શ્રી ખરે લખે છે "શિવશાહીના સ્વાતંત્ર્ય સૌભાગ્યનુ કુંકુમતિલક તેના જ એક નાદાન છોકરાએ આ સંધિના કરફરીઆથી ભૂસી નાખ્યુ " આ વાકયમા ખૂબ અર્થ છે એમ આપણને ય લાગશે

ગોવિંદરાવ ભાગવત

[ મરાઠી ઉપરથી ]



# રામુ રેંકડીવાળો

'ચણીયા ને મણીયા, ખારાં ને મીઠાં, લ્યો રે કોઈ પૈસાના શેર—હાં રે, લ્યો રે કોઈ પૈસાના શેર,' ધીમી હલકે એ ગાતો. એનો કંઠ મધુર હતો. એના કંઠમાં દર્દ હતું. એની ધીમી હલકે ગાવાની ટેવ જનતાને મુગ્ધ કરતી. જનતા એના કંઠથી આકર્ષાતી. એ કોઈ નામાંકિત સંગીતકાર ન હતો, એ કોઈ પ્રખ્યાત ગાયક ન હતો, એ કોઈ નામચીન સંગીતાચાર્ય ન હતો; એ હતો રામુ રેંકડીવાળો.

મુંબઈના પ્રખ્યાત મહોલ્લામાં એની રેંકડી સાથે એ આઠ વાગ્યે આવતો. ઋતુએ ઋતુ, રેંકડી ઋતુને અનુકૂળ ફળોથી ભરપૂર રહેતી. સવારથી સાંજ સુધી એ એકધારું કામ કરતો. બપોરે જમી પાછો એ જ સ્થળે આવી પહોંચતો. એ નાનીશી ચૂંગી રાખતો. દિવસમાં ત્રણ ચાર વાર પીતો. આખાએ દિવસની એની સહચરી ચૂંગી હતી. એના સંપર્કથી એ ઉનાળાની વસમી લૂ ભૂલતો, શિયાળાની કકડતી ટાઢ ભૂલતો અને ચોમાસાનાં અણધાર્યાં ઝાપટાં ભૂલતો. આમ એનું જીવન દિવસે ચૂંગી સાથે વહેતું અને રાત્રિએ એની પત્ની રેણુકા ને પાંચ વર્ષના ભીખલા સાથે વહેતું.

રામુ ગામડાનો હતો. રેણુકા એના પાડોશના ગામની એની નાતની છોકરી હતી. રામુ શરીરે ખડતલ, એકવડી દડીનો, શ્યામવર્ણો અને જુવાનજોધ યુવક હતો. રેણુકા દેખાવડી હતી. રેણુકા ઉછાંછળી ન હતી. એનામાં શહેરની વેવલાઈ ન હતી. એ તો હતી ગામડાની સાદી, સરળ છોકરી!

રામુ અને રેણુકાએ કંઈ સ્નેહલગ્ન કર્યાં ન હતાં. બન્ને પહેલેથી એકમેકના પ્રેમમાં ન હતા. બન્નેના પિતાએ સંબંધ જોડ્યો હતો. રામુ અને રેણુકા લગ્નગ્રંથીથી જોડાયાં. બન્ને મુંબઈ આવી નાના મહોલ્લામાં નાની શી ઓરડીમાં રહેવા લાગ્યાં. રામુ રેંકડી લઈને લત્તે લત્તે ફરતો. એ માલ સારો રાખતો. એ ભાવ પણ સારો લેતો. આમ રામુએ જીવનસંગ્રામ આરંભ્યો.

રામુને પોલીસદાદા સતાવતા. મ્યુનિસિપાલિટીના ખટારાથી એ સતત ડરતો. એના જીવનમાં આ બન્નેની 'હાઉ'ની માફક બીક રહેતી.

'એય સાલા રેંકડીવાલા! ક્યોં રસ્તેમેં રેંકડી ખડી રખ્ખી હૈ?' પોલીસે રામુને દમ ભીડાવ્યો.

હિંદના હિટલર અને મુસોલિની જોવા હોય તો મુંબઈની પોલીસ જોવી. ગરીબ પાસે હિટલર જેમ ગર્જે છે, અને મુસોલિની માફક એ ગજવામાં માલ સેરવતો જાય છે. 'ચીરીમની' મળતાં એ ચાલ્યો જાય છે. એનામાં હિટલરની દાદાગીરી નજરે પડે છે અને મુસોલિનીની ક્રૂરતા નજરે પડે છે.

"દાદા, મેં લે જાતા હું. આ ઘરાકકુ દે દેના દો. ફીર મેં ચલા જાઉંગા." પોલીસ સાથે વાતચીત કરતાં રામુ ગભરાતો. અડધું ખરું ખોટું હિંદીમાં બોલી તે જવાબ આપતો. રામુ પોલીસને ચાપાણીના બે આના આપતો અને તે પાછો નિર્ભય બનતો.

આમ રામુને તકલીફ રહેતી. ધીમેધીમે એણે મુંબઈના એક પ્રખ્યાત મહોલ્લામાં જગ્યા શોધી કાઢી. ત્યાં પોલીસની બીક ઓછી હતી, પણ મ્યુનિસિપાલિટીના ખટારાની બીક વધુ હતી.

રેણુકા ઘેર થોડું કાંતતી. એમાંથી એ થોડુંક કમાતી. આમ બન્નેનું જીવન સુખમાં જતું. રામુ ઘેર આવી રેણુકાને જીવનમાં મઝા આવે એવી વાતો કરતો. પોલીસ દાદાની વાતો કરી પોલીસોની મશ્કરી કરતો. આમ બન્ને પતિપત્નીનો ગૃહસંસાર સુખે ચાલતો.

ત્રણેક વર્ષ પછી રેણુકા એક બીજા પુત્રની માતા બની.

'રામા, હવે આપણું 'ખર્ચ વધ્યું', નહિ ? હવે તારે ને મારે વધુ મહેનત કરવી પડશે ' રેણુકા બોલી.

'રેણુ ! આપણે ભીખલાને ભણાવીશું. બાલીસ્ટર બનાવીશું. પછી આપણો ભીખલો મોટો સા'બ બનશે " રામુ પોતાના લાડીલા માટે મહત્ત્વપૂર્ણ કલ્પના કરતો બોલ્યો.

* *

દિવસ પછી દિવસ, મહીના પછી મહીના વહેવા લાગ્યાં. ભીખુ સાત વર્ષનો થયો. રેણુકા હવે વધારે કામ કરતી. રામુ નિયમિત ઘેર આવતો અને ભીખાને સાચવતો.

'રામા ! હવે ભીખાને ઇસ્કોલે કયારે મૂકવો છે ? વેલો ભણશે તો વેલો વેલાત જશે.' રેણુકાએ કહ્યું.

' રેણુ ! પરમ દિવસે ગુરુવાર છે તારે મૂકશું. કાલે એને પાટી ને પેન લાવી દેશું.'

* *

સવારે રામુ પોતાની રેંકડી લઈ દરરોજની જગ્યાએ ગયો. સુંદર રીતે માલ ગોઠવી દીધો. હલકી લહરે ગાવા માંડયું: 'ચણીયા ને મણીયા, ખારાં ને મીઠાં, કોઈ લ્યો પૈસાના શેર--હાં રે, કોઈ લ્યો પૈસાના શેર.' આવતી જતી જનતા સાંભળતી હતી.

" અલ્યા રામલા, દોડ......દોડ, મ્યુનિસિપાલનો ખટારો આવ્યો. " એક જાણીતા ફેરિયાએ બૂમ મારી.

રામુ રેંકડી લઈ દોડવા ગયો. ખટારો આવી પહોંચ્યો. બળજબરીથી રેંકડીનો માલ ખટારામાં પડયો-થોડોક બહાર પણ ઢોળાયો. ખાલી રેંકડી રામુ સામે રહી. રામુ નિસ્તેજ આંખે રેંકડી જોઈ રહ્યો. બધું એ એ ગુમાવી બેઠો હતો. એની સહચરી ચૂંગી પણ ન હતી. રેંકડીના બંને છેડા પર હાથ ટેકવી એ ઊભો.

રામુએ હજી એક પાઈનો પણ વેપાર નહોતો કર્યો. આજ એણે એક આશાની મહાન ઇમારત બાંધી હતી—જમવા જતાં ભીખલા માટે સ્લેટ ને પેન લઈ જવાની આશા સેવી હતી.

"ભીખલા માટે હવે હું સ્લેટ ને પેન કેવી રીતે લઈ જઈશ ? ભીખલાની—મારા લાડીલાની—પહેલી જ માગણી હું પૂરી કરી ન શકયો !" રામુ વિચારમાં લીન થઈ ગયો.

એની દૃષ્ટિ અનંત આકાશમાં ભીખલાની મૂર્તિને નીરખી રહી. એની આંખમાંથી બે ઊનાં બિન્દુ ગાલ પર સરી રેંકડી પર પડયા.

' ધવલ '



## વાચન

(અનુષ્ટુપ)

પૂર્વગ્રહો થયા શાન્ત, દીપમાળા નવી દીઠી
જ્ઞાનવિજ્ઞાનને કાંઠે, છીપો જ્યારે નવી વીણી
કટુ તથ્યો ભુલાવીને રમ્ય સત્યો દિખાવતી
વાણીઓ આર્ષ નયને, સરી સાફલ્ય અર્પતી.

તનસુખ ભટ્ટ

# વાતચીત કરવાની કળા

[ ગતાંકથી ચાલુ ]

૨

ગયા અંકમાં, વાર્તાલાપ કરવામાં કેટલા દોષો તજવા જેવા છે તે આપણે તપાસ્યું. એ દોષમાંથી મુક્ત રહીશું તો આપણે આપણી વાતોથી બધાને પ્રિય થઈ પડીશું. એટલે આપણા વાર્તાલાપથી બીજાને આકર્ષવા માટે કયા કયા ગુણો કેળવવા જેવા છે તેનો આજે વિચાર કરીશું.

આપણી વાતચીત તે આપણા વ્યક્તિત્વનું પ્રતિબિંબ છે એટલે જેમ તે સુધરે તેમ આપણી વાતચીત વધારે રસિક થાય. આપણા વ્યક્તિત્વનો વિકાસ કરવા માટે નીચેના ગુણો આવશ્યક છેઃ— (૧) પ્રેમભાવ; (૨) વિવેક; (૩) સામાનું સાંભળવામાં ધીરજ; (૪) એના દૃષ્ટિબિંદુનું અવલોકન; (૫) આનંદ; (૬) હાસ્યરસ; (૭) વાર્તાલાપના વિષયોની પસંદગી; અને (૮) વિષયોની વિવિધતા.

એ દરેક પ્રકારનો જરા વીગતથી હવે વિચાર કરીએ.

## ૧ પ્રેમભાવ

ઉપરના ગુણોમાં પ્રેમભાવ સૌથી અગત્યનો છે અને એ ગુણ હશે તો એની મેળે બીજા ગુણો કેળવાશે. રાજકીય ક્ષેત્રમાં આપણે જે અહિંસાનો પાઠ શીખ્યા છીએ તે જ ગુણ બીજા રૂપમાં આ પ્રેમભાવ છે ને તેનો ઉપયોગ વાતચીત કરવામાં કરવો જોઈએ. આવા પ્રેમભાવથી લોકોનાં મન આકર્ષી શકાય છે.

એક વખત અમને થોડા મિત્રોને મજૂરો કેવી ચાલીમાં રહે છે તે જોવાનું મન થયું. એ ચાલીમાં કામ કરતા એક મીશનરીની સાથે અમે ત્યાં ગયા. અમે રસ્તા પર ફરતા હતા એટલામાં ચાલીમાંથી ઘણાં નાનાં છોકરાંઓ આવી પહોંચ્યાં અને મીશનરીના હાથ પર વળગવા લાગ્યાં. એ મીશનરી એમની સાથે એવી તે શી વાતો કરતો હશે કે જેથી તેઓ આટલાં બધાં આકર્ષાતાં હશે એવો મને વિચાર આવ્યો. એમને ખેંચનારી અદૃશ્ય દોરી તે મીશનરીનો પ્રેમભાવ હતો.

તમે કદાચ અખિલ હિંદની બાળકોની સંસ્થા—'અખિલ હિંદ બાલક સંઘ' અથવા 'બાલકન-જી-બારી'—એ નામ સાંભળ્યું હશે. એ સંસ્થાના સ્થાપનારે 'દાદા' (મોટાભાઈ) એવું તખલ્લુસ રાખ્યું છે. 'દાદા' બાળકોમાં ખૂબ ભળી શકે છે કારણ કે એમનામાં પ્રેમભાવનું આકર્ષણ છે.

જ્યારે મહાત્મા ગાંધીજી ગોળમેજી પરિષદ વખતે ઈંગ્લંડ ગયા હતા ત્યારે તેઓ ત્યાં એક ગરીબ લત્તામાં રહેતા હતા અને ત્યાંનાં બાળકો ગાંધીજીના મિત્ર બની ગયાં હતાં કારણ કે ગાંધીજી બાળકો પ્રત્યે ખૂબ જ સ્નેહ ધરાવે છે.

અમેરિકામાં જાદુના ખેલ બતાવનાર થર્સ્ટનને જ્યારે પૂછવામાં આવ્યું હતું કે એના જીવનની ફતેહની ચાવી શી છે ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે એને ખેલ જોનારાંઓ પ્રત્યે પ્રેમભાવ હતો. બીજા ખેલાડીઓ માને છે કે જોનારાંઓ મૂર્ખા છે અને એમને છેતરવાં એ રમત વાત છે; પણ થર્સ્ટન મનમાં કહેતોઃ "આ બધાં જોનારાંઓ અહીં મારા ખેલો જોવા આવ્યાં છે એટલે હું એમનો ઋણી છું. એમને લીધે મારો જીવનનિર્વાહ થાય છે."

## ૨ વિવેક

પ્રેમભાવને લીધે વિવેકની લાગણી સહજ આવી જાય છે. સામા માણસની લાગણી કોઈ પણ કારણસર ન જ દુખવવી એમ આપણે નિશ્ચય કરીએ. ઈંગ્લંડમાં સામાન્ય વાતચીતમાં તેઓ વિવેક ઘણો જાળવે છે, જો કે એમની પાર્લામેન્ટમાં અસભ્ય અને

ઉદ્ધતાઈભર્યા આચરણો કેટલીક વાર થાય છે ખરાં એમની સભ્યતાના નિયમ પ્રમાણે જો કોઈના અભિપ્રાયની વિરુદ્ધ આપણો અભિપ્રાય જાહેર કરવો હોય તો તે વ્યક્ત કરતા પહેલા "માફ કરજો" એમ કહેવું પડે દાખલા તરીકે, કોઈ અંગ્રેજને આપણે કહીએ કે હિંદુ–મુસલમાનનો પ્રશ્ન આપણો અંદર અંદરનો છે અને એમા અંગ્રેજોને નિસ્બત ન હોવી જોઈએ અને જો એને આપણા મતથી જુદા પડવુ હોય તો કહે "માફ કરજો, પણ હું એમ માનતો નથી" કેટલીક વાર ચોખ્ખી રીતે વિરોધ બતાવવાને બદલે તેઓ "I don't know" એમ કહે છે પણ એનો અર્થ "હું તમારા મતને સંમત થતો નથી" એમ થાય છે વળી, ઇંગ્લંડમા ટપાલી ટપાલ આપે અથવા નોકર પાણી આપે તો એને પણ "થૅન્ક યુ" કહેવુ જોઈએ "Thank you," "Please," "Sorry" અને "Excuse me"નો એઓ વારંવાર ઉપયોગ કરે છે તેથી એમની વાતચીત બહુ મીઠાશભરેલી લાગે છે

આવા વિચારો હું કેટલાકને જણાવુ છુ ત્યારે તેઓ કહે છે કે એ એક જાતનો ઢોંગ કહેવાય દક્ષિણ આફ્રિકામા જ્યારે ગાંધીજી ફિનિક્સ આશ્રમમા રહેતા હતા ત્યારે ત્યા એમની સાથે હરમન કેલનબેક નામના એક જર્મન ગૃહસ્થ પણ સાથે રહેતા હતા એમને બધી જાતના ઢોંગ પર બહુ તિરસ્કાર હતો એક વખત વાતચીતમા એક હિંદી ભાઈએ એમને "સોરી" કહ્યુ ત્યારે એમણે કહ્યુ, "શા માટે તમે 'સોરી' કહો છો, તમે દીલગીર તો દેખાતા નથી?"

આવા સવાલનો હુ એવો જવાબ આપુ છુ કે અંગ્રેજીમા 'સોરી' કે ગુજરાતીમા 'અરે' કે એના જેવો બીજો શબ્દ કોઈને આપણાથી સ્હેજ પણ તકલીફ પડી હોય તે માટે વાપરી શકાય છે, નહિ તો એટલી નજીવી તકલીફ વ્યક્ત કરવા માટે કયો શબ્દ છે? આપણે કોઈને ચોપડી હાથોહાથ આપતા હોઈએ, અને ચોપડી જમીન પર પડી જાય તો આપણે 'સોરી' કહીએ છીએ કારણ કે તેમ થવાથી સામા માણસને અડધી સેકંડ ખોટી થવુ પડ્યુ અને એને થોડી તકલીફ પડી. આ તકલીફ માટે દીલગીરી પ્રદર્શિત કરીએ તેમા ઢોંગ ક્યા છે?

તે જ પ્રમાણે 'થૅન્ક યુ' શબ્દ પણ વિવેક માટે વાપરી શકાય આપણે કોઈની ફાઉન્ટન પેન વાપરવા લીધી હોય અને તે એને પાછી આપતી વખતે એને 'થૅન્ક યુ' જરૂર કહી શકીએ. એમા આપણા મો ઉપર આભારની લાગણી છવાઈ રહેલી હોવી જોઈએ એવી જરૂર નથી ગુજરાતી ભાષામા આના સમાનાર્થક શબ્દ બીજા ન જડે તો એ વાક્ય જ આપણી ભાષામા અપનાવી લેવા જેવુ છે.

કોઈ કહેશે કે ગાઢ મિત્રો વચ્ચે આવો વિવેક બતાવવાની જરૂર નથી શેક્સપિયરે 'જુલિયસ સીઝર'મા કહ્યુ છે કે જ્યારે મિત્રો એકબીજાને વિવેક બતાવવા માડે ત્યારે એ એમની મિત્રતા ઘટવાનુ ચિહ્ન છે. એક કવિ લખે છે તેમ .

"'પધારો', આવજો', 'બેસો' વૃથા એ વાદ શા સારૂ?
'પધારો' એમ કહેવાથી પધારે તે પધાર્યા ના"

આ વિષયમા ગાંધીજી દક્ષિણ આફ્રિકામા હતા ત્યારે એમની અને મિસિસ પોલક નામના અંગ્રેજ બાઈની સાથે કેટલીક વાર ચર્ચા થતી, જેની વિગતો મિસિસ પોલકે એમની *Mr Gandhi, the Man* નામની ચોપડીમા આપી છે મિસિસ પોલક કહેતા કે જેમને આપણા સ્વજન ગણીએ એમની તરફ પણ આપણે બીજાના પ્રત્યે જે વિવેક વાપરીએ છીએ તેવો વિવેક વાપરવો જોઈએ ગાંધીજી કહેતા હતા કે સ્વજન એ આપણા શરીરના અંગ જેવા છે આપણા હાથને આપણાથી વાગી ગયુ હોય તો આપણે એને 'સોરી' નથી કહેતા, તે જ પ્રમાણે આપણે સ્વજનની પ્રત્યે વર્તવુ પણ, ગાંધીજીની ને આપણી સરખામણી થઈ શકે? સ્વજનને ખાતર એ જેટલો આત્મભોગ આપવાને તૈયાર છે એટલો આત્મભોગ આપણે આપી શકીએ? એટલે, સામાન્ય નિયમ તો એવો રાખવો જોઈએ કે બધા પ્રત્યે પૂર્ણ વિવેકભર્યું વર્તન રાખવું.

### ૩. ધીરજ

વાતચીત કરવામાં ધીરજની ખાસ જરૂર છે. ઘણી વાર એવું બને છે કે આપણે જે કહેવાનું હોય તે કહેવા માટે એટલા અધીરા થઈ જઈએ છીએ કે સામો માણસ શું કહે છે તે સાંભળવાની તસ્દી લેતા નથી. ખાસ કરીને ઉશ્કેરાયેલો વાદવિવાદ થતો હોય ત્યારે આવું ઘણી વાર બને છે. કેટલાક તો એવા હોય છે કે તેમનું મન જીતવાનો બાદશાહી રસ્તો એ કહે તે સાંભળ્યા કરવાનો હોય છે. રસપૂર્વક ધ્યાન દઈને સાંભળ્યા કરવાથી સામાને વાતચીત કરવાની મઝા પડે છે. કોલ્ટન કહે છે કે આપણામાં વાતચીત કરવાનું દેવો જેટલું ચાતુર્ય હોય તો પણ એવાં કેટલાંક પુરુષો, સ્ત્રીઓ અને બાળકો હોય છે કે જેમની સાથે વાત કરવાને બદલે એ કહે તે સાંભળ્યા કરીએ તો એમને વધારે આનંદ થાય છે.

પ્રખ્યાત ખગોળવેત્તા ગેલીલિયો માટે કહેવાય છે કે જ્યારે કોઈ એની સાથે દલીલ કરતું ત્યારે એ એનું પૂરેપૂરું સાંભળતો એટલું જ નહિ, પણ એની દલીલ કેવી રીતે વધારે મજબુત થાય તે બતાવતો, અને ત્યારપછી તેની દલીલનું ખંડન કરતો. આમ કરવાથી સામા માણસને એની પોતાની દલીલ કેટલી નબળી છે તેનો બરાબર ખ્યાલ આવતો.

આપણે ધીરજથી કોઈનું સાંભળીએ છીએ ત્યારે એના ઉપર આપણે સારી છાપ પાડી શકીએ છીએ.

### ૪. સામાના દૃષ્ટિબિંદુનું અવલોકન

આપણે હંમેશાં સામાનું દૃષ્ટિબિંદુ જોવાનો પ્રયત્ન કરવો જોઈએ. અંગ્રેજ કવિ રોબર્ટ બર્ન્સ કહે છે:

"Would to God the giftie gi' us.
To see ourselves as others see us."

(બીજા જે દૃષ્ટિથી આપણને જુએ એ દૃષ્ટિથી પોતાને જોવાની બક્ષીસ પરમેશ્વર આપણને આપો!)

એક વખત અમેરિકાના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે કહ્યું હતું કે એની ધારણાઓમાંની ૭૫ ટકા જો ખરી હોય તો એથી વધારે ખરી હોવાની એ આશા રાખતા નથી. પોતાની ધારણાઓમાં જો રૂઝવેલ્ટ જેવાને પણ આટલો અણવિશ્વાસ હોય તો આપણી ધારણા માટે આપણને પૂરેપૂરો વિશ્વાસ કેવી રીતે હોઈ શકે? અને છતાં, આપણે સામાને "તમે ખોટા છો," "એ બને જ કેમ?" "એ અશક્ય છે," "તમારી માન્યતા તદ્દન ભૂલભરેલી છે" એવાં એવાં વાક્યો કહીને જાણે આપણામાં જ બધું જ્ઞાન સમાઈ ગયું હોય એમ બતાવીએ છીએ.

કેટલીક વાર વાદવિવાદમાં બન્ને ખરા હોય એમ પણ બને છે. "ઢાલની બે બાજુ"ની વાતમાં બન્ને સાચા હતા, પણ કોઈને સામાનું દૃષ્ટિબિંદુ જોવાનું સૂઝ્યું નહિ. સત્ય એક પાસા પાડેલા હીરા જેવું છે. એને જુદા જુદા પાસાઓથી જોઈએ તો એમાં જુદા જુદા રંગો દેખાય છે; તે જ રીતે, જુદાં દૃષ્ટિબિંદુઓથી એક જ સત્યની જુદી જુદી બાજુઓ દેખાય છે.

### ૫. આનંદ

જો તમારે તમારી વાતોથી લોકપ્રિય થવું હોય તો "નિજાનંદે હંમેશાં બાલ, મસ્તીમાં મજા લેજે." જો દુનિયા પ્રત્યેનું તમારું દૃષ્ટિબિંદુ અતિશય ગંભીર અને નીરસ હશે તો તમારી વાતો પણ તેવી જ હશે અને તે સાંભળવાનું કોઈને ગમશે નહિ. માટે આશાવાદ કેળવો.

આશાવાદી અને નિરાશાવાદીમાં ફરક એ છે કે જ્યારે આશાવાદી દુઃખી સંજોગોમાંથી સુખ શોધવાનો પ્રયત્ન કરે છે, ત્યારે નિરાશાવાદી સુખમાંથી પણ દુઃખ શોધે છે. આ સ્વભાવો વચ્ચેનો તફાવત એક ટુચકામાં બતાવાયો છે. એક આશાવાદી અને એક નિરાશાવાદીઃ એ બેમાંથી નિરાશાવાદી સ્વર્ગમાં ગયો, અને ત્યાં એના માથાની આસપાસ તેજ બતાવવા એને તેજચક્ર (halo) આપ્યું અને વગાડવા સારંગી આપી ત્યારે એ બબડવા લાગ્યો: "આ તેજચક્ર મને બંધબેસતું આવતું નથી, અને આ સારંગીના તાર તો બસૂરા છે." આશાવાદી નર્કમાં ગયો અને

ત્યાં ખૂબ અગ્નિ સળગતો હતો એટલે એણે કહ્યુ : "અહીંઆ બીજુ ગમે તે ખરાબ હશે, પણ એટલુ કહેવું જોઈએ કે અહીંના કોલસા બહુ સરસ છે!"

જો કોઈ નિરાશાવાદી અને આશાવાદી શરબત પીતા હોય, તો અડધું ગ્લાસ શરબત પીધા પછી નિરાશાવાદી કહેશે "હવે તો અડધું જ ગ્લાસ રહ્યુ!" પણ આશાવાદી કહેશે: "હજી તો અડધું બાકી રહ્યું છે."

આશાવાદી માણસ લોકપ્રિય થાય છે કારણ કે બધા જ આનંદ મેળવવાનો પ્રયત્ન કરે છે માટે,

Laugh, and the world laughs with you,
Weep, and you weep alone,
For sad old earth must borrow its mirth
But has trouble enough of its own

માટે, વાત કરતી વખતે પ્રસન્ન મો રાખજો

મુંબઈ ઈલાકાના માજી વડાપ્રધાન શ્રી ખેરને એક વક્તાએ 'હસતા મુખ્ય પ્રધાન' કહેલા અને એમના સ્મિતથી એમણે ઘણાને મુગ્ધ કર્યા છે ચીનના લોકોમાં કહેવત છે કે જે હસી ન શકે એણે કોઈ દિવસ દુકાન ઉઘાડવી નહિ

પણ કદાચ કોઈ પૂછશે કે કુદરતી સ્મિત આવતું ન હોય તો કૃત્રિમ સ્મિત કરવુ? કૃત્રિમ હાસ્ય એ ઘણુ જ શુષ્ક અને નીરસ લાગે છે પણ તમે એકલા હો ત્યારે જો હસવાનો પ્રયત્ન કરશો તો તમે ખરેખર આનંદી થઈ શકશો. સાધારણ રીતે એમ મનાય છે કે આપણી લાગણીની આપણા શરીરના અવયવો પર અસર થાય છે આ વાત ખરી છે. પણ સાથે સાથે શરીરની અસરની લાગણી પર પણ અસર થાય છે એમ પ્રો. વિલિયમ જેમ્સ જેવા માનસશાસ્ત્રીઓ કહે છે. દાખલા તરીકે, જો તમે આરામ ખુરશી પર નિવૃત્ત થઈને બેસશો અને આંખ મીંચીને સહેજ ઊંડા શ્વાસ લેશો તો તમને ઊંઘ આવવા જેવુ થશે. તેજ પ્રમાણે, તમે જો હસવાનો પ્રયત્ન કરશો તો ખરેખર મન પ્રફુલ્લ રહેશે.

મિ ફલેચરે સ્મિતના ફાયદાઓ નીચે પ્રમાણે ગણાવ્યા છે·

એના પૈસા બેસતા નથી, છતાં એ ઘણુ સુખ ઉત્પન્ન કરી શકે છે

જેઓ સ્મિતની લ્હાણ લે છે તેને લાભ થાય છે, અને જેઓ લ્હાણ આપે છે તેને નુકસાન થતુ નથી.

એ થતા એક ક્ષણ થાય છે, પણ એની બીજાઓ પરની અસર કેટલીક વાર વર્ષો સુધી રહે છે

કોઈ એટલા સમૃદ્ધ નથી કે એના વિના ચલાવી શકે; તેમ કોઈ ગરીબી એવી નથી કે જેને એનાથી થોડો પણ ફાયદો થયા વિના ન રહે.

એનાથી ઘરમા સુખ વધે છે, વેપારમાં ધંધો વધે છે અને મિત્રો વચ્ચે સ્નેહ વધે છે.

એ થાકેલાનો વિસામો છે, અને હતાશનું આશાકિરણ છે, અને દુ:ખીઓનું ઓસડ છે

છતા કોઈ એને ખરીદી શકતું નથી, કે ચોરી શકતુ નથી કારણ કે એ વસ્તુ લેવાની નહિ પણ આપવાની જ છે

માટે, વાતચીત કરતી વખતે, તારાપોરવાળા ફોટોગ્રાફરની વાત યાદ રાખજો: "જી, જરા હસતુ મોઢુ રાખજો, બીજુ બધુ તો તારાપોરવાળા સભાળી લેશે"

## ૬ હાસ્યરસ

તમારી વાતોમા જો તમે થોડો હાસ્યરસ લાવી શકો તો જેમ મરીમસાલાથી ખાવાનુ સ્વાદિષ્ટ થાય છે તેમ તમારી વાતચીત રસભરી થશે, તમે ગમે તેવા ગભીર કામમા નિમગ્ન હો તોપણ તમે ધારો તો હાસ્યરસ કેળવી શકો. કદાચ હિંદુસ્તાનમા સૌથી વધારે કામ કરનાર મહાત્મા ગાધી હશે. છતાં એ કેટલીક વાર બાળકની જેમ ખડખડાટ મોટેથી હસે છે, અને ઘણી વાર વિનોદ કરે છે. એમણે હરિજનના ઉદ્ધાર માટે ઠક્કર બાપા સાથે મુસાફરી કરી તેનો

ઉલ્લેખ કરતાં એમણે 'હરિજન'માં લખ્યું હતું કે "જેમ મદારી માંકડાને ફેરવે છે તેમ ઠક્કર બાપા મને આખા હિંદુસ્તાનમાં લઈ ગયા."

આવી રીતે પોતાની સામે થોડા જ મશ્કરી કરી શકે છે. એનું કારણ એ છે કે આપણા બધામાં એટલો બધો અહંભાવ હોય છે કે એવી મશ્કરીથી એ અહંભાવને હાનિ પહોંચે તે આપણને નથી ગમતું. સામાની મશ્કરી કરતી વખતે એ ધ્યાન રાખવું જોઈએ કે એની લાગણી દુખાવી ન જોઈએ એટલું જ નહિ, પણ એ મશ્કરીથી લોકોનું એના પ્રત્યેનું માન ઓછું થયું છે એમ એને લાગવું જોઈએ નહિ. નિર્દોષ મશ્કરીથી સ્નેહભાવ ઘણો વધી શકે છે.

કેટલીક વાર હાસ્યરસથી સામાને સચોટ જવાબ આપી શકાય છે. એક દિવસ પ્રખ્યાત અંગ્રેજી નાટ્યકાર બર્નાર્ડ શૉ કોઈ બાઈને ત્યાં પાર્ટીમાં ગયા હતા. એની સાથે વાત કરતાં શૉએ એ બાઈના ચહેરાનાં વખાણ કર્યાં. બાઈએ કહ્યુ, "હું દિલગીર છું કે હું તમારા ચહેરાનાં વખાણ નહિ કરી શકું." શૉએ જવાબ આપ્યો, "મારી જેમ જૂઠું બોલોને."

શૉનો બીજો એક ટુચકો યાદ આવે છે એક વખત એક સુંદર ફિલ્મસ્ટારે શૉને એની સાથે પરણવા કહ્યું અને દલીલમાં જણાવ્યું કે "આપણને છોકરાં થાય તેમાં તમારી બુદ્ધિ અને મારૂં સૌંદર્ય આવે તો કેટલાં દીપી નીકળે?"

શૉએ તરત જ માર્મિક જવાબ આપ્યો: "પણ ધારો કે છોકરાંઓમાં મારૂં સૌંદર્ય અને તમારી બુદ્ધિ આવે તો!"

ઈંગ્લાંડના માજી પ્રધાન લૉઈડ જ્યૉર્જે એક સભામાં બહુ હસાવે એવો પ્રત્યુત્તર આપ્યો હતો. એઓ લિબરલ હોઈને આયર્લૅન્ડ વગેરેને સ્વરાજ્ય આપવું જોઈએ એવો મત ધરાવતા હતા. ભાષણમાં એમણે કહ્યું કે બધાને સ્વરાજ્ય આપવું જોઈએ: આયર્લૅન્ડને, સ્કૉટલેન્ડને, વેલ્સને—એટલામાં પાછળથી એક જણે બૂમ પાડી, "નરકને." લૉઈડ જ્યૉર્જે કહ્યું: "I like every one standing up for his own country" (દરેક જણ પોતાના વતન માટે તરફેણ કરે એ મને ગમે છે.)

## ૭. સામાને લગતા વિષયો

ઉપરના નિયમો યાદ રાખીને તમે વાર્તાલાપ કરશો તો તે ખરેખરો રસમય થશે વાતચીત કરતી વખતે આપણને શું ગમે છે એના કરતાં સામાને કયો વિષય ગમે છે એ ધ્યાનમાં રાખીને એ વિષય પર વાત કરવી. આપણને સિનેમા જોવા ન ગમતાં હોય પણ જેની સાથે વાતચીત કરતા હોઈએ એને સિનેમાનો ખાસ શોખ હોય તો 'હમણાં કોઈ સિનેમા જોયું?' એમ પૂછીએ તો એ સારી રીતે વાત કરી શકશે. વિદ્યાર્થીને સાધારણ રીતે એના અભ્યાસ વિષે પૂછવાનું આપણને મન થાય, પણ જો આપણને ખબર હોય કે એને અભ્યાસ કરતાં ક્રિકેટમાં વધારે રસ છે તો સ્કુલ કે કૉલેજ વિષે પૂછવાને બદલે ક્રિકેટ મેચની વાત કરવી. આમ કરવાથી તમે એને એનું મન ખોલવાની તક આપી શકશો, અને તમને પણ કંઈક નવીન જાણવાનું મળશે.

આ જ ધોરણને અનુસાર મોટાંની સાથે મોટાં જેવી અને નાનાંની સાથે નાનાં જેવી વાતો કરવી. થોડા દિવસ પર અમે શ્રી. બાલાસાહેબ ખેરને એક શિશુ સમેલનમાં નિમંત્રણ આપ્યુ હતુ. એમણે લગભગ અરધો કલાક બાળકો સાથે વાતો કરી પણ તેમાં રાજકારણના વિષયોનું કે કોંગ્રેસનું નામ પણ દીધું ન હતું. એમણે બાળકોને આનંદમાં રહેવાનું, ઉચ્ચ નીચનો ભેદ નહિ રાખવાનું અને હિંમતવાળા થવાનું કહ્યું. શ્રી. ખેરના ભાષણમાં બાળકોને ઘણો રસ પડ્યો અને ભાષણ પછી એમણે શ્રી ખેરને સવાલો પણ પૂછ્યા.

## ૮. વિવિધતા

વાતચીતના વિષયમાં વિવિધતા હશે તો તે વધારે રસમય થશે. જેમ ભોજનમાં ભારે મિષ્ટાન્ન

અનુસંધાન પૃ. ૩૩૩

# હીરો અને તુષારબિન્દુ

**એ**ક મૂલ્યવાન હીરો ખેતરમા ઊચા ઘાસ ને ડેઈઝી વચ્ચે પડ્યો હતો ને એની બરાબર ઉપર કપતા ઘાસ ઉપર ઝાકળનુ મોટુ ટીપુ ડરતુ ડરતુ વળગેલુ હતુ માથે મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો

સવારે અરુણોદય થયો ત્યારથી નમ્ર તુષારબિદુ હીરા સામુ જોયા કરતો હતો, પણ એવા મોટા માણસ હારે બોલતા એની જીભ ઊપડતી નહોતી

ત્યા તો એક પતગિયુ આવી ચડયુ એણે હીરાને જોઈને કહ્યુ, 'શેઠજી, નમસ્તે '

'નમસ્તે,' હીરો ચીપીચીપીને બોલ્યો

ત્યા તો પતગિયાની નજરે તુષારબિદુ ચડ્યો, અને એણે એના સામી આગળી કરીને હીરાને પૂછ્યુ 'આ આપના કાઈક સગા થાય કે, શેઠજી?'

હીરો ખડખડ હસ્યો, ને બોલ્યો, 'કાઈ વાત છે? પણ પતગિયાભાઈની બુદ્ધિ કેટલીક ચાલે? હાલતો થા, જોઈએ, તારુ મોઢુ કાળુ કર મને આ હલકા, કમજાત, તુચ્છ નિર્માલ્ય તુષારબિદુને તોલે ગણવાવાળો આ યો છે તે!'

પતગિયુ બોલ્યુ 'પણ શેઠજી એ તમારા જેવો રૂપાળો નથી?'

'રૂપ!' હીરો કહે, 'એ નિર્લજ્જ તુષારબિદુ મારી નકલ કરે છે એટલુ જ અને રૂપ હોય તો પણ ધન વિના એ શુ કામનુ? એ તો જાણે—

કૂપ નીર વિણ, ધેનુ ક્ષીર વિહી, મદિર દીપ વિના

રૂપ તથા ધનનો સમાગમ થાય તો આખુ જગત તમારે પગે પડે જગત મને કેમ પૂજે છે એ હવે સમઝાય છે?'

એમ કરીને એ તો ચમકવા મડ્યો, એટલે પતગિયાએ અઞ્જાઈ ન જવા સારુ આંખ આડો હાથ કર્યો

તુષારબિદુ બાપડો આ બધુ સાભળતો હતો, એટલે એને એટલો ખેદ થયો કે ધરતી માર્ગ આપે તો જાણે હમણા સમાઈ જાઉ

એવામા એક ચડોળ જમીન ઉપર આવ્યો ને હીરા ઉપર ચાચ મારી પણ નિરાશ થઈને એ બોલ્યો, 'અરેરે, મે જાણ્યુ કે આ મૂલ્યવાન તુષારબિંદુ છે, પણ ત્યા તો નકામો હીરો નીકળ્યો પાણી વિના મારુ ગળુ સુકાય છે, ને હું તરસે મરવાનો છુ'

'સાચે જ?' હીરો બોલ્યો, 'તુ મરીશ તો કેનો ગગો કુંવારો રહી જાય એમ છે?'

પણ તુષારબિંદુએ તરત જ ભવ્ય સકલ્પ કર્યો પૃથ્વીમા સમાવાનો વિચાર ખોટો હતો એટલે એનો એને પસ્તાવો થયો કેમકે બીજાનો જીવ બચાવવા એ પોતાનો જીવ આપી શકે એમ છે તે તેણે જાણ્યુ

'હું કાઈ તને કામ આવુ એમ છે?' એણે નમ્રભાવે પૂછ્યુ

ચડોળે ઢળી પડતુ માથુ ઊચુ કરીને કહ્યુ, 'હે અનુપમ મિત્ર, તુ ધારે તો મારો જીવ બચાવી શકે '

'તો ઉઘાડ તારુ મોઢુ '

એમ કરીને તુષારબિંદુએ તણખલા ઉપરથી ચડોળની સુકાઈ ગયેલી ચાચમા પડતુ મૂકયુ ×

દેવા

× રેવ. આલ્બર્ટ ઇ સિમ્સના ઉપરથી.

# પ્રભુતા ક્યાં ?

[ વસંતતિલકા ]

સત્કાર્ય ને સરલતામય માનવીમાં,
સદ્ગ્રંથ ને સુશીલ શાંત કલાધરોમાં;
નાચંતી સ્નેહ સજલે સરિતા બધીમાં,
ઝાંખી થતી પ્રતિકૃતિ પ્રભુતા તણી ત્યાં. ૧

વાડી તણા હરિત વિટપ મંડપોમાં,
અલમસ્ત યોગી સમ સુંદર પર્વતોમાં;
પસરાવતાં સુરભિ પુષ્પ પ્રફુલ્લતા જ્યાં,
ઝાંખી થતી પ્રતિકૃતિ પ્રભુતા તણી ત્યાં. ૨

વર્ષા તણા વિપુલ મેઘ તણી ઘટામાં,
સંદીપ્ત વિદ્યુત તણા ચમકાર માંહીં;
ટહુકાર મસ્ત મયુરો કરતા સુખે જ્યાં,
ઝાંખી થતી પ્રતિકૃતિ પ્રભુતા તણી ત્યાં. ૩

આનંદયુક્ત સુરગાયક વારિધિમાં,
કોકિલ કંઠ, મૃદુ વાદ્ય તણા ધ્વનિમાં;
આકાશ, તારકગણો, રવિ, ચંદ્રમામાં,
ઝાંખી થતી પ્રતિકૃતિ પ્રભુતા તણી ત્યાં. ૪

નિર્દોષ હાસ્ય ધરતાં મૃદુ બાળકોમાં,
ને રાષ્ટ્રભાગ્ય ઘડનાર વિધાયકોમાં;
સુમન્દ લ્હેર કરતાં સુસરોવરોમાં,
ઝાંખી થતી પ્રતિકૃતિ પ્રભુતા તણી ત્યાં. ૫

કુંવરજી જી. ભટ્ટ

# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]

૧૧

## ઉદાર દિલનો મજૂર શિવરામ

બાળકોમાં અનુકરણવૃત્તિ રહેલી છે. ક્રિકેટની રમતો ચાલતી હોય છે, ત્યારે જ્યાં જોઈએ ત્યાં ઘરના આંગણામાં, રસ્તા પર, છોકરાં ક્રિકેટ રમે છે, ક્રિકેટની જ વાતો કરે છે બાળકોની રમતની યે ઋતુઓ હોય છે. ક્રિકેટની પેઠે પતંગની, ભમરડાની, ને ખો ખો, આટાપાટાની પણ ઋતુઓ આવે છે. ક્યારે ક્યારેક મોઈદંડાની રમતોમાં ઓર રંગ આવે છે. બાળકોની ઋતુઓ ને તેમાં થતા ફેરફાર નિશાળમાં ચાલતા ભૂગોળના વિષય સાથે શીખવવા જેવા છે.

વધારે વરસાદ નહીં, વધારે તાપ નહીં એવી હવામાં ક્રિકેટ શરૂ થાય છે ભાદરવો ને આસો ક્રિકેટના, કારતક–માગસર ભમરડાના, મહા–ફાગણની શુભ્ર ચાંદની આટાપાટા ને ખો ખો માટે હોય છે. ઈપળી-પીંપળીની રમત ચૈત્ર–વૈશાખમાં ઝાડોની શિતલ ઘટામાં રમાય છે. પરંતુ બાળકો પ્રભુનાં પયગંબરો હોવાથી કોઈ પણ રમત મરજી મુજબ ગમે ત્યારે રમી શકે તેમ છે ને રમે પણ છે.

હું પૂનામાં ક્રિકેટ જોવા જતો. કોકણમાં ગેડી દંડો અમે રમતા, પરંતુ આ લાકડીઓ ને પાટિયાનો દાવ કોકણમાં એટલો વ્યાપક નો'તો, અને ગામડાંમાં તો હજી ઘણાઓને એની ખબર પણ નથી. તાલુકાના ગામથી નાના પ્રદેશોમાં એની મજલ પહોંચી નથી. અંગ્રેજી નિશાળ આવી કે એની પાછળ દંડો આવ્યો જ!

અમારી ડહેલીમાં એક પૈસાદાર વૃદ્ધ ગૃહસ્થનું કુટુંબ રહેતું હતું. એમના બે પૌત્રોને એમણે ક્રિકેટનો બધો સામાન આણી આપ્યો હતો. એમની પાસે દંડો હતો, બૅટ હતાં, સ્ટમ્પ હતા, હાથમોજાં હતા, પગે બાધવાનાં પૅડ હતાં. કશું જ બાકી નો'તું. રોજ ક્રિકેટના સામાનનો ભારો ઊંચકી ખુલ્લા મેદાનમાં તેઓ રમવા જતા.

મને તેમની ઈર્ષા થતી. ક્રિકેટ રમવાની મને ઇચ્છા થઇ આવતી, પરંતુ હું કોની સાથે રમું? હું નિશાળમાં જતો નો'તો, એટલે નિશાળિયા મિત્રો પણ મારે માટે નો'તા અને ક્રિકેટ રમવાનાં સાધનો? પાસે નો'તો દંડો કે નો'તી બીજી કોઇ પણ ચીજ. એ બધી મુશ્કેલીઓનું નિવારણ શી રીતે કરવું, એનો હું ખૂબ મન.પૂર્વક વિચાર કરતો.

આખરે બીલાનો દંડો લાવવાનું મેં ઠરાવ્યું. લાકડાંના સ્ટમ્પ બનાવવાનું તો ક્યારનું યે ધ્યાનમાં આવી ગયું હતું. હું એકલો જ ત્રણ લાકડાં ભીંત પાસે ઊભાં કરતો. ને બીલા વડે એ લાકડાંને ઠોકવાનો પ્રયત્ન કરતો. દોડતો આવી, હાથ ગોળચક્કર ફેરવી હું બીલું ફેંકતો. એમ મારી એકલાની જ રમત ચાલતી. પરંતુ ઉપનિષદ્‌માં બ્રહ્માની ચિંતા પેઠે "एको ऽहं बहु स्याम्"–હું એકલો છું, અમારી સંખ્યા ક્યારે વધશે, અમે બે ક્યારે થઈશું, એમ થયા કરતું. અને અંતે જનાર્દને મારી હાંકને આવકારી.

જનાર્દન ને હું ક્રિકેટનો અભ્યાસ, સંપન્ન સાધનો વડે કરવા લાગ્યા. દેવની પૂજા કરતી વખતે ખૂટતી ચીજને અક્ષત નાખી ચલાવી લેવાનું હું શીખ્યો જ હતો. 'મહાવસ્ત્રાર્થે અક્ષતાં સમર્પયામિ, તાંબુલાર્થે અક્ષતાં સમર્પયામિ,' એમ હું નાનપણમાં બોલતો. એ જ પ્રમાણે 'સ્ટમ્પાર્થે ઇન્ધિન' સમર્પયામિ' એમ હું કહેવા લાગ્યો. બાળવાનાં લાકડાંના અમારા સ્ટંપ થતા. રોજ નવા સ્ટંપ. આગલે દિવસે

તડકામાં સુકાઈ ગયેલા સ્ટંપ બીજે દિવસે ચૂલામાં સરસ સળગતા. જનાર્દને દેવદારના પાટિયાનું બેટ બનાવ્યું હતું, પણ બીલી આગળ ટકવાનું એનું ગજું શું! શંકરને દેવદારનું તેમજ બીલાનું વૃક્ષ પ્રિય છે. એવાં બે વૃક્ષોનો સમન્વય અમારી રમતમાં મેં કર્યો હતો. પરંતુ દેવદારનાં પાટિયાં જલદી ફાટી જતાં; ને બીલાં પણ વધારે ટકતાં નહિ.

એક દિવસ બીલાનો દડો અમારી ડહેલીમાં રહેતા એક છોકરાને વાગ્યો. થયું! અમારી રમત બંધ પડી. આવા માથું ફોડી નાખે તેવા કઠણ દડા લઈ ડહેલીમાં નહિ રમવાનો વટહુકમ નીકળ્યો. કાયદાનું ઉલ્લંઘન કરનારને ઘરમાં માર પડશે એવી જાહેરાત પણ કરવામાં આવી. કઠણ દડાથી રમવાની મનાઈ કરવામાં આવી તો ખરી, પણ પોચો દડો લાવવો ક્યાંથી? રબરનો દડો તો જલદી ફાટી જાય. અમારાં બેટ સામે રબરના દડા શી રીતે ટકે!

પેલા શ્રીમંત નબીરાઓ મને ચિડવતા હતા. તે અંદર અંદર વાતો કરવા લાગ્યા:

એક : લાવને બીલું.

બીજો : શું કરવા? ઉકાળો કરવો છે કે શું?

ત્રીજો : ના, ના; આપણે એનો દડો બનાવીશું.

બીજો : અને બળાનણના સ્ટંપ કરીશું.

પહેલો : બીલાનો દડો કોઈને વાગશે તો?

બીજો : વાગશે તો રમત બંધ. રમવાની મનાઈ થશે.

ત્રીજો : પછી તો આપણે મમરા જ ફાકતા બેસવાના.

હું તેમના પર ગુસ્સે થયો. તેમને બેચાર લગાવી દેવાની મને ઇચ્છા થઈ. એટલામાં પેલાઓમાંથી એકે કહ્યું: "સંભાળીને બોલજે; મને રીસ ચડશે તો નાસી જઈશ; કોકણમાં જતો રહીશ; છાશ, ભાત, મગ, ને તાંદળજાની ભાજી," એ શબ્દો એણે નાકમાંથી ઉચ્ચાર્યા. મારા તરફ જોઈ હસતા હસતા તે છોકરાઓ ચાલ્યા ગયા.

મારા નાસી જવાનો નિર્દેશ થતો જોઈ હું ડરી જ ગયો. મને ક્રોધ ચડ્યો હતો, પણ હવે એકદમ ઓશિયાળો બની ગયો. ક્રોધ જતો રહી, તેની જગાએ મને લજ્જા આવી. નીચે મસ્તકે હું રડવા લાગ્યો. હું ભીંત પાસે જઈ ઊભો. આંખોમાંથી અશ્રુ વહેતાં હતાં.

એ ભીંત પાસે શિવરામ નામનો કડીઓ કામ કરતો હતો. તેની નજર મારા પર પડી. મને રડતો જોઈ શિવરામનું હૃદય પીગળ્યું. પથ્થર ફોડનાર શિવરામનું હૃદય મૃદુ હતું. પથ્થરોને જોડનારો તે હતો, હૃદયો તોડનારો એ નો'તો.

"શ્યામ, કેમ રડે છે?" તેણે મને પૂછ્યું.

હૃદય વધારે ભરાઈ આવ્યું. શિવરામ કામ છોડી પાસે આવ્યો.

"શ્યામ! ગાંડીઆ, રડીશ નહિ શું થયું?" તેણે પ્રેમભર્યા અવાજે પૂછ્યું. "પેલાં છોકરાં મને ચિડાવે છે. મારી પાસે દડો નથી તેથી મારી મશ્કરી કરે છે," મેં રોતાં રોતાં કહ્યું.

"દડો હું તને આપીશ."

"પણ તમે લાવેલો દડો હું લઉં તો ઘરમાં બધાં મારા પર ગુસ્સે થાય."

"હું વેચાતો નહિ લાવું. ચીંથરાનો દડો સીવીને હું તને લાવી આપીશ."

"ચીંથરાનો દડો! તો તો કેટલું સરસ! તે બહુ કઠણ પણ નહિ હોય. કોઈને વાગે તો તકરાર પણ ન કરે. ચીંથરાનો જ દડો સારો," મેં તાળીઓ પાડી આનંદ પ્રદર્શિત કર્યો.

"અને એ પાછો દેશી કહેવાય. સ્વદેશી દડો. પરદેશી દડો વેચાતો શા માટે લેવો? પરદેશી ચીજ આપણાથી વેચાતી ન લેવાય," શિવરામ કડીઓ બોલ્યો.

"બરાબર છે, બરાબર છે. મારા બાપુજીને પણ પરદેશી ચીજો ગમતી નથી. તેમને સ્વદેશીને લીધે ૭ મહિનાની શિક્ષા થઈ છે. શિવરામ, મારા બાપુજી જેલમાં છે. હું સ્વદેશી દડો લઈ રમું છું, એમ જ્યારે એ જાણશે ત્યારે એમને કેટલો આનંદ થશે! ખરું ને શિવરામ!"

મારા બાપુજીને સ્વદેશીને અંગે શિક્ષા થઈ છે એ સાંભળી શિવરામ આનંદમાં આવી ગયો. મારે માટે તેને અધિક સહાનુભૂતિ પ્રગટ થઈ.

"શ્યામ, આ ડહેલી પાસે જ લોકમાન્યનો વાડો છે."

"મેં તે જોયો છે. હું હળવે રહી અંદર ડોકિયું કરી લઉં છું."

"તેમને છ વર્ષની સજા થઈ છે. દેવ સમાન તે છે." શિવરામે હાથ જોડયા. મેં પણ શિવરામનું અનુકરણ કર્યું.

મિત્રો! લોકમાન્યના, ન્યાયમૂર્તિ રાનડેના, નામદાર ગોખલેના, સાર્વજનિક કાકાના પૂનામાં આ શિવરામ કડીઆ જેવા સ્વદેશવ્રતધારી લોકો કેટલા હશે? લખતાં વાંચતાં શીખેલાઓએ જેટલાં પાપ કર્યાં હશે તેટલાં બીજા કોઈએ નથી કર્યાં. એમણે જ પરદેશીનો પ્રચાર ને ફેલાવો કર્યો. પરદેશી વસ્તુની બોલતીચાલતી જાહેર ખબર એટલે શિક્ષિત ને શ્રીમંત લોકો. ગુલામીના ખરા ભોક્તા એ લોકો છે. આ શિવરામ કડીઓ ચપચપ વાંચી નહિ શકતો હોય, પરંતુ બધાથી વધારે કેળવાયેલો એ કહેવાય કે નહિ? મહાન દેશભક્તનો સાદ એના હૃદયે ઝીલ્યો. મહાપુરુષના શબ્દો એના હૃદયમાં સદાને માટે અંકિત થયા. 'દડો ચીંથરાનો બનાવી આપીશ' એમ શિવરામે કહ્યું. ચપોચપ જાપાની રમકડાં છોકરાંના હાથમાં દેનારા વિચારશૂન્ય મિજાજખોર સુશિક્ષિત સ્ત્રી-પુરુષો! આ અભણ શિવરામ પચ્ચીસ વર્ષ પહેલાં મને શું કહેતો હતો તે સાંભળો.

ગામડાના સુથારે બનાવેલાં લાકડી રમકડાં વડે રમી તમારાં છોકરાં નાનામાંથી મોટાં નહિ થાય? એ રમકડાં ભલે બેડોળ હોય, પણ એ જ ખરીદો. "અમે સૌંદર્યના ઉપાસક છીએ. દેશના કારીગરોની બેદરકારીને શા માટે અમારે ઉત્તેજન આપવું? અમારે એમને બોધ આપવો જોઈએ. એ સિવાય તેઓ કલાને સુધારશે નહિ. હજારો વર્ષ પછી પણ આજની પેઠે લાકડાના કકડાઓને રંગ ચઢાવી પૂતળીઓ તરીકે વેચશે," એમ નવીનતા ને સૌંદર્યના ઉપાસકો કહેશે. પરંતુ એમને સૌંદર્ય જ જોઈતું હોય તો હું એમને બીજું સૌંદર્ય બતાવીશ. દેશના ગરીબ કારીગરોને ઉત્તેજન મળશે, તેમનાં સંતાનોને પેટ ભરી ખાવા મળશે, તેમનાં બાળકોના ગાલના ખાડા પુરાશે, તેમના ગાલ ગુલાબી થશે, તેમના મુખ પરની ભયંકરતા ચાલી જઇ તેને સ્થળે ગુલાબી રંગ ચઢશે, ત્યાં સૌંદર્ય પ્રગટશે. તે પ્રભુનાં પયગંબરો-જીવતાં પૂતળાં આનંદથી નાચવા કૂદવા લાગશે. તે રમણીય મધુ પૂતળાં તમને દુઆ દેશે. આપણા ગરીબ કારીગરોએ કચકડાની ઉત્કૃષ્ટ કલા કયાં જઈ શીખવી? પરતંત્ર દેશમાં કોઈ કંઈ શીખી શકે ખરો? ગુલામી સર્વભક્ષક છે. સ્વરાજ્યપ્રાપ્તિ પછી થશે કલાનો વિકાસ. આજે કલાના વિકાસ માટે ક્ષેત્ર હોત તો સ્વતંત્રતાની કંઈ જ આવશ્યકતા ન હોત.

પરંતુ ભલેને ગમે તેટલી દલીલો કરવામાં આવે! જેમને નજીકના મૃત્યુનું દુઃખ જોવાની ટેવ નથી, કિંવા તે દુઃખ ન જોઈ શકે એટલી જેમની ઈંદ્રિયો જડ થઈ છે તેમને આ બધું કયાંથી સમજાય? 'દેશી બધું ખરાબ, દેશી બધું બેડોળ' એમ કહી પરદેશીના જ ગુણ એ ગાશે, અને એને જ ઉત્તેજન આપશે. 'લાયક હોય એ જ જીવે' એવો સિદ્ધાંત પાછો મૂકશે. પરંતુ 'નાલાયક હશે તેમને પ મદદ આપી લાયક બનાવીશું, અને બધા ય જીવીશું' એમ એ મહાપંડિતો કદી નહિ કહે.

"શ્યામ, તુ વાર્તા કહે છે ને? મને એક વાર્તા કહે," શિવરામે કહ્યું.

મેં શિવરામને એક વાર્તા કહી. કામ કરતાં કરતાં તે સાંભળતો હતો. પછી મામીએ મને હાંક મારી એટલે હું ચાલી ગયો. શિવરામ કામે આવતો ત્યારે હું રોજ દડાની ઉઘરાણી કરતો. તે 'ભૂલી ગયો' એમ કહેતો. આખો દિવસ કામ કરી શિવરામ થાકી જતો. તેને વખત પણ મળતો નહિ એને? "શ્યામ, તને દડો જરૂર બનાવી આપીશ. ખરે જ, એક દિવસ જરૂર લાવી આપીશ," એમ તે મને કહેતો.

# પવિત્રતા

સ્વચ્છતા, શુદ્ધિ, વિશુદ્ધિ, નિર્મળતા, શુચિતા વગેરે શબ્દો ગુજરાતીમાં લગભગ સમાન અર્થમાં વપરાય છે. પવિત્રતા પણ એવો જ ભાવ દર્શાવે છે. પરંતુ તેમાં ભેદ છે.

નિર્મળતા મેલની ગેરહાજરી, તેને દૂર કરવાની ક્રિયા સૂચવે છે: અસલ વસ્તુની અંદર ભળી ગયેલ વિજાતીય તત્ત્વોથી કે પદાર્થોથી તેને શુદ્ધ સ્વરૂપે જુદી પાડવાની ક્રિયાનો એમાં સમાવેશ થાય છે.

સ્વચ્છતા આજકાલ, મોટે ભાગે, બાહ્ય વસ્તુની ચોખ્ખાઈ–જેવી કે શહેરની, ઘરની, ઓરડાની,–દર્શાવવા માટે વાપરીએ છીએ,—જો કે "સ્વચ્છ અંતઃકરણ", "સ્વચ્છ યાને સાફ દાનત" એમ અંતરની સ્વચ્છતા માટે પણ તે વપરાય છે ખરો. શુચિતા યાને શૌચ પણ અશુદ્ધિમાંથી મુક્તિના અર્થમાં રૂઢ થયો છે.

પરંતુ પવિત્રતા એટલે નિર્મળતા, અને વિશુદ્ધિ જ કેવળ નથી. પવિત્ર વસ્તુમાં તે પોતે નિર્મલ હોવા ઉપરાંત બીજી મલીન કે અશુદ્ધ વસ્તુને કે વ્યક્તિને શુદ્ધ કરવાનો ગુણ પણ હોય છે. જેમ સોનાના વાસણને કાટ લાગતો નથી તેમ પવિત્ર વસ્તુને અશુદ્ધિનો ડાઘ લાગતો નથી. અગ્નિ, તીર્થ, સંત પુરુષ એ સઘળાં પવિત્ર ગણાય છે.

કેટલાક ધર્મોમાં અગ્નિ પવિત્ર મનાય છે: એની ઉગ્ર શિખામાં જે કાંઈ નાંખવામાં આવે છે તેને પણ તે પાવન કરે છે. મેલવાળું સોનું અગ્નિમાં નાંખવાથી તેમાં રહેલી અશુદ્ધિઓ બળીને ખાખ થઈ જાય છે અને વિશુદ્ધ કાંચન જ માત્ર છેવટે બાકી રહે છે. આમ, પવિત્ર વસ્તુ સત્ય રૂપી સુવર્ણને બચાવે છે અને અશુદ્ધિઓનો નાશ કરે છે.

એ સ્થૂળ અગ્નિ ખરું જોતાં માનવના અંતરમાં ઊર્ધ્વગતિ કરવા માટે, ઉન્નતિ [illegible] વિશુદ્ધ થવા માટે, જે સતત જાગ્રત ભાવના હોય છે, જે સંકલ્પ હોય છે તેનો રૂપક માત્ર હોઈ શકે છે. એ અંતરનો અગ્નિ પણ, સ્થૂલ અગ્નિની પેઠે, અંતરની મલિનતાનું વિશોધન કરી શકે છે.

અગ્નિની પેઠે તીર્થ પણ પવિત્ર ગણાય છે. તીર્થયાત્રા કરવાથી પાપ ધોવાય છે એવી માન્યતા બધા ધર્મોમાં પ્રચલિત છે. કેટલાક રોગોમાં દવાના કરતાં પણ હવાફેર વધારે, અને વધારે જલદી, લાભ કરે છે એ આપણે જાણીએ છીએ. તેજ પ્રમાણે, અંતરના વ્યાધિ મટાડવા માટે, માનસિક વિકારોને દૂર કરવા માટે, તીર્થયાત્રા ઉપયોગી થાય એ સમજી શકાય તેવું છે. યાત્રા કરવાથી રોજના સંકુચિત વાતાવરણની ઘરેડમાંથી, સ્વાર્થી જીવનનાં એનાં એ કુંડાળામાંથી, પરિચિત સ્થળકાળના બંધનોમાંથી માનવ મુક્ત થઈ શકે છે. તીર્થક્ષેત્રમાં થઈ ગયેલ ભૂતકાળના સંતો તથા મહાત્માઓનું સ્મરણ થાય છે, તીર્થના દેવો તથા તેમનો મહિમા જાણવામા આવે છે, તીર્થરૂપે દેશના ઇતિહાસનું અને સંસ્કારિતાનું સ્મરણ અને સાતત્યનું ભાન જાગ્રત થાય છે, પ્રકૃતિનાં સુંદર દૃશ્યો જોઈ અંતરમાં વિશ્વની સુંદરતાનો અને વિરાટતાનો ખ્યાલ આવે છે, તથા સંત પુરુષોનો સમાગમ થાય છે. આ બધાં કારણોને લઈને યાત્રા કરનારની માનસિક દૃષ્ટિમર્યાદા વિશાળ થવાનો ઘણો સંભવ રહે છે.

પરંતુ યાત્રાનો ખરો લાભ લેવા માટે યાત્રાળુએ પોતાના અંતરમાં ફેરફાર કરવાની તત્પરતા સહિત યાત્રા કરવી જોઈએ; કેવળ રખડવા માટે, કે મોજ કરવા માટે પર્યટન કરીએ તેને યાત્રા ન કહેવાય. એને માટે શ્રદ્ધા, ભક્તિ, શુદ્ધ થવાની ધગશ વગેરે તત્ત્વો અંતરમાં જાગ્રત હોવાં જોઈએ.

સંતસમાગમ યાને સત્સંગ પણ પવિત્ર ગણાય છે. ઉન્નત આત્માનો સ્વાભાવિક સૌરભ પવિત્રતા છે. કપુર મૂકવાથી જેમ તેની આજુબાજુના

વાતાવરણમાં કેટલાંક જંતુઓ આવી શકતાં નથી અને આવે તો જીવી શકતાં નથી તેજ પ્રમાણે ઉન્નત આત્માની આજુબાજુના વાતાવરણમાં અપવિત્ર વૃત્તિઓ આવી શકતી નથી અને આવે તો ટકી શકતી નથી.

આ પ્રમાણે તીર્થ સંત વગેરેની આજુબાજુ રહેતું એક પ્રકારનું વાયુમંડળ આપણને નિર્મળ થવામાં સહાયભૂત થાય છે.

પોતાની અશુદ્ધિનું, મલિનતાનું ભાન માનવના અંતરને ગુંગળાવે છે. અને છતાં પોતાના અંતરમાં રહેલી અશુદ્ધિઓનું, મલિનતાનું, પાપવૃત્તિઓનું ભાન ન થયું હોય એવો માનવ મળવો મુશ્કેલ છે. એવો માનવ માનવ નહિ પરંતુ પશુ યા તો દેવ હોવો જોઈએ. માનવ અપૂર્ણતાઓથી ભરેલું પ્રાણી છે અને તેની અપૂર્ણતામાં કેવળ અશક્તિનો અને અજ્ઞાનનો જ નહિ પરંતુ અશુદ્ધિઓનો અને વિકારોનો પણ સમાવેશ થાય છે.

અને અંતરની અશુદ્ધિઓ આપણને સાલે છે કારણકે આપણને છુપું ભાન હોય છે કે આપણા અસલ સ્વરૂપમાં અશુદ્ધિઓ નથી એટલું જ નહિ પરંતુ તેમને ત્યાં સ્થાન પણ નથી. આપણો આત્મા પવિત્ર છે એવું જ્ઞાન અંતરમાં હોય છે. ટૂંકમાં, અંતરનાં ઊંડાણમાં એ અશુદ્ધિઓ આપણને વિજાતીય લાગે છે,—"આપણી નથી" એવું ભાન થયા કરે છે. જો અશુદ્ધિ આપણો સ્વભાવ જ હોત તો આપણને તેનો ડંખ લાગત નહિ. અને છતાં, પોતાના અંતરમાં સતત જાગ્રત એ ભાન પ્રત્યે તદ્દન બધિર થઈને માનવ સાવ પશુ જેવો પણ થઈ જઈ શકે છે. જેના અંતરમાં પોતાની અશુદ્ધિનો ડંખ નથી લાગ્યો તેનામાં હજી સાચી માનવતા જાગી નથી એમ સમજવું.

અશુદ્ધિ બધી ય વર્તનમાં કે ક્રિયામાં જ પ્રગટે છે એવું નથી. આપણે ઉપર જોઈ ગયા કે અશુદ્ધિઓનું મૂળ અંતરમાં હોય છે,-સૂક્ષ્મ ચેતનામાં હોય છે. અશુદ્ધ વૃત્તિ, મલિન વાસના, અધમ ભાવ, અસત્ય વિચાર વગેરેમાંથી જ અશુદ્ધ વાણી તથા અશુદ્ધ આચાર જન્મે છે. એટલે અશુદ્ધિઓ દૂર કરવા ઈચ્છનારે કેવળ આચારની અશુદ્ધિઓ દૂર કરવા કરતાં અંતરની શુદ્ધિઓ કરવા ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ. અલબત્ત. આચારની શુદ્ધિ પ્રાથમિક પગલા તરીકે પ્રાપ્ત કરવામાં કાંઈ પણ ખોટું નથી.

શરૂઆતમાં આપણે પવિત્ર ગણાતી બાહ્ય વસ્તુઓ, જેવી કે અગ્નિ, તીર્થયાત્રા, સંતસમાગમ વગેરે વિષે વિચાર કર્યો. પરંતુ તે ઉપરાંત આંતર પવિત્ર ઉપાયો પણ છે જેમનો આશ્રય અંતરમાં લઈ શકાય છે.

પ્રભુ–પ્રાર્થના એ એવી એક પવિત્ર વસ્તુ છે. પ્રભુનામસ્મરણ પણ એટલું જ પવિત્ર ગણાય છે. મહાન અંગ્રેજ કવિ શેકસપિયર કહે છે કે "પ્રાર્થના કરવાથી જે વસ્તુઓ સધાય છે તેનો જગતને ખ્યાલ પણ નથી હોતો." પ્રાર્થનાનો અને પ્રભુનામનો શ્રદ્ધાપૂર્વક આશ્રય લેવાથી અંતરની મલિનતા દૂર કરવામાં ઘણીવાર સહાય મળે છે. પ્રભુ પતિતપાવન કહેવાય છે તેનો અર્થ પણ એ છે કે અશુદ્ધ માનવ પ્રકૃતને શુદ્ધ કરી શકે એવો તેનો મહિમા છે.

ઘણીવાર પ્રભુ નામની પેઠે ધર્મના આધાર રૂપ પવિત્ર ગણાતાં પુસ્તકો જેવાં કે ઉપનિષદ, ગીતા, કુરાન, બાઈબલ વગેરે વાંચવાથી પણ અંતરની શુદ્ધિ કરવામાં મદદ મળે છે.

વળી પોતે કરેલાં પાપોનો કે દુષ્કર્મોનો સાચા દિલથી કરેલો પશ્ચાત્તાપ–પસ્તાવો પણ પવિત્ર હોય છે. પશ્ચાત્તાપ પણ એક પ્રકારનો અંતરનો અગ્નિ છે જે પાપને બાળી નાંખે છે, અને માનવ અંતરને વિશુદ્ધ કરે છે.

માનવજીવનમાં કેટલાક સંબંધો પવિત્ર હોય છે તેઓ પણ ઘણીવાર અંતરને વિશુદ્ધ કરે છે. માતાપિતા સાથે બાળકનો, ગુરુ અને શિષ્યનો, ઘણી વાર ભાઈ અને બહેનનો, તથા મિત્રો વચ્ચેનો સંબંધ પણ પવિત્ર હોય છે એ સંબંધ વડે પણ માનવ પોતાના અંતરને કાંઈક અંશે વિશુદ્ધ કરી શકે છે. વિશિષ્ટ રીતે પવિત્ર એવા બીજા સંબંધો પણ હોઈ શકે છે.

શુદ્ધિ પ્રયત્ન વડે પ્રાપ્ત કરી શકાય છે; ત્યારે પવિત્રતા આપોઆપ પ્રગટે છે, તે મેળવી શકાતી નથી.

મંઆલાલ પુરાણી

# બેઅદબી માટે સજા

ઈરાનના બાદશાહ અબ્બાસના એક ઉમરાવે તેના ઘેર એક દિવસ મિજબાની ગોઠવી. રાજ્યના મોટા મોટા ઉમરાવો અને બાદશાહને તેમાં આમંત્રવામાં આવ્યા.

ખાણું પૂરું થયા બાદ મહેમાનોને દારૂ ધરવામાં આવ્યો. સૌએ તે પીધો અને નશામાં સૌ બેહોશ બની ગયા.

બાદશાહને પણ આગ્રહ કરી કરીને પુષ્કળ દારૂ પાવામાં આવ્યો. તેને તે ખૂબ જ ચઢયો

દારૂના નશામાં ને નશામાં બાદશાહ તો ઉમરાવનાં અંતઃપુરના દરવાજે જઈ પહોંચ્યો. અને અંદર જવા લાગ્યો.

દરવાજે દરવાન ઊભો હતો. તેણે હાથ જોડીને કહ્યું: "જહાંપનાહ! આ તો અંતઃપુર છે."

બાદશાહ દારૂના નશામાં ભાન ભૂલી ગયો હતો. તેણે કમર પરની તલવાર પર હાથ નાખ્યો અને જોરથી બોલી ઊઠયો "મને રોકનાર તું કોણ? ચાલ હટ બેવકૂફ, નહિ તો માથું ધડ ઉપર નહિ રહે."

દરવાને માથું નમાવી ઉત્તર આપ્યો: "ગરીબનવાઝ! ભલે એમ કરો. પણ આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મારા માલિકનાં અંતઃપુરમાં પરપુરુષને નહિ જવા દઉં. જાન જાય તો ભલે જાય. પણ માલિકને નિમકહરામ નહિ નીવડું."

એટલામાં બીજા નોકરચાકરો ત્યાં આવી પહોંચ્યા. બાદશાહને ખૂબ નશામાં જોઈ એક અલાયદા ખંડમાં લઈ ગયા. અને તેનો નશો ઉતારવાના ઈલાજ કરવા લાગ્યા.

થોડીવારે બાદશાહનો નશો ઊતરી ગયો. બધી વાતની બાદશાહને ખબર પડી ગઈ. તે ખૂબ શરમીંદો બની ગયો અને પસ્તાવો કરતો કરતો ચૂપચાપ પોતાના મહેલ તરફ ચાલ્યો ગયો.

બીજે દિવસે આ વાતની ખબર ઉમરાવને પડી. ઉતાવળે ઉતાવળે તે બાદશાહની પાસે ગયો. કુરનીશ બજાવીને તે બોલ્યો: "હજુર! દરવાનની બેઅદબી માટે માફી માગું છું. આજથી જ હું તેને નોકરીમાંથી કાઢી મૂકું છું."

"એને અહીં બોલાવી મંગાવો. હું જ એને સજા કરું છું." બાદશાહે જણાવ્યું.

દરવાનને બોલાવી મંગાવવામાં આવ્યો. તે તો હોસોહસ થઈ ગયેલો. ધ્રૂજતો ધ્રૂજતો બે હાથ જોડી તે ઊભો રહ્યો.

ઉમરાવે તેને જોઈ બાદશાહને કહ્યું: "જહાંપનાહ! આપને ફાવે તેવી સખ્ત સજા આપ એ કાફરને કરો."

બાદશાહે કહ્યું: "ઉમરાવ! તમે તેને રજા આપો છો તેથી હું ઘણો ખુશ થયો છું. આજથી જ હું તેને મારી નોકરીમાં દાખલ કરું છું. તેને હું મારા અંગરક્ષકોનો સરદાર નીમું છું."

"આવી બેઅદબી છતાં?" ઉમરાવ ચમકયો.

"હા. દારૂની ઘેલછામાં બેઅદબી તો મેં કરી છે, ઉમરાવ! તેણે તો તેના માલિકની પૂરી વફાદારીથી નોકરી બજાવી છે. તેમ કરતાં તેણે મારી પણ શરમ નથી રાખી કે નથી જાનની પરવા કરી આવા નિમકહલાલ નોકરની તો યોગ્ય કદર કરવી જોઈએ."

ઉમરાવ તો દિંગ જ થઈ ગયો.

શિવલાલ જેસલપુરા

# ચીમ્પાનીઝની બુદ્ધિકસોટી

શરીરશાસ્ત્ર અને વૈદક માટે નોબેલ પ્રાઇઝ વિજેતા પ્રો. ઈવાન પેટ્રોવીચ પાવલાવ મહાન રશિયન વૈજ્ઞાનિક થઈ ગયા. તેમણે શરીરશાસ્ત્રમાં જ્ઞાનતંતુઓના કાર્ય વિષે અમૂલ્ય શોધો કરી છે. તેમણે જીવનમાં શેષ વર્ષો બે ચીમ્પાનીઝ વાંદરાં પર પ્રયોગો કરવામાં ગાળ્યાં હતાં. પાવલાવની ઉમદા વૈજ્ઞાનિક શોધોથી મુગ્ધ બની લેનીને એમની પોણીસોમી વર્ષગાંઠે લેનીનગ્રાડથી થોડે દૂર આવેલું કોલ્ટુશી ગામ વિશાળ પ્રયોગશાળા બાંધવા તેને બક્ષીસ આપ્યું.

કોલ્ટુશીમાં અપ્રતિમ પ્રયોગશાળા બાંધવામા આવી છે. અહીં પ્રાણીઓના મજ્જાતંત્રની ગૂઢ કાર્ય-શક્તિઓનું રહસ્ય જાણવા પ્રયોગો કરવામાં આવે છે

પ્રયોગશાળામાં ખાસ કરી સેંકડો કુતરાઓ અને બે ચીમ્પાનીઝ વાંદરાઓ પાળવામાં આવ્યા છે. નર ચીમ્પાનીઝનું નામ રાફેલ છે. માદાનું નામ રોઝા રાખવામાં આવ્યું છે.

રાફેલ અને રોઝાને રહેવા માટે નોખી નોખી જગ્યાઓ છે. તેમના માટે સુસજ્જ રસોડું, દવાખાનું, કસરતશાળા અને બચ્ચાં માટે પ્રસુતિગૃહ પણ છે. આ ઘરમાં ભોજનખંડ અને એમાં સ્વચ્છ ટેબલ અને ખુરશીઓ છે. શયનગૃહમાં નોખી નોખી શય્યાઓ રાખવામાં આવી છે. રહેઠાણ પાસે મોટા બાગ અને વિશાળ જલાશય પણ છે બાગમાં ચીમ્પાનીઝ દંપતી લટાર મારવા નીકળે છે.

માનવીનાં જેવાં જ આચરણ અને વર્તનવાળા રાફેલ પર પ્રયોગો કરવામાં સરળતા મળે એ દૃષ્ટિ-બિંદુથી માનવીને પણ અદેખાઈ આવે એવું સુખાતિ-શય જીવન આ વાંદરાંને વ્યતિત કરાવવામાં આવે છે.

પ્રાણીજગતમાં બુદ્ધિની દૃષ્ટિએ મોખરે ગણાતું અને માનવ સિવાય પ્રાણીજગતમાં વધુમાં વધુ અક્કલ ધરાવનાર ચીમ્પાનીઝ વાંદરાની દેહરચના માનવીને ઘણે અંશે મળતી આવે છે. એનાં વર્તન, વ્યવહાર અને આચરણ પણ માનવીના જેવાં જ હોય છે. તો આ પ્રાણીથી માનવ, શક્તિની દૃષ્ટિએ નહીં પણ બુદ્ધિની દૃષ્ટિથી મોટો અને મહાન કેમ છે ? આ પ્રાણીઓના મજ્જાતંત્રની શક્તિઓ અમુક હદે આવી અટકી કેમ પડે છે ? એ શક્તિ-ઓને બહેલાવતી અટકાવનાર ક્યાં કારણો હશે ? વાણીનાં શક્તિ અને સામર્થ્યથી માનવી અને વાંદર વચ્ચે ક્યાં અને કેટલો ફેર પડ્યો ? આ મુદ્દાઓ પર પાવલાવે રાફેલ પર પ્રયોગો શરૂ કર્યા હતા અને ઈ. સ. ૧૯૩૬ની સાલમાં એમના મૃત્યુ બાદ અદ્યાપિ એ પ્રયોગો ચાલુ રહ્યા છે.

જે ઉમ્મરે માનવીનાં બાળકો પા-પા પગલી કરે છે તે ઉમ્મરે એટલે ત્રણથી પાંચ વર્ષની ઉમ્મરે ચીમ્પાનીઝની જ્ઞાનશક્તિઓ કુંઠિત બની જાય છે. રાફેલ પરના પ્રયોગોની ફીલ્મ ઉતારવામાં આવી છે. રાફેલ પરનો એક પ્રયોગ હું નીચે ઉતારું છું. રોઝાને પૌરુષેય રમતો પ્રિય નથી એ જાણવા જેવું છે.

જલાશયની મધ્યમાં તરતા પ્લેટફોર્મ પર દ્રાક્ષ અને ફળો રાખવામાં આવ્યાં હતાં રાફેલને પણ એક બીજા તરતા પ્લેટફોર્મ પર ઊભો રાખવામાં આવ્યો હતો. તેની પાસે જલાશયના તળિયે પહોંચે એવી લાંબી લાકડી હતી. રાફેલ મિષ્ટ ફળો જોઈ લોભાયો. કુદકો મારી તેનાથી ખોરાક હાથ કરાય તેમ નહોતું. એટલે તેણે લાકડીનો પગ બનાવવાની તરકીબ વાપરી જોઈ. આ પછી લાંબી ફલાંગ ભરવા તે પ્રવૃત્ત થયો પણ પાણીમાં પડવાના ભયે તે ખમચાયો.

પ્રયાસોમાં નિષ્ફળતા મળવાથી રાફેલ ચીડાયો. નેપોલિયનની જેમ તેણે આમતેમ આંટા મારવા માંડ્યા: પાસે ઉભેલા રક્ષકને ધમકાવી જોયો. વળી નીચે બેસી આ પ્રશ્ન પર વિચાર કરી જોયો અને છેવટે નિરાશા પામી તે પ્લેટફોર્મ ઉપર આળોટવા લાગ્યો. વળી પાછો તે હાથમાં લાકડી લઈ તેના પર અખતરા અજમાવવા મંડી પડ્યો. ઘણા અખ-તરા બાદ તેને સમજણ પડી કે લાકડાનું હલેસું બનાવી પોતાનું પ્લેટફોર્મ તે ખોરાક સમીપ લઈ જઈ શકશે.

રાફેલની સ્વાશ્રયી પ્રયત્નશીલતા અને તેમાં મળેલી સફળતામાં વપરાયેલી જ્ઞાનશક્તિને એક જર્મન વૈજ્ઞાનિક "હૈયા-ઉકલત" (Insight-solution) કહે છે.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# જોઝે રિઝલ : ફિલિપાઈનનો ગાંધી

એશિયામાં ફિલિપાઈન દ્વીપસમૂહ છે. પહેલાં તે દ્વીપ સ્પેનની સત્તા નીચે હતો. ત્યાંના લોકોએ પોતાનો મૂળ ધર્મ અને માતૃભાષા ત્યાગીને સ્પેનનો ધર્મ, ભાષા અને રહેણીકરણી સ્વીકાર્યાં હતાં. છતાંય સ્પેન દેશે તે પ્રજાને સ્વરાજ્ય આપ્યું નહતું એટલે તે પ્રજાએ સ્વરાજ માટે પ્રચંડ ચળવળ શરૂ કરી સ્પેન સરકાર કદી વાદ કરીને, કદી દમનનીતિ આચરીને તે પ્રજાને સતાવતી હતી તે વખતે ત્યાં એક ગાંધીનો અવતાર થયો. એ 'ગાંધી' તે 'જોઝે રિઝલ.'

જોઝે રિઝલ પોતાના દેશની દુર્દશા ઉપર આંસુ વહાવી રહ્યો હતો. વિદેશીઓને હાથે પોતાના દેશ-ભાઈઓની હત્યા બહેનોનું અપમાન અને નીતિનું ખૂન થતું જોઈ તેને ઘણું દુઃખ થતું હતું. તેણે સુધારા માટે યુવક સંસ્થાઓ સ્થાપી, સમાચાર પત્રો કાઢ્યાં. ભાષણો દ્વારા જનતાને જાગૃત કરવા માંડી. ગાંધીજીની માફક તેણે પ્રજાને શાંત રહેવા કહ્યું.

આથી સ્પેન સરકારને આ માણસ ભયંકર લાગ્યો. એને પકડી કેદમાં પૂરવા વિચાર કર્યો તે વાતની જોઝે રિઝલને ખબર પડી ગઈ. આથી તે ચપળાઈથી ફ્રાંસ તરફ નાસી ગયો, અને ત્યાં કાયદાઓનો અભ્યાસ કરવા માંડ્યો.

ફ્રાંસમાં જ તેણે એક નવલકથા લખી. તેમાં તેણે સ્પેન સરકાર એના દેશ પર જે જાતના અત્યાચારો ગુજારી રહી હતી તેનું ચિત્ર ખેંચ્યું. પુસ્તક સાચી ઘટનાને આધારે લખવામાં આવ્યું હતું. પુસ્તકની ભાષા અને તેમાંનું લખાણ એટલાં સજીવ હતાં કે ફિલિપાઈનમાં ઘેર ઘેર એની ચર્ચા થવા લાગી. સ્પેન સરકારને તેની જાણ થતાં તેણે તે પુસ્તક સ્પેનમાં આવતું અટકાવ્યું. પણ લોકો આ પુસ્તક માટે એટલા ઉત્સુક થઈ રહ્યા હતા કે તેને ચોરીછૂપીથી છાના-માના લાવવા માંડ્યા. લોકો છૂપી રીતે તે વાંચતાં અને ચોધાર આંસુએ રડતા.

આ નવલકથાના પ્રચારથી જોઝેનું દિલ ઉશ્કેરાયું. તેને વધુ ઉત્સાહ આવ્યો. તેણે એક બીજી નવલકથા લખી. તે પહેલી કરતાં પણ વધુ સુંદર હતી. તે પણ ફ્રાંસમાં છપાવી અને ચોરીછૂપીથી ફિલિપાઈન મોકલી આપી. આ પુસ્તકે તો આખા દેશમાં આગ લગાડી. લોકો ખુલ્લી રીતે સરકારની નિંદા કરવા લાગ્યા. સ્પેનના અમલદારો જોઝે ઉપર દાંત પીસી રહ્યા હતા. ભૂલેચૂકે જો તે મળી જાય તો તેને કાચો ને કાચો ખાઈ જાય!

પણ જોઝે સ્પેન સરકારથી જરા પણ ન ડર્યો. એણે જે કાંઈ પુસ્તકમાં લખ્યું હતું તે તેની સગી આંખે જોયેલી બાબતો હતી. એની પાસે તેનાં પ્રમાણો મોજૂદ હતાં. પછી તે શા માટે ડરે? તે કોઈ પણ અદાલતમાં પોતાનો કેસ સાબિત કરી શકે તેમ હતું.

અભ્યાસ પૂરો થયા બાદ તે ફિલિપાઈન ગયો. અહીં લાખો સ્ત્રી–પુરુષો તેનું સ્વાગત કરવા તેની સામે ગયાં. જ્યારે તે વહાણમાંથી નીચે ઊતર્યો ત્યારે આખા શહેરમાં ધામધૂમ થઈ રહી હતી. તે જનતાનો મિત્ર હતો. પોતાના રાજા પધાર્યા હોય તેટલી ધામ-ધૂમથી જનતાએ તેનું સ્વાગત કર્યું.

સ્પેન સરકાર પણ તક શોધી રહી હતી. જોઝે ઉપર વિદ્રોહ ફેલાવતું પુસ્તક લખવાનો આરોપ તો હતો જ. એટલે તેને પકડવામાં આવ્યો. આથી જનતામાં ખૂબ ખળભળાટ મચ્યો. ખૂનામરકી થયા વિના રહેશે નહિ એવી બધાને ખાત્રી હતી. પણ જોઝેએ, બેડીઓ પહેરી પોલીસની વચ્ચે ઊભેલો હોવા છતાં, કહ્યું: "શાંત રહો."

જોઝે ઉપર કેસ ચલાવવામાં આવ્યો. કેસ તો ખાલી નામનો જ ચલાવવામાં આવતો હતો. સરકારે તેને સજા કરવાનો પહેલેથી જ નિશ્ચય કરી રાખ્યો હતો. કેટલાક દિવસ ન્યાયનું નાટક ચાલ્યું ને આખરે તેને મોતની સજા ફરમાવવામાં આવી. એને ગોળીથી વીંધવાનો ફેંસલો આપવામાં આવ્યો.

ફોજનો એક રસાલો જોઝેને આખા શહેરમાં ફેરવી કિલ્લાની સામેના મેદાનમાં લઈ ગયો. ત્યાં તેની હાથકડી ખોલી. એની ચારે તરફ ફોજના સિપાઈઓ ખડા હતા.

કપ્તાને કહ્યું, "તમને ગોળીથી ઠાર કરવાનો મને હુકમ મળ્યો છે. તમે સામેથી ગોળી ખાવી પસંદ કરો છો કે પાછળથી?"

જોજીએ કહ્યું, "સામેથી."

"એ તો હુકમ વિરુદ્ધ છે," કપ્તાને કહ્યું.

"શું પાછળથી ગોળી મારવાનો હુકમ તમને મળ્યો છે?"

"જી હા, હું દિલગીર છું કે મને એવો હુકમ મળ્યો છે."

"શું તમે આ હુકમને ફેરવવા કોશીશ કરી શકો એમ નથી?"

"દિલગીર છું કે તેટલો મને અધિકાર નથી."

"તો પછી તમને હુકમ મળ્યો હોય તેમ કરો."

કપ્તાન શરીફ હતો. પરંતુ હુકમની વિરુદ્ધ એ શું કરી શકે? તેણે એક ક્ષણ પછી કહ્યું, "જો તમારે કોઈને તમારો અંતિમ સંદેશો કહેવો હોય તો મને કહો; હું તે પહોંચાડીશ."

જોજીએ તેને ધન્યવાદ આપીને કહ્યું, "મારા દેશભાઈઓને આટલો સંદેશો કહેજો કે 'જરૂરિયાતના ગુલામ ન બનશો.' બસ એટલું જ. હવે તમે તમારુ કામ ખતમ કરો."

એમ કહી જોજીએ આંખો બંધ કરી દીધી તરત જ "ધાંય" "ધાંય"નો અવાજ આવ્યો.

આ વીર દેશભક્તની લાશ જમીન ઉપર ઢળી પડી.

સ્પેન સરકારે તેની હત્યા કરી પોતાની માત્ર પાશવિકતાનો જ પરિચય નહિ પણ એની પીઠમાં ગોળી મારી પોતાના હલકાપણાનો પણ પરિચય કરાવ્યો.

જોજી તો મરી ગયો. પણ તેનો ઉપદેશ આજે ય હવામાં ગુંજે છે અને ફિલિપાઇનની પ્રજાને નવજીવન બક્ષે છે.

મૂળ લેખક પ્રેમચંદજી
અનુવાદક : અનિલમ્

## ગણિતગમ્મત માટે એક વિચિત્ર કોયડો

જો કોઈ મનુષ્ય એવું કહેવાની હિંમત કરે કે એક એટલે બે, તો તો તેને ગાંડો જ ગણીને હડધૂત કરવામાં આવે; પરંતુ એવું નથી. ગણિતશાસ્ત્ર એટલું તો રસપ્રદ છે કે ન કલ્પેલી નવાઈઓ એ શાસ્ત્ર રૂપી સાગરમાં ડુબકી મારનારને મળી રહે છે. આમ હોઈને એ શાસ્ત્રના નિયમોને અવલંબીને જ એક એટલે બે એમ સાબીત કરી શકાય છે ખરું. દુનિયા ભલેને કહે કે એક એટલે બે કોઈ કાળે બને નહિ, પણ નીચે આપેલાં દૃષ્ટાંતને મનનપૂર્વક અવલોકનારને સ્પષ્ટ રીતે સમજાશે કે 'અરે! આ તો ૧=૨ સાબીત થાય છે.'

જુઓ, તમે એક એટલે બે એમ માનવાની જ ના પાડો છો, પણ આ વાતની તો ભાગ્યે જ ના પાડી શકશો કે

$$૧-૩=૪-૬$$

હવે બન્ને બાજુએ $\frac{૯}{૪}$ ઉમેરશો એટલે નીચે પ્રમાણે આવી રહેશે:—

$$૧-૩+\frac{૯}{૪}=૪-૬+\frac{૯}{૪}$$

$$\therefore (૧-\frac{૩}{૨})^૨=(૨-\frac{૩}{૨})^૨$$

$$\therefore ૧-\frac{૩}{૨}=૨-\frac{૩}{૨}$$

આ બન્ને રકમમા $\frac{૩}{૨}$ સામાન્ય હોઈ તેને લઈ લેતાં, તમે જે માનવાની ના પાડો છો તે જ બાકી રહે છે કે ૧=૨.

આવો બીજો કોયડો શોધી કાઢવા મહેનત કરશો ખરા?

[ આ કોયડાને સાબીત કરનારી ઉપર બનાવેલી પદ્ધતિમાં કોઈ પ્રકારનો હેત્વાભાસ ( Fallacy ) માલૂમ પડે તો તે શોધી કાઢવાનો પ્રયાસ ઘણો જ આનંદ આપશે; ન શોધી શકો તો એ કોયડાના ઉકેલનું રહસ્ય હવે પછી રજુ થાય ત્યાં સુધી ધીરજ ધરજો. ]

—ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નો

૧૧. વાળમાં તેલ નંખવાનું કારણ શું ?

૧૨. છાશ વધુ ઘટ્ટ છે કે માખણ?

૧૩. વાદળમાં વીજ શાથી ઉત્પન્ન થાય છે?

૧૪. ફટકડીને તપાવીએ તો શું પરિણામ આવે?

૧૫. ઘઉં અગર જુવારના ખોરાકને જેમ વધુ ચાવીએ તેમ વધુ મીઠો લાગે છે તેનું કારણ શું?

૧૬. વનસ્પતિનાં ફૂલોને રંગ હોવાનું કારણ શું?

૧૭. પૃથ્વીના તળમાં કેવા પદાર્થો હોવા જોઈએ?

૧૮. સિંધુ નદીમાં ઉનાળામાં પૂર શાથી આવે છે?

૧૯. માછલીને હવા સિવાય ચાલી શકે કે?

૨૦. ધૂમકેતુ પૃથ્વી સાથે અથડાય તો શું પરિણામ આવે?

## ઉત્તર

૧૧. જો વાળમાં તેલ નાંખવામાં આવે તો બધા વાળ છૂટા રહે. જ્યારે વાળમાં તેલ અથવા પાણી હોય ત્યારે પ્રવાહીના પૃષ્ઠાકર્ષણ (ખુલ્લી સપાટીમા જે તાણ અથવા ઐક્ય કરવાનો ગુણ રહેલો છે તે) ને લીધે ભીના વાળ એક બીજાને ચોંટી જાય છે અને જ્યાં સુધી તેલ અથવા પાણી ઊડી ન જાય ત્યાં સુધી વળગીને રહે છે.

૧૨. છાશની ઘનતા (ઘટ્ટતા) વધુ છે, કારણકે માખણ છાશ ઉપર તરે છે. એકસરખા કદના છાશ અને માખણનું વજન કરીએ તો માલૂમ પડશે કે છાશનું વજન વધુ થશે.

૧૩. હવામાં પવનના પ્રવાહોથી, ખરતા તારાઓ વડે વગેરે અનેક કારણોથી વીજળીના સૂક્ષ્મ ભારવાળા વાયુના કણો પેદા થાય છે. એ વીજળી-ના ભારવાળા કણો ઉપર વાદળ જલદીથી બંધાય છે. એ વાદળ જ્યારે તેનાથી ઊલટા વીજળીના ભારવાળાં વાદળની નજીક આવે ત્યારે એ જાતની વીજળી વચ્ચે આકર્ષણ થાય છે અને તે બન્ને એકમેકની સાથે ભળે ત્યારે હવામાં વીજળીનો ચમકારો પેદા થાય છે.

૧૪. ફટકડીના પહેલવાળા ગાંગડામાં પાણી રહેલું હોય છે. એ પાણી આંખે દેખી શકાતું નથી તેમજ હાથ વડે પરખાતું પણ નથી, કારણકે એ પહેલવાળા (સ્ફટિક) પદાર્થો બંધારણમાં રહેલા હોય છે. આથી ફટકડીના સ્ફટિકને (પહેલવાળા ગાંગડાને) ગરમ કરીએ તો તેમાંથી પાણી ધીમે ધીમે ઊડી જશે અને ફટકડીનો પહેલવગરનો ભૂકો રહી જશે.

૧૫. આપણાં મોંમાં જે લાળ ઝરે છે તેમાં એક જાતનો રાસાયણિક પદાર્થ રહેલો હોય છે. જેમ ખોરાકને ચાવીએ તેમ એ તત્ત્વ ખોરાકમાં સારી પેઠે ભળે છે. આથી ખોરાકમાં રહેલા પિષ્ટમય અન્ન (કાંજીનું તત્ત્વ, સ્ટાર્ચ) માં ખાંડ પેદા થાય છે. આમ વધુ ચાવીએ તેમ વધુ ખાંડ પેદા થાય છે અને તેથી ખોરાક મીઠો અને સ્વાદિષ્ટ લાગે છે. લાળમાં રહેલા આ પદાર્થને અંગ્રેજીમાં ઍન્ઝાઈમ (enzyme) કહેવામાં આવે છે.

૧૬. વનસ્પતિનાં ફૂલોનુ કાર્ય બીજ ઉત્પાદન કરવાનું હોય છે. એ કાર્ય થવા માટે ફૂલોમાં જે પુંકેસર હોય છે તેના માથા ઉપર રહેલાં રજકણો (પરાગરજ) ઊડીને સ્ત્રીકેસરના માથા ઉપર પડવા જોઈએ અને તેમ થાય તો જ સ્ત્રીકેસરના રસમાં ભળીને તેમાંથી બીજાશયમાં ફળ પેદા થાય છે. આ પરાગરજને પુંકેસર પરથી સ્ત્રીકેસર ઉપર ઉડાડવાનું અથવા લઈ જવાનું કાર્ય જંતુઓ કરે છે. એ જંતુઓને અને પતંગિયાને આકર્ષવા માટે ફૂલોની પાંદડીમાં રંગો હોય છે.

૧૭. પૃથ્વીમાં ઘણા ઊંડાણમાં બહુ જ ગરમ પદાર્થો રહેલા છે, પૃથ્વીની અંદર, એટલી બધી ગરમી

છે કે તેમાં દરેક પદાર્થ પીગળી જાય છે અને માત્ર ધગધગતો લાવારસ (પ્રવાહી પદાર્થનો અતિ ગરમ રસ) રહેલો છે. જ્વાળામુખી પર્વતદ્વારા એ રસ કોઈકવાર બહાર આવે છે.

૧૮. સિંધુ નદી હિમાલયમાંથી નીકળે છે. હિમાલયનાં ઊંચાં શિખરો ઘણુંખરું બરફથી ઢંકાયેલાં હોય છે. જ્યારે ઉનાળો આવે ત્યારે એ બરફ પીગળે છે અને તેથી ઉનાળામાં એક સામટું પાણી ધસી આવે છે. આવી રીતે હિમાલયમાંથી નીકળતી બધી નદીઓમાં પણ ઉનાળામાં પૂર આવે છે.

૧૯. માછલીને પણ શ્વાસ લેવા માટે હવાની જરૂર છે, પરંતુ જોઈએ તેના કરતાં વધુ હવા મળે તો માછલી મરી જાય છે. પાણીમાં થોડી હવા ઓગળેલી હોય છે જ. એ પાણી માછલી મોં વડે અંદર લઈ એની ચૂંઈ વાટે બહાર કાઢે છે અને તેમાં રહેલી હવાને શ્વાસમાં લે છે. માછલીને પાણીની બહાર કાઢીએ તો તેને ખૂબ પ્રમાણમાં ઑક્સિજન મળે છે અને તેથી તે તુરત મરી જાય છે.

૨૦. એવું મનાય છે કે ધૂમકેતુમાં રહેલા પદાર્થો બહુ જ વાયુરૂપ અને તદ્દન પાતળા હોય છે. આથી ધૂમકેતુની વચ્ચે પૃથ્વી આવી જાય તોપણ ખાસ નુકસાન ન થાય. ધૂમકેતુ એટલે પૂછડિયો તારો. એ કોઈક વાર જ દેખાય છે.

ડૉ. યશવંત ગુલાબભાઇ નાયક

*

સુધારો: એપ્રિલ અંકમાં પૃ. ૩૦૧ ઉપર જવાબ ૮, છેલ્લું વાક્ય: એ વનસ્પતિમાં બીજ ઉત્પાદન કરવાનું.........

# ખોરાક

## વજન વધારવા માટે

બાફેલા બટાટા તેના પાણી અને છાલ સાથે લેવા. બાફેલું સૂરણ એકલું લેવું. એ ઉપરાંત દૂધ પૂરતા પ્રમાણમાં લેવું. અનુકૂળ આવે તો સૂતાં પહેલાં ગરમ દૂધ, ઘી અને હળદર લેવાં. દૂધમાં સાકર ન નાખવી. ન ભાવતું હોય તો મધનો ઉપયોગ કરવો. જેમને બાધ ન હોય તેમણે દૂધમાં ઈંડાને સારી રીતે એક કરીને લેવું. કૉડ-લીવર ઑઈલ, કે હેલીબટ-લીવર ઑઈલ એ દૂધની સાથે લેવાથી બહુ ઝપાટાથી વજન વધે છે; પણ ઈંડાં અને આ શીશીઓ ઓછામાં ઓછા ચારથી ૭ મહિના લેવાવાં જોઈએ. દૂધની અંદર કેળાંને મસળી મધ સાથે લેવાથી પણ વજન વધે છે. દૂધ અંજીર કે ફૂટેલા ઘઉં એ પણ વજન વધારવા માટે સરસ ઈલાજ છે. જે ખૂબ મહેનત કરે છે તેને માટે બદામ કે અડદની દાળ દૂધમાં ઉકાળીને લેવાની ભલામણ છે. કસરત કરતાં પહેલાં દૂધ, ઘી અને હળદર શરીર ઉપર ચોળવાથી કસરત વધારે કરી શકાય છે અને તેથી પણ વજન વધે છે.

## ઊંચાઈ વધારવા માટે

દૂધ, કેળાં, ગાજર, બદામ, મગફળી, ખજૂર, ચણાની કાચી દાળ (ખૂબ ચાવીને) અને અંજીર લેવાં. ગળાની થાઈરોઈડ ગ્રંથીને પોષણ મળે એ માટે કાચી ભાજી, જેમાં કાકડી, કુબીજ, તાંદળજો, પાલક વગેરે હોય છે તે લેવી. પાલાભાજી ન ભાવે તો તેનો રસ લીંબુ નાખીને લેવો.

એ. આ. સમિતિ પત્રિકામાંથી ]

☆



## દીનબંધુ એન્ડ્રુસ ગયા !

દીનબંધુ ચાર્લી ફ્રિયર એન્ડ્રુસ જગતના અને ખાસ કરીને હિંદના દીનજનોની–દરિદ્રનારાયણોની સેવા કરતા કરતા આખરે ૬૯ વર્ષને વયે ગઈ તા ૪–૪–'૪૦ ને રોજ બપોરે કલકત્તાના ડૉ રિયોડન્સિ નર્સિંગ હોમમાં ઑપરેશન પછી અવસાન પામ્યા. તેમનો જન્મ તા ૧૨–૨–૧૮૭૧ ને રોજ થએલો. જગતમા આજે જે કોઈ વિરલ સાચા ખ્રિસ્તી છે, જેઓ ઈસુ ખ્રિસ્તના ઉપદેશને હૃદયથી સ્વીકારીને પાળે છે, તેમાંના એક દીનબંધુ હતા. હિંદના દીનજનોની સાચી સેવા કર્યાને કારણે એમને પોતાના જ જાતિબંધુ અંગ્રેજોને હાથે ઘણું સહેવુ પડયુ છે. ઈ. સ. ૧૯૧૯ના નવેમ્બરમા જ્યારે હું ઉગાણ્ડાથી દેશમાં આવતો હતો, ત્યારે તે પ્રદેશના પ્રતિનિધિ તરીકે મારે એ દીનબંધુને નાઈરોબીમાં મળવાનુ થએલુ પ્રથમ જ વારના એ મિલનમાં મને એ મહાપુરુષના માહાત્મ્યનો પરિચય થએલો. તેમના જ આગ્રહથી મારે તે પ્રસગે પાછુ એક પખવાડિયા માટે ઉગાણ્ડામાં જવાનું થએલું. અને ત્યાર પછી જુન ૧૯૨૦ માં એમના જ આગ્રહથી શાન્તિનિકેતનમાં–ગુરુદેવના એ આરણ્યિક આશ્રમમાં–ત્રણ વર્ષ સુધી રહેવાનું મને સુભાગ્ય મળેલું. એ ત્રણ વર્ષ હું એમના છેક સાન્નિધ્યમાં રહેલો અને એ પ્રસગે એમણે મને કહેલી વાતોનાં અને એમના આચારના અનુભવનાં પુણ્યસ્મરણો હું કદાપિ નહિ ભૂલી શકું. એમાંના થોડાં આજે પાછાં યાદ કરું.

### દિલ્હી કૉલેજની ત્યાગઘટના

જ્ઞાનસંપાદન માટે હું વારંવાર એ ગુરુને ચરણે બેસતો. એમણે મને જણાવ્યા પ્રમાણે, એક વાર દિલ્હીની સેંટ સ્ટીવન્સ કૉલેજમાં એમની પાસે પ્રિન્સિપાલનો અધિકાર હતો, તે દિવસોમાં સરકારે લાલા લજપતરાયને પકડી રંગૂનમાં પૂરી દીધા. એ કૉલેજના વિદ્યાર્થીઓએ તે દિવસે હડતાળ પાળવાની રજા એમની પાસે માગી. સ્વદેશભક્ત વિદ્યાર્થીઓને એમણે હસતે મોંએ રજા આપી અને કૉલેજના જ મકાનમાં એ પ્રસંગ વિષે સભા ભરવાની પણ રજા આપી એક અંગ્રેજ જ આમ અંગ્રેજ સરકાર પ્રત્યે વિરોધભાવ દેખાડે એ સરકારને કેમ પાલવે! સરકારે તેમની પાસે ખુલાસો માગ્યો. 'લાલાજીને પકડવામાં દેશને સરકારે સ્પષ્ટ અન્યાય કર્યો છે એમ જણાવી વિદ્યાર્થીઓને એ અન્યાય પ્રત્યે તિરસ્કાર પ્રગટ કરવાનો સંપૂર્ણ અધિકાર છે, એમ મારા આત્માને લાગ્યું ને તે પ્રમાણે મેં વર્તન કર્યું તેમાં કંઈ યે ખોટું કર્યું નથી. પણ સરકારને મારા જેવો શિક્ષક રુચતો ન હોય તો કૉલેજમાંથી રાજીનામું આપવા પણ તૈયાર છું,' એમ જણાવી એમણે ખુલાસો ને રાજીનામુ એક જ પરબીડિયામાં બીડી દીધુ! અને ત્યારથી એમણે ગુરુદેવ રવીન્દ્રનાથ અને મહાત્મા ગાંધીજીના સંપર્કમાં રહી દરિદ્રનારાયણની સેવાનું વ્રત લીધું. ત્યારથી મોટે ભાગે એ શાન્તિનિકેતનમાં જ રહેવા લાગ્યા. રવીન્દ્રનાથને એમણે ગુરુપદે સ્થાપ્યા, પણ ગાંધીજીને તો મિત્રપદે સ્થાપ્યા અને તેથી એ ગાંધીજીને 'મોહન' અને ગાંધીજી એમને 'ચાર્લી' કહીને જ બોલાવતા.

### દીનબંધુની દીનદયા

હું શાન્તિનિકેતનમાં હતો તે વારે એક વાર્ષિક ઉત્સવને પ્રસંગે ત્યાંના મોતી મહેતરને વધેલું મિષ્ટાન્ન ખૂબ મળ્યું ને તેણે ખૂબ ખાધુ. પરિણામે તેને ઝાડા થઈ ગયા, કંઈક તાવ પણ આવ્યો. અને તે વાતની ખબર

હતી. પરિણામે ત્યાં હિંદીઓમાં ખૂબ અનાચાર પ્રવર્તતો અને સ્ત્રીઓ ગમે તે પુરુષને ગમે ત્યારે છોડી બીજા ગમે તે પુરુષ સાથે જઈ રહેતી. આમ તે અતિશય ઉચ્છૃંખલ બની ગએલી. અને હિંદીઓ પોતાના પ્રત્યેના સરકાર તરફના અન્યાય માટે તેની સામે લડતા, તેમાં સ્ત્રીઓ પોતાની ઉચ્છૃંખલતાને બળે અગ્ર ભાગ લેતી. આ જોઈને દીનબંધુએ એ સ્ત્રીઓને પૂર્વની રાજપુતાણી સાથે એક લેખમાં સરખાવેલી. મેં એમને બતાવ્યું કે વીરાંગના રાજપુતાણી સાથે ફીજીની ઉચ્છૃંખલ હિંદવાણીને સરખાવો તો એ વીરાંગના રાજપુતાણી લાજે! દીનબંધુએ એ સત્ય તરત સ્વીકારી લીધું અને એ લખાણ ઉપર એમણે પોતે પોતાની કલમ વડે છેકા મૂક્યો! એમની સત્યપૂજાનાં તો આવાં કેટલાંય ઉદાહરણ આપી શકાય.

દીનબંધુની અહિંસાપૂજા

એ દિવસોમાં પાછા એ કેન્યા ગએલા. અંગ્રેજોના હિંદીઓ પ્રત્યેના અન્યાય વિરુદ્ધ એમણે પ્રચંડ પોકાર ત્યાં ઉઠાવેલો, એ સાંભળી ત્યાંના અંગ્રેજો એમના ઉપર રાતાપીળા થઈ ગએલા. એક વાર દીનબંધુ નકુરૂને સ્ટેશને ગાડીમાં જતા હતા. ત્યાંના હિંદીઓ એમને માન આપવા સ્ટેશન ઉપર એકઠા થએલા, ત્યારે ત્યાંના કેટલાક અંગ્રેજો બીજે જ હેતુએ ત્યાં ગએલા. લાગ જોઈને એ અંગ્રેજોએ દીનબંધુને દાઢીથી પકડ્યા, બળ કરીને તેમને બારી બહાર ખેંચી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા. દીનબંધુ બારી પકડી રાખી રહ્યા આ દેખાવ હિંદીઓ કેમ જોઈ રહે? પેલા અંગ્રેજો ઉપર એ ધસ્યા. દીનબંધુએ પરાણે બારીથી હાથ છોડી હિંદીઓને વાર્યા. અહિંસાપૂજક એ દીનબંધુએ હિંદીઓને વાર્યા ના હોત તો એ અંગ્રેજોના ત્યાં જ ભૂકા ઊડી જાત ને પરિણામ શું આવત તે કહેવાય નહિ. પણ એમના વાર્યાથી તે વેળાએ તો એ અંગ્રેજો બચી ગયા. પણ એ વાત ત્યાંની સરકારને પહોંચી અને સરકારે એ અંગ્રેજોને દીનબંધુની માફી માગવા ફરજ પાડી. દીનબંધુએ આશ્રમમાં આવ્યા પછી મને એ વાત કરી અને 'મારા દેશબંધુઓના કૃત્યથી મને ખૂબ લાજ આવી,' એમ કહેતાં એમની આંખમાં આંસુ આવી ગયાં! શી અહિંસાની મૂર્તિ! પણ અરેરે, આજે એ દીનબંધુ આપણામાં નથી!

('પાટીદાર'માંથી) — નરસિંહભાઈ પટેલ

*

મોંઘો જવાબ

ફ્રાંસ દેશના ચૌદમા લુઈ નામના સમ્રાટે એક દિવસે તેના એક હજુરિયાને પૂછ્યું: 'તમને સ્પેનિશ ભાષા આવડે છે?'

'નહિ, હજુર! એ ભાષા મને આવડતી નથી, પણ હું તે શીખી લેવા આજથી જ પ્રયત્નો આદરીશ.'

રાજાના એ પ્રશ્નથી પેલા હજુરિયાની કલ્પના ઘણી જ સતેજ થવા પામી અને તેથી તેણે માની લીધું કે સ્પેનની રાજસભામાં એલચી તરીકે કદાચ તેને મોકલવાની ઈચ્છાથી જ તેના માલિકે એ પૂછપરછ કરી હતી. તેણે તો જિગરપૂર્વક સ્પેનિશ ભાષાનો અભ્યાસ આદરી દીધો અને થોડાક મહિનામાં એ ભાષા પર પોતાનો સારો કહેવાય એવો કાબૂ જમાવી દીધા પછી એક દિવસે રાજા પાસે વાતવાતમાં તેણે જણાવી દીધું: 'હજુર! હવે મને સ્પેનિશ ભાષા સારી રીતે આવડી ગઈ છે તે ભાષામાં હું વાતચીત કરી શકું છું તેમજ તે વાંચી-લખી પણ જાણું છું.'

સમ્રાટે એ સાંભળીને કહ્યું 'ખરેખર! મને હર્ષ થાય છે કે હવે તમે 'ડૉન ક્વિક્ઝોટ' અસલ સ્વરૂપમાં વાંચવાને શક્તિમાન થશો. એ પુસ્તક હાસ્યરસની અજબની તાઝગીથી ભરપુર છે.'

*

મહત્તાનું એક કિરણ

સુપ્રસિદ્ધ અંગ્રેજ-લેખક રાઈડર હેગાર્ડની 'શી' [she] નામની નવલકથાનું વાંચન કરતાં એક અંગ્રેજ બાઈને તેમાં વ્યાકરણની બે ભૂલો માલમ પડી આવતાં તેણે તે ભૂલોનો ઉલ્લેખ કરતો એક પત્ર એ નવલકારને લખ્યો. તેના જવાબમાં એ રાઈડર હેગાર્ડે એ રીતની ભૂલો દર્શાવવા માટે એક ગીનીનો ચેક મોકલી આપવા ઉપરાંત હૃદયપૂર્વકનો આભાર માન્યો હતો.

ત્રિભુવન વીરજીભાઈ હેમાણી



વર્ષ ૫

અંક ૧૯

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

જૂન : ૧૯૪૦




વર્ષે છે આભ વારિ તે -
આપને દે વસુન્ધરા;
નૂલોકે જિંદગી આ છે
આપ-લેની પરંપરા

×

મંજુ મંજુ ગવાતુ કો
ગીત આ જિંદગી નથી,
સત્ય કો વીરગાથા છે
જિંદગી નરનારની.

કવિ ન્હાનાલાલ

કિશોર કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા : અમદાવાદ .

# કિશોર

વર્ષ ૫ | જૂન : ૧૯૪૦ | અંક ૧૦

## અનુક્રમણિકા



### લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો; વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અગર; ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું શિરનામું લખી જણાવવું લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'.
ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ



લવાજમ : હિંદમાં રૂા. ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂા. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૩૦-૬-૪૦

# આપણાં અણગણ્યાં સહવાસીઓ

જો કોઈ આપણને પૂછે કે, તમારાં ઘરમાં કોણ કોણ રહો છો, તો સહેજે આપણે આપણાં ભાઈબહેન તથા માતાપિતા વગેરે કુટુંબી જનોને ગણાવીશું. પરંતુ ઈશ્વરની સૃષ્ટિનો ખ્યાલ રાખીને જો જવાબ આપવો હોય, તો બીજા પણ કેટકેટલા જીવોને ગણાવવા જોઈએ, એની તમે કદી કલ્પના કરી છે? આજે આપણે એ વિશે થોડો વિચાર દોડાવીએ.

ઈશ્વરની સૃષ્ટિ જોઈએ તો તેમાં એટલા બધા જીવોના પ્રકારો જોવા મળે છે કે, તે અસંખ્ય જ છે એમ કહેવું જોઈએ. કેટલાક જીવો તો એટલા ઝીણા હોય છે કે નરી આંખે તો તેમને તમે જોઈ જ ન શકો. એમને સૂક્ષ્મ જંતુ કે જીવાણુ કહેવામાં આવે છે. એવા સૂક્ષ્મ જંતુઓ કે જીવાણુઓને આપણે છોડી દઈએ, અને નજરમાં આવે એવાં જીવડાંનો જ ખ્યાલ કરીએ, તોપણ તેમની સંખ્યા તમને નવાઈ પમાડે એવડી મોટી છે. એ બધા જીવો પણ આપણા સહવાસી થઈ આપણા જ ઘરમાં રહે છે. તેમને આપણે આપણાં ભાંડુમાં નથી ગણતા; પરંતુ આપણે એમની ચિંતા તો રાખવી જ પડે છે, કેમ કે તે ન રાખીએ તો કદાચ આપણે જીવવું જ મુશ્કેલ થઈ જાય. જીવવિદ્યામાં પારંગત થયેલા વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે, જો દુનિયામાં અનેક પ્રકારની જે જીવાત જોવામાં આવે છે તે અબાધ રીતે ઊછરે જાય, તો જગતમાં માણસને જીવવાને માટે જગા જ ન રહે, તેની ખેતી તેઓ ખાઈ જાય, તેનાં મકાન તેઓ જ ભરી કાઢે; અરે, તેના શરીરમાં રોગરૂપે પેસી જઈને તેનો જ અંત આણે! પરંતુ, આપણી કહેવત પ્રમાણે, ઈશ્વરની સૃષ્ટિમાં પણ 'શેરને માથે સવા શેર હોય છે', તેને લઈને અનેક જીવો પોતપોતાની મર્યાદામાં રહે છે. તે બધામાં માણસ વિશેષ ફાવે છે, કારણ કે તેને પ્રભુએ બુદ્ધિ આપી છે, તે દ્વારા એ પોતાનું ધારણ, પોષણ અને રક્ષણ સરસ રીતે યોજી શકે છે.

પણ એ વાત એટલે રહેવા દઈને આપણે આપણા સહવાસી જીવોના વિચાર તરફ વળીએ. આપણું પોતાનું શરીર જ પહેલું જોઈએ. તેમાં સારા નરસા, રોગના અને આરોગ્યના અનેકવિધ જીવાણુઓ રહેલા છે, એ વાત તો છોડીએ. આપણે એ સૂક્ષ્મ જીવાણુની વાત અત્યારે નથી કરતા. પરંતુ આપણા શરીર પર, આપણું લોહી પીને જીવતા જંતુઓ છે તે યાદ કરો. લીખો અને જૂ આપણા માથામાં રહે છે. માથાના વાળના જ રંગની એ જીવાત કેટલી ત્રાસદાયી છે! એની ઈંડાળ પણ તે માથામાં જ મૂકે છે; તેની વિષ્ટા પણ માથામાં જ હોય છે. ઢોરને જેમ જૂવો અને કૂતરાને જેમ જિંગોડા વળગીને રહે છે, તેમનું જીવન જ એમનાં શરીર પર નભે છે, તેમ જ આ જૂનું જીવન આપણા પર નભે છે. જૂની ઈંડાળમાંથી લીખ થાય. આ જીવાત માનવ લોહી પર જ નભે છે. એક બીજી જાતની જૂ હોય છે, જે શરીરની ચામડી પર વળગેલી રહે છે. તેનો રંગ ચામડીના રંગમાં ભળી જાય એવો હોય છે. એને આપણે ચામ-જૂ કહીએ છીએ. આ જીવાત આપણી ગંદી રહેણીને કારણે થાય છે. બરોબર માથું હોળવા ચોળવાથી ને શરીર સાફ રાખવાથી જૂ નથી થતી.

હવે શરીર બહાર નજર કરો. તો જ્યાં ત્યાં ત્રાસ દેતી માખ તમને તરત યાદ આવશે. ચોમાસાની ઋતુમાં તો તેનો ત્રાસ પાર વિનાનો વધી જાય છે. એ આપણી ગંદકી ખાઈ જાય છે એ એક જરાક એટલો લાભ છે; પણ એને મન વિષ્ટા અને પકવાન સરખાં જ છે: વિષ્ટા પરથી ઊડીને પકવાન પર આવવામાં એને કશી વાર નથી કે શૌચનો બાધ નથી! આ એની ગંદી આદતને લઈને એ આપણે માટે ભારે નુકસાનકારી બને છે. કોલેરા, મરડો, ટાઈફૉઈડ, ક્ષય વગેરે રોગોનો ચેપ ફેલાવનાર દુષ્ટ જીવ આ માખ જ છે. પરંતુ એમાં એનો દોષ શું કામ કાઢવો? આપણે જો સ્વચ્છતા અને આરોગ્યના નિયમો બરોબર સાચવીએ, તો માખની ભેજવાબદાર

મસ્તીમાંથી બચી શકીએ. કાંઈ નહીં તો, ચેપ તો ન જ ફેલાવવા દઈએ.

માખથી ઊતરતે નંબરે તમને મચ્છર યાદ આવશે. અમુક ઋતુમાં એ વિશેષ વધે છે એ ખરું; પરંતુ વધઘટ છતાં આપણે ત્યાં આ જીવડાનો ત્રાસ આખું વર્ષ ચાલુ જ હોય છે. માખ તો કરડતી નથી, કેમ કે એને ડંખ નથી. મચ્છર પાસે તો દાક્તર-ની પિચકારી જેવી સોય કે તીણી કરવતી હોય છે, તે દ્વારા એ ચામડી ભેદે છે, અને પછી સૂંઢ જેવા પોતાના એક અંગ વડે તે આપણું લોહી પીએ છે. તેની જ સાથે એ ટાઢિયા તાવનાં જંતુ પણ આપણામાં ઘુસાડે છે. બધી જાતના મચ્છર આ જંતુ ફેલાવનારા નથી હોતા. પરંતુ, એટલી વાત તો સિદ્ધ થયેલી છે કે ટાઢિયો તાવ કે મલેરિયા મચ્છરના ડંખથી ફેલાય છે.

કીડી, મંકોડી અને ઊધઈ એ બીજાં આપણાં સહવાસી છે. તેઓ જમીનના પેટાળમાંથી નીકળી આવે છે; ત્યાં તેઓ રહે છે ને ખોરાકને માટે ઉપર આવે છે. તાપ કે ગરમીથી અને ભીનાશથી એ ત્રણે સરખાં ભાગનારાં છે. ઢંકકમાં કામ કરવાનું તેમને ફાવે છે. ઊધઈ કદી ખુલ્લામાં તમે નહિ જુઓ. બારીબારણા વગરનાં લાંબી લાંબી ગલીઓ જેવાં પોતાનાં ઘરોમાં જ તે રહે છે. કીડી મંકોડી ખુલ્લામાં ફરે છે અને દરમાં રહે છે.

ત્યારપછી વંદા અને કરોળિયાને યાદ કરવા જોઈએ. કરોળિયો એક રીતે આપણને મદદકર્તા જંતુ છે. આપણા ઘરમાં જાળ પાથરીને તે રહે છે, ને તેમાં નાનાં નાનાં અનેક જીવડાંને ફસાવીને તે ખાઈ જાય છે. માખ પકડાય તો તેને પણ એ છોડતો નથી. પરંતુ તે અસ્વચ્છતા પર જ નભે છે, એ આપણને ન પાલવે.

વંદો દુર્ગંધી જગામાં થાય છે. ગંદકીની એને સૂગ નથી. તેથી નજરમાં કે એવા ખૂણાખોચરાની ગંદી જગામાં તે વિશેષ જોવામાં આવે છે. માખ કરતાંય ગંદી ટેવોવાળો એ મનાય. કદાચ એ પણ રોગ ફેલાવતો હોય. પરંતુ વિજ્ઞાન એ વિષે ચોકસ કશું કહેતું નથી. એક વાત એને વિષે જાણવા જેવી છે તે એ કે વંદાને માકડ બહુ ભાવે છે; એને તે ખોળીને ખાઈ જાય છે. છતાં ત્યારે માકડ કેમ ઘરમાં રહે છે, એમ તમને લાગશે. એનું કારણ એ છે કે, માકડને પરમેશ્વરે એવું પાતળું શરીર અને સહજબુદ્ધિ આપ્યાં છે કે તે ઝીણી તરાડો કે કાણાંમાં ભરાઈ જઈ શકે છે.

માકડ પણ આપણો રાતનો દોસ્ત છે. તે માણસના લોહી પર જ જીવે છે. એક વાર લોહીથી તૃપ્ત થાય તો એક વરસ સુધી પણ તે ભૂખ ખેંચી શકે છે! ભૂખી માદા ઈંડાં નથી મૂકી શકતી. પરંતુ એક દહાડો આપણે એને મળ્યા એટલે બસ.

કરોળિયો તથા બીજાં જીવડાંને ખાનારી ગરોળી પણ આપણે ભૂલવી ન જોઈએ. દીવાલ પર ફરતી એ જોવામાં આવે છે. જો આપણાં ઘરને સાફસૂફ કરીને જીવજંતુ વગરનાં કરવામાં આવે તો કદાચ ગરોળી ઓછી થાય. ગરોળી ઝેરી પ્રાણી છે. તે કરડે તો ઝેર ચડે છે, અથવા તેનો ગલ ખાવામાં આવે તો ચડે છે, એમ આપણે માનીએ છીએ.

હવે તમને કદાચ થશે કે આપણા ઘરનાં રહે-નારાંની યાદી પૂરી થઈ. ના, હજી તો બીજાં ઘણાં રહ્યાં. ઘરનો ખોરાકનો કોઠલો જુઓ. તમારી ચોપડીઓ અને કપડાં જુઓ. અરે, તમારા અનાજની કોઠીઓ કે ડબા જુઓ. આ બધાંમાં કેટલી બધી જાતના જીવો રહે છે! ચોખાની સફેદ ઈયળ, શાકના કીડા, ચણા મગ મઠ વગેરેના દાણા કોરી ખાતું ગંધાતું ભોટડું, ઘઉંમાં ચકનો લાલ રંગી ચાંચ-વાળો ચાંચવો કે ધનેડું—આ બધાંનો ત્રાસ કેવો પડે છે એ તો ઘરની માતાને પૂછો તો ખબર પડે. અને લોટ પડી રહે ત્યારે તેમાં જાળાં બાઝે છે તે પણ શું છે! એક ઝીણી જીવાત જ એ છે.

આપણે જાણીએ કે અનાજ તથા શાક વગેરે આપણે જ છીએ. ના; આપણી અગાઉ અસંખ્ય જીવો આપણા જ કોઠારમાં રહ્યા રહ્યા એ ખાય છે, બગાડે છે, અને પોતાના નરકથી મેલું કરે છે!

[ અનુસંધાન પૃષ્ઠ ૩૫૦ ]

# જીવતદાન

હિજરીસનના સાતમા સૈકાની વાત છે. મદીનાની જુમ્મામસીદમાં ઈસ્લામના મહાન ઝંડાધારી હઝરત ઉમર–બીજા ખલીફ–સાદા પોશાકમાં એક સાદી શેતરંજી પર માથું મૂકીને આરામ લેતા હતા. ગુનેગારને અચૂક સજા પહોંચાડનો એમનો સાટકો એમના હાથમાં હતો. આંખ મીંચાઈ ન મીંચાઈ ત્યાં એક લશ્કરી ટુકડીએ એક કેદી સાથે ત્યાં પ્રવેશ કર્યો. કેદીનો પોશાક બાદશાહી હતો. શરીર પર કીમતી ઝવેરાત ઝગારા મારતું હતું. અને કેડમાં હીરામાણેકથી જડેલા મુઠવાળી મૂલ્યવાન તલવાર રાજવી ઠાઠથી લટકતી હતી.

આ કેદીનું નામ અલહોરમુઝાં હતું. ઇસ્લામે ધૂળ ચાટતી કરેલી પ્રસિદ્ધ ખુશરુઓની ઈરાની સલ્તનતનો એ એક મશહૂર સિતારો હતો. ઇસ્લામી વિજેતાઓ સામે એ વારંવાર બહાદુરીથી લડયો હતો પણ દરેક વખત એની હાર થઈ હતી. દરેક હાર વખતે એણે સુલેહની શરતો કરી હતી. ને જ્યારે જ્યારે લાગ ફાવ્યો ત્યારે ત્યારે એને ઘોળી પીને એણે ફરીથી માથું ઊંચક્યું હતું. ઈ. સ. ૬૪૦ માં તોસ્તરના કિલ્લામાં ભરાઈને એણે હઝરત ઉમરના લશ્કરને મહિનાઓ સુધી હંફાવ્યું, અને એમની ભારે ખુવારી કરી. છેવટે જ્યારે કોઈ ઉપાય ન રહ્યો ત્યારે હોરમુઝાં પોતાના લશ્કર સાથે શરણે આવ્યો. પણ એણે એક શરત કરી કે મારો ન્યાય હઝરત ઉમર સિવાય કોઈ ન કરે. આરબ સેનાપતિએ એ શરત કબૂલ કરી. ને તદનુસાર તોસ્તરના કિલ્લામાંથી મળેલી ધનદોલતના રાજભાગ સાથે હોરમુઝાંને લશ્કરી પહેરા નીચે હઝરત સમક્ષ રવાના કરવામાં આવ્યો.

આપણે ઉપર જોઈ ગયા એમ હઝરત ઉમર જ્યાં સૂતા હતા ત્યાં એ પહોંચ્યો. ત્યારે આજુબાજુ જોતો એ બોલ્યો, 'ખલીફ ક્યાં છે? એમના હજૂરિયા ક્યાં છે? એમના અંગરક્ષકો ક્યાં છે?' એને ખબર નહોતી કે ઇસ્લામની આ નવી સલ્તનતમાં આવા કોઈ રજવાડી ઠાઠમાઠ કે અંગરક્ષકોની સેનાની ખલીફને જરૂર જ નહોતી!

આ પગરવ ને અવાજથી હઝરત જાગી ગયા, ઠડક લઈને બેઠા થઈ ગયા અને કેદી કોણ છે એ સમજી જઈને બોલ્યા, 'આ અને આવાઓનું માન મુકાવનાર ખુદાની જેટલી તારીફ કરું એટલી ઓછી છે!'

હઝરતના હુકમથી હોરમુઝાંનો રાજવેશ ઉતારી લેવાયો ને એને સાદાં કપડાં પહેરાવવામાં આવ્યાં. પછી હાથમાંનો સાટકો રમાડતા રમાડતા હઝરત બોલ્યા, 'બોલ! વારંવાર તેં કરારોનો ભંગ કેમ કર્યો? તારો બચાવ શો છે? તને મોતની સજા કેમ ન કરવી?'

'ગરીબ પ...ર...વ...ર! મારે કહેવાનું છે એ આખું કહી રહું ત્યાં સુધી મને જીવવા દેવામાં આવશે? મને વચ્ચે જ કોઈ મારી તો નહિ નાંખે?' હોરમુઝાંએ લથડતે અવાજે અને ધ્રૂજતે પગે જવાબ આપ્યો.

'તું સલામત છે! કહેવાનું કહી દે. મારી આજ્ઞા વિના અહીં તારો કોઈ વાળ સરખો વાંકો કરે એમ નથી.'

ત્યારપછી કેદીએ પોતાને હૈયે હાથ મૂક્યો ને 'તરસથી કાકડા સુકાઈ જાય છે, પ્યાલો પાણી આપો' એવી વિનંતી કરી. હઝરતના હુકમથી તરત જ એના હાથમાં પાણીભર્યો પ્યાલો મૂકવામાં આવ્યો. પણ તે પીતાં પહેલાં કેદી ફરી ધ્રૂજવા માંડ્યો ને બોલ્યો, 'ના, પાણી પીતાં મને ડર લાગે છે! રખેને અજાણતાં જ કોઈ મારું ડોકું ઉડાવી દે!'

'તારી જિંદગી સલામત છે, જ્યાં સુધી તું

[અનુસંધાન પૃષ્ઠ ૩૫૦]

# સાચી હજ

મુસલમાનોમાં હાજી અટક હોય છે, એ તમને ખબર હશે. આ 'હાજી' શબ્દ અરબી 'હજ' શબ્દ ઉપરથી બન્યો છે. હજ એટલે યાત્રા-મુસાફરી. તે પરથી મક્કાની તીર્થયાત્રાને હજ કહેવામાં આવે છે અને તે કરનાર હાજી કહેવાય છે. હજ કરવા ઇચ્છનારે પાક થઈને મક્કા જવું જોઈએ અને ત્યાંથી પાછા આવીને અમુક વ્રતનિયમો પાળવા જોઈએ, એવો ધારો છે.

અબ્દુલ્લા કરીને એક મહાતપસ્વી પુરુષ હતા. પાંડિત્ય અને શાસ્ત્રજ્ઞાનમાં તે એવા તો નિપુણ હતા કે, લોકો તેમને 'શાહલશાહે આલમા' એટલે કે ઉલેમા કે પંડિતોના સમ્રાટ કહેતા. તે એક વખત મક્કાની હજે ગયા હતા. હજનું કામ પૂરું કરીને તે કાબાના મંદિર પાસે સૂઈ ગયા. ઊંઘમાં તેમણે એક સ્વપ્ન જોયું કે, સ્વર્ગમાંથી જાણે બે ફિરસ્તા વાતચીત કરતા કરતા પૃથ્વી પર ઊતરે છે.

પહેલો ફિરસ્તો પૂછે છે: આ વર્ષે કેટલાં માણસો હજ કરવા આવ્યાં હશે?

બીજો ફિરસ્તો: ૭ લાખ.

પહેલો: તેમાંથી ખુદાએ કેટલાં માણસોની હજ સ્વીકારી?

બીજો: એકેની પણ નહીં.

આ વાતચીત સાંભળી અબ્દુલ્લા બહુ દુઃખી થયા, અને સ્વપ્નમાં બોલવા લાગ્યા, 'અરે! દુનિયાનાં જુદાં જુદાં સ્થળોએથી આટલાં બધાં માણસો અનેક તકલીફો વેઠીને અહીં આવ્યાં, તે તમામની મહેનત શું નિષ્ફળ છે?'

એટલામાં બીજે ફિરસ્તે વાત આગળ ચલાવી. તે બોલ્યો: દમસ્ક નગરમાં એક ચમાર છે; તેનું નામ અલી-અલ-મોફક છે. જો કે તે મક્કામાં આવ્યો નથી, છતાં તેને મક્કાની યાત્રાનું ફળ પ્રાપ્ત થયું છે.

આ સાંભળી અબ્દુલ્લા આશ્ચર્ય પામ્યા અને ઊંઘમાંથી જાગી ઊઠ્યા. તેમને દમસ્કમાં જઈ તે માણસનાં દર્શન કરવાની અભિલાષા થઈ, અને તરત તેમણે સફર શરૂ કરી. દમસ્ક પહોંચી અલીનું ઘર શોધતાં શોધતાં અંતે તે અલી પાસે પહોંચ્યા.

અબ્દુલ્લાએ પૂછ્યું: તમે શો ધંધો કરો છો?

અલીએ કહ્યું: હું જોડા સીવું છું.

અબ્દુલ્લાએ તેને એકાંતમાં લઈ જઈ પોતાના સ્વપ્નની વાત કહી સંભળાવી. તે સાંભળતાં જ, તે મોટેથી ચીસ પાડી બેભાન થઈ ગયો. થોડીવારે હોશમાં આવતાં તે કહેવા લાગ્યો:

"મને ત્રીસ વર્ષથી મક્કાની હજ કરવાની તીવ્ર અભિલાષા છે. તેથી જોડા સીવી હું થોડા થોડા પૈસા ભેગા કર્યા કરતો હતો. આ વર્ષે પૂરતા પૈસા ભેગા થયા છે એમ માની હું હજ કરવા જવા તૈયાર થયો; પરંતુ એટલામાં મેં મારા પડોશીની દુઃખી દશાની વાત સાંભળી. તેના કુટુંબને સાત દિવસના વાખા થયા હતા અને તેનાં ભૂખે ટળવળતાં બાળકો એક મરેલા પ્રાણીનું માંસ રાંધી ખાવા તૈયાર થયાં હતાં.

"એ વાત સાંભળી મારા અંતરમાં ઊંડું દુઃખ થયું: 'અરેરે, પડોશીનાં કુમળાં બાળકોને ટળવળતાં મૂકીને હું હજ કરવા જાઉં!' તેથી હજ માટે એકઠા કરેલા તમામ પૈસા લાવીને મેં મારા પડોશીને આપ્યા અને કહ્યું: 'આ પૈસા મેં મક્કાની હજ કરવા ભેગા કર્યા હતા; પરંતુ તારાં ભૂખે મરતાં બાળકો માટે એ પૈસા હું તને આપી દઉં છું. તેમાંથી તેમને તું અન્ન-વસ્ત્ર લાવી આપજે.'"

આ સાંભળી અબ્દુલ્લા બોલ્યા, "ખરેખર, ફિરસ્તાએ સ્વપ્નમાં જે કહ્યું તે સાચું છે. તારી જ હજ ખુદાના દરબારમાં પહોંચી અને તેમણે તે સ્વીકારી છે; કારણ કે તેં તારા પુણ્યનો વિચાર કર્યા વિના, તારા હજ માટેના પૈસાથી એક ગરીબ કુટુંબને અન્ન-વસ્ત્રની તંગીમાંથી બચાવીને તેને જીવનદાન આપ્યું છે, અને એમ હજનું પુણ્ય પણ કમાયો છે.

['મુસ્લિમ મહાત્માઓ' ઉપરથી]

ગોપાળદાસ પટેલ

[ અનુસંધાન પૃ. ૩૪૭ ]

અને ઘીદૂધ વગેરેના પાંજરામાં કે કોઠલામાં થતો પેલો મૂછાળો લોહીવર્ણો જીવ ! એને આપણે કંસારી કહીએ છીએ. કંસારી ઉપરાંત ચોપડીઓમાં એક રૂપેરી નાજુક જીવડું થાય છે તે જોયું છે ? આ જીવડાને કાગળ બહુ ભાવે છે. ચોપડીઓ સંઘરનારને તો આ ઉપરાંત પણ બીજા જીવોથી સંભાળવું પડે છે. પરંતુ કંસારી અને આ રૂપેરી જીવ તો ખરેખર ચોપડીખોર છે. આ રૂપેરી જીવને અંગ્રેજીમાં 'સિલ્વર ફિશ' ( રૂપેરી માંછલી ) કહે છે. આપણે એનું નામ રૂપાપરી રાખી શકીએ.

આપણાં અનેક સહવાસીઓની આ યાદી હજી પણ લંબાવી શકાય. વાણિયા, માકડિયાં, કૂદાં વગેરેનો ચોમાસાનો પાક તો હજી આપણે ગણ્યો નથી. આ બધા વિશે જાણ્યા પછી, એક વાત તો તમને બરાબર મન ઉપર ઠસશે કે, સ્વચ્છતા અને વાળઝૂડ તથા સફાઈ કેટલી બધી જરૂરની વસ્તુ છે; તેના વગર એક દહાડો પણ જવો ન જોઈએ. તેથી હિંદુ સ્મૃતિશાસ્ત્રોમાં તો એને ઘરનો એક નિત્યયજ્ઞ ગણ્યો છે.

તા. ૧૧-૬-'૪૦

મગનભાઈ દેસાઈ

[ અનુસંધાન પૃ. ૩૪૮ ]

પાણી પી ન રહે ત્યાં સુધી તને કોઈ મારનાર નથી,' હઝરતે ખાતરી આપી.

હઝરતના આ શબ્દો બોલાયા ન બોલાયા ત્યાં તો હોરમુઝ્ઝાએ પ્યાલાનું પાણી જમીન પર ઢોળી દીધું અને બોલ્યો, 'મારે પાણી શું કરવું છે ? મારે તો જીવવું છે. ને હઝરતે મને હવે જીવનદાન આપ્યું છે !'

'જુદા !' હઝરત ત્રાડી ઊઠ્યા. 'તારો તો મર્યે જ છૂટકો છે !'

'પણ એ પાણી પી લે ત્યાં સુધી આપ નામદારે જ એને જીવતદાન આપ્યું છે ને !' પાસે ઊભેલાઓ વચ્ચે પડ્યા.

'વિચિત્ર ! એણે મને ત્યારે તો છેતર્યો ! પણ જેણે આટલા બધા મોમિનોનું (સાચા મુસ્લિમોનું) લોહી રેડ્યું છે, ને તે ય ઉપરાઉપરી દગલબાજીથી, તેને હું શી રીતે જીવતો જવા દઉં ?' હઝરતે રોષ ઠાલવ્યો.

હોરમુઝ્ઝાની ચાલાકીથી મૂંઝાઈને છેવટે હઝરત બોલ્યા, 'તારી દગલબાજી છતાં તારો ઉગારો કરવાનો હવે એક જ ઉપાય છે. તું ઇસ્લામ કબૂલ કરવા તૈયાર છું ?'

'નામદાર ! હું આ જ ઘડીથી મુસલમાન છું. ખુદા એક છે ને મહમ્મદ સાહેબ એમના પેગંબર છે.'

હોરમુઝ્ઝાને તરત આઝાદ કરવામાં આવ્યો. સૌ ખુશ થયા. એક સારી રકમ હઝરતે એને જીવાઈ તરીકે બાંધી આપી. ને ત્યારથી ઇસ્લામનો આ દુશ્મન ઇસ્લામનો મિત્ર થયો ને ઇરાનનો શેષ ભાગ જીતી લેવામાં ને ત્યાંની ઇસ્લામી સલ્તનત કાયમ કરવામાં એની સલાહ કીમતી થઈ પડી.

ચુનીલાલ પુ. બારોટ ભા. વિ.

# प्रौढ शिक्षण के साक्षरताप्रचार ?

પ્રૌઢ શિક્ષણના સવાલનો. દુનિયાના બધા દેશોમાં નિકાલ થઈ રહ્યો છે, હિંદુસ્તાનમાં પણ સ્વરાજ્યની હિલચાલ સાથે આ વિષયનું મહત્ત્વ વધવા લાગ્યું છે. જે લોકોને લખતાં-વાંચતાં આવડતું હોય છે તેમને રાજકીય અધિકારો મળી શકે છે. લોકતંત્રની પદ્ધતિવાળા દેશોમાં રાજરાજેશ્વર ગણાય એવું કાંઈ પણ હોય તો તે 'વોટ' જ છે. એ વોટોની કૃપાદૃષ્ટિ વડે જ મહત્ત્વાકાંક્ષી લોકો રાજસત્તા પોતાના હાથમાં ટકાવી શકે છે. નાગરિક તરીકેના અધિકારો પામવાને માટે માણસ માટે કેટલીક અચ્છીઅચ્છી યોગ્યતાઓ જરૂરની હોય છે, પણ તે યોગ્યતાઓની ઓળખ સહેલી નથી. એ યોગ્યતાઓની સાબિતી તો તેનાથી પણ મુશ્કેલ છે. તેટલા માટે નાગરિકપણાના અધિકાર પ્રાપ્ત કરવા માટે એવી લાયકાતો ઠરાવવામાં આવી છે. જે ઉપયોગી છે અને સહેલાઈથી ઓળખી શકાય છે.

આમ લોકતંત્રવાળા દેશોમાં રાજકીય હકને કારણે સાથીઆ-પ્રચારનું મહત્ત્વ અસાધારણ રીતે વધી ગયું છે. સાક્ષરતા પ્રચારમાં પણ લખી શકવું જોઈએ એ ખાસ જરૂરનું નથી. માણસ પોતાની સહી કરી શકે તે પૂરતું છે અને છાપેલી બાબતો માણસ સમજપૂર્વક વાંચી શકે તો તે સાક્ષર બની જાય છે.

જે લોકોને નાનપણમાં નિશાળે જવાની તક મળી તેમજ જેઓ ઘેર પણ શીખી ન શક્યા તેમને સાક્ષર બનાવવાનો પ્રશ્ન દરેક રાષ્ટ્ર પોતાના હાથમાં લેવો પડે છે. એમ ન કરવામાં આવે તો લોકતંત્રની સ્થાપના જ અશક્ય થઈ જાય છે. જેમની પાઠશાળા-ઓમાં નાની ઉંમર વીતી ગઈ છે અને જે લોકો પદ્ધતિસર શીખવા માટે ઉસ્તાદોની પાસે જઈ શકે તેમ નથી, તેવા લોકોને વાંચવા લખવાની તાલીમ આપવી એ રાજકર્તાઓ તેમજ અધિકારા-કાંક્ષી લોકનેતાઓની સામે ઊભેલો સહુથી ભારે સવાલ છે.

પરંતુ જેમને સમ્રાટ વોટની ઉપાસના કરવી નથી અને જેઓ અધિકાર મેળવવા પાછળ પડ્યા નથી તેમની દૃષ્ટિએ કેવળ સાક્ષરતા પ્રચારને પ્રૌઢ શિક્ષણ કરી શકાય નહિ. પ્રૌઢ શિક્ષણ એટલે પ્રૌઢોનું અક્ષરજ્ઞાન એવો સંકુચિત અર્થ શા માટે કરવામાં આવે ? પ્રૌઢ શિક્ષણ એ પ્રૌઢોને માટે જ હોય તો તે શિક્ષણથી જીવનની, જ્ઞાનની, કૌશલ્યની અને યોગ્યતાની વૃદ્ધિ થવી જોઈએ.

પ્રત્યેક દેશવાસી ચારિત્ર્યની કિંમત સમજી શકે એવું જ્ઞાન જે આપે તેજ પ્રૌઢ શિક્ષણ નામને લાયક છે. અક્ષરજ્ઞાન એ તો માત્ર સાધન છે. અક્ષરજ્ઞાનમાં જીવનના જ્ઞાનનો સમાવેશ થતો નથી. એ તો કેવળ જ્ઞાનનું એક નાનું સાધન છે, ફક્ત ઓજાર છે. માત્ર અક્ષરજ્ઞાનને લીધે માણસમાં 'સદ્–અસદ્ બુદ્ધિ'નો ઉદય થતો નથી.

પ્રૌઢ શિક્ષણમાં તો જીવનસાફલ્યને માટે જે કુશળતા જરૂરી હોય છે તેનું પ્રાધાન્ય હોવું જોઈએ. પરિસ્થિતિ સમજી શકનારી બુદ્ધિ–શક્તિનો તેમજ સમાજહિતને માટે વ્યક્તિએ પોતાના જીવનનું નિયમન કરવાની તૈયારીનો તેમાં સમાવેશ થવો જોઈએ. રાજ્યતંત્ર તેમજ સમાજતંત્ર કેવી રીતે ચાલે છે તેની માહિતી ઓછામાં ઓછી પ્રૌઢ શિક્ષણ-માં મનુષ્યને મળવી જ જોઈએ.

આજકાલ અર્થતંત્રની સત્તા એટલી બધી વધી ગઈ છે કે અર્થશાસ્ત્રના થોડા પરિચય વિના પ્રૌઢ શિક્ષણ પૂરું થઈ શકતું નથી. શહેરના તેમજ ગામડાં-ના રસ્તા ઉપર કેવી રીતે ચાલવું જોઈએ, કૂવા અને નળ પાસે ક્યા ક્યા નિયમોનું પાલન કરવું જોઈએ, ટપાલ-ઑફિસ, તાર ઑફિસ, જકાતનાં નાકાં તેમજ બેંકોમાં વ્યવહાર કેવી રીતે કરવો જોઈએ સ્ટેશન, યાત્રા, મેળા, થિયેટર વગેરે સ્થળો-માં જ્યારે ભીડ થાય ત્યારે કયા કયા નિયમોનું પાલન

કરવું જોઈએ, આગ લાગે અથવા રેલ આવે, ધરતીકંપ થાય, અથવા વંટોળિયો આવે તો એવા સમય પર બીજાનાં હિતોની રક્ષા કેવી રીતે કરવી જોઈએ એ બધી બાબતોમાં લોકોને તૈયાર કરવાની પ્રવૃત્તિને જ આપણે પ્રૌઢ શિક્ષણ કહી શકીએ. વોટનો અધિકાર મળતાં કઈ કઈ જવાબદારીઓ આવે છે તે તો પ્રૌઢ શિક્ષણમાં શીખવવું જ જોઈએ. જે દેશમાં અનેક ધર્મો અને પંથો છે ત્યાં બધાની સાથે હળીમળીને રહેવાનું જ્ઞાન અને તેને અનુરૂપ જીવન–કળા જેનાથી મળે તેને જ આપણે પ્રૌઢ શિક્ષણ કહી શકીએ.

આ બધી બાબતો અક્ષરજ્ઞાન વગર પણ આપણે જનતાને આપી શકીએ છીએ. એક માણસ વાંચે અને પોતે સમજી જાય તે જ્ઞાનનો પૂરેપૂરો સદ્વ્યય નથી. એક માણસ વાંચે અને ઓછામાં ઓછા દસવીસ માણસ સાંભળે તે જાતના સામાજિક પઠન–પાઠનનો કાર્યક્રમ રાખવો જોઈએ. પઠન–પાઠનની વ્યવસ્થા આનાથી પણ વધારવામાં આવે, નિરક્ષર લોકોને સારાસારા ગ્રંથ વાંચી સંભળાવી તેમનાં જ્ઞાન અને વિચારશક્તિ વધારવામાં આવે ત્યારે જ પ્રૌઢ શિક્ષણનો સહુથી વધુ મુશ્કેલ માર્ગ આપણે વટાવી શકીશું. જેઓ પોતાના હાથમાં પુસ્તક લઈને વાંચી શકતા હોય તેવા લોકો 'શ્રાવણ વર્ગ' મારફતે પ્રૌઢશિક્ષણનો પ્રચાર સહુથી વધુ કરી શકશે.

સારું સાહિત્ય વાંચી સંભળાવવું, વર્તમાનપત્રોમાં આવતી ખબરોમાંથી સંબંધ ધરાવતી ખબરો સંભળાવવી, નાના મોટા પ્રયોગો કરી બતાવવા, પ્રશ્નોત્તરી મારફતે શંકાનિવારણ કરવું, એ બધાં પ્રૌઢ શિક્ષણનાં મુખ્ય અંગો છે. તેને માટે જ્યારે પ્રૌઢ શિક્ષણના 'પરિવ્રાજકો' દીક્ષા લઈને નીકળશે ત્યારે કાંઈ કાર્ય થઈ શકશે. જેવી રીતે 'હરિદાસો' અને 'પુરાણીઓ' વૈષ્ણવધર્મના ગ્રંથોનો પ્રચાર કરવા માટે પોતાનું જીવનસમર્પણ કરતા હતા, તે રીતે પ્રૌઢ શિક્ષણની દીક્ષા લઈને પ્રૌઢ 'પરિવ્રાજકો'ની એક નવી સંસ્થા, એક નવો વર્ગ અને એક નવી પરંપરા કાયમ કરવી જોઈએ.

[હિંદી 'सर्वोदय' માંથી] काका कालेलकर



# કાવ્યપરિશીલન

## ૫

### માનસસર

અંતર ઊછળ્યું હો ! સહસા ધૈર્ય ગળ્યું હો !
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય તરંગ જબ્બર ચાલેઃ
માનસસર મારું ડોળાયું, ખૂબ ચલિત જલ હાલેઃ
સ્થાનક ન મળ્યું હો ! સહસા૦

હાય ! વધે જલ, અલ્પ દીસે સ્થલ, છલટ રે ! શું થાશે?
નાજુક પાળ પ્રચંડ ભરાવોઃ હા ! શી રીત સમાશે ?
જલભર ન ચળ્યું હો ! સહસા૦

આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરું જામેઃ
નાનું સર, દેખાવ ભયાનક ! શાથી સધુ વિરામે ?
પાછું ન વળ્યું હો ! સહસા૦

રંગ ગયો અહલાદ, ખરેખર નિર્મલતા પણ ઊડી !
જલસેના ઊમરાવા માંડી, પાળો પણ ગઈ બૂડી !
સ્થલ સાથ ભળ્યું હો ! સહસા૦

ઉપર થઇ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડે :
જંગ બરાબર થાતાં નિર્મલ પરિસીમાને તોડે :
આખર ન કળ્યું હો ! સહસા૦

મણિશંકર રત્નજી ભટ્ટ (કાંત)

**માનસ** એટલે મન. માનસસર એટલે મનરૂપી સરોવર. વળી માનસસર એ નામનું એક સરોવર ખરેખર છે પણ ખરું, એ વસ્તુસ્થિતિનો લાભ લઈને કવિએ આ કાવ્યમાં મનનું સરોવરરૂપે વર્ણન કરેલું છે.

કાવ્યનું જે વસ્તુ છે તે પહેલી કડીમાં જ કહેવાઈ ગયેલું છે, અને ત્યાર પછીની કડીઓ એ મૂળ કથનને વધારે બળવાન અને અસરકારક કરતી જાય છે.

કવિને શું કહેવું છે ?

'અંતર ઊછળ્યું હો !'–મારા અંતરમાં ઉછાળો આવ્યો, મારું અંતર ઊછળવા લાગ્યું, અને 'સહસા ધૈર્ય ગળ્યું હો !' — મારું ધૈર્ય એકાએક ગળી ગયું. ધૈર્ય એટલે ધીરજ. પણ અહીં એ શબ્દ ખાસ અર્થમાં વપરાયેલો છે. આપણા મનને સ્વસ્થ રાખવાની—આપણા ચિત્તની સમતા ટકાવી રાખવાની જે શક્તિ તે ધૈર્ય અથવા ધૃતિ. જ્યાં સુધી માણસની ધૃતિ કાયમ હોય છે, ત્યાં સુધી તેનું ચિત્ત સ્વસ્થ શાંત રહે છે, તે પોતાના ચિત્તનું સમતોલપણું ગુમાવતો નથી, કોઈ પણ વૃત્તિ તેને ચળાવીને એમાંજો કે હાવરોબાવરો બનાવી શકતી નથી. પણ જ્યારે માણસની ધૃતિ ખૂટી જાય છે, ત્યારે તેનું ચિત્ત સ્વસ્થ શાંત રહી શકતું નથી, કોઈપણ વૃત્તિ તેને ખળભળાવી મૂકે છે. અહીં કવિએ એવો જ ધૈર્યચ્યુતિનો એક પ્રસંગ વર્ણવ્યો છે. ધૈર્યચ્યુતિ કઈ વૃત્તિને લીધે થઈ છે એ સ્પષ્ટ કર્યું નથી, અને આ કાવ્યના રસાનુભવ માટે સ્પષ્ટ કરવાની જરૂર પણ નથી.

ચિત્તવૃત્તિમાં ખૂબ ક્ષોભ કહેતાં ખળભળાટ થયો છે, અને તેમાં જબ્બર તરંગો ઊઠવા માંડ્યા છે. ચિત્તને અહીં સરોવરની ઉપમા આપી છે એટલે ચિત્તમાં ખળભળાટ થયો એટલે સરોવરમાં હિલચાલ શરૂ થઈ. અને સરોવરમાં ખળભળાટ થાય એટલે શું થાય ? મોજાં જ ઊછળવા માંડે ને ? અને મોજાં ઊછળવા માંડે એટલે પાણી કંઈ નિર્મળ રહી શકે નહિ, ડહોળાઈ જ જાય. તેમ ચિત્તમાં પણ જ્યારે ખળભળાટ જાગે ત્યારે પછી કોઈ પ્રકારની નિર્મળતા રહેતી નથી, આખું ચિત્ત ડહોળાઈ જાય છે, બધી વૃત્તિઓ સેળભેળ થઈ જાય છે, ઉપર નીચે થઈ જાય છે,—અને આવા ભયંકર તોફાનનું પરિણામ શું આવશે તે પણ કાંઈ કળી શકાતું નથી. આટલું કવિને કહેવું છે, અને લગભગ તે બધું પહેલી કડીમાં

કહેવાઈ ગયું છે. આમ છતાં એ કથનની સચોટ અસર તો પછીની કડીઓ જ નિપજાવે છે. ચિત્ત પોતાની સ્વસ્થતા–સમતા ટકાવવા પ્રયત્ન કરે છે, પણ ક્ષોભ એવો પ્રબળ છે કે એની સામે એનું કંઈ ચાલતું નથી, પ્રલયનાં પૂર પેઠે તેનું જોર વધતું જ જાય છે, અને આખરે બધે જળબંબોળ અંધાકાર થઈ રહે છે, એવી પ્રબળ અસર તો પછીની પંક્તિઓ જ જમાવી શકે છે.

સરોવરમાં જામેલા તોફાનનું વર્ણન કરીને કવિએ આ ચિત્તક્ષોભનો ખૂબ તાદૃશ ચિતાર ખડો કર્યો છે. કાવ્યમાં ઉપમાદિ અલંકારો એ બહારનાં આગંતુક નથી હોતાં પણ કાવ્યનાં અંગીભૂત હોય છે, એ આ કાવ્યમાં બરાબર અનુભવાય છે. અહીં કવિને જે કહેવું છે, તે સરોવરની ઉપમા આપ્યા સિવાય બીજી કઈ રીતે આટલી સરસતા અને સચોટતાથી કહી શકાત એ આપણને સૂઝતું નથી. માનસ-વ્યાપાર જેવી સૂક્ષ્મ વસ્તુને વ્યક્ત કરવા માટે વાચકને અનુભવગમ્ય કરવા માટે આવી સર્વથા સમર્થ ઉપમા કવિએ યોજી એમાં જ એમની પ્રતિભા રહેલી છે.

પહેલી કડીમાં સરોવરમાં ખળભળાટ થયો, મોજાં ઊછળવા માંડ્યાં એમ કહીને પછી બીજી કડીમાં પાણી વધવા માંડ્યું, જગ્યા ઓછી પડવા માંડી, હવે શું થશે!—એમ કહી એ સરોવરની શી સ્થિતિ છે, તે ચાર જ શબ્દોમાં પણ ભારે સચોટતાથી કહ્યું છેઃ 'નાજુક પાળ પ્રચંડ ભરાવો.' આમાં યોજેલો વિરોધ અને તે વ્યક્ત કરવા વાપરેલા શબ્દોનાં ઉચ્ચારણ અર્થપોષક છે.

પાણી ભરાતું ગયું પછી તો ભારે ઉછાળા આવવા લાગ્યા, તોફાન જામ્યું, અને એ સરોવર નાનું હોવા છતાં દેખાવ ભયાનક બની ગયો. અહીં પણ એવા જ વિરોધ દ્વારા કવિએ પોતાના વક્તવ્યમાં ચોટ આણી છે: 'નાનું સર, દેખાવ ભયાનક': આ તોફાન હવે શી રીતે જલદી શાંત પડે!

પછી તો ક્ષણવારમાં બધો રંગ—દેખાવ બદલાઈ ગયો. પાણી એવું તો ડહોળાઈ ગયું કે તેની નિર્મળતા પણ રહી નહિ. પાણી તો જાણે કોઈ સૈન્ય કૂચ કરતું હોય એમ ઊભરાતું ચાલ્યું; અને પાળો પણ ડૂબી ગઈ. હવે રહ્યું શું! જળ અને સ્થળ બધું એકાકાર થઈ ગયું. આ કડીમાં 'જલસેના' શબ્દ યોજીને કવિએ કેવું સ્પષ્ટરેખ ચિત્ર ઊભું કર્યું છે! 'જલસેના ઊભરાવા માંડી' એ શબ્દો વાંચતાં જ આપણી નજર સામે પાળને ડુબાડીને ઊભરાતું સરોવર ખડું થઈ જાય છે.

પાળ ઉપર થઈને ચારે કોરથી મસ્ત—ગાંડા જેવા ધોધવાઓ દોડવા લાગ્યા અને જંગ જ્યાં બરાબર જામ્યો ત્યાં પાળ પણ બિચારી તૂટી ગઈ. હવે શું પરિણામ આવશે એ કાંઈ સમજાતું નથી.

આખા કાવ્યમાં વ્યાપેલું સ્વરોનું અને વ્યંજનોનું અર્થાનુકૂલ અને ભાવપોષક સંગીત કાવ્યના સૌંદર્યમાં ઉમેરો કરે છે અને આપણને વારેવારે એનો અનુભવ કરવા લલચાવે છે. કવિએ કરેલું વર્ણન એવું તો રસભર અને તાદૃશ છે કે આખું તોફાન જાણે આપણે પ્રત્યક્ષ જોતા હોઈએ–અનુભવતા હોઈએ એમ લાગે છે. અને એથી કાવ્યમાં વર્ણવેલો ચિત્તક્ષોભ કેવો પ્રબળ છે, એનો આપણને પૂરો ખ્યાલ આવે છે એમાં જ આ કાવ્યની સફળતા રહેલી છે.

નગીનદાસ પારેખ

☆

# ધ્રુવપ્રદેશ અને તેને ઢૂંઢનારાઓ

[ ૩ ]

## દક્ષિણ ધ્રુવ કેમ શોધાયો ?

સાહસિક અને શોધક વીરોની કુતૂહલવૃત્તિને પૃથ્વીના ઉત્તર છેડાએ જેટલી આકર્ષી હતી, તેટલી દક્ષિણ છેડાએ આકર્ષી હોય તેમ જણાતું નથી. તેનું એક કારણ એ પણ હોય કે દક્ષિણ છેડો માનવવસવાટથી ઘણો દૂર છે.

પૃથ્વીનો ઉત્તર છેડો ભૂખંડોથી ઘેરાયેલા હિમસાગરમાં છે, ત્યારે દક્ષિણ છેડો મહાસાગરોથી ઘેરાયેલા હિમખંડમાં છે. ઉત્તર છેડાને પાદાક્રાંત કરવા માટે જેટલા પ્રયત્નો થયા છે, તેટલા દક્ષિણ છેડાને પાદાક્રાંત કરવા માટે થયા નથી. તેમજ ઉત્તર તરફના ધ્રુવપ્રદેશે જેટલાં વીર નરોનાં બલિદાન લીધા છે, તેટલાં દક્ષિણ તરફના ધ્રુવપ્રદેશે લીધાં નથી. છતાં દક્ષિણ ધ્રુવની આક્રમણકથા ઉત્તર ધ્રુવની આક્રમણકથા જેટલી જ રોમાંચક છે. આજે એ કથા કહું છું.

'પૃથ્વીના દક્ષિણ છેડા પર ઓસ્ટ્રેલિયા જેવડો એક ભૂખંડ છે, એ વાત હમણાં સુધી છેક અંધારામાં હતી. દક્ષિણ આટલાંટિક, દક્ષિણ પેસિફિક અને દક્ષિણ હિંદી મહાસાગરમાં પ્રવાસ કરતાં કોઈ કોઈ નાવિકનાં નાવો પ્રતિવ્યાપાર વાયુ વડે ઘસડાઈ ૬૬ અક્ષાંશની પેલી મેર ગયેલાં ત્યારે ત્યાં કેટલાક ટાપુઓ જોવામાં આવ્યા હતા. વળી વહેલ, સીલ અને વૉલરસના શિકાર અર્થે કેટલાક નાવિકો દક્ષિણ સાગરમાં ઘણે દૂર નીકળી ગયેલા, પણ તેમને ત્યાં સદાકાળ હીલોળા ખાતી હિમપાળે અટકાવ્યા હતા. એ હિમપાળ સુધી પહોંચેલા ખલાસીઓ પાછા ફર્યા બાદ પોતાના પ્રવાસનાં વર્ણનોની સાથે સાથે એવું કહેતા કે હિમપાળની પેલી મેર એક મોટો ખંડ છે, પણ હિમપાળોને ભેદ્યા વિના ત્યાં જઈ શકાય તેમ નથી.'

વીસમી સદીનું વહાણું વાયું અને દક્ષિણ ધ્રુવ બિંદુને સર કરવાના પ્રયત્નો શરૂ થયા. સને ૧૯૧૧ ના ડિસેમ્બરની ૧૪ મી તારીખે એ બિંદુ ઉપર કે. એમંડસને નોર્વેના રાજાની પતાકા પહેલવહેલી ઊડતી કરી.

એ અગિયાર વર્ષના ગાળામાં એક પછી એક ચાર આક્રમણો થયાં. ત્રીજું અને ચોથું આક્રમણ જુદે જુદે રસ્તેથી પણ એકી સાથે થયાં હતા અને તે બંને વિજયી નીવડ્યાં હતાં. છેલ્લું આક્રમણ વિજયી થવાની સાથે કરુણાંત બન્યું હતુ.

હવે આ ચારે આક્રમણોની કથા ટૂંકામાં કરીએ.

### પહેલું આક્રમણ

ઈ. સ. ૧૯૦૧ માં ઈંગ્લેંડમાં કૅપ્ટન સ્કૉટની સરદારી નીચે ૪૦ વીરોની એક ટુકડી દક્ષિણ ધ્રુવબિંદુ સર કરવાને તૈયાર થઈ. 'ડિસકવરી' નામના જહાજમા ત્રણ વર્ષ સુધીનો ખોરાક અને બીજાં સાહિત્યો લઈ તેમણે ન્યૂઝીલેંડ તરફ પ્રયાણ કર્યું. ઈ. સ. ૧૯૦૧ ના નાતાલની શરૂઆતમાં ન્યૂઝીલેંડથી દક્ષિણ સાગરમાં કૂચ કરી. એકાદ અઠવાડિયા પછી સામે હિમપાળોની લાંબી ધાર નજરે પડી. દક્ષિણ ધ્રુવખંડને ફરતો અને સમુદ્રમાં તરતો એ એક પ્રકારનો કુદરતી કોટ છે. તેને ભેદ્યા વિના ધ્રુવપ્રદેશમાં પેસી શકાય તેમ નથી. સ્કૉટના જહાજે મહા મુસીબતે એ હિમકોટને એક ઠેકાણેથી તોડ્યો અને તે રોસ સમુદ્રમાં દાખલ થયું. રોસ સમુદ્ર એટલે દક્ષિણ ખંડના કિનારા પામેનો સમુદ્ર. કિનારાથી થોડા અંતર ઉપર રોસ નામનો એક ટાપુ છે, તેના પર તેઓ ઊતર્યા અને ત્યાં વરસ બે વરસ નીભે તેવું નિવાસસ્થાન બનાવ્યું—ફેબ્રુઆરી, ૧૯૦૨.

ધ્રુવપ્રદેશમાં ઉનાળામાં જ જઈ શકાય. શિયાળામાં તો ત્યાં ચાર માસની અંધારી રાત હોય. દક્ષિણ ગોળાર્ધનો ઉનાળો ઑક્ટોબરથી શરૂ થઈ માર્ચ સુધી ચાલે છે. ધ્રુવબિંદુ તરફ જવાની તજવીજ એ જ સમયમાં થઈ શકે.

કે. સ્કૉટની ટુકડીને સાત આઠ માસ પર્યંત ઉનાળો બેસવાની રાહ જોઈને રૉસ બેટના નિવાસસ્થાનમાં રહેવું પડ્યું. પણ સાત આઠ માસ સુધી કરવું શું? ખાવુંપીવું અને ઊંઘવું એટલી જ પ્રવૃત્તિ હોય, તો સાત માસ સાત વરસ જેવડા લાંબા થઈ પડે, એટલે સ્કૉટે કંઈ કંઈ પ્રવૃત્તિઓ શોધી કાઢી.

માર્ચ માસ બેઠો એટલે શિયાળાની શરૂઆત થઈ. એપ્રિલ, મે, જૂન અને જુલાઈ : એ ચાર માસની ત્યાં રાત્રિ હોય છે. એ ઘોર રાત્રિને શી રીતે પસાર કરવી ? કંઈ ચાર માસ પર્યંત કુંભકર્ણની પેઠે નિદ્રાનો આશરો થોડો જ લેવાય છે? તેમણે ત્યાં એક કામચલાઉ થિયેટર ઊભું કર્યું અને તેમાં વખતોવખત નાટ્યપ્રયોગો થવા લાગ્યા. એક જણાએ એક હસ્તલિખિત સામયિક શરૂ કર્યું.

હિમખંડની ઘોર રાત્રિ પૂરી થઈ પ્રભાતનો સમય ચાલતો હતો. તે વખતે કેટલાક સાહસિકો કિનારાના પ્રદેશમાં ફરવા નીકળી પડ્યા. તેમણે વિશાળ હિમભૂમિ પર જોડી જોડીમાં બેઠેલાં વિચિત્ર આકારનાં લાખો પંખીઓ જોયાં. તેમનો દેખાવ અદ્ભુત અને ચિત્તાકર્ષક હતો. જાણે ગંગાના તટપ્રદેશમાં કોઈ પર્વણી ઉપર સ્નાનાર્થે આવેલાં લાખો સ્ત્રીપુરુષોનો મેળો ભરાયો હોય નહિ! ફેર એટલો હતો કે આ પક્ષીમેળો તદ્દન નિસ્તબ્ધ હતો—નહોતું કોઈ હાલતું કે નહોતું કોઈ ચાલતું.

દક્ષિણ ખંડનાં એ જળચર પંખીઓ પેંગ્વિનને નામે ઓળખાય છે. તે પાણીમાં તરી શકે છે, તેમ જ જમીન પર ડોલતું ડોલતું ચાલી શકે છે, પણ ઊડી શકતું નથી. તેને પાંખો હોતી નથી. પાંખને બદલે હાથ હોય છે. તેનો ઉપયોગ તે તરવામાં કરે છે.

ફરવા નીકળેલા સહેલાણીઓને એક સ્થળે પ્રાણઘાતક હોનારતનો સામનો કરવો પડ્યો. તેઓ હિમરાશિ ઉપરથી ચાલ્યા જતા હતા, તેવામાં એક ઠેકાણે હિમમય કરાડ આવી તે 'પરથી એક પછી એક ત્રણે જણ નીચે ગબડી પડ્યા. તેઓ કાળની દાઢમાંથી આવરદા હશે એટલેજ બચી ગયા. ધ્રુવબિંદુના આક્રમણમાં જે સંકટપરંપરા આવવાની હતી, તેની અહીંથી શરૂઆત થઈ.

ઑક્ટોબર બેઠો અને ઉનાળો શરૂ થયો એટલે કે. સ્કૉટે ધ્રુવબિંદુની યાત્રાનો આરંભ કર્યો. રૉસ ટાપુથી ધ્રુવબિંદુ ૮૦૦ માઈલ દૂર હતું. એ વિકટ યાત્રાની તૈયારી બરાબર કર્યા પછી તા. ૨ જી નવેમ્બરે તેમણે ધ્રુવખંડના પ્રદેશનું ખેડાણ આદર્યું. તેમની સાથે ૪ સ્લેજ અને ૨૦ હિમકૂતરા હતા. આ યાત્રામાં કે. સ્કૉટની સાથે કે. શેકલ્ટન તથા કે. વિલ્સન એ જ વીરો હતા.

બધો પ્રદેશ હિમથી આચ્છાદિત હતો, તેની સાથે ઊંચો નીચો હતો. ધરતી પર જે હિમ પડેલો હતો, તે પોચો હોવાથી તેમાં પગ ખૂંચી જતા હતા. ત્રણે સાહસિકો ધીમે ધીમે માર્ગ કાપતા હતા. પણ જાણે એ હિમખંડ પોતા પર થતા આક્રમણથી ગુસ્સે થઈ આક્રમણકારોનો સામનો કરતો હોય તેમ વાદળાં, હિમ અને પવનનાં પ્રલયકારી તોફાનો એક પછી એક થવા લાગ્યાં.

એક પછી એક વીશે કૂતરાએ હિમસમાધિ લીધી, એટલે માલથી ભરેલી સ્લેજો હંકારવાનું કામ સ્કૉટ અને તેના બે સાથીઓ પર આવ્યું. તેઓ તા. ૨૫ નવેમ્બરે ૮૦ મા અક્ષાંશે પહોંચ્યા. ચોતરફનો પ્રદેશ હિમના થર પર થર ખડકાઈને બનેલા હિમરાશિ સરખો દેખાતો હતો. થોડે દૂર એક ગિરિમાળા નજરે પડતી હતી. તેનું કોઈ શિખર ૧૦ હજાર ફૂટ, કોઈ ૧૨ હજાર ફૂટ અને સર્વોચ્ચ શિખર ૧૫ હજાર ફૂટ ઊંચું હતું. એ ગિરિમાળાનો નામકરણ સંસ્કાર હજી સુધી થયો ન હતો, તેથી કે. સ્કૉટે તે કર્યો અને તેને માઉંટ મોર્બમ એવું નામ આપ્યું.

ઊંચાણનીચાણવાળા એ હિમપ્રદેશમાંથી બોજે ભરેલી સ્લેજો હંકારતાં હંકારતાં આગળ વધવું એ

ભારે મુસીબતભરેલું હતું. આખો દિવસ ચાલતા ત્યારે માંડ ત્રણથી ચાર માઇલનો માર્ગ કપાતો હતો. આમ ગોકળગાયની ગતિએ આખો ડિસેમ્બર પૂરો થયો ત્યારે તેઓ ૮૨મા અક્ષાંશે પહોંચ્યા. હવે તેમની પાસેનો ખોરાક ખૂટવા આવ્યો હતો તેની સાથે હિંમત પણ ખૂટવા આવી હતી, તેથી આગળ વધવાનું છોડી દઈ ત્યાંથી પાછા ફરવાનું નક્કી કર્યું. ધ્રુવબિંદુ ત્યાંથી ૫૦૦ માઇલ દૂર હતું. પાછા ફરતાં રસ્તામાં અનેક વિટંબણાઓ આવી. મોટામાં મોટી વિટંબણા ખોરાકની હતી. તેમને ખોરાક વિના કેટલાય દિવસ ચલાવવું પડ્યું પણ તેમનું આયુષ્ય હજી બાકી હતું તેથી તેઓ મરણના મુખમાંથી છટકીને જેમતેમ રૉસ ટાપુ ભેળા થઈ ગયા. આ પ્રમાણે દક્ષિણ ધ્રુવબિંદુ પરનું પહેલું આક્રમણ પૂરું થયું.

## બીજું આક્રમણ

દક્ષિણ ધ્રુવબિંદુ ઉપર બીજું આક્રમણ કરનાર કે. શેકલ્ટન. પહેલા આક્રમણમાં તે કે. સ્કોટનો સાથી હતો અને ૮૨ મા અક્ષાંશ સુધી પહોંચવામાં તથા ભૂખનાં અને બીજાં દુઃખો વેઠવામાં તેની સાથે જ હતો.

તેણે સાહસિક વીરોની એક ટુકડી તૈયાર કરી તથા બધી જાતની તૈયારી કરી ઈ. સ. ૧૯૦૭ માં નિમરોડ નામના જહાજમાં દક્ષિણ તરફ પ્રયાણ કર્યું. કે. સ્કોટને રસ્તે જ તે વિના વિઘ્ને રૉસ ટાપુ પર પહોંચ્યો અને ત્યાં મુકામ નાખ્યો. કે. સ્કોટે જે સ્થળે મુકામ નાખ્યો હતો તેથી કે. શેકલ્ટનનો મુકામ ૨૦ માઇલ દૂર હતો.

માર્ચ બેઠો. શિયાળાની શરૂઆત થઈ. પરાકાષ્ઠાની ઠંડી, અને ઘોર અંધારી રાત્રિ આવવાની તૈયારી થતી હતી. તેના આવતાં પહેલાં મંડળીમાંના પાંચ સાત સાહસિકોએ પાસે જ રહેલા માઉંટ ઍરિબસ નામના જ્વાળામુખી પર આરોહણ કર્યું. તે પર્વત ત્યાંથી બહુ દૂર નહોતો. ૨૦ માઇલના અંતર પર હતો, પણ રસ્તો ચઢઊતરવાળો હોવાથી ત્યાં પહોંચતાં ૭ દિવસ લાગ્યા. ૯૦૦૦ ફૂટ ઊંચે ચડયા ત્યાં કુદરતે વિકરાળ રૂપ ધારણ કર્યું. ભયંકર વાદળ ઘેરાયાં અને પહાડ પરથી તળેટીમાં ગબડાવી નાખે એવો ઝંઝાવાત વાવા લાગ્યો. હવે શું કરવું ? આશ્રય ક્યાં લેવો ? છેવટે તેમણે પોતપોતાની ચામડાની થેલી ખોલી તેમાં દરેક જણ પેસી ગયો અને દોઢ દિવસ સુધી તેઓ સૂનમૂન પડી રહ્યા. પછી પવનનું જોર ઓછું થયું અને વાદળ વિખેરાયાં એટલે તેઓ ચર્મ-થેલીમાંથી બહાર નીકળ્યા અને બાકી રહેલું સાડા ચાર હજાર ફૂટનું આરોહણ શરૂ કર્યું. સાડાતેર હજાર ફૂટની ઊંચાઈએ પહોંચ્યા એટલે જ્વાળામુખીનું મુખ દેખાયું. તેમાંથી હજાર ફૂટ જેટલી ઊંચી જ્વાળાઓ નીકળતી હતી. અંદરના ભાગમાંથી ઘોર ગર્જનાઓ કાન પર પડતી હતી. મુખ અર્ધો માઇલ પહોળું અને હજારેક ફૂટ ઊંડું હતું. આ તે જ્વાળામુખી કે આ હિમપ્રદેશની સગડી ? એ સાહસિક વીરોએ મુખની આસપાસ ફરીને પોતાની ટાઢ ઉડાડી અને પછી ત્યાંથી મુકામ તરફ પાછા ફર્યા.

શિયાળો પૂરો થતાંની સાથે જ શેકલ્ટને ત્રણ મહિના ચાલે તેટલો ખોરાક સાથે લઈને પોતાના ત્રણ સાથીઓ સાથે ધ્રુવબિંદુ તરફ પ્રયાણ આદર્યું. તેને પહેલી સફરનો અનુભવ તાજો જ હતો, તેથી એક જ માસમાં તેઓ ૮૨મા અક્ષાંશ સુધી નિર્વિઘ્ને પહોંચી ગયા. ત્યાર પછી અજાણ્યો પ્રદેશ આવ્યો. તેની સાથે એક પછી એક મુશ્કેલીઓ પણ આવી. થોડુંક આગળ વધ્યા ત્યાં માર્ગમાં એક ગિરિમાળા આવી તેને ઓળંગીને આગળ જવાનું હતું.

ડિસેમ્બર બેઠો. ડિસેમ્બર એટલે એ પ્રદેશનો ભર ઉનાળો. સૂર્યનાં કિરણો શુભ્ર હિમરાશિ પર સતત પડવાને લીધે આંખે ઝાંઝવાં થતાં હતાં. અને અંધાપો આવવાની ચિંતા રહ્યા કરતી હતી. છતાં ત્રણે સાહસિક વીરો આગળ ને આગળ ધપ્યે જતા હતા. એવામાં તેમનો માર્ગ એક મોટી હિમનદીમાં ભળ્યો. નદીની બેઉ બાજુની કરાડો ઓછામાં ઓછી હજાર ફૂટ ઊંચી તો હતી જ. નદીમાંનો હિમ ધીમે ધીમે ઉત્તર તરફ સરકતો હતો. તેમાંથી પસાર થતાં



ધ્રુવબિંદુ નક્કી કરતા અમુંડસેનના સાથીઓ

ઈ સ ૧૯૧૦ના ઑગસ્ટમા તે નોર્વેથી ઊપડયો અને ડિસેમ્બરમાં રોસ સમુદ્રમાં પહોંચ્યો પછી વ્હેલ ઉપસાગરને કાંઠે ઊતરી ત્યા મુકામ કર્યો પણ ત્યાં તો ઉનાળો ઊતરવા આવ્યો એટલે તેને ૭ સાત માસ સુધી શિયાળો ગાળવાને ત્યા જ રહેવુ પડ્યું પણ તે ત્યા કંઈ ઠેક નવરો બેઠો નહિ પ્રથમ તો તેણે ધ્રુવબિંદુ સુધીનો માર્ગ નક્કી કરી નાખ્યો અને રસ્તામા કેટલે કેટલે અંતરે ટપ્પા ગોઠવવા તેની યોજના ઘડી નાખી ઉપરાંત કેટલાક ટપ્પામાં ખોરાક અને બીજી વસ્તુઓનો સંગ્રહ કરી લીધો

આ પ્રમાણે ધ્રુવયાત્રા માટે જરૂરની તૈયારી થઈ રહી ત્યા તો શિયાળો પૂરો થઈ ઉનાળો બેઠો. એટલે એક પણ દિવસ ન ગુમાવતા પોતાના પાંચ સાથીઓની સાથે તે ધ્રુવબિંદુ તરફ ઊપડ્યો ખરેખર તે કોઈ શુભ ચોઘડિયે નીકળ્યો હશે અથવા તો તે ખરેખર ભાગ્યશાળી હશે એવુ બન્યુ કે વ્હેલ ઉપસાગરના કિનારાથી માંડીને ઠેઠ ધ્રુવબિંદુ સુધીના માર્ગમા તેને બહુ જ ઓછાં સંકટો નડયા તેના સાથમાં ૫ નોકરો અને ૫૦ હિમકૂતરા હતા તેમાથી કોઈને કંઈ જ ઈજા થઈ નહિ ન ખોરાક ખૂટયો કે ન કોઈ ભયંકર તોફાન નડ્યુ ઊલટુ, તેઓ જેમ જેમ ધ્રુવબિંદુ તરફ જતા ગયા તેમ તેમ હવા વધુ ને વધુ આહ્લાદક લાગી દોઢ માસનો એકધારો પ્રવાસ કર્યા બાદ તા ૧૪ મી ડિસેમ્બરે તેમને સોનાનો સૂરજ ઊગ્યો

ધ્રુવબિંદુ માત્ર ર માઈલ દૂર હતું દિવસ ઊગતાં જ નાસ્તો કરીને તેઓ પૂર ઉમંગ ને આનંદમાં ઊપડ્યા કોઈ કોઈની સાથે બોલતું ન હતું પ્રત્યેક જણની છાતી હર્ષથી ઊછળતી હતી જોતજોતામાં તેઓ ધ્રુવબિંદુ ઉપર આવી પહોંચ્યા.

એમંડસને પોતાના સાથીઓ સાથે નોર્વેની રાજ્યપતાકા તે ઠેકાણે ઊભી કરી અને પોતાના રાજાના નામની ત્રણ જયઘોષણા કરી જે ઉચ્ચ પ્રદેશ ઉપર દક્ષિણ ધ્રુવબિંદુ રહેલું છે, તેનું નામ પોતાના રાજાના નામ પરથી 'હૅકોને' રાખ્યુ તે પ્રદેશની ઊંચાઈ ૧૦૦૦૦ ફૂટ છે

એમંડસને એ ધ્રુવબિંદુ ઉપર ઊભા રહી ચોતરફ નજર નાખી તો તેને પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ એ ત્રણમાંની એકે દિશા દેખાઈ નહિ ત્યા માત્ર એક જ દિશા દેખાતી હતી આગળ ઉત્તર.

પાછળ ઉત્તર, જમણા હાથ તરફ ઉત્તર અને ડાબા હાથ તરફ પણ ઉત્તર !

એમંડસને એ ઠેકાણે એક રાવટી ઊભી કરી અને તેને 'પોલહીલ' એવું નામ આપ્યું. તેઓ પોલહીલમાં થોડા દિવસ આનંદથી રહ્યા અને પછી અત્યંત પ્રસન્ન ચિત્તે ત્યાંથી પાછા ફર્યા.

## ચોથું આક્રમણ

ચોથું આક્રમણ ત્રીજાની પેઠે વિજયી તો નીવડ્યું પણ તે કરુણાંત બન્યું. આક્રમણકારોને વિજય મળ્યા બાદ તેમનો એ ભૂમિએ ભોગ લીધો હતો.

કૅપ્ટન સ્કોટે પહેલું આક્રમણ કર્યા પછી તેનો ઉત્સાહ જરા પણ ઓસર્યો ન હતો. ધ્રુવબિંદુનાં જ તેને સ્વપ્નાં આવતાં હતાં. તેણે બીજી વાર જવાનું ઠરાવ્યું અને તેને માટે સંપૂર્ણ તૈયારી કરી. ચાર વરસ સુધી ચાલે તેટલો ખોરાક અને બળતણ સાથે લીધાં અને તે પ્રદેશના અનુભવી સાથીઓની ટુકડીને લઈ સને ૧૯૧૦ના ડિસેમ્બરમાં રોસ ટાપુના કિનારા પર થાણું નાખ્યું.

સને ૧૯૧૧નો શિયાળો ત્યાં વીતાડી ઉનાળો બેસતાં જ તેઓ ધ્રુવબિંદુ તરફ ઊપડ્યા. પણ દૈવ જાણે પ્રથમથી જ પ્રતિકૂળ જણાયું. ચોતરફ ઘનઘોર વાદળાં છવાયાં અને પવન તથા હિમનું તોફાન ચાલુ થયું. છતાં તેઓ એ બધાનો સામનો કરીને આગળ ને આગળ ધપવા લાગ્યા. કાં તો ધ્રુવબિંદુએ પહોંચવું અને નહિ તો મરણશરણ થવું એવો સંકલ્પ કરીને જ તેઓ નીકળ્યા હતા.

તેમનો સંકલ્પ સિદ્ધ થયો. તા. ૧૮મી જાન્યુઆરીએ સ્કોટ અને તેના ચાર સાથીઓ ધ્રુવબિંદુએ પહોંચી ગયા. પણ ત્યાં તેમણે શું જોયું ? ધ્રુવબિંદુ ઉપર એક રાવટી ઊભી હતી. અને તેના પર નૉર્વેજિયન વાવટો ઊડી રહ્યો હતો. રાવટીની બહાર એક સ્લેજ પડી હતી. સ્કોટ અને તેના સાથીઓ આ બધું જોઈને સ્થિર થઈ ગયા. તેમના ચહેરા પર વિષાદની વાદળી છવાઈ ગઈ અને તેમનો ઉત્સાહ અદૃશ્ય થઈ ગયો.

દશ દશ વર્ષના અવિરત પ્રયાસોનું પરિણામ શૂન્યમાં પરિણમ્યું જાણી તેના અંતઃકરણને જે વેદના થઈ હશે તેનું વર્ણન થઈ શકે નહિ, તે તો કલ્પવું જ રહ્યું. વિધિનું વિધાન અજબ છે. બિચારો સ્કોટ ધ્રુવબિંદુએ પહોંચ્યો તો ખરો, પણ માત્ર ૧ મહીનો ને ૪ દિવસ મોડો ! એ બિંદુ પર પ્રથમ પગ મૂકવાનું તેના ભાગ્યમાં નહિ નિર્માયું હોય. તે બિચારો શું કરે ? ધ્રુવબિંદુ પર ઊભેલી રાવટીમાં જઈને જોયું તો ત્યાં કેટલીક વસ્તુઓ હતી. તેમાં એક કવર પણ હતું. કવર ખોલ્યું તો તેમાં નીચે પ્રમાણેનો કાગળ હતો:

વહાલા સ્કોટ,

આ સ્થળ ઉપર મારા પછી તમે જ પગ મૂકશો, એમ હું ધારું છું. જો તેમ બને તો આ રાવટી તમારું સ્વાગત કરશે. રાવટીમાં કેટલીક ઉપયોગી ચીજો રાખી જાઉં છું, તેનો તમે ખુશીથી ઉપયોગ કરજો. અંદર નૉર્વેના રાજા ઉપરનો એક પત્ર છે, તે મહેરબાની કરીને તેમને પહોંચાડજો. તમારી વળતી મુસાફરી સુખરૂપ નીવડે એમ ઇચ્છું છું.

તમારો વિશ્વાસુ
**એમંડસન**

કાગળ વાંચી સ્કોટે ઊંડો નિસાસો મૂક્યો. જે કીર્તિ પોતે મેળવવા ઇચ્છતો હતો, અને જેને માટે દશ દશ વર્ષથી જીવસટોસટનાં સંકટો વેઠી જેહમત ઉઠાવી હતી, તે બીજાને ફાળે ગયેલી જોઈ તે કેવળ હતાશ બની ગયો.

સ્કોટ અને તેના સાથીઓએ ધ્રુવબિંદુ પર થોડો વખત વિશ્રાંતિ લીધી અને ત્યાં એક સ્તંભ ખોડી તેના પર યુનિયન જૅક ફરકતો કરી ત્યાંથી ભગ્ન હૃદયે પાછા ફર્યા. પણ કુદરત તેના પર રૂઠી હતી અને એ ભૂમિ આ વીરોનું બલિદાન માગતી હતી, તેથી વળતા પ્રયાણમાં તેમના પર આપત્તિનો એકધારો વરસાદ જ વરસ્યો.

બેસુમાર ઠંડીનાં મોજાં ફરી વળ્યાં. પવન અને હિમવૃષ્ટિએ પ્રલયકાળનું રૌદ્રરૂપ ધારણ કર્યું. જાણે મૃત્યુના મુખમાં ધકેલાતા હોય તેમ પાંચે વીરો અખૂટ હિંમત રાખીને વાટ કાપતા હતા. તેમાં પહેલો ભોગ ઇવાન્સનો લેવાયો. હિમનદી ઓળંગતાં તે બરફમાં ગરક થઈ ગયો.

કેટલાક વખત પછી કૅપ્ટન ઓટ્સ ડુકયો. તેના પગ ઠંડીથી એટલા બધા થીજી ગયા હતા કે તેનાથી ચાલી શકાય તેમ હતું જ નહિ. તેમની પાસે હવે જરા પણ ખોરાક હતો નહિ. જે ઠેકાણે રસ્તામાં ખોરાક રાખવામાં આવ્યો હતો, તે જગા ૪૨ માઈલ દૂર હતી. જો તે સ્થળે પહોંચી શકાય તો જ બચાવ થાય અને નહિ તો ચારે જણને બરફને સાથરે સૂવું પડે.

બરફનું તોફાન વધુ ને વધુ પ્રચંડ થવા લાગ્યું. ઓટ્સે જોયું કે તેનાથી હવે આગળ ચલાય તેમ નથી. પોતાને ખાતર પોતાના ત્રણ સાથીઓને મરણ-શરણ થવા દેવા તેના કરતાં પોતે જ મરણશરણ થઈ તેમને છૂટા કરવા એ ઠીક કહેવાય. એ પ્રમાણે નિર્ણય કરી સાથીઓની નજર ચૂકવી તે બરફના તોફાનમાં દોડી ગયો અને થોડે દૂર જઈ હિમસમાધિ લઈ લીધી.

બાકી રહેલા ત્રણ જણાએ બરફના પ્રચંડ તોફાનમાં પણ આગળ ધપવાનું ચાલુ રાખ્યું. ખોરાક-વાળો મુકામ માત્ર ૧૧ માઈલ જ દૂર હતો પણ ત્યાં તો તોફાન એટલું જોરમાં આવ્યું હતું કે તેમનાથી પા માઈલ પણ ચાલી શકાય તેમ હતું નહિ. એટલે તેમણે ત્યાં જ તંબૂ ઊભો કર્યો અને ચામડાની થેલીઓમાં પેસીને તંબૂમાં સૂતા.

બસ, એ સૂતા તે સૂતા જ. એ તંબૂ અને એ સ્થાન તેમનું સમાધિસ્થળ બન્યું. તા. ૨૯ મી માર્ચ ૧૯૧૨ના રોજ ત્રણ સાહસિક નરોનું બલિદાન એ હિમભૂમિએ લીધું.

કે. સ્કોટની મંડળી ઉનાળો પૂરો થતાં પણ પાછી ન ફરી, ત્યારે તેનો શોધ કરવાને ઈ. સ. ૧૯૧૨ના ઑક્ટોબરમાં ડૉ. એટકિન્સન પોતાના બે સોબતીઓને સાથે લઈ નીકળ્યો. તેમણે રસ્તામાં એક ઠેકાણે એક રાવટી જોઈ. તેની અંદર ડોકિયું કર્યું તો ત્રણ વીર પુરુષોના મૃત દેહોને જોયા. તંબુની બહાર ત્રણ સ્લેજ પડી હતી. તેના પર જાતજાતના ખનિજ દ્રવ્યોના અનેક નમૂનાઓ હતા.

એ ત્રણે દેહોને હિમમાં દફનાવ્યા અને તેના પર હિમશિલાથી કબરો ચણી. પછી કે. સ્કોટની ડાયરી અને બીજી ચીજો સાથે લઈ તેઓ ત્યાંથી પાછા ફર્યા જગતે જ્યારે વિગતવાર આ કરુણકથા સાંભળી ત્યારે સર્વ કોઈને આઘાત લાગ્યો.

આ કરુણ ઘટનાને બન્યે આજકાલ કરતાં ૨૮ વર્ષ થઈ ગયાં. તે દરમિયાનમાં કોઈએ એ ભયંકર ભૂમિમાં ભટકવાની ઈચ્છા કરી નથી. માણસનું કુતૂહલ એક વખત શમ્યું તે શમ્યું.

પોપટલાલ અંબાણી

# દેપાળદે

હતા દેપાળદે નામે પ્રજાવત્સલ રાજવી
જે અહોરાત રે'તા'તા પ્રજાનાં હિત ચિંતવી.

ધખ્યા હતા ધોમ ખરા બપોરના,
ખેડૂત સૌએ હળ છોડી છાંયે
બેસી નિરાંતે ભથવારી સાથે
આવેલ ભાતું બટકાવી રયા'તા
ને ધોરીએ શીતળ છાંયડીમાં
દિ'નો બધો થાક ઉતારવાને
વાગોળતા નીરણ જંપી ગ્યા'તા,
એવે સમે રાજવી વેશપલ્ટી
એકાદ સાથી લઈ, ખેડૂલોકનાં
નિહાળવાને સુખદુઃખ જાતે
મહેલના ભોગવિલાસ છોડી
ભમી રહ્યા ખેતર ઝાંખરાંમાં!

અચિંતા એક ઠામે ત્યાં થંભી દેપાળદે જતા
"આ તે છે સ્વપ્ન કે સાચું?" હૈયે એમ વિમાસતા!

ધખી રહ્યા ધોમ બપોરના ને
બીજા બધા ખેડૂત સાંતી છોડી
છાંયે નિરાંતે ભથવારી સાથે
આવેલ ભાતું બટકાવી રયા છે
ત્યારે અહીં લોહીનું પાણી સીંચી
ને સાંતીડે જોતરી બાયડીને
મૂવા વંકે જીવતા ધોરી જોડ
ખેડૂત કો' ખેડી રહ્યો હજીયે!
રે, ડાકુ કે ચોર લુટારૂનેયે
આવે કટાણે નથી કાંધ મારતા.
ને ખેડૂ આ ધોંચી પરોણું મારી
હાંકી રહ્યો બાયડી બેલ જેમ!

સગી આંખે નિહાળ્યું યે સાચું કેમ મનાય આ?
"કેવું દુઃસ્વપ્ન આ જોઉં!" રાજવી આંખ ચોળતા!

નથી નથી સોણલું, સત્ય આ તો!
એ જાણતાં વેંત જ દોટ મૂકી
દેપાળદે ખેડૂત પાસ પ્હોંચ્યા
ને પૂછી રયા પ્રેમથી આમ એને:
"અરે ભલા ભાઈ શું કામને તેં
બિચારી તારી ઘરવાળીને યે
છે સાંતીડે જોતરી બેલ જોડે?"

"શું કરું, ભાઈ, લાચાર એવો હું; નહિ તો વળી
મારોયે હિ' ઉકળે છે કે સાંતીએ બૈરી જોતરું?

"હતી ઘણે મારી કનેય ધીંગા
ધોરી તણી જોડ અજોડ એવી,
પરંતુ આ બે ત્રણ વર્ષ માહીં
ગયાં, અને પોર પડયો દકાળ
–જાણે બીજો છપ્પનિયો–ઇ એમાં
ખૂટી જતાં નીરણ; જોડમાંયલો
મરી ગયો એક, અને બીજો આ
જીવી રહ્યો તે યમની જ આળસે!
ગાંઠે નથી એક ફૂટી બદામે
જે આપીને ધોરી હું લાવું બીજો,
ને હોય આ વાવણીટાણું માથે
એવે સમે કોણ દિયે ઉછીનો?
નથી બીજો કોઇ ઉપાયઃ ને આ
વહી જતું વાવણીટાણું સાચવી
વાવી ન લૌં ધાન અતારના તો
ખાઉં શું હું ને શું ખવાડું આમને?
નસીબ મારાં જ ફૂટેલ એવાં!"
કહી, ઉંડો એક નિસાસ નાખી,
ને આમળી પૂંછડું ધોરીનું એ
મંડી ગયો ખેતર ચાસવા ફરી!

ખેડૂની શામકા'ણી આ સાંભળી રાજવી ઉરે
ઉલ્કાપાત મચ્યો જાણે, નેને અશ્રુ ઉનાં ઝરે!

"કળી કળી જીવ કપાય મારો
છૈયાં સમી રૈયત આ રીબાતી
જોઈ; અરે દોડ, અને જઈને
મોં માગિયાં ચૂકવી મૂલ, ધીંગા
બે જોડ ધોરી લઈ આવ વ્હેલો!"
માથે ચડાવી વચનો નૃપાળનાં
સાથી વળ્યો ગામભણી ઉતાવળો,
ને રાજવી ખેડૂત દંપતી ભણી'
ફરી, કહે વત્સલ આમ એમને:—
"ઘડીક તું ને ઘરવાળી તારી
બેસો અહીં શીતળ છાંયડીમાં
ત્યાં સાથી મારો પળવારમાં તો
બે જોડ ધોરી લઈ આવી પૂગશે!"
વાત્સલ્યથી નીતરતા નૃપાળનાં
આ વેણ કિન્તુ જડ ખેડહૈયે
સ્પર્શ્યાં નહીં, ના ઉર ભીંજ્યું એનું!
એ તો કહે: એક ઘડીય ખોટી
થવું અતારે નહિ પાલવે મને;
વહી જતું વાવણીટાણું મારું
ન સાચવું તો ભરખી જ જાય ને
ભૂતાવળો ભૂખમરાની ભૂંડી
આને, મને, ને અમ છોરુડાંને!"
ને આમ બોલી, ડચકારી ધોરીને
ઉતાવળો હાકલવા મથી રહે:
"ને તે છતાં આ ઘરવાળીની જો
દયા તને આવતી હોય ખૂબ તો
પડે જ તું ત્યાં ઘડી જોતરાઈ
છોડાવ એને મર સાંતીએથી!"

નો'તો આ બોલતો ખેડૂ, વીતેલાં વીતકો જ ત્યાં
ખેડૂની પાસ બોલાવી રહ્યાં'તાં કટુ વેણ આ!

"ઘણી ખુશીથી" કહી રાજવીએ
જરીય ઓછું મનમાં ન આણતાં
ખેડૂતની બાયડીને છુડાવી
જાતે જ ત્યાં ધૂંસરી કાંધ લીધી
ને જોતરાઈ જઈ ધોરી જોડે
મંડી ગયા સાંતીડું ખેંચવા એ!
પૂરો થયો ઉથલ એક ત્યાં તો
ધોરી લઈ માણસ આવી પૂગ્યો
ને જોઈને રાજવીને પનોતા
ધોરી બની ધૂંસરીએ જૂતેલા
થઈ ગયો દિંગ, અવાક્, મૂઢ!

☆

દીવાળી ઢૂકડી આવી, લીલા લ્હેર થઈ રહી,
ડૂંડાં શું ખેડ-હૈયાંયે હિલોળે ચડતાં તહીં!

☆

કહે છે લોક કે'તી કે રત્નગર્ભા વસુંધરા
ખેડી'તી રાજવીએ ત્યાં અમૂલાં રત્ન નીપજ્યાં!

☆

આજેય આ રાજપુરીજુની કથા
સંભારીને સોરઠવાસી ખેડૂઓ
હૈયે ભીને અંતર પોરસાતાં:
પરંતુ ક્યાં રાજવી આજ આવા?

'નીતમ'

# મિત્રો કેમ વધારાય ?

કદાચ કોઈ વાચકને લાગશે કે 'મિત્રો કેમ વધારાય?' એનો જવાબ સાવ સહેલો છે. એ કહેશે કે મિત્રો વધારવા હોય તો બને તેટલી લક્ષ્મી ને કીર્તિ સંપાદન કરવાં કારણ કે શ્રી. ગોવર્ધનરામના શબ્દોમાં કહીએ તો—

" લક્ષ્મી ને કીર્તિ જ્યાં જ્યાં જાય
છાયા જેવા મિત્રો પૂંઠે ધાય. "

પણ, આવા મિત્રો સાચા હોતા નથી.

શ્રી. ગોવર્ધનરામની એ જ કવિતામાં કહ્યું છેઃ

" મળે મિત્રતામાં એ ન કાંઇ,
એ તો સ્વાર્થની છે જ સગાઈ. "

કોઈ પૈસાદારને ઘેર લગ્નપ્રસંગ હોય તે વખતે એમને ઘણા મિત્રો હોય છે એમ દેખાય છે, પણ જો એના પર વિપત્તિ આવી પડે તો તેઓ, એને ત્યજીને ચાલી જાય છે—જેમ મધની આસપાસ ભમતી માખીઓ મધ જતાં ચાલી જાય છે તેમ પૈસો જતાં એવા મિત્રો ચાલી જાય છે.

તેવી જ રીતે કીર્તિ કે સત્તાને લીધે આકર્ષાયેલા મિત્રો ખરા હોતા નથી. આ બાબતનું સત્ય કાર્ડિનલ વુલ્સિને સમજાયું હતું. જ્યારે એ રાજાનો માનીતો હતો, ત્યારે એને સેંકડો મિત્રો હતા, પણ જ્યારે રાજા એના પર ગુસ્સે થયો ત્યારે એના બધા મિત્રો અને અનુયાયીઓ એને છોડીને ચાલ્યા ગયા.

આવાં દૃષ્ટાંતો જોઈને કેટલાક માને છે કે સાચી મિત્રતા દુનિયામાં હોતી જ નથી. શેક્સપિયરના એક નાટકમાં લખ્યું છે કે "ઘણીખરી મૈત્રી ઢોંગ છે અને ઘણીખરી પ્રીતિ મૂર્ખતા છે." પણ આવા અભિપ્રાયો ઘણાના હોતા નથી. આપણે જાણીએ છીએ કે જ્યારે એક બાજુ બેકન જેવા દુષ્ટ મિત્રો હોય છે ત્યારે બીજી બાજુ ડેમન ને પિથિયાસ જેવા સાચા મિત્રો પણ હોય છે.

જો આપણે આપણું મિત્રમંડળ વધારવું હોય તો આપણને બધામાં ભળી જતાં આવડવું જોઈએ, અને મોટાનાનાના અને ઊંચનીચના ભેદો ભૂલી જઈને બધાની સાથે સમતાથી વર્તતાં આવડવું જોઈએ.

કેટલાક એમ માને છે કે બીજાને આકર્ષવા માટે પોતે પૈસામાં, કીર્તિમાં કે બુદ્ધિમાં બીજા કરતાં કેટલા ચડિયાતા છે તે બતાવવું જોઈએ, પણ તેમ કરતાં તેઓ બીજાને આકર્ષી શકતા નથી; ઊલટું, કેટલાકને એમના પ્રત્યે ઘૃણા ઊપજે છે. જો કોઈ પૈસાદાર માણસ આપણને આંજી નાખવા એની નવી મોટરની વાત કર્યા કરે અથવા કોઈ બુદ્ધિશાળી સમાજવાદી કાર્લ માર્ક્સના મહાન સિદ્ધાંતોની વાતો કર્યા કરે, તો કદાચ ને ક્ષણ માટે તેઓ આપણા કરતાં ચડિયાતા છે એમ આપણને લાગે પણ આપણું હૃદય એમના તરફ ન જ આકર્ષાય. જેમ પાણી એક જ સપાટી પર રહે છે તેમ આપણે પણ આપણાથી ચડતા કે ઊતરતા દરજ્જાના લોકો કરતાં આપણા દરજ્જાના લોકો સાથે જ વધારે ભળી શકીએ છીએ. समानशील व्यसनेषु सख्यम्।

૧૯૧૯ ની સાલ પહેલાં આપણી હિંદી મહાસભા ગરીબ લોકોને આકર્ષી શકી ન હતી, કારણ કે મહાસભાના તે સમયના નેતાઓનાં ભવ્ય પોષાક અને ભભકભર્યાં ભાષણોથી એમની અને ગામડાંની પ્રજા વચ્ચે ખૂબ અંતર પડ્યું હતું. જ્યારે મહાત્મા ગાંધીજીએ સાદાઈનો મંત્ર નેતાઓને શીખવ્યો, પોતે છેક જ સાદો પોષાક પહેર્યો અને ગામડાંનાં લોકોને સાવસહેલી ભાષામાં રાજકારણ સમજાવવા માંડ્યું ત્યારે જ ગામડાંઓમાં જાગ્રતિ આવી. પ્રથમ લોકો અંજાતા ખરા, પરંતુ જે સહાનુભૂતિ આપી શકતા નહોતા તે સહાનુભૂતિ એમની સાથે એકત્રિત થતાં સુલભ થઈ.

જ્યારે કોઈની સાથે આપણે મોટા છીએ એવી રીતે વર્તીએ છીએ ત્યારે એની સહાનુભૂતિ મેળવી શકતા નથી. મુંબઈના માજીપ્રધાન શ્રી. ખેરને એક

દિવસ એક પૈસાદાર ઓફિસર મળવા ગયા. ઑફિસરે મોટી મોટી વાતો કરી અને પોતે સમાજસેવા કરવા ઇચ્છે છે એમ કહ્યુ પણ જે રસ્તા શ્રી ખેર બતાવતા હતા તે એમને પસદ ન પડયા, કારણકે એમને મોટા રહીને ગરીબ પર ઉપકાર કરતા હોય એવો દેખાવ કરવો હતો આખરે શ્રી ખેરે કહ્યુ "હું નાનો હતો ત્યારે ભિખારીઓને પૈસો પૈસો ફેકી જતો, પણ મારા દાનથી એમને મારી પ્રત્યે માન ન થયુ ઊલટુ, ભિખારીઓ મનમા મનમા કહેવા લાગ્યા કે આની પાસે આટલા બધા રૂપિયા છે એમાથી પૈસો પૈસો ફેકે છે એમા ઉપકાર, કરતો હોય એવુ શુ બતાવે છે ?"

આપણા બધાની અદર વધારે પડતા પ્રમાણમા અસ્મિતા ( egoism ) હોય છે કદાચ તમને આ વાકય અતિશયોકિત ભરેલુ લાગશે, અને એમ માનતા હશો કે એ નિયમમા તમે પોતે અપવાદ છો પણ જો તમે પ્રામાણિકપણે તમારા માનસનુ પૃથક્કરણ કરશો તો ધાર્યા કરતા ઘણી વધારે અસ્મિતા તમારામા છે એમ તમને જણાઇ આવશે

મિ બર્ટ્રાન્ડ રસેલ એક ચોપડીમા લખે છે 'વાચક, તને કોઇવાર પુસ્તકના એક ટીકાકાર પાસે બીજા ટીકાકારના વખાણ કરવાનુ દુર્ભાગ્ય પ્રાપ્ત થયુ છે ?" અગ્રેજીમા કહેવત છે કે ' એક જ ધધો કરતા બે માણસોના વિચારો કોઇવાર મળતા આવતા નથી * "

આપણે આપણુ એટલુ મહત્ત્વ માનીએ છીએ કે આપણે બધાથી મોટા હોઇએ એ જ આપણને ગમે છે એક વખત ન્યુયોર્કની ટેલિફોન કપનીએ કયો શબ્દ ટેલિફોન પરની વાતચીતમા સૌથી વધારે વખત વપરાય છે તેની તપાસ કરી તેમા જ ણાયુ કે ૫૦૦ વાતચીતોમા "હું" શબ્દ ૩૯૯૦ વખત વપરાયો હતો !

જ્યારે તમે બીજા સાથે પડાવેલો ગ્રુપ ફોટોગ્રાફ જુઓ છો, ત્યારે તમે કોનો ફોટોગ્રાફ પહેલો જુઓ છો ? તમને તમારામા જેટલો રસ છે તેટલો બીજા કોઈમા નથી હોતો

* Two of a trade never agree

આવી અસ્મિતા માત્ર સામાન્ય માણસોમા જ હોય છે એમ નથી મહાન પુરુષોમા પણ તે હોય છે અને દેશસેવકોમાં પણ તે દેખાય છે વીસ વર્ષ સુધી હિંદુસ્તાનની નિસ્વાર્થ સેવા કરનાર મધ્ય પ્રાતના માજી મુખ્ય પ્રધાન ડૉ. ખરેની પડતી આ જ કારણને લીધે થઈ એઓ મુખ્ય પ્રધાન હતા છતા મહાસભાની કારોબારી સમિતિના સભ્યો કહે તે પ્રમાણે કરવુ એ એમની અસ્મિતાને હીણપત આપનારુ લાગ્યુ

આવી અસ્મિતા દરેક માણસમા છે એ મહાન સત્ય જો તમે યાદ રાખશો અને સામાની અસ્મિતાને હાનિ ન પહોચાડવાનુ ધ્યાન રાખશો, તો તમે ઘણા મિત્રો બનાવી શકશો 'હમેશા સામાને અગત્ય આપવી' એ સુવર્ણ નિયમ છે વાતચીતમા 'હુ અને તમે જઈશુ' એમ કહેવાને બદલે 'તમે અને હું જઈશુ એમ કહેવુ જોઈએ

જો આપણે બીજાના સુખસગવડ અને એમના આનદનો હમેશા ખ્યાલ રાખીશુ તો આપણુ મિત્ર મડળ ઘણુ મોટુ થશે આ સત્ય સ્વતઃસિદ્ધ છે એમ વાચકને લાગશે, અને છતા એ નિયમનુ ઉલ્લઘન આપણે એક દિવસમા કેટલીયે વાર કરીએ છીએ ? આપણાથી ઉમરમા નાના અથવા આપણા હાથ નીચે કામ કરનારા પર કેટલી વાર ચીડાઈએ છીએ ? વાતચીત કરવામા કેટલીએ વાર ઉશ્કેરાઈ જઈએ છીએ ? આપણને જ ગમતા વાતચીતના વિષયો કેટલી વાર શોધીએ છીએ ? આપણી મોટાઈ બતાવવાનો કેટલી વાર પ્રયત્ન કરીએ છીએ ?

ઘણીવાર દુકાનદાર પણ ઘરાક પ્રત્યે વિવેક રાખતા નથી 'તમે બહુ રકઝક કરો છો !' અથવા 'નહોતુ લેવુ ત્યારે મહેનત શુ કામ કરાવી ?' એવા અવિવેકી વાકયો પણ ઘરાકને સાભળવા પડે છે ને જો ઘરાક પ્રત્યે વિવેક વાપરવામા આવે તો તેમની સખ્યા ખૂબ જ વધે એટલે વેપારનો સુવર્ણ નિયમ એ છે કે ઘરાક કદી ખોટો હોય નહિ, × એટલે કે ઘરાક ખોટો છે એમ એને કોઈ દિવસ કહેવુ નહિ. વિવેકને અભાવે

× The customer is never wrong

કેટલીક વાર અસંતોષ પામેલા ઘરાકને પણ સંતોષ આપી શકાય છે. એક વખત એક ઘરાકે ભૂરો કોટ વેચાતો લીધો. થોડા દિવસમાં કોટનો રંગ ખમીસને લાગવા માંડ્યો એટલે કોટ લઈને તે વિશે ફરિયાદ કરવા દુકાને ગયો. ત્યાં દુકાને બેઠેલા વેચનારે કહ્યું, "અમે સેંકડો કોટ વેચ્યા છે, પણ આવી ફરિયાદ અમારે કાને આવી નથી." એટલી વારમાં દુકાન પર બેઠેલા બીજા એક વેચનારે ઉમેર્યું, "થોડો રંગ તો ઊતરે. આવા સોંઘા કોટમાં એમ જ થાય." ઘરાકને આવાં અવિવેકી વાક્યોથી ખૂબ જ ક્રોધ ચડ્યો. એટલામાં દુકાનનો માલિક ત્યાં આવી પહોંચ્યો અને તેણે ઘરાકની ફરિયાદ શાંતિથી સાંભળી એટલું જ નહિ, પણ તે માટે દિલગીરી દર્શાવી. જ્યારે ઘરાકે બોલવાનું પૂરું કર્યું ત્યારે શેઠે કહ્યું, "તમે કહો તે કરવાને હું તૈયાર છું." આ વિવેકથી ઘરાકને શું કરવું તેની સૂઝ પડી નહિ. પછી શેઠે કહ્યું, "તમે આ કોટ અઠવાડિયું વાપરી જુઓ. રંગ ઊતર્યા જ કરશે તો હું તમને કોટ બદલી આપીશ. તમને તકલીફ પડી છે માટે માફ કરજો." ઘરાકે કોટ ફરી વાપરી જોયો તો રંગ ઊતરતો બંધ થઈ ગયો હતો.

વિવેક અને મીઠાશથી ઘણા મિત્રો મેળવી શકાય છે. એક મધના ટીપાંની આસપાસ કેટલી માખીઓ ભમે છે! તેજ પ્રમાણે તમારામાં મીઠાશ હશે તો તમારી તરફ ઘણા મિત્રો આકર્ષાશે.

મીઠાશથી તમે તમારું બૂરું ઇચ્છનારાને પણ જીતી શકશો. જેવી રીતે ભમરો વાંસમાં કાણું કરી શકે છે, પણ કમળમાં ભરાઇ ગયો હોય તો તેમાં ગુંગળાઇને મરી જાય છે, તે જ પ્રમાણે દુષ્ટતા દુષ્ટતા સામે ઝઝૂમી શકે છે પણ પ્રેમ આગળ તે હારી જાય છે.

મીઠાશ ઘણા પ્રકારની હોય છે. એનો એક પ્રકાર એ છે કે કોઇએ આપણે માટે કંઇ પણ કર્યું હોય તો તેની કદર કરવી જોઈએ. મેં એવું ઘણી વાર જોયું છે કે જલસામાં એક બાજુ ગવૈયો ગાતો હોય અથવા છોકરીઓ ગરબા ગાતી હોય અને બીજી બાજુ સાંભળનારાઓ વગર સંકોચે વાતો કરતા હોય. આ ઘણું જ અસભ્ય છે, અને ગીત પૂરું થયા પછી તાળી પાડવાથી એ અસભ્યતા ભૂંસાઈ જતી નથી. ઇંગ્લંડમાં જલસાઓમાં લોકોને ગીત ગમતું હોય કે ન ગમતું હોય તોપણ તેઓ શાંતિ રાખે છે. ફ્રાંસમાં એક જલસામાં હું હાજર હતો તે વખતે એક જણને સીગારેટ પીવાની ના પાડવામાં આવી કારણકે તેમ કરવાથી ગાનાર પ્રત્યે અસભ્યતા દર્શાવી ગણાય. જેમ ગાનાર આપણને આનંદ આપવાનો પ્રયત્ન કરે છે તેમ આપણે પણ એને શાંતિથી સાંભળીને એની કદર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ

જ્યારે કોઈ આપણી સેવા પ્રેમથી કરતું હોય ત્યારે તે સેવા ગમે તેટલી નાની હોય તોપણ તેની કદર આપણે ખુલ્લા હૃદયથી કરવી જોઇએ. મહાન વ્યક્તિઓ નાની સેવાઓની પણ બહુ કદર કરે છે જેમકે:—

> શબરીકા બેર, સુદામા કે તાંદુલ,
> રુચિ રુચિ ભોગ લગાયો;
> દુર્યોધનકા મેવા ત્યાગો
> સાગ વિદુર ઘર ખાયો.

જો તમે કોઈ મિત્રને ત્યાં મળવા ગયા હો અને કોઇ નાનો છોકરો તમારે માટે ખુરશી લઈ આવે અને તમે કહો 'કેવો ડાહ્યો છોકરો છે!' તો એ બાળકને કેટલું ગમે? તમારે માટે પાણી લાવે અને તમે 'થેંક્યુ' કહો અથવા એવી કોઈ રીતે એની સેવાની કદર કરો તો એ કેટલો રાજી થાય? છતાં, આવી ઝીણી બાબતો પર આપણે કેટલું લક્ષ આપીએ છીએ? આપણે યાદ રાખવું જોઇએ કે ક્ષણ ક્ષણ મળીને વર્ષ બને છે અને કણકણ મળીને ડુંગરાઓ બને છે. દયાનાં અને પ્રેમનાં નાનાં નાનાં કૃત્યોથી આ જગતને સ્વર્ગના જેટલું સુખી બનાવી શકાય.×

જેમ બીજાની સેવાની કદર કરવી જોઇએ તેમ બીજામાં કોઈ પણ સારો ગુણ જોઈએ અથવા એનું

× Little deeds of kindness,
Little words of love,
Help to make earth happy
Like the heaven above.

કોઈ સારું કાર્ય જાણીએ ત્યારે તેનાં આપણે વખાણ કરવાં જોઈએ. પોતે જે કરે તેનાં વખાણ સાંભળવાની ઈચ્છા દરેકને હોય છે. 'ખુશામત ખુદા કો ભી પ્યારી હૈ' એમ કહેવાય છે. તમે બજારમાંથી વસ્તુઓ ખરીદી લાવ્યા હો અને તમને કોઈ કહે, 'તમે છેતરાયા' અથવા 'કચરા જેવો માલ આવ્યા છો' તો તમને કેવું લાગશે ?

આવી ઈચ્છા નાનામોટા દરેકને હોય છે. રોમના સમ્રાટ નીરોને એના સંગીતનાં વખાણ કોઈ કરે તે બહુ જ ગમતું. એ મરણપથારીએ હતો ત્યારે એક મિત્રે એને કહ્યું, "તમારા મૃત્યુથી જગત એક સમ્રાટ ખોશે એના કરતાં એક સંગીતશાસ્ત્રી ખોશે એ વિચારથી મને ઘણું દુઃખ થાય છે." આ વખાણ નીરોને ઘણાં જ ગમ્યાં હતાં ( જો કે એમ કહેવાય છે કે નીરોને સંગીત સારુ આવડતું નહોતું ).

ઇમર્સન કહે છે, " દરેક માણસ કંઈ ને કંઈ બાબતમાં મારાથી ચડિયાતો છે. તે બાબતમાં હું એની પાસેથી શીખી શકું છું. " માટે જ્યાં તમે કંઈ પણ સારું જુઓ ત્યાં એનાં વખાણ કરો. તમે કેટલા મોટા છો અને કેટલું જાણો છો એનો વિચાર કરવાને બદલે બીજા પાસેથી તમે કેટલું શીખી શકો છો તેનો ખ્યાલ રાખો. કહેવાય છે કે નેપોલિયન પોતાના પલંગની પાસે મધમાખીનું ચિત્ર રાખતો કારણકે મધમાખીની ચંચળતા અનુકરણીય છે. જો દુનિયાનો મહાન વિજેતા નેપોલિયન એક મધમાખી પાસેથી શીખી શકે તો મારા-તમારા જેવા આપણી આસપાસના લોકો પાસેથી કેટલું બધું શીખી શકીએ ! હિંદુસ્તાનમાં હિંદુ-મુસલમાન ઐક્ય માટે આપણને ઘણી મહેનત કરવી પડે છે, જ્યારે સહકારનો સુંદર દાખલો આપણે કીડી જેવાં નાનાં પ્રાણી પાસેથી લઈ શકીએ છીએ.

આ પ્રમાણે જો આપણે બીજાઓની કદર કરીને એમની પાસેથી કંઈ ને કંઈ શીખવાનો પ્રયત્ન કરીશું તો આપણને ઘણા મિત્રો થશે.

અપૂર્ણ ]

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ
એસ. એસી સી (લંડન)., બાર-એટ-લૉ.



# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]

૧૩

## દૂધ

ભારતવર્ષમાં ગાયના દૂધનો મહિમા ગોપાળકૃષ્ણે વધાર્યો. ગાયના દૂધ જેવી ગુણકારી અન્ય વસ્તુ નથી એમ કહેવાય છે. પરંતુ જે દેશમાં ગાયને દેવતા ને માતાનું બિરુદ આપવામાં આવ્યું છે, તે દેશમાં આજે ગાયનું દૂધ દવા માટે પણ પૂરતું મળતું નથી. જ્યાં જોઈએ ત્યાં ગાયના દૂધની અછત. શિવાજી મહારાજે ગાયોના સંરક્ષણ માટે પોતાના પ્રાણની પણ પરવા કરી નહોતી. એમના જ મહારાષ્ટ્રમાં બાલબચ્ચાંને ગૌમાતાનું દૂધ મેળવતાં ખૂબ જ મુશ્કેલી પડે છે.

મહારાષ્ટ્ર આજે ભેંસના ઘીદૂધ પર પોષાય છે. મહારાષ્ટ્ર નામનો જ ગોભક્ત છે, કૃતિથી ભેંસનો ઉપાસક ઠરે છે. માતાના દૂધ વડે મહારાષ્ટ્રની ઉછેર થતી નથી. આહારની જો આચાર પર અસર થતી હોય તો ભેંસનાં ઘીદૂધની પણ મહારાષ્ટ્ર પર અસર થતી હોવી જોઈએ. ગાયના દૂધથી આળસ આવતી નથી. ગાય કદી કાદવમાં આળોટતી નથી, ખાબોચિયામાં ડૂબકીઓ મારતી નથી. ગાયથી દુર્ગંધ સહન થતી નથી. ગાય સામાન્ય રીતે વધારે વખત બેસતી નથી, ઘણુંખરું ઊભી હોય છે. ગાયના દૂધ પર ઉછરનાર રાષ્ટ્ર આળસુ હોતાં નથી, કાદવમાં સડતાં નથી, સદા તે ખડાં હોય છે. દેશને માટે પ્રાણ આપનારા લોકો ત્યાં વસે છે. ગાયના દૂધથી માણસની ઊંચાઈ વધે છે એમ જપાનમાં પ્રયોગથી સિદ્ધ કરવામાં આવ્યું છે. જાપાનમાં છોકરાંને નાની ઉમ્મરમાં દૂધ દેવાના ખૂબ પ્રયત્નો થઈ રહ્યા છે. જાપાની લોકોની ઊંચાઈ વધારવા જાપાન સતત પ્રયત્ન કરે છે.

મહારાષ્ટ્રના લોકોની સરાસરી ઊંચાઈ ઓછી થતી જાય છે. શરીરની ઊંચાઈ સાથે મન ને બુદ્ધિની ઊંચાઈ પણ ઓછી થાય છે. ઊંચાં શરીર ને વિશાળ મન મહારાષ્ટ્રમાં દિવસેદિવસ નિર્બળ ને દુર્દશાવાળાં બનતાં જાય છે. ગાયના દૂધથી શરીરની ઊંચાઈ વધે છે, તે ઉપરાંત મન, હૃદય ને બુદ્ધિ પણ ઉચ્ચ કક્ષાનાં બને છે એ નિઃશંક છે. પણ મહારાષ્ટ્ર એ બાબતમાં કેટલો ફાયદો ઉઠાવે છે એ વિચારવા જેવો પ્રશ્ન છે. ભેંસના ઘી-દૂધના ગુણ મહારાષ્ટ્રીઓના અંગમાં ધીમે ધીમે ઊતરે છે. ભેંસને ડૂબકીઓ મારવી ગમે છે, ભેંસને કાદવમાં આળોટવું ગમે છે. સંકુચિતપણાનાં ખાબોચિયાંમાં મહારાષ્ટ્રીઓને રહેવું પ્રિય લાગે છે, કલહ મત્સરના કાદવમાં રહેવું તેમને ગમે છે. પાડાના ગુણો અમારામાં જણાય છે. સર્વે તરફ વાંકી નજરે જોવું, ઉન્મત્ત થઈ સર્વેને મારવા દોડવું, અને કોઈને પણ ઉપયોગી ન થવું એ પાડાના ગુણધર્મ છે. પાડો એકલો જ રૂઆબભર્યો શિંગડાં ચડાવતો રહેવાનો. એ નથી જાણતો સહકાર કે ઉદારતા. સંત અને વીર પુરુષોના મહારાષ્ટ્રમાં આ દુર્ગુણો આજે ફૂટી નીકળ્યા છે. આપણા પૂર્વજોએ યમરાજનું વાહન પાડો ગણ્યો છે. એમાં મહાન અર્થ સમાયેલો છે. જે લોકો પાડા પેઠે ફર્યા કરે છે અને કંઈ ઉપયોગમાં આવતા નથી, જે લોકો ઉન્મત્ત બની બીજાને મારવા માટે જ દોડે છે, જે નિરુદ્યોગી બની ધૂળકાદવમાં આળોટયા કરે છે, એમના પર મૃત્યુ જરૂર આરૂઢ થશે. જે રાષ્ટ્રો આળસુ બની પડ્યાં રહે છે અને કદાચ ઊઠે જ તો એક બીજાને મારવા માટે જ ઊઠે છે, તે રાષ્ટ્રો પર મૃત્યુદેવની સ્વારી થાય છે. આજે ભારતવર્ષને મૃત્યુની છાયા લાગી છે, કારણ પાડાના ગુણદોષ રાષ્ટ્રમાં સ્થળે સ્થળે વ્યાપક બન્યા છે.

"ભેંસને કાદવમાં પડી રહેવું ગમે છે, તેમ એના પૂજકોને પણ ગંદકીમાં પડયા રહેવું ગમે છે. ગામડાંમાં જઈને જુઓ : ગામડાં ઉકરડાઓ પર વસેલાં છે એમ જણાશે. લોકો શૌચક્રિયા માટે દૂર જતા નથી. તેઓ જ્યાં ત્યાં ગંદકી કરી મૂકે છે. શહેરમાં તો લોકો છોકરાંને ઘરની સામે બહાર રસ્તા પર શૌચક્રિયા માટે બેસાડે છે. પૂનામાં એક ડહેલીમાં રહેતી બાઈએ એક દિવસ એના છોકરાને બહાર શૌચક્રિયા માટે બેસાડયો. નગરપાલિકાના નોકરે તે છોકરાને ઉઠાડી મૂકયો. છોકરો રડતો રડતો ઘરમાં ગયો. તેની મા નાગણ પેઠે ફૂંફાડા મારતી બહાર આવી. તેણે નોકર પર ગાળોની વૃષ્ટિ કરી. અંતે તેણે કહ્યું, "સ્વરાજ્ય મળવા દે, પછી જોઉં છું કે મારા છોકરાને કોણ ઉઠાડે છે!" આ શબ્દો મેં જાતે સાંભળેલા અને આ પ્રસંગ સગી આંખે જોયેલો. એ શબ્દોથી મને માત્ર એટલા પૂરતો આનંદ થયો કે લોકમાન્યે ઉચ્ચારેલ સ્વરાજ્ય શબ્દ ચૂલા સુધી તો જઈ પહોંચ્યો છે. સ્વરાજ્ય એટલે સ્વાતંત્ર્ય. સ્વરાજ્ય એટલે પોતાના હાથમાં સત્તા હોવી એમ સ્ત્રીઓને સમજાયું છે અને એમને એ જોઈએ છે. પરંતુ એમને ગંદકીમાં સડવાની અને ગંદકી કરવાની સ્વતંત્રતા જોઈએ છે. મરજીમાં આવે ત્યાં કચરો નાખવા, એંઠવાડ ફેંકવા, અને શૌચક્રિયા માટે જાહેર રસ્તા પર બેસવા તેમને સ્વરાજ્ય જોઈએ છે!

આવા આ અવગુણો ભેંસના દૂધધીના સેવનથી નિર્માણ થયા છે. પીઈશ તો ગાયનું જ દૂધ પીઈશ, નહિ તો બીજા કોઈનું નહિ, એવાં વ્રત લેનારા લોકો નીકળવા જોઈએ. ગાયના દૂધની માગણી થયા વિના ગાયનું સંવર્ધન અને સંગોપન બરાબર થશે નહિ. જેમ પહેલાં છ્છ-સાતસાત રૂપિયા ખરચી ખાદીનાં પોતિયાં કેટલાક વાપરવા લાગ્યા ને તેથી જ પછી ખાદીનો વપરાશ વધ્યો, તેમ ગાયનું દૂધ પણ શરૂઆતમાં મોંઘું પડશે, પરંતુ આરંભ થવો જ જોઇએ. ગાયનું દૂધ પીનારાઓના સંઘ સ્થપાવા જોઈએ. ત્યાં ગોદુગ્ધ પ્રાશનના સમારંભો થવા જોઈએ. મનુષ્યને વ્રતો આવશ્યક છે, પરંતુ તે પરિસ્થિતિ પ્રમાણે બદલાતાં હોવાં જોઈએ. વ્રત વિનાનો મનુષ્ય એટલે ગધેડો, એમ સંતોએ લખ્યું છે. આ યુગમાં હું ખાદી વાપરીશ, હું ગાયના જ દૂધનું સેવન કરીશ, હું બીજી વસ્તુઓ શકય તેટલી સ્વદેશી જ વાપરીશ, રોજ કંઈ પણ શારીરિક મહેનત કરીશ, અસ્પૃશ્યતામાં માનીશ નહિ, ઇત્યાદિ વ્રતોની સર્વેએ દીક્ષા લેવી જોઈએ. એનું પાલન અઘરું છે માટે જ કરવા યોગ્ય છે. પછાત રાષ્ટ્રોએ આગળ વધવા 'અઘરું' એ શબ્દનો કદી પણ ઉપયોગ કરવો નહિ. તેને બધું જ સહેલું ને સસ્તું જોઈતું હોય તો તેનો ઉત્કર્ષ કદી યે થશે નહિ.

મામાને ત્યાં ભેંસનું જ દૂધ લેવામાં આવતું. પરંતુ નાની છોકરી માટે ગાયનું દૂધ લેવાતું. ગવળી પાસે જઈ ભેંસને નજર સામે અમે દોવડાવતા. હું ને મોટાભાઈ ત્યાં જતા, પરંતુ અમારી આંખમાં ધૂળ ફેંકી અમને તે ફસાવતો. વટલોઈ હાથમાં પકડી ભેંસ નીચે એ બેસતો. પહેલી ધાર વટલોઈની અંદરની બાજુ પર વગાડતો, ધારનો અવાજ સંભળાતો અને અમે માની લેતા કે વાસણમાં પાણી નથી. પરંતુ એમાં ખરે જ પાણી રહેતું. બેચાર ધાર બાજુ પર વગાડી અમારા મનનું સમાધાન દોનાર કરી દેતો. પણ એક દિવસે અમે તેને પકડયો. હંમેશ મુજબ વાસણ લઈ તે ભેંસ નીચે બેઠો. અમને શંકા આવી કે વાસણમાં કંઈક છે. દોનારે ટણક દઈ ધારનો અવાજ કર્યો. ને હું છાણની ગંદકીમાં થઈ આગળ વધ્યો. "ભેંસ વગાડશે, અહીં આવશો નહિ; લાત મારશે, શિંગડાં ભટકાવશે, ભડકશે," એમ ગવળી ને ગવળણ કહેવા લાગ્યાં. છતાં યે હું આગળ વધ્યો. પાસે જઈ મેં વાસણ હાથમાં લીધું ને જોયું તો અંદર પાણી! ગવળી ગવળણનાં મોં ઊતરી ગયાં. "આંચળ ધોવા માટે લાવેલો, તે અંદર જ રહી ગયું," એમ તે કહેવા લાગ્યો. પરંતુ એ નિરર્થક હતું. અમે બંને ભાઈઓ કોપે ભરાયા. અમારા પગે હાથ મૂકી 'ફરીથી હવે આવું કરીશ નહિ,' એવા ગવળીએ સોગંદ ખાધા. અમે નાનાં બાળકોએ એને ક્ષમા આપી.

# વૈજ્ઞાનિક શોધો

૨

## સત્ય અને સાબિતી

"દરેક પ્રતિભાશાળી વ્યક્તિમાં પહેલો અને છેલ્લો જરૂરનો ગુણ સત્ય પ્રતિ પ્રેમ છે."

ગોથે

"માણસમાં ગમે તેટલી મહાન શક્તિઓ હોય પણ તેનામાં સત્યશોધકની દિવ્ય વૃત્તિ ન હોય તો તે વિજ્ઞાનનું એક પણ મહાન કાર્ય કરી શકતો નથી."

હક્સલી

"સત્યની સાક્ષી રહેવું હોય તેને ઊંચે અને આગળ વધવું જ જોઇએ."

જે. આર. લોવેલ

"જો પરમેશ્વર પોતાના એક હાથમાં નિર્મળ સત્ય રાખે, અને બીજા હાથમાં હંમેશાં સત્ય તરફ પ્રગતિ કરવાની વૃત્તિ રાખે અને તે સાથે મારી હંમેશા ભૂલ થાય એવી શરત રાખે અને કહે, 'પસંદ કર,' તો હું તેના બીજા હાથ તરફ નમ્રતાથી નમું અને કહું 'હે જગતના તાત, આ મને આપો; શુદ્ધ નિર્મળ સત્ય તો ફક્ત તમારે જ માટે છે.'"

જી. ઇ. લેસિંગ

વૈજ્ઞાનિક હંમેશાં સત્ય માટે જ પોતાના દિવસ ગાળે છે, અને સત્ય માટે દુનિયાની સામે ઝઝૂમવા તે તૈયાર હોય છે. પ્રયોગશાળામાં કે ખેતરમાં, શીખવાની શરૂઆત કરે ત્યારથી પોતાનું આખું જીવન વિજ્ઞાનનો અભ્યાસી અનુભવે છે કે, બરાબર અવલોકન કરી તેની સાચી નોંધ કરવામાં આવે તો જ યોગ્ય પરિણામ લાવી શકાય છે. સત્યને માટે ચીવટભરી દરકાર એ તેની પ્રકૃતિનો ભાગ થઇ રહે છે, અને તેની શોધવાની ક્રિયા તેના જીવનમાં શુદ્ધિ રેડે છે. પ્રકૃતિના અભ્યાસ માટે નામના મેળવી હોય તેવા કોઈ પણ માણસનું જીવન વાંચો તો તમને માલમ પડશે કે વૈજ્ઞાનિક માનસ માટે બીજા બધા ગુણો કરતાં સત્યની કિંમત વધારે છે.

પ્રકૃતિનું સત્ય શોધવા સત્યમાનસ જરૂરનું છે. સત્શોધક જે પરિણામ મેળવવાની આશા રાખે છે અને જે પરિણામ મેળવે છે તે બે વચ્ચે ઘણો તફાવત છે. પણ પોતાની આશા ત્યજી દઈને જે નવો પ્રકાશ પડે તેને અનુસરે તો જ તે વૈજ્ઞાનિક જ્ઞાનમાં યોગ્ય વધારો કરી શકે. વિજ્ઞાન જે શુદ્ધ સોનું છે તે આ પદ્ધતિથી મેળવેલાં પરિણામ અને સિદ્ધાંતોને આભારી છે. સામાન્ય સિદ્ધાંતને ન અનુસરે એવા દાખલાનો અભ્યાસ કરીને, અપવાદ ખોળી કાઢવાની દૃષ્ટિ હોય તો, પહેલાં નક્કી કરેલા વિચાર પ્રમાણે ન હોય તેવા દાખલાઓને દૂર કરવાને બદલે તપાસવાને તૈયાર માનસ હોય તો જ પ્રગતિ થઈ શકે છે.

ચાર્લ્સ ડાર્વિનનું ખાસ લક્ષણ આ જ હતું. તે કુદરત સમક્ષ ઊભો રહેતો અને સામાન્ય નિયમથી જે કાંઈ ફેરફાર હોય તે તરત જોઈ શકતો. તેનો પુત્ર કહે છે: મારા પિતાની વાડીમાં એક માનીતો માળી હતો તેને તે પ્રયોગનું પરિણામ કહેતા. પરિણામ ઊંધું આવે તો માળી ખુશ થતો, પિતા નાસીપાસ થતા, પણ એટલું જ કહેતા કે એ નાના પ્રાણીઓ તેની ધારણા પ્રમાણે ન વર્ત્યાં. પણ તેમને તેથી જરાએ ગભરાટ ન થતો અને

ઘણીવાર તેમાંથી નવી શોધ થતી. અવલોકનથી પોતાની માન્યતાનો ટેકો જતો રહે એટલે સત્યના પ્રેમને લીધે તે નહિ ધારેલું પરિણામ આવતાં તેની ફરી તપાસ કરવા લાગતા.

વિજ્ઞાનનો શોધક નિયમના અપવાદને આવકાર આપે છે; એ નિયમની તેણે કસોટી કરી છે અને તેમાં ખામી માલમ પડી છે એટલા માટે નહીં, પણ તેની ખાત્રી થાય છે કે હજુ નવું જ્ઞાન મેળવવાનું છે તે માટે. આ બાબતમાં સામાન્ય માણસના માનસથી વૈજ્ઞાનિક માનસ જુદું પડે છે. સામાન્ય માણસો થોડા દાખલાના અનુભવથી પોતાનો મત બાંધે છે અને જે માન્યતા તેમને ગમતી હોય છે તેની વિરુદ્ધ જતી બાબતોને દૂર રાખવામાં ચતુર હોય છે, બધું સત્ય સાપેક્ષ અને થોડા વખતનું ગણે અને સ્વીકારાયેલા નિયમની બહારનો દાખલો મળતાં આનંદ પામે એવું માનસ તેઓ સમજી શકતા નથી. નિરપેક્ષ સત્ય માણસ ન સમજી શકે, પણ કુદરતને શુદ્ધ મનથી નિહાળી જોયેલી વસ્તુઓ સંબંધી સત્ય હકીકત રજુ કરવી એ દરેકથી બને તેવું છે.

વૈજ્ઞાનિક તાલીમ આવું માનસ કેળવે છે. સત્યની પવિત્રતા માટે હકૂઝલીને ધર્મના જેવું ઝનૂન હતું. વિજ્ઞાન કે સમાજ સત્ય વિના ટકી શકે નહીં. વિજ્ઞાનના બધા કાર્યનું લક્ષ સત્ય પામવાનું છે.

સત્યનો પ્રેમ એ શરૂઆત છે, એ અંતિમ ધ્યેય છે. તે પોતાના મિનારાની ટોચ ઉપરથી આકાશનું નિરીક્ષણ કરતા ખગોળવેત્તામાં તેમ જ દરિયાની રેતી તપાસનાર સૃષ્ટિવિજ્ઞાનના અભ્યાસીમાં છે, વૈજ્ઞાનિક જીવનના હૃદયમાં છે. આ ભાવનાથી કુદરતના મંદિરમાં પ્રવેશ કરવાનું છે અને એ ભાવના હશે તો જ તેના મંદિરમાં પ્રવેશ થઇ શકશે.

જ્ઞાનની પેટીની આ એકલી ચાવી છે. તે બંધ છે, તાળું વાસેલું છે. પણ ચાવી તમારી પાસે છે. ધીમેથી અને દૃઢતાથી તાળું ખોલો. કઇ ચાવી? સત્યનો પ્રેમ. બીજી ચાવી નહીં બેસે. ગમે તેટલી ચતુરાઇથી પણ ખોટી ચાવી તેને નહી ઉઘાડી શકે, હથોડી નહીં તોડી શકે. પણ સાચી ચાવી વડે બાળક પણ સહેલાઇથી ઉઘાડી શકે, ઉઘાડે છે.

મનુષ્ય છે ત્યાં સુધી સત્યની શોધ રહેશે, કારણ કે સત્યની શોધ એટલે જ્ઞાનની શોધ. વૈજ્ઞાનિક સત્યમાં અન્ત છે જ નહીં. એટલે તેમાં 'બસ આ જ ખરું' એમ ના થઈ શકે. જ્યાં આ ભૂલાયું કે વિજ્ઞાનની પ્રગતિ અટકી. તેના સેવકો બધા યુગમાં, ધર્મની બાબતમાં જેમ થયું છે તેમ, નવી વિદ્યાને જન્મતાં જ ગૂંગળાવી નાખવાના.

પૃથ્વી ઉપર જીવન શરુ થયું ત્યારથી તેમાં વિકાસ થયો છે. નવાં અને વધારે ઉમદા શરીરો પ્રગટ થયાં છે. બળ અને કદમાં ઘણાં પ્રાણીઓ માણસ કરતાં ચડિયાતાં છે, પણ જ્ઞાનને લીધે તે સર્વોપરિ છે કુદરતની શક્તિઓ ઉપર પૂર્ણ અંકુશ મેળવી તેને પોતાના ઉપયોગમાં લઈ શકે એ દિવસની નજીક વિજ્ઞાનની દરેક શોધ મનુષ્યને લાવે છે. એક જીતથી બેસી રહેવાનું નથી પણ અજાણ્યા પ્રદેશમાં ફરી ફરી જઈ જીતો મેળવવાની છે. મનુષ્યે પોતાના જ્ઞાનના ભંડારમાં પેઢી દર પેઢી વધારો કરવો જોઈએ. જે માણસ પોતાની પ્રજાની પ્રગતિમાં ફાળો આપતો નથી તે પોતાનું ધન દાટી બેસી રહેનાર આળસુ જેવો છે.

આપણને જે વારસો મળ્યો હોય તેમાં ઉમેરો ન કરીએ તો મનુષ્યનો વિકાસ થાય નહીં, કોઈ પણ પ્રાણીનો વિકાસ થાય નહીં. ઘણાં એવાં પ્રાણીઓ છે કે જે યુગોના યુગો પહેલાં જે સ્થિતિમાં હતાં તે સ્થિતિમા આજ પણ છે. એમ થાય તો પ્રાણીવિકાસ અટકે. પોતાના તેમ જ બીજાના અનુભવથી શીખીને મનુષ્યજાત આ સ્થિતિએ પહોંચી છે. જે જ્ઞાન વડે મનુષ્ય પશુસૃષ્ટિથી ઊંચે આવ્યો છે તે જ્ઞાનમાં વધારો કરી આપણે આપણી જાત પ્રત્યેનું દેવું, ભવિષ્યની પ્રજાનું દેવું વાળવું જોઈએ.

વિશ્વનું ચર્મચક્ષુ વડે ભેળવેલું જ્ઞાન એક ખીલની કળી છે. તેની સંપૂર્ણ સ્થિતિ જોઈ શકાય તેવી નથી. એટલું કબૂલ કરવામાં આવે તો વિજ્ઞાનની મુક્તિ થઈ ગઈ. કુદરત કોઈ પણ વ્યક્તિને-

કોઈ પણ પેઢીને ( generation ) સત્યનો ઇજારો નથી આપતી, તેમ પોતાના નામનો સરમુખત્યારપણાનો હક પણ નથી આપતી. તેના માર્ગ પોતાથી સમજી શકાય તે પ્રમાણે વૈજ્ઞાનિક સત્યને માટે કામ કરવાનું છે. પણ તે ભવિષ્યની પ્રજાને માટે ટ્રસ્ટી છે, તેથી વધારે નથી. તેને પછીથી થનાર પ્રજાનાં કાર્યો નક્કી કરવાની કે તેની સ્વતંત્રતાની હદ બાંધવાની સત્તા નથી. સંપૂર્ણ સત્ય મળ્યું એમ માણસો માને કે તેઓ શોધને અટકાવવાના, અને પોતાનાથી જુદી દૃષ્ટિએ જોનાર ઉપર જુલમ કરવાના. વિજ્ઞાનમાં આ સ્થિતિ ન જોઈએ: તે તો શોધ, તપાસને નોતરે છે, ટીકાને આવકાર આપે છે, અને જૂનાં સત્યોની જગા લે અથવા તેમની પૂર્તિ કરે એવાં નવાં સત્યો પ્રગટ થતાં તે આનંદ પામે છે.

જુદી જુદી દિશામાં માણસો સત્યની શોધમાં ફરે છે ત્યારે તેમને માલૂમ પડે છે કે પહેલાં થઈ ગયેલા શોધકોની ભૂલો સુધારી તેઓ શીખી શકે છે, અને એ રીતે ટીકા કરવામાં તેઓ ઉદાર વૃત્તિ ધારણ કરે છે. તેમાં મતમતાંતરના જુલમને માટે જરા પણ સંભવ નથી.

વિજ્ઞાન નથી કહેતું, "મારો ભાઈ થા, નહિ તો મારી નાંખીશ." તે એમ કહે છે, "મને અનુસર, તને પ્રકાશ મળશે." તે કોઈ પણ સિદ્ધાંત કે વાક્ય શ્રદ્ધાની બાબત તરીકે માની લેવાનું નથી કહેતું, પણ સત્ય નોંધ તરીકે, બુદ્ધિગ્રાહ્ય અનુમાન તરીકે માનવાનું કહે છે અને જેણે તેની કસોટી કરવી હોય તેને પોતાની મેળે તેમ કરવાની છૂટ છે.

રાજકીય બાબતોમાં ભાગ લેનાર પોતાની ટોળીને સત્યથી વધારે ગણે, પરદેશ સાથે રાજકીય વ્યવહાર રાખનાર પોતાના દેશ માટે સત્ય સંતાડે, વકીલ અસીલ માટે સત્ય સંતાડે, પણ વૈજ્ઞાનિકની તો ફરજ છે કે ગમે તે ભોગે પણ તેણે સત્ય મેળવવું.

વિજ્ઞાનનું ઘણું કાર્ય એવી રીતે થવું જોઈએ કે તેમાં બદલાની આશા ન હોય, કોઈ એની કદર કરે તેની આશા ન હોય. ઘણા માણસો જ્ઞાનની પ્રગતિ પાછળ પોતાનું જીવન ખર્ચી નાખે છે. પણ તે માટેની શોધખોળ માટે પૂરતાં સાધન ને બીજી ચીજો તેઓ મેળવી શકતા નથી. અને કોઈ મદદ ત્યારે આપે છે કે જ્યારે તેની જરૂર નથી હોતી. વળી જે, બિલકુલ મદદ વિના ચલાવી શકે એમ હોય તેવાને મદદ આપનાર નીકળે છે, પણ સામાજિક જરૂરિયાતો પૂરી પાડ્યા પછી જેની પાસે કંઈ રહેતું નથી એવા શોધકને કોઈ મદદ આપવા નથી જતું. ન્યૂટન પોતે એક વાર એટલી સંકડામણમાં આવી પડેલો કે રોયલ સોસાયટીનો લવાજમનો શિલીંગ આપી શક્યો નહોતો.

મુરબ્બી થનારની જરૂર નથી પણ વ્યાવહારિક રીતે ઉત્તેજનની જરૂર છે. શોધખોળની તાલીમ પામેલા જુવાનોને પોતાના કામ માટે યોગ્ય સાધન મળે એ જરૂરનું છે. ડૉ. જોન્સને કોષ લખવા માંડ્યો અને એક અમીર પાસે પૈસાની મદદ માગી. તે વખતે તે અમીરે કંઈ ન આપ્યું, પણ અંતનું કામ પૂરું થયું ને મદદની જરૂર ન રહી ત્યારે મદદ આપવા માટે તેણે જણાવ્યું. તે વખતે જોન્સને તેને યોગ્ય જવાબ આપ્યો.

વૈજ્ઞાનિકો શોધ માટે પૈસાની જે માગણી કરે છે તે પોતાના અંગત લાભ માટે નથી કરતા. કેટલીએ શોધને મદદની જરૂર હોય છે અને તે માટે પૈસા કેટલા જુજ હોય છે, એ વૈજ્ઞાનિકો જ જાણે છે.

વિજ્ઞાનની ગ્રાન્ટની વહેંચણી માટે બ્રિટિશ એસોસિયેશનની કમિટી બેસે છે. તેની બેઠક વખતે ૪૦ મુખ્ય માણસો ૧૦૦૦ પૌંડની ગ્રાન્ટ કેવી રીતે વહેંચવી તેની ચર્ચા કરે છે. અને દરેક શાખાને તેમાંથી ૫ થી ૧૦ પાઉંડ ભાગે આવે છે! આમ એ ગ્રાન્ટમાંથી કાગળ-ટિકિટનો ખર્ચ પણ નથી નીકળતો! શોધકના ગજવામાં એક પેની પણ નથી જતો. પણ ફંડ ટૂંકું હોવાથી બધાના હક જોઈ વહેંચણી કરવી પડે છે!

રોયલ સોસાયટી પાસે ન્યૂટનનું પ્રિન્સિપિયા નામનું પુસ્તક છાપવા પૈસા નહોતા, તેથી તેના

મિત્ર હેલીનો ખર્ચે તે છાપવામાં આવ્યું. વિજ્ઞાનના મંડળોની સ્થિતિ તે વખત કરતાં આજે કંઈ સુધરી નથી. સભાસદો પોતાના લવાજમમાંથી કરેલી શોધો પ્રસિદ્ધ કરે છે. તેઓ પોતાની નવરાશનો ભોગ આપે છે, કેટલાક પોતાના પૈસાનો પણ ભોગ આપે છે. તેનું કારણ જ્ઞાનમાં પ્રગતિ થાય એટલું જ નહિ પણ દુનિયા તેનો છૂટથી ઉપયોગ કરે, એ છે.

વૈજ્ઞાનિકની આ પરોપકારી ભાવના દુનિયાદારીનો માણસ નહીં સમજે. વૈજ્ઞાનિકો અમુક દિશામાં જ્ઞાનની પ્રગતિ થાય તે માટે મંડળીઓ રચે છે અને બીજા તેમાંથી પ્રકાશ મેળવે, લાભ મેળવે તે માટે પોતાની શોધો પોતાને ખર્ચે પ્રસિદ્ધ કરે છે, તે સ્વાર્થી લોભી માનસ કદી સમજી શકે તેમ નથી. ગ્રેટબ્રિટનની સરકાર રૉયલ એસોશિયેશન મારફત વૈજ્ઞાનિક મંડળોને તેમના કામ માટે માત્ર ૧૦૦૦ પાઉંડ વહેંચે છે, જ્યારે આમની સભાના સભાસદો કેટલાએ હજાર પાઉંડ માત્ર ટપાલ-ટિકિટોમાં ખર્ચી નાખે છે!

પોતાની રોજીની યોજના બર લાવવામાં તથા અંગત બાબતો માટે વખત ગાળનાર અને પગાર લેનાર રાજદ્વારી માણસને રૉયલ સોસાયટીના ફેલો માટે પૈસા નક્કી કરી જુદા કાઢવાનું કહેવામાં આવે તો તે અજાયબ થશે. છતાં વિજ્ઞાનનું કામ વધારે અગત્યનું છે તે માટે બેમત હોઈ જ શકે નહીં. સારા મકાનમાં દબદબા સાથે પૂર્ણ ભભકામાં અમુક વિષય સંબંધી નજીવી બાબતો ને દલીલો શોધવામાં મહીના અને વર્ષો ગુમાવવામાં આવે છે. પ્રજાને તેથી કોઈ જાતનો લાભ હશે કે કેમ તે વિષે શંકા જ છે; જ્યારે વૈજ્ઞાનિકો સાધારણ ઘરમાં રહે છે, પોતાની શોધો વિષે ચર્ચા કરે છે, તે શોધો પાછળ પુષ્કળ સમય અને પૈસા ખરચે છે. આખરે તે શોધને પ્રસિદ્ધ કરવા પૈસા મેળવવા ખાતર કોઈ શ્રીમંત પેઢી પાસે જવું પડે છે। રાજ્યની આધુનિક પ્રગતિ મોટે ભાગે વિજ્ઞાનને આભારી છે, તેમ છતાં તે રાજ્ય પ્રકૃતિ-વિજ્ઞાન અને વિજ્ઞાનની બીજી શાખાઓ માટે જે કંજુસાઈ કરે છે તેનું યથાર્થ વર્ણન કરવાને એકાદ સ્વિફ્ટની જરૂર છે.

ચંદુલાલ કેશવલાલ અમીન



કોઈ પણ પેઢીને (generation) સત્યનો ઈજારો નથી આપતી, તેમ પોતાના નામનો સરમુખત્યારપણાનો હક પણ નથી આપતી. તેના માર્ગ પોતાથી સમજી શકાય તે પ્રમાણે વૈજ્ઞાનિકે સત્યને માટે કામ કરવાનું છે. પણ તે ભવિષ્યની પ્રજાને માટે ટ્રસ્ટી છે, તેથી વધારે નથી. તેને પછીથી થનાર પ્રજાનાં કાર્યો નક્કી કરવાની કે તેની સ્વતંત્રતાની હદ બાંધવાની સત્તા નથી. સંપૂર્ણ સત્ય મળ્યું એમ માણસો માને કે તેઓ શોધને અટકાવવાના, અને પોતાનાથી જુદી દૃષ્ટિએ જોનાર ઉપર જુલમ કરવાના. વિજ્ઞાનમાં આ સ્થિતિ ન જોઈએ: તે તો શોધ, તપાસને નોતરે છે, ટીકાને આવકાર આપે છે, અને જૂનાં સત્યોની જગા લે અથવા તેમની પૂર્તિ કરે એવાં નવાં સત્યો પ્રગટ થતાં તે આનંદ પામે છે.

જુદી જુદી દિશામાં માણસો સત્યની શોધમાં ફરે છે ત્યારે તેમને માલૂમ પડે છે કે પહેલાં થઈ ગયેલા શોધકોની ભૂલો સુધારી તેઓ શીખી શકે છે, અને એ રીતે ટીકા કરવામાં તેઓ ઉદાર વૃત્તિ ધારણ કરે છે. તેમાં મતમતાંતરના જુલમને માટે જરા પણ સંભવ નથી.

વિજ્ઞાન નથી કહેતું, "મારો ભાઈ થા, નહિ તો મારી નાંખીશ." તે એમ કહે છે, "મને અનુસર, તને પ્રકાશ મળશે." તે કોઈ પણ સિદ્ધાંત કે વાક્ય શ્રદ્ધાની બાબત તરીકે માની લેવાનું નથી કહેતું, પણ સત્ય નોંધ તરીકે, બુદ્ધિગ્રાહ્ય અનુમાન તરીકે માનવાનું કહે છે અને જેણે તેની કસોટી કરવી હોય તેને પોતાની મેળે તેમ કરવાની છૂટ છે.

રાજકીય બાબતોમાં ભાગ લેનાર પોતાની ટોળીને સત્યથી વધારે ગણે, પરદેશ સાથે રાજકીય વ્યવહાર રાખનાર પોતાના દેશ માટે સત્ય સંતાડે, વકીલ અસીલ માટે સત્ય સંતાડે, પણ વૈજ્ઞાનિકની તો ફરજ છે કે ગમે તે ભોગે પણ તેણે સત્ય મેળવવું.

વિજ્ઞાનનું ઘણું કાર્ય એવી રીતે થવું જોઈએ કે તેમાં બદલાની આશા ન હોય, કોઈ એની કદર કરે તેવી આશા ન હોય. થોડા માણસો જ્ઞાનની પ્રગતિ પાછળ પોતાનું જીવન ખર્ચી નાખે છે. ઘણું તે માટેની શોધખોળ માટે પૂરતાં સાધન ને બીજી ચીજો તેઓ મેળવી શકતા નથી. અને કોઈ મદદ ત્યારે આપે છે કે જ્યારે તેની જરૂર નથી હોતી. વળી જે બિલકુલ મદદ વિના ચલાવી શકે એમ હોય તેવાને મદદ આપનાર નીકળે છે, પણ સામાજિક જરૂરિયાતો પૂરી પાડ્યા પછી જેની પાસે કંઈ રહેતું નથી એવા શોધકને કોઈ મદદ આપવા નથી જતું. ન્યૂટન પોતે એક વાર એટલી સંકડામણમાં આવી પડેલો કે રૉયલ સોસાયટીનો લવાજમનો શિલીંગ આપી શક્યો નહોતો.

મુરબ્બી થનારની જરૂર નથી પણ વ્યાવહારિક રીતે ઉત્તેજનની જરૂર છે. શોધખોળની તાલીમ પામેલા જુવાનોને પોતાના કામ માટે યોગ્ય સાધન મળે એ જરૂરનું છે. ડૉ. જોન્સને કોષ લખવા માંડ્યો અને એક અમીર પાસે પૈસાની મદદ માગી. તે વખતે તે અમીરે કંઈ ન આપ્યું, પણ ગ્રંથનું કામ પૂરું થયું ને મદદની જરૂર ન રહી ત્યારે મદદ આપવા માટે તેણે જણાવ્યું. તે વખતે જોન્સને તેને યોગ્ય જવાબ આપ્યો.

વૈજ્ઞાનિકો શોધ માટે પૈસાની જે માગણી કરે છે, તે પોતાના અંગત લાભ માટે નથી કરતા. કેટલીએ શોધને મદદની જરૂર હોય છે અને તે માટે પૈસા કેટલા જોઈએ હોય છે, એ વૈજ્ઞાનિકો જ જાણે છે.

વિજ્ઞાનની ગ્રાન્ટની વહેંચણી માટે બ્રિટિશ એસોસિયેશનની કમિટી બેસે છે: તેની બેઠક વખતે ૪૦ મુખ્ય માણસો ૧૦૦૦ પૌંડની ગ્રાન્ટ કેવી રીતે વહેંચવી તેની ચર્ચા કરે છે. અને દરેક શાખાને તેમાંથી ૫ થી ૧૦ પાઉંડ ભાગે આવે છે! આમ એ ગ્રાન્ટમાંથી કાગળ-ટિકિટનો ખર્ચ પણ નથી નીકળતો! શોધકના ગજવામાં એક પેની પણ નથી જતો. પણ ફંડ ટૂંકું હોવાથી બધાના હક જોઈ વહેંચણી કરવી પડે છે!

રૉયલ સોસાયટી પાસે ન્યૂટનનું પ્રિન્સિપિયા નામનું પુસ્તક છાપવા પૈસા નહોતા, તેથી તેના

મિત્ર હેલીનો ખર્ચે તે છાપવામાં આવ્યું. વિજ્ઞાનનાં મંડળોની સ્થિતિ તે વખત કરતાં આજે કંઈ સુધરી નથી સભાસદો પોતાના લવાજમમાંથી કરેલી શોધો પ્રસિદ્ધ કરે છે. તેઓ પોતાની નવરાશનો ભોગ આપે છે, કેટલાક પોતાના પૈસાનો પણ ભોગ આપે છે. તેનું કારણ જ્ઞાનમાં પ્રગતિ થાય એટલું જ નહિ પણ દુનિયા તેનો છૂટથી ઉપયોગ કરે, એ છે.

વૈજ્ઞાનિકની આ પરોપકારી ભાવના દુનિયાદારીનો માણસ નહીં સમજે. વૈજ્ઞાનિકો અમુક દિશામાં જ્ઞાનની પ્રગતિ થાય તે માટે મંડળીઓ રચે છે અને બીજા તેમાંથી પ્રકાશ મેળવે, લાભ મેળવે તે માટે પોતાની શોધો પોતાને ખર્ચે પ્રસિદ્ધ કરે છે, તે સ્વાર્થી લોભી માનસ કદી સમજી શકે તેમ નથી. ગ્રેટબ્રિટનની સરકાર રૉયલ એસોશિયેશન મારફત વૈજ્ઞાનિક મંડળોને તેમના કામ માટે માત્ર ૧૦૦૦ પાઉંડ વહેંચે છે, જ્યારે આમની સભાના સભાસદો કેટલાએ હજાર પાઉંડ માત્ર ટપાલ-ટિકિટોમાં ખર્ચી નાખે છે!

પોતાની ટોળીની યોજના બર લાવવામાં તથા અંગત બાબતો માટે વખત ગાળનાર અને પગાર લેનાર રાજદ્વારી માણસને રૉયલ સોસાયટીના ફેલો માટે પૈસા નક્કી કરી જુદા કાઢવાનું કહેવામાં આવે તો તે અજાયબ થશે છતાં વિજ્ઞાનનું કામ વધારે અગત્યનું છે તે માટે બેમત હોઈ જ શકે નહીં. સારા મકાનમાં દબદબા સાથે પૂર્ણ ભભકામાં અમુક વિષય સંબંધી નજીવી બાબતો ને દલીલો શોધવામાં મહીના અને વર્ષો ગુમાવવામાં આવે છે. પ્રજાને તેથી કોઈ જાતનો લાભ હશે કે કેમ તે વિષે શંકા જ છે; જ્યારે વૈજ્ઞાનિકો સાધારણ ઘરમાં રહે છે, પોતાની શોધો વિષે ચર્ચા કરે છે, તે શોધો પાછળ પુષ્કળ સમય અને પૈસા ખરચે છે. આખરે તે શોધને પ્રસિદ્ધ કરવા પૈસા મેળવવા ખાતર કોઈ શ્રીમંત પેઢી પાસે જવું પડે છે! રાજ્યની આધુનિક પ્રગતિ મોટે ભાગે વિજ્ઞાનને આભારી છે, તેમ છતાં તે રાજ્ય પ્રકૃતિ-વિજ્ઞાન અને વિજ્ઞાનની બીજી શાખાઓ માટે જે કંજુસાઈ કરે છે તેનું યથાર્થ વર્ણન કરવાને એકાદ સ્વિફ્ટની જરૂર છે.

ચંદુલાલ કેશવલાલ અમીન



# ગણિત-ગમ્મત

વ્યાખ્યા:—

એક કાટખૂણુ ત્રિકોણુમાં પાયા=Base નો માપ આપ્યો હોય તે ઉપરથી લંબ=Perpendicular અને કર્ણુ=Hypotenuseનાં માપ શોધી કાઢવાં. તેમાં શરત એ કે એ ત્રિકોણુની ત્રણે બાજુનાં માપ ગણિતશ્રેઢી = Arithmetical progressionમાં આવવાં જોઇએ.

ખુલાસો:—

(અ) જો પાયાનો માપ ૪થી નિઃશેષ ભગાય એવી સંખ્યામાં હોય તો લંબ અને કર્ણુનો માપ પૂર્ણાંકમાં આવે.

(વ) જો પાયાનો માપ ૪થી નિઃશેષ ન ભગાય તો તે બે સંખ્યાઓ અપૂર્ણાંકમાં આવે.

હવે પાયાના પોણા તે લંબ અને પાયાના સવાયા તે કર્ણુ.

(અ) પ્રત્યક્ષ:—

(૧) આમાં પાયો ૪ છે અને તેને ૪ થી નિઃશેષ ભાગતાં ફલ ૧ આવે.
હવે ૪×૦।।।=૩ લંબ અને ૪×૧।=૫ કર્ણુ.

માટે જવાબ:-૪ પાયો, ૩ લંબ અને ૫ કર્ણુ.

ખાતરી !–

૪²+૩²=૫²=૧૬+૯=૨૫.

ટીપ:—૩ : ૪ અને ૫ એ ત્રણે ગણિતશ્રેઢીમાં છે કારણુ દરેક વચ્ચે એકેકનું સમાન અંતર છે, કારણુ પાયાને ૪ થી ભાગતાં ૧ ફલ આવે. હવે પાયાને ૪થી ભાગતાં જે ફલાંક આવે તેટલો જ તફાવત બધી સંખ્યા વચ્ચે રહે.

વ (૨) આમાં પાયો ૧૬ છે અને ૧૬÷૪=૪ ફલ. માટે દરેક વચ્ચે ચાર ચારનું અંતર આવશે.




૧૬ × ૦।।।=૧૨ લંબ અને
૧૬ × ૧।=૨૦ કર્ણુ.

ખાતરી–૧૨²+૧૬²=૨૦²=૧૪૪+૨૫૬=૪૦૦

વ પ્રત્યક્ષ. (૧) આમાં પાયો ૭ છે માટે $૭ \times \frac{૩}{૪}$ $\frac{૨૧}{૪}$=લંબ




અને $૭ \times \frac{૫}{૪} = \frac{૩૫}{૪}$ કર્ણુ.

ખાતરી:-$\left(\frac{૨૧}{૪}\right)^૨ + ૭^૨ = \left(\frac{૩૫}{૪}\right)^૨$
$= \frac{૪૪૧}{૧૬} + \frac{૭૮૪}{૧૬} = \frac{૧૨૨૫}{૧૬}$

ટીપ:—આમાં $૭ \div ૪ = \frac{૭}{૪}$ એટલે ત્રણે બાજુના માપ વચ્ચે $\frac{૭}{૪}$ નું અંતર ગણિતશ્રેઢીની રીતે છે.

(૨) આમાં પાયો ૧૦ છે માટે $૧૦ \times \frac{૩}{૪} = \frac{૩૦}{૪}$ $= \frac{૧૫}{૨}$ અને $૧૦ \times \frac{૫}{૪} = \frac{૫૦}{૪} = \frac{૨૫}{૨}$

ખાતરી:-$\left(\frac{૧૫}{૨}\right)^૨ + ૧૦ = \left(\frac{૨૫}{૨}\right)^૨$
$= \frac{૨૨૫}{૪} + \frac{૪૦૦}{૪} = \frac{૬૨૫}{૪}$

ટીપ:—આમાં $૧૦ \div ૪ = \frac{૧૦}{૪} = \frac{૫}{૨}$ એટલે ત્રણે બાજુ વચ્ચે ૨।નો તફાવત છે.

આવા દાખલા નીચેની વ્યાખ્યા પ્રમાણે પણુ રજુ થાય છે:—એવી બે વર્ગસંખ્યા શોધી કાઢો કે તેમનો સરવાળો પણુ વર્ગસંખ્યા થાય. અને એ ત્રણે વર્ગના વર્ગમૂળ ગણિત-શ્રેઢીના પ્રમાણુમાં હોવા જોઇએ.

મૂળજી જેઠુ જોષી

# બે અનોખા સ્વાવલંબી બાળકો

નાલવાડી પરિશ્રમાલયમાં એક શ્રમજીવી કાર્યકર્તાના બે નાના છોકરા બેત્રણ મહિનાથી કાંતવા માટે આવે છે. તે છોકરા ત્યાંના નથી; પણ તેમના પિતા કોઈ કામને અંગે કેટલાક દિવસને માટે નાલવાડી આવ્યા છે તેથી તે છોકરા પણ ત્યાં રહે છે.

હું એક દિવસ સહજ પરિશ્રમાલયમાં જઈ ચડ્યો, ત્યાં તે બાળકોની કાંતવાની રીત અને મરોડે મારુ ધ્યાન ખેંચ્યું. એમની કાંતવાની રીતમાં સફાઈ, સુતરાઈ, સુંદરતા, ઉચિત બેઠક અને વ્યવસ્થિતપણું હતાં. મને એ ખ્યાલ પણ ન આવ્યો કે એ બાળકો અહીં મજૂરી માટે કાંતતા હશે. પણ એમની સાથે વાતચીત કરતાં એમને વિશે અનેક નવી વાતો મારા જાણવામાં આવી.

દેખાવમાં બાળકો ૮–૧૦ વર્ષની ઉંમરના લાગતા હતા. મેં તેમને પૂછ્યું: 'તમારી ઉંમર કેટલી?' મોટા છોકરાએ ઉત્તર આપ્યો: 'બાર.' નાનાએ જવાબ આપ્યો: 'નવ.' મેં પૂછ્યું: 'કેટલી લટીઓ કાંતો છો?' છોકરાએ કહ્યું: 'કોઈ વખત દશ, કોઈવખત બાર કાંતું છું.' આ સાંભળીને મારા ધ્યાનમાં આવ્યુ કે આ છોકરા પોતાની રોજી કમાઈ લે છે. એમના કાંતવામાં પીંજવાનું પણ સામેલ છે. બન્નેની કુલ મજૂરી ૨ મહિના ૧૦ દિવસમાં (મહિનો=૨૮ દિવસ) રૂ. ૧૧–૧૨–૦ થઈ; એટલે કે મહિને રૂપિયા પાંચ. એમાંથી એક અથવા સવા રૂપિયો ખાદી માટે અનામત રાખી લેવામાં આવે છે. આમ એમને રૂ. ૩।। અથવા ૪ રોકડા મળે છે.

મને એ ખબર હતી કે છોકરાના પિતા થોડા દિવસ માટે બહારગામ ગયા છે. પણ મા ઘેરે હશે એવા ખ્યાલથી મેં પૂછ્યું: 'તમારી મા શું કરે છે?' છોકરાએ કહ્યું: 'તે પણ ગામ ગઈ છે.' મા–બાપ તેમને મૂકી બહાર ગયાં છે એનો જરા પણ વસવસો એમના ચહેરા પર દેખાતો નહતો. તેઓ ખુશ હતા. તેમની મા બહારગામ ગઈ છે સાંભળી મેં પૂછ્યું: 'તો તમે ભોજન ક્યાં કરો છો?' છોકરાઓએ તદ્દન સ્વાભાવિક રીતે ઉત્તર આપ્યો: 'અમે ઘેરે જ હાથે રસોઈ કરી લઈએ છીએ.' દસ–બાર વર્ષના છોકરાને ઘર સોંપી મા–બાપ બહારગામ જાય અને તે છોકરા ઘર સંભાળે એ, જોઈ–જાણી ખરે જ હું આશ્ચર્યાનંદ પામ્યો.

છોકરા પોતે રસોઈ બનાવે છે એવું સાંભળી તેમનું જીવન જરા નજીકથી જોવા ઇચ્છા થઈ. તેથી એક દિવસ સવારે ૧૧ વાગે તેમના મકાને ગયો. પ્રભાકર (નાનોભાઇ) ચૂલાની નજીક બેઠો હતો. તેને પૂછ્યું: 'કેમ ભાઈ, આજે અત્યારે રસોઈ બનાવો છો?' પ્રભાકરે કહ્યું: 'બપોરની રસોઈ તો કરી લીધી છે. આ તો સાંજને માટે છે. આજે સાંજે ઘર લીંપવું છે. સાંજે કાંતી, ફરી આવ્યા પછી સમય રહે નહિ તેથી પાંડુરંગે (મોટાભાઇ) હમણાં જ બનાવી દીધું છે.'

આ છોકરાની દીર્ઘદૃષ્ટિ જોઈ મને આશ્ચર્ય થયું. મેં તેને તેનો દૈનિક કાર્યક્રમ પૂછ્યો. પાંડુરંગે તે જણાવવા માંડ્યો:

'સવારે ૫–૩૦ વાગે ઊઠું છું. શૌચ જઈ આવી, હાથ મોં ધોઈ, પહેલાં તો નાસ્તા માટે રાબ (કાંજી) બનાવું છું અને બપોરને માટે રોટી અને દાળ બનાવી દઉં છું. નાસ્તો કરી ૭ વાગે કાંતવા માટે જાઉં છું. ૧૧ વાગે પાછો ફરી, નાહી, ભોજન કરી, વાસણ માંજી, ફરીથી કાંતવા માટે જાઉં છું. સાંજે આવ્યા પછી ખિચડી અથવા ભાત બનાવું છું. ભોજન કરી વાસણ માંજી લઈ અંધારું થઈ જતાં પહેલાં ઘર બંધ કરી આશ્રમમાં જાઉં છું. સાંજે કોઈ કવિતા અથવા કોઈ સુંદર શ્લોક કુંદરજી પાસેથી શીખી લઉં છું. પ્રાર્થના પછી ત્યાં આશ્રમના આંગણામાં જ સૂઈ જાઉં છું. સવારે ઘણુંખરું કલાકેક પ્રકાશની જરૂર પડે છે. એટલા વખત માટે એક નાની સરખી ચિમની સળગાવવી પડે છે."

હું તો સાંભળી જ રહ્યો. પછી મેં પૂછ્યું: 'બજારમાંથી ચીજવસ્તુ કોણ લાવે છે, ભાઈ?' છોકરાએ જવાબ આપ્યો: 'હું વળી.' અને પછી,

તો જુવાર, ઘઉં, ચોખા, દાળ, તેલ, ગોળ આદિ ચીજોના બજારભાવ ચટ્‌ચટ્‌ બોલવા મંડી ગયો. મહિને ૩ રૂપિયા ભોજનખર્ચ, અને ાાા મકાનભાડું વગેરે તેમનો માસિકખર્ચ પણ જાણવા મળ્યો. છોકરાના હિસાબમાં કદાચ કાંઈ ફરક હોઈ એમ ગણીએ તો પણ મહિને ૧ાા-૨ રૂ.' ભોજનખર્ચના, તેથી તેમના ખોરાકની કલ્પના આવી શકે છે. રોજ માખણ વિનાની છાશ પીએ છે. બસ, એમના ખોરાકમાં જે કંઈ તત્ત્વ છે તે આ છે.

એક દિવસ સાંજે ફરવા નીકળ્યો હતો. ત્યાં ખેતરમાં છોકરાને સાંઠીકા વીણતા જોયા. માન્યું કે કોઈ રમત રમતા હશે, તેથી ત્યાં જ પૂછી જોયું. તેમણે હસીને જવાબ આપ્યો. ' બાળવા માટે થોડું બળતણ ભેગું કરીએ છીએ. ' ઇંધણ, બજાર ખરીદી, રસોઈ અને રોજી—બધી બાબતોમાં સ્વાવલંબી.

મેં મહેનત કરનારા બીજા બાળકો પણ જોયા છે. પણ આ બાળકોની વૃત્તિમાં, અને તેમની સિકલમાં જે આનંદ, સંતોષ અને તાજગી જોયાં તે તેમની વિશેષતા હતી. બન્ને ખામગાવની રાષ્ટ્રીય શાળામાં એક વર્ષ સુધી રહ્યા હતા. તેઓ કહેવા લાગ્યા: ' ત્યાં અમને કાંતવાનો અને ભોજન બનાવવા વગેરેનો અભ્યાસ થઈ ગયો છે. ' થોડા સરખા રાષ્ટ્રીય શિક્ષણથી જો બાળકોમાં આટલું પરિવર્તન દેખાઈ આવે છે, તો અમારી સમવાય પદ્ધતિ (વર્ધા-યોજના)થી જે નવી પેઢી તૈયાર થશે તે અચૂક અધિક તેજસ્વી થશે એમાં સંદેહને સ્થાન નથી.

આટલી નાની વયમાં આ છોકરા ઘર સંભાળવાની જુમ્મેદારી પણ ઉપાડી શક્યા એ બતાવવા ખાતર આ લખતો નથી. આ ઉમરમાં એમના શિર પર આ સ્થિતિ આવી પડવી એ આપણી સામાજિક દુરવસ્થાનું દ્યોતક ગણવું જોઈએ. પણ તે જુદો સવાલ છે. આવા કષ્ટમય જીવનમાં પણ આ બાળકોની વૃત્તિમાં એક પ્રકારની તાજગી અને ઉત્સાહ દેખાઈ આવ્યાં તેને લીધે તેમના તરફ મારું ધ્યાન ખેંચાયું અને એમને વિશે કાંઈક લખવાની ઇચ્છા મને થઈ આવી

'સર્વોદય' જૂન ૧૯૪૦.

દત્તાત્રેય દાસ્તાને

## તમે જાણો છો ?

સામાન્ય રીતે માણસનું વજન તથા ઊંચ વધવાની ઉંમર ૧૨ થી ૨૦ વર્ષની ગણાય છે. ઉમરે સામાન્ય રીતે છોકરા કે છોકરીનું સરેરા વજન તથા ઊંચાઈ કેટલાં હોવાં જોઇએ તે આંક. રસિક થઈ પડશે.

છોકરાનું

| ઉમર | વજન સરેરાશ | ઊંચાઈ સરેરાશ |
|---|---|---|
| ૧૨ | ૭૬ | ૪-૭ |
| ૧૩ | ૮૨ | ૪-૮ |
| ૧૪ | ૯૦ | ૪-૧૧ |
| ૧૫ | ૧૦૦ | ૫-૨ |
| ૧૬ | ૧૧૫ | ૫-૩ાા |
| ૧૭ | ૧૨૬ | ૫-૬ |
| ૧૮ | ૧૩૨ | ૫-૭ |
| ૧૯ | ૧૩૫ | ૫-૭ાા |
| ૨૦ | ૧૩૭ | ૫-૭ાા |

છોકરીનું

| ઉમર | વજન સરેરાશ | ઊંચાઈ સરેરાશ |
|---|---|---|
| ૧૨ | ૭૬ | ૪-૭ |
| ૧૩ | ૮૪ | ૪-૯ |
| ૧૪ | ૯૦ | ૪-૧૧ |
| ૧૫ | ૯૮ | ૫-૧ |
| ૧૬ | ૧૦૨ | ૫-૧ |
| ૧૭ | ૧૦૫ | ૫-૨ |
| ૧૮ | ૧૧૨ | ૫-૨ાા |
| ૧૯ | ૧૧૫ | ૫-૨ાા |
| ૨૦ | ૧૧૫ | ૫-૩ |

એલિસબ્રિજ આરોગ્ય સમિતિ પત્રિકા નં. ૧ માંથી

# આરોગ્ય અને વ્યાયામ

તમારી સાયકલની તમે કેટલી બધી સંભાળ રાખો છો? તમે તેને લૂછી ઝાટકી વળગેલી ધૂળ દૂર કરો છો તથા તેને લાગેલો કચરો દૂર કરી તેને સાફસૂફ રાખો છો. તથા જરૂરી જગાએ તેમાં તેલ પણ પૂરો છો. તમારી ઘડિયાળ તથા ઇન્ડિપેનની પણ તમે કેટલી બધી સંભાળ રાખો છો? સાયકલ, ઘડિયાળ તથા ઇન્ડિપેન એ બધાં ઉપયોગી પણ નિર્જીવ યંત્રો છે. તમે તે યંત્રોની આટલી બધી સંભાળ શા માટે રાખો છો? એ યંત્રો સારાં હોય તો તમને સારું કામ આપી શકે તેટલા માટે તમે તેની આટલી બધી સભાળ રાખો છો. તમારું આ શરીર એ તમારા મનનું આજ્ઞાધારી યંત્ર છે. તમારા મનનાં આશા તથા મનોરથો એ શરીર દ્વારા પૂરાં થાય છે. તમારું જીવન્ત શરીર સાયકલ તથા ઘડિયાળ જેવાં નિર્જીવ યંત્રો કરતાં કેટલું બધુ કીમતી તથા કેટલું બધું ઉપયોગી છે. શરીર સારું હોય તો જ તમે જીવનનાં સુખો ભોગવી શકો છો. તમારા સુખદુ:ખનો આધાર તમારા શરીરની સ્થિતિ પર છે. જેની સાથે તમારે આટલો બધો નિકટ અને નિત્યનો સંબંધ હોય તે શરીરને સારું રાખવાની બાબતમાં તમે બેદરકાર રહો એ કેવું કહેવાય? અને તમારું શરીર કાંઈ નિર્માલ્ય કે તુચ્છ વસ્તુ નથી. એ તો આત્માનું મંદિર છે. એને ખૂબ સ્વચ્છ, દૃઢ અને સુંદર રાખવુ જોઈએ. શરીર સારું રાખવું એ આત્માનાં પૂજનનો વિધિ છે.

કહેવતો માણસજાતના અનુભવોને શબ્દરૂપ આપે છે. આમ હોવાથી કહેવતોમાં ઘણીવાર ખૂબ સત્ય સમાયેલું હોય છે. આપણામાં એક કહેવત છે કે शरीरमाद्यं खलु धर्मसाधनम्! એનો અર્થ એવો છે કે બધા ધર્મ સાધવાનું મુખ્ય સાધન શરીર છે. ખરેખર, આ બધી કહેવતોમાં ખૂબ નક્કર સત્ય સમાયેલુ છે.

## આરોગ્ય એટલે શું?

હવે પ્રશ્ન એ થાય છે કે આરોગ્ય કોને કહેવુ? આરોગ્ય એ શરીરની અમુક સ્થિતિ દર્શાવવા માટે વપરાતો શબ્દ છે. તો એ સ્થિતિ કેવી? આરોગ્ય એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. અને તેની વ્યુત્પત્તિ अरोगस्य भाव आरोग्यम् છે. રોગથી મુકત એવી શરીરની સ્થિતિ તે આરોગ્ય એવો તેનો અર્થ થાય છે. માત્ર આપણે ત્યાં જ નહિ પણ સામાન્ય રીતે આખી દુનિયામાં સામાન્ય જનતામાં આરોગ્યનો આવો જ ખ્યાલ છે. માણસને કાંઇ રોગ ન હોય તથા તે પથારીવશ ન હોય એટલે તે આરોગ્ય ગણી શકાય એવી સામાન્ય જનતાની આરોગ્ય વિષે માન્યતા છે. આરોગ્યની આ વ્યાખ્યા બરાબર અને ચોક્કસ નથી. રોગરહિત શરીરવાળા તથા પથારીવશ ન હોય એવા તમામ આદમીઓને આરોગ્ય કહેવામાં આવે તો તે વર્ગમાં શરીરની જુદી જુદી સ્થિતિઓના એવા આદમીઓ આવે કે તે બધાને આરોગ્ય કહેવા એ દેખીતુ ગેરવાજબી જણાય. રોગ વગરના તથા પથારીવશ ન હોય તેવા આદમીઓના વર્ગમાં તો માયકાંગલા, ફૂંક મારે ઊડી જાય એવા, મરવાને અભાવે જીવતા, દરજીના ગજ જેવા પાતળા આદમીઓ પણ આવે; મોટી ફાંદવાળા ગણપતિ જેવા બેડોળ અને કઢંગા શરીરવાળા, બેઠાડુ દુકાનદારો પણ આવે અને જોર, જોસ અને જોમથી છલછલતા પડછંદ શરીરવાળા નવલોહિયા યુવાનો પણ આવે. જેમાં આવી અને આટલી બધી એકએકથી જુદી શરીરસ્થિતિવાળી વ્યક્તિઓનો સમાવેશ થાય એવી આરોગ્યની આ વ્યાખ્યા વાજબી નથી, એ સહેજે સમજાય એવી વાત છે. ખરું જોતાં શરીરની અંદરનાં હૃદય, ફેફસાં, અન્નનળી, ગુર્દા વગેરે શરીરની અંદરનાં અંગો, શરીરની માંસપેશીઓ તેમજ મગજ-આખું શરીર વધારેમાં વધારે કામ કરી શકે એવી શરીરની સ્થિતિને આરોગ્ય કહેવી જોઈએ.

પણ અહીં એક પ્રશ્ન એવો ઊઠે છે કે શરીરને આવું આરોગ્ય રાખવાનો હેતુ શો? માંદા ન રહીએ એટલેથી ન ચાલે? ફરીએ હરીએ વાંચીએ લખીએ રોજનાં નિત્યકર્મ કરી શકીએ તો પછી જોર જોસ અને જોમની શી જરૂર છે? એવું પણ કહેનારા છે કે નબળા પણ મરવાના અને સબળા પણ મરવાના, તો પછી શરીરને મજબૂત કરવાની માથાફોડ શા માટે કરવી? આ બધા પ્રશ્નોનો એક જ જવાબ છે. આપણા જીવન દરમિયાન એવા ઘણા પ્રસંગો ઊભા થાય છે, જે વખતે સાધારણ પ્રસંગના કરતાં ઘણું વધારે બળ વાપરવાની જરૂર જણાય છે. એવે પ્રસંગે બળ ન હોય તો જાતનો બચાવ કરી શકાતો નથી, કોઇ દુ:ખીને મદદ કરી શકાતી નથી, તેમજ રાષ્ટ્રની સેવા પણ થઈ શકતી નથી. ઉલ્લાસભર્યું જીવન જીવી, વધારેમાં વધારે સેવા કરી શકાય એટલા માટે આરોગ્યની જરૂર છે. એ જ આરોગ્યની કિંમત છે. આરોગ્ય પોતે કાંઈ ઇષ્ટ નથી. 'આરોગ્ય ખાતર આરોગ્ય' એમ કહેવાનો કાંઈ અર્થ નથી. ખરી વાત તો એ છે કે ઉપર જણાવ્યું છે તેમ, ઉલ્લાસભર્યું જીવન અને વધારેમાં વધારે સેવા એ ઇષ્ટના સાધન તરીકે જ આરોગ્યની કીંમત છે. નબળાંઓને પીડવા માટે, દાદાગીરી કરવા માટે, કે ગર્વભર્યા સંતોષ માટે બળવાન શરીર નથી. આ ચર્ચા ઉપરથી એટલું હવે સમજાશે કે આરોગ્યની વ્યાખ્યા માત્ર શરીરની સ્થિતિ પૂરતી ન આપી શકાય. પણ તે આરોગ્ય શરીરના ઉપયોગની દૃષ્ટિએ પણ યોજાવું જોઇએ. ટૂંકામાં, શરીર ખાતર શરીર નહિ, પણ 'સેવા ખાતર શરીર' એ મુદ્રાલેખ નજર આગળ રાખી સેવા કરવા માટે વધારેમાં વધારે લાયક બનાવે એવી શરીરની સ્થિતિને માટે આરોગ્ય શબ્દ વપરાવો જોઇએ.

## આદર્શ આરોગ્ય કેવી રીતે પ્રાપ્ત થાય?

જોર, જોસ અને જોમથી છલકાતું આરોગ્ય કેવી રીતે પ્રાપ્ત થાય? તમારામાંના ઘણા એમ માનતા હશે કે વ્યાયામ અથવા કસરતથી એવું આરોગ્ય પ્રાપ્ત થઈ શકે. આરોગ્યપ્રાપ્તિ માટે વ્યાયામ એ બહુ સારો ઉપાય છે, એ વાતની ના નહિ. પણ એમ માત્ર કસરત કરે પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થશે એમ માનવાની ભૂલ ના કરશો. કસરતથી શરીરની જીવનશક્તિ વધે છે, તથા રોગોનાં હુમલા સામે ટકવાની શક્તિ આવે છે એ વાત ખરી, પણ કેન્સર, ક્ષય, દમ, કોગળિયું, ટાઢીઓ તાવ, વિષમજ્વર (ટાઈફૉઇડ), એવા રોગનાં જંતુઓથી થતા રોગો સામે ટકવાની શક્તિ વ્યાયામથી આવતી નથી. ખાવાપીવામાં, નાહવાધોવામાં, કપડાં પહેરવામાં વગેરે બાબતોમાં આરોગ્યરક્ષાના નિયમો ન પાળો તો કાંઈ માત્ર વ્યાયામથી શરીરને કસી દૃઢ બનાવવાથી તમારામાં રોગનાં જંતુઓ સામે ટકવાની શક્તિ ન આવે. શરીરને આરોગ્ય રાખવા માટે તમારે વ્યાયામ કરવો જોઇએ. પણ જોડે જોડે આરોગ્યના નિયમો જાણી લઈ તેને અનુસરી વર્તવાનું પણ રાખવું જોઇએ.

તમે કસરત કરતા હો પણ તમારો ખોરાક નિ:સત્ત્વ હોય તો તમારું શરીર કેમ કરી સારું અને બળવાન થાય? તમે જે ધાન્ય વાપરો તે ખાતર વિનાની ઊતરી ગયેલી જમીનમાં પકાવેલું હોય અથવા તેને જોઈએ તેટલું પૂરું પાણી ન મળ્યું હોય તો તેવું કસ વિનાનું ધાન્ય તમારા શરીરનું પોષણ સારી રીતે કેમ કરીને કરી શકે? વળી તમે મીલ છડના ચોખા, સંચે દળેલો લોટ, વાસી અને સોગ નાંખી ચડવેલી શાકભાજી, ભેળસેળીઆ ઘી અને તેલ તથા 'સાપરો' દૂધ પીતા હો, તો તેવા ખોરાકથી તમારું શરીર કેમ કરીને આરોગ્ય અને બળવાન થાય? કસરતના પ્રમાણમાં તમને પૂરતો ખોરાક ન મળતો હોય, તમે દહાડામાં એક શેર એટલું દૂધ પીતા ન હો, તો તમારું શરીર કેમ કરીને બંધાય? આવા સંજોગોમાં કસરત કરવા છતાં તમારું શરીર ન ખીલે અને તમે કસરતનો વાંક કાઢો, એ વ્યાજબી નથી. તમે સારો અને પૂરતો ખોરાક ન લો અને પરિણામે તમારા શરીરનો બાંધો સારો ન થાય તો તેમાં કસરત બિચારી શું કરે? બીજી બાજુ તમે કાંઇ ધોરણ વગર ખૂબ દાબીને ખાવાની ટેવ રાખો, તમને કબજિયાત હોય, તોપણ તમારું શરીર બરાબર સારી

સ્થિતિમા રહી શકે નહિ તમે પીવાનુ પાણી તથા દૂધ અને બીજી ખાવાની ચીજો તદ્દન સ્વચ્છ હોય એ બાબતની તમે દરકાર ન કરો તો એ ચીજો વાટે શરીરમા દાખલ થતા રોગના જતુઓને લીધે તમને જાતજાતના રોગ થાય તો તેમા વાક કોનો ? તમારા ઘરઆગણુ તથા ઘરને ફરતી જગા ગદી અને ગોઝી હોય અને પરિણામે સ્વચ્છ નહિ પણ અશુદ્ધિઓ તથા જતુઓથી લદાયેલી હવા તમને મળતી હોય તો તમારુ લોહી પૂરુ સ્વચ્છ ન થાય અને પરિણામે તમને શરીર ભારે ભારે લાગે તમારુ માથુ ચઢેલુ રહે, તમે નિરુત્સાહી રહો તેમા શી નવાઇ ?

આ બધી ચર્ચા ઉપરથી તમને સમજાશે કે કસરત ઉપરાત ચોખ્ખી હવા, ચોખ્ખુ પાણી, ચોખ્ખો અને પૌષ્ટિક ખોરાક, હવાઉજાશવાળુ ઘર, શરીરની ગરમી એક સરખી રાખે એવા ઋતુને અનુસરતા કપડા તથા જીવનની બધી બાબતોમા સ્વચ્છતાનુ ઊચુ ધોરણ જાળવવાની ટેવ–એ બધા સજોગો હોય ત્યારે જ કસરત પૂરેપૂરો ફાયદો આપે છે તમારે કસરત પ્રમાણસર અને માફકસર કરવી જોઇએ કસરતથી શરીર દૃઢ અને આરોગ્ય થાય છે એ વાત ખરી, પણ જોડે જોડે તમારે એ પણ યાદ રાખવુ જોઇએ કે પ્રમાણસરની કસરત અમૃતતુલ્ય છે, જીવનનુ રસાયણ છે, જ્યારે હદ બહારની વધારે કે જોઇએ તે કરતા ઘણી ઓછી કસરત એ ઝેરરૂપ છે વળી કસરત નિયમિત રીતે રોજ થાય તો જ ગુણ આપે છે એક મહિનો કસરત કરી વળી પદર દહાડા ન કરી એમ અનિયમિત રીતે કરેલી કસરતથી શરીરને કદી ફાયદો થતો નથી ઘણા છોકરા પરીક્ષા પાસે આવતા તેઓ કસરત કરવાનું બધ કરે છે પરીક્ષા પાસે આવતા તેઓ કસરત શા માટે બધ કરતા હશે તે મને સમજાતુ નથી આખુ વર્ષ નિયમિત અભ્યાસ નહિ કર્યો હોય તો કસરતમાથી અર્ધો કલાક કે કલાક બચાવી તેનો ઉપયોગ વાચવામા કરવાથી કાઈ લાભ થઈ જવાનો હતો ? એ તો ભ્રમ છે અને અભ્યાસની કિમત શરીરના આરોગ્ય કરતા વધારે છે ? ભણીભણીને ખૂબ ભણો, પણ તમે માજકારના તથા નિર્માલ્ય જેવા હો, તો તમે જીવનના સુખ પણ શા ભોગવો અને તમે ધા મારીને કામ પણ શુ કરો ? શરીરના આરોગ્યને ભોગે ખૂબ ભણી વહેલા મરવા કરતા કે નબળા જીવવા કરતા ઓછુ ભણવુ વધારે સારુ છે ખરુ જોતા તો તમે ભણવાની જેવી અને જેટલી કાળજી રાખો છો, તેટલી જ કાળજી તમારે કસરતથી શરીરને દૃઢ અને આરોગ્ય બનાવવાની રાખવી જોઇએ

### વ્યાયામ કેવો કરવો જોઇએ ?

છેલ્લો પ્રશ્ન એ ઊભો થાય છે કે વિદ્યાર્થીઓએ કેવો વ્યાયામ કરવો જોઇએ ? આ પ્રશ્ન ખરેખર બહુ રસિક તેમ જ મુદ્દાનો છે કેટલાક લોકો એવુ માને છે કે *શરીરની માંસપેશીઓ મોટી થાય અને પરિણામે* શરીર અલમસ્ત અને ધીંગુ થાય તથા આદમી બળવાન થાય એવી કસરત આદમીએ કરવી જોઇએ શરીર ભરાવદાર અને બળવાન થાય એ વાત કાંઈ ખોટી નથી, એવુ શરીર એ કાઇ અનિષ્ટ નથી, પણ એવો એક જ હેતુ લક્ષમા રાખી કસરત કરવાથી શરીરનો પૂરો અને ઇષ્ટ વિકાસ થતો નથી આપણા શરીરની માસપેશીઓનો ત્રણ પ્રકારે વિકાસ થઈ શકે એમ હોય છે (૧) તેનું કદ વધે તથા પરિણામે તેની કાર્યશક્તિ વધે, (૨) તેની કામ કરવાની ઝડપ વધે, તથા (૩) શરીરની માસપેશીઓ પરસ્પર મેળમા કામ કરવાની શક્તિ પ્રાપ્ત કરે

માસપેશીઓના કદ તથા બળ વધારવાને માટે દડ, બેઠક તથા મલખાબ જેવી કોઇ કસરત આપણી દુનિયામા નથી એ કસરતથી શરીરને ખૂબ મજબૂત અને બળવાન બનાવી શકાય છે માસપેશીઓના કામની ઝડપ વધારવા માટે દોડવાની સરત સારી છે શરીરની બધી માસપેશીઓ પરસ્પર મેળમા કામ કરે તથા પરિણામે સૌ ગતિઓ સુદર તથા લાલિત્યભરી થાય એવુ કરવા માટે દોડ, વિવિધ કૂદકા, દડા તથા બીજી ચીજો ફેકવાની રમતો તથા ટોળીબધ રમવાની રમતો બહુ ઉપયોગી છે તમારે દડ, બેઠક મલખાબથી શરીર દૃઢ બનાવવુ જોઈએ, દોડવાની તથા બીજી ઝડપી હીલચાલવાળી રમતોથી ઝડપ વધારવી જોઇએ, અને વિવિધ રમતોથી શરીરની માસપેશીઓને પરસ્પર

મેળમાં કામ કરવાનો અભ્યાસ કરાવવો જોઇએ. આવી કસરતોથી તૈયાર થયેલા શરીરનો ઉપયોગ અકસ્માત તથા જોખમના પ્રસંગોમાં થઈ શકે તેટલા માટે તમારે જાતના બચાવની શક્તિ કેળવવી જોઇએ. આપણા જીવન દરમિયાન હુલ્લડો, ધાડ, મવાલીઓની દાદાગીરી, વગેરે અનેક એવા પ્રસંગો આવે છે કે જે વખતે જાતનો બચાવ કરવાની જરૂર ઊભી થાય છે. એવે પ્રસંગે બે માર્ગ આદમી માટે ઉઘાડા રહે છે: કાં તો તે સંપૂર્ણ અહિંસક રહી અન્યાયનો સામનો કરતાં ખપી જાય; અથવા તો અન્યાયીઓની સામે થઈ લડે. આમાંના બીજા માર્ગ માટે અંગબળની તેમજ સ્વબચાવની કળા શીખી લેવાની જરૂર છે. એવે પ્રસંગે કાયર થઈ નાસી જવાનું કે દીનતા બતાવવાનું કેવળ નિંદાને પાત્ર છે. સ્વબચાવને માટે કુસ્તી, લકડી તથા લાઠી વગેરે ઘણાં ઉપયોગી છે. આપણા પર ઓછા કે વધારે આદમીઓએ હુમલો કર્યો હોય તેવે પ્રસંગે જેની આંખ એવા હુમલાથી ટેવાયેલી હોતી નથી તે જોર હોવા છતાં ગભરાઈ જાય છે. આમ હોવાથી એવા પ્રસગ માટે આંખ ટેવાય તેટલા માટે અખાડામાં 'બુધવારી' 'ટેકરી યુદ્ધ' તથા છુટી મારામારીના ક્રમો ગોઠવવા જોઈએ. 'બુધવારી'નો ક્રમ દર બુધવારે રાખી શકાય. એમાં પ્રથમ એક આદમી બેઠક લઇ અખાડામાં બેસે અને તેની ઉપર બીજો તેનાં પીઠ તથા બોચી પર કોસેટા લગાવે. બીજા ઉપર ત્રીજો એમ ઉપરાઉપરી છ કે સાત આદમીઓનો ઢગ થાય. એવામાં જોર કરી તળેનાં માણસ નીચેથી છુટાં થતાં જાય. જૂના અખાડાઓમાં આ કાર્યક્રમ ચાલુ હતો. 'ટેકરી યુદ્ધ' માં એક ટેકરી પર પાંચસાત ઊભા રહે અને બીજા નીચેથી ઉપર જવા મથે અને ઉપરના તેમને ટેકરી પર ન આવવા દેવા મથે. શરીરને ઈજા થાય એવું ન થાય એટલી સંભાળ આ રમત રમતાં રાખવી જોઇએ. હાથમાં લકડીવાળા આદમી પર પાંચસાત આદમી એકસામટાં તૂટી પડે અને તે પોતાનો બચાવ કરે અથવા કોઈ પણ હથિયાર વિનાના આદમી પર ઉપર મુજબ આદમીઓ તૂટી પડે અને તે પોતાનો બચાવ કરે. એ બધામાં હેતુ જાતના બચાવનો છે એ સાફ છે. સામા પર આક્રમણ કરવામાં કે બીજાને પીડવા કે સતાવવામાં કે દાદાગીરી કરવામાં બળનો ઉપયોગ કરવો એ બળનો દુરુપયોગ છે. આ વાત દરેક અખાડાના સંચાલકે પોતાની સંસ્થામાં આવતા સભ્યોના મન પર ઠસાવવી જોઇએ.

છોટાલાલ પુરાણી






'ધી ઇન્ડિયન બ્રેડશૉ'

આ નામ કેટલાએ સાંભળ્યું છે? વ્હીલરના બુકસ્ટોલ પર જરા બારીકાઈથી નજર ફેરવનારને 'ધી ઇન્ડિયન બ્રેડશૉ' નામનાં પુસ્તકનું દર્શન અવશ્ય થવું જોઈએ. એ પુસ્તકનાં પૃષ્ઠો ફેરવતાં તુરત જ જણાઈ આવશે કે એ પુસ્તક એટલે સમસ્ત ભારતવર્ષની રેલ્વેઓનો ભોમિયો. સદરહુ ભોમિયાનું એવું વિચિત્ર નામ પાડવાનું કારણ પણ જાણવા જેવું છેઃ જ્યાર્જ બ્રેડશા નામના એક મુદ્રકે ઇ. સ. ૧૮૩૯માં પહેલવહેલું 'બ્રેડર્શા મંથલી ગાઇડ' એ શીર્ષક નીચે તેને પ્રગટાવ્યું હતું. તેના પહેલા અંકમાં બત્રીસ પૃષ્ઠો હતાં અને તેમાં ઈંગ્લાંડની તેતાળીશ રેલ્વે લાઈનોનાં સૂચીપત્ર રજુ કરવામાં આવ્યાં હતાં. આજે પણ એ 'ગાઇડ' (ભોમિયો) નિયમિત રીતે પ્રગટતી રહે છે. આપણાં ભારતવર્ષમાં પણ જુદી જુદી રેલ્વે લાઈનોને લગતી સંપૂર્ણ માહિતી એ 'ધી ઇન્ડિયન બ્રેડશૉ'નાં નિયમિત પ્રગટ થતાં પુસ્તકમાંથી મેળવી શકાય છે.

સંપાદિત ]

*

'વહાણ' ને કયી જાતિમાં ગણુશો ?

'વહાણ' ને કયી જાતિમાં ગણવું? ફ્રેંચ, ઇટાલિયન, સ્પેનિશ અને પોર્ટુગીઝ ભાષાઓમાં તેને નરજાતિમાં ગણવામાં આવે છે. જર્મન તથા સ્કેન્ડિનેવિયન ભાષામાં તેની કોઈ જાતિમાં ગણના થતી જ નથી, એટલે તેની સામાન્ય જાતિ (common gender) ગણાય છે. અંગ્રેજી ભાષામાં પણ તેનું સ્થાન નારીજાતિમાં જ છે. આ રીતે નારીજાતિમાં તેની ગણના થવાનું એક કારણ એવું મળી આવે છે કે પ્રાચીન ગ્રીક લોકો તેમની સાગરદેવી રૂપે પૂજાતી આથેનીના માનમાં વહાણોને પણ નારીજાતિનાં નામથી સંબોધતા અને એ ઉપરથી બીજાં રાષ્ટ્રોમાં પણ એ વહાણની નારીજાતિ પ્રચારમાં આવી હોય એમ મનાય છે.

આપણી ગીર્વાણ ગિરા રૂપે પ્રખ્યાતિ પામેલી સંસ્કૃત ભાષામાં પણ એ 'શિપ' (ship)ને માટે તો ત્રણેય જાતિઓના શબ્દો મળી આવે છેઃ નરજાતિમાં 'પોત.', નારીજાતિમાં 'નૌકા' અને નાન્યતર જાતિમાં 'યાનમ્' અથવા 'પ્રવહણમ્.' કે 'જલયાનમ્.'

ત્રિભુવન વી. હેમાણી

*

ઇસવી સન

ઇસવી સન પહેલાં રોમન શક પ્રચલિત હતો. રોમ શહેરના ખાતમુહૂર્તના દિવસથી આ શકની શરૂઆત થયેલી તે ક્રાઇસ્ટના જન્મ પછી પાંચ સૈકા સુધી વપરાશમાં રહી. પણ ઈ. સ. ની ૫૩૨ની સાલમાં જ્યારે ક્રાઇસ્ટના અનુયાયીઓની સંખ્યા બલવત્તર થઇ ત્યારે સીથીઆના ડાયોનીસિયસ નામના સાધુએ ક્રાઇસ્ટના જન્મ દિવસથી ઇસવીસનની શરૂઆત ગણવા, ખ્રિસ્તી જગતને આદેશ કર્યો.

ડાયોનીસિયસે નક્કી કર્યું કે રોમન શક ૭૫૩ના ડીસેમ્બરની ૨૫ મી તારીખે ક્રાઇસ્ટનો જન્મ થયો હતો. આ પ્રમાણે તો ઈ. સ. ની શરૂઆત ડીસેમ્બરની ૨૫મી તારીખે થવી જોઈએ, પણ રોમન વર્ષ જાન્યુઆરીથી શરૂ થતું હતું. તેથી વેપાર વ્યવહારમાં અગવડતા ના આવે એટલા માટે ૧ લી જાન્યુઆરીએ ઇસવીસનનું વર્ષ શરૂ કરવાનું નક્કી થયું. આ રીતે ઇ. સ. ની શરૂઆત ક્રાઇસ્ટના જન્મ-

વર્ષથી નહીં પણ એક વરસ બાદ થઈ મણાય. પણ વખત જતાં સંશોધનકારોએ જાહેર કર્યું કે ક્રાઇસ્ટનો જન્મ રોમન શક ૭૫૩ ની સાલમાં નહોતો થયો પણ તે અગાઉ પાંચ૭ વરસ પહેલાં થયો હતો. એટલે ઇસવીસનની શરૂઆત ક્રાઇસ્ટના જન્મ દિવસથી નહીં પણ એમના છઠ્ઠા વર્ષથી થઇ ગણાય !

*

## સાગરની ઊંડાઈ

પાસિફિક, આટલાંટિક અને હિંદી મહાસાગરનાં ઊંડાણનો તાગ લેવા માનવીએ ઘણાં વરસો સુધી પ્રયાસો કર્યા છે. પૃથ્વી વિશાળ છે, એથી યે વધુ વિશાળ અને ગંભીર સાગરનાં માપ કાળા માથાના માનવીએ લીધાં છે. પૃથ્વી પરના ઉચ્ચતમ પર્વતની ઊંચાઈ જેટલાં જ ઉદધિનાં ઊંડાણ હોય છે.

ઉપર જણાવેલા ત્રણ મહાસાગરોનાં જુદાં જુદાં સ્થળોની ઊંડાઈ દર્શાવવા નકશા તૈયાર કરવામાં આવ્યા છે. આમાં ૭ હજારથી વધુ સ્થળોએ સાગરોની ઊંડાઈ ૭ હજાર ફૂટથી વધારે છે. ફિલિપાઈન્સના દક્ષિણ ટાપુ પાસે સાગરની વધુમાં વધુ ઊંડાઇ ૬ માઇલ ને ૪૧૪ ફૂટ જેટલી નોંધવામાં આવી છે. આટલાંટિકમાં વેસ્ટ ઈન્ડીઝની ઉત્તરે વધુમાં વધુ ઊંડાઇ ૪૫૬૧ ફૅધમ ( ૧ ફૅધમ એટલે ૭ ફૂટ ) છે અને હિંદી મહાસાગરમાં ઇસ્ટ ઈન્ડીઝની દક્ષિણે ૩૮૨૮ ફૅધમ ઊંડાણ માપવામાં આવ્યું છે. પચાસ સ્થળોએ સાગરની ઊંડાઇ ચાર હજાર ફૅધમથી વધુ માલમ પડી છે. સાગરની ઊંડાઇ સરાસરી ૧૦ થી ૧૫ હજાર ફૂટ ગણી શકાય. પૃથ્વી પરના ઊંચામાં ઊંચા પર્વતની ઊંચાઈ જેટલી જ સાગરની ઊંડાઇ હોય છે અને વધુ ચોક્કસ કહીએ તો સાગરની ઊંડાઈ પર્વતની ઊંચાઇ કરતાં એકાદ માઈલ વધુ થવા જાય છે. પર્વતની ટોચ પરથી અવરોહણ કરતાં કરતાં સાગરના તળ સુધી મુસાફરી કરતાં વ્યક્તિને અગિયાર માઇલની સફર ખેડવી પડે.

*

## હાડકાંનો ઉપયોગ

હાડકાંમાંથી માનવોપયોગી ઘણી ચીજો બને છે એ જાણી આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે. હાડકાંમાંથી કારબન બાયસલ્ફાઇડની મદદથી ચરબી છૂટી પાડવામાં આવે છે. આ ચરબીમાંથી સાબુ અને મીણબત્તી બનાવવામાં આવે છે. ચાઈના ક્લેની બનાવટમાં હાડકાંની રાખ વપરાય છે અને આવી જ રીતે ચાંદી-પૉલીસમાં, રંગાટીકામમાં અને ખાંડને શુદ્ધ કરવામાં હાડકાંના કોલસાનો ઉપયોગ કરવામાં આવે છે. ખાવાના છરીકાંટાના હાથા, બટન વગેરે હાડકાંની બનાવટ છે એ તો જાણીતી વાત છે, પણ એમાંથી બનાવેલું જીલેટીન મિષ્ટાહારી ખોરાકની ભિન્ન ભિન્ન વાનીઓમાં, અને કેમેરાની ફિલ્મની બનાવટમાં વપરાય છે એ જાણવા જેવું છે. હાડકાંમાં ફૉસ્ફરસ અને નાઇટ્રોજન છે તેથી તેનું ઉમદા ખાતર થાય છે.

હાડકાંમાંથી બૉમ્બની બનાવટની વસ્તુઓ મળી રહે છે. હાડકાંમાંથી માનવોપયોગી તેમજ માનવ-સંહારક વસ્તુઓ મળી રહે છે એ નોંધવા પાત્ર છે. હમણાં હંગરી દેશના વિદ્યાર્થીઓ ઘેરઘેરથી અને વીશીઓમાંથી હાડકાં ઉઘરાવી રહ્યા છે. આમાંથી થતી કમાણી નેશનલ ફ્લાઈંગ ફંડમાં આપી દેવામાં આવે છે. આ રીતે વિદ્યાર્થીઓ દેશસેવાના કાર્યમાં ફાળો આપી રહ્યા છે.

શિવપ્રસાદ ત્રિવેદી

✰

વર્ષ ૫
અંક ૧૧
તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી
જુલાઈ : ૧૯૪૦



નાના નના વિજયમા હમેશા રાચવા કરત એકાદ સ્વપ્ન પકડીને પોતાની બધી શક્તિ, આગ્રહ ને પુરૂષાર્થ તેની સિદ્ધિ પાછળ ખરચી નાખવા, એમા કાઇ ઓર મઝા નથી ?

*

જેને જુવાનીમા મહાન થવાની ઇચ્છા નથી થઇ—અને ઘણાને થતી જ નથી—એના જીવનનો છેલ્લો આકડો લખાઇ ચૂક્યો છે અને તે લગભગ શૂન્ય છે.

—ધૂમકેતુ

# કિશોર

વર્ષ ૫ | જુલાઈ : ૧૯૪૦ | અંક ૧૧

## અનુક્રમણિકા



### લેખકોને

કિશોરમાં ઈતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે. લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઈચ્છતા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે. (અગર, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું શિરનામું લખી જણાવવું.
લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલા મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાંનો હોય એ ઈચ્છવા યોગ્ય છે.
પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે

તંત્રી : 'કિશોર'
ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ


જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા : અમદાવાદ.

મુંબઈના એજન્ટ : મેસર્સ સી. જમનાદાસની કું. : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

લવાજમ : હિંદમાં રૂ. ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂ. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૩૦-૭-૪૦



કાઠિયાવાડના મૂક સાધક
સ્વ. ચમનભાઈ વૈષ્ણવ

વર્ષ ૫ અંક ૧૧ — કિશોર — જુલાઈ : ૧૯૪૦

# આરામ-પ્રિયતા નહિ, ખડતલપણું જોઈએ

" ૧૯૧૮મા આપણા રાષ્ટ્રનો વિજય થયો, ત્યાર પછી ત્યાગ કરતા સુખચેનની વૃત્તિને આપણા લોકો વધારે માન આપતા આવ્યા છે લોકોએ ત્યાગ થોડો કર્યો, પણ ઇચ્છાઓ વધારે કરી. મહેનત ટાળવા પ્રત્યે વલણ રહ્યું પરિણામે, આજે આપણા દેશ પર દુર્ભાગ્ય ફરી વળ્યુ છે."

જર્મનીને શરણે જવા માટે પોતાની પ્રજાને ખુલાસો કરતાં ફ્રાન્સના મુખ્ય પ્રધાન માર્શલ પેતેએ કરેલા ભાષણમાંથી ઉપરનો ફકરો ઉતાર્યો છે. મને આ વાક્યમાં જરા યે અતિશયોક્તિ લાગતી નથી. હું માનું છું કે જે વાત ફ્રાન્સ માટે માર્શલ પેતેએ જણાવી છે, તે જ બીજાં હારેલાં રાજ્યો માટે યે સાચી હોય. × × × ×

સુખચેન-પ્રિયતા, આરામ-પ્રિયતા, કદી કોઈ ઊંચે ચડેલા દેશને પાડ્યા વિના રહી હોય એવુ મેં જગતના ઈતિહાસમાં ક્યાં યે વાંચ્યું નથી. મહેનતુ, કસાયેલા, કઠણ જીવનમાં રસ લેનારા લોકોને હાથે રાજ્યો અને સામ્રાજ્યોની સ્થાપના, અને આળસુ, મોજમજા-પરાયણ તથા સુંવાળા વંશજોને હાથે તેમનો નાશ—એ બધા યે દેશોના ઈતિહાસોનો સાર કહી શકાય.

અધ્યાત્મને માર્ગે તેમજ સમૃદ્ધિને માર્ગે ચડવાની સાધના એક જ છે. પડેલા રાષ્ટ્રને ફરીથી ઊઠવાનો માર્ગ પણ તે જ છે. તે માર્ગ સાદાઈનો છે, શોખનો નહિ; આઠ નવ કે વધારે પણ કલાક પરિશ્રમ કરવાની હોંશ અને શક્તિ ધરાવવાનો છે, બે કલાક કામ કરી બાર કલાક નીરાંત ભોગવવાનો નહિ; વર્ષમાં આઠ દશ વાર નિર્દોષ, સારાં મનોરંજનો મેળવવાનો છે, અઠવાડિયામાં ત્રણચાર વાર સિનેમાની મોજ તથા રોજ રોજ હોટેલના ભોગ અને રેડિયોના કર્કશ સંગીતથી રીઝવાનો નહિ; પોતાનુ જ્ઞાન વધારવા માટે જ્ઞાનવર્ધક સાહિત્યસેવનનો છે, રાત આખી ધૂળ જેવી નવલકથા કે જાસુસી વાતો પાછળ ઉજાગરો કરવાનો નહિ મોઢા આગળ આંખને આંજી નાખે તેવો પ્રકાશ અને પાછળ ધુમાડો ને ધૂળનો પ્રસાદ ખવાડનાર મોટરના જેવી ભોગમય સંસ્કૃતિ આપણા ઉપયોગની નથી. સહેલાણીપણું દેશને સ્વરાજ નહિ અપાવી શકે અહિંસાને માર્ગે પણ નહિ, હિંસાને માર્ગે પણ નહિ ××

'હરિજનબંધુ'માંથી — કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# કિશોરોને

## ૧૨

દોસ્તો,

સહેજ આરામ લઈને વળી પાછા આપણે મળ્યા. અત્યાર સુધી આપણે જાતજાતની આડીઅવળી વાતો કરી. આપણા ચિત્તનું પૃથક્કરણ કરવાના હળવા હળવા પ્રયાસો પણ આપણે કર્યા. અને એ બધામાં સૂત્રરૂપે રહેલો ભાવ તો તમે ગ્રહણ કરી જ શક્યા હશો.

હવે આપણે જુદા જ ક્ષેત્રમાં વિહરીએ. એ ક્ષેત્ર છે આપણો દેહ. મેં 'ક્ષેત્ર' શબ્દ જાણીજોઈને વાપર્યો છે. જે ક્ષેત્રમાંથી આપણે અન્ન ઉત્પન્ન કરવાના છીએ, તેને આપણે કેટકેટલી રીતે સાચવવું પડે છે ! બહારથી વાડ કરીને જમીનને હળ વડે ખૂબ ખેડવી પડે છે. અને ત્યારે જ બીનું વાવેતર ફળે છે.

તેવી જ રીતે આપણું શરીર પણ ક્ષેત્ર છે. તેનું ચારે બાજુથી સંરક્ષણ કરવું પડે છે, કારણ કે તેમાંથી કુટુંબપોષક, દેશપોષક રસ ઉત્પન્ન થતો છે. તેને પણ બરાબર કસવાનું છે, ખેડવાનું છે, જેથી કરીને આપણામાં રહેલું બી વિકસિત થાય.

આપણાં શાસ્ત્રો કહે છે કે મનુષ્યનો દેહ નાશવંત છે, ક્ષણભંગુર છે. માટે તેનામાં બહુ મોહ રાખવો નહિ, તેની સાથે મમત્વ બાંધવું નહિ. પરંતુ બીજી બાજુથી એમ પણ કહ્યું છે કે શરીર એ જ ધર્મનું પ્રથમ સાધન છે. આપણે જીવનમાં જે કાંઈ કરીએ છીએ તે દેહના સાધનથી જ કરીએ છીએ. જો દેહ નિર્બળ હોય તો ચિત્તથી વિચારેલા ઘણા આદર્શોને આપણે આચારમાં આણી શકતા નથી. જો દેહ બળવાન હોય અને ચિત્ત કલ્યાણપરાયણ હોય તો ઘણાં ઘણાં સારાં કામ આપણે કરી શકવા સમર્થ થઈએ છીએ. તેથી જ કહ્યું છે કે દેહ એ મોટું અને પ્રથમ સાધન છે.

આપણે એક દાખલો લઈએ. ધારો કે કોઈ એક સંગીતશાસ્ત્રી છે. તે કોઈ એક તંતુવાદ્ય જાણે છે. માની લો વીણા. તેને માટે વીણા સંગીતને વ્યક્ત કરવાનું મોટું સાધન છે. તેનામાં રહેલો સંગીતનો રસ જે માત્ર પોતે જ અનુભવી શકે છે, તે જ્યારે બહાર પ્રગટ કરવો હોય છે, ત્યારે કોઈ બાહ્ય સાધનની જરૂર પડે છે. જો તે તેના સાધનને બરાબર સુવ્યવસ્થિત ન રાખે, સુમેળવાળું ન રાખે, સુસંવાદી ન રાખે, તો તેમાંથી સંગીત પ્રગટે નહિ અને કદાચ પ્રગટે તો તે વિસંવાદી થાય, માત્ર કાનને પીડા દે. એ સાધનનું તેને વારંવાર જતન કરવું પડે છે. તેના તારો બહુ તાણેલ પણ નહિ, તેમ બહુ ઢીલા પણ નહિ, એવા રાખવા પડે છે. તેના સાધનની જેટલી તે માવજત કરે, તેટલી તેની સાધના સાધ્યને વ્યક્ત કરતી જાય.

તમે ભગવાન બુદ્ધનો એક પ્રસંગ વાંચ્યો જ હશે. બોધિવૃક્ષની તળે અડગ નિશ્ચય કરીને જ્યારે તેઓ બુદ્ધત્વ પ્રાપ્ત કરવાને દેહદમન કરી રહ્યા હતા, ત્યારે તેની પરાકાષ્ઠાએ એક વાર તેમનો દેહ ઢળી પડ્યો. તેમને તરત જ લાગ્યું કે ક્યાંક ખામી છે. તેથી જાગ્રત થઈ જઈને તેમણે પ્રથમ આવી મળેલું પીણું સ્વીકાર્યું; તેથી કરીને તેમના દેહમાં ચૈતન્ય પ્રગટ્યું. અંતે તેમણે નક્કી કર્યું કે બધી બાબતોમાં મધ્યમ માર્ગ જ શ્રેષ્ઠ છે. કાયાને બહુ ક્લેશ પણ નહિ આપવો, તેમ તેનું બહુ લાલનપાલન પણ નહિ કરવું; તેનું દમન પણ નહિ કરવું, તેને ભોગવિલાસમાં પણ રચીપચી નહિ રાખવી. જેવી રીતે વીણાને ખૂબ તંગ કરતા જઈએ તો પરિણામે તાર તૂટી જાય છે અને ખૂબ ઢીલો રાખીએ તો તેમાંથી સ્વર નીકળતા નથી, તેવી રીતે કાયાને પણ જો ખૂબ દુઃખ દઈએ તો તેથી સાધ્ય સરતું નથી, અને જો તેને ખૂબ એશઆરામમાં રાખીએ તો તેમાંથી જીવનનો કોઈ હેતુ સરતો નથી. બન્ને રીતે સાધ્યને નુકસાન જ છે.

તેથી જ, ઉપર જણાવ્યું તેમ, શરીર એ એક મોટું સાધન છે—

शरीरमाद्यं खलु धर्मसाधनम् ।

લિ૦ તમારો
'અલગારી'

# કબીર અને નાનક

## ૧

આપણા દેશમાં ૧૨ થી ૧૬ સૈકાના ગાળામાં જે અનેક સંતો થઈ ગયા, તેમાં કબીર અને નાનકનાં નામ કદાચ વિશેષ પ્રખ્યાત છે. એ વર્ષોનો ગાળો એટલે આપણે ત્યાં ઈસ્લામ ધર્મ અને મુસલમાનોનું રાજ વધવાનો સમય હતો. આ બે મહાત્માઓ પોતાના જમાનાના હિંદુ તથા મુસલમાન બેઉ લોકોમાં પ્રિય હતા. એમના અનુયાયીઓમાં બેઉ ધર્મના લોકો જોવામાં આવે છે. આ બેઉ મહાત્માઓના મરણ વિશે એકસરખી એક લોકકથા ચાલે છે, તે પરથી તમને આ સચોટ સમજાશે.

કબીરજીએ જ્યારે દેહ છોડી ત્યારે એમના હિંદુ અને મુસલમાન ચેલાઓમાં વાદવિવાદ ચાલ્યો: હિંદુઓ કહે, "અમારા ગુરુના શબને અમે અગ્નિદાહ કરીશું." કબીરજીના મુસલમાન ભક્તો કહેવા લાગ્યા, "ના, અમને એમને ભૂમિદાહ કરવા દેવા જોઈએ; અમે એમને કબરમાં દાટીશું." આ વાદવિવાદ તો પછી વધી પડ્યો. વચમાં પડી એક ભલા ભક્તે કહ્યું, "ભાઈઓ, એક ગુરુના ચેલાઓએ આમ લડવું એ તો શોભાવનારું ન કહેવાય. ચાલો, પહેલાં આપણે સૌ આપણા પ્રિય ગુરુજીનાં દર્શન કરીએ.' દર્શન કરવાને માટે, શબ પર ઓઢાડેલી ચાદર કે કફન ખસેડવામાં આવ્યું. ત્યારે એક નવાઈ પમાડે એવો ચમત્કાર બનેલો સૌએ જોયો: શબને બદલે ચાદર નીચેથી ફૂલોનો ઢગ નીકળ્યો! ઝઘડાનો અંત સહેલો થઈ ગયો: અર્ધાં ફૂલ હિંદુઓએ અને અર્ધાં ફૂલ મુસલમાનોએ લીધાં. આ વાત પરથી એટલું જણાય છે કે, કબીરજી હિંદુ મુસલમાન બેઉ કોમમાં માનીતા હતા.

* આવી જ વાત નાનકના મરણ વિશે પણ કહેવાય છે. એમને વિશે એક લૌકિક દુહો પણ આ જ અર્થ બતાવનારો અત્યાર સુધી બોલાય છે:—

ગુરુ નાનક શાહ ફકીર,
હિંદુકા ગુરુ, મુસલમાનકા પીર.

## ૨

કબીર અને નાનકમાં કબીર પહેલા થયા હતા. એમના જીવન વિશે ખાતરીબંધ હકીકતો ઓછી મળે છે. જે મળે છે તે બાબત વિદ્વાનોમાં કેટલોક મતભેદ પણ છે. તેમનો જન્મ ઈ.સ. ૧૩૯૮ની સાલમાં એક વિધવા બ્રાહ્મણીને પેટે થયો હતો એમ કહેવાય છે. તે બ્રાહ્મણીએ પોતાની શરમ છુપાવવાને માટે, બાળક કબીરને જન્મતાંવેંત છોડી દીધા. નીમા અને નીરુ નામનાં કાશી પાસે રહેતાં એક મુસલમાન વણકર દંપતીએ એ બાળકને જોયું અને પોતાને ઘેર આણ્યું. તેમણે એને ઉછેરીને મોટું કર્યું. આ રીતે, કબીરજીનાં પાલક માતાપિતા મુસલમાન વણકર હતાં. કેટલાક કહે છે કે, એ જ એમનાં જન્મ દેનારાં માતાપિતા હતાં. એ વિશે ખરું શું તે નક્કી કરવું અઘરું છે. પરંતુ એટલી વાત સૌ માને છે કે, તે મુસલમાન વણકરને ત્યાં ઊછર્યા હતા, અને વણકરીથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા.

કબીરના સમયમાં રામાનંદ કરીને એક પ્રખ્યાત સંતપુરુષ કાશીમાં પોતાના મઠમાં રહેતા હતા. સૌ વર્ણના હિંદુઓ તેમના શિષ્ય થઈ શકતા, હતા. હજામ, જાટ ખેડૂત, ચમાર, ગરાસિયા જેવા પણ એમના શિષ્યો હતા. નાનપણથી કબીર ધર્મપરાયણ હતા. એમણે વિચાર કર્યો, મારે રામાનંદના શિષ્ય થવું જોઈએ. પરંતુ મુસલમાન ગણાતા કબીરને કોણ મંત્ર આપે! કોઈએ એનો ઉપાય દેખાડ્યો.

રામાનંદ રોજ પરોઢિયે ગંગા પર સ્નાનસંધ્યા કરવા આવતા. કબીર એક દિવસ એમના માર્ગમાં ગંગાઘાટના એક પગથિયા ઉપર વચ્ચે સૂતા. અંધારામાં રામાનંદનો પગ એમના ઉપર પડ્યો, અને મોઢામાંથી ઉદ્ગાર નીકળ્યો, 'અરે રામ, કોઈ કચરાયું કે શું!' કબીરજી તરત ઊઠીને ઊભા થઈ ગુરુજીને સાષ્ટાંગ નમસ્કાર કરી ઘેર ગયા. ત્યારથી એમણે માની લીધું કે મને ગુરુજીએ રામ-મંત્ર આપ્યો અને ચરણસ્પર્શથી

પાવન કર્યો. પછી એ મંત્ર જપતા જપતા એ પોતાની સાધના કરવા લાગ્યા.

તમે જાણો છો કે કબીરનાં ભજનો ખૂબ લોકપ્રિય છે. રાવણહથ્થાવાળા ભરથરી જેવા સામાન્ય લોકથી માંડીને કવિવર રવીન્દ્રનાથ ટાગોર સુધીના વિધવિધ લોકોને કબીરજીનાં ભજનો વહાલાં છે. લોકભાષા હિંદીમાં તે બધાં છે. તેની હૃદયવેધી સરળ ભાષા સૌને મુગ્ધ કરે છે, અને મધુર સંગીતમાં તે ગવાય છે. તેથી તેના ભાવો પણ તરત મન પર ચોંટી જાય છે. ગુરુ નાનક પણ મોટા ભજનિક હતા. તે પણ ભજનો લલકારતા. મીરાંબાઈ, નરસિંહ મહેતો, કબીર, નાનક, સુરદાસ, તુલસીદાસ વગેરે અનેક ભક્તોની સાદી લોકભાષા અને સંગીતમય ભક્તિ એ એક મોટી ખાસિયત છે. તેથી તેઓ આમ-જનતામાં ખૂબ પગપેસારો કરી શક્યા છે. કબીર નાનકની મહત્તા પણ એ જ વસ્તુમાં રહેલી છે. ઈશ્વર એક જ છે અને તેની ભક્તિ કરવી જોઈએ તથા સાદું, મહેનતુ અને નીતિપરાયણ જીવન ગાળવું એ આ ભક્તિનું એક અંગ છે—આવો સાદો ઉપદેશ તેમનો હતો. અને એ ઉપદેશ તેઓ નાતજાત કે ધર્મોના વાડાઓના ખ્યાલ વગર મનુષ્યમાત્રને કહેતા. આજ પણ કબીરજીના અનુયાયીઓ સામાન્ય લોક છે; તેઓ તંબૂરાથી ભજનો ગાઈ ઓચ્છવ કરે છે; કબીરજીની વાણીના 'બીજક' નામના ગ્રંથનો પાઠ કરે છે. તેઓ કબીરપંથી કહેવાય છે.

અને ગુરુ નાનકના અનુયાયી શીખ કહેવાય છે. તેઓ પોતાને એક અલગ કોમ કહેવડાવે છે. તેમનું મૂળ રહેઠાણ પંજાબ પ્રાંત છે. હવે તેમના આદિ ગુરુ નાનકની થોડીક વાત જોઈએ.

૩

ગુરુ નાનકનો જન્મ ઈ. સ. ૧૪૬૯માં લાહોર પાસે આવેલા તાલવંડી કરીને એક નાના ગામમાં થયો હતો. આ ગામને આજ નાનકાના કહેવામાં આવે છે, અને પોતાના આદિગુરુના જન્મસ્થાન તરીકે શીખ લોકો તેને યાત્રાનું ધામ ગણે છે. તેમનું મરણ ઈ. સ. ૧૫૩૯માં કરતારપુર કરીને એક ગામમાં થયું. આ કરતારપુર ગામ ગુરુ નાનકે જ વસાવ્યું હતું. અને ત્યાં તે જીવનનાં છેલ્લાં વરસોમાં ખેડૂત તરીકે રહેતા હતા. તે ગામ પણ શીખોનું એક યાત્રાનું સ્થળ આજ ગણાય છે.

ગુરુ નાનક જન્મે હિંદુ હતા, અને તે વિચારમાં સુધારક હતા. નાનપણથી તેમને ધર્મનું ખરું રહસ્ય જાણવાની તાલાવેલી હતી. આપણા નરસિંહ મહેતાની પેઠે, તે પણ ભણવાને બદલે નાનપણમાં સાધુસંતોમાં જ ભમતા, તેમની સેવાચાકરી કરતા, અને એમાં જ આનંદ માણતા. આથી તેમણે ભણતર તો કાંઈ ન માંડયું, પણ દુનિયા બહુ જોઈ. તેમાથી તે ચકોર અને વિચારવંત પુરુષ સમજી ગયા કે, ખરા ધર્મ જેવી વસ્તુ આજે એકે ધર્મો પાસે નથી રહી; ધર્મને નામે તેનો આડંબર જ ચાલે છે.

સુલતાનપુર કરીને એક ગામમાં નાનકનો બનેવી સરકારી નોકરીમાં હતો. તેની ભલામણથી નાનકને પણ ત્યાંના સૂબાના કોઠારીની નોકરી મળી હતી. તેથી નાનક ઉંમર લાયક થયા ત્યારે સુલતાનપુરમાં રહેતા. રોજ સવારે નદીએ તે સ્નાનસંધ્યા કરવા જતા અને નોકરીના સમય પછી સંતસમાગમમાં વખત ગાળતા. આવી તેમની દિનચર્યા જોઈને સૌ કોઈ એમને સાધુ પુરુષ માનતા.

એક દહાડો સવારે તે સંધ્યા કરવા ગયા હતા. ત્રણ દિવસ થયા છતાં ત્યાંથી પાછા ન આવ્યા, તે પરથી લોકોએ માન્યું કે એ મરી ગયા. પણ ચોથે દિવસે એ તો આવી પહોંચ્યા. લોકોએ પૂછાપૂછ કરવા માંડી કે, ક્યાં ગયા હતા, ક્યાં ગયા હતા! પરંતુ નાનક તો મોંમાંથી એકે અક્ષર જ ન કાઢે! બધાને લાગ્યું કે એ તો ગાંડો થઈ ગયો. પણ બન્યું હતું એમ કે, એ ત્રણ દિવસના એકાંતમાં નાનકને ધર્મનું રહસ્ય લાધ્યું હતું. એક અકાલ સત્યરૂપ પ્રભુ છે, અને બાકી બધા ફંદ છે એમ તે સમજ્યા હતા. બીજે દિવસે નાનકે એક જ વાક્ય કહ્યું, 'કોઈ હિંદુ

નથી કે કોઈ મુસલમાન નથી'; અને પછી ફકીરના વસ્ત્ર ધારણ કરીને એ સુલતાનપુરથી ચાલી નીકળ્યા

હવે તે દેશાટન કરવા લાગ્યા તે જમાનામા દેશાટન કરવું એટલે અનેક તીર્થધામોમા ફરવુ નાનક આખા દેશમા ફરી વળ્યા એટલુ જ નહિ, પરંતુ તે મક્કા સુધી પણ જઈ આવ્યા હતા, એમ ઇતિહાસકારો બતાવે છે

એક વખત તે હરદ્વારમા હતા, ત્યારે ત્યા મોટો મેળો હતો. નદીના પાણીમા ઉગમણે મોઢે ઊભા રહી લોક પિતૃઓને પાણીની અંજલિ આપતા હતા નાનકે આથમણી બાજુ મો કરી પોશે પોંશે પાણી દેવા માડયુ. પાસે ઊભેલા પંડાઓ આ જોઈને પૂછવા લાગ્યા, 'એ અંધા, આ શુ કરે છે?' ઠંડે કલેજે નાનકે જવાબ આપ્યો, 'મારા ગામના ખેતરને પાણી પાઉ છુ '

'અરે બેવકૂફ, ગામના ખેતરને અહીંથી પાણી કેવી રીતે મળે!' પંડાઓએ હસીને કહ્યુ.

નાનક કહે, 'કેમ? જો તમે પેલા લોકોના પિતૃઓને સ્વર્ગ સુધી પાણી મોકલાવી શકો છો, તો મારુ ખેતર તો પાસે જ છે!'

આવા આવા તો અનેક મજેદાર પ્રસગો નાનકની યાત્રામા બન્યા હતા એક મક્કાનો પ્રસગ જાણવા જેવો છે ગુરુ નાનક મક્કામા ગયા ત્યારે એક દિવસ રાતે મક્કાના પવિત્ર પથ્થર કાબાની મસ્જિદમા સૂતા હતા સવારમા એક મોલવીએ જોયુ કે કોઇ મુસાફર કાબા તરફ પગ કરીને સૂતો છે તે નાનક પોતે હતા પેલા મુલ્લાએ નાનકને કહ્યુ, "એ મુસાફર, તું કેમના પગ કરીને સૂતો છે એનુ તને ભાન છે? કાબા તરફ તે પગ કદી થાય?"

નાનકે કહ્યુ, "ભાઈ, ત્યારે જે બાજુ ઈશ્વરનું ધામ ન હોય તે તરફ તું મારા પગ કરી દે" એ સાભળી મુલ્લાને ગુસ્સો ચડયો અને પગ પકડીને બીજી બાજુ ફેરવી દીધા પણ આ શો ચમત્કાર! મુલ્લાને હવે તે બાજૂ કાબા દેખાવા લાગ્યો એટલે એણે વળી પગ ફેરવ્યા; ફરી પણ એમ જ દેખાય! મુલ્લા ગભરાયો તેને થયું કે, આ કોઈ ઈશ્વરનો ઓલિયો છે તેણે નાનકની ક્ષમા માગી નાનકે બેઠા થઈ તેને ધર્મનુ સચુ રહસ્ય સમજાવ્યુ. અમુક ક્રિયા કરવી કે ન કરવી, અમુક ખાવુ કે ન ખાવુ, એવી બાબતો પર ધર્મનુ ખરું રૂપ નથી. એક અલ્લા કે ઈશ્વર છે અને પવિત્ર જીવનથી તે રાજી થાય છે એ સમજી બધા વર્તે એ અલ્લાને પ્રિય છે.

આ પ્રમાણે તે હિંદુ મુસલમાન એવા કશા ભેદભાવ વગર સત્યધર્મ લોકને સમજાવતા આ બાબતમા એ અને કબીર એકસરખા વર્તનવાળા હતા. કોમ કોમ વચ્ચે, ધર્મ ધર્મ વચ્ચે આમ ધર્મની સત્ય સમજ મારફતે મેળ સાધવાનો એમનો અમર સદેશો આજ પણ યાદ રાખવા જેવો છે

મગનભાઈ દેસાઈ



## ૬

## ચિત્રવિલોપન

સંધ્યા રમાડે ધરીને ઉછંગે
આ શુક્રતારાકણીને શી રંગે !
ને સિંધુમાં ગૂઢ થઈ ગયેલો,
જોતી રહી રક્ત થઈ રવિનાથ પેલો. ૧
પ્રીતિથી પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું. ૨
સાવિત્રી સિંધુમાં જ્હેતી, તરંગો ઊછળે તહીં,
નાવડું નાચતું તેમાં આવતું જો ! દીસે અહીં. ૩
યુવતી તે વિષે બેઠી બાળકી છાતીએ ધરી,
પ્રેમ વાત્સલ્યના ન્હાના અમોલા શા વલા ગરી. ૪
"નાવડું હંકારજે
વેગથી, સંભાળથી,
ઓ ખલાસી કુશળ ઓ !
આ મોંઘી છે મુજ બાળકી." ૫
લાડકી મુજ જગવિશે
આવી એક જ માસથી,
તો ય મુજ હઈડે વસી
દિન અણગણ્યા ત્યમ ભાસતી. ૬
સિંધુતટ પેલો ઊંચે
દુર્ગ પર્વત ટોચ જે,
તાત ત્યાં તુજ વાટડી
જોતા ઊભા ધરી મોહને. ૭
થાશું ભેળા ક્ષણમહીં,
દીર્ઘ વિરહ જ છોડીને.
પ્રથમ દર્શન આંકતા
કંઈ ચુંબનો કરશે તને. ૮
નાવડું આ સિંધુમાં
ઊછળે કંઈ વેગથી.
હૃદય પણ મુજ નાચતું
દે તાલ તેને પ્રેમથી. ૯
પ્રેમ સંકળ જે રહી
મધુર બે-આમ-ઉરની
બીડતી દૃઢ તેહને
તું કનક કડી વણ મૂલની. ૧૦
દુર્ગ પર જો ! ફરફરે
ધવલ કર-અંચલ પણે;
હઈડું આ કંઇ થરથરે,
ને પ્રેમ મંત્રો શા ભણે ! ૧૧
હા ! મીઠું બુલ્બુલ માહરું !
કૂજતું કલરવ કરે.
લાડકી ! તુજ એ અમી
પીતાં ન મન તૃપ્તિ ધરે, ૧૨
તાતને તુજ કુજનો
એ રેલા તું સુણાવજે
મર્ત્યલોકે સ્વર્ગની
કંઈ દીપ્તિ ક્ષણ ઝળકાવજે. ૧૩
બીડકી જો વ્યોમમાં
શુક્રકણી શી શોભતી !
હા ! તદાપિ મુજ લાડકી
એથી રુચિર અદકી અતિ. ૧૪
ભૂત ભાવિ ભૂલતી
સુખ હીંદોળે ઝૂલતી
સંગ લઈ મુજ પૂતળી
આનંદ સિંધુ હું બૂડી."— ૧૫
"ઓ ! આ આમ એકાએક
નાવડું વાકું વળિયું છેક !
ધાઓ ! અરે જીવનનાથ !—
લાડકી ! વાર તું મુજને બાથ !" ૧૬
"ખલાસી ! બચાવો !
અરે કોઈ આવો !—
"દયાસિંધુ ! આવું !
શિશુ સાથ લાવું !" ૧૭
નિમિષ મહીં જ ડૂબ્યું નાવડું સિંધુ માંહી.
મધુર સુખ છબીઓ ને ગઈ જો ! ભૂંસાઈ !
ઉદધિ-ઉદર સંધ્યા શુક્ર સાથે સમાયાં.
તિમિર મહીં જ ગૂઢાં સિંધુએ ગાન ગાયાં. ૧૮

—શ્રી. નરસિંહરાવ

• આ કાવ્યનું વસ્તુ કવિને એક મૃત્યુલેખમાંથી મળ્યું હતું. રત્નાગિરિ જિલ્લામાં સાવિત્રી નદીના મુખ આગળ બાનકોટનો કિલ્લો અને ગામ આવેલાં છે. ત્યાંના કબરસ્તાનમાં એક કબર ઉપર આ પ્રમાણે લેખ છે:—

"Here lie the remains of Mary Sophia Marcia, aged 26 and Ellen Harriet, aged 32 days, the beloved wife and daughter of Arthur Malet of the Bombay Civil Service. They, with thirteen boatmen and attendents, were drowned on the bar of the river on the night of the 6th December 1853."

ભાવાર્થ —મુંબઈની સિવિલ સર્વિસવાળા આર્થર મેલેટનાં પ્રિય પત્ની અને પુત્રી મેરી સોફિયા મર્સિયા (ઉંમર વર્ષ ૨૬) અને એલન હેરિયેટ (ઉમર દિવસ ૩૨) ના અવશેષો અહીં કબર થયા છે. એ બંને, બીજા તેર ખારવા અને નોકરો સાથે, ૧૮૫૩ના ડિસેમ્બરની ૬ઠી તારીખની રાતે નદીના દાંડા ઉપર ડૂબી ગયાં હતાં.

આ વાંચતાં કવિના ચિત્તમાં આખું ચિત્ર ખડું થયું હશે—પતિને મળવા જતી નવસતાનવતી માતાના હૃદયમાં જાગેલી લાગણીઓ અને ઊર્મિઓ કલ્પનાદ્વારા કવિએ અનુભવી હશે અને એને પરિણામે આ કાવ્યની રચના થઈ હશે. કવિનો વિશાળ સમભાવ અને તાદૃશ ચિત્ર ખડાં કરતી કલ્પના એ બેના સંયોગથી આપણે આ કાવ્યમાં એક અતિ કરુણ ઘટનાનું અસરકારક—સદાને માટે ચિત્તમાં છપાઈ રહે એવું ચિત્ર પામીએ છીએ.

કાવ્યની શરૂઆતમાં કવિએ કુદરતનું જે વર્ણન કર્યું છે, તે જ એવી ખૂબીથી કર્યું છે કે આખા કાવ્યના વસ્તુનું સૂચન એમાં આવી જાય છે. એમ તો પહેલી બે કડીમાં કવિએ કાવ્યમાં વર્ણવેલા પ્રસંગનો સમય જ કહ્યો છે, કે તે વખતે સાંજ હતી પણ એ સાંજનું વર્ણન કરતાં કરતાં એમણે સંધ્યાને માતાની, શુકનારકણીને પુત્રીની, અને સાગરમાં આથમી ગયેલા રવિને પતિની ઉપમા આપી એ વર્ણનમાં ખૂબ સજીવતા આણી છે. ('શુક્ર' તો પુલ્લિંગ નામ છે, 'તારો' પણ પુલ્લિંગ નામ છે, અને કવિએ અહીં એને પુત્રીની ઉપમા આપવી હતી એટલે 'શુક્રનારકણી' એવો સ્ત્રીલિંગ શબ્દ યોજી લીધો છે.) વળી સંધ્યા અને શુક્ર આપણી નજર સમક્ષ છે, તેમ આ કથામાં પણ માતા અને પુત્રીને આપણે જોઈ શકીએ છીએ અને રવિની પેઠે પિતા દુર્ગની પાછળ છુપાયેલો અદૃશ્ય રહેલો છે.

બીજા શ્લોકમાં સંધ્યા જેમ પોતાના ખોળામાં રહેલ શુક્રકણીને રમાડવાના આનંદમાં જ મશગૂલ છે, અને એને ભવિષ્યમાં પોતાનો લય થવાનો છે, સંધ્યા વીતીને રાત્રિ ફેલાવાની છે, એનો સ્વપ્ને પણ ખ્યાલ નથી, તેમ કથામાં પુત્રી ઉપર મુગ્ધ બનેલી માતા ભૂત અને ભાવિને વીસરી જઈ કેવળ વર્તમાન સુખમાં જ મગ્ન બનેલી છે, અને તરતના ભવિષ્યમાં પતિના મિલનથી થનાર આનંદનાં મધુર સ્વપ્નાં જ સેવ્યા કરે છે. એને પણ થોડી વારમાં આ દુનિયામાંથી લોપ પામી જવાનું છે, એનો લગારે ખ્યાલ નથી.

આમ અત્યંત ખૂબીથી કાવ્ય વસ્તુનું સૂચન થાય એ રીતે પ્રસ્તુત પ્રસંગનો સમય વર્ણવ્યા પછી કવિએ એ ઘટનાનું વર્ણન શરૂ કર્યું છે, અને સરિતા અને સાગરના સંગમ આગળ જ્યાં તરંગોનું જોર વધારેમાં વધારે હોય છે ત્યાં નાવડીને તરતી બતાવી છે. તે નાવડીમાં માતા પોતાની પુત્રીને છાતી સરસી લઈને બેઠી છે. તેને હૈયેથી જાણે પ્રેમ અને વાત્સલ્ય ઊભરાઈ રહ્યાં છે.

પ્રસૂતિ પછી હેમખેમ બાળકને લઈને એ પતિને મળવા જાય છે એટલે એના મનમાં આનંદ તો જાણે માતો નથી. એ આનંદના ઉમળકામાં એ ઘડીમાં ખલાસીને ઉદ્દેશીને, તો ઘડીમાં પુત્રીને ઉદ્દેશીને, તો ઘડીમાં વળી સ્વગત એમ ઉદ્ગારો કરે છે. કડી પાંચમીથી તે પંદરમી સુધી એના આ આનંદોદ્ગારો વર્ણવાયેલા છે અને એમાં આપણે એ માતાનું હૃદય જોવા પામીએ છીએ. ખલાસીઓને ઉદ્દેશીને એ કહે છે:

નાવડું હંકારજે
વેગથી, સંભાળથી,

અહીં 'વેગથી' અને 'સંભાળથી' બને શબ્દો ખૂબ સાભિપ્રાય વપરાયેલા છે. 'વેગથી' એટલા માટે કે એ વિરહ પછી પોતાના પતિને મળવા અધીરી થયેલી છે, અને 'સંભાળથી' એટલા માટે કે એની સાથે એની પ્રાણથી પણ વહાલી પુત્રી છે.

આ પુત્રી આવી તો છે એક જ મહિનો થયાં—

તોય મુજ હૈડે વશી
દિન આણગણ્યા ત્યમ ભાસતી.

આ એના પ્રેમની ઉત્કટતા બતાવે છે. પ્રેમને લીધે ટૂંકો સંબંધ પણ લાંબો—જાણે જન્મોજન્મનો હોય એવો લાગે છે. શ્રી. બ. ક. ઠાકોરના 'જુનું પિયરઘર' નામના કાવ્યમાં પણ આવો જ ભાવ વ્યક્ત થયેલો છે. અહીં તે કાવ્ય પણ વાંચવા જેવું છે. માતાનું હૈયું નાવડીના ઝોલા સાથે તાલ મિલાવી ઝોલે ચડે, દુર્ગ પર ફરફરતા કર—અચલ કહેતા રૂમાલ સાથે થરથરવા લાગે, એ બધું પણ એના પ્રેમ અને આનંદના ઉછાળાનું જ સૂચક છે.

કોઈ માતા કદી પોતાના બાળકના કલરવ (મીઠા અવાજ)થી ધરાઈ છે કે આ માતા ધરાય? એ તો કહે છે કે તું તારા કાલા બોલ સંભળાવી તારા બાપુને આ મર્ત્યલોકમાં પણ ક્ષણભર સ્વર્ગ-સુખનો અનુભવ કરાવજે.

આકાશમાં શુક્રને ઝળકતો જોઈને તેનું સૌંદર્ય એના ધ્યાનમાં આવે છે, અને તે એ બાળકીને બતાવવા જાય છે, અને ત્યાં એની નજર પાછી બાળકી ઉપર પડે છે અને તેની સરખામણીમાં એને શુક્રનું સૌંદર્ય પણ ઝાંખું પડતું લાગે છે. આમાં પણ એનું માતૃહૃદય અને વાત્સલ્ય જ વ્યક્ત થાય છે.

આમ આનંદ અને ઉલ્લાસના ઊભરામાં એ બોલે છે કે હું તો અત્યારે મારી બાળકી સાથે આનંદસાગરમાં બૂડી ગઈ છું. બરાબર એ જ ક્ષણે નાવડી એકાએક વાંકી વળે છે અને બૂડવા માંડે છે. આમ એની ઉક્તિનો છેલ્લો શબ્દ કવિએ ખૂબ સૂચક મૂકેલો છે. 'બૂડી' કહેતાં જ નાવડી બૂડવા માંડે છે.

નાવડી વાંકી વળતાં ભયમાં એ પહેલાં તો સ્વાભાવિક રીતે જ પોતાના પ્રિયજનને પોકાર કરે છે, અને બાળકીને પણ પોતાને વળગી જવાનું કહે છે. પણ પછી પરિસ્થિતિનો ખ્યાલ આવતાં ખલાસીને સાદ કરે છે, પણ ત્યાં તો પ્રસંગ એટલો વિકટ બની જાય છે કે 'અરે કોઈ પણ આવો' એમ તે પુકારી ઊઠે છે. ક્ષણાર્ધમાં જ એને ખાત્રી થાય છે કે હવે કોઈ જ બચાવી શકે એમ નથી, મૃત્યુ નિશ્ચિત છે એટલે છેવટે એ ઈશ્વરને સંબોધીને જ કહે છે કે 'હે દયાસિંધુ, હું આવું છું અને સાથે મારી બાળકીને પણ લાવું છું.' આમ એ અસહાય થઈને ઈશ્વરનું શરણું સ્વીકારે છે.

નાવડી વાંકી વળવા માંડી ત્યારનું વર્ણન ત્વરિત ગતિવાળા ઉધોર છંદમાં કર્યું છે, અને એની છેલ્લી છેલ્લી ઉક્તિઓ અર્ધભુજંગીમાં ગૂંથી છે. એથી વચનો ખૂબ ટૂંકાં—આવી પરિસ્થિતિમાં સ્વાભાવિક રીતે જ ઉચ્ચારાય એવાં અને એટલા વેગથી બોલાયલાં સાચવી શકાયાં છે એ એની વિશેષ ખૂબી છે.

ત્યારપછી છેવટનો શ્લોક આવે છે. કાવ્યના આરંભ જેટલો જ અંત પણ સુંદર છે છંદ પણ ત્વરિત ગતિથી ઊપડતો અને પાછળથી લંબાતો માલિની પસંદ કરેલો છે. 'નિમિષ મહીં જ ડૂબ્યું નાવડું સિંધુ માંહી' અને માતાની અને પુત્રીની મધુર સુખ છબીઓ જોતજોતામાં ભૂંસાઈ ગઈ. સાગરના ઉદરમાં સંધ્યા અને શુક્ર બને સમાઈ ગયાં—રાત્રિનો અંધકાર ફેલાઈ ગયો અને એ અંધકારમાં જ સાગર શોકઘેરાં ગીત ગાતો રહ્યો.

અહીં પણ માતા અને પુત્રીના નાશનું સૂચન સંધ્યા અને શુક્રના અસ્તથી સાધ્યું છે, અને કાવ્યનો સમારોપ સરસ અને સુંદર બનાવ્યો છે.

નગીનદાસ પારેખ

☆

# ' न त्वहं कामये स्वर्गम् । '

[ 'સ્વર્ગની મને કામના નથી' ]

ચીનદેશમાં પો ચીઆ નામે બાદશાહ હતો. તે બહુ લોકપ્રિય હતો, પણ* પૂર્વજન્મના કોઈ દુશ્ચરિતને કારણે એને દીકરો નહોતો. પો ચીઆ અમરાવતીનો અતિથિ થાય પછી સિંહાસન ઉપર બેસનારો એના પ્રાસાદમા ન મળે

એટલે પો ચીઆ તથા એની રાણી પશ્ચિમાદ્રિની જાત્રાએ ગયા, અને ત્યા જઈને દેવ આગળ સંતાનની માગણી કરી એની પ્રાર્થના સફળ થઈ, ને એને ઘેર ત્રણ બાળક અવતર્યા, પણ ત્રણે ય કન્યા જ થઈ

રાણી કહે, ' આપણે તો પુત્ર જોઈએ નથ દીનીથી દીવાનો અર્થ થોડોક સરે છે ? '

પો ચીઆ બોલ્યો, ' સાચુ, પણ એ તો દૈવાધીન વસ્તુ છે, ત્યા આપણો શો ઉપાય ? આપણી દીકરીઓ પરણશે, અને હુ છાયાલોકમા જાઉ પછી એક જમાઈ ગાદીએ બેસશે. '

ત્રણેમા કનિષ્ઠ કુવરી મીઆઓ શાન બાદશાહને બહુ વહાલી હતી, એટલે એનો વર પોતા પછી સિંહાસનારૂઢ થાય એવી બાદશાહની અભિલાષા હતી, પણ મીઆઓ શાનને તો કન્યાકુમારી જ રહેવાના કોડ હતા ' પિતાની આજ્ઞા ભાગવી એ પાપ છે, ' તે બોલી ' પણ રાણી થવામા શો સાર ? એ તો નદીમા પડેલો ચાદનીનો પડછાયો, જે સવાર પડે એટલે લુપ્ત થાય મારે તો આત્મા ઉપર ચડેલો મેલ ધોઈને શુદ્ધ બનવુ છે, માદાની સારવાર કરવી છે તથા રાકની ભીડ ભાગવી છે. મારે પરણવુ નથી '

આ જાણીને પો ચીઆ બાદશાહને રોષ ચડ્યો. એણે નોકરોને હુકમ કર્યો કે ' કુવરીને વાડીમા નાખી આવો, એટલે એ ભૂખે મરે ને ટાઢે ઠરે. ' પણ વાડીમા તો પવનદેવતાએ કુવરીને આહાર પહોચાડ્યો, ને ચાદાએ એને હૂફ આપી

પછી તો કુવરી ધોળી ચાદનીવાળા સાધ્વીઓના આશ્રમમાં ગઈ. રાજાએ સાધ્વીઓને કહેવરાવ્યુ કે એને કઠણ કામ આપજો, જેથી એ સાધ્વી થવાની આળસી જાય. પણ પાણી ભરવા ને લાકડાના ભારા આણવાનું કામ કુવરીને મળ્યુ તે એને દેવદૂતોએ કરી આપ્યુ

આ સાભળીને બાદશાહના કોપે માઝા મૂકી, ને એણે સાધ્વીઓના આશ્રમને આગ લગાડી પણ એ આગના ધુવાડા ભેગી મીઆઓ શાનની પ્રાર્થના આકાશે ચડી એટલે એકદમ મેઘાડબર ગાજ્યો, વરસાદ વરસ્યો અને આગ ઠરી ગઈ

રાણીના કહેવાથી બાદશાહે કુવરીને ચાલવાને માર્ગે એક મંડપ રચાવ્યો, ને ત્યા ગાનતાન તથા ખાનપાન ગોઠવ્યા પણ તોય કુવરી લલચાઈ નહિ એટલે બાદશાહે કુવરીનુ ડોકુ ઊડાડી દેવાની આજ્ઞા કરી પણ કુહાડી જેવી એના ગળાને અડી એવી કુહાડી જ ભાગી ગઈ અને એક સિંહ આવ્યો, તે કુવરીને પોતા ઉપર બેસાડીને ચાલતો થઈ ગયો !

કુવરીને તો મૂર્છા આવી ગઈ, પણ મૂર્છા વળી ને એણે આખ ઊઘાડી તો એક નીલવસ્ત્રધારી તરુણ એની આગળ આવ્યો ને કહ્યુ, ' મીઆઓ શાન, આ તમે નરકે આવ્યા છો, જ્યા માણસને એના દુષ્કૃત્યને સારુ દંડ થાય છે યમરાજે મને કહ્યુ કે કુવરીને અહિ બધુ બતાવો અમે સાભળ્યુ છે, કે તમારી પ્રાર્થનાથી શોકનુ નિવારણ થાય છે, એ સાચુ ? અને તમે હમણા કાઈક પ્રાર્થના કરો તો અમે સાભળિએ '

મિઆઓ શાને જેવી પ્રાર્થના કરી એવો જ અંધકાર હઠી ગયો નરક નરક મટીને જ્યોતિર્મય સ્વર્ગ બન્યુ તથા જમીન ઉપર પચરંગી ફૂલ ખીલી ઊઠ્યા

મિઆઓ શાન મર્ત્યલોકમા પાછી આવી, અને પોતાની સાધનાને યોગ્ય સ્થળ ગોતવા મડી. ફરતા ફરતા તે પૂ ટો નામે ખડકમય બેટ ઉપર આવી ને ત્યા નવ વર્ષ લગી પ્રાર્થના કરી, એણે કેવળ સુવિચાર જ કર્યા અને અંતે સિદ્ધ બની, એટલે દેવો એના દર્શન કરવા આવ્યા, તથા અમરાવતીપતિ મહેન્દ્રે એને સ્વર્ગમા આવવા નોતરી કન્યાકુમારી, અમરાવતીના પ્રમાશમય દ્વારમાં પગ મુકવા જાય છે ત્યા તેણે પાછુ વળીને મર્ત્યલોક જોયો, અને કોટિ કોટિ દુખિયાનો આર્તનાદ સાભળ્યો, એટલે એની સભાળ લેવા સારુ એ પાછી વળી તે દિવસથી એનુ મિઆઓ શાન નામ મટીને ક્વાન યીન ( પ્રાર્થના સાભળનારી ) એવુ નામ પડ્યુ * દે. વા

* મિસ ફ્લોરેન્સ નોર્ટનના લેખ ઉપરથી

# ગૌરી-વ્રત

[ એક પત્ર ]

આપણે ત્યાં આશ્રમમાં કન્યાઓ ગૌરીવ્રત પાળે છે એ સાંભળીને મને આશ્ચર્ય થયું. ચોમાસાના દિવસોમાં કઠોળ ન ખવાય, શાક ન ખવાય તે તો સારું જ છે. વ્રત જેટલે દરજ્જે ઉત્સાહપૂર્વક સ્વીકારેલો સંયમ છે તેટલે દરજ્જે તે સારી વસ્તુ છે જ. એટલે છોકરાઓ કે છોકરીઓ પોતાની શક્તિની અજમાયશ કરી, માબાપ કે શિક્ષકો ના પાડતાં છતાં, હઠપૂર્વક તેમની પાસેથી રજા મેળવી વ્રતો લે અને તે પાર પાડે એ ખૂબ ઇચ્છવા જેવું છે. કેળવણીનું એ એક મહત્ત્વનું અંગ છે. જેમ અખાડામાં કસરત કુસ્તી વગેરે કરીને શરીર કસાય છે તેમ વ્રતો દ્વારા સંકલ્પશક્તિ કેળવાય છે.

પણ ગૌરીવ્રતને આપણે ત્યાં સ્થાન ન હોઈ શકે એમ હું માનું છું.

આશ્રમમાં રહેનાર બધાં છોકરાછોકરીઓ અવિવાહિત રહેશે એવી આશા મેં સેવી નથી; એવી અપેક્ષા પણ નથી. આશ્રમમાં રહેલાં બધાં જ બ્રહ્મચર્ય પાળે છે એમ પણ નથી. છતાં અખંડ બ્રહ્મચર્ય એ જ આપણો બધાનો આદર્શ છે. બ્રહ્મચર્યમાં ન માનનાર આશ્રમમાં રહે જ શા માટે? આદર્શ સુધી જે ન પહોંચી શકે તે રસ્તામાં પોતા જોગું સ્થાન જોઈ ત્યાં ગોઠવાઈ જાય છે. પણ અંતે એ પણ આદર્શ તરફ જ જવા માગે છે એમ તો દરેકના હૃદયમાં છે જ. આવા આપણે ગૌરીવ્રતને ઉત્તેજન ન જ આપી શકીએ. છોકરીઓ બ્રહ્મચારિણી રહે એ જ આપણે ઇચ્છીએ. અને એ જ જાતની આપણી કેળવણી પણ હોય. છતાં જે પરણવા ઇચ્છે તેનો તિરસ્કાર ન કરતાં, તેના કરતાં જુઓ આપણે કેવા શ્રેષ્ઠ છીએ એવો ડોળ ન કરતાં, એના વિચારને વધાવી લઈએ. વિવાહ એ કાંઈ અપવિત્ર વસ્તુ તો નથી જ.

સારો પતિ મળે એ ઇચ્છાથી ગૌરીવ્રત કરવામાં આવે છે એમ મેં સાંભળ્યું છે. ગૌરી એ હિંદુ સમાજ આગળનો ઉજ્જવળ આદર્શ છે એ વિશે શંકા નથી. પણ ગૌરીએ કાંઈ સારો પતિ મળે એવો સંકલ્પ કરી તપશ્ચર્યા કરી ન હતી. એણે તો મહાદેવનો સ્વયંવર કર્યો હતો, અને સારો કે નરસો પણ મહાદેવ જ મારે જોઈએ છે એ સંકલ્પથી એણે તપસ્યા આદરી હતી આજે આપણે ત્યાં સ્વયંવરની પ્રથા રહી નથી, એટલે છોકરીઓને કેવો વર મળે એ એમના પૂરતો તો નસીબનો જ સવાલ છે. જે વસ્તુ આપણા હાથની નથી તે વસ્તુ માટે આપણે ઈશ્વરને શરણ જઈ તેની પ્રાર્થના કરીએ છીએ. છોકરીઓ પ્રાર્થના કરે કે 'હે પ્રભુ! મારાં વડીલોને સદ્‌બુદ્ધિ આપ, અને તેઓ મારે માટે મનપસંદ વર શોધી કાઢે એવું કર.' પતિની પસંદગી જો પોતાના જ હાથમાં હોય તો આવી પ્રાર્થના કરવાપણું નથી રહેતું. પછી તો પોતાને સન્મતિ આપવા વિશે પ્રાર્થના કરવાની રહી.

દેશના આજના જુવાનો કેવા છે એ આપણે જાણીએ છીએ. અને છોકરીઓ કેવી છે એ પણ નથી જાણતા એમ નથી. આવાંમાંથી જ છોકરીઓને પતિ અને છોકરાઓને પત્ની મળવાનાં છે ને? એના કરતાં છોકરીઓ જો ઈશ્વરની એવી પ્રાર્થના કરે કે 'હે પરમ બ્રહ્મચારી! અમને બ્રહ્મચારિણી રહેવાની જ પ્રેરણા અને શક્તિ આપ, અને પરણવાની બાબતમાં વડીલો તરફથી અમારા પર જબરજસ્તી ન થાય એટલા માટે એમને પણ સન્મતિ આપ.' ઈશ્વર આવી પ્રાર્થના કાને ધરે એટલા માટે અને બ્રહ્મચર્યની શક્તિ કેળવવા માટે આપણી છોકરીઓ જાતજાતનાં વ્રતો લે એ સમજાય એવી વાત છે.

[ અનુસંધાન • પૃ ૪૦૧

# મિત્રો કેમ વધારાય?

[ ગતાંકથી ચાલુ ]

જો આપણે મિત્રો વધારવા હોય તો બીજાનાં સારાં તત્ત્વો પર ધ્યાન રાખીએ અને એમના દુર્ગુણો અને એમની ખોડો તરફ ઓછું ધ્યાન આપીએ. કૉન્ફ્યુશિયસના શબ્દોમાં કહીએ તો, "તમારા પાડોશીના છાપરા પરના બરફની ટીકા કરતાં પહેલાં તમારા ઘરનું આંગણું ચોખ્ખું કરો." બાઇબલમાં કહ્યું છે તેમ "બીજા માણસની આંખમાંનું કણું જોતાં પહેલાં તમારી આંખમાંનો ડુંગર (ડુંગર જેવડી ખોડ) જુઓ." સ્ટીવન્સન કહે છે, "આપણા સૌથી શ્રેષ્ઠ સજ્જનોમાં એટલું દુર્જન્ય છે અને ખરાબમાં ખરાબ દુર્જનોમાં એટલું સૌજન્ય છે કે આપણે એક બીજાની ટીકા કરવાને લાયક નથી."

બને ત્યાં સુધી કોઈની ટીકા ન જ કરવી. ટીકા અને નિંદા બને તેટલી ઓછી અને ન છૂટકે જ કરવી. આ સુવર્ણસૂત્ર છે, અને છતાં ઘણી વાર ભૂલાઈ જાય છે. કોઈ વિદ્યાર્થી પરીક્ષામાં સારે નંબરે પાસ થાય ત્યારે કેટલીક વાર એની આસપાસના ઈર્ષ્યાખોર લોકો કહે છે, "એમાં શી નવાઈ! એણે માસ્તર રાખ્યા હતા." કોઈ ખાદી પહેરતું હોય એનાં વખાણ કરવાને બદલે, કેટલાક કહે છે, "ખાદી પહેરે છે પણ એમને વિલાયતી ચોકોલેટ ખાવામાં વાંધો નથી." કોઈ ઘણી જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતું હોય ત્યારે એની સેવાની કદર કરવાને બદલે કેટલાક લોકો ટીકા કરે છે, "એ તો દૂધીયણાની દાળનું શાક છે. જ્યાં જુઓ ત્યાં એ હોય જ." સારું કામ કરવું જેટલું અઘરું છે તેટલું જ સહેલું કામ સારા કામની ટીકા કરવાનું છે. એક લેખકે લખ્યું છે કે ઘણાખરા ધંધામાં પ્રવીણ થતાં માણસને વખત લાગે છે પણ ટીકાકાર થવામાં જરા પણ અનુભવની જરૂર નથી. સૂર્ય જેવા ભવ્ય પ્રકાશ આપતા ગોળા પર પણ ડાઘાઓ હોય છે, રમ્ય ચાંદની આપતા ચંદ્રમા પર ડાઘાઓ હોય છે, અને ગુલાબ જેવા સુગંધી પુષ્પની આસપાસ કાંટાઓ હોય છે, તો મનુષ્યના સારામાં સારા કામમાં ખોડ કાઢવી એ અઘરી વાત નથી. પણ સારા કામમાં ખોડ કાઢનારા લોકો તો ઘઉં ન જોતાં એમાંના કાંકરા જ જોનારા જેવા છે જેમ માખીઓ ગંદી વસ્તુઓ પર જ જઈને બેસે છે તેમ કેટલાકને બીજાનું ખરાબ હોય તે જ જોવું ગમે છે.

એક વખત એક ચિત્રકારે પ્રદર્શનમાં એક કુતરાનું ચિત્ર મૂકયું અને નીચે લખ્યું કે જો કોઇને એમાં કોઈ સ્થળે ભૂલ લાગે તો તે ઠેકાણે તેણે પેન્સિલનો નાનો લીટો કરવો. પ્રદર્શન જોવા આવનારમાંથી કોઈને એનો પૂંછડીનો ભાગ સારો ન લાગ્યો એટલે એણે ત્યાં પેન્સિલનો છેકો મૂકયો, બીજાએ નાક પાસે કર્યો, ત્રીજાએ ગરદન પાસે કર્યો; એમ અનેક માણસોએ અનેક છેકા કર્યા. આખરે જ્યારે ચિત્રકાર પોતાનું ચિત્ર જોવા આવ્યો ત્યારે તે છેકાઓથી ભરપૂર હતું!

આપણે ઘણીવાર બાળકો પર ટીકાઓ કરીને એમને આપણાથી અળગાં કરી મૂકીએ છીએ. એક નાની છોકરી એના ઘરમાં બહુ હઠીલી અને આળસુ ગણાતી હતી, પણ એ એની ફોઈ ને ત્યાં રહેવા જતી ત્યારે બહુ ડાહી થઈ જતી. આનાં ઘણાં કારણો હશે, પણ એમાંનું એક એ પણ હોય કે ઘેર એના પર ખૂબ ટીકાઓ થવાથી એને સારા થવાનું મન જ ન થતું હોય.

ટીકા કરવાથી પુષ્કળ શત્રુઓ થાય છે. અમેરિકાનો પ્રેસિડંટ લિન્કન નાનો હતો ત્યારે એને બીજાની ટીકા કરવાની ખૂબ ટેવ હતી. કેટલીક વાર ખૂબ ટીકાઓથી ભરચક એવી ચિઠ્ઠીઓ એ એવી રીતે રસ્તા પર ફેંકતો કે જેની સામે ટીકા કરી હોય તેના હાથમાં તે આવ્યા વિના રહે જ નહિ. એથી એને ઘણાની સાથે વૈમનસ્ય ઉત્પન્ન થયું. ૧૮૪૨ની સાલમાં એણે એક નનામો કાગળ લખીને રાજકારણમાં

ભાગ લેનાર એક અભિમાની અને ઉદ્ધત માણસની મશ્કરી કરી. પેલા માણસે એ કાગળ લખનાર કોણ છે તે શોધી કાઢ્યું અને લિન્કનને પોતાની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાનું કહ્યું. છેલ્લી ક્ષણે એમની વચ્ચે સમાધાન થયું. પણ તે દિવસથી લિન્કને નિશ્ચય કરી લીધો કે કોઈની ટીકા કરવી નહિ.

જો કોઈ વાર ટીકા કરવાની જરૂર જ પડે તો તે બને તેટલી મીઠાશથી કરવી. ખાંડના પડવાળી ક્વિનાઈનની ટીકડી આપણે સહેલાઈથી લઈ શકીએ છીએ તે જ પ્રમાણે વખાણની સાથે ટીકા હોય તો ટીકાની કડવાશ ઓછી થાય છે.

અમેરિકાના એક વખતના પ્રેસિડંટ કુલિજને એની સ્ત્રી-સેક્રેટરીના કામની થોડી ટીકા કરવી હતી, પણ તે કરતા પહેલાં એણે એનો પોષાક વખાણ્યો. સેક્રેટરી શરમાઇ ગઈ. એટલે કુલિજે કહ્યું, "એ તો મેં તમને સારું લગાડવા કહ્યું; હવે વિરામચિહ્નો મૂકવામાં વધારે ધ્યાન રાખજો."

ટીકા કેવી મીઠાશથી થઈ શકે છે તેનો સુંદર દાખલો અમેરિકાના એક વખતના પ્રખ્યાત પ્રેસિડંટ લિન્કનના એક કાગળ પરથી મળી આવે છે. લિન્કનના કાગળોમાંનો એ બીજે નંબરે પ્રખ્યાત છે અને ૧૯૨૬ની સાલમાં તે કાગળ ૧૨,૦૦૦ ડૉલરે (આશરે ૩૬૦૦૦ રૂપિયે) જાહેર લીલામથી વેચાયો હતો.

આ કાગળ ૧૮૬૩ માં લખાયેલ હતો અને તે વખતે અમેરિકામાં આંતરવિગ્રહ ચાલતો હતો. હૂકર નામના સેનાપતિ પરનો ઠપકાનો આ કાગળ નીચે પ્રમાણે હતો:–

"મેં તમને સેનાપતિ બનાવ્યા છે કારણ કે તમારામાં કેટલાક ઉમદા ગુણો છે, પણ મારે તમને જણાવવું જોઈએ કે તમારામાં એવું કેટલુંક છે કે જેનાથી મને જોઈએ તેવો સંતોષ થયો નથી.

"તમે શૂરવીર અને હોશિયાર લડવૈયા છો એમ હું માનું છું અને એ મને ગમે છે. હું એમ પણ માનું છું કે તમે રાજકારણ અને લડાઈને જુદાં રાખો છો અને એ તમે બરાબર કરો છો. તમારામાં આત્મવિશ્વાસ છે, જે કિંમતી અને જેના વિના ન ચલાવી શકાય એવો ગુણ છે.

"તમે મહત્ત્વાકાંક્ષા ધરાવો છો અને એ ગુણથી સામાન્ય રીતે હાનિ કરતાં લાભ વધારે થાય છે. પણ, હું માનું છું કે જનરલ બર્ન્સાઇડના લશ્કરના ઉપરીપણા દરમિયાન તમે તમારી મહત્ત્વાકાંક્ષાને વશ થયા અને તમે દેશને તેમજ તે અમલદારને ભારે અન્યાય કર્યો. × × ×

"મને ધાસ્તી લાગે છે કે એ સેનાપતિની ટીકા કરવાને તમે લશ્કરને ઉશ્કેર્યું અને તેમ કરવાથી તમે જે બળને ગતિમાં મૂક્યું તે બળ તમારી વિરુદ્ધ કામ કરશે.

"જ્યાં લશ્કરમાં આવી લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં તમે તો શું પણ ખુદ નેપોલિયન પણ આવા લશ્કરની મદદથી જીત મેળવી શકે નહિ. માટે હવેથી આવું અવિચારીપણું ન થાય તે માટે સાવધ રહેજો, અને ઉત્સાહ અને અવિરત પ્રયત્નથી આગેકૂચ કરો, અને આપણે માટે વિજય મેળવો."

કેટલાક લોકો સીધી ટીકા કરવાને બદલે આડકતરી ટીકા કરે છે. દાખલા તરીકે, કોઈ પૈસાદાર માણસ અપ્રામાણિક છે એમ સ્પષ્ટ કહેવાને બદલે, એ ભાઈની વાત થતી હોય તે વખતે કોઈ કહે કે બધા જ પૈસાદાર માણસો અપ્રામાણિક હોય છે તો તેનો અર્થ તેને અપ્રામાણિક કહ્યા જેવો જ થાય. માટે આવા ગર્ભિત આક્ષેપો કરવાથી દૂર રહેવું.

જો તમારે મિત્રો વધારવા હોય તો વધારે પડતા વાદવિવાદ કરવાની ટેવ કોઈ દિવસ પાડશો નહિ. એવા દાખલાઓ મારી જાણમાં છે કે વિવાદના જુસ્સામાં યુવકો એમના પિતાનું અપમાન કરી બેસે છે, અને મિત્રોને 'તમે મૂર્ખા છો,' 'તમે કંઈ સમજતા નથી' એવાં ઉદ્ધત વાક્યો કહી નાખે

છે. એવાં દાખલાઓ પણ મળી આવે છે કે જેમને પહેલાં બહુ વાદવિવાદ કરવાની ટેવ હતી, તેમણે તે ટેવ મૂકી દીધા પછી વધારે સુખ અને શાંતિ સંપાદન કર્યાં છે.

વાદવિવાદ ન જ કરવા એમ હું કહેતો નથી. કેટલીક વાર તેના જુસ્સામાં આપણે આપણી વક્તૃત્વકળા ખીલવી શકીએ છીએ અને આપણા વિચારો ઘણી અસરકારક રીતે જણાવી શકીએ છીએ. વળી સામા માણસની પાસેથી પણ આપણને ઘણું જાણવાનું મળે છે. वादे वादे जायते तत्त्वबोध. ।

વાદવિવાદના ગેરલાભ ન થવા દેવા હોય અને ઉપર જણાવેલા લાભ ગ્રહણ કરવા હોય તો ત્રણ નિયમ પાળવા જેવા છેઃ જરા પણ ઉશ્કેરાવું નહિ; સંપૂર્ણ વિનય જાળવવો; અને હંમેશાં સામાનું દષ્ટિબિંદુ જોવાનો પ્રયત્ન કરવો.

ઉપરના નિયમો પાળવા એટલા અઘરા છે—અને, ખાસ કરીને જ્યારે સામો માણસ એ બધા નિયમોનો ઉલ્લંઘન કરતો હોય ત્યારે—કે તે પાળવા લગભગ અશક્ય બને છે. એટલે, બનતાં સુધી વાદવિવાદ કરવાની સ્થિતિથી દૂર રહેવું.

અને, તમે વિચાર કરશો તો જણાશે કે વાદવિવાદોમાંથી તમને ભાગ્યે જ કાંઈ ફાયદો થયો હશે. કોઈના અભિપ્રાય પ્રમાણે ગાંધીજી મોટા હોય કે ડૉ. એની બેસંટ મોટાં હોય, એમાં કોઈની પૂંજીમાં વધઘટ ઓછી જ થવાની છે કે બીજી કોઈ લાભહાનિ પણ થોડી જ થવાની છે ? એક વખત બે લેખકોમાંથી કયો સારો છે તે વાતની ચર્ચા પર ઊતરી પડતાં બે ઉમરાવોએ દ્વંદ્વયુદ્ધ કર્યું અને તેમાં બંને જખમી થયા. પછી એકે કહ્યું કે જે લેખક માટે એ લડ્યો હતો એનો એક પણ શબ્દ એણે વાંચ્યો ન હતો, અને પછી બીજા ઉમરાવે પણ એ જ મતલબની કબુલાત કરી ! આ કિસ્સાથી કદાચ તમને હસવું આવશે; પણ, જ્યારે છ હજાર માઈલ દૂર આવેલા ઇંગ્લંડમાં રામ્સે મૅકડોનલ્ડે મજૂરપક્ષનો દ્રોહ કર્યો કે નહિ એ ઉપર કોઈ મક્કમ અભિપ્રાય આપે અથવા રશિયાનો સામ્યવાદ હિંદુસ્તાન માટે આવશ્યક છે કે નહિ તે ઉપર હિંમતભરી દલીલ કરે ત્યારે તે વિષયોનું એનું અજ્ઞાન હાસ્યાસ્પદ નથી ?

વાદવિવાદ કરવાથી તમે કોઈના વિચાર બદલ્યા છે? અથવા, બીજાના વાદવિવાદથી તમારો કોઈ વિચાર બદલાયો છે ? આ પ્રશ્નોનો જવાબ ઘણુંખરું નકારમાં જ આવશે. પણ જો તમને કોઈ વિચારો બદલાયાનું યાદ હોય તો તમને જણાશે કે તે વાદવિવાદમાં ઉપર જણાવેલા ત્રણ નિયમોનું પાલન થયું હશે. એ નિયમો એટલા જવલ્લે પળાય છે કે વાદવિવાદથી સામાન્ય રીતે વિચારનો વિનિમય થતો નથી, પણ દરેક પક્ષ પોતાના વિચારમાં વધારે ને વધારે દૃઢ થાય છે.

ભર્તૃહરિનો શ્લોક છે કે ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रंजयति । ( અર્ધજ્ઞાન પ્રાપ્ત કરેલાને બ્રહ્મા પણ સંતોષ આપી શકતા નથી ) અને એ જ કોટિમાં આપણે બધા આવીએ છીએ.

ગોલ્ડસ્મિથ એક ગામડાના શિક્ષકની વાદવિવાદની કળાની મજાક કરતાં કહે છે કે એનામાં એટલું ચાતુર્ય હતું કે દલીલમાં હારે છતાં એ દલીલ ચાલુ ને ચાલુ રાખે. આપણને પોતાને પણ અનુભવ નથી કે આપણે ખોટા છીએ એની ખાત્રી થયા છતાં આપણો વાદવિવાદ ચાલુ રાખીએ છીએ ?

આપણા બધામાં હુંપદ એટલું બધું હોય છે કે કોઈ બાબતમાં હારવાનું આપણને ગમતું નથી. એક નાની છોકરી મારી સાથે ડ્રાફ્ટ રમે છે ત્યારે કેટલીક વાર ' મને જીતાડજો ' એમ કહે છે, અને હું જીતાડવાનું ભૂલી જાઉં તો યાદ દેવડાવે છે. આથી મને હસવું આવે છે. પણ મોટાઓની મનોદશા પણ કેટલીક વાર એવી જ હોય છે. સમ્રાટ નેપોલિયનની રાણી જોસેફાઇનનો ઉલ્લેખ કરતાં એનો કોન્સ્ટન્ટ નામનો હજુરી ( head-valet ) લખે છે કે જ્યારે એ રાણી સાથે બિલિયર્ડ રમતો ત્યારે એને જાણી જોઈને જીતાડતો. આથી તે ઘણી રાજી થતી.

તમારી દલીલ ગમે તેટલી સબળ હોય તોપણ ઉશ્કેરાઈને વાદવિવાદ ન કરવો. કેટલીક વાર તમારી

દલીલ ઘણી સબળ હોય અને સામાની દલીલ નિર્બળ હોય તે જ કારણને લીધે સામાને પોતાના બચાવમાં અસભ્યતાનું શસ્ત્ર વાપરવું પડે છે. હિંદુસ્તાનના રાજકીય ક્ષેત્રમાં જ્યારે કોંગ્રેસની વિરુદ્ધ દલીલ જડતી નથી ત્યારે તેના વિરોધીઓ આવું જ શસ્ત્ર વાપરે છે.

માટે પરિસ્થિતિ આ પ્રમાણે છેઃ કાં તો સામા માણસને દલીલમાં હરાવીને તમે તમારું હુંપદ સંતોષો અથવા વાદવિવાદ છોડીને અને એને એના વિચારો રાખવા દઈને એનો મિત્રભાવ તમારી તરફ ટકાવો. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આપણે વાદવિવાદ છોડવાનો જ રસ્તો પસંદ કરીશું.

ઉપર જણાવેલા બધા ગુણોની ચાવી અહિંસા છે. અહિંસાનો બહોળામાં બહોળો અર્થ કરવાનો છે. માત્ર બીજાને હાનિ ન કરવી એટલું જ નહિ પણ એના પર પ્રેમ રાખવો અને એના કલ્યાણ પર દૃષ્ટિ રાખવી.

આવી અહિંસાની શક્તિ કેટલી બધી છે તે વિષે મહાત્મા ગાંધીજીએ ઘણી વાર લખ્યું છે. જેમ એ શક્તિનો ઉપયોગ રાજકારણના મહાન ક્ષેત્રમાં થઈ શકે તેમ આપણા નાના મિત્રમંડળમાં પણ થઈ શકે. એ પ્રેમની શક્તિના દાખલાઓ 'સમસે ઊંચી પ્રેમસગાઈ' એ ભજનમાં આપેલા છે. કહેવાય છે કે જૂના વખતના ઋષિઓ એમના અહિંસાના બળથી મદોન્મત્ત વાઘ અને સિંહને કાબૂમાં રાખી શકતા હતા. આપણું સદ્ભાગ્ય છે કે અહિંસાનો મહાન પ્રયોગ આજે આપણે આપણા રાજકારણમાં જોઈ રહ્યા છીએ.

અહિંસાની એક ખૂબી છે કે તેનો ઉપયોગ કરવાને કોઈ ખાસ સંજોગોની જરૂર નથી. આજ ક્ષણે આપણે એને કેળવી શકીએ છીએ. આપણે બધાં દાનમાં હજારો રૂપિયા આપી શકીએ એવી સ્થિતિમાં નથી, અથવા તો આપણી સત્તાથી લાખો માણસોનું કલ્યાણ એકદમ કરી શકીએ તેમ નથી; પણ નાની નાની બાબતોમાં જો આપણે પૂરેપૂરી અહિંસા જાળવીશું તો જનસમાજ છે તે કરતાં તેને કંઈક વધારે સુખી બનાવવામાં આપણે થોડી પણ મદદ કરી છે એમ ગણાશે.

આવી અહિંસા પાળનારને જ સાચા મિત્રો મળે છે, અને એ મિત્રો એવા હોય છે કે જેઓ સંપત્તિમાં કે વિપત્તિમાં—બધા જ સંજોગોમાં—એની સાથે સરખી પ્રીતિથી વર્તે છે અને એને મદદ કરે છે.

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ
એમ. એસસી. (લંડન) બાર—એટ—લૉ

# ઝેન આખ્યાયિકામાંનો એક પ્રશ્ન

૧

મારા મિત્રે બૌદ્ધ કારીગરની ખંતના પ્રમાણરૂપ એક નાનકડી પીળી પોથી ખોલી. ચીનાઈ લિપિનાં હાલ વપરાતાં બીબાંની વ્યવસ્થા ઘણી સુગમ હશે પણ અસલનાં લાકડાનાં બીબાંની સુંદર છપાઈ આગળ ખરેખર તે બેડોળ જ દેખાય.

"તમારે માટે એક રમૂજી કથા શોધી રાખી છે," તેણે કહ્યું.

"જાપાની કથા છે?"

"ના, ચીનાઈ."

"પુસ્તકનું નામ?"

"ચીનાઈ લિપિના જાપાની ઉચ્ચાર પ્રમાણે અમે એને 'મુ-મોન-કવાન્' એટલે 'અખંડ અંતરાય' (Gateless Barrier) કહીએ છીએ. ઝેનમાર્ગીઓ અથવા તો ધ્યાનમાર્ગીઓ એ ગ્રંથનો ખાસ અભ્યાસ કરે છે. ધ્યાનગ્રંથોની વિશેષતા—જેની આ કથા એક સારું દૃષ્ટાંત છે—એ છે કે એમાં જરા પણ વિવરણ નથી હોતું. સૂચન માત્ર કરે છે. પ્રશ્નો મૂકે છે; પણ અભ્યાસીએ ઉત્તર વિચારી લેવાના હોય છે. એને સાંપડેલા તત્ત્વને એ લખી શકતો નથી. તમો જાણો છો કે વાણીને અશક્ય એવા પ્રદેશોમાં ચિંતનથી પહોંચવાનો પ્રયત્ન એ ધ્યાન. એ ચિંતનને વાણીના ચોકઠામાં જકડો એટલે ધ્યાનની ભાવના તો નષ્ટ જ થવાની......લોકો તો આ કથા ખરી હોય એમ જ માને છે, પણ ધ્યાનમાર્ગના એક પ્રશ્નને અર્થે એનો ઉપયોગ થયો છે. એ કથાનાં ત્રણ જુદાં જુદાં ચીનાઈ પાઠાન્તર છે હું તમને એ ત્રણેનો સાર કહીશ."

અને એણે નીચે મુજબ એ કથા કહી—

૨

સીંગ નામની છોકરીની આ કથા ચીન-ટાંગ-ઉદ નામના જ્ઞાનીએ 'લુઈ-સ્યો-લી-હ્વાન-કી' નામના ગ્રંથમાં આપી છે. એના ઉપર વુ-મુ-કવાને ટીકા લખી છે (જેને જાપાનીઓ 'મુ-મોન-કવાન' કહે છે). એ ધ્યાનમાર્ગીઓનો ગ્રંથ છે.

પૂર્વે હાન-યાનમાં રહેતા યાંગ કીઅનને અનુપમ સુંદર પુત્રી હતી. એનું નામ સીંગ. કીઅનનો ભત્રીજો વાન ચૂ પણ સુંદર હતો. બન્ને છોકરાંઓ સાથે રમતાં. કીઅને એક દિવસ ખુશમિજાજમાં એના ભત્રીજાને કહ્યું: "સીંગ સાથે તું પરણશે?" અને છોકરાં આ શબ્દો ભૂલ્યાં નહિ, અને પોતાને પરણેલાં જ માનવા લાગ્યાં.

વર્ષો વીત્યાં. ઘણે ઠેકાણેથી સીંગનાં માગાં આવવા માંડ્યાં. લોભીલા પિતાએ લગ્ન લીધાં. આ જાણી સીંગને બહુ દુઃખ થયું. વાન ચૂ ઘણો ખિજાયો અને રોષે ભરાઈ ગામ છોડી દૂર દેશ વસવા નિશ્ચય કર્યો.

બીજે દિવસે એણે વહાણ તૈયાર કર્યું અને સાંજે સૂર્યાસ્ત પછી મુસાફરી શરૂ કરી. મધરાતે, કોઈ એને પોકારતું હોય એમ લાગ્યું. "વાન ચૂ, જરા તો થોભ. હું આવું છું!" અને એક છોકરીને કિનારા પર વહાણની સાથે દોડતી આવતાં જોઈ. સીંગ આમ અચાનક આવી એથી એ ઘણો રાજી થયો. સીંગને વહાણમાં લઈ ચૂ નામના રળિયામણા પ્રદેશમાં જઈ વસ્યો.

ત્યાં ૭ વર્ષ વીત્યાં. એમને બે છોકરાં થયાં. સીંગને માબાપ રોજ યાદ આવતાં અને તેમને મળવાનું એને ઘણું મન થતું.

એક દિવસ એણે વાન ચૂને કહ્યું: "પૂર્વ જન્મમાં તમને આપેલું વચન હું તોડી ન શકી અને માબાપને મૂકી તમારી સાથે આવી. એમનું ઋણ મારે માથે ઘણું છે. પાછાં જઈ એમને મળીએ, થઈ વાત ભૂલી જઈ એમની ક્ષમા માગીએ."

"જરા ખામોશ રાખ," ચૂએ કહ્યું, "આપણે એમને મળવા જઈશું."

ફરી પાછું વહાણ તૈયાર કરાવ્યું; અને થોડે દિવસે હાનયાન પહોંચ્યાં.

દેશના રિવાજ પ્રમાણે, સીંગને વહાણમાં જ રાખી વાન ચૂ કીઅન પાસે ગયો. કીઅન તો ભત્રીજાને જોઈ ઘણો રાજી થયો.

"તને કેટલા દિવસથી મળવાનું મન હતું. શું થયુંતું ?"

બહુ માનપૂર્વક વાન ચૂએ જવાબ આપ્યો:

"હું તો તમારી પાસે ક્ષમા માગવા આવ્યો છું. આ માયાળુ શબ્દો મને યોગ્ય નથી."

કીઅનને કંઈ સમજ પડી નહિ એટલે પૂછયું "ક્ષમા શાની આપવાની ?"

"સીંગને લઈ નાસી ગયો એટલે તમે ગુસ્સે થશો એમ જ મેં ધાર્યું—હું એને મારી સાથે ચૂ લઈ ગયો હતો."

"કોની છોકરી સીંગ ?" કીઅને પૂછ્યું.

"તમારી જ પુત્રી—સીંગ."

"તું કોની વાત કરે છે ?" આશ્ચર્યથી કીઅને પૂછ્યું. "આ બધાં વર્ષો તું ગયો ત્યારથી મારી સીંગ પથારીવશ પડી છે !"

"તમારી પુત્રી તો સુખી છે," વાન ચૂ ઘણો અકળાઈ ગયો. "૭ વર્ષથી અમે પરણ્યાં છીએ અને તમારી પાસે ક્ષમા માગવા આવ્યાં છીએ. આ મશ્કરી તમને શોભતી નથી."

ક્ષણેક તો બંનેએ મૂગાં મૂગાં જોયા કર્યું.

કીઅન વાન ચૂને અંદરના ઓરડામાં લઈ ગયો. એક પથારીમાં ખૂબ અશક્ત એવી છોકરી પડી હતી. ખરેખર એ સીંગ હતી : સુંદર છતાં ફીકી.

"એનાથી બોલાતું નથી," એ વૃદ્ધે ધીમેથી કહ્યું, "પણ સમજી શકે છે." સહેજ હસીને કીઅન સીંગ તરફ વળ્યો: "શું કહે છે તું એની સાથે નાસી ગઈ અને એને પરણી !"

સીંગ ચૂ તરફ ફરી. સહેજ હસી.

"હવે મારી સાથે નદી પર ચાલો." આ ગભરાયેલા અતિથિએ સસરાને સાથે લીધા. "હું સાબીત કરીશ. ભલે મેં આને અહીં જોઈ છે. તમારી પુત્રી સીંગ આ ઘડીએ પણ વહાણમાં જ છે."

બંને નદીએ ગયા અને સીંગ બંનેને આવકાર આપવા ઊભી હતી. પિતાને જોતાં તેણે માથું નમાવ્યું અને ક્ષમા માગી.

કીઅને એને કહ્યું:

"તું મારી જ પુત્રી હોય તો મારા આશિષ સદાકાળ તારા પર છે તું મારી સીંગ જેવી જ છે. પણ હું કંઈ સમજી શકતો નથી...

"ચાલ, અમારી સાથે."

ત્રણેએ ઘર તરફ જવા માંડ્યું. સામેથી માંદી સીંગને આવતાં જોઈ—એણે વર્ષો થયાં પથારી બહાર પગ મૂક્યો નહોતો. ઘણા હર્ષમાં ને ઉત્સાહમાં એ તેમને મળવાને આવતી હતી. બન્ને સીંગ નજીક આવ્યાં પણ કોઈ જાણી શકતું નથી—બન્ને એક મેકમાં ભળી ગયાં અને ત્યાં ફક્ત એક જ સીંગ—પહેલાં કરતાં અધિકતર સુંદર, દુઃખ અને શોકથી મુક્ત—હસતી ઊભી હતી.

કીઅને વાન ચૂને કહ્યું:

"તું ગયો ત્યારથી સીંગ બોલતી ન હતી અને ઘેનમાં હોય એમ પડી રહેતી. હવે મેં જાણ્યું કે એનો આત્મા દૂર હતો."

સીંગ બોલી ઊઠી:

"હું ઘરમાં હતી એમ જાણતી નથી. દુઃખી ચૂને ગામ છોડી જતાં મેં જોયો. એ રાતે મને સ્વપ્ન આવ્યું કે હું એની પાછળ દોડી...પણ હું જ જાણતી નથી કે ખરી સીંગ કોણ ? વહાણમાં જતી રહી તે હું કે ઘરે રહી તે ?"

૩

"આખી કથા આવી રીતે છે," મારા મિત્રે કહ્યું. યુ-મોન-કવાનમાં આ આખ્યાનની ટીકા છે. ટીકાકાર લખે છે: ઝેન સંપ્રદાયના પાંચમા મહાપુરુષે એક દિવસ કોઈ આચાર્યને પૂછ્યું: "જ્યારે સીંગનો

આત્મા જૂર ગયો તો ખરી સીંગ કોણ ?" આ પ્રશ્નની ચર્ચા માટે આ કયા પુસ્તકમાં જોડી દીધી છે. પણ પ્રશ્નનું રહસ્ય ઉકેલ્યું નથી. આખ્યાનકાર એટલું જ લખે છે ખરી સીંગ કોણ એ જો સમજી શકો તો એક ખોળિયું છોડી બીજામાં જવું એ કોઈ મુસાફરખાનામાં વાસો કરવા જેવું છે જ્ઞાનને એ પર્યાયે તમો ગયા ન હશો તો જોજો તમારે અર્થ વગર દુનિયામાં રખડવું પડશે. નહિ તો પંચમહાભૂતોનો એકાએક નાશ થતાં સાત માથાં અને આઠ પગવાળા કાચબાને ઊકળતા પાણીમાં નાખતાં જે સ્થિતિ થઈ તેવી સ્થિતિ થશે. તે વખતે એમ નહિ કહેતા કે તમને એ વસ્તુ વિષે કંઈ કહ્યું જ નહતું ...હવે એ વસ્તુ...

"મારે એ વસ્તુ વિષે સાંભળવું નથી," હું વચ્ચે જ બોલી ઊઠયો, "અને સાત માથાં અને આઠ પગવાળા કાચબાનું મારે કામ નથી. મારે તો વસ્ત્રોનું શું થયું તે જાણવું છે."

"કયાં વસ્ત્રો ?"

"જ્યારે બન્ને સીંગ મળી ત્યારે એમણે જુદાં જુદાં વસ્ત્રો પહેર્યાં હશે. એક અપરિણીત છોકરી અને બીજી પરણેલી વધૂ—શું વસ્ત્રો પણ એકમેકમાં મળી ગયાં ? એક વસ્ત્ર રેશમનું અને બીજું સુતરનું હોય તો તાણાવાણા એક સુતરાઉ અને એક રેશમી થઈ ગયા, અથવા તો એક સીંગનાં વસ્ત્ર પીળાં અને બીજીનાં વાદળી હોય તો . બન્ને મળીને લીલો રંગ નહિ થયો ?...કે પછી એક સીંગ પોતાનાં વસ્ત્રો છોડીને જતી રહી, એક શંખલું છોડીને, માછલી બીજામાં વસે છે તેમ ?"

"જુદાં જુદાં પાઠાન્તરોમાં વસ્ત્રો વિષે ઉલ્લેખ નથી," એણે જવાબ આપ્યો, "એટલે હું શું કહી શકું ? બૌદ્ધ દૃષ્ટિએ જોતાં આ પ્રશ્ન મહત્ત્વનો નથી. સિદ્ધાંતનો પ્રશ્ન છે, તે સીંગના વ્યક્તિત્વ સંબંધી છે અને તે જ મહત્ત્વનો છે."

"પણ એ વિષે તો કંઈ લખ્યું જ નથી."

"પ્રશ્ન ઉકેલ્યો નથી એ જ એનો અર્થ."

"શી રીતે !"

"કારણ ? વ્યક્તિ જેવું કશું છે જ નહિ."

૩

☆

અનુસંધાન પૃષ્ઠ ૩૯૪ ]

જેમણે પરણવાનો નિશ્ચય કર્યો નથી એમને હું જરૂર કહું કે આજના જમાનામાં પરણવામાં રસ રહ્યો નથી. આદર્શ ગૃહસ્થજીવનની લાયકાત હું નથી જોતો છોકરાઓમાં કે નથી જોતો છોકરીઓમાં. ગૃહસ્થજીવન એટલે આત્મવિલોપન, આપભોગ અને સમાજસેવા. ખૂબ કષ્ટ કરી શકે અને સમાજસેવામાં પોતાને મદદગાર થાય એ જ દૃષ્ટિથી પોતાનું જોડીદાર પસંદ કરે એવાં તરુણતરુણીઓ આજે છે કયાં ? ન રહેવાય ત્યારે પરણવું એ રસ્તો બરાબર છે. અને તે વખતે વિચારપૂર્વક પસંદગી કરવી અને ગૃહસ્થધર્મ શોભાવવાનો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે. પણ જે ઉમરે ગૃહસ્થજીવનનો ખ્યાલ સરખો મનમાં નથી ઊગ્યો, પરણવાની હાજત ઊભી નથી થઈ તેવે વખતે ગૌરીવ્રત વળી શું ?

સાવિત્રીવ્રત વખતનો સંકલ્પ જુદો હોય છે. પરણે તે સ્ત્રીએ ઈશ્વરની પ્રાર્થના કરે છે કે આજે જેને વરી છું એ જ પતિ મને જન્મોજન્મ મળે, જેથી મારા પાતિવ્રત્યને આડે યમરાજ પણ આવી ન શકે. મરણ કરતાં પતિનિષ્ઠા શ્રેષ્ઠ નીવડવી જોઈએ.

આપણા આવા વિચારો સાંભળી સમાજ જરૂર આપણને કહેશે કે 'આદર્શ ગૃહસ્થજીવનની લાયકાત પણ સમાજ જ્યારે ખોઈ બેઠો છે. ત્યારે ગૃહસ્થ જીવન કરતાં હજારગણું અઘરું બ્રહ્મચર્યનું જીવન શકય માનો છો અને પસંદ કરો છો ! તમે ગાંડા તો નથી થયા ! ગૃહસ્થજીવનમાં પણ જ્યાં પ્રમાદ થાય છે ત્યાં બ્રહ્મચર્યમાં નર્યો દંભ જ નહિ રહી જાય ? એના કરતાં ડાહ્યા થઈ, છે એ સ્થિતિમાં જ એક ડગલું આગળ વધીને સંતોષ માનો એ શું ખોટું ?' એવી ટીકાને શબ્દથી નહિ પણ આપણા જીવનથી જવાબ આપવાની શક્તિ આપણે કેળવવી રહી. એટલા માટે આપણું જીવન શિથિલ ન રહે, નિયમબદ્ધ રહે, અને શિથિલતાને પોષક એવા કશાને આપણે ઉત્તેજન ન આપીએ એ જરૂરનું નથી ?

૧૯૨૭

કાકા સાહેબ કાલેલકર

☆

# रखडुनी याददास्तमांथी

## १. झघडो जड्यो

એક ગામમાં બે બહેનો રહેતી હતી. ગામ લોકો સાથે ખૂબ લડતી–ઝઘડતી, ગાળાગાળી પણ કરતી. એમના ત્રાસને લીધે ગામલોકોને-નાકે દમ આવી ગયો હતો. બધા બિચારા હેરાન હેરાન થઈ ગયા હતા.

લડકણી બહેનોના રોજના ઝઘડાથી ત્રાસીને એક દિવસ ગામના બધા લોકો ચોરામાં ભેગા થયા અને શાંતિ સાચવવાનો ઉપાય વિચારવા લાગ્યા. એમાં એક અનુભવી વૃદ્ધ પણ હતા. એમણે કહ્યું, "मौनं सर्वार्थ साधनम्।" એ ઝઘડો કરનારી છોકરીઓ ગમે તે કહે કે ગમે તેમ કરે. આપણે તો સાંભળીને ચૂપ રહેવું અથવા તો એમની હામાં હા ભણવી. એમ થાય તો જ આ બલાથી છુટાશે.

આ વાત સર્વાનુમતે કબૂલ થઈ એટલું જ નહિ પરંતુ સૌએ એનું બરાબર પાલન પણ કર્યું. એ કાંઈ શહેરના લોકો થોડા જ હતા જે એમ માની બેસે કે ચોરામાં પસાર થયેલા ઠરાવો તો કેવળ પસાર કરવા પૂરતા જ હોય છે ને અમલમાં મૂકવા માટે નહિ!

૨

ગામલોકોમાં થયેલું આ પરિવર્તન એ બહેનો તરત સમજી ગઈ. પહેલાં તો તેઓ ખૂબ ગભરાઈ અને હેરાન થઈ. પછી ઘેર ઘેર ગઈ, બારણે બારણે ફરી, ગલીએ ગલીએ રખડી, મહોલ્લે મહોલ્લે બિલાડીની જેમ ભટકતી ભટકતી ફરી. જુદી જુદી રીતે ઝઘડો ઊભો કરવા અને ખરાબ ખરાબ વાતો ફેલાવવા લાગી પણ છેવટે તેમને ખાત્રી થઈ ગઈ કે ગામવાળા તો પોતાના નિર્ણયમાં બરાબર અડગ છે, એ ચું કે ચાં નથી કરતા. આખરે તે ખૂબ નિરાશ થઈ. ખાવા પીવાનું ભાવે નહિ, રાત્રે ઊંઘ પણ આવે નહિ! ઝઘડા ને બકવાટને અભાવે એમનું તો માથું જ ફરવા માંડયું. બિચારી દિવસે દિવસે દૂબળી પડવા લાગી. શરીર સુકાવા લાગ્યું, બન્નેના ચહેરા ઉપર લાચારી ને ઉદાસીનતાના ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ગાળો ભાંડવા ને ઝઘડા કરવા સવારથી સાંજ સુધી એમની જીભ ભોસવાતી ને હથેળીઓમાં ચુંટ આવતી. એમને એવી બીક લાગવા માંડી કે જો આમ ને આમ વધુ ચાલશે તો કદાચ પોતે એક દા'ડો ગાંડી થઈ જશે!

3

વર્ષમાં એકવાર એ ગામમાં મેળો ભરાતો. એમાં લોકો દૂર દૂરથી આવતા. આ વર્ષે પણ મેળો ભરાયો. મેળામાં નવા આવેલા લોકોને જોઈને નાની બહેનને એક યુક્તિ સૂઝી. મનમાં ને મનમાં જ ખૂબ ખુશી થવા લાગી કે બસ, આજે તો ઝઘડાનો સરસ મોકો હાથ લાગ્યો છે! રસ્તા ઉપર એણે પોતાની ચાદર પાથરી દીધી અને એક હાંલ્લીમાંથી છાશ એના ઉપર રેડવા માંડી. એક અજાણ્યો માણસ એ રસ્તા ઉપરથી પસાર થતો હતો, એણે પેલી છોકરીને પૂછયું, "બહેન, આ તું શું કરે છે?"

જરા ગંભીર થઈને એ બોલી, "છાશ ભીની થઈ ગઈ છે. હવાઈ ગઈ હશે એટલે એને તડકામાં સુકવવા માટે પાથરું છું." પેલા અજાણ્યા માણસે હસતાં હસતાં કહ્યું, "આ તો નવી નવાઈની વાત! છાશ ને તે વળી કયાંય તડકામાં સુકવાય છે! અરેરે, શીદને આમ છાશ બગાડી રહી છે?'

બસ, એ વઢકણીને લડવાની તક મળી ગઈ. ભૂખી વાઘણની જેમ ઉછાળો મારી ગર્જવા લાગી, "એટલે! એમાં તારું શું બગડે છે? જા અહીંથી, તારું મોઢું બાળ! તારા બાપની છાશ હશે! જા, જા, હવે અહીંથી! તારું કાળું મોઢું લઈને ચાલ્યો જા! મારે મન ફાવશે તેમ કરીશ! આવ્યો છે મોટો...!"

વઢકણી જેટલો ભાષાભંડાર મારી પાસે તો નથી કે જેથી એનો ખરો રંગ જમાવી શકું! એની વાગ્ધારા એટલી તો વેગથી ચાલી કે મેળામાં આવેલા અર્ધા માણસોની ઠઠ તો ત્યાં જ જમા થઈ ગઈ.

એટલામાં એને થયું કે આવી સરસ તક છે. એકલી એકલી એની મઝા કેમ લેવાય! મોટી બહેનને બોલાવી લઉં. એ પણ મારા જેટલી જ ભૂખી થઈ હશે. જોરથી પોકારી ઊઠી, "જીજી, ઓ જીજી, અરે ઓ જીજી.

દોડ, જલદી દોડ, ઝઘડો જાગ્યો છે! અરે, આવ રે આવ, કેટલે દિવસે આવો મોકો આવ્યો છે! જલદી આવી જા!"

આ સાંભળીને મેળામાં આવેલા લોકો તો ગભરાઈ જ ગયા. નાની છોકરીના 'બોમ્બ ગોળાઓનો' એમને સારો પરિચય થઈ ચૂક્યો હતો. હવે એની જ મોટી બહેન આવવાની! કોણ જાણે શું નું શું થશે! લોકો ડરી ગયા!

જોતજોતામાં લોકો આમ તેમ વિખેરાઈ ગયા. ખૂબ હિમ્મત એકઠી કરીને એક હું જ એ બહેનોની મુખમુદ્રા જોવા ઊભો રહ્યો.

અરેરે, જો એ વખતે મારી પાસે કૅમેરા હોત તો!

ફેબ્રુઆરી, ૧૯૪૦

## ૨. પ્રેમ ત્યાં પંથ

અમેરિકામાં કેટલીએ જમીન નકામી એમને એમ અણખેડેલી પડેલી છે. કામ કરનારા મજૂરોની ત્યાં ભારે અછત છે, આ કારણે જ ત્યાંના ગોરા લોકો આફ્રિકાના હબસીઓને પકડી પકડીને લઈ ગયા અને એમને પોતાના ગુલામ બનાવ્યા. હબસી ગુલામોની મદદથી ગોરાઓએ પડતર જમીનમાં ખેતી શરૂ કરી. ગુલામોની તનતોડ મહેનત-મજૂરીને કારણે અમેરિકાની જમીન થોડા જ સમયમાં ધનધાન્યથી ભરપૂર થઈ ગઈ.

પરંતુ ગુલામોની સ્થિતિ તો રોજ ને રોજ બગડતી જ ચાલી. ગુલામી પ્રથાને ધરમૂળથી દૂર કરવા માટે એક જબરજસ્ત આંદોલન કરવું પડ્યું અને ભારે યુદ્ધને અંતે હબસી ગુલામો સ્વતંત્ર થયા.

હબસીઓ આઝાદ તો થયા પરંતુ ગોરાઓ તો એમના પ્રત્યે એવો ને એવો જ તુચ્છકારભર્યો વ્યવહાર કરતા, જેવો આપણા દેશમાં હજી ગઈ કાલ સુધી સવર્ણો હરિજનો પ્રત્યે કરતા હતા. આટલી જબરજસ્ત આધુનિક સભ્યતાવાળા, સાધનસંપન્ન અને શિક્ષિત અમેરિકામાં પણ હબસીઓની સામાજિક સમસ્યાનો હજી પણ ઉકેલ નથી આવ્યો.

એમના ઇતિહાસની એક નાનકડી વાર્તા વાચકો પાસે રજૂ કરું છું.

એક દિવસે એક હબસીને જલદી જલદી સ્ટેશને પહોંચી ગાડીમાં જવું હતું. એક ઘોડાગાડીવાળાને પાસે બોલાવી એણે કહ્યું, "મને તરત જ સ્ટેશને પહોંચાડ — ગાડીમાં મારે જવું છે. જે માગીશ તે ભાડું આપીશ, પણ તું મને જલદી સ્ટેશને પહોંચાડ."

ગાડીવાળો ગોરો હતો. એણે કહ્યું, "અરે ભાઈ, સ્ટેશને લઈ જવામાં મારે કશો વાંધો નથી; મારે તો મારા ભાડા સાથે કામ છે! પણ હું તમને મારી ગાડીમાં કઈ રીતે બેસાડું? જો આ અમારા ગોરા લોકો દેખી જાય કે હું એક હબસીને મારી ગાડીમાં લઈ જાઉં છું, તો આજથી જ બધા મારો બહિષ્કાર કરે અને મારો તો રોટલો જ ટળી જાય! અને આ બીજા ગાડીવાળાઓ પણ મને તરત જ નાતબહાર મૂકી દે! હું બધી મુસ્કેલીઓનો સામનો કરવા-તૈયાર છું, પણ સામાજિક બહિષ્કાર સહન કરવાની આપણી તૈયારી નથી! માફ કરજો; હું તમને ગાડીમાં નહિ બેસાડી શકું."

પણ પેલા હબસીને તો કોઈ પણ રીતે મુકરર સમયે ગાડી ઉપર પહોંચવું જ હતું. બીજી ગાડી મેળવવાનું કઠિન હતું અને જોગાનુજોગે જો મળી જાત તોય એનો ચલાવવાવાળો તો ગોરો જ હોત. ત્યારે હવે કરવું શું?

જેઓ દબાયેલા હોય છે, જેમને હંમેશાં સામાજિક મુસ્કેલીઓનો સામનો કરવો પડતો હોય છે, તેમની જીવનશક્તિ કાંઈક વધુ વિકસેલી હોય છે. મુસ્કેલીઓના અનેક પ્રસંગોનો સામનો કરતાં કરતાં એમનામાં કાંઈ ને કાંઈ સૂઝ-સમજ આવી જ જાય છે.

હબસીએ અત્યંત નમ્રતાથી એને કહ્યું, "ચિંતા કરવાનું કાંઈ કારણ નથી; તમે ડરશો નહિ. તમે ગાડીની અંદર બેસી જાવ અને હું ગાડી બરાબર હાંકી લઈશ; તમને હું તમારું ભાડું પણ પૂરું ચૂકવીશ. મારી આટલી વાત માનો. મારું પણ કામ થશે ને તમને કશું જોખમ નહિ રહે."

બન્ને હસી પડ્યા! બન્નેનાં કામ પત્યાં!

માર્ચ, ૧૯૪૦.

'सच की चोरी' માંથી.

# શુનઃશેપની કથા

શુનઃશેપ નામ તમને કાંઈક અપરિચિત લાગશે; અને લાગે તો નવાઈ પણ નથી. કારણ કે તે નામ આર્ય લોકોના જૂનામાં જૂના ગ્રંથ ઋગ્વેદમાં આવેલું છે. એટલે તે ઓછામાં ઓછું ત્રણથી ચાર હજાર વર્ષ જેટલું જૂનું તો છે જ. ઋગ્વેદમાં જુદા જુદા ઋષિઓએ પરમાત્મા–પરમેશ્વરની જુદે જુદે નામે જુદે જુદે સ્વરૂપે કરેલી સ્તુતિઓનો સંગ્રહ છે. તેમાંની એકમાં શુનઃશેપ ઋષિ વરુણદેવની સ્તુતિ કરતાં કરતાં કહે છે:

'હે વરુણદેવ ! મારી વિનંતિ સાંભળો; અને કૃપા કરો. દુઃખમા ફસાયેલો હું રક્ષણ મેળવવા માટે તમને સંબોધું છું.

'હે બુદ્ધિમાન્ ! તમે સ્વર્ગ તથા પૃથ્વીમાં વ્યાપેલા છો; મારા કલ્યાણને અર્થે હું જે કંઈ કહું છું તે તમે સાંભળો.

'મારા સૌથી ઉપરના પાશ છોડી નાખો, વચલા છોડી નાખો, અને છેક નીચેના છોડી નાખો, જેથી કરીને હું જીવી શકું.'

એ સ્તુતિ વાંચતાં જ તરત પ્રશ્ન થાય છે કે, શુનઃશેપને કોણે ઉપરના, વચલા અને નીચેના પાશો વડે બાંધ્યા હતા, તથા તેમનો જીવ શી રીતે જોખમમાં આવી પડ્યો હતો; જેથી તેમને આ રીતે વરુણદેવની સ્તુતિ કરવી પડી. એ સઘળી કથા 'ઐતરેય બ્રાહ્મણ' નામના ગ્રંથમાં આપેલી છે. વેદોનાં જુદાં જુદાં સૂક્તોનો ઉપયોગ યજ્ઞવિધિમાં ક્યારે કેવી રીતે કરવો એ બતાવવા દરેક વેદ ઉપર જુદા જુદા 'બ્રાહ્મણ' ગ્રંથો છે એ ગ્રંથો વેદો પછીના પ્રાચીનમાં પ્રાચીન આર્ય ગ્રંથો કહી શકાય. તે કથા આ પ્રમાણે છે:

'વેધસના પુત્ર ઇક્ષ્વાકુવંશી રાજા હરિશ્ચંદ્રને સો સ્ત્રીઓ હતી, પરંતુ પુત્ર નહોતો. તેણે નારદને પૂછ્યું, 'જેઓ સમજુ છે, તેમજ જેઓ અણસમજુ છે, તે બધા પુત્રની ઇચ્છા કરે છે, તેનું શું કારણ ? પુત્રથી શો લાભ થાય છે !'

નારદે તેનો વિસ્તારથી જવાબ આપ્યો : 'પિતા પોતે કરવા માંડેલાં કે કરવા ધારેલાં કૃત્યોની જવાબદારી પુત્રને સોંપી શકે છે; અને એ રીતે મર્યા બાદ પણ જીવતો રહી શકે છે. તેથી બધા પુત્રની ઇચ્છા રાખે છે. વળી વિવિધ પદાર્થો વડે જે સુખ મળી શકે છે, તે સૌથી વધારે સુખ પુત્રથી પ્રાપ્ત થાય છે, માટે પણ લોકો પુત્રને ઇચ્છે છે. જેમ અન્ન પ્રાણધારક હોવાથી પ્રાણરૂપ છે; વસ્ત્ર ટાઢ–તડકામાંથી રક્ષણ કરતું હોવાથી શરણરૂપ છે; સુવર્ણ રૂપવૃદ્ધિ કરતું હોવાથી રૂપસમાન છે; પશુ વગેરે ધનસંપત્તિ વિવાહ થવામાં કારણરૂપ હોવાથી વિવાહરૂપ છે; પત્ની સર્વ કાર્યોમાં મદદગાર થતી હોવાથી સખારૂપ છે; તથા પરણાવતા પહેલાં અને પરણાવ્યા પછી પણ પુત્રી પિતાને ચિંતાનું કારણ રહેતી હોવાથી સંકટરૂપ છે; તેમ પુત્ર ઉત્તમ ગતિ સાધવામાં સહાયરૂપ હોવાથી પરલોકનો દીવારૂપ છે.

'માટે હે રાજા ! તું વરુણ પાસે જા. અને તેમને કહે કે, મને પુત્ર થશે, તો તેને વધેરીને તમારું પૂજન કરીશ.'

તે પ્રમાણે રાજા વરુણ પાસે ગયો, અને તેમને કહ્યું કે, 'મને પુત્ર આપો; તેના વડે હું તમારું યજન કરીશ.'

વરુણે તે વાત કબૂલ રાખી.

થોડા વખત બાદ રાજાને રોહિત નામે પુત્ર થયો. એટલે વરુણે આવી રાજાને કહ્યું કે, 'તને પુત્ર થયો; તેના વડે મારું યજન કર.'

રાજાએ કહ્યું: 'પશુ જ્યારે દશ દિવસથી મોટું થાય, ત્યારે તે હોમવા લાયક બને છે; માટે દશ દિવસ થોભી જાઓ.'

વરુણે તે વાત કબૂલ રાખી. દશ દિવસ પૂરા

થયા એટલે વરુણ આવી હાજર થયા. ત્યારે રાજાએ કહ્યું કે, 'પશુને જ્યારે દાંત આવે, ત્યારે તે હેમવા લાયક બને છે. માટે આને દાંત આવી જવા દો.'

વરુણે તે વાત કબૂલ રાખી. રોહિતને દાંત થયા એટલે વરુણ પાછા આવીને હાજર થયા. રાજાએ કહ્યું કે, 'દૂધિયા દાંત પડી જાય, ત્યારે પશુ હેમવા લાયક બને છે. માટે આના દૂધિયા દાંત પડી જવા દો.'

વરુણે તે વાત પણ કબૂલ રાખી. પછી રોહિતના દૂધિયા દાંત પડી ગયા ત્યારે વરુણ આવીને રાજા પાસે હાજર થયા. રાજાએ કહ્યું કે, "દૂધિયા દાંત પડી જઈને નવા દાંત આવે ત્યારે પશુ હેમવા લાયક બન્યું કહેવાય. માટે તમે ત્યાં સુધી થોભી જાઓ.'

વરુણે તે કબૂલ રાખ્યું. પછી રોહિતને જ્યારે નવા દાંત ફૂટયા ત્યારે વરુણ આવીને હાજર થયા. રાજાએ કહ્યું કે, 'ક્ષત્રિય જ્યારે કવચ ધારણ કરવા યોગ્ય થાય, ત્યારે પુખ્ત થયો કહેવાય, અને હેમવા લાયક બન્યો ગણાય. માટે તમે ત્યાં સુધી થોભી જાઓ.'

વરુણે તે વાત પણ કબૂલ રાખી. પછી રોહિત જ્યારે બખ્તર ધારણ કરવા યોગ્ય થયો, ત્યારે વરુણ આવીને હાજર થયા. એટલે રાજાએ રોહિતને બોલાવીને કહ્યું કે, 'બાપુ, તને આમણે મને આપ્યો છે, માટે તે વખતે કરેલી શરત પ્રમાણે હું તને વધેરીને તેમનું પૂજન કરીશ.'

રોહિત 'ના' 'ના' કહેતો, ધનુષ્યબાણ લઈ વનમાં ચાલ્યો ગયો, અને ત્યાં એક વર્ષ સુધી ભટકયો.

વરુણે હવે હરિશ્ચંદ્ર રાજાને પકડ્યો, અને તેના પેટમાં જળોદર રોગ ઉત્પન્ન કર્યો. રોહિતે તે વાત સાંભળી, એટલે તે ગામ તરફ પાછો આવવા નીકળ્યો. પરંતુ ઇંદ્ર માણસનું રૂપ લઈને તેની સામો આવ્યો અને તેને કહેવા લાગ્યો : 'હે રોહિત! અમે સાંભળ્યું છે કે, જે માણસના પગ મુસાફરી કરીને થાકતા નથી, તેને લક્ષ્મી પ્રાપ્ત થતી નથી. સારો માણસ પણ ઘરમાં બેસી રહે તો પાપી થઈ જાય છે; ઇંદ્ર પણ મુસાફરી કરનારનો જ મિત્ર થાય છે, માટે તું મુસાફરી કર! મુસાફરી કર!'

તે સાંભળી રોહિતે વિચાર્યું કે, આ બ્રાહ્મણ જેવો સત્પુરુષ મને મુસાફરી કરવાનું કહે છે માટે હું હજી એક વર્ષ પર્યટન કરું. આમ તેણે બીજું વર્ષ પણ અરણ્યમાં પર્યટન કરવામાં ગાળી નાખ્યું પછી વર્ષ પૂરું થતાં તે ગામ તરફ આવવા નીકળ્યો. ત્યારે ઇંદ્ર ફરી મનુષ્યનું રૂપ ધારણ કરીને આવ્યો અને તેને કહેવા લાગ્યોઃ

'પર્યટન કરતા માણસની જાંઘાઓ ફૂલ બેઠેલી શાખાઓ જેવી છે; તેનું શરીર વધે છે, અને આરોગ્યરૂપ ફળયુક્ત થાય છે. માર્ગમાં થતા શ્રમથી તેનાં સર્વ પાપ ધસાઈ જાય છે, માટે તું મુસાફરી કર! મુસાફરી કર!'

બ્રાહ્મણનું આવું વચન સાંભળી રોહિત ત્રીજું વર્ષ પણ ફર્યા કર્યો; પછી વર્ષને અંતે તે ગામ તરફ આવવા નીકળ્યો, ત્યારે ઇંદ્રે ફરી મનુષ્યરૂપે આવીને તેને કહ્યું:

'બેસી રહેનારનું ભાગ્ય પણ બેઠેલું રહે છે; ઊભા રહેનારનું ઊભું રહે છે; સૂઈ રહેનારનું સૂઈ રહે છે, અને ચાલનારનું ચાલતું રહે છે.'

એ સાંભળી રોહિતે ચોથું વર્ષ પણ મુસાફરીમાં ગાળ્યું. વર્ષને અંતે તે ગામ તરફ આવવા નીકળ્યો. ત્યારે ઇંદ્રે આ વખતે પણ મનુષ્યરૂપ ધારણ કરીને તેને કહ્યું :

'સૂઈ રહેનારો માણસ કળિયુગ જેવો છે; જાગનારો દ્વાપર જેવો છે; ઊભો થનારો ત્રેતા જેવો છે; અને ચાલનારો સત્યુગ[1] જેવો છે.'

બ્રાહ્મણની આવી સલાહ સાંભળી રોહિતે પાંચમું વર્ષ પણ મુસાફરી કર્યા કરી. ત્યાર બાદ તે ગામ તરફ આવવા નીકળ્યો. ઇંદ્રે આ વખતે પણ પુરુષરૂપે આવીને તેને કહ્યું:

'ચાલનારો મધુ મેળવે છે; ચાલનારો મીઠાં ફળ પામે છે; આળસ કર્યા વિના વિચર્યા કરનાર સૂર્યનો પ્રતાપ તો જો!'

આ સાંભળી રોહિતે છઠ્ઠું વર્ષ પણ પર્યટન

૧. મૂળમાં કૃતયુગ છે.

કર્યો હતું. તે દરમ્યાન રસ્તામાં તેણે સુયવસનો પુત્ર અજીગર્ત ભૂખે મરતો જોયો. તેને ત્રણ પુત્રો હતા. રોહિતે તેને કહ્યું, 'હું તને સો ગાયો આપું, તું મને આ ત્રણમાંથી એક પુત્ર આપ; જેથી મારે બદલે તેને વધેરવા આપીને હું મારી જાત છોડાવું.'

અજીગર્તે મોટા પુત્રને પકડી રાખીને કહ્યું કે, આ મોટો પુત્ર મને વહાલો છે, તેના સિવાયનો ગમે તે લે. ત્યારે અજીગર્તની સ્ત્રીએ સૌથી નાનાને પકડી રાખીને કહ્યું કે, આ નાનો મને વહાલો છે. પછી વચલા શુનઃશેપને આપવાનું બંનેએ કબૂલ કર્યું. રોહિત અજીગર્તને સો ગાયો આપીને શુનઃશેપને સાથે લઈ ગામમાં આવ્યો. તેણે પિતા પાસે આવીને કહ્યું કે, મારા બદલામાં હોમવા માટે હું આને લાવ્યો છું. હરિશ્ચંદ્ર શુનઃશેપને લઈને વરુણ પાસે ગયો; વરુણરાજાએ રોહિતના બદલામાં શુનઃશેપને સ્વીકારવાનું કબૂલ રાખ્યું; અને કહ્યું, 'ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ વધારે સારો.'

પછી હરિશ્ચંદ્રે શુનઃશેપનું બલિદાન આપવા માટે યજ્ઞ આરંભ્યો. વિશ્વામિત્ર તે યજ્ઞના હોતા હતા. પછી જ્યારે શુનઃશેપને વધેરવા માટે થાંભલે બાંધવાનો વખત થયો, ત્યારે કોઈ તેમ કરવા તૈયાર ન થયું. તે વખતે શુનઃશેપના બાપ અજીગર્તે કહ્યું, 'મને જો બીજી સો ગાયો આપો, તો હું તેને થાંભલે બાંધી આપું.'

તેઓએ તેને બીજી સો ગાયો આપી; એટલે તેણે શુનઃશેપને થાંભલે બાંધ્યો. પછી જ્યારે તેને વધેરવાનો વખત થયો, ત્યારે કોઈ તેને કાપવા તૈયાર ન થયું. તે વખતે પણ શુનઃશેપના બાપ અજીગર્તે કહ્યું કે, 'મને જો વધુ સો ગાયો આપો, તો હું તેને વધેરું.'

તેઓએ તેને વધુ સો ગાયો આપી. એટલે તે તલવાર લઈ શુનઃશેપને વધેરવા માટે નજીક આવ્યો. તે વખતે શુનઃશેપે વિચાર્યું કે, 'આ જરૂર મને પશુની પેઠે કાપી નાખશે. તેથી છુટકારા માટે લાવ હું દેવોની પ્રાર્થના કરું.' પ્રથમ તેણે પ્રજાપતિની પ્રાર્થના કરી; ત્યારે તેમણે કહ્યું કે, 'અગ્નિ દેવોની વધારેમાં વધારે નજીક છે, માટે તેની સ્તુતિ કર.' શુનઃશેપે અગ્નિની સ્તુતિ કરી; ત્યારે અગ્નિએ કહ્યું, 'સવિતાદેવ જન્મેલામાત્રનો ઈશ્વર છે; માટે તેની સ્તુતિ કર.' શુનઃશેપે સવિતાની સ્તુતિ કરી. ત્યારે તેણે કહ્યું, 'તું વરુણ રાજાને અર્પિત થયો છું. માટે તેમની સ્તુતિ કર.'

શુનઃશેપે વરુણની સ્તુતિ કરી. ત્યારે વરુણે કહ્યું, 'અગ્નિ દેવોનું મુખ છે, તથા ઉત્તમ મિત્ર છે; માટે તેની સ્તુતિ કર, પછી અમે તને છોડીશું.' શુનઃશેપે અગ્નિની સ્તુતિ કરી; ત્યારે તેણે કહ્યું કે, 'વિશ્વદેવોની સ્તુતિ કર, પછી અમે તને છોડીશું.' શુનઃશેપે નાના મોટા સૌની સ્તુતિ કરી; ત્યારે તેમણે કહ્યું, 'ઇંદ્ર દેવતાઓમાં વધારેમાં વધારે તેજસ્વી છે, બળવાન છે, શક્તિવાળો છે, સત્ત્વવાળો છે, તથા પાર લઈ જનાર છે. માટે તેની સ્તુતિ કર, પછી અમે તને છોડીશું.' શુનઃશેપે તેમ કર્યું; ત્યારે ઇંદ્રે કહ્યું, 'અશ્વિનીકુમારોની સ્તુતિ કર; પછી અમે તને છોડીશું.' શુનઃશેપે તેમ કર્યું; ત્યારે તેમણે કહ્યું કે, 'ઉષાદેવીની સ્તુતિ કર.' શુનઃશેપે ઉષાદેવીની સ્તુતિ કરવા માંડી. તે સ્તુતિની એક એક ઋચાએ[1] તેનો એક એક પાશ છૂટવા લાગ્યો, તથા હરિશ્ચંદ્રનું પેટ પણ ઘટવા લાગ્યું; છેલ્લી ઋચા બોલતાં તેના તમામ પાશ છૂટી ગયા, અને હરિશ્ચંદ્ર રાજા સદંતર રોગમુક્ત થઈ ગયો.

પછી યજ્ઞ કરાવનાર ઋત્વિજોએ શુનઃશેપને કહ્યું કે, તું જ હવે આજના વિધિની સમાપ્તિક્રિયા કર. એટલે શુનઃશેપે પોતાને નવા જ સૂઝેલા મંત્રો અને વિધિ વડે તે ક્રિયા પૂરી કરાવી. ત્યારબાદ તે વિશ્વામિત્રના ખોળામાં જઈને બેઠો.

એટલે અજીગર્ત કહેવા લાગ્યો, 'હે વિશ્વામિત્ર, મને મારો દીકરો પાછો આપો.' વિશ્વામિત્રે કહ્યું, 'દેવોએ એ દીકરો મને આપ્યો છે, માટે તને નહીં આપું.'

પછી અજીગર્તે શુનઃશેપને કહ્યું, 'હે પુત્ર, તું પાછો આવ; હું તથા તારી મા તને બોલાવીએ છીએ; તું મારો પુત્ર છે, તથા કવિ તરીકે પ્રસિદ્ધ છે; તારા બાપદાદાના તંતુથી છૂટો ન પડ.'

૧ ઋગ્વેદના દરેક મંત્રને ઋચા કહે છે.

ત્યારે શુનઃશેપે કહ્યું, 'શૂદ્રો પણ ન કરે તેવું કામ કરવા તું તૈયાર થયો, અને મને મારવા તલવાર લઈને ધાઈ આવ્યો; તે બધાએ જોયું છે. મારા કરતાં તેં ત્રણસો ગાયો વધારે ગણી.'

તે સાંભળી અજીગર્ત ગળગળો થઈને બોલ્યો, 'બાપુ! મેં જે પાપ કર્યું તેનો મને સંતાપ થાય છે; તેનો હું સદંતર ત્યાગ કરું છું; આ ત્રણસો ગાયો હું તને આપી દઉં છું.'

શુનઃશેપે કહ્યું, 'જે એક વાર પાપ કરે, તે બીજી વાર પણ કરે; તું તારા શૂદ્ર જેવા આચારો છોડી શકવાનો નથી; મેં જે કર્યું છે, તે ફરી સાંધી શકાય તેવું નથી.'

તેમા 'ફરી સાંધી શકાય તેવું નથી' એ શબ્દો વિશ્વામિત્રે ઉપાડી લીધા. તેમણે કહ્યું, સુયવસનો પુત્ર ભયંકર છે, તે શસ્ત્ર વડે તને કાપવા તૈયાર થયો; તેનો પુત્ર ન થઈશ, મારો પુત્ર થા.'

શુનઃશેપે કહ્યું કે, 'હુ અંગિરાના કુળમાં જન્મેલો તમારો પુત્ર કેવી રીતે થઈશ તે તમે મને કહો.'

વિશ્વામિત્રે કહ્યું, 'તું મારા બધા પુત્રોમાં મોટો પુત્ર ગણાઈશ; તારી પ્રજા પણ મોટી ગણાશે. દેવોએ આપેલો મારો બધો વારસો હુ તને આપુ છું, એ પ્રમાણે તું મારો પુત્ર થઈશ.'

શુનઃશેપે કહ્યુ કે, 'તમે તમારા પુત્રોની સામે એ પ્રમાણે કહો, જેથી તેઓ તે વસ્તુ કબૂલ રાખે, અને અમારા વચ્ચે મેળ તેમજ સુખશાંતિ સ્થપાય.'

વિશ્વામિત્રે પોતાના પુત્રોને બોલાવ્યા, અને તેમને કહ્યુ કે, 'તમે કોઈ આના કરતાં મોટા નહીં.'

વિશ્વામિત્રને સો પુત્ર હતા. પચાસ મધુચ્છંદા કરતાં મોટા હતા અને પચાસ નાના હતા. તેમાં જે મધુચ્છંદા કરતાં મોટા હતા તેમને આ વાત ગમી નહી. તેથી વિશ્વામિત્રે તેમને શાપ આપ્યો, અને તેઓ સરહદ બહારના ભાગોમાં રહેનારા થયા.

પરંતુ મધુચ્છંદાએ અને તેનાથી નાનાઓએ કહ્યુ કે, 'અમારા પિતા જે વાત સ્વીકારે છે, તે અમારે પણ મંજૂર છે; દેવરાત શુનઃશેપ ભલે અમારો અગ્રેસર થાય; અમે તેને અનુસરીશું.'

વિશ્વામિત્રે કહ્યું, 'હે પુત્રો! તમે પશુઓવાળા, અને વીરપુત્રોવાળા થશો; કારણ કે પિતાની ઇચ્છાનું પાલન કરીને તમે મને વીર પુત્રવાળો કર્યો છે. તમે દેવરાતને અગ્રેસર તરીકે સ્વીકારવાને કારણે પૂજ્ય થશો. એ તમને સત્ય બતાવશે; તમે તેને અનુસરો. તે તમને મારું બધું વિદ્યાધન આપશે.'

ગોપાલદાસ પટેલ

☆

**વ**રસાદના દિવસ આવી ગયા! હવે આકાશના દેવો વાદળોની ચાદર ઓઢીને ચાતુર્માસમાં મોટે ભાગે સૂવાનું જ કામ કરશે. જેમ આપણે કોઈ કોઈ વખત રાતે ઊંઘમાંથી જાગીને તારાઓને જોઈએ છીએ, (જો ખુલ્લામાં સૂતા હોઈએ તો) તેમ એ આકાશના દેવો પણ કોઈ કોઈ વખત રાતે પોતાની ચાદર ખસેડીને આપણે કેમ છીએ તે જોઈ લે છે. પરંતુ કોઈ પણ પંચાગ અથવા વાયુશાસ્ત્રી કહી નથી શકતા કે આવું દેવદર્શન આ દિવસોમાં કઈ રાત્રિએ અને ક્યારે થઈ શકે છે.

'દેવોનું કાવ્ય' ચાર માસ માટે બંધ થઈ ગયું તેથી કુદરતનું કવિત્વ ઓછું જ બંધ થઈ ગયું છે! વાદળોને જ લઈએ. મેઘવિદ્યા કંઈ થોડા મહત્ત્વની નથી. એમાં જાણવાની વસ્તુઓ પણ બહુ છે અને કલ્પના-વિહાર માટે પણ પૂરતો અવકાશ છે. આ દિવસોમાં સવારસાંજનાં વાદળો કેવો આનંદપુંજ હોય છે! પ્રકૃતિના દરબારનો વૈભવ વ્યક્ત કરવાનું કામ તો એમનું જ છે. ઉષા અને સંધ્યા બંને પોતાના આનંદમાં ગસ્ત રહે છે અને રોજ રોજ નવો નવો વિલાસ બતાવે છે. જે ચિત્રકાર છે એમણે આ રંગોની પ્રતિકૃતિ બનાવી સંઘરવી જોઈએ; જે કવિ છે એમણે વાદળોના વિલાસ પર કવિતાઓ લખીને આપણો શબ્દવિલાસ એમનાથી ઓછો નથી એ સિદ્ધ કરવું જોઈએ; અને જેઓ કેવળ સ્વાનંદમગ્ન મૂક રસિક છે તેમણે સવાર અને સાંજ આ દેવીઓનું દર્શન કરીને પોતાના હૃદયને આનંદભોજન આપી પરિપુષ્ટ કરવું જોઈએ. મેઘોને જોઈને ઇંદ્રધનુષ્યનો ઉપાસક એકલો મોર જ શા માટે મસ્ત બને? દરેક મનુષ્યનો અધિકાર છે કે તે વિના મૂલ્યે મળનાર આ દૈવી આનંદસુધા સવારસાંજ પ્રાર્થનાની સાથે હજમ કરે.

વરસાદના દિવસ આવી ગયા છે! જ્યાં જ્યાં વરસાદ પડે છે ત્યાં ત્યાં માબાપોએ પોતાનાં બાળકોને લઈ જઈને જમીન ક્યાં કેટલી ઊંચી છે, પાણી ક્યાંથી કેવી રીતે વહે છે, પહાડ અને ટેકરા પરથી માટી કેવી વહી જાય છે અને પાણી ઉચ્ચનીચનો ભેદ દૂર કરવાને કેવો પ્રયત્ન કરે છે-એ બધું એમને બતાવવું જોઈએ. આ ખેલમાં કેવળ બચપણનો જ આનંદ છે એમ નથી. જો છોકરાં બચપણમાં જ પાણીના વહેણનું અધ્યયન કરશે તો હિંદુસ્તાનને માટે અત્યંત આવશ્યક એવી એક રાષ્ટ્રીય વિદ્યાનો એટલે કે ભગીરથવિદ્યા—નદી નહેરોને કાબૂમાં લાવવાની વિદ્યા—નો તેઓ પ્રારંભ કરશે. હિંદુસ્તાન દેશ જેટલો દેવમાતૃક[1] છે તેટલો જ નદીમાતૃક[2] પણ છે. પર્જન્ય-વિદ્યા (મીટિઓરોલોજી) અને ભગીરથવિદ્યા બંને આપણી રાષ્ટ્રીય વિદ્યાઓ છે. જ્યારે સાચી રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના થશે ત્યારે મોટા મોટા વરુણાચાર્ય અને ભગીરથાચાર્ય આપણા દેશમાં નિર્માણ થશે અને બીજા દેશોના લોકો હિંદુસ્તાનમાં આવીને અહીંથી ભગીરથવિદ્યા Science of river trainning અને પર્જન્યવિદ્યા શીખી જશે.

વરસાદના દિવસો આવી ગયા! વનસ્પતિસૃષ્ટિની અને કીટસૃષ્ટિની સમૃદ્ધિ આ વખતે જ જોવી જોઈએ. વનસ્પતિવિદ્યા અને કીટવિદ્યા જો વધારવી હોય તો દેશના નવયુવકોમાં બચપણથી જ આ વ.તો પ્રત્યે પ્રેમ પેદા કરવો જોઈએ. લાલ મખમલ ઓઢેલા ઇન્દ્રગોપથી માંડીને 'જાદુઈ ટોર્ચ' સાથે રાખનાર આગિયા સુધીના બધા કીટોનો આકાર, રંગ, એમનો સ્વભાવ, એમનો આહાર, એમનું કાર્ય,—આ બધાંનું નિરીક્ષણ કરવું જોઈએ. હિંદુસ્તાનની વનસ્પતિઓનું તો પૂછવું જ શું? શારદા અને અન્નપૂર્ણા, શાકંભરી અને જગદ્ધાત્રી બધી દેવીઓનું સ્મરણ કરીને વન-સ્પતિ વિદ્યાનો આ દિવસોમાં પ્રારંભ કરવો જોઈએ.*

જુલાઈ, ૧૯૩૯

काकासाहेब कालेलकर

---

૧. દેવમાતૃકદેશ:—કેવળ આકાશમાંથી વરસતા પાણી પર આધાર રાખનારા દેશ.

૨. નદીમાતૃકદેશ:—ખેતી માટે નદી નહેરો પર આધાર રાખનાર દેશ.

* હિંદી 'સર્વોદય'માંથી. અનુવાદક: શ્રી રામચંદ્ર પંડયા

# સાધુચરિત ચમનભાઈ

[ શ્રી. ચમનલાલ માધવલાલ વૈષ્ણવ, વઢવાણ શહેરના રહીશ હતા. પૂ. મહાત્માજીના સિદ્ધાંતોનું ચુસ્તપણે પાલન કરનારામાંના તેઓ એક હતા. કુશળ અને ચારિત્ર્યવાન શિક્ષક તેમજ ઊંડા વિચારક હતા. ૧૯૨૧ની સાલમાં ગુજરાત કાઠિયાવાડમાં અનેક રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઇ હતી. વઢવાણ રાષ્ટ્રીય શાળાના શ્રી. ચમનભાઈ આચાર્ય હતા. ૩૦–૩૨ની લડતમાં તેઓ બે વાર જેલયાત્રા કરી આવ્યા હતા. યરોડાની જેલમાં તેમને ક્ષય લાગુ પડયો હતો. કુદરતી ઉપચારના હિમાયતી હોઈ તેમણે પંચગનીમાં અને વઢવાણમાં લાંબા વખત સુધી ફળાહાર અને માટી તથા પાણીના કુદરતી ઉપચારોથી શરીર ટકાવી રાખ્યું હતું. અત્યંત ગરીબાઈથી પોતાના માતાપિતા સાથે તેઓ રહેતા હતા. આખરે એક માસ પહેલાં તેમણે વઢવાણમાં દેહ છોડયો. પૂ. મહાત્માજીએ તેમના અવસાનની નોંધ લેતાં શ્રી. ચમનભાઈને ' સાચા વૈષ્ણવ ' તરીકે ઓળખાવ્યા હતા. શ્રી. કિશોરલાલ મશરૂવાળા તથા સરદાર વલ્લભભાઈથી માંડીને અદના સૈનિક સુધીના અનેક સદ્‌ગત ચમનભાઈને અંજલિઓ અર્પી હતી. અહીં તેમના જીવનનાં કેટલાંક સંસ્મરણો આપવામાં આવ્યાં છે. વિચારપૂર્વક વાંચનાર કિશોરોને તેમાંથી ઘણું મળી શકશે એવી આશા છે. —તંત્રી ]

૧૯૨૧ ની સાલમાં અસહકાર પૂર જોસમાં ચાલતો હતો, ત્યારે વઢવાણ શહેર કાઠિયાવાડની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું મથક હતું. શ્રી. ફુલચંદભાઈએ સ્થાપેલી રાષ્ટ્રીય શાળામાં લગભગ ત્રણસો વિદ્યાર્થીઓ ભણતા હતા. સત્તર અઢાર કાર્યકર્તાઓ હતા. શ્રી. ચમનભાઈ શાળાના આચાર્ય હતા.

દર મહિને પૂર્ણિમાની ચાંદનીમાં કૌમુદી ઉત્સવ ઊજવવાનો રિવાજ રાખ્યો હતો. શરદ પૂર્ણિમાએ વાર્ષિક ઉત્સવ ઉજવાતો. એ ઉત્સવોમાં ભાગ લેવા સ્ત્રી પુરુષો ઉભરાતાં હતાં. એવા એક વાર્ષિક ઉત્સવનો પ્રસંગ હતો. કાર્યકર્તાઓ આમંત્રિત સદ્‌ગૃહસ્થોનો સત્કાર કરવામાં રોકાયા હતા. વિદ્યાર્થીઓ નિજાનંદમાં મસ્ત હતા. સમય થતાં શ્રી ફુલચંદભાઇએ પૂછ્યું: ' ચમનભાઈ ક્યાં ? જલદી બોલાવી લાવો.'

દૂર કાર્યાલયના ઓરડામાં ફાનસને અજવાળે ચમનભાઈ વાર્ષિક હેવાલો સાંધતા હતા. વિદ્યાર્થીએ આવીને કહ્યું: ' ચાલો ચમનભાઈ, સૌ આવી ગયા છે. ફુલચંદભાઇ જલદી બોલાવે છે.'

' ત્યાં મારું શું કામ છે ? આ તૈયાર છે એટલા રિપોર્ટ લઈ જાઓ. '

આટલું કહીને ચમનભાઈ પાછા હેવાલ સાંધવાના કામમાં મશગુલ બન્યા.

*

સૌથી ઉપલી શ્રેણીનું હિંદી ચમનભાઈ લેતા હતા. અમે સૌ વિદ્યાર્થીઓ હિંદીના સમયની આતુરતાથી રાહ જોતા. લાલચંદજીની ધર્મશાળાની લાંબી ઓસરીમાં ગુણપાટના પડદા બાંધીને શાળાના વર્ગો ચાલતા હતા એટલે એક બીજા વર્ગોમાં ખલેલ ન પહોંચે તેનું ધ્યાન ખાસ રાખવું પડતું. છતાં ચમનભાઈ પાસે આગ્રહપૂર્વક કાવ્ય ગવરાવ્યા વિના અમે ભાગ્યે જ રહેતા. અને ચમનભાઈ કવિવર મૈથિલીશરણ ગુપ્તના ' ભારત ભારતી 'માંથી ભાવપૂર્વક મીઠી હલકથી ગાતા:

હમ કૌન થે, ક્યા હો ગયે હૈં,
ઔર ક્યા હોંગે અભી ?
આઓ વિચારે આજ મિલકર
યે સમસ્યાયેં અભી.

આખો વર્ગ તન્મય બની સાંભળતો. અતીતખંડની મહાનુભવતાનું વર્ણન આવતાં ચમનભાઈ ખીલી ઊઠતા:

વહ ભીષ્મકા ઇંદ્રિયદમન,
ઉનકી ધરાસી ધીરતા,
ઉનકી સુરજતા ઔર ઉનકી
ધીરતા ગંભીરતા.

... ... ... ..
થે એક જનકે અનુકરણમેં
સત્ર ગુણોકી એકતા.

ધીરજથી અનેક પ્રશ્નો પૂછીને વિદ્યાર્થીઓ પાસેથી અર્થ કઢાવતા. શબ્દાર્થ સાથે ભાવ અચૂક રીતે વિદ્યાર્થીઓના મનમાં ઠસી જતો હતો.

*

શાળાએ સૂતાર વિદ્યાર્થીઓ રાતે સૂતી વખતે ચમનભાઈને કહી દે: 'અમને સવારે વહેલા ઉઠાડજો.' ચમનભાઈ હસીને કહેશે: 'સારુ'.' પ્રાતઃકાળનો ગુલાબી પવન ઊંઘને ઊડવા ન દેતો હોય તે વખતે અચાનક ચમનભાઈનો સુમધુર અવાજ કાને પડે:

દાદુર ધુનિ ચહું ઓ સુહાવા,
વેદ પઢે જિમિ બટુ સમુદાયા,
નવપલ્લવ ભે વિટપ અનેકા,
સાધક મન જસ હોઈ વિવેકા.

હરિત ભૂમિ તૃણ સંકુલ, સમુઝિ પરૈ નહિ પંથ,
જિમિ પાખંડ વિવાદ તે, લુપ્ત ભયે સદ્ગ્રંથ.

અમે પૂરા જાગ્રત ન થઈએ ત્યાં સુધી રામાયણનાં દુહા ચોપાઈઓ તથા ભજનો ગાતા ઓસરીમાં ફર્યા કરે.

મોડા ઊઠીને સામી ફરિયાદ કરતાં અમે કહીએ: 'ચમનભાઈ, તમારાં ભજન સાંભળવા સારુ અમે જાગ્યા છતાં પડ્યા રહીએ છીએ.'

'તો કાલથી મારું ગળું અતરડાથી જરા જાડું કરાવીશ' કહી હસીને નહાવા ધોવા ચાલ્યા જાય.

*

એકવાર વિદ્યાર્થીમંડળની બેઠકમાં ચમનભાઈએ ગંભીર નિર્ણય જાહેર કર્યો: 'તમે સૌએ ઠરાવ કર્યો છે કે આપણે એક માસમાં ખાદીની ટોપી ને પહેરણ પહેરવાં; સવા મહિનો થયો છતાં હજી ઘણા મીલનાં પહેરણ પહેરે છે. હું વિદ્યાર્થીમંડળનો પ્રમુખ છું. આપણે જ આપણા ઠરાવ ન પાળીએ એ કેમ ચાલે? ત્યાંસુધી ઠરાવ મુજબ સૌ ખાદીની ટોપી ને પહેરણ નહિ પહેરે ત્યાંસુધી એક ટંક જમવાનું મેં નક્કી કર્યું છે.' એ નિર્ણયની ગંભીર અસર થઈ. કેટલાક મોટા વિદ્યાર્થીઓ પણ એકટંક જમવા લાગ્યા. અત્યારે યાદ છે તે પ્રમાણે ચમનભાઈએ એક માસ એકટાણા કરેલા. અને ઘણા વિદ્યાર્થીઓ ખાદીનાં પહેરણ ટોપી પહેરતા થએલા.

*

હમેશાં અમારા સૂતા પછી સૂએ અને હમેશા પહેલાં ઊઠે, એથી અમે પૂછીએ કે 'ચમનભાઈ, તમે ઊંઘો છો કે આખી રાત જાગ્યા જ કરો છો!'

'ઊંઘ આવે ત્યારે સૂઈ જાઉં છું ને જાગું ત્યારે ઊઠીને કામ કરવા માંડું છું. પાછલી રાતે જાગી જઈએ પછી સૂવું સારું નહિ. કેટલીક વાર આળસુ થઈને પડ્યા રહેવાય ને કોઈવાર ખરાબ સ્વપ્નાં આવે. એટલા માટે બાપુજીએ ચાર વાગે પ્રાર્થનાનો સમય રાખ્યો છે. સારામાં સારો વખત ચારથી છનો છે. બપોરે સૂવું એ સારું નથી, છતાં બે ઘડી આડે પડખે થવું પડે તો હરકત નહિ, પણ સવારે ચારથી છ વચ્ચે તો ન જ સૂવું જોઈએ. લાખ્ખો રૂપિયા દેતાં ન જડે એવું કિંમતી ને કાયમી સુખ એ સમયનો સદુપયોગ કરનારને મળે છે.'

પંચગનીમાં માંદગીને બિછાને હતા છતાં પાછલી રાતે ભાગ્યે જ ઊંઘતા. કોઈવાર પૂછીએ: 'ચમનભાઈ તબિયત ઠીક નથી ને આટલા વહેલા શાં માટે ઊઠો છો?' તો કહેશે: 'પંખીઓનાં ગીત સાંભળવાની મજા ઊંઘવા કરતાં વધારે આરામ અને આનંદ આપે છે. અને ઊઠીને ફરવા તો જવાતું નથી એટલે પડ્યો પડ્યો સાંભળ્યા કરું છું.'

*

એક વખત અમે બે-ત્રણ વિદ્યાર્થીઓએ હિંમત કરીને પૂછ્યું: 'ચમનભાઈ, તમે ઘેર જઈને તરત પાછા આવો છો તે તમારાં પત્ની તમને રોકતાં નથી?' ચમનભાઈનાં હોઠ મરકયા અને દાડમની કળી જેવા દાંત સહેજ બહાર આવ્યા. સ્વાભાવિક અવાજથી જવાબ નીકળ્યો: 'હું પરણ્યો નથી.'

'કેમ પરણ્યા નથી?'

'મન ન થયું માટે.'

'શાથી મન ન થયું?'

'દેશની સેવા કરવામાં વધારે આનંદ માન્યો તેથી.'

'હેવે કોઈ દિ મન નહિ થાય?'

'એ તો ભગવાનને ખબર.'

પાંચ સાત વર્ષ બાદ એ જ પ્રશ્ન વધારે ગંભીરતાથી પૂછ્યો: 'તમને લગ્નસુખ માણવાની ઈચ્છા જ નથી થઈ?'

• 'સ્થૂળ વિષયભોગ ખાતર પરણવાની ઈચ્છા નથી થઈ. આદર્શ દંપતીજીવન દ્વારા સેવા કરવા યોગ્ય પત્ની મળે તો પરણવાનો વિચાર હતો. આજે તો એ પણ નથી.'

પંજાબમાં શાળા માટે ફાળો કરવા ચમનભાઈ ગયેલા. પાછા ફરતાં આગ્રા ફક્ત બાર આના જેટલુ દૂર હતું. પણ ત્યાં ન જતાં સીધા વઢવાણ પાછા આવ્યા. અમે આશ્ચર્ય પામી પૂછ્યું: 'તાજમહાલ એટલો નજીક હતો અને તમે જોવા ન ગયા?'

'હું ક્યાં તાજમહાલ જોવા ગયો હતો? ફાળો કરવા ગયો હતો. મહાત્માજી પાસેથી એ જ શીખવાનું છે: જે વખતે જે કામ કરીએ તેમાં જ ધ્યાન પરોવવું. મનને આડે રસ્તે જવા ન દેવું.'

એકવાર ૩૦ની લડત વખતે વીરમગામના સીતાપુર ગામે શ્રી. નાનાભાઈ અને ચમનભાઈ નાકરની લડત માટે સમજાવવા આવેલા. મધરાતે છાવણીમાં આવી દાળીઆ ગોળનું વાળુ કરતા શ્રી નાનાભાઈ એ પોતાના વિશાળ અનુભવની અનેક વાતો કાઢી તેમાં કહ્યું: 'કાકાસાહેબે, સ્વામી આનદે અને મેં એવો વિચાર કર્યો છે કે એકવાર હિમાલયમાં આખું વરસ ફરવું.'

'તમે આવો તો આપણે જઈએ, ચમનભાઈ.'

'આપણે હિમાલય જઈને શું કરીએ?'

'ત્યારે લડત પછી અહીં શું કરવાનું છે?'

'સેવા.'

લોકકલ્યાણ અર્થે જીવન ગાળવાના આનંદ આગળ ચમનભાઈને અન્ય સાત્ત્વિક સુખો પણ તુચ્છ લાગતાં હતાં.

વઢવાણની રાષ્ટ્રીયશાળા પૂર બહારમાં ખીલી રહી હતી. તે જ વખતે હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરવાનો પ્રશ્ન આવ્યો અને શાળા તૂટી. અનેક વિદ્યાર્થીઓ અને કેટલાક શિક્ષકો અત્યંત હતાશ થયા. શાળાનાં મકાનો માટે ચાલીસ હજાર રૂપિયા અને વિશાળ જમીન મળ્યાં હતાં. ચમનભાઈએ ભોગાવા તીરે પોતાને માટે એક કોટડી બનાવી હતી. એ ઓરડીના પગથાર આગળ એકલા ટુવાલ પહેરીને ચમનભાઈ સાંજે બેઠેલા. બેચાર મોટા વિદ્યાર્થીઓએ જઈને વાત શરૂ કરી. ખૂબ ઉભરો કાઢયો. ચમનભાઈ શાંત ચિત્તે સાંભળતા હતા. છેવટે કહ્યું. 'ચમનભાઈ, તમે તદ્દન નિષ્ઠુર છો. હરિજનોનાં છોકરાને ભણાવવાં હોય તો અમે વાસમાં ભણાવવા જશું, પણ શાળા શા માટે તોડી નાંખો છો? તમને મનમા કંઈ દુઃખ નથી થતું?'

'મને તો આનંદ થાય છે,' ચમનભાઈએ ગંભીર બની કહ્યું. 'અનંતકાળના ગર્ભમાં મોટી મોટી સસ્થાઓ અને સામ્રાજ્યો ક્યાંઈ ચાલ્યાં ગયાં છે. પણ નબળાને મદદ કરવાનો સબળાનો ધર્મ, અજ્ઞાનીને જ્ઞાન આપવાની ભણેલાની ફરજ, એ સિદ્ધાંત અફર ટકી રહ્યો છે. આપણી શાળા એ સિદ્ધાત ખાતર તૂટી છે તેથી અમર બની ગઈ છે.'

ચમનભાઈના આ શબ્દો હૃદય સોંસરા ઊતરી જતા હતા. એમની નિર્મળ આંખમાં ચમકતું દિવ્ય તેજ અમારી દૃષ્ટિને આંજી નાંખતું હતું. કેટલી યે વાર સુધી સૌ ચૂપ બની બેસી રહ્યા. પછી ઊઠીને ચાલતા થયા.

શાળાની જમીન પર બાલમંદિરનું મોટું મકાન ચણાયુ. તેમાં કેટલાંક વર્ષ બાલમંદિર ચાલ્યું. ધીમે ધીમે એમાં સંખ્યા ઘટતી ગઈ. શિક્ષકોમાં ફક્ત એકલા ચમનભાઈ રહ્યા. એકવાર બહારગામથી બપોરની ગાડીમાં આવીને સીધો બાલમંદિરે ગયો તો ચમનભાઈ સાતઆઠ બાળકો વચ્ચે બેઠા હતા અને ગાતા હતા:

'એલી વાઘણ રે, તારા વાડામાં ચીભડાં વાવ્યાં,
વાવ્યા મા બાપ વાવ્યાં.........

ગીત પૂરું થયે ઊંચું જોયું. અતિ આનંદ કે આશ્ચર્ય પામ્યા વિના કહે: 'કાં કયારે આવ્યા?'

'ચાલ્યો આવું છું.'

'ભૂખ્યા હશો. જમવું છે ને?'

'જમવું તો છે પણ મને આજે ઘણે વર્ષે અહીં આવી આ બધું જોતાં દુઃખ થાય છે. તમને આ પાંચ સાત છોકરાં લઈને બેસી રહેતાં કંટાળો નથી આવતો? કયાં એક વખતની આપણી જાહોજલાલી ને કયાં આજની આ દીન દશા?'

ચમનભાઈએ ગંભીર વિચારસાગરમાંથી રત્ન કાઢી આગળ ધર્યું: 'કેટલા વિદ્યાર્થીઓને આપણે સુધાર્યા તે જોવાનું નથી. આપણા સમયનો કેટલો લોકહિતાર્થે સદુપયોગ કર્યો તે જોવાનું છે. એમ તો મહાત્માજીએ કેટલાકને સુધારી દીધા હશે? ઘણાને સુધારવાનો લોભ રાખવો એ અહંકાર છે. પોતાના સમયની મિનિટે મિનિટનો સદુપયોગ કરવામાં જ પોતાનું ને જગતનું કલ્યાણ રહેલું છે.'

બાળકોને નાસ્તા પછી રજા આપી અમે તેમની કોટડીએ ગયા. એનો એ જ ભોગાવો. એની એ કોટડી. અંદર શીકામાં એક મટકી હતી. અંદર ખજુર ટોપરાં વગેરે રાખ્યું હતું. એક બાજુ પાણીની મટકી હતી. મટકી પર પાણી પીવા નાળીએરની કાચલી ઢાંકી હતી. એક બાજુ પહેરણ ને ધોતિયું સુકાતાં હતાં. આટલી જ એમની ઘરવખરી હતી. ખજુર ટોપરાનો નાસ્તો આપ્યો. પાણી ભરી આપ્યું. પછી પાસે બેઠા.

માના હેતથી મનને શાંત કર્યું.

*

વીરમગામ છાવણીમાં લગભગ અઢીસો સૈનિકો હતા. કેટલાક તો ઊડતા પંખી પાડે તેવા હતા. ખોરડી બજાર અને પરકોટામાં એમ બે છાવણીઓ હતી. મોટી છાવણીમાં આગલી રાતે તોફાન થવાના ખબર મળતાં ચમનભાઈ ત્યાં સૂવા જવા તૈયાર થયા. મેં કહ્યું: 'ચમનભાઈ, તમે રહેવા દો. તમને નહિ ગાંઠે.'

'જોઈએ તો ખરા,' કહીને પોતાનો કોથળો લઈને ચાલ્યા. ચડ્ડી બાંડિયું પહેરતા ને કોથળા પર સૂઈ રહેતા. અઢાર કલાક કામ કરીને રાતે મોટી છાવણીએ ચાલ્યા.'

બીજે દિવસે સવારે આવીને અનુભવનું વર્ણન હસતાં હસતાં કરવા લાગ્યા:

'હું ગયો તે પહેલાં ધીંગામસ્તી ચાલતી હતી. મને જોઈને શાંત પડી ગયા. પ્રાર્થના કરીને સૂતા. અર્ધા કલાકે પાછું તોફાન ઊપડયું. એક જણે ચંપલના ઘા શરૂ કર્યા....'

'તોય તમે કાંઈ બોલ્યા નહિ?'

'મારે શું કામ બોલવું જોઈએ.?...એમાં એક ચંપલ મને વાગ્યો. બસ, ખલાસ! બધી મસ્તી બંધ પડી ગઈ ને સૌ શાંતિથી સૂઈ ગયા!'

*

વીરમગામથી માંડલ પંદરેક ગાઉ દૂર થાય. તાલુકા સમિતિના મુખ્ય કાર્યકર્તા તરીકે ભાષણ આપવા ચમનભાઈને માંડલથી નિમંત્રણ આવ્યું.

સવારમાં નવ વાગે મોટર સ્ટેન્ડ પર માંડલના આગેવાન કાર્યકર્તાઓ રાહ જોઈને ઊભા. મોટરનો સમય થવા આવ્યો હતો. સડક ઉપર નજર ફેંકતા સૌ ઊભા હતા. ત્યાં ટૂંકું પંચિયું, પહેરણ ને માથે ટોપી, નીકલનાં ચશ્મા, પાતળા સોટી જેવા પગ ઘુંટણ સુધી ધૂળે ભરાયા છે–ચમનભાઈ ઉતાવળે ચાલ્યા આવતા હતા. સામે જઈને મહાજને નમસ્કાર કર્યા. હાર પહેરાવ્યા.

'કેમ પગે ચાલતા આવ્યા?' એક જણે પૂછયું.

'મનમાં થયું કે નકામા પૈસા શા માટે ખરચવા! ચાર વાગે વહેલો ઊઠીને ચાલી નીકળ્યો. હજી મોટરને તો વાર છે ને?'

માંડલના કાપડીઆઓએ ચમનભાઈનો બોલ માથે ચડાવી પરદેશી માલને સીલ કરાવ્યાં.

*

મિણુબાઈએ એકવાર ચમનભાઈને કહ્યું: 'તમારામાં આટલું જ્ઞાન ભરેલું છે છતાં દક્ષિણા·

મૂર્તિ ત્રૈમાસિકમા કેમ કઈ લખતા નથી બહુ ગક્ષસ થશે '

ચમનભાઈએ તુરત જવાબ વાળ્યો 'લખ્યે શો દિ' વળે ? કાઈક કરી બતાવીએ પછી લખવુ કામનું '

ફરી એકવાર કોઈ મિત્રે કહ્યુ 'ચમનભાઈ, તમે આટલા સુદર વિચાર કરો છો તો કઈક લખતા હો તો કેવુ ?'

ચમનભાઈએ ધીરેથી કહ્યુ 'એમા એકેય વિચાર નવો નથી મહાત્માજીએ દરેક બાબત ઉપર પ્રકાશ પાડેલો છે એ પોતે જ્યા સુધી વિચારો રજૂ કરી રહ્યા છે ત્યા સુધી આપણે શા માટે ડહાપણ ડોળવુ ? શકરાચાર્યના જમાનામા આજના જેટલા પ્રચારના સાધન ન હતા છતા તેમનો મત હિંદને ચારે ખૂણે પ્રસરી ગયો હતો, અને આજે આટલા સાધનો છતા મહાત્માજીની વાત લોકોને ગળે ઊતરતી નથી એમા મને તો એ જ મુખ્ય કારણ લાગે છે કે સૌને પોતાનું ડહાપણ કરવાનુ મન થઈ આવે છે. નિસ્વાર્થપણે, સર્વસ્વ હોમીને, બાપુના સિદ્ધાતોનો પ્રચાર કરનાર ગણ્યાગાઠ્યા જ છે સ્વામિનારાયણ પથના સાધુઓ શરૂઆતમા એવા જ ત્યાગી અને લોકકલ્યાણ અર્થે જીવનારા હતા '

*

રશિયન મહાત્મા ટોલ્સ્ટોયે 'એ તમને નહિ સમજાય' નામના કેટલાક બાળસવાદો રચ્યા છે ચમનભાઈને એ સવાદો ખૂબ ગમી ગયા હતા ગામડીયા ભાઈબેનોને સમજવું પડે તેવી રીતે એમા સુધારાવધારા કરી વીરમગામ તાલુકાના ગામડામા એ ભજવતા. ચમનભાઈ ભરવાડનો પાઠ લેતા છગન સુતારની જોડે ઊજળો ને ઊચો ભરવાડ હાજર થતો ત્યારે જોનારના આનંદનો પાર ન રહેતો ચમનભાઈ અદંરથી નવા નવા તુક્કા ઉપજાવતા—

'તે હે સરકાર ! આ પરશોતમ પટની ગેર દદ જેટ જેડા સે તે એને રીહ પણ હશે ?'

ગભીર અવાજ, મૂગા લાગતા ચમનભાઈને ગામડીઆ વેશમા જોનારને નવાઈ ઊપજતી

ગમે તે કામ હાથમા લે તેમા કુશળતા મેળવી લેતા આશ્રમ દિગ્ની મોટરબસ હાકવા ડ્રાઇવરનુ ખર્ચ ન કરવુ પડે માટે પોતે મોટર ચલાવતા પણ શીખેલા

*

'૩૨ ની સાલમાં પહેલે જ ઝપાટે ચમનભાઈને પકડ્યા કેસ ચલાવ્યા બાદ ન્યાયાધીશે પૂછ્યુ

'તમારે કાઈ કહેવુ છે ?'

'મને 'સી' ક્લાસ આપજો '

સાબરમતીથી ટ્રેની યરોડા લઈ ગયા છાવણીમા બે વરસ સુધી ગતદિવસ જોયા વિના કામ કરેલુ ચોમાસામા પણ કાયગાભર ચૂનેલા, નળમાકાની ભવકર ગરમી જોઈને માત્ર છાશ ભાખરી જ ખાતા આમ શરીર તદ્દન સુકાઇ ગયુ હતુ યરોડા જતા જ લોહી પડવા લાગ્યુ ને ક્ષયના ચિહ્ન જણાયા જેલ સુપરિન્ટેન્ડન્ટે તપાસ વખતે ચમનભાઈને પૂછ્યું 'કેમ તમારુ નામ વૈષ્ણવ ?'

'જી, હા '

'તમારે દૂધ જોઈએ છે ?'

મારે જોઈતુ નથી '

પૂ ગાધીજીએ સુપરિન્ટેન્ડન્ટને ખાસ ભલામણ કરેલી એટલે એમણે પૂછ્યુ તો ચમનભાઈએ ઉપનો જવાબ દીધો ફરી પૂછ્યુ

'કેમ નથી જોઈતુ ?'

'કેદી તરીકે મારા શરીરને ક્યા ખોરાકની જરૂર છે તે આપને નક્કી કરવાનું છે, મારે નહિ ' આવા જવાબની સુપરિન્ટેન્ડન્ટે આશા નહિ રાખેલી પાછળથી ચમનભાઈને દૂધ અને ઘઉની રોટલી આપતા

*

જેલમાથી છૂટ્યા પછી તબિયત સુધારવા ચમનભાઈ પચગની ગયા હતા શરૂઆતમા ડૉક્ટરની દવા વગેરે લેતા, દૂધ માખણ વગેરે ખૂબ ખાતા, પણ છતા તાવ ઊતર્યો નહિ એટલે નિસર્ગોપચાર આદરી દવા છોડી દીધી મગ્ગા શાકભાજી ફળફળાદિ, દૂધ ઉપર રહેતા લાગ્યા પાણી અને માટીના પ્રયોગ

૧ પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ કિ ૦-૬-૦ તકી.

શરૂ કર્યો. બે મહિનામાં તાવ હઠી ગયો. આંખનાં ચશ્મા પણ દૂર કર્યાં. મુંબઈના મોટા ડાકટરે 'એક્સ રે' ફોટો લઈ કહેલું કે 'ચાર માસમાં મરી જશે' એને બદલે અધમણ વજન વધ્યું અને રાતી રાણ જેવા થઇ ગયા. કોઈ ઓળખી પણ ન શકે કે આ ચમનભાઈ હશે. !

પંચગનીમાં હવાફેર માટે આવેલા એમ. બી. બી. એસ. ના એક વિદ્યાર્થીએ ચમનભાઈને પૂછ્યું:

'આવને વર્ષે હું ડોકટર થવાનો. ડોકટરી ધંધા વિશે આપનો શો મત છે?'

'એ ધંધાને લગભગ વેશ્યાના ધંધા જેટલો ખરાબ હું માનું છું. માણસ જીભ વગેરે ઇંદ્રિયોના ભોગ ભોગવી માંદો પડે, એને દવા પાઈ તરત સાજો કરવો, અને ફરી ભોગ તરફ ધકેલવો, એ આજના ડૉકટરોનું મુખ્ય કાર્ય છે. એને બદલે કુદરતી ઉપચારથી માણસ સાજો થાય તો એની રહેણીકરણીમાં અને ખાનપાનમાં ઘણો ફરક પડી જાય. વૃત્તિઓ પણ શાંત થાય.'

'તો પછી ડૉકટરોએ શું કરવું ?'

'સમાજનું આરોગ્ય જળવાય અને વધે તેવી રચના પાછળ જીવન અર્પવું. ખોરાક, આબોહવા, રહેણીકરણીમાં સમાજને નીરોગી બનાવવાનું ધ્યેય શરીરશાસ્ત્રીઓ રાખે તો વહેલા સફળ થાય અને આત્મસંતોષ અનુભવે.'

હાથમાં લોટો, ખભે ધાબળો અને થેલીમાં કપડાં, સ્ટેશનથી પૂછતા પૂછતા દોઢ માઈલ દૂર છાયા આશ્રમમાં ચમનભાઈ આવી પહોંચ્યા.

'કેમ કાંઈ કાગળપત્ર ન લખ્યો ?'

'પૂછતાં પૂછતાં લંકાએ જવાય. નકામા ત્રણ પૈસા કોણ ખરચે ?'

શ્રી. પાઠકજીના ઘરમાં એક ખૂણામાં પોતાનો ઉતારો રાખ્યો. ફળાહાર ઉપર રહેતા હતા. કેરી પપૈયા વગેરેની સીઝન હતી. બજારમાંથી થેલી ભરીને લઈ આવ્યા. નાહી ધોઈને ચમનભાઈ બેઠા. તેમની આગળ બધું મૂક્યું.

ઘડીક તો જોઈ રહ્યા. હાફુસ કેરી, રાસ્ં અને કરમદાં, કેળાં, પપૈયાં, કાચાં શાક ખાતા તેથી થોડી દૂધી આણેલી. સુકો મેવો પલાળીને ખાતા તેથી દ્રાક્ષ, આલુ, અંજીર, વગેરે આણેલું. પહેલાં તો કશું બોલ્યા નહિ. પછી કહે: 'અહીંની મારકીટ સરસ હશે. અમારે ત્યાં તો કંઈ ન મળે. આ શું અન્નકોટ ભર્યો છે! અન્નકોટ તો દેવને ધરાય અને દેવ-વાસનાના ભૂખ્યા હોય માટે બધું એમને એમ લઈ જાઓ.'

'આપને જોઈએ તે રાખોને ?'

'કશું નહિ જોઈએ. ગમે તે એક ચીજ લઈશ.'

'ત્યારે કેરી રાખો.'

'શા ભાવની છે ?'

'બાર આને પાંચશેર.'

'એ નહિ જોઈએ. પાંચ આને પાંચ શેર થાય ત્યારે પાંચ પૈસાની સવાશેર લાવજો. એક દિવસ કરમદાં ને રાણ બન્ને થઈને અર્ધો શેર, એક દિવસ ૭ કેળાં, એક દિવસ સવાશેર કેરી, આમ ફરતું ફરતું લાવજો. અને આ મેવો તો પાછો જ લઈ જાઓ. કાળી દ્રાક્ષ લઈ આવજો. તે પલાળીને ખાશું. સુરણ લાવજો તે બાફીને ખાશું. મેથીની ભાજી આવતી હોય તો એ અર્ધીક પણી મને આપી જજો. કાચી ખાવા થશે.'

'પણ આજે તો લ્યો. લાવ્યા એનું શું કરવું?'

'છોકરાંઓને વહેંચી આપો. રાજી જશે. આપણે તો ખૂબ ખાધેલું છે. એમણે તો જોયું પણ નહિ હોય.'

બસ એક પપૈયું, દૂધી, કાળી દ્રાક્ષ અને મેથીની ભાજીની એક પણી સિવાય કશું ન રાખ્યું. કેરી પાંચ પૈસે સવાશેર થઇ ત્યારે જ લીધી. કેટલોક સમય સુરણ શેકીને ખાતા. પોતાનું વાસણ જાતે જ સાફ કરતા. કપડાં પણ શરીર ચાલ્યું ત્યાં સુધી હાથે જ ધોતા.

વઢવાણ રાષ્ટ્રીય શાળાની વીશ વર્ષની આજીવન સેવા કરવાની પ્રતિજ્ઞા ચમનભાઇએ લીધી હતી. સાજા થતાં તેવા જ પાછા કામે લાગ્યા. પણ જૂના રોગે ફરી ઉથલો માર્યો. મિત્રોએ કહ્યું: 'ચમનભાઇ, પંચગની જાઓ. ત્યાં તમે તુરત સારા થઈ જશો.'

[ અનુસંધાન પૃષ્ટ ૪૧૬

# જાદુના પ્રયોગો

## નારંગીઓમાં નિશાની કરેલા સિક્કા !

[ આપણે થોડા મહિના અગાઉ શ્રી પી. સી સરકારના 'તદ્દન સામાન્ય બુદ્ધિ-common sense-થી ભરેલા છતાં અત્યંત રસિક ને ચાતુર્યપૂર્ણ જાદુના પ્રયોગોના ભેદો જોઈ ગયા. હવે આ લેખમાં એઓ એમના બીજા એકબે ભેદો બતાવે છે, જે આપણે જાણી જઈએ છીએ ત્યારે તો એમ જ લાગે કે 'ઓહો ! આમાં તે શું કરવાનું છે? આ તો નાના છોકરાય કરે !' પણ જાદુગરની કરામત એ છે કે નાનાં છોકરાં પ કરે અને છતાં ભારે અચંબો પમાડે એવી યુક્તિઓ-tricks-શોધી કાઢવી.—લેખક ]

**આ** લેખમાં બતાવેલ પ્રયોગને નારંગી કે સક્કરજનમાંથી ચીરીને સિક્કા કાઢી બતાવવાનો પ્રયોગ કહે છે. જાદુગર છસાત નારંગી ટેબલ ઉપર મૂકે છે. પ્રેક્ષકવર્ગમાંથી કોઈ પણ ગૃહસ્થોને નારંગીઓ કાપ્યા કર્યા વિનાની અકબંધ છે કે નહિ એની ખાતરી કરી જવાનું કહે છે. પ્રેક્ષકો બધી નારંગીને ચારેકોર ફેરવી કરીને તપાસી લીધા પછી અનુભવસિદ્ધ ખાતરીનું પ્રમાણપત્ર આપે છે કે નારંગીઓ અકબંધ છે. જો જાદુગરને પ્રેક્ષકોને ખૂબ આશ્ચર્યમગ્ન કરવા હોય ને ફળબજાર પાસે જ હોય તો પ્રેક્ષકમાંથી કોઈને ફળવાળાને ત્યાંથી તાજી જ નારંગી ખરીદી લાવવાનું આમંત્રણ આપે છે. હોંસે હોંસે પ્રેક્ષકો એ સ્વીકારી લે છે. પણ એ વખતે એમને ખ્યાલ હોતો નથી કે આમ કરીને તો જાદુગર એમના માનસને વધારે સિફતથી રમાડી રહ્યો હોય છે.

ગમે તે રીતે પણ ટેબલ ઉપર અડધોક ડઝન નારંગી મૂક્યા પછી પ્રેક્ષકસમૂહ તરફ જોઈને જાદુગર કહે છેઃ " આ નારંગીઓ જાદુગરની નારંગીઓ છે. એમાંથી રૂપાનાણું, સોનાનાણું જે કહો તે નીકળવાનું છે." પછી પ્રેક્ષકોને કહે છેઃ " હવે તમારામાંથી કોઈ પણ થોડા સિક્કા આપો. આપણે એને નિશાની કરીએ ને એને આ નારંગીઓમાં ઘુસાડી દઈએ. " કોઈ રૂપાનાણું કે સોનાનાણું આપે છે. એના ઉપર જાદુગર ચિન્હ કરે છે. તારીખ મારે છે. પછી કોઈ કરામતથી એ સિક્કાને અદૃશ્ય કરી નાખે છે. પછી પ્રેક્ષકોની આશ્ચર્યભરી અનિમેષ આંખો સામે એક છરી લઈને જાદુગર નારંગીઓને વચ્ચેથી કાપતો જાય છે. અને કેવું આશ્ચર્ય ! નિશાની કરેલા સિક્કાઓ (ચિત્રમાં બતાવ્યા પ્રમાણે) નારંગીનાં ફાડચામાં ચોટેલા જણાય છે ! નારંગીના રસથી છરીનાં પાનાની બંને બાજુઓ ભીની થઈ ગઈ હોય છે ! માણસના ભેજાને ઘડીભર ડૂલ કરી દે એવી આ કરામત માલમ પડે છે.




પણ એનો ભેદ સાવ સાદો છે. જાદુસમ્રાટ્ શ્રી સરકારના પોતાના જ શબ્દોમાં આપણે એ ભેદ જોઈએ.

" લેખમાં આપેલ ચિત્ર બરાબર ધ્યાનથી જોઈ લ્યો. મોટે ભાગે તો એ ચિત્ર ઉપરથી જ કરામતની હોશિયારીની ગંધ આવી જાય એવું છે. ચિત્રમાં

અંગ્રેજી મૂળાક્ષર A, એ એક ચપટી પાતળી લાંબી, જે સિક્કા B ને મજબૂત પકડી દબાવી રાખે છે, પકડચાંપ—spring-catch—છે, જે સિક્કા B ને મજબૂત પકડી દબાવી રાખે છે. જ્યારે છરીનું પાનું નારંગીના ફાડચામાં અડધું પસાર થઈ રહ્યું હોય છે ત્યારે છરીના હાથામાં ઉપરછલ્લી નજરે (અને નવ્વાણુ ટકા પ્રેક્ષક ઉપરછલ્લી નજરવાળા હોય છે.) માલમ ન પડે એવી રીતે બેસેલી પકડચાંપ કે જે જાદુગરે હાથે પકડેલી મૂઠીમાં પકડી હોય છે એને C આગળ દબાવો. એટલે પકડચાંપ ઊચકાશે ને અંદર ભરાવેલ સિક્કાને નારંગીમાં છોડી દેશે. પછી છરીનું પાનું નારંગીના ફાડચાની બહાર આવી જશે. ફાડચાં જાદુગર પહોળાં કરી બતાવતાં તો અંદર સિક્કો માલમ પડે છે. એમાં ચતુરાઈ માત્ર એટલી જ વાપરવાની હોય છે કે છરીનું પાનું ટેબલ ઉપર એવી રીતે મૂકવું જોઈએ અથવા તો હાથમાં એવી રીતે ઝાલવું જોઈએ કે જે બાજુએ પાના સાથે પાતળી ચાંપપટ્ટી લાગેલી હોય છે ને જેને છેવાડે સિક્કો ભરાવવાનો કે ભરાવેલો હોય છે તે પ્રેક્ષકો ન જોઈ શકે એમ પાછલી બાજુએ રાખવું જોઈએ. બસ, આ જ એનો જાદુ!

"આ પ્રયોગનું વર્ણન કરતાં મને મારી વિદ્યાર્થી અવસ્થાના સુખી દિવસોના પ્રસંગો યાદ આવે છે. કલકત્તામાં જ્યાં હું તે વખતે રહેતો હતો ત્યાંથી નજીક જ માણેકતલ્લા અને કૉર્નવૉલિસ સ્ટ્રીટના ચકલામાં ઘણા ફળ વેચનારા ફેરિયાઓ નારંગી કે સફરજન વેચતા ઊભા રહેતા. હું કોઈ ફેરિયા પાસે જતો ને ડઝન, અર્ધોડઝન નારંગીનો ભાવ નક્કી કરી ખરીદતો ને પછી ગમ્મત કરવા એ ફેરિયાને કહેતો કે તેં આ નારંગી મને વેચીને ઘણી ખોટ ખાધી છે. કારણકે એ દરેક નારંગીમાં પાવલી છુપાવેલી છે! પેલો માનતો નહિ એટલે હું મારી છરી વડે એકાદી નારંગી ચીરી બતાવતો. પેલો નારંગીના ફાડિયામાં માલમ પડતી પાવલી જોઈ આભો બની જતો! પછી પેલો તો જાણે ગલ્લો મળ્યો હોય એમ નારંગી વેચવાની માંડી વાળીને એની છરી લઈને બાકી રહેલી નારંગી કાપવા મંડી પડતો! એકમાંથી નહિ નીકળે તો બીજી, એમ એ તો એક પછી એક નારંગી ફાડ્યે જ જાય! એવામાં વળી કોઈ બીજો ફળવાળો ફેરિયો આવી ચડે ને મને 'જાદુગર'ને ઓળખી કાઢે ત્યારે પેલો નારંગી ફાડતો અટકે. હું જાદુના પ્રયોગોના ધંધાર્થે બેશો માટે બર્મા ગયો હતો ત્યારે બર્મીઝ ફળવાળાઓને ત્યાંનાં શહેરોમાં આવી ગમ્મત કરીને ખૂબ બનાવતો."

રામભાઈ પટેલ



---

અનુસંધાન પૃષ્ટ ૪૧૪]

ચમનભાઈએ જવાબ વાળ્યો: 'જ્યાં આપણે જન્મ્યા ત્યાં જ માંદગીમાંથી સાજા થવું જોઈએ. એમ વારંવાર હવા ખાવાને સ્થળે જઈને રહેવું આપણા જેવાને કેમ પોસાય? અને એનું ખર્ચું શા કામનું? સૌનું માન રાખવા એક વાર જઈ આવ્યા હવે ભગવાને ધાર્યું હશે તેમ થશે.' ફરી લોહી પડવા લાગ્યું, પથારીવશ થયા. મરણપથારીએથી એક મિત્રને ચિંતામુક્ત કરવા પત્રમાં લખેલું: 'આયુષ્ય અનંત છે. જર્જરિત ખોળિયું જશે ને નવું આવશે એમાં રાજી થવાનું હોય કે શોક કરવાનો? ડાહ્યા પુરુષો દેહની ચિંતા કરતા નથી. આત્મા અમર છે.'

છેલ્લા કેટલાય વખતથી ચમનભાઈ વિદેહીની પેઠે જીવતા હતા. રોગની સામે આખર સુધી ધીરજપૂર્વક ઝૂઝ્યા અને મોત આવ્યું ત્યારે યોગીની શાંતિથી હસતે મુખે દેહ છોડી ચાલ્યા ગયા.

સૌરાષ્ટ્ર સંતોની ભૂમિ ગણાય છે. ચમનભાઈ એવા એક વિરલ સંત હતા.

રામનારાયણ ના૦ પાઠક



# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]

૧૫

## શનિમાહાત્મ્ય ને રામનું ચિત્ર

**મારા** ભક્તિભાવને પોષક વાતાવરણ મને પૂનામાં મળી ગયું હતું. અમારી હવેલીમાં પારિજાતકનું ઝાડ હતું. તેનાં ફૂલો હું એકઠાં કરતો. કોઈક વખતે મામા યે ફૂલ વેચાતાં લાવતા. હું ઘેર દત્તની પૂજા કરતો. દર ગુરુવારે મામાને ત્યાં ભજન થતાં, ત્યારે એમના મિત્રો એકઠા થતા. મામાને ત્યાં દત્તની ગંભીર મૂર્તિ હતી તેવી ગંભીર મૂર્તિ મેં બીજે ક્યાંય પણ જોઈ નથી. મામા એકતારો બહુ જ સરસ વગાડતા. એમના એકતારાનો અવાજ પણ મીઠો હતો. મામાને દત્તનાં કેટલાં યે પદ મોંએ હતાં. દત્તનું પારણું, દત્તની સ્વારી, દત્તની આરતી વગેરે એમણે લખી રાખેલાં હતાં. મામા તન્મય થઈ પદ વગાડતા ને શ્રોતાઓ પણ તન્મય થઈ જતા.

ખૂન્યા મુરલીધરનાં દેવળમાં સવારની આરતી શરૂ થઈ હતી અમારી હવેલીમાંથી કેટલી યે સ્ત્રીઓ ત્યાં જતી હતી. તેમની સાથે હું પણ સ્નાન કરીને જતો. સવારનો વખત હતો. આકાશમાં તારાઓ ટમક ટમક થતા હતા. એ વેળાએ નાનકડો ધૂમકેતુ દેખાતો હતો. આગલે વરસે ધૂમકેતુ ખૂબ જ મોટો હતો. લગભગ અર્ધા આકાશે ધૂમકેતુની પૂંછડી પહોંચતી. તે વખતે સાતમા એડવર્ડ મરણ પામ્યા હતા. પરંતુ ફરીથી નાનકડો ધૂમકેતુ દષ્ટિગોચર થવા લાગ્યો. અમે કહેતા, " હવે કયો રાજા મરશે ? આ તારો નાનો છે તેથી નાનો રાજા મરશે." સવારની પ્રશાન્ત વેળાએ તે નાનો ધુમકેતુ ખૂબ સુંદર જણાતો હતો.

ખૂન્યા મુરલીધરના મંદિરમાં સવારની આરતી બહુ જ સરસ થતી. આરતી ઉતારનાર પૂજારી એનું કાર્ય વેઠની પેઠે નહિ, પણ ખરા દિલથી કરતો. મંદિરમાં દીવીઓ પ્રગટાવવામાં આવતી. ઘણાંખરાં મંદિરોમાં રંગોળીના ગાલીચાનો મોટો ઉત્સવ હોજમાં ફૂલો ગોઠવી–ગાલીચા રચી, ઉજવાતો. પૂનાનાં ગાલીચાનો મોટો ઉત્સવ થાય છે. આબાલવૃદ્ધ સ્ત્રી–પુરુષો એ ગાલીચા જોવા જાય છે.

દિવાળીના અરસામાં ઓંકારેશ્વર પાસે ખૂબ મજા પડતી. દેવદિવાળીને દિવસે ઓંકારેશ્વરના આખા મંદિર પર સેંકડો દીવા પ્રગટાતા. નદીની પેલી પાર આ પાર રહી લોકો દારૂખાનુ ઉડાડતા. પેલી તરફના લોકો આ બાજુ હવાઈ બાણ છોડતા અને આ તરફના લોકો પેલી બાજુ હવાઈ બાણો ઉડાડતા. એ બાણો સૂઉઉ કરી ઊંચે આકાશમાં જતાં ને હીરામાણેક ઉછાળતાં હવામાં વિલીન થતાં.

કારતકી એકાદશીને દિવસે તુળસીબાગમાં ગરદી રહેતી. તુળસીબાગ એટલે સ્ત્રીઓને ઉપયોગી વસ્તુઓ પૂરું પાડનાર સ્થાન. રામનાં દર્શન માટે નહિ, પરંતુ સંસારોપયોગી વસ્તુઓ ખરીદવા ઘણીખરી ગરદી રહેતી. રામનાં દર્શન થાય ને કામનું કામ થાય. એક પંથ ને દો કાજ. તુળસીબાગમાં સંસાર ને પરમાર્થ બંનેનો યોગ થયો છે. સંસારોપયોગી વસ્તુઓના સમુદ્ર વચ્ચે રામ બેઠા છે. આસપાસ અનંત સંસારનો ફેલાવો ને વચ્ચે આ જગદભિરામ મેઘશ્યામ રામ. તુળસીબાગમાંની રામની મૂર્તિ પેશવાને પણ ખૂબ ગમી ગઈ હતી એમ એક ઠેકાણે લખ્યું છે. તુળસીબાગમાં મહાન રામશાસ્ત્રી, મુત્સદ્દી નાના ફડણવીસ જેવાં નરરત્નો કથાકીર્તન શ્રવણ કરવા આવતા. નાના ફડણવીસ આવે એટલે સર્વત્ર શાન્તિ ફેલાઈ જાય એમ લોકો કહે છે. વ્યવસ્થિતપણું, શિસ્ત, ટાપટીપ, ચોક્કસ અંદાજ વગેરે માટે નાના ફડણવીસ આખા હિંદમાં પ્રખ્યાત હતા.

હું તુળસીબાગમાં રામનાં દર્શન માટે કોઈક

કોઇક વખતે જતો. કોઇક વખતે શાક માર્કેટમાં જઉં તો રસ્તામાં રામની મૂર્તિનાં દર્શન કર્યા વિના ભાગ્યું ખરું રહેતો નહિ. તુળસીબાગની મૂર્તિ ખરે જ નયન-મનોહર છે. તે મૂર્તિ તરફ ગમે તેટલું જોયા કરો છતાં યે તૃપ્તિ થતી નથી. એ ધ્યાનસૌંદર્ય પીધા જ કરીએ એમ થાય છે. કારતકી એકાદશીએ એ મંદિરમાં ખૂબ ગરદી હતી. હું એકલો જ ત્યાં ગયો. નિશાળમાં રજાઓ હોવાથી ભાઇ કોકણમાં ગયો હતો. હું ત્યાં ગયો ન હતો. મામા મારી પાસે અભ્યાસ કરાવી લેવા માગતા હતા. મામીએ મને બે આના આપ્યા હતા. આ બે આનાનું શું કરવું એ જ સમજાતું ન હતું એ બે આનાને રમાડતો રમાડતો હું રામના દર્શને ઊપડયો. મને પોતાને તે દિવસે બે આના મળ્યા હતા. હું એ બે આનાનો તે દિવસે રાજા હતો. પૂરા આઠ પૈસા, અરે ચોવીસ પાઈઓ, મને મારા સુખ માટે તે દિવસે ખરચવાની પરવાનગી મળી હતી!

"આ જ લે, પેલું જ લે," એવું નિયંત્રણ કરનાર મારી સાથે કોઈ નો'તું. હું સરમુખત્યાર હતો. આ બે આનાનું અંદાજપત્રક હું બનાવતો હતો. વિચાર કરતો કરતો હું મંદિરના દરવાજામાં પેઠો. લોકોની અપાર ઠઠ જામી હતી. દર્શન થવાં મુશ્કેલ હતાં. નાનાં છોકરાંનો ત્યાં ભાવ કોણ પૂછવાનું હતું? હિંદમાં સર્વ સ્થળે બાળકોની પાયમાલી થતી હોય છે. પછી મંદિરમાં પણ એમ જ થાય તો નવાઇ શી? હું ગરદીમાં ઘૂસ્યો. હું યે ધક્કામૂકી, દંડાદંડી કરવા લાગ્યો. આખરે મને રામનાં દર્શન થયાં. એક ક્ષણ વાર જ. ત્યાં બીજી ક્ષણ ઊભા રહેવાનો અવકાશ જ નો'તો. પાછળ ખેંચતાણ ને ધક્કામુક્કી ચાલતી હતી.

દર્શન કર્યા પછી હું દુકાનો તરફ ગયો. એ આનાનું શું લેવું તે કંઇ સમજાય જ નહિ. એક પૈસો રામને પારે મૂકયો. વધેલા પૈસાનું શું કરવું? એકાદ સારું પુસ્તક મળી જાય તો ઠીક એ આશાએ હું જોવા લાગ્યો. પરંતુ તુળસીબાગમાં કેવાં પુસ્તકો મળે! ત્યાં તો રામરક્ષા, વ્યંકટેશ સ્તોત્ર, શનિમાહાત્મ્ય, હરિપાઠના અભંગ અને એવાં જ બીજાં પુસ્તકો! મારી પાસે પૈસા હતા તેટલામાં આવી શકે અને મેં ન વાંચેલું એવું ત્યાં શનિમાહાત્મ્ય હતું. શનિ-માહાત્મ્ય વાંચવાનો મેં નિરધાર કર્યો. દોઢ આનામાં શનિમાહાત્મ્ય ને એક પૈસામાં રામનું ચિત્ર એમ બે વસ્તુઓ મેં ખરીદી.

કોકણમાં મેં અનેક ધાર્મિક પુસ્તકો વાંચ્યાં હતાં. રામવિજય, હરિવિજય, પાંડવપ્રતાપ, રામાશ્વમેધ, જૈમિની અશ્વમેધ, કાશીખંડ, મનચંદ્રબોધ, ગણેશપુરાણ, કથાસારામૃત, શિવલીલામૃત-આ મોટા ગ્રંથો મેં વાંચ્યા હતા. શનિમાહાત્મ્ય મેં કદિ યે વાંચ્યું નહતું, તેથી મેં તે લઈ લીધું. રસ્તે વાંચતો વાંચતો હું જતો હતો. ઘેર આવી આખું યે પુસ્તક હું વાંચી ગયો. એની અંદરની વાર્તાઓ મને ગમી. મારી પાસે શનિમાહાત્મ્ય છે એમ જાણતાં જ અમારા મહોલ્લામાંની સ્ત્રીઓએ મને દર શનિવારે વાંચવા આગ્રહ કર્યો ને મેં તે માટે અનુમતિ આપી.

આ શનિમહાત્માનો દુર્બળ ને સત્વહીન ધર્મ રાષ્ટ્રમાંથી બને તેટલો જલદી જવો જોઈએ. જે શનિમાહાત્મ્ય મેં નાનપણમાં વેચાતું લીધું હતું તે શનિમાહાત્મ્ય સમાજમાંથી ક્યારે દૂર થાય એમ મને આજે થયા કરે છે. મારા મિત્રો આગળ મેં અનેક વેળા એ વિષે કહ્યું છે. પણ શનિમાહાત્મ્ય નષ્ટ થાય એ અગાઉ લોકો સમજે એવો જીવનધર્મ નાની નાની પુસ્તિકાઓ દ્વારા ઘરોઘર પહોંચી જવો જોઈએ. ગીતા જેવા ઉત્તમ, સસ્તા ધર્મગ્રંથો ઘરોઘર ફરી વળવા જોઈએ. ગીતા એ જ સ્ત્રીપુરુષોનો એક જ ને મુખ્ય ધર્મગ્રંથ થાય એ આવશ્યક છે. ગીતાનો જો સર્વત્ર પ્રચાર થાય તો આપોઆપ શનિમાહાત્મ્ય ને ગુરુચરિત્રો બંધ પડશે. કર્તવ્યનો દિવ્યપંથ દર્શાવતી ગીતા મુખમાં શોભે, હૃદયમાં શોભે, હાથમાં શોભે. પવિત્રતા, પ્રેમ, ઉત્સાહ ને કર્તવ્ય-પરાયણતાથી જ સમાજને ખરું સૌન્દર્ય પ્રાપ્ત થશે, ને તે ગીતાના ઉપદેશ દ્વારા સાધ્ય થશે. ગીતા એટલે આળસનો, મોહનો, વિલાસનો શત્રુ. ગીતા એટલે નિરાશાનો, સ્વાર્થનો, દંભમત્સરનો શત્રુ. ગીતા કહે છે: કર્મ કરો, કર્મ જ્ઞાનપૂર્વક કરો; હૃદયની લાગણીઓ રેડીને કર્તવ્ય બજાવો. કર્મ કરવામાં

એટલો બધા તલ્લીન થઈ જાઓ કે તેના પરિણા-મનો વિચાર કરવાનો અવકાશ પણ ન મળે. છોડને પાણી પાવામાં આનંદ મેળવો. તેને સડો ન લાગે તે જોતા રહો. બકરીઓને પાસે આવવા ન દો. ખાતર નાખો. એ છોડનું સંવર્ધન કરવામાં અહર્નિશ વર્ષો ને વર્ષો સુધી મહેનત કર્યા કરો તો તેના વૃક્ષે ફળનાં ઝુમખાં એક કાળે જરૂર આવશે જ.

તે દિવસે શનિમાહાત્મ્ય વાંચ્યા પછી મેં તેને પૂઠું ચડાવી મૂકી દીધું-પણ રામનું ચિત્ર ખૂબ વખત સુધી જોયા કર્યું. પરંતુ અમારા મહોલ્લામાં એકાદશીનો પવિત્ર દિવસ ઊજવવા માટે બધા કંઈક જુદું જ કરી રહ્યાં હતાં. અમારા મહોલ્લામાં શાંભવી તૈયાર થતી હતી. તેને આપણે સાદા શબ્દોમાં ભાંગ કહીએ છીએ. શિવરાતને દિવસે તો એનું ખૂબ જ મહત્ત્વ ઈશ્વરસ્મરણ કરવા છતાં યે આ સંસારનું વિસ્મરણ ન થાય, ઈશ્વરનું સૌન્દર્ય જોયા પછી પણ આપણે પાગલ ન થઈએ તો ભાંગ પીને સંસારનું વિસ્મરણ કરવા લોકો પ્રયત્ન કરે છે.

મને રાત્રે આઠનવ વાગે શાંભવી પીવા બોલાવવામાં આવ્યો. ઘરના માલિકને ત્યાં ભાંગ બનાવી હતી. શાંભવી એટલે શું તે હું જાણતો નહતો. મેં પૂછ્યું, " આ શું છે?" એક જણે કહ્યું, "શ્યામ, જોઈ શું રહ્યો છે? પી જા. બેત્રણ પ્યાલા ભરી પી જઈશ તો અંગ્રેજી એકદમ બોલતાં આવડશે. ઉપરાઉપરી વાક્યો બોલવા માંડીશ." મને વહેમ પડ્યો. મેં તે પીવાની આનાકાની કરી. બીજો એક જણ બોલી ઊઠયો, "શ્યામ, તું તારે ચાલ્યો જા. તું ન પીએ એ જ સારું છે." "અરે, લેવા દો થોડોક પ્રસાદ. જરાકમાં શું થવાનું છે?" એમ બીજાઓ કહેતા. અને છેવટે એક જણે તો પ્યાલો મારે મોંએ અડાડ્યો. " થોડી ચાખ તો ખરો. શ્યામ, બધા યે અનુભવો લેવા જોઈએ. તારા દરિદ્રી કોકણમાં કોણ પીવડાવવાનું હતું! લે, થોડી મજા કરી લે."

મેં બીતાં બીતાં પ્યાલો ખાલી કર્યો. પીણું ઠંડું હતું. એમાં બરફ નાખવામાં આવ્યો હતો. એલચીની સુવાસ હતી. સ્વાદ પણ ઠીક હતો. પરંતુ હું ત્યાં વધારે વખત રોકાયો નહિ. હું ત્યાંથી જતો રહ્યો જેમણે ભરપૂર પ્રાશન કર્યું હતું, તેઓ દેહભાન ભૂલી ગયા. તેમને કપડાંનું પણ ભાન નહતું. બીજે દિવસે ત્રીજે પહોરે એમને ભાન આવ્યું. આ સમાચાર જાણ્યા ત્યારે મને લાગ્યુ કે હું નાસી આવ્યો તે ઠીક જ થયુ. મેં ફરીથી કદિ ભાંગ પીધી નથી. પરંતુ ઉત્તર હિંદમાં તેને આતિથ્યદર્શક પેય માનવામાં આવે છે. હુ એક વખત ઇંદોર તરફના એક ગામડામાં ગયો હતો. બપોરનો વખત હતો. ભાંગ તૈયાર થતી હતી. મારે પણ બે ચમચા પીવી પડી. ભાંગને તે લોકો ઠંડક કહે છે. ઉનાળામાં તે પીણું માફક, પ્રમાણમાં લેવામાં આવે તો ફાયદો કરે એમ બધા કહેવા લાગ્યા. મેં કહ્યું, " વ્યસની માણસ પ્રત્યેક વ્યસનનું સમર્થન કરી શકે છે."

તે કારતકી એકાદશી ગઈ. રામનું ચિત્ર મારી સ્મૃતિ સામે હતું. તેને હું કેટલું સંભાળી રાખતો! મેં તેને કેટકેટલું પૂજ્યુ હતું! એ બધુંયે મને યાદ છે. જેમાં રામ હોય તે જ પાસે રાખો. બાકીનું બધું વ્યર્થ છે.

(ચાલુ)

અનુ૦ : મૂળશંકર પાધ્યા

☆

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્નોત્તરી

### પ્રશ્ન

૧. પ્રકાશનો રંગ કાળો હોઈ શકે કે ?

૨. આ બ્રહ્માંડનો કોઈ છેડો છે કે ?

૩. ડાઈનેમો એટલે શું ?

૪. દૂરબિન અને બાઈનોક્યુલર વચ્ચે શો ભેદ ?

૫. ઊકળતા પાણીથી દાઝીએ અને વરાળથી દાઝીએ એ બેમાં વધુ નુકસાનકારક કયું ?

૬. ઓછામાં ઓછું ટેમ્પરેચર કેટલું ?

૭. થર્મોસ શીશીની કેવી રચના હોય છે ?

૮. તાંબુ, સોનું અને રૂપું એને પારામાં નાંખીએ તો શું પરિણામ આવે ?

૯. પાંખ હોવા છતાં નહિ ઊડનારાં પંખી કયાં ?

૧૦. ફૂલ નહિ આવે તેવી કેટલીક વનસ્પતિનાં નામ આપો.

### ઉત્તર

૧. કાળો પ્રકાશ હોઈ શકે નહિ. જ્યાં પ્રકાશનો અભાવ હોય ત્યાં અંધકાર માલુમ પડે છે અને તેથી તેમાં રહેલી બધી વસ્તુ કાળી દેખાય છે. કાળી વસ્તુ બધા પ્રકાશનું શોષણ કરે છે એટલે પ્રકાશમાં પણ તે કાળી જ દેખાય છે.

૨. આપણું બ્રહ્માંડ, જેમાં તારા, સૂર્ય, ચંદ્ર વગેરે રહેલાં છે તે અનંત છે એમ મનાતું નથી, પરંતુ એને પણ મર્યાદા છે. આમ છતાં, બ્રહ્માંડને છેડો નથી. જેમ પૃથ્વીની સપાટી મર્યાદિત છે, પરંતુ તેને કોઈ આદિ કે અંત નથી તેમ બ્રહ્માંડમાં પણ ગમે તે દિશામાં જઈએ તો, જ્યાંથી નીકળ્યા હો ત્યાં જ પાછું ફરીથી આવી જવાય તેમ છે.

૩. ડાઈનેમો એટલે મોટા પાયા ઉપર વિદ્યુત પેદા કરવાનું સાધન. ડાઈનેમાના સિદ્ધાંતની શોધ મહાન વૈજ્ઞાનિક ફેરેડેએ કરી હતી. એક મોટા લોહચુંબકના ધ્રુવોની વચ્ચે એક તારના ગૂંચળાને ઝડપથી ફેરવવામાં આવે તો તેમાં ઉપપાદિત (induced) વિદ્યુતપ્રવાહ પેદા થાય છે. આ પ્રવાહ ઉલટસુલટ (alternating) હોય છે.

૪. દૂરબિન અને બાયનોક્યુલરની રચનાનો મૂળ સિદ્ધાંત એક જ છે બાયનોક્યુલર એટલે ટુંકાવેલું દૂરબિન. દૂરબિનમાં બે કાચ હોય છે. તેમના અંતર ટુંકાવવા બે ત્રિપાર્શ્વ કાચમાંથી વચ્ચેના કિરણોનું વારંવાર પરાવર્તન કરવામાં આવે છે. આથી નાની નળીમાં બે કાચો પાસે પાસે રહી શકે છે. દૂરબિનની નળી ઘણી લાંબી હોવાથી સાથે લઈ જવાની અગવડતા હોય છે.

૫. વરાળમાં ગુપ્ત ઉષ્ણતા (latent heat) હોય છે જે ઊકળતા પાણીમાં હોતી નથી. આથી ઊકળતા પાણી કરતાં વરાળથી દાઝીએ તો આપણા હાથને વધુ ઉષ્ણતા મળે છે અને આપણને વધુ નુકસાન થાય છે.

૬. જો આપણે કોઈ પદાર્થનું ટેમ્પરેચર ઘટાડતા જઈએ તો છેવટે એવું એક ટેમ્પરેચર આવે છે જેનાથી ઓછું ટેમ્પરેચર હોતું નથી. આ ટેમ્પરેચર કેવળશૂન્ય (absolute zero) ટેમ્પરેચર કહેવામાં આવે છે. થર્મોમિટર ઉપર શૂન્ય ડિગ્રી સેન્ટિગ્રેડનો આંક હોય તેનાથી ૨૭૩ ડિગ્રી જેટલું ટેમ્પરેચર નીચે લઈ જઈએ તો તે ટેમ્પરેચર ઓછામાં ઓછું ટેમ્પરેચર છે એમ માનવામાં આવે છે. વૈજ્ઞાનિકો જુદાં જુદાં સાધનો અને યુક્તિઓ વડે આ ટેમ્પરેચરની પાસેનું ટેમ્પરેચર મેળવી શક્યા છે.

૭. થર્મોસ શીશીની અંદર જેમાં પદાર્થ રાખીએ છીએ તે કાચની શીશીને બેવડી બાજુ હોય છે.

એ બેવડી બાજુ હવાચુસ્ત હોય છે અને તેમાંથી બને તેટલી હવા કાઢી લઈ અંદર શૂન્યાવકાશ (vacuum) બનાવવામાં આવે છે. વળી એ કાચની શીશીને બન્ને બાજુ ઢોળ આપી પોલિશ કરેલી હોય છે. સાથે અંદરની ગરમી અંદર રહે છે અને બહારની ગરમી બહાર રહે છે. (આ શીશીમાં ઉષ્ણતા વહન,–નયન, –ગમન વગેરે પ્રકારોદ્વારા ઉષ્ણતાનું નિર્ગમન થતું નથી અને શીશીમાં ગરમ વસ્તુ ગરમ રહે છે અને ઠંડી વસ્તુ ઠંડી રહે છે.)

૮. ઘણીખરી ધાતુને પારામાં નાંખીએ એટલે પારાનું પડ તેના ઉપર ચઢી જાય છે. ખાસ કરી સોનું, રૂપું, પારાની સાથે ઝટ મળી જાય છે અને એક જાતનો એ ધાતુઓનો પારાની સાથે મેળ બને છે. આ મેળને એમેલ્ગમ (amalgum) કહેવામાં આવે છે. ખાસ કરીને જો આપણી આંગળી ઉપર વીંટી સખત થઈ ગઈ હોય તો તેને ઉતારવા માટે સારો ઉપાય પારાનો છે. વીંટી ઉપર એક જગાએ પારો ઘસ્યા કરવો. પછીથી વીંટીને હથોડી વડે ઘા કરવો એટલે તરત તે તૂટી જશે.

૯. શહામૃગ, મરઘાં, કુકડાં, વગેરે.

૧૦. હંસરાજ, બીલાડીનો ટોપ, લીલ, ફૂગ વગેરે.

ડૉ. યશવંત ગુ. નાયક
એમ. એસસી., પીએચ. ડી.



# ચોમાસે

( અજ્નીગીત )

શીઆળે થીજેલાં ઝરણાં
ઊનાળે સીઝેલાં ઝરણાં
ચોમાસે ઝડીઓ ઝીલતાં
ફરી વ્હેતાં થાશે.

+

શીઆળે થીઝયાં ઉર-ઝરણાં
ઊનાળે સીઝ્યાં ઉર-ઝરણાં
ચોમાસે ચેતન સીંચતાં
ફરી ગાને ગાશે.




## " હીઝ માસ્ટર્સ વૉઈસ "

" હીઝ માસ્ટર્સ વૉઈસ "ની ગ્રામોફોનની રેકર્ડ ઉપર વાજાના ભૂંગળા પાસે એકચિત્તે સાંભળવા બેઠેલા કૂતરાનું ચિત્ર તમે જોયું જ હશે. તમારા મનમાં કદિ એવો વિચાર આવ્યો છે ખરો કે આ ગ્રામોફોનની પેટી ઉપર કૂતરાનું ચિત્ર શા માટે મૂક્યું હશે? એને અને કૂતરાના ચિત્રને શો સંબંધ? પણ એ ચિત્ર અર્થવિહીન નથી. એક કૂતરાનું પોતાના માલિક પ્રત્યેના પ્રેમને તાદૃશ્ય કરતું એ અર્થપ્રધાન ચિત્ર છે.

ફ્રાન્સમાં એક ચિત્રકાર થઈ ગયો. તેણે એક કૂતરો પાળેલો. નોરા એનું નામ રાખેલું. ચિત્રકાર મૃત્યુ પામ્યો. તેની માલમિલકત અને કૂતરો તેના ભાઈ પાસે ગયાં. નોરા માલિકના વિયોગથી ખાય નહીં, પીએ નહીં, બાવરો બાવરો ફર્યા કરે, અને ઉદાસીન થઈ પડી રહે.

એ ચિત્રકારના ગીતની રેકર્ડ ઉતરાવેલી હતી. એક દિવસ ભાઈ તે વગાડવા લાગ્યો. નોરા માલિકનો કંઠ અચાનક સાંભળી ગાંડો ઘેલો થઈ ગયો. વાજાના ભૂંગળા પાસે જઈ માલિકનો અવાજ તે લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો. તે હર્ષાન્વિત થઈ ગયો. નોરાના વર્તનથી ભાઈની લાગણીઓ સ્પંદિત થઈ. તેના સંવેદનશીલ હૃદયમાં કલાનો આવિર્ભાવ થયો. તે પણ એક સારો ચિત્રકાર હતો. તેણે વાજાના ભૂંગળા પાસે ધ્યાનસ્થ બેઠેલા નોરાનું ચિત્ર આંક્યું. ' હીઝ માસ્ટર્સ વૉઈસ' એવું ચિત્રનું નામાભિધાન કર્યું. પછી તો નોરા માલિકની રેકર્ડ સાંભળ્યા વિના ખાતો જ નહીં.

ચિત્રકારે આ ચિત્ર ઈંગ્લિશ રેકોર્ડીંગ કંપનીને વેચ્યું. કંપનીએ એ ચિત્રને પોતાનું ટ્રેડમાર્ક બનાવ્યું. આથી જ ગ્રામોફોનના મશીન પર કુતરાનું ચિત્ર તમે જુઓ છો.

*

## નિદ્રા વિષે વિજ્ઞાન

મૃત્યુની નાની આવૃત્તિ જેવી નિદ્રા વિના માણસ કેવો બહાવરો બની જાય છે! પણ સતત અનિદ્રાની ફરિયાદ કરનારને વિજ્ઞાન ખોટો ઠેરવે છે. આ ફરિયાદ સાચી નથી પણ મનની ભ્રમણા છે. રાતના સમયે મગજની ભ્રાંતિઓ અને વિચારોના ગૂંચવાડાથી માનવીને આખી રાત ઊંઘ ના આવી એવું લાગ્યા કરે છે. આ યંત્રયુગ છે; અને આ જમાનામાં કોઈ પણ વિષયનું યંત્ર ના હોય એવું ન બને. જેમાં હિમાબ ગણવાનું યંત્ર હોય છે, અને માણસની સત્યના—અસત્યતા પુરવાર કરવાનું પણ યંત્ર બનાવવામાં આવ્યું છે. તે જ પ્રમાણે માનવીની ઊંઘનું માપ કાઢવા માટે પણ એક યંત્ર શોધાયું છે. એ યંત્રનું નામ 'સ્લમ્બરો મીટર' છે. આ યંત્રથી અનિદ્રાની ફરિયાદ કરનારાઓ 'ગણુતી' ઊંઘ કાઢે છે એમ પુરવાર થયું છે. ઊંઘવાના કલાક પરથી ઊંઘનું માપ ના કઢાય પણ તેના પ્રકાર ઉપરથી સારીનરસી ઊંઘ જાણી શકાય. કલાકોના કલાકોની તંદ્રા કરતાં દસ મિનિટની ઘસઘસાટ ઊંઘ સારી ગણાય. એડિસન પ્રયોગશાળામાં જ દસ મિનિટમાં ઊંઘી લેતા. નેપોલિયન, ડુમા વગેરે મહાપુરુષો થોડા સમયની જ ઊંઘ લેતા એમ ઈતિહાસ કહે છે. અને આજે મહાત્માજી પણ ક્યાં લાંબો સમય સુધી નિદ્રા લે છે? ઓહીઓ યુનિવર્સિટીના ડૉ. હેરી એમ. જોનસને નિદ્રાનું ગૂઢ રહસ્ય પામવા વૈજ્ઞાનિક અખતરાઓ કર્યા છે. ૭ વર્ષ સુધી ૧૬૦ માણસો પર

નિદ્રા વિષે નિરીક્ષણ-પરીક્ષણ કર્યું અને યંત્રવતી પ્રયોગો કર્યા. એમણે સિદ્ધ કર્યું છે કે સાધારણ રીતે માણસ ઊંઘમાં એક સ્થિતિમાં નથી પડી રહેતો. તે લાંબોટૂંકો, આડોઅવળો વગેરે અંગ-પ્રત્યંગોનું હલનચલન આઠ કલાકમાં પાંત્રીસ વખત કરે છે. મડદાની પેઠે ઊંઘમા પડ્યા રહેવું એવી કહેતી અસત્યતાથી ભરપૂર છે.

માનસશાસ્ત્રીઓ નિદ્રાધીન માનવીની સૂવાની રીત ઉપરથી તેના ચારિત્ર્ય વિષે અનુમાનો બાંધે છે. ટૂંટિયુંવાળી સૂનાર ઉત્સાહવિહીન અને નિરાશાથી ભરપૂર હોવો જોઈએ; ચત્તો અને લાંબો થઈ સૂનાર સ્થિરવૃત્તિ ધરાવનાર હોવો જોઈએ; હાથ બહાર રાખીને ચાદરો ઓઢનાર ઉદાર અને વિશ્વસનીય હોઈ શકે; અને ત્રાંસો અને આડવકો સૂનાર માનવી એકલસંગી હોવા પૂરેપૂરો સંભવ રહે છે. તે ગુમાની પણ હોય.

ચિંતા, ભય, શોક, ક્રોધ, પ્રેમમાં નિષ્ફળતા અને અકરાંતીઆવેડા નિદ્રાના વિરોધીઓ છે. હવા, હલકું પણ હૂંફાળું ઓઢણ, પ્રફુલ્લ ચિત્ત-અને સૂતાં પહેલાં દૂધનો પ્યાલો ગાઢ નિદ્રા આણનારાં છે. બપોરે ખાધા પછી પાએક કલાકની વામકુક્ષી રાતના પ્રશાંત નિદ્રા પ્રેરનાર છે એમ વિજ્ઞાનથી સાબીત થયું છે.

*

### હસ્તાક્ષરો અને ગ્રાફોડાઈન

જેમ માનવીની મુખાકૃતિ ઉપર તેના ગુણદોષો પ્રતિબિંબિત થાય છે, તેમ તેના હસ્તાક્ષરો ઉપરથી તેનાં સ્વભાવ, ગુણ અને વ્યક્તિત્વનું આલેખન થઈ શકે છે. મોટા માણસોની સહીમાં તેમના વ્યક્તિત્વનો પ્રભાવ સ્પષ્ટતાથી પ્રતીત થાય છે. અક્ષરોના વિધવિધ આકારો જોવામાં આવે છે. મોતીના દાણા જેવા છૂટા અક્ષરો પ્રશંસનીય તો છે જ, પણ એકલા સફાઈદાર અક્ષરો શોભા વિનાના લાગે છે. મરોડદાર અને સફાઈદાર લેખનની સુંદરતા ઊડીને આંખે વળગે તેવી હોય છે. હસ્તાક્ષર નિષ્ણાતોએ જાહેર કર્યું છે, કે સ્પષ્ટ અને સુરેખ લખનાર પોતાનું ચોખ્ખું માનસ પ્રદર્શિત કરે છે. ગરબડ ગોટાળીઆ અક્ષરો લખનાર સંદિગ્ધતાભર્યો અને અસ્થિર વિચારસરણી વાળો હોય છે. પણ નોંધવા પાત્ર બીના તો એ છે કે મહાન પુરુષોના હસ્તાક્ષરો ખૂબ જ ખરાબ હોય છે. મહાત્મા ગાંધીજી પોતાના ખરાબ અક્ષરોની ફરિયાદ ક્યાં નથી કરતા હોતા!

હસ્તાક્ષરો પારખવા માટે એક યંત્ર શોધવામાં આવ્યું છે. યંત્રનું નામ 'ગ્રાફોડાઈન' રાખવામાં આવ્યું છે. એનાં શોધક મિસિસ ક્લેરા રોમન નામનાં હસ્તાક્ષર પારખવામાં પારંગત વિદુષી છે. લખનારની કલમ વિજળીક પ્રવાહદ્વારા યંત્ર સાથે જોડાએલી હોય છે; અને લખતી વખતે લેખકની માનસિક ક્રિયા-પ્રક્રિયાઓ, આઘાત પ્રત્યાઘાતો, ઝડપ અને લેખનમાં શક્તિનો વ્યય વગેરેની નોંધ યંત્ર પર થાય છે.

*

### કાપડકલામાં નવીનતા અને અજાયબીઓ

જૂના જમાનામાં માનવીઓ અંગ ઢાંકવા વલ્કલ પરિધાન કરતા એ બાબત આપણને અસંસ્કૃત લાગે છે. પણ છેલ્લા દોઢ દાયકામાં જગતભરના સંસ્કૃત માનવીઓ કુમાસભર્યું અને ભાતીક લાકડાનું કાપડ પહેરે છે એ બીના તો હવે સર્વવિદીત છે. લાકડાના કાપડને 'આર્ટિફીશિયલ સિલ્ક' અથવા 'રેઓન' કહેવામાં આવે છે. રેઓનના બનાવટની શોધ ઓગણીસમી સદીમાં થએલી. બીજી શોધોમાં જેમ અકસ્માતે ઘણેરો ભાગ ભજવ્યો છે તેમ આ શોધ પણ અકસ્માત જ હાથ લાગી છે. ફ્રેન્ચ શોધક શાર્દોનેતના હાથ ઉપર ફોટોગ્રાફી કરતાં કોલોડીઅન ઢોળાયું અને આમાંથી રેઓનની શોધનાં બીજ રોપાયાં. પછી તો આ શોધ ઉપર અનેક અખતરા અને સુધારાવધારા થયા. લાકડાના માવાને કારબન બાયસલ્ફાઈડની અસરથી પ્રવાહી બનાવવામાં આવે છે. પછી આના ઉપર રાસાયણિક ક્રિયાઓ થાય છે અને અંતે તેમાંથી તાર ખેંચવામાં આવે છે. આ તારના વણાએલા કાપડનું નામ 'રેઓન' આપવામાં આવ્યું છે. ગયા મહાયુદ્ધ વખતે જર્મનીમાં કાપડ બનાવવાનો કાચો માલ ખૂટી પડ્યો તેથી ત્યાં 'રેઓન'ના ઉત્પાદનનું

કાર્ય ખૂબ ધમધોકાર ચાલ્યું. શરૂઆતમાં તો આ કાપડ ઘણું કડક અને બરડ હતું. જર્મન પ્રજા તે પહેરતાં ત્રાસી ગઈ પણ પાછળથી એમાં અનેક સુધારા થયા અને છેવટે કુમાસદાર અને સુંદર કાપડની બનાવટ પ્રજા સમક્ષ મૂકવામાં આવી. કૅનેડાના 'સ્પ્રુસ'.નામના જંગલમાં ઊગતા મલબેરી, ઓક, વાંસ અને અન્ય વૃક્ષોનો વપરાશ 'રેઓન'ની બનાવટમાં થાય છે. નોંધવાપાત્ર બીના તો એ છે કે રેઓન લાકડાના માવામાંથી બને છે; અને કાગળ અને સળગી ઊઠે તેવો 'ગનકોટન' નામનો પદાર્થ પણ તેમાંથી બને છે! એક વસ્તુમાંથી બે બનાવટો: એક માનવઉપકારક અને બીજી માનવસંહારક! લાકડામાંથી કાપડની બનાવટ શોધી રસાયણશાસ્ત્રીઓ નિશ્ચિંત બેસી ના રહ્યા. પણ તેમની શોધખોળોના પ્રતાપે દૂધ, સોયાબીન, ઘાસ અને કાચમાંથી પણ કાપડની બનાવટ અસ્તિત્વમાં આવી છે.

ઇટાલીમાં રાષ્ટ્રના ઉપયોગ કરતાં પણ વધુ દૂધની ઊપજ હતી. વૈજ્ઞાનિકો આ રાષ્ટ્રસંપત્તિને નાહક વેડફી દે એ તો બને જ નહિને! એક ઇટાલિયન વૈજ્ઞાનિકે દૂધના કેઝીનમાંથી 'લેનિટાલ'ની બનાવટ શોધી. લેનિટાલ એટલે બનાવટી ઊન. આ ઊન ખરા ઊનના કાપડને પણ ટક્કર મારે તેવું હોય છે. એક જાતના ઘાસમાંથી ઊન બનાવવાનો ઉદ્યોગ જર્મનીમાં ચાલી રહ્યો છે. વળી જાપાનમાં સોયાબીન નામના કઠોળમાંથી ઊનનું કાપડ બનાવવાનો ઉદ્યોગ ચાલી રહ્યો છે. રસાયણશાસ્ત્રીઓએ બનાવટી ત્રાંબુ બનાવ્યું છે. આમાંથી તાર કાઢી કાપડ વણવામાં આવે છે. આ કાપડના 'બેધીંગ સૂટ' બનાવવામાં આવે છે

કાચમાંથી પણ કાપડ બને છે આ જાણી તમે જરૂર આશ્ચર્યચકિત તો થશો જ. કાચના સૂક્ષ્મતમ (માથાના વાળ કરતાં ૧/૨૦ પાતળા) તારો ખેંચવામાં આવે છે. આને 'ફાઈબર ગ્લાસ' કહે છે. કાચનું કાપડ સુતરાઉ કાપડ કરતાં વધુ કુમાશદાર, અગ્નિભેદ્ય, જલભેદ્ય અને વળી કરચલીઓ ન પડે તેવું હોય છે. આથી સંસ્કૃત પ્રજા તો આને વખાણી વખાણીને વાપરે છે.

કપાસનું ઉત્પાદન માનવીની સત્તાની બહારની વાત છે. પણ રેઓનની બનાવટથી માનવીના વસ્ત્રપરિધાનનો પ્રશ્ન સહેલાઈથી ઉકેલાઈ ગયો છે. રેઓનની બનાવટ સસ્તી છે, એના ઉત્પાદન ઉપર માનવીની સત્તા ચાલી શકે તેમ છે. પણ પ્રશ્ન થાય કે જગતનું લાકડું ખૂટી જશે તો? રેઓનની બનાવટ બંધ નહીં થાય? ના. રસાયણશાસ્ત્રીઓએ કૃત્રિમ લાકડું બનાવ્યું છે. આ લાકડું હલકું, પાણીથી કહોવાય નહિ તેવું, અને ટકાઉ હોય છે.

શિવપ્રસાદ ત્રિવેદી

# ઉદ્યાન

વર્ષ ૫

અંક ૧૨

ઑગસ્ટ : ૧૯૪૦

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી




* છોકરાઓ જાતે જેટલું કરી શકે તેટલું તેમને કરી લેવા દો-કમરા પોતે જ ચકવા દો. પોતાના પાણીના કૂજા જાતે ભરવા દો, કપડાં જાતે ધોવા દો, ઓરડીઓમા સાફસૂફ રાખવાનું, પોતાના બૂટ અને કપડા પરથી મેલ ખંખેરવાનું, ટેબલ ગોઠવવાનું વગેરે કામ જાતે કરવા દો. હું ખાતરીથી કહું છું, કે આ વાતો નજીવી ભલે લાગતી હોય, પણ તમારા છોકરાઓના સુખને માટે ફ્રેંચ, અથવા ઇતિહાસ વગેરેના જ્ઞાન કરતા એ સેંકડો ગણી વધારે ઉપયોગી છે

મહાત્મા ટોલ્સ્ટોય

# કિશોર

વર્ષ ૫ | ઑગસ્ટ : ૧૯૪૦ | અંક ૧૨

## અનુક્રમણિકા



### લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો સાથે ચિત્રો મોકલવા વિનતિ છે (અગર, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું શિરનામું લખી જણાવવું. લેખકોને વિનતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાંનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટ પ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : ' કિશોર '
ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ

જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા : અમદાવાદ

મુંબઈના એજન્ટ : મેસર્સ સી. જમનાદાસની કું. : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

લવાજમ : હિંદમાં રૂા. ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂા. ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૦-૮-૪૦



અષો જરથુષ્ટ્ર

વર્ષ ૫ અંક ૧૨



ઓગસ્ટ ૧૯૪૦

## કૂચ ગીત

ભારતના ભડવીર કુમારો કૂચ કરો કૂચ કરો;
એક અવાજે એક જ તાલે કૂચ કરો કૂચ કરો. ધ્રુવ૦

નિર્ભય મનથી મક્કમ પગલે કૂચ કરો કૂચ કરો;
ઊંચું મસ્તક રાખી સઘળે કૂચ કરો કૂચ કરો. ભારત૦

સ્વદેશનાં સૌ સંકટ હરવા કૂચ કરો કૂચ કરો;
જન્મભૂમિની સેવા કરવા કૂચ કરો કૂચ કરો. ભારત૦

સિંહ સમા શૂરવીર થઈને કૂચ કરો કૂચ કરો;
સ્વતંત્રતાના સૈનિક થઈને કૂચ કરો કૂચ કરો. ભારત૦

દુર્ગુણ સઘળા દૂર ફગાવી કૂચ કરો કૂચ કરો;
સત્ય અહિંસાને અપનાવી, કૂચ કરો કૂચ કરો. ભારત૦

દીન જનોનાં દળદર દળવા, કૂચ કરો કૂચ કરો;
સંપ કરી સૌ સાથે મળવા, કૂચ કરો કૂચ કરો. ભારત૦

સ્વમાનની ધરી ખરી ખુમારી, કૂચ કરો કૂચ કરો;
વતન તણું ગૌરવ વિસ્તારી, કૂચ કરો કૂચ કરો. ભારત૦

જગકર્તાને શિર નમાવી કૂચ કરો કૂચ કરો;
ભારતનો જયકાર ગજાવી કૂચ કરો કૂચ કરો. ભારત૦

ત્રિભુવન વ્યાસ

# કિશોરોને

## (૧૩)

દોસ્તો,

આપણું આ શરીર કેવું અદ્ભુત છે! પ્રાચીન કાળના કવિઓએ જેવી રીતે આ વિશ્વની અદ્ભુતતાનાં ગાન ગાયાં છે, તેવી જ રીતે શરીરની ગહનતાનાં ગાન પણ ગાયાં છે.

અત્યારના વિજ્ઞાનના જમાનામાં, જ્યારે મોટા મોટા શરીરવિજ્ઞાન જાણનારાઓ શરીરના અજ્ઞાત ભાગોની નવી નવી શોધો કરે છે, ત્યારે પણ તેમને લાગ્યા જ કરે છે કે હજુ અજાણ્યો ભાગ ઘણો મોટો છે. આપણા સંત પુરુષો જણાવે છે કે જે આ બ્રહ્માંડમાં છે, તે આ પિંડમાં પણ છે. આપણો પિંડ, એટલે આ દેહ, જાણે કે આખા બ્રહ્માંડની નાનકડી આકૃતિ ન હોય!

આવું અનેક પ્રકારની વિવિધતાથી ભરેલું આ શરીર કેવી રીતે જન્મ્યું, તેનું આદિ સ્વરૂપ કેવું હતું, એ બધું જ્યારે આપણે જાણીએ છીએ, ત્યારે એક બાજુથી અચંબો થાય છે, બીજી બાજુથી આત્મમંથન થાય છે.

એક નજીવા સૂક્ષ્મ બીજમાથી જેવી રીતે મોટું ઝાડ ઉત્પન્ન થાય છે તેવી રીતે આ શરીર પણ કોઈ શુક્ષ્મ બીજમાંથી આવું ચેતનવંતું ઘડાય છે. માતાના ગર્ભમાં પળે પળે, દિવસે દિવસે તેનો વિકાસ કેવી રીતે થતો જાય છે અને પરિણામે નવ માસને અંતે એક સુંદર સુકોમળ ચામડીથી મઢેલો દેહ, અસહ્ય વેદના પછી, આ જગતમાં કેવી રીતે અવતરે છે, એ વિષે સંગ્રહસ્થાનમાં જોયા છતાં આપણી કુતૂહલવૃત્તિ વધારે ને વધારે જિજ્ઞાસુ થતી જાય છે.

વનસ્પતિની જનની આ મૃણ્મયી પૃથ્વી છે; માનવ જીવનની જનની ચિન્મયી માતા છે. ધરણીના ગર્ભમાં રહેલા બીજને માટી હૂંફ આપે છે, જળ પ્રાણ સીંચે છે, પ્રકાશ વૃદ્ધિ કરે છે, વાયુ જીવંત કરે છે અને આકાશ પ્રગટ કરીને તેને વિશ્વાભિમુખી કરે છે. જે પાંચ તત્ત્વોમાંથી વનસ્પતિના બીજનું ઘડતર થયું છે, તે જ પાંચ તત્ત્વોમાંથી આપણું પણ ઘડતર થયું છે. તેથી જ આપણે આ દેહને પંચમહાભૂતથી ઘડાયેલો કહીએ છીએ. એ પંચમહાભૂત એટલે પેલાં ઉપર જણાવેલાં પાંચ તત્ત્વો,—આદિ તત્ત્વો.

માથાથી માંડીને પગ સુધી આ દેહનું દરેક અંગ ખૂબ ઘાટીલું અને કળામય હોય છે. ચામડીના આચ્છાદનથી તે સુંવાળું અને મોહક લાગે છે.

આપણે જ્યારે ઘર ચણવાની શરૂઆત કરીએ છીએ ત્યારે પ્રથમ તેનું ખોખું તૈયાર કરીએ છીએ. એ ખોખું કેવું સખરડખર લાગે છે! પણ જેમ જેમ ઈંટ, ચૂનો, પલાસ્તર, રંગરોગાન વગેરેથી તે પૂરું થતું જાય છે, તેમ તેમ તે શોભા આપતું જાય છે.

એવી જ રીતે માત્ર હાડકાંના માળખામાંથી આ દેહને ભર્યો ભર્યો કરી દેવામાં આવ્યો છે. સ્નાયુ, લોહી, નાડીઓ, આંતરડાં વગેરે સુકોમળ સૂક્ષ્મ તત્ત્વોથી શરીરને મઢી દેવામાં આવ્યું છે.

અને એ બધાંયથી આશ્ચર્યકારક રચના તો આપણા મગજની છે. આખા જગતની સંસ્કૃતિઓને ઘડનાર અને ઉથાપનાર, એ મગજ છે. જેવી રીતે ધરતીકંપને જાણનાર યંત્ર કોઈપણ ઠેકાણે અત્યંત નજીવો આંચકો થતાં તેને ગ્રહણ કરી લે છે, તેવી રીતે આપણા શરીરને કોઈપણ ઠેકાણે કાંઈપણ ઈજા થતાં તેનો સંદેશો જોતજોતાંમાં મનમાં પહોંચી જાય છે. આને આપણે 'જાણવું' કહીએ છીએ.

આંખ, કાન, નાક, જીભ અને ચામડી એ શરીરનાં ખૂબ અગત્યનાં અંગો છે; કારણ કે તે દ્વારા જોવું, સાંભળવું, સૂંઘવું, ચાખવું અને સ્પર્શવું,—એ બધી ક્રિયાઓ થઈ શકે છે. એ અંગો ખૂબ સૂક્ષ્મ, સુકોમળ અને ઘણાં અગત્યનાં હોવાથી તેમની રચના પણ ગૂંચવણ ભરેલી છે. બહારથી સંરક્ષણ કરવાને શરીરના ઘડનારાએ ખૂબ કાળજી લીધી છે. આટલી ગૂંચવણ ભરેલી છતાં તે રચના કેટલી સરળ, ઘાટીલી અને કળામય છે!

એ દરેકની રચનાનો અભ્યાસ પણ એટલો જ ઝીણવટથી થઈ શકે છે.

ત્યારે હવે તમને સમજાયું હશે કે શરીર કેવું અગત્યનું સાધન છે. તેના અભ્યાસ પાછળ આટઆટલાં વર્ષો ગયાં છે, છતાં અજાણ્યો ભાગ જાણેલા ભાગ કરતાં ઘણો જ મોટો છે. ખરેખર, આ જગતમાં આપણે જે કાંઈ જાણીએ છીએ તેના કરતાં અનેકગણું જાણતા નથી. જ્ઞાનના રસ્તાનો અંત જ નથી.

-લિ૦ તમારો 'અલગારી'

# અષો જરથુષ્ટ્ર અને જરથોસ્તીઓ .

,રસીઓને સૌ કોઈ ઓળખે છે. તેઓ
અને મુંબઈમાં મોટે ભાગે વસે છે અને
તેમણે પોતાની ભાષા તરીકે સ્વીકારી છે.
તેઓ અહીંના નથી તે તેમના નામ
તમે જોઈ શકશો. પારસી શબ્દ સંસ્કૃત
' પરથી બન્યો છે. હાલમાં જેને આપણે
। કહીએ છીએ તેને સંસ્કૃતમાં ' પારસ ' દેશ
મુલકના વતની તે પારસી. તેઓ તે દેશને
ભાષામાં ' ફારસ ' કે ' ફાર્સ ' કહે છે. અને
' પારસ ' શબ્દ તેનું રૂપાંતર છે. ઈસ્વી સનના
સૈકામાં મુસલમાન ધર્મ ત્યાં ફેલાવા લાગ્યો,
પોતાના ધર્મની રક્ષા ખાતર તેમણે પોતાનું
ન ઈરાન છોડયું, અને ત્યાંથી હિજરત કરીને
દેશમાં ગુજરાતના સંજાણ બંદરે તેઓ ઊતર્યા;
ારથી તેઓ હિંદને પોતાનો દેશ કરીને રહ્યા છે.
રસીઓને ' જરથોસ્તી ભાઈઓ ' પણ કહેવામાં
, એ કદાચ તમે ન જાણતા હો. આપણે ઉપર
, ' પારસી ' નામ તેમના મૂળ-વતન પારસ દેશ
પડયું છે; આ ' જરથોસ્તી ' નામ તેમના આદિ
સ્થાપક, જરથુષ્ટ્ર પરથી છે. તે નામ તેમનો
સૂચવે છે. તેમના ધર્મને સામાન્ય રીતે પારસી
કહેવામાં આવે છે; પરંતુ તેના કરતાં ચોકસ
વાપરવો હોય તો આપણે તેને જરથોસ્તી ધર્મ
જોઈએ. જેમ ખ્રિસ્ત ઉપરથી તેમનો અનુયાયી
કહેવાય છે, તેમ જરથોસ્ત અથવા જરથુષ્ટ્ર
તેમનો અનુયાયી ' જરથોસ્તી ' કહેવાય છે.
ટ્રનો શબ્દાર્થ ' ધરડા કે પીળા રંગના ઉષ્ટ્ર
ઊંટનો માલિક ' એવો બતાવવામાં આવે છે.
જીવન તથા આદર્શની પવિત્રતાને લીધે તેમને
રીતે ' અષો ' એટલે પવિત્ર જરથુષ્ટ્ર

•

જરથુષ્ટ્ર ઈરાનના વતની હતા. તેમનો
ત્યારે અને કયાં થયો હતો તે બાબતમાં
વિદ્વાનોમાં મતભેદ છે. પરંતુ ઈ. સ. પૂ. ૬૬૦ થી
૫૮૩ સુધીનો એમનો જીવનકાળ હતો, એમ એક
વિદ્વાન કહે છે. અને તેમનું જન્મસ્થાન તે વિદ્વાન પશ્ચિમ
ઈરાનમાં ઉરમિયાહ નામના સરોવર પાસે રય નામના
એક ગામમાં બતાવે છે. તેમના પિતાનું નામ પૌરુશસ્પ
અને માતાનું નામ દૂગદો હતું. તેમનું કુલ કે ગોત્ર
સ્પીતમ કહેવાતું હતું. તેથી કેટલીક વાર તેમને
પ્રાચીન ઈરાનમાં જરથુષ્ટ્ર સ્પીતમ કે માત્ર સ્પીતમ
એવું પણ કહેવામાં આવતું.

બાળક જરથુષ્ટ્રને સાતમું વર્ષ બેસતાં, તેમના
પિતાએ એક ડાહ્યા અને વિદ્વાન ગુરુની પાસે એમને
ભણવા મૂકયા. એમની મૂળ પ્રતિભાને લઈને તે આ
ગુરુની કેળવણીને ઉત્તમ રીતે અપનાવી શકયા. પંદર
વર્ષના તે થયા ત્યારે તેમણે કસ્તી ધારણ કરી. કસ્તી
પહેરવાથી પવિત્ર ધાર્મિક જીવનમાં પ્રવેશ કર્યો-એમ
મનાતું હતું. જેમ બ્રાહ્મણોમાં જનોઈ પહેરવાનો રિવાજ
છે, જનોઈ પહેરનાર નવો જન્મ પામ્યો એમ ગણાય
છે, તેમ જ આ કસ્તી પહેરવાનો ચાલ પ્રાચીન
ઈરાની આર્યોમાં પણ હતો, અને એ ધર્મજીવનમાં
પ્રવેશ કર્યાનું ચિહ્ન મનાતું તમને ખબર છે કે, આજ
પણ પારસીઓ એક ધર્મચિહ્ન તરીકે કસ્તી પહેરે છે.

૧૫ વર્ષની યુવાન ઉંમરે જરથુષ્ટ્ર કેવા સમ-
જણા અને વિચારવંત બન્યા હતા તે એક પ્રસંગ
પરથી સરસ સમજાય છે. પારસી ધર્મગ્રંથોમાં આ
પ્રસંગ મળે છે. જરથુષ્ટ્ર ૧૫ વર્ષના હતા ત્યારે
તેમના પિતાએ પોતાની મિલકત પોતાના દીકરાઓને
વહેંચી આપી. જરથુષ્ટ્રે બાપીકી પૂંજીમાંથી માત્ર
કંદોરો જ લીધો. કંદોરાની પેઠે કસ્તી કમરે બંધાય
છે. એટલે એમણે માત્ર કંદોરો લઈને એમ સૂચવ્યું
કે, પોતે ધર્મને નામે કસ્તી બાંધી હવે જે કમર
કસી છે, તેટલો વારસો તેમને ઓછો નથી. આવી
ધર્મજાગૃતિવાળા તે હતા.

૧૫ થી ૨૦ વર્ષની ઉંમરના સમયનો એક બીજો

પ્રસંગ પણ જાણવા મળે છે. એક વર્ષ દુકાળ પડ્યો હતો, તેથી ઢોર તથા ગરીબ લોક ભૂખે મરતાં હતાં. તે વખતે પોતાની પાસેથી ઘાસ આપી તથા અનાજ મેળવવા મહેનત કરી તેમણે પોતે લોકને રાહત આપી અને બીજાને તેમ કરવાને પ્રેર્યા. એક બીજો પ્રસંગ એના કરતાં વધારે કરુણ છે. એક વાર રસ્તે જતાં એમણે એક કૂતરીને ભૂખે ટળવળતી જોઈ તેને માટે ખાવાનું લેવા તે દોડ્યા. પણ તે પાછા આવ્યા ત્યાર સુધીમાં એ બિચારીએ પ્રાણ છોડ્યા હતા. સ્વભાવે આવા દયાળુ અને પરોપકારી તે હતા.

પરંતુ, તેમના હૃદયની ઊંડી ભૂખ તો બીજી હતી. તેમને જગત અને જીવનનું ખરું રહસ્ય શું હશે તે જાણવું હતું. એને સારુ એકાંતમાં ધ્યાન અને ચિંતન કરવું જોઈએ. તે કરવાને માટે જરથુષ્ટ્રે એક પહાડ પર એકાંતવાસ કર્યો. લગભગ દશેક વર્ષ એમાં ગાળ્યાં. આમ ત્રીસ વરસના તે થયા ત્યારે તેમને જ્ઞાન થયું. પારસી ધર્મગ્રંથો કહે છે કે, એકાંતવાસને અંતે જરથુષ્ટ્રને અહુરમઝ્દ કે ઈશ્વરનાં દર્શન થયાં અને પ્રભુએ શ્રીમુખે તેમને સત્યધર્મનો બોધ કર્યો. આમ જ્ઞાન મેળવીને એકાંતમાંથી તે પાછા આવ્યા.

હવે તેમણે પોતાને મળેલા જ્ઞાનનો પ્રચાર કરવાનું શરૂ કર્યું. તેને સારુ તે આખા ઈરાન દેશમાં બધે ફરવા લાગ્યા. લગભગ ૧૦ વર્ષ સુધી તે આમ ફર્યા, પણ કોઈએ એમને સાંભળ્યા નહિ. આવી અફળતાની નિરાશામાં પણ જરથુષ્ટ્ર પાછા ન પડ્યા. આ દસમાં વર્ષોમાં, એમના હૃદય પર અસુરો પણ ચડી આવતા. દુનિયાના રાજની લાલચ આપી તેઓ એમને મળેલા સત્યથી ડગાવવા મથતા. પણ એ બધી લાલચોને તેમણે સત્ય આગળ તુચ્છ ગણી કાઢી; અને અહુરમઝ્દે એમને દર્શન દઈને જે સંદેશ આપ્યો એ જ ખરો છે, એમ વિચારી પોતે પર્વત જેમ અડગ રહ્યા, અને એનો જ પ્રચાર કરવા લાગ્યા.

દસે વરસે પહેલો શિષ્ય મળ્યો તે એમનો એક પિત્રાઈ હતો. ત્યાર પછી બે વર્ષે, એટલે કે અશો જરથુષ્ટ્રના ૪૨મા વર્ષે, બલ્ખનો શાહ ગુસ્તાસ્પ જરથોસ્તી થયો. તેની સાથે રાજકુટુંબનાં માણસો અને દરબારીઓ પણ જરથોસ્તી બનવા લાગ્યાં. આથી ઈરાનમાં નવો ધર્મ ઝપાટાથી ફેલાવા લાગ્યો. એમ ૧૫-૧૭ વર્ષ ચાલ્યા બાદ, તુરાનના શાહ અર્જાસ્પનો વિરોધ જાગ્યો. તેણે ગુસ્તાસ્પને કહેણ મોકલ્યું કે, 'નવો ધર્મ તું છોડ, નહિ તો તારા દેશ ઉપર હુમલો કરીશ.' ગુસ્તાસ્પ એમ ઓછો જ ધર્મ છોડે? એટલે અર્જાસ્પ તેના મુલક પર ચડી આવ્યો. જરથોસ્તીઓને માટે હવે ધર્મયુદ્ધ લડવા કાળ આવ્યો. ગુસ્તાસ્પનો દીકરો અસ્પંદિયાર એક જબરો યોદ્ધો હતો. એણે અર્જાસ્પને હરાવીને નસાડી મૂક્યો. વીસેક વર્ષ બાદ ફરી પાછો અર્જાસ્પ ચડી આવ્યો. આ વેળાએ લડતું લડતું તેનું લશ્કર બલ્ખ શહેર સુધી આવી પહોંચ્યું અને શહેરમાં દાખલ થયું. ઈરાનનો રાષ્ટ્રકવિ ફિરદોસી કહે છે કે, તે વખતે ૮૦ જેટલા મોબેદો સાથે અશો જરથુષ્ટ્ર બલ્ખના પ્રખ્યાત આતશબહેરામમાં પૂજાપાઠ કરતા હતા. તુરાનીઓ ત્યાં પહોંચ્યા; મોબેદોને ઠાર કરી એમના જ લોહીથી એમના પવિત્ર અગ્નિને ઠાર્યો! અને કારમામાં કારમું કામ તો એ કર્યું કે એક તુરાનીએ અશો જરથુષ્ટ્રનું પણ ખૂન કર્યું.

આમ ઈરાનના એ પેગંબર ૭૭ વર્ષની વૃદ્ધ વયે, ધર્મને ખાતર શહીદી ભોગવી, મરણ પામ્યા.

એમનો ઉપદેશ આજ સુધી આપણા દેશમાં પારસીઓ પાળે છે. જગતમાં એક પરમ શક્તિ અહુરમઝ્દ કે ઈશ્વર છે. એ સૌને પેદા કરે છે, પોષે છે, અને સંહારે છે. જગતમાં જે કળિયુગની કે સેતાનની પાપી શક્તિ જણાય છે તેને પારસી ધર્મમાં અહ્રિમાન કહે છે. પવિત્ર, મહેનતુ અને નીતિમય જીવન ગાળી અહ્રિમાનને હરાવવો જોઈએ, અને અહુરમઝ્દનું શરણું લેવું જોઈએ. અશો જરથુષ્ટ્રનો આ ટૂંકો ઉપદેશ છે.

કેટલાક લોકો એમ સમજતા લાગે છે કે, જરથોસ્તીઓ આતશ-પરસ્ત એટલે કે અગ્નિપૂજક છે. તેઓ પોતાની અગિયારીમાં અગ્નિની પૂજા કરે છે એ સાચું; પરંતુ તેઓ અગ્નિને જ પૂજનારા છે એમ નથી. એમ તો તેઓ પૃથ્વી, જળ, વગેરે બધાં પંચ-

ભૂતોને નમન કરે છે. એમને મન 'આ બધાં ઈશ્વર કે અહુરમઝ્દનું ચિહ્ન છે; પણ એ ઈશ્વર નથી. આ વિશે એક મજેદાર વાર્તા છે.

ઈંગ્લંડના એક ગામમાં એક જરથોસ્તી છોકરાને એક મુસલમાને આતશ-પરસ્ત કહ્યો. આ છોકરાને તેથી બહુ ખોટું લાગ્યું. એને એ વર્ણન એક ગાળ સમાન લાગ્યું. તેણે કહ્યું, 'તું બેવકૂફ છે. કવિ ફિરદોસીએ શું કહ્યું છે તે તને ખબર છે?' અને પાસે એક વૃદ્ધ માણસ બેઠો હતો તેની સાક્ષી પૂછી એ છોકરો કહે, 'ફિરદોસીએ એવું નથી કહ્યું કે જરથોસ્તીઓ અગ્નિપૂજક નથી, પણ એક ખુદા અહુરમઝ્દને પૂજનારા છે!'

ડોસાએ કહ્યું, 'હા, ખરી વાત છે. ફિરદોસીએ એમ જ કહ્યું છે.'

જાણવા જેવી ગમત એ છે કે, સાક્ષી દેનારો ડોસો પોતે ફિરદોસી જ હતો, એ પેલા બાળકને ખબર નહોતી!

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



## સલાટ

મહા કલાકાર સલાટ જેમ
નિજાત્મની સર્વ કલા સીંચીને
કંડારવા મૂર્તિ અમૂર્તની મથે.

હું યે બની જીવનશિલ્પી એમ
રહું મથી અંતરની કલા વડે
પાષાણમાંથી પ્રતિમા ઘડી જવા!

'નોતમ'

# रखडुनी याददास्तमांथी

## ३. कैयो महेमान !

[ ' કઠોર કૃપા ' એ નામથી આ વાર્તા શ્રી. કાકાસાહેબ કાલેલકરે ગુજરાતને એક વખતે આપી છે. એને પ્રસિદ્ધ થયે ઘણાં વરસો થયાં. શ્રી. રખડૂજીએ કાકાસાહેબની એ વાર્તા ગુજરાતીમાં વાંચી છે કે બીજે ક્યાય સાંભળી છે એ સમજાતું નથી. શૈલી પરથી લાગે છે કે શ્રી. રખડૂજીએ કાકાસાહેબની વાર્તા લઈને એમાં સહેજસાજ ફેરફાર કરીને હિન્દીમાં આપી દીધી છે. મૂળ ગુજરાતી અને, આ હિન્દી પરથી કરેલું ગુજરાતી એ બન્ને પાઠાંતરો સરખાવવા જેવાં છે. રખડૂજીએ જો મૂળ ઉપર સુધારો કર્યો હોય તો એને ધન્યવાદ આપીએ અને જો બગાડ્યું હોય તો એને ' સ્મૃતિવર્ધક ગોળી 'ઓ લેવાની ભલામણ કરીએ. —તંત્રી ]

કોઈ એક શહેરમાં એક કુળવાન કુટુંબ રહેતું હતું. કુટુંબમાં ચાર ભાઈઓ હતા. એમની માલ-મિલકત, ધનદોલત બધું સાવ ચાલી ગયું હતું. ચારે ભાઈઓ ઉમરે નાના પણ સંસ્કારી અને મહેનતુ હતા. આમ છતાં બાપદાદાના વખતની કુટુંબની લાજમર્યાદા અને આબરૂને કારણે એ ક્યાંય નોકરી કે કામધંધો કરતા ન હતા. ઘરમાં રોજ ને રોજ ગરીબી વધતી જતી હતી. ઘરનાં ઘરેણાંગાંઠાં પણ છાનાં છાનાં, અને તેથી, સસ્તામાં ને સસ્તામાં એમણે વેચી દીધાં. આખરે એક દિવસ એવો આવ્યો કે વેચવા માટે ઘરમાં કશું જ ન રહ્યું. ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. હવે શું કરવું ?

એમના ઘર પાસેના બગીચામાં સરગવાનું એક ઝાડ હતું. મોસમ હોવાથી શીંગોનો ફાલ બરાબર આવ્યો હતો. લાંબી લાંબી ને લીલીછમ શીંગો લટકી રહી હતી. સાંજ પડે અને બધું સૂમસામ થઈ જાય ત્યારે એક ભાઈ એ ઝાડ ઉપર ચડી જતો અને શીંગો તોડી નીચે નાખતો. રાત પડવા આવતી એટલે એક શાક વેચનાર વાઘરણ આવીને એ ખરીદી જતી. એમાંથી જે થોડાઘણા પૈસા આવતા એના ઉપર જ એ કુટુંબ ગુજારો કરતું.

દીવાળી પછી થોડા દિવસમાં એમનો એક સગો એમને ઘેર આવ્યો. આ લોકોની આવી બેહદ ગરીબીનો એને ખ્યાલ જ નહોતો. ભોજન તૈયાર થઈ ગયું એટલે મોટો ભાઈ બહાનું કાઢીને કહે : મારે તો આજે સોમવાર છે એટલે હું નહિ ખાઉં. બીજો કહે : મને પેટમાં દુખે છે; દાક્તરે ખાવાની ના કહી છે. ત્રીજા ભાઈએ કહ્યું : આપણે તો આજે રાત્રે મિત્રને ત્યાં મિજબાનીમાં જવાનું છે. એ પણ ખાવા ન બેઠો. સૌથી નાનો મહેમાન સાથે ખાવા બેઠો. બે થાળીઓ પીરસાઈ ખાવાનું શરૂ થયું. ઘરની સ્ત્રી તો મહેમાનને ખૂબ આગ્રહ કરતી પણ પેલા છોકરાને પૂછતી પણ નહિ; માગે તો પણ પીરસવામાં જરા કંજૂસાઈ કરતી. અને છોકરો ય પૂરો પહોંચેલો હતો. ચીજ પીરસાય તે પહેલાં જ કહી દેતો કે ' ના, મારે નહિ જોઈએ. '

બે વખત ખાધું ને મહેમાનને સહેજે સમજાઈ ગયું કે આ લોકો ગરીબીનો ભોગ બનેલા છે. ભૂખમરાને કારણે ઘરની હાલત ખરાબ છે, ખાવા પીવાનું પણ મળતું નથી, છતાં એમને જાણે એની કશી ચિંતા હોય એમ લાગતું નથી ! તેણે તો ગમે તેમ કરીને સાંજે તો ખાઈ લીધું ને છજામાં જઈ સૂઈ ગયો; ઊંઘ તો શી રીતે આવે ? પણ ઊંઘવાનો ઢોંગ તો કર્યો જ. લગભગ દસ વાગ્યા પછી પેલી વાઘરણ આવી. મોટો ભાઈ ધીમે ધીમે ખૂબ સાવચેતીથી બિલાડી પગે સરગવા પાસે જઈ ઉપર ચડ્યો અને એણે ઠીક પ્રમાણમાં શીંગો નીચે પાડી. વાઘરણ તો જાણતી જ હતી કે આને ગરજ છે એટલે જે પૈસા આપીશ તે લઈ લેશે; વધારે રકઝક કરશે જ નહિ.

મોટાભાઈએ શીંગો લઈ વાઘરણ પાસે ટોપલી મૂકી. એણે આજે પૈસા ઓછા ધર્યા અને બોલી, " મૂઆ લોકો તો હવે આ સરગવો ખાતા જ નથી ! મને ય કશું મળતું નથી ! હવે તો, ભાઈ, પહેલાં જેટલી કિંમત નહિ મળે !' જો વેચવી હોય તો

આટલે પૈસે આપ, નહિ તો આ રહી તારી શીંગો ને હું તો આ ચાલી." મોટાભાઈએ તો તરત જ મોઢા ઉપર હાથ દબાવ્યો ને કહ્યું, "બાઈ, તારે જે આપવું હોય તે આપ, પણ આમ રાડો ન પાડ! છજામાં મહેમાન સૂતા છે તે જાગી જશે!" વાઘરણે એનો પણ બરાબર લાભ ઉઠાવ્યો ને વળી આપતી હતી તેથી યે ઓછા પૈસા આપ્યા. મોટાભાઈને તો લાચાર થઈને વાઘરણે આપ્યા એટલા જ પૈસા લઈ લેવા પડ્યા.

થોડી વારમાં બધું શાંત પડયું. વાઘરણ એને રસ્તે પડી. ખાટલામાં સૂતેલાં સૌનાં નસકોરાં બોલવા લાગ્યાં. પણ મહેમાન તો જાગતો જ હતો. તે દૂર દેશ તો હતો જ. એણે વિચાર્યું, "કેટલું પ્રતિષ્ઠિત કુટુંબ છે! ખોટી અને કહેવાતી આબરૂના માર્યા આ જુવાન છોકરાઓને ખાવાપીવાના પણ સાંસા પડે છે અને એક સરગવાને ભરોસે જીવન વિતાવવું પડે છે!" એ છાનોમાનો ઊઠયો, અને છજાના ખૂણામાં એક કુહાડી પડી હતી તે ઉપાડી લીધી.

જરા ય ખડકો રાખ્યા વિના એ સરગવાના ઝાડ પાસે પહોંચ્યો અને એક જ ઝાટકે ઝાડને ધરતી ઉપર ઢાળી દીધું. 'હવે આ ઘરમાં રહેવું ઠીક નથી,' એમ વિચારી પરોઢિયું થતાં પહેલાં અંધારામાં જ એણે એ ગામ છોડી દીધું.

સવાર થઈ. મોટાભાઈએ ઊઠતાંવેંત જોયું કે મહેમાન પલાયન કરી ગયા છે ને બગીચામાં સરગવો જમીન ઉપર ઢળી પડયો છે. સારા ઘરની જીવનદોરી સમા કોઈ વૃદ્ધ પુરુષના મરવાથી જેમ કુટુંબમાં શોક છવાઈ જાય તેમ આખા કુટુંબમાં શોકની લાગણી છવાઈ ગઈ. ડોસીમા કહેવા લાગ્યાં, "આ નુખ્ખોદિયો ક્યાંથી આવ્યો હતો? સગો નહિ, મહેમાન નહિ, પણ એ તો પૂર્વજન્મનો વેરી નીકળ્યો! અમારી ગરીબી ને ખરાબ સ્થિતિથી જો દુઃખ થતું હતું તો આઠદસ મણ અનાજ મોકલી દેવું હતું ને! સારા કુટુંબની એકમાત્ર જીવનદોરી સમો સરગવો એણે શીદને કાપી નાખ્યો? હે નસીબ! હે ભગવાન, હવે શું થશે?"

મોટાભાઈએ માને કહ્યું, "આપણું ચાલ્યું ત્યાં લગી આપણે તો બાપદાદાની આબરૂ સાચવવા પ્રયત્ન કર્યો. ન તો કોઈની નોકરી કરી કે ન તો કોઈની આગળ હાથ લંબાવ્યો! પણ હવે દહાડા કાઢવા મુશ્કેલ છે. ક્યાંક ને ક્યાંક તો કામ શોધવું જ પડશે."

ગામમાં ચારે ભાઈઓની આબરૂ સારા પ્રમાણમાં હતી. કૌટુંબિક કુલિનતા અને પ્રામાણિકતા માટે તેઓ ઠીક ઠીક પંકાયેલા હતા. જ્યાં જતા ત્યાં લોકો એમની સાથે સારો વર્તાવ કરતા. એક મોટા ધનવાન અને કદર કરી જાણનાર શેઠિયાએ મોટા ભાઈને પોતાને ત્યાં આબરૂભેર નોકરીમાં રાખી લીધો. બીજા ભાઈઓ પણ ક્યાંક ને ક્યાંક કામે લાગી ગયા.

એક વર્ષ પસાર થઈ ગયું. ચારે ભાઈઓની સ્થિતિ સારી થઈ. ઘરનો વ્યવહાર પણ સારી રીતે ચાલવા લાગ્યો. ઘીદૂધની પણ હવે અછત નહોતી રહી.

ફરી દીવાળીના દિવસો આવ્યા. પેલો પહેલાં આવેલો તે જ મહેમાન એમને ત્યાં ફરી આવી ચડયો. એણે કબૂલ કર્યું કે આંગણામાં જે ઝાડ હતું તે એણે જ કાપીને પાડી નાંખ્યું હતું, પણ એ કઠોર કાર્ય કરવા પાછળ એના દિલમાં તો શુભ દાનત જ હતી; કોઈ ખરાબ ઉદ્દેશથી એ નહોતું કર્યું હવે તો ઘરનાં માણસો પણ એ વાત બરાબર સમજી ગયાં હતાં ચારે ભાઈઓએ ખૂબ જ હેતથી એ શુભ-ચિંતક મહેમાનનો આદરસત્કાર કર્યો અને વિદાય કરતી વખતે કહ્યું, "તે દિવસે તમે અમારું સરગવાનું ઝાડ નહોતું કાપ્યું, પરંતુ જાણે કે અમારી આળસ અને ફૂટેલા નસીબને જ કાપીને ફેંકી દીધાં હતાં. તમે અમારા ઉપર દયા ખાઈને પાંચદસ મણ અનાજ અમારે ઘેર મોકલી આપ્યું હોત તો અમે વધારે ને વધારે પતન પામતા જાત; જતે દિવસે તદ્દન ડરપોક બની જાત. અમારા બાગનું એ ઝાડ પાડી નાંખીને તમે તો ઘોર પતનને માર્ગે વળેલા અમારા નસીબને જ ઊંચું આણ્યું. દુનિયામાં જો દોસ્તો મળો તો આવા જ કઠોર કૃપા કરી જાણનાર સગાઓ મળજો!" *

એપ્રિલ, ૧૯૪૦

---

* 'सच की बोली' માંથી.

# भींतमांथी नीकळतुं पाणी

હું હરદ્વાર તરફ ફરતો હતો. સાધુના પહેરવેશમાં હિમાલયની પગયાત્રા કરવાની ધૂન મને લાગેલી હતી. સોયનો ઉપયોગ થયો હોય તેવું કપડું પણ હું પહેરતો ન હતો. ફક્ત એક ધોતિયું અને ઓઢવાની ચાદર એ બે જ હું વાપરતો હતો. દાઢી અને માથાના વાળ વધારેલા હતા. મારી શિકલ, સાથેસાથ, એક જંગલવાસી આરણ્યક જેવી જ હતી. વીસ માઈલનો પ્રવાસ પૂરો કરીને એક ધર્મશાળામાં હું આરામ કરી રહ્યો હતો.

ત્યાં કલકત્તાના એક સજ્જન આવી પહોંચ્યા. કોઈ કચેરીમાં વકીલાત કરતા હશે. તેમને તરસ લાગી હતી. મારી પાસે તેમણે પાણી માગ્યું. તે વખતે મારી પાસે પાણી ક્યાંથી ! તરત ઊઠીને તેમને માટે પાણી લાવવાની મારામાં ન તો હતી શક્તિ કે શ્રદ્ધા. મેં તેમને કહ્યું, "અહીં આ દોરડું પડ્યું છે અને પેલો ઘડો. સામે જ કૂવો દેખાય છે તેમાંથી પાણી ખેંચીને પી લેશો. અને પછી ઘડો તથા દોરડું મને પાછાં પહોંચતાં કરશો. જેમની પાસેથી તે વસ્તુઓ હું લાવ્યો છે તેમને પાછી પહોંચાડવાનું મારે માથે છે." વકીલ મહાશય પોતાની બંગાળી હિંદીમાં મને સમજાવવા લાગ્યા, "અમને કૂવામાંથી પાણી ખેંચવાનું ફાવતું નથી. અમે તો કલકત્તામાં રહીએ છીએ. અમારે ત્યાં ભીંતમાં નળ હોય છે. ચકલી ફેરવી એટલે પત્યું. જોઈએ તેટલું પાણી મળી જાય." વકીલ મહાશયે માનેલું કે હું પહાડી જંગલોમાંથી આવેલો હોઈશ. મેં કદી નળ જોયા નહિ હોય. એટલે ભીંતમાંથી પાણી કેવી રીતે આવે છે તે પોતાની તૂટીફૂટી ભાષામાં હાવભાવ સાથે મને સમજાવવા લાગ્યા.

મને કાંઈક મજાક કરવાનું મન થયું. મેં તેમને પૂછ્યું, "શું, ભીંતની નીચે કૂવા હોય છે ?"

"અરે નહિ. ભીંતની નીચે કૂવો કેવી રીતે હોઈ શકે ? તે પાણી તો ખૂબ દૂરથી નળ મારફતે આવતું હોય છે અને એ નળ ભીંતમાં ચણવામાં આવે છે."

મેં ફરીથી પૂછ્યું, "તો ભીંત ભીની થવાથી ઢીલી પડીને પડી નથી જતી ?"

વકીલસાહેબને મારા અજ્ઞાનથી નવાઈ લાગી અને શહેરીજીવન એટલે શું તે મને સમજાવવા લાગ્યા : મોટાં મોટાં મકાનો હોય છે, એક ઉપર એક માળ હોય છે, પાણી ઉપર ચડે છે. નાહવાની ઓરડીમાં ઉપર ફુવારો હોય છે જેમાંથી વરસાદની માફક ધારાઓ પડતી હોય છે. મેં મારા ચહેરા ઉપર એટલું બધું આશ્ચર્ય દેખાડ્યું કે વ્હે ખૂબ રસથી સુધરેલી દુનિયામાં કેવી કેવી સગવડો હોય છે તે મને સમજાવવા લાગ્યા. ન તો તેમને હિંદી આવડતું હતું, ન તો મને. તેમની ભાષામાં વચ્ચે વચ્ચે અંગ્રેજી શબ્દો આવતા હતા અને મને અંગ્રેજી નથી આવડતું એમ સમજીને તે તે શબ્દોના હિંદી-બંગાળી અર્થ કરતા જતા. તેમની ઠીક ઠીક વાતો મેં સાંભળી. છેવટે વકીલસાહેબને વિચાર થયો કે આ ગામડાનો ગમાર ક્યાંનો છે એટલું તો જાણી લઈએ. મેં પૂરેપૂરી શાંતિ અને ગંભીરતાથી અંગ્રેજીમાં જવાબ આપ્યો, "આઈ કમ ફ્રોમ ધ સિટી ઑફ બૉમ્બે."

વકીલસાહેબની શિકલ જોવા જેવી થઈ ગઈ ! મેં ઝટ ઊઠીને હાથમાં ઘડો-દોરડું લીધાં, અને પાણી ખેંચી લાવીને તેમને પિવડાવ્યું.

પછી અમારી વચ્ચે જે વાતો થઈ તે જુદા જ પ્રકારની હતી. *

જૂન, ૧૯૪૦

काकासाहेब कालेलकर

---

* 'सब की बोली 'मांथी.

આધુનિક વાઢકાપક્રિયાનો ઉદ્ધારક

# જોસેફ લિસ્ટર

'ઑપરેશન' (વાઢકાપ) શબ્દ સાંભળતા હજી પણ આપણને ઘણો ભય લાગે છે શરીરની અંદરના અંગને કંઈ સડો લાગ્યો હોય, હાડકું ભાગ્યું હોય, શરીરમાં કોઈ શસ્ત્ર કે ગોળી પેસી ગઈ હોય, અથવા મોટો વા પડ્યો હોય તો ઑપરેશન (વાઢકાપ) કરવું જ પડે એ ઘણું સંભવિત છે ઘણા દર્દો અને ઈજાઓ એવા હોય છે કે તે ઑપરેશન વિના નરમ ન પડે આજના ડાક્ટરો જે કુશળતાથી ઑપરેશન કરે છે તેની વાત સાંભળી અગર અનુભવથી આપણે જાણીએ છીએ કે ઑપરેશન એ ભયંકર વસ્તુ નથી આજે તો ઑપરેશનના સો દર્દીમાંથી નવ્વાણું જરૂર સારા થાય છે આટલી ખાતરી હોવા છતાં પણ આપણે ઑપરેશનથી ડરીએ છીએ

ત્યારે આજથી સો વરસ ઉપરની પરિસ્થિતિનો ખ્યાલ કરો તે કાળમાં કોઈ માણસના શબને સ્મશાનમાં લઈ જવું અને એક જીવતા માણસને ઑપરેશન માટે લઈ જવો એ તદ્દન સરખું ગણાતું તે વખતે ઑપરેશન એટલે માણસને જલદી મારી નાખવાની એક ક્રિયા, એમ જ ગણાતું ઑપરેશન માટેનો તે વખતનો ભય આટલો બધો હોવાનું કારણ એ હતું કે ઑપરેશન કરાવેલા દર્દીમાંથી ભાગ્યે જ ૪૦ થી ૫૦ ટકા માણસો સાજા થઈ ઘરે આવતા તે કાળમાં પણ ઑપરેશન કરવાની ક્રિયા જાણનાર ડાક્ટરો હતા તે અત્યારના માણસને દવાઓ આપી બેભાન બનાવી વાઢકાપ કરવામાં આવતું હતું આમ છતાં ઑપરેશનની સફળતા બહુ ઓછી જ રહેતી અને લોકોનો ભય જરા પણ ઓછો નહતો થયો તે સમયે લોકોમાં ઑપરેશન માટે કેટલો ભય હતો તે નીચેના દૃષ્ટાંતથી જણાશે



જોસેફ લિસ્ટર

એક સાધારણ ગરીબ અંગ્રેજની છોકરીને સાધારણ દર્દ નીકળ્યું હતું અને તે કેમે કરી નરમ પડતું નહતું એક સલાહકારે તેને કહ્યું કે છોકરીને ઑપરેશન કરાવી આ દર્દ દૂર કેમ નથી કરાવતા ? બાપે જવાબ આપ્યો, 'ઑપરેશન તો કરાવું પરંતુ એ છોકરીનો સ્મશાનખર્ચ કોણ આપશે ?" આ ટૂંકા પણ સચોટ ઉત્તરથી ખાતરી થાય છે કે તે સમયે લોકોમાં એવી માન્યતાએ ઊંડાં મૂળ નાખ્યાં હતાં કે ઑપરેશન એટલે મૃત્યુ ઑપરેશનના આટલા ધાસ્તીને લીધે લોકો ઘણે ભાગે ઑપરેશન કરાવતા નહિ અને જ્યારે દર્દમાં ખૂબ રિબાવાનું લાગુ પડે અને દર્દી સારો થવાની મુદ્દલ આશા ન રહે ત્યારે જ તેને ઑપરેશન માટે લઈ જવામાં

આવતો. આ કારણથી હૉસ્પિટલમાં પણ સડેલા દરદોવાળા દરદીના ઑપરેશનથી વાતાવરણ પણ બહુ ખરાબ થઈ જતું.

તે વખતના ડાકટરો પણ એમ માનતા હતા કે કેટલાક અકસ્માતો અને દરદો માટે ઑપરેશન કરવું તદ્દન નકામું હતું. હાડકું ભાંગીને ચામડીની બહાર નીકળે એટલે તેનું ઑપરેશન કરવું તદ્દન અર્થ વગરનું લેખાતું. ઘણે ભાગે ઑપરેશન પછી પણ એ દરદીને સડો લાગુ પડવાનો અને તે મરી જવાનો જ એમ સામાન્ય માન્યતા હતી. લડાઈમાં માથાના અને પેટના ઘાના દરદીઓના ઑપરેશનનું પરિણામ મૃત્યુમાં આવતું. પેટમાં પડેલા ઊંડા ઘાને અંતાવી લડાઈની હૉસ્પિટલના દારોગા એમ કહેતા કે, " જો અહીં તમને ઈજા થઈ હોય તો, તેને માથામાં મારો. એ તો મરવાના જ. "

ઉપરના વર્ણન ઉપરથી તમને આશ્ચર્ય થશે કે જો ઑપરેશનનો આટલો ધાક હતો અને તે આટલાં બધાં નિષ્ફળ નીવડતાં તો તે ધાક આજે શાથી નીકળી ગયો છે ? આજે ઑપરેશન ફતેહમંદ કેમ થાય છે ? આવી રીતે ઑપરેશનને સહીસલામત બનાવવામાં કયા મહાન પુરુષે ફાળો આપ્યો ? મૃત્યુના પેગામ તરીકે અને અતિભયંકર આપત્તિ તરીકે લેખાતાં ઑપરેશનમાં જે પુરુષે આજની સહીસલામતી અને શ્રદ્ધા ઉત્પન્ન કરી તે ખરેખર માનવજાતનો મહાન ઉદ્ધારક હતો એ વિષે બિલકુલ શંકા નથી. એ ઉદ્ધારક કોણ હતો ? બીજો કોઈ નહિ પરંતુ જોસેફ લિસ્ટર. જોસેફ લિસ્ટર આધુનિક વાઢકાપની ક્રિયા ( સર્જરી ) નો ખરે જ ઉદ્ધારક લેખાય છે.

જોસેફ લિસ્ટર ૧૮૨૧ની એપ્રિલની ૫મી તારીખે ઈંગ્લાંડમાં ઈસેક્ષમાં જન્મ્યો હતો. લિસ્ટરનો પિતા દારૂનો ધંધો કરતો એટલે ઘણો પૈસાદાર હતો. અને તેથી લિસ્ટરને યુવાન વયમાં ભણતર, નિર્વાહ વગેરે બાબતોમાં પૈસાની તંગી ભોગવવી પડી ન હતી. ૧૮૪૪માં સતર વર્ષની વયે તે સ્કૂલનો અભ્યાસ પૂરો કરી કૉલેજમાં દાખલ થયો. લંડન યુનિવર્સિટી-માંથી તેણે બી. એ. ( B. A. ) ની અને ડાકટરની એમ. બી. ( M. B. ) ડીગ્રીઓ લીધી. ત્યાર બાદ ડાકટરની ઉપલી પરીક્ષાની એફ. આર. સી. એસ. ( F. R. C. S. )ની ડીગ્રી પણ મેળવી. એના અભ્યાસ દરમિયાન જેટલા મેડલો ( ચાંદ ), ઈનામો અને સ્કૉલરશિપો ( શિષ્યવૃત્તિ ) હતી તે બધી એણે જ મેળવી હતી. ૨૬ વર્ષની ઉમરે એ પ્રખ્યાત ડાકટર સીમના હાથ નીચે કામ કરવા એડિનબર્ગ ગયો. ત્યાં અનુભવ મેળવ્યો અને સીમની છોકરી જોડે જ લગ્ન કર્યાં. ૩૩ વર્ષની ઉમરે એને ગ્લાસગો યુનિવર્સિટીમાં સર્જરીના ( વાઢકાપના ) ઉપરી તરીકે નીમવામાં આવ્યો. ૪૨ વર્ષે એ એડિનબર્ગમાં સર્જરીના પ્રોફેસર તરીકે આવ્યો. ત્યારપછી આઠ વર્ષે એ લંડનમાં કિંગ્સ કૉલેજ હોસ્પિટલમાં નિમાયો અને ૬૯ વર્ષની ઉમર સુધી ત્યાં કામ કર્યું. ૧૮૯૫ થી ૧૯૦૦ સુધી ઈંગ્લેન્ડની જગવિખ્યાત રૉયલ સોસાયટી ( મંડળી ) ના પ્રમુખ તરીકે નિમાયો હતો. ૧૮૮૩માં એને સરકારે બૅરોનેટ બનાવ્યો હતો. ૧૮૯૭માં એક સર્જન તરીકે પહેલવહેલો જ ઉમરાવ નિમાયો. છેલ્લાં સાતઆઠ વર્ષ એની તબિયત ઘણી લથડી ગઈ હતી. ૧૯૧૨ની ૧૦મી ફેબ્રુઆરીએ એણે દેહ છોડ્યો. એક મહાન પુરુષના જીવનકાર્યનો આમ થોડાં જ વર્ષ ઉપર અંત આવ્યો. ઈંગ્લેન્ડના પ્રખ્યાત કબ્રસ્તાન વેસ્ટમિન્સ્ટર એબેમાં મહાન વૈજ્ઞાનિકોની બાજુમાં એનું એક પૂતળું મૂકવામાં આવ્યું છે.

ત્યારે લિસ્ટરે એવી કઈ મહાન શોધથી પોતાનું નામ અમર કર્યું ? એક રીતે જોતાં એની શોધ નજીવી લેખાય. પરંતુ તેવી નજીવી શોધમાંથી પણ જે અમોઘ ફાયદો થયો છે તેથી જ લિસ્ટરનું નામ વૈદ્યકના ધંધામાં અને વિજ્ઞાનમાં અમર રહેવાનું. લિસ્ટરના સમય પહેલાં ઘણાએક વૈજ્ઞાનિકો એમ કહેતા હતા કે હવામાં અસંખ્ય જંતુના સૂક્ષ્મ પોરા (બૅક્ટેરિયા) ચારે બાજુ ઊડતા રહે છે. એ જંતુ શરીરમાં કોઈ ઠેકાણે કપાવાથી અથવા બીજી રીતે ઘા પડ્યો હોય ત્યાં ઘર કરે છે અને ઝડપથી તેમની સંખ્યા વધી જાય છે. જે થોડા વૈજ્ઞાનિકો આવી વાતો કરતા તેને પણ

લોકો હસી કાઢતા અને આંખે નહિ દેખાય તેવા જંતુઓ હવામાં હોય અને તે વળી માણસોનો જાન લે તેવા ભયંકર હોય, એ વાત ડૉક્ટરો અને બીજા વિરોધી વૈજ્ઞાનિકો માનતા ન હતા. એટલું જ નહિ પરંતુ હવામાંનાં જંતુઓની વાત કરનારાઓને લોકો પણ હસી કાઢતા. આવી રીતે હવાના જંતુની વાત કરનારામાંનો એક વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક પાસ્ટર પણ હતો. પાસ્ટરનો પણ અનેક ડાક્ટરો અને વૈજ્ઞાનિકો શરૂઆતમાં ઉપહાસ કરતા. પરંતુ લિસ્ટર એક વિચારવાન માણસ હતો. એણે ઘણાં વર્ષોથી જોયું હતું કે ઑપરેશનના અને હાડકાં ભાંગવાના દરદી ઘણે ભાગે સારા થતા ન હતા. આમ છતાં જેનું હાડકું ભાંગીને ચામડીની બહાર નીકળી આવતું ન હતું તેને કંઈ થતું ન હતું, માત્ર જેનું હાડકું ભાંગીને ચામડીની બહાર આવી જતું તેનું દરદ ચેપી બની જતું.

આ ઉપરથી લિસ્ટરને લાગ્યું કે હવાના જંતુની વાતમાં જરૂર કંઈક સત્ય હોવું જોઈએ ખરું. એણે જોયું કે જે ઘા હવામાં ખુલ્લો થયેલો હોય તેને ચેપ લાગે છે. જે ચામડીથી ઢંકાયેલો છે તેને ચેપ નથી લાગતો. આ ઉપરથી એણે પ્રયોગો કરવા માંડયા અને તે ઉપરથી તેને માલૂમ પડયું કે તાજા ઘા ઉપર જંતુનાશક કાર્બોલિક ઍસિડ, વૅસેલીન વગેરે દવા લગાડી તેના ઉપર ચોખ્ખુ રૂ મૂકી, હવા ન પેસે તેવો પાટો બાંધવામાં આવે તો તેથી ઘાની અંદર ચેપ લાગુ પડતો નથી. લિસ્ટરના આ પ્રયોગે ધીમે ધીમે બધા ડાકટરોનું ધ્યાન ખેંચ્યું. અકસ્માતથી થયેલી ઈજામાં, અને ઑપરેશનના ઘામાં લિસ્ટરની રીત વાપરવાથી ચેપ લાગતો ન હતો. આ રીતે લિસ્ટરે એક સાદા ઉપાય વડે હવામાં રહેલા માણસના અનેક સૂક્ષ્મ શત્રુઓના કાર્યને નિષ્ફળ બનાવી દીધું.

આ રીતે સફળતા મળવાથી હવાના જંતુનો ચેપ બીજે જ્યાં જ્યાં લાગે ત્યાં ત્યાં તેને અટકાવવા પ્રયત્ન કરવા માંડયો. રોગના સૂક્ષ્મ જંતુની સામે પાસ્ટરે જે હાકલ પાડી તેનો લિસ્ટર મોટો ટેકો આપનાર બન્યો. દવા લેવાનાં વાસણો, દવા ભરવાની શીશીઓ, દવા લેનાર અને આપનારની સ્વચ્છતા, વાઢકાપ કરતી વખતે ઓજારોની સ્વચ્છતા વગેરે અનેક બાબતોમાં લિસ્ટરે જંતુવિમુક્ત બનાવવાની ક્રિયા, જેને અંગ્રેજીમાં સ્ટરીલાઈઝેશન (Sterilisartion) કહેવામાં આવે છે તેના ઉપર ખૂબ ભાર મૂકયો. ખાસ કરીને વાઢકાપની ક્રિયામાં ઓજારોની અસ્વચ્છતા વડે જ એક રોગીનો રોગ બીજાને લાગે છે, તેમજ બીજા હવામાં રહેલા બૅક્ટેરિયા (સૂક્ષ્મ જંતુ) વડે સારા થાય તેવા કેસો બગાડે છે. એમ પાસ્ટર પોકારી પોકારીને કહેતો હતો. પ્રજનનક્રિયાના વાઢકાપમાં અનેક માતાઓ અને તુરતનાં જન્મેલાં બાળકો આ જ કારણને લીધે મૃત્યુ પામતાં. પાસ્ટરની આ વાત લિસ્ટરે ઉપાડી લીધી. વાઢકાપની દરેક ક્રિયા કરે તે પહેલાં ઓજારો, વાસણો વગેરેને ઊકળતાં પાણીમાં 'સ્ટરીલાઈઝ' ('જંતુવિમુક્ત') કરી વાપરવાની પદ્ધતિની ભલામણ કરી. અનેક પ્રયોગોના પરિણામ ઉપરથી લિસ્ટર જગતને બતાવી શકયો કે વાઢકાપની ક્રિયામાં સેંકડે ૫૦ થી ૬૦ ટકા મૃત્યુ થતાં તે નવી પદ્ધતિથી ઘટી ૫ થી ૧૦ ટકા પર આવી ગયાં. ધીમે ધીમે લિસ્ટરની કીર્તિ ચોમેર ફેલાવા લાગી અને યુરોપમાં 'લિસ્ટરિઝમ' અથવા લિસ્ટરની પદ્ધતિની પ્રશંસા થવા લાગી અને તેના અનુયાયીઓ નીકળવા લાગ્યા. જે ડાકટરો અને વૈજ્ઞાનિકો લિસ્ટરને તેમજ પાસ્ટરને હસી કાઢતા હતા તેમને લિસ્ટરની પદ્ધતિની ખાતરી થઈ. અનેક કાળની અંધશ્રદ્ધાનો અને અજ્ઞાનતાનો જગતે ત્યાગ કર્યો.

લિસ્ટરે પોતાના પ્રયોગો વડે પાસ્ટરના સિદ્ધાંતોને પણ પૂર્તિ આપી. જ્યારે પાસ્ટરે પોતાનો ઘેટાંને રસી આપી ઉગારવાનો જગવિખ્યાત પ્રયોગ કર્યો ત્યારે લિસ્ટર તેનો મહાન અનુમોદક હતો. લિસ્ટરના અનુમોદનથી પાસ્ટરના અનેક સિદ્ધાંતોને સફળતા પ્રાપ્ત થઈ. જ્યારે ફ્રાંસે પાસ્ટરનું સમસ્ત પ્રજા તરફથી જાહેર સન્માન કર્યું ત્યારે લિસ્ટર ત્યાં જાતે હાજર થયો હતો અને ઇંગ્લેન્ડ તરફથી અને ડાકટરો તરફથી એણે તેની ખૂબ પ્રશંસા કરી હતી. આમ પાસ્ટરના જીવનકાર્યમાં આડકતરી રીતે લિસ્ટરે પણ મહાન ફાળો આપ્યો છે.

લિસ્ટરે વાઢકાપના ( સર્જરીના ) વિજ્ઞાનમાં એક નવીન યુગ શરૂ કર્યો. લિસ્ટરની પદ્ધતિથી માણસજાતને માટે ઓપરેશન એક બહુ સામાન્ય વાત થઈ પડી. આજે કોઈપણ ઑપરેશનના દરદી બહારના જંતુના ચેપ વડે મરી જતા નથી. દરદીની એકાએક જ઼્યી લાગેલો ચેપ અથવા તેની નબળાઈથી મૃત્યુ થાય એ બનવા જોગ છે. લિસ્ટરના સમય પહેલાં સર્જનો ( વાઢકાપ કરનાર ડાકટરો ) મોતના દૂતો ગણાતા હતા તે આજે દુઃખ દૂર કરનાર ફિરસ્તા જેવા લાગે છે. આમ લિસ્ટર ડાકટરોની કીર્તિ ખૂબ વધારી મૂકવામાં કારણભૂત થયો છે. વિજ્ઞાનના ઇતિહાસમાં અને ખાસ કરીને ડાકટરી વિજ્ઞાનમાં લિસ્ટર એક યુગપુરુષ છે.

ગુજરાત કૉલેજ
અમદાવાદ

ડૉ. યશવંત ગુ નાયક
એમ. એસ સી; પીએચ. ડી.



## વિકાસ વા વિપ્લવ

(પૃથ્વી)

વહે મૃદુ અવાજથી ઝરણુ તે મ્હને તો ગમે,
ધરી અવનવાં રૂપો વિકસતું જતું તે ગમે;
મ્હને કદી નહિં ગમે જળ હમેશ રોકર્યું રહે,
ભલે મનુજ પ્રાણી સૌ અણગમો નહિં એ કરે.

અને મથી રહે પીવા હરખ ધારી એવાં જળ,
જરૂર અકળાયલું જળ મથે જવા આગળ;
વિશેષ અકળાય તો જરૂર તે કરે વિપ્લવ,
અને મનુજ શક્તિથી નવ રહે ય રોકર્યું લવ.

હુમાં શરીર આપડું વિકસતું રહે જ્યાં સુધી,
રહે વસી છવાતમાં શરીર તે મહીં ત્યાં સુધી,
ન તો ચીસ જ પાડશે, અનલ નક્કી પેદા થશે,
વિશીર્ણ તન બાળીને, નવીન દેહ એ ધારશે.

વિકાસ-અવકાશ જો જીવન રાજ્ય કે ધર્મમાં,
યદા નવ મળે તદા જરૂરી વિપ્લવો તેહમાં.

'શુક્ર'

# નોકરી

**ના**નકડા ગામની નાની ફળીમાં બે વ્યક્તિઓ બેઠી છે. બારમાસીનાં ફૂલ એમની સામે જોઈ રહ્યાં છે. પંખી ચણ ચણતાં ચણતાં આ બંનેની વાતો સાંભળી રહ્યાં છે. રમણલાલના વૃદ્ધ પિતાએ હોકો હેઠે મૂક્યો અને માથું ખણતાં ખણતાં બોલ્યા, 'બેટા રમણ, હવે તો ક્યાંક ધંધે વળગે તો સારું. જો ને ભા, તારા ભણતરના ખરચમાં તો માથે પાંચસેનું દેવું થયું છે. મુળુભા પૈસાની ઉતાવળ કરે છે અને કહે છે કે હવે તો હું બહુ નહિ રહું. માટે પૈસા ભરી દો. નહિ તો ફરિયાદી કરીશ તો તમારું ખોટું દેખાશે.'

'બાપુ! હું પણ ઘરની સ્થિતિ ક્યાં નથી જાણતો? મેં બેત્રણ જગાએ નોકરી માટે લખ્યું પણ હતું. પરંતુ ક્યાંય જગા ખાલી નથી. છેવટનો દાવ અજમાવવા રાજ્યના કેળવણીખાતામાં એક અરજી તો કરી છે. જો ક્યાંય જગા ખાલી હોય અને નોકરી મળે તો...'

'બેટા, મને ઘણું યે થાય છે કે મારો રમણ ભણીને મોટો બાલેસ્ટર થયો હોત તો સારું. પણ શું કરું ! હવે મારા તો ભાગ્યા મારાથી મહેનત મજૂરી પણ થતી નથી. વળી ઘરમાં એવી મૂડી પણ નથી કે ભણાવું. હમણાં જો ઘરમાં બીજું કોઈ રળનાર હોત તો તો તને ખૂબ ભણાવત. હશે, જેટલી કરમમાં વદ્યા હતી એટલી ભણ્યો, હવે પરભુની ઇચ્છા.'

એટલામાં 'રમણભાઈ, તમારી ટપાલ' એમ કહી ટપાલીએ એક કાગળ નાખ્યો.

રમણભાઈએ કાગળ ઉપર રાજ્યના કેળવણી ખાતાની છાપ જોઈ અને તે મનમાં હરખાયો. ઉતાવળે ઉતાવળે કાગળ વાંચી ગયો. મોં ઉપર હર્ષની અને શોકની લાગણીઓ મિશ્ર થઈ ગઈ.

'બેટા એ કોનો કાગળ છે?' વૃદ્ધ પિતા બોલ્યા.

'બાપુ, મેં નોકરી માટે લખ્યું હતું તેનો જવાબ છે.'

'હેં! તે એમાં શું લખે છે?'

'લલિતપુરમાં જગા ખાલી છે.'

'બેટા, તને નોકરી મળશે?'

'હા બાપુ, પણ પગાર પંદર રૂપિયા મળશે.?

વૃદ્ધ નારાજ થઈ ગયા. 'પંદર જ રૂપિયા? તારા અંગરેજી ભણતરની કંઈ જ કિંમત નહિ?'

'હશે, બાપુ, ધીરજ રાખો. એમ કરતાં કરતાં આગળ વધાશે. પગથિયે પગથિયે જ ઉપર ચડાય.'

'હશે ભાઈ તને ગમે તે ખરું.'

૨

રમણભાઈ વિદ્યાર્થી મટીને શિક્ષાગુરુ બન્યા. કૉલેજમાં ગ્રામજીવનનાં સેવેલાં સ્વપ્નાં પ્રત્યક્ષ થવાનો વખત આવ્યો. શરૂઆતમાં તેમને ગ્રામવાસ કપરો પણ લાગ્યો. બૂટ ઉપર ધૂળની પૉલિશ થઈ જવા લાગી. સાંજે ફરવા માટે 'ગાર્ડન'ની વ્યવસ્થા ન મળી. નાસ્તા માટે હૉટલ તો આ નાનકડા ગામમાં હોય જ ક્યાંથી? લાયબ્રેરી વિના એમને ચેન ન પડ્યું. પણ રમણભાઈ ન ડર્યા એમને તો લલિતપુરને આદર્શ બનાવવું હતું.

ક્રમના બૂટની જગાએ દેશી જોડાને રાખી લીધા. 'ગાર્ડન'ને બદલે દૂર દૂર ખેતરોમાં સૃષ્ટિસૌંદર્ય નિહાળવા જવાનું શરૂ કર્યું. ચા ને પૂરીને બદલે તાજી સુગંધીદાર છાશ અને બાજરીના મીઠા રોટલાથી ચલાવ્યું. પાસેના શહેરમાંથી થોડાંક સામયિકો મંગાવવાનો પણ પ્રબંધ કરી દીધો. સાંજે ગામના ચોરે બેસીને તેમણે દેશપરદેશ વિષે લોકોને માહિતી આપવા માંડી. સાથોસાથ વ્યાયામપ્રવૃત્તિ પણ હાથ ધરી. ગામના ખડતલ યુવકોને તૈયાર કરી ગામની બહારવટિયાઓની બીક ટાળી. ધીમે ધીમે તેમણે લલિતપુરને નાનકડું શહેર બનાવી દીધું— હા, પણ કહેવાનાં શહેરોની બદીઓથી નિરાળું.

૩

નિશાળથી છૂટીને રમણલાલ ઘર તરફ વળી રહ્યા છે. લલિતપુરમાં તેમણે એક મકાન ભાડે રાખ્યું છે. તેમના વૃદ્ધ પિતા પ્રભુના મહેમાન થયા હોવાથી તેમનાં શ્રીમતી પણ નાના કીર્તિને સાથે લઈ અહીં આવી ગયાં છે. સંસારની ચિંતાઓની જવાબદારી રમણલાલ ઉપર લદાઈ છે.

તેઓ ઘેર પહોંચ્યા તો ઓસરીમાં દસબાર પડોશીઓ ટોળું વળીને બેઠા છે. સંપૂર્ણ શાંતિ છે. નાની ખાટલીમાં તેમનો કીર્તિ સૂતો છે. પાસે જ તેમનાં શ્રીમતી કીર્તિને પવન નાખે છે.

રમણલાલે જાણ્યું કે નાનો કીર્તિ ખૂબ માંદો થઈ ગયો છે. ગામડામાં ડૉક્ટર તો ક્યાંથી મળે ? પણ રમણલાલે પોતાના ઘરમાં જ નાનકડું દવાખાનું સ્થાપ્યું હતું. તેમણે તાવની દવા કાઢીને કીર્તિને પાઈ દીધી.

દવાની કંઈ અસર ન જણાઈ.

તેમણે કીર્તિને પાસેના શહેરમાં કોઈ ડૉક્ટર પાસે લઈ જવા વિચાર કર્યો. બીજે દિવસે તેમણે શાળાના કરુણમૂર્તિ હેડમાસ્તર પાસે બે દિવસની રજાની માગણી કરી. બંદૂકની ગોળી સનનન કરતી છૂટે તેવો જવાબ મળ્યો: 'રજા નહિ મળે. ડેપ્યુટી સાહેબ શાળા તપાસવા આવે છે.'

'પણ સાહેબ, આ મારા પુત્રની જિંદગીનો સવાલ છે.'

'એમ ! ત્યારે તો આપણું ખરાબ દેખાય તેમ મારે કરવું એમને ? જાવ, રજા નહિ મળે.'

પાષાણની પ્રતિમા ન પીગળી. એને રમણલાલની સેવાઓની કદર નહોતી.

રમણલાલ વર્ગમાં દાખલ થયા ત્યારે તેમનું શરીર તાવથી ધગધગતું હતું. ખુરશી ઉપર પણ તેમનાથી બેસી રહેવાય તેમ નહોતું. આથી એક પાટલી ઉપર તે સૂઈ ગયા.

તે જ વખતે ડેપ્યુટી સાહેબ આવી ચડ્યા. તેમણે શાળા તપાસવા આવવાનો કોઈ સમય પણ આપ્યો ન હતો ને ઓચિંતા આવી પહોંચ્યા.

હેડમાસ્તર સાહેબ ચા પીતા હતા તેમને બહાર ખબર રાખવા ઊભા રહેલા છોકરાએ ખબર આપી કે કોઈ સાહેબ આવે છે. હેડમાસ્તરે રકાબી પ્યાલો સંતાડી દીધાં. પછી બન્ને સાહેબો નીકળ્યા વર્ગો તપાસવા.

ડેપ્યુટીએ રમણલાલને શાંતિથી ઊંઘતા જોયા અને તેમને ઢંઢોળી જગાડ્યા. 'કેમ માસ્તર, કેળવણી ખાતાની સેવા તો ઠીક બજાવો છો.'

રમણલાલને શો ઉત્તર આપવો તે ન સૂઝવાથી નિરુત્તર રહ્યા.

'કેમ બોલતા નથી ?' ડેપ્યુટીએ પોતાની હેટ ઉતારીને પ્રશ્ન કર્યો.

'સાહેબ, આજે મને ખૂબ તાવ ચડ્યો છે. એટલે જરા આરામ લેવા હું સૂઈ રહ્યો હતો.' તેમને હાંફ ચડી.

'તાવ ચડ્યો હતો ! તો પછી રજા કેમ ન લીધી ? આ તે કંઈ નોકરી કરવાની રીત છે ! જાવ, અત્યારે જ શાળા છોડી ચાલ્યા જાવ. તમારા જેવા શિક્ષકોની અમારે જરૂર નથી' કહીને ડેપ્યુટીએ કાગળિયું લખી નાખ્યું.

'પણ સાહેબ, મેં રજાની માગણી...' રમણલાલ વધુ ન બોલી શક્યા.

'હું કશું જ સાંભળવા નથી માગતો. અહીંથી ચાલ્યા જાવ.'

અચાનક, તે જ સમયે, હાંફતો હાંફતો એક ગામડિયો અંદર પ્રવેશ્યો. તેણે રમણલાલ સામે જોયું અને કહ્યું, 'માસ્તર, તમારો કીરતિ મરી ગયો !'

રમણલાલની આંખે અંધારાં આવ્યાં. તેઓ જમીન ઉપર ઢળી પડ્યા.

'કેવો ઢોંગી !' નો ઉદ્‌ગાર કાઢીને ડેપ્યુટી પોતાની 'ડયૂટી' ઉપર વળગી ગયા.

પાસે જ ટેબલ ઉપર આ બધાંનું સાક્ષી કાગળિયું પડ્યું હતું.

રતિલાલ સાંકળચંદ નાયક

☆

# હોલૅન્ડનો રક્ષક વીર હેન્સ

હોલૅંડનો હું રહેવાસી. હોલૅંડના ઈતિહાસમાં હમણાં જ એક મહત્ત્વનો બનાવ બની ગયો. જર્મનીની લોખંડી એડી નીચે તેની સ્વતંત્રતા ચગદાઈ ગઈ, છૂંદાઈ ગઈ. આ નાના સાગરકિનારે વસેલા દેશનું ગ્રામજીવન અનેરું છે. જ્યાં જુઓ ત્યાં પવનચક્કી ફરતી હોય. અને વિશેષમાં આ દેશ દરિયાકિનારે આવેલો હોવાથી અને તેનો થોડો ભાગ દરિયાની સપાટી નીચે હોવાથી, રક્ષણ માટે બાંધેલી ભવ્ય પાળોની હાર નજરે પડે છે.

આ શાંતિપ્રિય દેશમાં હેન્સ નામનો એક અતિશાંત છોકરો રહેતો હતો. તે એક ગરીબ માતાપિતાનો બાર વર્ષનો દીકરો હતો. લાંબાપહોળા ઝભ્ભા જેવાં પાટલૂન, તેવું જ જાડું ખમીસ અને પગ ઉપર કાળા જાડા મોટાં બૂટમાં તેનું શરીર ઠીંગણું લાગતું.

નિશાળમાં જવાનો તેનો માર્ગ તે મોટી દીવાલો (dykes) પાસેથી હતો. રોજ તે નિશાળે જાય અને સંધ્યા સમયે ઘેર આવે. અભ્યાસમાં તે બહુ હોશિયાર ન હતો. ઘેર તે માતાપિતાને મદદ કરતો, કૂવામાંથી પાણી ભરી લાવતો અને કૂતરાને રમાડતો અને સ્નાન કરાવતો.

એક દિવસ શિક્ષકે અભ્યાસમાં તે બહુ પાછળ હોવાથી તેને નિશાળમાં રોકી રાખ્યો. સર્વ વિદ્યાર્થીઓ ગયા પછી તેને છોડવામાં આવ્યો. તે ઘેરે જતો હતો. ધીમે ધીમે દરિયાનાં ઊછળતાં મોજાંના સફેદ ફીણ તરફ જોતો જોતો, ગૃહ તરફ પાછાં ફરતાં પક્ષીનાં ગાન સાંભળતો સાંભળતો, રસ્તામાં મનોહરરંગી પતંગિયાંને જોતો જોતો, તે ઘેરે ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં સંધ્યા નમી અને સૂર્ય આથમ્યો. સૂર્યના આછા પ્રકાશમાં હેન્સની દૃષ્ટિ એક વસ્તુ પર પડી અને તેને જોઈ તે વિચારમગ્ન થઈ ઊભો. તેણે 'ડાઈક્સ'ની છેક નીચે એક કાણું પડેલું જોયું. નીચે નમી તેણે એ કાણાંમાંથી સાગરનો ઘૂઘવાટ અને મોજાંનાં ફીણ બહાર આવતાં જોયાં.

તેનું મુખ ગંભીર થયું. તેને તેના પિતાએ કહ્યું હતું કે ઘણી વખત જ્યારે સાગર તોફાને ચડ્યો હોય, પહાડ જેવાં મોજાં ઊછળતાં હોય, ત્યારે કેટલીક વખત આ ડાઈક્સમાં નાનાં કાણાં પડતાં. આ કાણાંમાં મોજાં અફળાતાં અને એ કાણાં એટલી હદ સુધી મોટાં થતાં કે પાણીનાં મોજાં દીવાલો તોડી આસપાસનાં પ્રદેશમાં ફરી વળતાં. ગામડાંમાં પાણી ભરાઈ જતાં. ખેતરોમાંનાં અમૂલ્ય પાકનો નાશ થતો, અને ગાય, બકરાં, ઘેટાં અને માણસો તણાઈ જતાં. હેન્સે સાંભળ્યું હતું કે એક સમયે પાણીએ આખા ગામનો નાશ કર્યો હતો. સર્વ મકાનો તૂટી ગયાં હતાં અને માણસો તણાઈ ગયાં હતાં. ફક્ત એક જ ઘર સહીસલામત રહ્યું હતું. તેમાં રહેલાં મનુષ્યોનાં હૃદયંગમ કરુણામય આક્રન્દ સાંભળી ગામડાના કેટલાક યુવાનોએ હોડી લઈ તેમને બચાવ્યાં હતાં. આખા દેશમાં વિષાદ પથરાઈ ગયો હતો.

હેન્સ તે ડાઈક્સની નીચે પડેલાં કાણાં આગળ બેઠો. "જો હું આ પાણીને અંદર આવતું અટકાવું નહિ, તો જરૂર ગામડામાં પૂર આવે અને બેહદ નુકસાન થાય." આમ વિચારી હેન્સે પોતાના હાથને કાણાં પર દબાવી પાણીને અંદર આવતું અટકાવ્યું.

તેણે ધાર્યું કે કોઈ માનવી આ માર્ગે જતું દેખાશે તો તેને બોલાવી તેની સહાયથી પાણી અટકાવી શકાશે. પણ સૂર્ય ક્ષિતિજ પરથી દૂર થયાને ઘણો સમય થઈ ગયો, આકાશમાં તારાઓ દેખાવા લાગ્યા, પણ કોઈ માનવી તે રસ્તે આવ્યું જ નહિ.

ક્ષુધાતુર અને શ્રમિત છતાં વીર ધૈર્યવાન હેન્સે પોતાના આ મહાકાર્યમાં જરા પણ પાછી પાની કરી નહિ. તેણે સહાય માટે મોટેથી બૂમો પાડી પણ કોઈએ તેનો ઉત્તર ન આપ્યો. ફક્ત ગગનમાં તારાઓ તેના આ ઉદાર કાર્યને જોઈ સ્મિત કરતા માલમ પડ્યા. દૂર ટાવરમાં ઘડિયાળમાં દશના ટકોરા પડ્યા અને હવે હેન્સે સહાયની આશા છોડી દીધી. એકલો

૩

નિશાળથી છૂટીને રમણલાલ ઘર તરફ વળી રહ્યા છે. લલિતપુરમાં તેમણે એક મકાન ભાડે રાખ્યું છે. તેમના વૃદ્ધ પિતા પ્રભુના મહેમાન થયા હોવાથી તેમનાં શ્રીમતી પણ નાના કીર્તિને સાથે લઈ અહીં આવી ગયાં છે. સંસારની ચિંતાઓની જવાબદારી રમણલાલ ઉપર લદાઈ છે.

તેઓ ઘેર પહોંચ્યા તો ઓસરીમાં દસબાર પડોશીઓ ટોળું વળીને બેઠા છે. સંપૂર્ણ શાંતિ છે. નાની ખાટલીમાં તેમનો કીર્તિ સૂતો છે. પાસે જ તેમનાં શ્રીમતી કીર્તિને પવન નાખે છે.

રમણલાલે જાણ્યું કે નાનો કીર્તિ ખૂબ માંદો થઈ ગયો છે. ગામડામાં ડૉક્ટર તો ક્યાંથી મળે? પણ રમણલાલે પોતાના ઘરમાં જ નાનકડું દવાખાનું સ્થાપ્યું હતું. તેમણે તાવની દવા કાઢીને કીર્તિને પાઈ દીધી.

દવાની કંઈ અસર ન જણાઈ.

તેમણે કીર્તિને પાસેના શહેરમાં કોઈ ડૉક્ટર પાસે લઈ જવા વિચાર કર્યો. બીજે દિવસે તેમણે શાળાના કરુણમૂર્તિ હેડમાસ્તર પાસે બે દિવસની રજાની માગણી કરી. બંદૂકની ગોળી સનનન કરતી છૂટે તેવો જવાબ મળ્યો: 'રજા નહિ મળે. ડેપ્યુટી સાહેબ શાળા તપાસવા આવે છે.'

'પણ સાહેબ, આ મારા પુત્રની જિંદગીનો સવાલ છે.'

'એમ? ત્યારે તો આપણું ખરાબ દેખાય તેમ મારે કરવું એમને? જાવ, રજા નહિ મળે.'

પાષાણની પ્રતિમા ન પીગળી. એને રમણલાલની સેવાઓની કદર નહોતી.

રમણલાલ વર્ગમાં દાખલ થયા ત્યારે તેમનું શરીર તાવથી ધગધગતું હતું. ખુરશી ઉપર પણ તેમનાથી બેઠા રહેવાય તેમ નહોતું. આથી એક પાટલી ઉપર તે સૂઈ ગયા.

તે જ વખતે ડેપ્યુટી સાહેબ આવી ચઢ્યા. તેમણે શાળા તપાસવા આવવાનો કોઈ સમય પણ આપ્યો ન હતો ને ઓચિંતા આવી પહોંચ્યા.

હેડમાસ્તર સાહેબ ચા પીતા હતા તેમને બહાર ખબર રાખવા ઊભા રહેલા છોકરાએ ખબર આપી કે કોઈ સાહેબ આવે છે. હેડમાસ્તરે રકાબી પ્યાલો સંતાડી દીધાં. પછી બન્ને સાહેબો નીકળ્યા વર્ગો તપાસવા.

ડેપ્યુટીએ રમણલાલને શાંતિથી ઊંઘતા જોયા અને તેમને ઢંઢોળી જગાડ્યા. 'કેમ માસ્તર, કેળવણી ખાતાની સેવા તો ઠીક બજાવો છો.'

રમણલાલને શો ઉત્તર આપવો તે ન સૂઝવાથી નિરુત્તર રહ્યા.

'કેમ બોલતા નથી?' ડેપ્યુટીએ પોતાની હૅટ ઉતારીને પ્રશ્ન કર્યો.

'સાહેબ, આજે મને ખૂબ તાવ ચઢ્યો છે. એટલે જરા આરામ લેવા હું સૂઈ રહ્યો હતો.' તેમને હાંફ ચઢી.

'તાવ ચઢ્યો હતો! તો પછી રજા કેમ ન લીધી? આ તે કંઈ નોકરી કરવાની રીત છે! જાવ, અત્યારે જ શાળા છોડી ચાલ્યા જાવ. તમારા જેવા શિક્ષકોની અમારે જરૂર નથી' કહીને ડેપ્યુટીએ કાગળિયું લખી નાખ્યું.

'પણ સાહેબ, મેં રજાની માગણી...' રમણલાલ વધુ ન બોલી શક્યા.

'હું કશું જ સાંભળવા નથી માગતો. અહીંથી ચાલ્યા જાવ.'

અચાનક, તે જ સમયે, હાંફતો હાંફતો એક ગામડિયો અંદર પ્રવેશ્યો. તેણે રમણલાલ સામે જોયું અને કહ્યું, 'માસ્તર, તમારો કીર્તિ મરી ગયો!'

રમણલાલની આંખે અંધારાં આવ્યાં. તેઓ જમીન ઉપર ઢળી પડ્યા.

'કેવો ઢોંગી!' નો ઉદ્ગાર કાઢીને ડેપ્યુટી પોતાની 'ડ્યુટી' ઉપર વળગી ગયા.

પાસે જ ટેબલ ઉપર આ બધાંનું સાક્ષી કાગળિયું પડ્યું હતું.

રતિલાલ સાંકળચંદ નાયક

☆

# હોલેન્ડનો રક્ષક વીર હેન્સ

હોલેંડનો હું રહેવાસી. હોલેંડના ઈતિહાસમાં હમણાં જ એક મહત્ત્વનો બનાવ બની ગયો. જર્મનીની લોખંડી એડી નીચે તેની સ્વતંત્રતા ચગદાઈ ગઈ, છુંદાઈ ગઈ. આ નાના સાગરકિનારે વસેલા દેશનું ગ્રામજીવન અનેરું છે. જ્યાં જુઓ ત્યાં પવનચક્કી ફરતી હોય. અને વિશેષમાં આ દેશ દરિયાકિનારે આવેલો હોવાથી અને તેનો થોડો ભાગ દરિયાની સપાટી નીચે હોવાથી, રક્ષણ માટે બાંધેલી ભવ્ય પાળોની હાર નજરે પડે છે.

આ શાંતિપ્રિય દેશમાં હેન્સ નામનો એક અતિશાંત છોકરો રહેતો હતો. તે એક ગરીબ માતાપિતાનો બાર વર્ષનો દીકરો હતો. લાંબાપહોળા ઝભ્ભા જેવાં પાટલૂન, તેવું જ જાડું ખમીસ અને પગ ઉપર કાળા જાડા મોટાં બૂટમાં તેનું શરીર ઠીંગણું લાગતું.

નિશાળમાં જવાનો તેનો માર્ગ તે મોટી દીવાલો (dykes) પાસેથી હતો. રોજ તે નિશાળે જાય અને સંધ્યા સમયે ઘેર આવે. અભ્યાસમાં તે બહુ હોશિયાર ન હતો. ઘેર તે માતાપિતાને મદદ કરતો, કૂવામાંથી પાણી ભરી લાવતો અને કૂતરાને રમાડતો અને સ્નાન કરાવતો.

એક દિવસ શિક્ષકે અભ્યાસમાં તે બહુ પાછળ હોવાથી તેને નિશાળમાં રોકી રાખ્યો. સર્વ વિદ્યાર્થીઓ ગયા પછી તેને છોડવામાં આવ્યો. તે ઘેરે જતો હતો. ધીમે ધીમે દરિયાનાં ઊછળતાં મોજાંના સફેદ ફીણ તરફ જોતો જોતો, ગૃહ તરફ પાછાં ફરતાં પક્ષીનાં ગાન સાંભળતો સાંભળતો, રસ્તામાં મનોહરરંગી પતંગિયાંને જોતો જોતો, તે ઘેરે ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં સંધ્યા નમી અને સૂર્ય આથમ્યો. સૂર્યના આછા પ્રકાશમાં હેન્સની દૃષ્ટિ એક વસ્તુ પર પડી અને તેને જોઈ તે વિચારમગ્ન થઈ ઊભો. તેણે 'ડાઈકસ'ની છેક નીચે એક કાણું પડેલુ જોયું. નીચે નમી તેણે એ કાણાંમાંથી સાગરનો ઘૂઘવાટ અને મોજાંનાં ફીણ બહાર આવતાં જોયાં.

તેનું મુખ ગંભીર થયું. તેને તેના પિતાએ કહ્યું હતું કે ઘણી વખત જ્યારે સાગર તોફાને ચડ્યો હોય, પહાડ જેવાં મોજાં ઊછળતાં હોય, ત્યારે કેટલીક વખત આ ડાઈકસમાં નાનાં કાણાં પડતાં. આ કાણાંમાં મોજાં અફળાતાં અને એ કાણાં એટલી હદ સુધી મોટાં થતાં કે પાણીનાં મોજાં દીવાલો તોડી આસપાસનાં પ્રદેશમાં ફરી વળતાં. ગામડાંમાં પાણી ભરાઈ જતાં. ખેતરોમાંનાં અમૂલ્ય પાકનો નાશ થતો, અને ગાય, બકરાં, ઘેટાં અને માણસો તણાઈ જતાં. હેન્સે સાંભળ્યું હતું કે એક સમયે પાણીએ આખા ગામનો નાશ કર્યો હતો. સર્વ મકાનો તૂટી ગયાં હતાં અને માણસો તણાઈ ગયાં હતાં. ફક્ત એક જ ઘર સહીસલામત રહ્યું હતું. તેમાં રહેલાં મનુષ્યોનાં હૃદયંગમ કરુણામય આક્રન્દ સાંભળી ગામડાના કેટલાક યુવાનોએ હોડી લઈ તેમને બચાવ્યાં હતાં. આખા દેશમાં વિષાદ પથરાઈ ગયો હતો.

હેન્સ તે ડાઈકસની નીચે પડેલાં કાણાં આગળ બેઠો. "જો હું આ પાણીને અંદર આવતું અટકાવું નહિ, તો જરૂર ગામડામાં પૂર આવે અને બેહદ નુકસાન થાય." આમ વિચારી હેન્સે પોતાના હાથને કાણાં પર દબાવી પાણીને અંદર આવતું અટકાવ્યું.

તેણે ધાર્યું કે કોઈ માનવી આ માર્ગે જતું દેખાશે તો તેને બોલાવી તેની સહાયથી પાણી અટકાવી શકાશે. પણ સૂર્ય ક્ષિતિજ પરથી દૂર થવાને ઘણો સમય થઈ ગયો, આકાશમાં તારાઓ દેખાવા લાગ્યા, પણ કોઈ માનવી તે રસ્તે આવ્યું જ નહિ.

ક્ષુધાતુર અને શ્રમિત છતાં વીર ધૈર્યવાન હેન્સે પોતાના આ મહાકાર્યમાં જરા પણ પાછી પાની કરી નહિ. તેણે સહાય માટે મોટેથી બૂમો પાડી પણ કોઈએ તેનો ઉત્તર ન આપ્યો. ફક્ત ગગનમાં તારાઓ તેના આ ઉદાર કાર્યને જોઈ સ્મિત કરતા માલમ પડ્યા. દૂર ટાવરમાં ઘડિયાળમાં દશના ટકોરા પડ્યા અને હવે હેન્સે સહાયની આશા છોડી દીધી. એકલો

એ વીર આ અનેરા કાર્યમાં લીન થઈ શાંત મુખમુદ્રાએ દેશની ફરજ બજાવતો રહ્યો. તેના પિતા તેની શોધમાં નીકળ્યાઃ "હેન્સ! ઓ હેન્સ! ઓ બેટા હેન્સ! ક્યાં ગયો!" એમ મોટેથી બૂમો પાડતા રસ્તો કાપતા હતા. ઉત્તર દેતાં હોય તેમ બે પક્ષીઓ ઊડ્યાં અને ફડફડાટ કરી ઝાડમાં ભરાઈ ગયાં. તેના પિતા ખૂબ ફર્યા પણ ક્યાંય હેન્સ ન મળતાં ઘેર પાછા ફર્યા.

અહીં બાર વર્ષનો ક્ષુધાપીડિત હેન્સ કાર્યપૂર્ણતા માટે સર્વશક્તિ ખર્ચી રહ્યો હતો. તેને પૂરેપૂરો ખ્યાલ હતો કે એક નાનું કાણું જો ધ્યાન આપવામાં ન આવે તો કેટલું નુકસાન કરે! ગામનાં ગામોનો વિનાશ! તેને વિચાર આવ્યો કે ગામનાં મનુષ્યો, પશુઓ, ખેતરો, ઘરો એ સર્વ કરતાં તેનો એકનો આત્મા કાંઈ વધારે કીમતી ન હતો. તે કોમળ બાળકને ઊંઘ આવવા લાગી, પણ હાથ ત્યાં મૂકી રાખવાથી ઉત્પન્ન થતાં દુઃખથી તેની ઊંઘ ઊડી ગઈ, પરંતુ તેનું હૃદય પ્રજ્વલિત હતું. તેમાં અનુપમ અપ્રતિમ નિશ્ચય શ્રદ્ધા અને ધૈર્ય હતાં. આકાશના તારાઓએ તેના હૃદયમાં હિંમતના સાથિયા પૂર્યા ધીરગંભીર સાગરના ઘૂઘવાટે તેના હૃદયમાં પ્રેરણાના ફુવારા ઉડાડ્યા.

પરંતુ બાર વર્ષના કોમળ બાળક માટે તે ઠંડા પ્રદેશમાં આવી અસાધારણ સ્થિતિમાં રાત્રી પસાર કરવી એ સહેલી વાત ન હતી. એકને એક સ્થળે હાથ મૂકી રાખવાથી ઉત્પન્ન થતા દુઃખનો તો સૌને ખ્યાલ હોય. તે દુઃખથી તેનો હાથ ઠંડીમાં કડક થઈ ગયો. હલનચલન સ્થિર થઈ ગયું. ધીરે ધીરે ઠંડીમાં તેનું શરીર પણ કડક થઈ જવા લાગ્યું. અંગેઅંગ દુઃખવા લાગ્યાં. રાત્રીની એક એક પળ લાંબી લાગવા માંડી. રાત્રી ગંભીર થઈ અટ્ટહાસ્ય કરવા લાગી. પણ......હેન્સના હૃદયમાં કૃતકૃત્ય હોવાનો દૃઢ નિશ્ચય હતો. તેને કોણ ડગાવી શકે?

આમ ધીરે ધીરે, અતિધીમે, કલાકો વીતવા લાગ્યા અને અતિલાંબી વિકરાળ રાત્રી પસાર થવા લાગી. પ્રભાતનાં આછાં કિરણોમાં દૂરદૂરથી કોઈ આવતું લાગ્યું. બે મનુષ્યો પાળ (ડાઈક્સ)ની ઉપરથી પસાર થયા. તેમની નજર હેન્સ પર પડી. તેમણે હેન્સને ઊંચકી લીધો. હેન્સ તો નિશ્ચેતન પડ્યો હતો, તેનામાંથી હલનચલનની શક્તિ અદૃશ્ય થઈ ગઈ હતી. જ્યારે તે બે મનુષ્યોને સમજાયું કે આ નાના પણ હિંમતવાન છોકરાએ ડાઈક્સનાં એક કાણાં માર્ગે આવતા પાણીને રોકવા આખી રાત જાગરણ કર્યું હતું અને પાણીને અટકાવી રાખ્યું હતું ત્યારે તેમનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુબિન્દુઓ ટપકી પડ્યાં! તેમણે ઠંડીમાં સ્થિર થઈ ગયેલા હેન્સને વહાલથી ચૂમ્યો. તરત જ પાસેની સરકારી ઑફિસમાં આ ખબર પહોંચાડી. સરકારી માણસો આવી પહોંચ્યા. અને તરત જ ડાઈક્સના કાણાને પુરાવી દેવામાં આવ્યું.

આમ એક નાના બાળકની નિઃસ્વાર્થપરાયણતાને લીધે દેશ ભવિષ્યની શક્ય આફતમાંથી બચ્યો. હેન્સના સમાચારથી દેશ મુગ્ધ થયો. અને આસપાસનાં ગામોમાં સમૂહપ્રાર્થના થઈ. હેન્સે કોઈ અપૂર્વ સાહસ કર્યું નહોતું, પણ સત્યનિષ્ઠાથી માનવતાનું એક સાદું પણ મહત્કાર્ય કર્યું હતું. તેનામાં બંધુપ્રેમની લાગણી જીવન્ત હતી એ તેના કાર્ય પરથી જણાઈ આવે છે. જ્યાં પાંચથી દશ મિનિટ હાથ સ્થિર રાખવાથી હાથ થાકી જાય, ત્યાં હેન્સે મનનું સમતોલપણું રાખી ભવિષ્યની ચિંતા કર્યા વિના, આખી રાત્રી ઠંડીમાં એકલા બેસી રહી, હાથ સ્થિર રાખી પાણીને ખાળ્યું! તેનો દેશ જરૂર તેને હંમેશને માટે યાદ કરશે.

માનવજાતિ માટે કેટલો પ્રેમ! પોતાના દેશ પર આવનારી આપત્તિ માટે કેટલી લાગણી! અને તે અટકાવવા માટે પ્રાણ અર્પણ કરવાની તમન્ના! આજ સાચી માનવતા અને આજ સાચી વિદ્યા.

મુંબઈ. ધોરણ ૭ મું

શાન્તિલાલ દલાલ

☆

# નાપાસોની સભા

શ્રી. પોલઃ—અત્યાર સુધીમાં નાપાસ થયેલાં ને હવે પછી નાપાસ થનારાં ભાઈઓ ને બહેનો, આજે આપણે "પરીક્ષામાં પાસ થવાના રામબાણ ઈલાજ"નું સંશોધન કરવા અત્રે એકત્ર થયાં છીએ. નાપાસોની સંખ્યા, વધતી જતી વસ્તીની પેઠે, પ્રતિવર્ષ વધતી જાય છે. "આ યુગ કર્તવ્યનો છે." "હિંમતે મરદા, તો મદદે ખુદા." આજની સભાને માટે યોગ્ય પ્રમુખ મેળવવા આપણે ભાગ્યશાળી થયાં છીએ. શ્રીયુત શંભુપ્રસાદ શતમૂર્ખે નાપાસ થવામા આજ સુધીનો રેકોર્ડ તોડયો છે. પહેલા ધોરણમાં એક વખત, બીજામાં બે વખત, ત્રીજામાં ત્રણ વખત એમ કરતાં કરતાં સાતમા ધોરણમાં સાત વખત નાપાસ થઈ—અને તે પણ બધા જ વિષયોમાં નાપાસ થઈ, આ બહુમાન એમણે મેળવ્યું છે. આજ સુધીમાં કોઈથી પણ ન થઈ શકે તેવું દુર્લભ કાર્ય એમણે કરી બતાવ્યું છે. ઉપરાંત, પાસ ન થવાય ત્યાં સુધી પરીક્ષાનો કેડો છોડવો નહિ એવી એમણે ભીષ્મપ્રતિજ્ઞા કરી છે. આવા, સર્વ રીતે લાયક ગૃહસ્થ શ્રી. શતમૂર્ખને આજની સભાનું પ્રમુખસ્થાન સ્વીકારવાની હું આપ સૌનાં વતી વિનંતિ કરું છુ.

શ્રી. ઢોલઃ—પ્રમુખસ્થાન માટે શ્રી. પોલે મૂકેલી દરખાસ્તને હું ટેકો આપું છું.

(પ્રમુખશ્રી પોતાનું સ્થાન લે છે.)

પ્રમુખઃ—મિત્રો, આજે તમે બધાએ મને જે માન આપ્યું છે, તે માન ખરી રીતે મને નથી આપ્યું. પરંતુ આ વિષય પર અધિકારપૂર્વક ને અનુભવપૂર્વક બોલવાની મને યોગ્યતા પ્રાપ્ત કરાવી આપનાર વિદ્વાન પરીક્ષકોને આપ્યું છે. સભાનો વધુ સમય હાલ ન લેતાં આપણે આજની સભાનું કામ શરૂ કરીશું. પ્રથમ હું શ્રીયુત ભૂલકણાશંકરને ઇતિહાસ વિષેનો ઠરાવ આપની આગળ મૂકવાની વિનંતિ કરું છું.

શ્રી. ભૂલકણાશંકરઃ—મહેરબાન પ્રમુખસાહેબ, ભાઈઓ ને બહેનો, પોતાની જ બદનામી કરાવનાર ઇતિહાસ જેવો બીજો એક પણ વિષય આ દુનિયાભરમાં નથી ભૂતની પેઠે તે આપણી પાછળ લાગે છે. નામાવલી ને સાલવારીના ચક્રવામાં અભિમન્યુ કરતાં પણ વધારે ભૂંડી અમારી દશા થઈ છે. ગોખી ગોખીને ગળું સુકાઈ જાય છે, છતાં યે અમે કોરા ધાકોર જેવા રહ્યા. એકનું નામ બીજાને, ને બીજાનું નામ ત્રીજાને. જન્મની સાલ મૃત્યુ માટે, અને લડાઈનું વર્ષ સુલેહને માટે શાહજીને બદલે શાહજહાં ને શાહુને ઠેકાણે શાહિસ્તખાન. આ અડચણ દૂર થાય એ ખાતર હું નીચેનો ઠરાવ મૂકું છું:

"હવે પછી બધી લડાઈઓ દસ દસ વર્ષને અંતે થવી જોઈએ. એટલે અમારી નવ દશાંશ મહેનત બચી જાય. અત્યાર સુધીમાં થયેલાં યુદ્ધો ઇતિહાસમાંથી કાઢી નાખવાં. એમાં બચેલી શક્તિનો ઉપયોગ આરામ માટે અથવા તો હવે પછીના અભ્યાસમાં પડનાર તકલીફ અર્થે થશે. ઐતિહાસિક સ્ત્રીપુરુષોએ સૈકાની શરૂઆતમાં અથવા અંતમાં જન્મવાની કે મરવાની પ્રથા પાડવી. એટલે તેઓને પણ સો વર્ષનું આયુષ્ય ભોગવવા મળશે. અને પરીક્ષામાં જે અમારું મોત થાય છે, તેમાંથી છૂટી શકીશુ. ૧૮૦૦ની સાલમાં પોતાનું જીવન પૂરું કરી સદ્બુદ્ધિના સાગરસમા નાના ફડણવીસે જે ડહાપણ બતાવ્યું છે, તેનું બધાએ અનુકરણ કરવું જોઈએ. કદાચ કોઈ સૈકાની અધવચ્ચે મરી જાય તો તે સૈકાની આખરે જાહેર કરવું જોઈએ. ઇતિહાસ સંશોધકો આ દષ્ટિએ ઇતિહાસનું સંશોધન કરશે, તો ભાવિ પ્રજાને કંઈક વધુ લાભ થશે." (તાળીઓ)

પ્રમુખઃ—પ્રથમ બધા ઠરાવો મૂકવામાં આવશે, ત્યારપછી તેમના પર મત લેવામાં આવશે. હવે શ્રી બુદ્ધિશૂન્ય ગણિત વિષેનો ઠરાવ રજૂ કરશે.

શ્રી. બુદ્ધિશૂન્યઃ—મિત્રો, ગણિતે પ્લેગ કરતાં યે વધુ બલિદાન લીધાં છે. સેંકડે ૯૦ વિદ્યાર્થીઓને આ શનિ મહારાજની સાડી સાતી નડે છે, મોટા

મોટા લોકો પણ આ ગણિતના 'પંજામ'થી છૂટ્યા નથી. ગણતરીમાં એક મીંડું રહી જાય એટલે માર્કમાં પણ મીંડું જ. આ ગણિતે તો તોબાહ પોકરાવી. દાખલા તો જુઓ. એક ઘડિયાળ આગળ જાય છે, તો બીજું ઘડિયાળ પાછળ રહી જાય છે. અરે બરાબર ચાલતું ન હોય તો ઠીક કરાવી લો, અથવા ફેંકી દો ને નવું લાવો. પણ અમને નાહકનો ત્રાસ શા માટે આપો છો ? કાળ, કામ ને વેગની પણ એ જ પંચાત. અ આવ્યો ને બ જતો રહ્યો; ક આવે ને ડ નાસી જાય કાઢી મૂકોને એવા અનિયમિત લોકોને. એવા માણસો રાખ્યા હોય તો કામ પૂરું ક્યારે થાય ? કદી પૂરું થાય જ નહિ. કામ પૂરું થાય ત્યાં સુધી ક્યાંય જઈશ નહિ એવી લેખી શરત કરી લેવી. અથવા તો બીજાં માણસો રાખી લેવાં. ગામ કંઈ ઉજ્જડ થઈ ગયું છે ? ઉપરાંત નિશાળમાં એમ શીખવવામાં આવે છે કે "બેની વાતોમાં ત્રીજાએ ઝટ વિચાર ન આપવો," અને છતાં પાછું ગણિતમાં પૂછવામાં આવે છે કે આને નફો કેટલો થયો ને પેલાને નુકસાન કેટલું થયું ? મગનની મૂળ આવક કેટલી ને છગનને દેવું કેટલું ! અરે ! જઈને એમના ચોપડા તપાસો અમને નાહકનો શા માટે ત્રાસ ? હમણાં હમણાં ગણિતનો અભ્યાસક્રમ ઓછો કરવામાં આવ્યો છે પણ એ તો કાકા પરણ્યા ને ફોઈ રંડાયાના જેવું છે. એક બાજુ ઘટે એટલે બીજી બાજુ વધે ગણિતમાં બધા યે સરખા. એમાં સારાખોટાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી તેથી હું એવો ઠરાવ મૂકું છું કે પરીક્ષામાંથી આ વિષયને એકદમ કાઢી નાખવો. શિક્ષણ-પદ્ધતિમાં આટલો સુધારો કરવામાં આવશે તો સર્વે વિદ્યાર્થીઓ દુવા દેશે

કુમારી કંકુ:—હું આ ઠરાવને બહેનો તરફથી ટેકો આપું છું. ગણિતે અમારી—છોકરીઓની ખૂબ જ દુર્દશા કરી છે. બીજા વિષયો જવા દો, પણ ગણિતે અમારી કતલ ચલાવી છે. છોકરીઓની નાજુક પ્રકૃતિ ને ઢીલા મગજને ગણિતની કઠોર તપશ્ચર્યા જરા યે અનુકૂળ નથી. એ સિવાય અમને ભાવિ જીવનમાં ગણિતનો બિલકુલ ઉપયોગ નથી. સંખ્યાઓ ભાગવા કરતાં શાક સમારવાં અમને વધારે ફાયદાકારક છે.

પ્રમુખ:—શ્રી ઢોલને ભૂગોળ વિષયક ઠરાવ રજૂ કરવાની વિનંતિ કરું છું.

શ્રી. ઢોલ:—ભાઈઓ ને બહેનો, ઇતિહાસ ભૂગોળ એટલે ચોરનો ભાઈ ઘંટીચોર. અમને ત્રાસ આપવામાં આ બે વિષયોએ હરીફાઈ જ ચલાવી છે. ભૂગોળમાં ખૂબ જ નવીનતા લાવવામાં આવી છે, એમ લોકો કહે છે. પણ અમારો વિદ્યાર્થીઓનો અનુભવ તદ્દન જુદો જ છે. આબોહવા, વરસાદ વગેરે ઈશ્વરાધીન વસ્તુઓ જવા દઈએ, તોપણ પાક, માલની આયાત નિકાસ, લોકવસ્તી, સ્થળનાં નામ વગેરે બાબતો મનુષ્યાધીન વસ્તુઓ છે. તેમાં કયા સુધારા થયા છે ? ભૂગોળ સહેલી કરવાની દૃષ્ટિએ મારો ઠરાવ એમ છે કે વિદ્યાર્થીઓ પેપરમાં લખે એ જ પાક તે પ્રદેશમાં થાય છે એમ સમજી લેવું. અમુક પાક અમુક ઠેકાણે જ થાય એવું બ્રહ્મવચન થોડું જ છે ? આજના યાંત્રિક સુધારાના જમાનામાં મનુષ્ય ધારે તે કરી શકે એમ છે. લાત મારે ત્યાં પાણી નીકળે એવો આજનો યુગ છે. આયાત નિકાસની રકમો યાદ રાખવાનો ત્રાસ ન પડે માટે પરદેશી માલ પર પૂર્ણ બહિષ્કાર જાહેર કરવો ને સ્વદેશી માલ બહાર જવા ન દેવો. એટલે દેશસેવા યે થશે ને આપણું યે કામ થશે. વળી વધારે વસ્તી હોય ત્યાંથી, ઓછી વસ્તીવાળાં સ્થળોમાં માણસો મોકલવાં ને દરેક ઠેકાણે વસ્તીનું પ્રમાણ સરખું કરવું, જેથી લોકો યે સુખી થશે ને અમારી મહેનત બચશે. મારા મત મુજબ, મેં રજૂ કરેલી યોજના માટે કેળવણી ખાતાએ એક કમિટિ નીમવી જોઈએ.

કુમારી મહાલક્ષ્મી:—હું આ ઠરાવને અનુમોદન આપું છું. ભૂગોળની આકૃતિઓ ને આંકડા યાદ રાખતાં અમને—છોકરીઓનાં મગજને ખૂબ ત્રાસ થાય છે. શ્રી ઢોલે સૂચવેલી યોજના અમલમાં મૂકવાથી અમને ફાયદો જ થશે. કયું ગામ ક્યાં છે એ શીખવા કરતાં ઘરમાં કઈ વસ્તુ ક્યાં છે, એનું જ્ઞાન અમને અધિક ઉપયોગી છે.

પ્રમુખઃ—હવે શ્રી. મંદબુદ્ધિ વાચન વિષે ઠરાવ મૂકે.

શ્રી. મંદબુદ્ધિઃ—મિત્રો, વાચનનો વિષય એટલો બધો ત્રાસદાયક નથી, પરંતુ એમાં યે યોગ્ય સુધારા કરવા જોઈએ. બાળબોધ લિપિ શીખવાની અમારે કંઈ પણ જરૂર નથી. વાચનમાં જોડાક્ષરોના ખૂણા-ખાંચા ન જોઈએ. અમે અટકી જઈએ છીએ, મોં દુખવા આવે છે. વળી વાચનમાં અલ્પ વિરામ, અર્ધ વિરામ, પૂર્ણ વિરામ હોવાથી અમારા માર્ગમાં નકામી અડચણો ઊભી થાય છે. અમે થાકીએ ત્યાં અટકીએ. બીજે ક્યાંય થોભીશું નહિ. તેમ જ અનુનાસિકનો ખોટો મિજાસ અમે નિભાવી લઈશું નહિ નાકમાં બોલવાથી ભાષાનું સૌંદર્ય ઓછું થાય છે, એવો અમારો ચોક્કસ અભિપ્રાય છે. ભાષાશુદ્ધિ ઇચ્છતા લોકોએ ભાષાની પાછળ લાગેલી આ પનોતીનો તાબડતોબ ઈલાજ કરવો.

પ્રમુખશ્રીઃ—ભાઈઓ ને બહેનો, વખત વધારે થઈ ગયો છે. મહત્ત્વના બધા યે ઠરાવો આપણી આગળ મૂકવામાં આવ્યા છે. મારે આ વિષે કંઈ કહેવાનું રહેતું નથી. કાર્ય કરવું જોઈએ. આપણે લોકમત જાગૃત કરવો જોઈએ આપણા તરફથી કેળવણી ખાતાના ઉપરી અધિકારી પાસે શિષ્ટમંડળ મોકલવું જોઈએ; અને ત્યારે જ આ બધા સૂચવેલા સુધારા અમલમાં આણી શકીશું.

બુદ્ધિશૂન્યઃ—એ શિષ્ટમંડળની આગેવાની આપના જેવા અનુભવીએ જ લેવી જોઈએ. (તાળીઓ)

પ્રમુખઃ—ખરી રીતે તો અભ્યાસક્રમ એકદમ બદલી નાખવો જોઈએ હાલનો અભ્યાસક્રમ પરીક્ષકોની દૃષ્ટિએ રચાયો છે, વિદ્યાર્થીઓની દૃષ્ટિએ નહિ. હાલના સ્વાતંત્ર્ય યુગમાં બહુમતિથી બધો વ્યવહાર ચાલવો જોઈએ. વિદ્યાર્થીઓનો અભ્યાસ એમણે જાતે ઠરાવવો જોઈએ. તેમનો કોઈ ભાવ પણ પૂછતું નથી. આ હડહડતો અન્યાય છે. (શેમ, શેમ) એ સિવાય નાપાસ થનારાંઓની સંખ્યા પાસ થનારાંઓ કરતાં વધારે છે, છતાં યે એમનો એક પણ પ્રતિનિધિ પરીક્ષકમંડળમાં ન હોય એ ખુલ્લી દાદાગીરી છે. તેથી નાપાસ થનારાંઓના પ્રમાણમાં નાપાસ પરીક્ષકોને નીમવા. આ યોજના અમલમાં મૂકવા કેળવણી ખાતાના અધિકારીઓને ફરજ પાડવી. હું બધા યે ઠરાવો ઉપર એકદમ મત લઉં છું. બીનવિરોધે આ ઠરાવો આપ મંજૂર કરશો એવી હું આશા રાખું છું. (તાળીઓ)

પ્રમુખઃ—આ ઠરાવની એક એક નકલ શાળાઓના ઉપરી અધિકારીઓ તરફ ને કેળવણી ખાતાના અમલદારો તરફ મોકલી આપવામાં આવશે.

સૂચિત ]

મૂળશંકર પાઠ્યા



## કણિકા

સરાણે જ્ઞાનની પ્રજ્ઞા મારી આ હું ચડાવીને
પહેલદાર હીરાશી તેજસ્વી કરવા મથું.

'નીતમ'

# કાલિદાસનો વિવાહ

## [ એક દંતકથા ]

બંગાળમાં કાલિદાસના વિવાહ સંબંધી જે દંતકથા પ્રચલિત છે તે નીચે સંક્ષેપમાં આપું છું, અને પછી સંયુક્ત પ્રાંતમાં આ સંબંધમાં જે દંતકથા પ્રચલિત છે તે વાર્તારૂપે આપીશ.

ગૌડ દેશના રાજા માણિક્યેશ્વરને રત્નાવતી નામની એક રૂપવંતી અને વિદુષી કન્યા હતી. વાદ-વિવાદમાં તેને જે હરાવે તેની સાથે વિવાહ કરવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી મોટા મોટા પંડિતો તેની સાથે વાદવિવાદ કરવા આવ્યા પણ બધા જ હારી ગયા. એટલે આ હારેલા પંડિતોને થયેલા અપમાનથી ગુસ્સો ચઢ્યો અને તેમણે ક્રોધમાં એવી પ્રતિજ્ઞા કરી કે આ અપમાનનો બદલો કોઈ મૂર્ખશિરોમણિને એની સાથે પરણાવીને વાળીશું.

પ્રતિજ્ઞા પૂરી કરવા તેઓ એવા માણસની શોધમાં નીકળ્યા. ફરતાં ફરતાં એક સ્થાને જોયું કે એક માણસ પોતે જે ડાળ ઉપર બેઠો છે તે જ ડાળ કાપે છે. પંડિતોને આ જ માણસ આદર્શ મૂર્ખ લાગ્યો અને તેને પોતાની સાથે લીધો. રાજકન્યાની સાથે વાદવિવાદમાં કંઈક યુક્તિથી તે રાજકન્યાને હરાવી. એટલે આ માણસ સાથે તેનો વિવાહ થયો. આ જ માણસ એ ભવિષ્યનો કવિકુલગુરુ મહામતિ કાલિદાસ.

પહેલે જ દિવસે રાજકન્યાએ જાણ્યું કે તેનો પતિ કેટલો મૂર્ખ છે. આથી ક્રોધમાં આવી જઈને તેણે તેનું અપમાન કર્યું. આમ અપમાનિત થયેલો કાલિદાસ ત્યાંથી ચાલી નીકળ્યો. વનમાં માયાવેશ-ધારિણી દેવી સરસ્વતીનાં દર્શન પામ્યો અને તેની કૃપાથી તેને અસાધારણ કવિત્વશક્તિ પ્રાપ્ત થઈ.

૧

બહુ પ્રાચીન કાળમાં બંગાળામાં સત્યવાન નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને એકની એક કુંવરી હતી જેનું નામ ચંપકકલિકા હતું. કુંવરી બહુ જ સુંદર હતી. તેના શરીરનો રંગ ચંપાની કળીના જેવો હતો. તેથી જ તેનું નામ ચંપકકલિકા રાખવામાં આવ્યું હતું. પરંતુ તેનાં માબાપ તેને કોઈક વખતે ચંપા અને લાડમાં 'ચંપા' કહીને બોલાવતાં.

ચંપાના જન્મ પહેલાં કેટલાંક વર્ષ ઉપર પ્રધાન-મંત્રીને એક પુત્ર થયો હતો. તેનું નામ ચૂડામણિ હતું. પ્રધાનમંત્રીની દાસી ચૂડામણિને લઈને રાજ-મહેલમાં ઘણીવાર જતી. રાણી તેને ખોળામાં લઈને રમાડતી અને હરવખત સારું સારું ખાવાનું આપતી

ધીમે ધીમે ચંપા મોટી થઈ. ત્યારે ચૂડામણિ રાજમહેલમાં જતો અને ચંપાને રમાડતો ને રમતો. ચંપા પોતાની કાલી કાલી વાણીમાં તેને 'ચૂલો દાદા' મોટાભાઈ કહીને બોલાવતી.

હવે ચંપા નિશાળે જવા જેટલી મોટી થઈ. રાજાએ તેને ભણવા માટે નિશાળમાં મૂકી. ચંપાની બુદ્ધિ અને સ્મરણશક્તિ જોઈને ગુરુ તો અવાક્ જ થઈ ગયા. અને બીજા વિદ્યાર્થીઓ પણ કહેવા લાગ્યા કે કેમ ના હોય! ગમે તેમ તો પણ રાજાની કન્યા છે ને?

ચૂડામણિ આ જ નિશાળમાં ભણતો હતો. પણ પંચિયા લખવામાં તેનું મન હતું નહિ. ચંપા નિશાળમાં દાખલ થઈ તેના કેટલાંય વર્ષો પહેલાં તેણે નિશાળમાં જવાનું શરૂ કર્યું હતું પણ બેત્રણ વર્ષમા તો ચંપાએ તેને પકડી પાડ્યો અને એનાથી આગળ પણ થઈ ગઈ.

આથી ચૂડામણિ મનમાં ને મનમાં ખિન્ન થવા લાગ્યો. પણ નાનપણમાં જે એના પ્રત્યે, આદર

અથવા સ્નેહ હતો તેમાં ન્યૂનતા ન આવી ચપા કોઈક કોઈક વખત ખમકતી કે આ ચૂડોદાદા બિનકુલ 'ઢ' છે અને કોઈક વખત ખીજવતી અને તેમાથી,આનદ પણ મેળવતી

ચૂડામણિ રગે શ્યામ હતો વળી તેની જીભ તોતડાતી હતી શરૂઆતમા તો તેની ખાસ ખબર પડતી ન હતી પણ જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેની જીભ વધારે ને વધારે તોતડાવા લાગી આને લીધે પણ ચપા તેને ખીજવતી

૨

રાજકન્યાની ઉમર ૯ થી ૧૦ વર્ષની હતી અને ચૂડામણિની ૧૪ વર્ષની એક દિવસ નિશાળ છૂટ્યા પછી રાજના બાગમા ચપા અને ચૂડામણિ રમતા હતા રાજકન્યાની દાસી કઈક ફરવા ગઈ હતી તે વખતે ચૂડામણિએ પૂછ્યુ, "ચપા, તુ મારી સાથે વિવાહ કરીશ ?"

વાત સાભળતા જ રાજકન્યાનુ લોહી ગરમ થઈ ગયુ તે ગુસ્સે થઈને બોલી, ' શુ કહ્યુ ચૂડામણિ ?" આ વખતથી તેણે ચૂડોદાદા કહેવાનુ બધ કર્યુ

ચૂડામણિ બુદ્ધિમા ઠોઠ હતો તેણે રાજકન્યાએ શુ કહ્યુ તે સાભળ્યુ નહિ તેને લાગ્યુ કે રાજકન્યાએ પોતાનું કહેલુ પૂરેપૂરુ સાભળ્યુ નથી એટલે તેણે ફરીથી પુનરુક્તિ કરી કહ્યુ, ' ચપા સાભળ, જ્યારે તારી ઇચ્છા મારી સાથે પરણવાની થાય ત્યારે મારુ એક કામ કરીશ ?"

ચપા પોતાના ક્રોધનુ એક પણ ચિહ્ન પ્રગટ કર્યા વિના બોલી, "શુ કામ ?"

"તું જ્યારે મોટી થઈશ ત્યારે તારા પિતા વિવાહ કરવા બધે તપાસ કરશે અને તારો પતિ શોધી લાવશે તે વખતે તુ તેમને કહીશ ? અથવા, કદાચ પિતાને કહેતા શરમ આવે તો માતાને કહીશ કે મારો સબધ બીજા કોઈની સાથે કરશો નહિ હુ ચૂડાદાદા સાથે વિવાહ કરીશ તુ તારી માતાને આમ કહીશ તો જરૂર મને વિશ્વાસ છે કે તારો વિવાહ મારી સાથે જ કરશે તો શુ ખૂબ મજા નહિ પડે ? શુ કહે છે ?"

ચપા હવે ક્રોધને સભાળી શકી નહિ તે બોલી, "ચૂડામણિ, તારી મહત્ત્વાકાક્ષા કઈ થોડી નથી"

ચૂડામણિ એક વખત તો આ સાભળી આશ્ચર્ય પામ્યો, પણ પછી તેની સામે તાકી રહીને બોલ્યો, "એમા મહત્ત્વાકાક્ષા શી છે ?"

ચપાએ કહ્યુ ' તારા પિતા મારા પિતાના નોકર છે તુ મારી જોડે વિવાહ કરવા ઇચ્છે છે એમ ? વામન થઈને ચદ્ર પકડવાની હોસ રાખે છે ! હુ રાજાની પુત્રી છુ મારો વિવાહ કોઈ મહાવિદ્વાન તથા રૂપવાન રાજકુમાર સાથે થશે તારી સાથે મારો વિવાહ ? બોલતા શરમ પણ નથી આવતી !"

આ વાત સાભળીને ચૂડામણિ મનમા સમસમી ઊઠ્યો બોલ્યો, "ઓહ! તુ રાજપુત્રની સાથે વિ-વિ-વિવાહ કરીશ ? બોલ કોની સાથે ? કોણ એવો માયાનો ફરેલ છે ?'

ચપા બોલી, ' એ તો જેની સાથે નસીબ હશે તેની સાથે પરતુ તારે મોઢે આ બધુ નહિ શોભે જે ચાકર છે તે તો ચાકર જ રહે એમા રાજાનુ અને ચાકરનુ ભેદ છે આમ બોલતા બોલતા તેના મુખ ઉપર લાલી ધસી આવી

ચૂડામણિ બોલ્યો, ' તારા જેવો નુપ ન તારા નસીબમા બીજો નથી કોઈએ દુષ્ટ વિદ્યા તારામા ભરી દીધી છે, જે તને આમ બોલાવે છે તારા પિતાનુ રાજ તો મારા પિતાથી જ ચાલે છે ના ! પણ તુ યાદ રાખ કે તારે માટે હુ એક મજૂસ શોધી લાવવાનો છુ અને તેને તારી સાથે પરણાવીશ ત્યારે તને ખબર પડશે જો એવુ ના કરુ તો મા રુ નામ ચૂ—ડ-મણિ નહિ અને આમ ના થય તો તુ મારા માન આ છૂરી વડે કાઢીને તારા ઓરડામા સડાવજે"

ચપાએ અર્થ કઈ સમજ્યુ નહિ તે તો ધીમેથી હસી ઊઠીને ચાલી ગઈ

૩

વર્ષ પછી વર્ષ વીતવા લાગ્યાં. ચંપા મોટી થઈ, અને ભણી ગણીને ખૂબ હોશિયાર થઈ. હજુ પણ શાસ્ત્રો વાંચવામાં જ તે વખત કાઢતી.

ચૂડામણિએ તો ભણવાનું ક્યારનું યે છોડી દીધું હતું. પાસા ખેલવામાં તથા ગપ્પાં મારવામાં તે વખત કાઢતો. ચંપા તો પેલો ઝઘડો ભૂલી ગઈ હતી. પણ ચૂડામણિના મનમાંથી હજુ તે દિવસે કહેલી વાત ભૂલાતી નહોતી.

રાજા સત્યવાને એક દિવસ પ્રધાનમંત્રીને બોલાવ્યા અને તેમણે જાતે જ કન્યાને માટે યોગ્ય વર શોધવા જવું એવો હુકમ કર્યો.

મંત્રીએ ઘેર આવીને આ વાત પુત્રને કરી. અને કહ્યું, "પહેલાનો નિયમ એવો હતો કે રાજાની કુંવરી માટે દેશેદેશમાં ભાટ મોકલવામાં આવતા. પણ રાજાએ તો ભાટને બદલે મને જ જવાનો હુકમ કર્યો છે. મારું આ જીર્ણ શરીર અને વળી કેટલા બધા દેશ ફરવાના ? એટલો બધો શ્રમ મારું શરીર વેઠી શકશે નહિ. રાજાનો કેવો પ્રકોપ ?" આમ બોલીને તેનું કરચલીવાળું મુખ વધારે કાતર બન્યું.

ચૂડામણિ બોલ્યો, " કંઈ નહિ, પિતાજી. તમે ઘરડા થયા છો એટલે તમને દેશવિદેશમાં ફરવાનું ફાવશે નહિ. તમે અહીં જ રહો. હું પોતે જ જઈશ અને રાજ-કન્યાને માટે સારો વર ખોળી લાવીશ."

મંત્રીએ કહ્યું, " સારું, ત્યારે આ બાબત વિષે હું રાજાને પૂછી જોઈશ."

રાજા સત્યવાને જ્યારે એ વાત સાંભળી કે પ્રધાનમંત્રીને બદલે ચૂડામણિ વરને શોધવા માટે જવાનો છે ત્યારે તે ખૂબ રાજી થયો અને રાજીખુશીથી રજા આપી. કારણ એ હતું કે મંત્રી જાય તો રાજ્યનો કારભાર કોણ સંભાળે ? વળી ચૂડામણિ તો ચંપાનો નાનપણનો સાથી અને એના ભાઈ જેવો એટલે તે જરૂર તેની બહેન માટે સારો વર ખોળી લાવશે.

ચૂડામણિ રાજાજ્ઞાથી વર ખોળવા નીકળી પડયો. તે દેશ દેશાન્તર ફર્યો. તેની ઇચ્છા કોઈ આદર્શ મૂર્ખ ખોળવાની હતી. તેણે ખૂબ શોધ કરી પણ પોતે ધારેલો એવો આદર્શ મૂર્ખ તેને મળ્યો નહિ છેવટે એક દિવસ જંગલમાંથઈને તે જતો હતો ત્યાં તેણે ગળામાં યજ્ઞોપવીત ધારણ કરેલા, સુંદર સુગઠિત દેહવાળા, યુવકને ઝાડ ઉપર બેસીને પોતે બેઠો હતો તે જ ડાળ કાપતો જોયો. આ જોઈને ચૂડામણિ ખૂબ રાજી થયો. આ જ એને માટે યોગ્ય છે. રાજકન્યાને માટે એણે અનેક મૂર્ખાઓ જોયા હતા પણ આના જેવો મૂર્ખ તો એકે ય નહોતો મળ્યો. આ જ આદર્શ મૂર્ખ ગણી શકાય.

યુવકને સંબોધન કરીને તે બોલ્યો, "એ ભાઈ, આમ નીચે આવ. એક વાત કહું."

યુવક નીચે ઊતરીને ચૂડામણિની સામે જઈને ઊભો રહ્યો. ચૂડામણિ બોલ્યો, " ઝાડની ડાળ શા માટે કાપે છે?" યુવક બોલ્યો, "મારે જોઈએ છે તે માટે. ચૂડાએ પૂછ્યું, "તારું નામ ?"

"કાલિદાસ."

" જાતે ? ગળા પરની જનોઈ પરથી તો બ્રાહ્મણ લાગે છે."

"હા."

ચૂડામણિએ પૂછ્યું, " શું કરે છે ? કંઈ ભણ્યો છે ખરો ?"

" પાઠશાળામાં એક વખત ભણવા ગયો હતો પણ ગુરુ બહુ મારે છે એટલે હવે જતો નથી."

આ સિવાય ચૂડામણિએ કુટુંબ સંબંધી, ઘર સંબંધી ઘણા પ્રશ્નો પૂછ્યા. તેણે પોતાનો સંપૂર્ણ પરિચય આપ્યો : કંઈ કામ કરતો નથી. લોકોના ઢોર ચારીને નિર્વાહ કરે છે. તેથી વિવાહ થયો નથી. ચૂડામણિએ વિચાર્યું કે આનો ચહેરો એટલો તેજસ્વી છે કે હું તેને રાજપુત્ર બનાવું તો કોઈને પણ શંકા આવે એમ નથી. યુવક બોલ્યો, "આટલી વાત જાણવા જ મને નીચે ઉતાર્યો કે કંઈ કામ હતું ?"

ચૂડામણિ બોલ્યો, " કામ છે. વિવાહ કરવો છે !"

યુવક : "કોની સાથે ?"

ચૂડામણિ : "અમારા રાજાની કન્યા સાથે."

યુવક : "રાજાની કન્યા ? શું મળશે ?"

ચૂડા : "ધન સંપત્તિ જેટલી જોઈએ તેટલી."

યુવક થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યો, "તે હશે, પણ કન્યા કેવીક સુંદર છે ?"

ચૂડા : "પરમ સુંદરી. રંગ તો ચંપાની કળીના જેવો, મુખ ચંદ્ર જેવું. આવું હોય તો વિવાહ કરીશને ?"

યુવક ઉલ્લાસથી બોલ્યો, "જરૂર." ચૂડામણિ યુવકને લઈને પાછો ફર્યો.

રાજધાની સમીપ નદીતીરે પહોંચ્યા. કાલિદાસને નદીમાં સ્નાન કરાવ્યું અને સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જ કરવ્યો. પછી કહ્યું, "તું અહીં સામે મંદિરમાં બેસજે. શહેરમાં જઈને હું લશ્કર તથા હાથી-ઘોડા લઈ આવું. પણ એક વાત યાદ રાખજે કે તું કોઈની સાથે પણ વાત કરીશ નહિ. પણ ગંભીર મિજાજથી બેસજે. કેમ સમજ્યો ને ?"

"હા" કહીને કાલિદાસ ત્યાંથી ઊઠી મંદિરને ઓટલે જઈ બેઠો.

ચૂડામણિએ શહેરમાં જઈ રાજાને ખબર આપી કે હું એક યુવરાજને પસંદ કરીને સાથે લાવ્યો છું, અમુક જગ્યાએ બેઠા છે. તો તેને લાવવા હાથી ઘોડા તથા લશ્કર મોકલી આપો.

આ સાંભળી રાજા આનંદિત થયો. હાથી ઘોડા તથા લશ્કર મોકલ્યું. લોકોએ જ્યારે એને જોયો ત્યારે તેઓ રાજાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

ચાર દિવસ લગ્નોત્સવ ચાલ્યો. ચંપકકલિકાએ પહેલેથી દાસી મોકલી વર જોયો હતો. દાસીના કહેવાથી તે બહુ રાજી થઈ. પાંચમે દિવસે બધી વિધિ પૂરી થઈ. સાંજ પડતાં તે શયનખંડમાં આવ્યો. કોઈ દિવસ આવું સુંદર બિછાનું ભાળ્યું ન હતું એટલે તે તો તરત જ ઘસઘસાટ ઊંઘી ગયો.

કેટલીક વાર પછી રાજકન્યા આવી. પતિને ઊંઘતો જોઈ તે આશ્ચર્ય પામી. જગાડવાના હેતુથી થોડોક અવાજ કર્યો પણ તેથી તેની નિદ્રા ઊડી નહિ બીજા ખૂબ પ્રયત્નો કર્યા પણ તે જાગ્યો નહિ.

છેવટે તે નિરાશ થઈ અને વિચાર કરવા લાગી : સાચે જ શું આ મગધનો રાજકુમાર હશે ? તેના બાપ-જન્મારામાં ય આવું સુંદર બિછાનું નહિ ભાળ્યું હોય એમ લાગે છે. મનમાં ને મનમાં તેના પ્રત્યે અણગમો પેદા થયો. છેવટે હાથથી ધક્કો મારીને તેને ઉઠાડ્યો.

કાલિદાસ સફાળો બેઠો થઈ ગયો. સામે રાજકુમારીનું ક્રુદ્ધ સ્વરૂપ જોઈ બોલ્યો, "આ આપનું બિછાનું લાગે છે ! માફ કરજો. નોકરોએ મને અહીં સૂવાનું કહ્યું હતું એટલે અહીં સૂતો હતો. બાકી તો હું આ ચાલ્યો."

રાજકન્યાને ક્રોધ એટલો ચડ્યો હતો કે તે બોલી શકી નહિ. ફક્ત હાથની ઈશારતથી તેને જતો રોક્યો.

રાજકન્યાનો મહેલ હતો. કોઈ આજે એમાં હતું નહિ. રાજકન્યાને પતિની પરીક્ષા કરવાનો વિચાર થયો. તેણે તેને મહેલમાં ફેરવ્યો. ચોપડીઓ તથા સુંદર ચિત્રો બતાવ્યાં. આ તો બાઘા જેવો દિઙ્મૂઢ થઈને જોતો હતો. છેવટે એક ચિત્ર આવ્યું. ચિત્રમાં કૃષ્ણ ઊભા ઊભા વાંસળી વગાડે છે અને મોટી સુંદર ગાયો આજુબાજુ ચરે છે. આ જોઈને તે અચાનક બોલી ઊઠ્યો કે આવી સુંદર ગાયો હોય તો કેવી મજા પડે ?

આ ઉપરથી કન્યાએ જાણ્યું કે એનો પતિ કોણ છે. તેણે ધીરે ધીરે બધી વાત તેની પાસે કઢાવી, પેલે બધું જ—ચૂડામણિ સાથેનો મેળાપ, તે કેવી રીતે અહીં લાવ્યો, શું સમજાવ્યું—વગેરે કહી દીધું.

રાજકન્યાને લાગ્યું કે આની સાથે જિંદગી ગાળવા કરતાં તો વિધવા રહેવું સારું. આ વિચાર આવતાં જ તે એકદમ ઊભી થઈ ગઈ અને સામી ખીંટીએ ટાંગેલી તલવાર કાઢી તેને મારવા આવી. આ જોઈને કાલિદાસ બે ડગલાં પાછળ હટી ગયો. અને બોલ્યો, "મને શા માટે મારે છે ?" રાજકન્યા નિશ્વાસ નાખતી બોલી, "તારા હાથમાંથી મુક્તિ મેળવવા માટે."

કાલિદાસ બોલ્યો, "વાહ, તારી પણ બુદ્ધિ અજબ છે. હું મરીશ તો તું વિધવા થઈશ !"

રાજકન્યા બોલી, "તેનો વાંધો નહિ "

કાલિદાસ બોલ્યો, "પણ મારો કંઈ અપરાધ ?"

રાજકન્યા : "તું મૂર્ખ છે."

કાલિદાસ : હું મૂર્ખ છું એટલે તારે યોગ્ય નથી. તો હું અહીંથી જતો રહું છું."

રાજકુમારીએ તરવાર ફેંકી દીધી અને તેને ચાલ્યા જવાનો ઈશારો કર્યો. કાલિદાસ ત્યાંથી ચાલી નીકળ્યો. તેણે વિચાર્યું : "આ મોઢું હવે લોકોને કેવી રીતે બતાવીશ ? આના કરતાં તો વાઘ સિંહને હાથે મરવું વધારે સારું. પોતાની જ પત્ની જેને મૂર્ખ કહીને મારવા જાય તેના જીવનને ધિક્કાર છે. જીવવા કરતાં મરવું બહેતર છે."

તેણે ગાઢ અરણ્યમાં પ્રવેશ કર્યો. પણ વાઘ બાઘ કંઈ મળ્યો નહિ. થોડા દિવસ ત્યાં જ વિતાવ્યા. એટલામાં એક દિવસે કાલીચંદ નામના એક વિદ્વાન યોગી પુરુષનો ભેટો થયો. તેણે યોગીની ખૂબ સેવા શુશ્રૂષા કરી યોગી પ્રસન્ન થયા. કાલિદાસે પોતાનો ઇતિહાસ અથથી ઇતિ સુધી તેને કહી સંભળાવ્યો. અને છેવટે બોલ્યો, "ભગવન્ ! આ મહામૂર્ખ ઉપર કંઈક કૃપા કરો."

યોગીપુરુષ ધ્યાનસ્થ થયા અને ભવિષ્યની બધી હકીકત જાણી લીધી. પછી સમાધિમાંથી સ્વસ્થ થઈને બોલ્યા, 'વત્સ, તું તો તારી જિંદગીનો અંત લાવવા અહીં આવ્યો છે. તને વાઘ શું કરવાનો છે? તું પૃથ્વીનો અદ્વિતીય મહાકવિ થઈશ. આ નશ્વર જીવન પછી યશઃશરીરે તું અમર થઈશ. વનનો વાઘ તો શું પણ કાલરૂપી મહાવાઘ પણ તને ખાઈ શકવાનો નથી. આ સરોવરમાં સ્નાન કરીને તું મારી પાસે આવ. હું તને વિમંત્ર આપું છું તેનો એકચિત્તે જપ કર. તારા ઉપર ઈશ્વરકૃપા ઊતરશે."

કાલિદાસ ઉપર કહ્યા પ્રમાણે કરવા લાગ્યો. બીજી બાજુ પેલા યોગીની કીર્તિ ઠેઠ શહેરમાં પહોંચી. લોકો તેનાં દર્શન કરવા આવવા લાગ્યાં. એક વખત કાલીચંદ કંઈક બીજે ગયા હતા. કાલિદાસ એકલો હતો. આજે એનો મંત્ર પૂરો થયો હતો. તે જ દિવસે રાજકન્યા યોગીનાં દર્શને આવી. ત્યાં પેલા યુવકનાં દર્શન થયાં. તેના અંગપ્રત્યંગમાંથી કવિત્વપ્રભા નીકળતી લાગતી હતી પણ તે પોતાનો પતિ છે એટલું તે પારખી શકી નહિ.

દિવસો ઉનાળાના હતા. આથી રાજકન્યા સરોવર ઉપર શીતળ વાયુસેવનને માટે ગઈ. અસંખ્ય કમળો ખીલ્યાં હતાં : કોઈ કળી હતી, કોઈ ખીલેલું, તો કોઈ અર્ધું ખીલેલું. પવન હતો નહિ છતાં તે દરેક ધીરે ધીરે ડોલતું હતું. આ જોઈને રાજકન્યાને વિસ્મય થયો. અને તેણે સખીઓને પૂછ્યું :

अनिलस्य गमो नास्ति द्विपदो नैव दृश्यते ।
जलमध्ये स्थितं पद्मम् कम्पितं केन हेतुना ॥

અર્થાત્, પવન નથી, પંખી દેખાતું નથી; તો પછી પાણીમાંનું કમળ કંપે છે શાથી ?

સખીઓ એક બીજી સામું જોવા લાગી, પણ કોઈ રાજકન્યાના પ્રશ્નનો જવાબ આપી શકી નહિ.

કાલિદાસ સામે બેઠો હતો. રાજકન્યાનો શ્લોક તેના કાન ઉપર અથડાયો. તેની સખીઓ ઉત્તર ન આપી શકી એટલે તે સ્વયં બોલ્યો :

पावकोच्छिष्ट वर्णाय शर्वर्यां बंधनं कृतं ।
मोक्षं न लभते कान्ते कम्पितं तेन हेतुना ॥

હે કાન્તા, અગ્નિનું ઉચ્છિષ્ટ અર્થાત કાળો રંગ જેનો છે, તે ભ્રમર રાત્રે કમળમાં બેઠો હતો તે અંદરને અંદર જ બંધ થઈ ગયો છે. તે બહાર નીકળવા મથે છે પણ બહાર નીકળી શકતો નથી. તેથી કમળ કંપે છે.

આ ઉત્તર સાંભળીને રાજકન્યા આશ્ચર્ય પામી કે આ માણસ મને 'કાન્તા' કહીને કેમ સંબોધે છે ! અને શ્લોક રચનારનું પાંડિત્ય જોઈને તે મુગ્ધ થઈ. કેટલીક વાર સુધી તેની સામે બરોબર ધ્યાનથી જોયા કર્યું તો ખબર પડી કે આ તો તેનો સ્વામી છે !

રાજકન્યાએ જઈને સ્વામીના ચરણમાં માથું મૂક્યું અને બોલી, "સ્વામીનાથ, માફ કરજો. આપને હું ઓળખી ન શકી." કાલિદાસે જવાબ આપ્યો, "રાજકુમારી, તેં મારો કંઈ ગુનો કર્યો નથી

ઉપકાર જ કર્યો છે. જો તે દિવસે તેં મારું અપમાન ન કર્યું હોત તો હું પહેલાંના જેવો જ મૂર્ખ રહ્યો હોત. તારા અપમાનથી હું વનમાં ચાલ્યો અને મને મહાયોગીનો સાક્ષાત્કાર થયો તથા તેની કૃપાથી હું આ કવિત્વશક્તિ પામ્યો છું. એટલે મારી કવિત્વશક્તિની સિદ્ધિનું મૂળભૂત કારણ તો તું જ છે. એટલે તારું નામ હું યાવજ્જીવન કૃતજ્ઞતાપૂર્વક સંભાળીશ."

રાજકન્યાએ સ્વામીને ફરી શહેરમાં લઈ જવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ તે સંમત થયો નહિ. પણ તેણે કહ્યું, "તારાથી તો મને જ્ઞાન મળ્યું છે એટલે તું તો મારે ગુરુસ્થાને છે. હવે જાવ. તારી સાથે પતિપત્નીનો સંબંધ સંભવિત નથી." છેવટે દુઃખી થઈને કન્યા ઘર તરફ વળી.

કેટલાક દિવસ પછી કાલિદાસ ગુરુદેવને પ્રણામ કરી વિદાય લઈને અનેક દેશોમાં ફરતા ફરતા ધારાનગરી પહોંચ્યા. તેમની કવિત્વખ્યાતિ આ પહેલાં દેશદેશમાં ફેલાઈ ચૂકી હતી. ધારાધિપતિ ભોજરાજે ખૂબ સન્માનપૂર્વક તેને પોતાનો રાજકવિ બનાવીને ત્યાં રાખ્યો.*

જશભાઈ પટેલ

* પ્રભાતકુમાર મુખોપાધ્યાયના મૂળ બંગાળી ઉપરથી. ગૂજરાત વિનય મંદિર હસ્તલિખિત માસિક 'સોપાન'માંથી.



# પૌંઆ અને કુશકી

બે માણસ હતા. એકની પાસે પૌંઆ હતા અને બીજા પાસે કુશકી. કુશકીવાળાએ પૌંઆવાળાને કહ્યું, 'જુઓ, તમારી પાસે જે પૌંઆ છે તે બહુ થોડા છે. એથી તમારું પેટ નહિ ભરાય. મારી પાસે જુઓ, કેટલી કુશકી છે? આપણે બંનેને ભેગાં કરીએ અને એ ભેળ અર્ધો અર્ધો વહેંચી લઈએ. મારી કુશકી તમારા પૌંઆ કરતાં કેટલી બધી વધારે છે તો પણ હું અર્ધોઅર્ધ કરવાને રાજી છું. ફાકા ભરીને ખાઈશું. પૌંઆવાળો લોભમાં ફસાઈ ગયો. વિચાર કર્યો કે આટલી કુશકી પૌંઆમાં ભેગી થવાથી ભાર એકદમ વધી જશે અને પછી મૂઠી ભરીભરીને ખાઈશું.

વાત પૂરી કરવાની જરૂર નથી. છેવટે શું થયું તે વાચક પોતે સમજી લેશે.

અર્ધો ભાગ થયા પછી એક જણે હાથમાં ભેળ લઈને ફૂંકીફૂંકીને ખાવાનું શરૂ કર્યું. કુશકી ઊડી ગઈ અને થોડા પૌંઆ પેટમાં ગયા. બીજાએ મૂઠીએ મૂઠીએ ભેળ મોંમાં નાખીને ચાવવાનું શરૂ કર્યું. મોં ભરીને ખાવાનો આનંદ તો એને મળી ગયો, પણ બિચારો કુશકી ચાવતો જાય અને થૂ થૂ કરીને થૂંકતો જાય. થૂંકતાં થૂંકતાં કુશકીની સાથે પૌંઆ પણ થૂંકાઈ ગયા અને જે પેટમાં ગયા તેનો પણ પૂરો આનંદ તો ન જ મળ્યો.

સંખ્યા અથવા માત્રા વધારવાના લોભથી જ્યારે આપણે સાધનશુદ્ધિની બાબતમાં બેપરવા રહીએ છીએ ત્યારે એવું જ થાય છે. આંદોલન રાષ્ટ્રવ્યાપી બનાવવા માટે આપણે સારા, નરસા અને મધ્યમ, બધા પ્રકારના લોકોને એકઠા કરીએ છીએ અને રાષ્ટ્રવ્યાપી આંદોલન કરીએ છીએ. રાજસી પ્રવૃત્તિની માત્રા તો વધારીએ છીએ પણ જ્યારે ફળ કેટલું મળ્યું તે ઉપર જોઈએ છીએ ત્યારે જણાય છે કે જો સાધનશુદ્ધિનો આગ્રહ શરૂઆતથી જ રાખ્યો હોત તો જેટલો લાભ થયો હોત એટલો પણ આ વિશાળ આંદોલનથી થયો નથી; અને જે આંતરિક નુકસાન થયું છે તેનો તો હિસાબ જ કોણ કરી શકે છે?

કર્મનો સિદ્ધાંત અટલ છે. જેટલું નાખીશું એટલું જ મળશે. અનાચારની સાથે જેટલું સમાધાન કરીશું એટલું જ કડવું ફળ ભોગવવું પડશે. પૌંઆ અને કુશકી ભેળવવામાં કાંઈ જ લાભ નથી.*

જુલાઇ, ૧૯૩૯.

काका कालेलकर

* હિંદી 'સર્વોદય'માંથી. અનુવાદક : શ્રી. રામચંદ્ર પંડ્યા

# શ્યા મ

[ પ્રો. સાને ગુરુજી ]

૧૪

## મને થયેલી ખસ

પૂનામાં હું મામાને ત્યાં હતો ત્યારે કદી પે મંદિ પડ્યો ન હતો. પરંતુ એક વખત મને ખસ થઈ આવી. શરૂઆતમાં જ કોઈ પણ બાબતને આગળ વધતી અટકાવી દેવી જોઈએ. કેટલીક બાબતો સંબંધે યોગ્ય સમયે કડક પગલાં લેવાં આવશ્યક છે. યોગ્ય વખતે પ્રતિબંધક ઉપાયો લેવામાં ન આવે તો પાછળથી તે બાબતને અટકાવી શકાતી નથી. વ્યસન ને રોગ વિષે સદા એ જ અનુભવ થયા કરે છે.

મને પ્રથમ એક ગૂમડું થયું. એકમાંથી બે થયાં. આંગળીઓ વચ્ચેના ખાડામાં શરૂઆતમાં ફોલ્લીઓ થઈ હતી. પરંતુ એ નાની ફોલ્લીઓ ફૂટી વટાણા જેવડાં ગૂમડાં થયાં. હું તે ફોડી નાખતો, પણ પાછાં ફરીથી એ વધારે જ મોટાં થતાં. બંને હાથ ધીમે ધીમે ઉભરાઈ ગયા. હું પરાવલંબી થયો. હું વાસણ પણ ઊંચકી શકતો ન હતો; હાથે જમી શકતો પણ કપડાં ધોઈ શકું એમ ન હતું. હું સાબુ વડે નાહતો ત્યારે હાથ બરાબર ધોતો, છતાં યે ખસ મટવાનાં ચિહ્નો જણાતાં નહતાં.

મહોલ્લાનાં છોકરાં મને તિરસ્કારતાં ને બધાં કહેતાં, "એને રમવા બોલાવશો નહિ. આપણને ખસ થશે." હું હિંચકા પર બેસું તો બધાં બોલી ઉઠતાં, "ઊઠી જા અહીંથી. અમે એના પર બેસીએ છીએ. તારી ખસ અમને ચડે તે." મામીએ એમની રમાને પણ તેડવાની મને મના કરી હતી. રમા રડવા માંડે કે હું તેને તેડવા જતો; ત્યારે મામી બોલી ઊઠતાં, "અડશો નહિ એને." એમના બોલવામાં તિરસ્કાર ભર્યો હતો. કોઈક કહેતું, "ખાધેલું પચતું નહિ હોય." કોઈક કહેતું, "કાગડા સ્નાન કરતો હશે." છેવટે મને પોતાને મારા પ્રત્યે તિરસ્કાર આવવા લાગ્યો; હાથ કાપી નાખ્યા હોય તો કેવું સારું એમ થતું!

મારી માસી હિંગણેની કાકરસી કોલેજમાં ભણતી હતી. એને કેટલીક રજાઓ પડી હતી. તેથી તે ચાર દિવસ રહેવા પૂને આવી હતી. માસી પૂને આવતી ત્યારે મારાં કપડાં બરાબર ધોઈ દેવાનું કાર્ય સૌથી પ્રથમ કરતી. કાતર લઈ તે મારા નખ ઉતારતી. આ વખતે તે આવી ત્યારે એનો ભાણેજ ખસથી ખદબદી રહ્યો હતો. માસી આવી ને હું રડી પડ્યો. "માસી, મને ખસ થઈ છે તે મટશે કે?" મેં દીન બની માસીને પૂછ્યું. માસીએ મારા હાથ જોયા તેણે મને કહ્યું, "જરૂર મટી જશે."

ઘરમાં લીંબુ વગેરે છે-કે નહિ, તેની માસીએ તપાસ કરી. ઘરમાં લીંબુ હતાં. માસીએ મને બોલાવ્યો. તેણે કહ્યું, "શ્યામ, ચાલ, તારા હાથ હું ધોઈ નાખું." માસીએ લીંબુ ને મીઠું લીધાં, ચૂલા પરથી ગરમ પાણી લીધું. અમે બંને નળ પર ગયાં. માસીએ મારા હાથ જોરથી પકડ્યા. લીંબુનો રસ ને મીઠું એણે ખૂબ ઘસ્યાં. મને હાથમાં આગ થતી હતી. હું રોતો હતો. માસીએ મારા પ્રત્યે ખોટી દયા બતાવી નહિ. એણે મારા હાથ બરાબર પકડી રાખ્યા હતા. માસીનો મારા પર પ્રેમ હતો. મારી ખમ માટે એ કઠોર બની હતી. હું ફરીથી હસતો થઈ જાઉં એ ખાતર તે મને રડાવતી હતી. મને રડતો સાંભળી, મારી ફજેતી કેવી થાય છે એ જોવા, કેટલાક છોકરા નળ પાસે એકઠા થઈ ગયા. "અવગુણાં હાતીં, આહે અવદિચી ફજીતી." દુર્ગુણી માણસ જગતમાં ફજેત જ થવાનો. જે સ્વચ્છ રહે નહિ, કસરત કરે નહિ, તેને ખસ થવાની: જાતજાતના રોગ થવાના, તેનું જ્યાં ત્યાં અપમાન થવાનું.

માસીએ મારા હાથ ધોઈ નાખ્યા. એક સ્વચ્છ રૂમાલ વડે તેણે બરાબર કોરા કર્યા. હાથ તતડે નહિ તે માટે કપૂરમિશ્રિત તેલ તેણે મારા હાથે ચોપડ્યું. 'એ પ્રમાણે મારી ખસ પર માસીએ હનો જાગ રાખ્યો.' રોજ સવાર સાંજ બે વખત માસી મારા હાથ ધોતી. મારી ખસ એકદમ સુકાવા માંડી. લીંબુને મોં આગળ ઊભા રહેવાનું વિચારી ખસનું ગર્જું શું! માસીએ મને છાસ વધારે પીવાની સલાહ આપી.

મેં એક દિવસ માસીને પૂછ્યું, "માસી, ખસ કેમ થતી હશે?" માસીએ કહ્યું, "પેટમાં ઉષ્ણતા વધે એટલે ખસ થાય. તું છાસ પીતો રહે તો ઓછી થઈ જશે." મેં કહ્યું "છાસ પીએ એને ખસ ન થાય?" માસીએ કહ્યું "થાય છે કોઈક કોઈકને."

"અને પેટની અંદરની ઉષ્ણતા મારા હાથમાંથી જ કેમ ફૂટી નીકળી? મને પગે ખસ કેમ ન થઈ?"

"કોઈકને પગે પણ થાય છે. કેટલાકને તો આખે શરીરે ખસ થાય છે.'

'માસી, મારા હાથ જ દુષ્ટ હોવા જોઈએ, ને તેથી જ મને ખસ થઈ હશે. હું રમાને ચૂંટી ખણતો. હું દેવની પૂજાના પૈસા લઈ મુંબઈ નાસી ગયો હતો, મેં માર્કેટમાં આ જ હાથે જામફળ ચોર્યાં હતા. મારા હાથ જ દુષ્ટ છે. ખરી વાત ને?"

'એને ને ખસને શો સંબંધ? હાથ ચોરી કરે તો મનને ભૂંડું લાગે. આપણે સ્વચ્છતા રાખતા નથી તેથી ખસ થાય છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે સ્વચ્છતા એટલે દેવતા. એ સ્વચ્છતાના દેવતાની જે પૂજા કરતો નથી, તેને ખસ થાય છે—રોગ થાય છે. આપણે ત્યાં એ દેવને લોકો ઓછું મહત્ત્વ આપે છે. કેટલાકો ચાદર બરાબર ધોતા નથી. ગાદીઓને તડકામાં સુકાવા કોઈ નાખતું નથી. ઓશીકાં તો મેલનો ભંડાર, ઓઢવાની રજાઈઓ તો વાસ મારતી હોય, પણ કોઈ એ તરફ ધ્યાન આપતું નથી. સ્વચ્છતાના દેવની પૂજા આપણે ત્યાં જેમ જેમ વધારે પ્રચલિત થશે તેમ તેમ આપણા દેશમાંથી રોગ ઓછા થશે."

માસી કહે છે તે બરાબર યથાર્થ છે! સાર્વજનિક સ્વચ્છતા આપણે શીખવાની છે. ગામડાંમાં ગમે તેવું પાણી આપણે પીએ છીએ. તેથી ટાઢીઓ તાવ, ઇન્ફ્લ્યુએન્ઝા, ખરજવા થાય છે. આ સ્વચ્છતાના દેવતાની ઉપાસના આપણે સર્વેએ શીખવાની છે. આપણા લોકો પોતાના રોગ છુપાવે છે. ઉપરાંત એ રોગી લોકો બીજાઓથી દૂર રહેતા નથી. નિંદાપૂર્વક એમનામાં ભળે છે. એમ થવાથી રોગનો ફેલાવો થાય છે. પરમેશ્વરની અનેક સ્વરૂપે આપણે પૂજા કરીએ છીએ. ગજાનન એટલે વિદ્યાનો દેવ, હનુમાન એટલે શક્તિનો દેવ, રામચંદ્ર એટલે સત્યનો દેવ. પરંતુ સ્વચ્છતાના દેવના મંદિરો હજી ઊઘડ્યા નથી. તેની બહુ જરૂર છે. તે મંદિર દ્વારા સ્વચ્છતાની મહત્તા લોકોને સમજાવી જોઈએ. તે મંદિરમાં સ્વચ્છતા વિશે પ્રવચનો ને કીર્તનો થવા જોઈએ. ઉદ્યોગમંદિર! સ્વચ્છતામંદિર! આ નવા દેવોના નવા મંદિરો નવભારતમાં ઉઘાડવા પડશે. મારી ખસ પર અંતર્બાહ્ય ઉપચારો શરૂ થયા. રાત્રે માસી મારા હાથ પર કપડાં વિંટાળી દેતી. તે વખતે મને ખૂબ લાગી આવતું. નખ વડે ખણી ન શકાય એ પણ એમ કરવાનો હેતુ હતો. નખમાં ખૂબ ઝેર હોય છે. માસી મને બધું સમજાવતી. નખમાં મેલ એકઠો થાય છે. જમતી વખતે અનાજ એમાં ભરાઈ રહે છે. તેનું ત્યાં ઝેર બને છે. એ જ ઝેર પાછું પેટમાં જાય ને! માસી મને સ્વચ્છતા ને આરોગ્યના પાઠ શીખવતી.

મને ખસ મટી ગઈ. ત્યાર પછી ફરીથી મને કદી જ ખસ થઈ નથી. શરીરની સ્વચ્છતા સાથી વધારે મહત્ત્વની બાબત છે. શરીર સ્વચ્છ રાખવું એ વૈયક્તિક કર્તવ્ય છે તેમ સામાજિક કર્તવ્ય પણ છે. આપણું શરીર ગંદું રાખી આપણે આપણા આત્માનું અપમાન કરીએ છીએ. આપણે ગંદા રહી રોગી બનીએ છીએ. આપણે રોગી થઈ સમાજનું પણ આરોગ્ય બગાડીએ છીએ. વર્ગમાં એકાદ વિદ્યાર્થીને ખસ થઈ હોય છે તો વર્ગના બીજા વિદ્યાર્થીઓને પણ થાય છે. જેલમાં ખસથી સપડાયેલા કેદીને બધાઓથી જુદા રાખે છે. ખસનો રોગ ખૂબ સ્પર્શજન્ય છે.

# લોકમાન્યની જીવનસૌરભ

વ્યાયામપ્રેમ

(૧) તેઓ જ્યાં સુધી ૧૫ વરસના હતા ત્યાં સુધી તો હાથપગ દોરડી અને પેટ ગાગરડી જેવું તેમનું શરીર હતું. પણ પછી તેમણે એક વરસ કૉલેજનો અભ્યાસ બંધ રાખીને ખૂબ વ્યાયામ કર્યો, તેથી તેમનું શરીર સુધર્યું. અને પોતાના અનુભવથી તેઓ કહેતા કે કસરતથી મારું આયુષ્ય ૨૦ વરસ વધ્યું છે. અને માણસની તબિયત જન્મ વખતે ગમે તેવી હોય તો પણ ૧૫ થી ૨૦ વરસની ઉંમર દરમ્યાન જો વ્યવસ્થિત વ્યાયામ કરે તો ખરેખર તેના શરીરમાં ક્રાંતિ થાય છે.

(૨) એક દિવસ પોતાના મિત્રના દીકરાને મફલર વીંટીને આવેલો જોઈ લોકમાન્યે ચિડાઈને કહ્યું, "આ શાં નખરાં! શરીરમાં ખડતલપણું કેળવવું જોઈએ. હું જ્યારે નાનો હતો ત્યારે ગરમીમાં ગરમ કપડાં અને ટાઢમાં ઉઘાડે ડિલે બેસીને ખડતલતા કેળવતો હતો.

(૩) તેમને સોપારી ખાવાની ટેવ પડી ગઈ હતી. સોપારી સિવાય ચાલે જ નહિ. એક વખત તેઓ બહારગામ ગયા હતા. પોતાની પાસે સોપારી કે સૂડી કંઈ જ નહોતું. દોંડ સ્ટેશને ઊતર્યા, ત્યાં સોપારી જોઈતી હતી. તે વખતે મિત્રના ખિસ્સામાંથી સોપારી તો નીકળી, પણ સૂડી નહિ. એટલે કાપે શેનાથી? એટલે તેમણે તો સોપારી લઈને આખી ને આખી સીધી મોંમાં જ મૂકી દીધી. તરત જ ટુકડા કરી નાખ્યા અને કહ્યું, "જોઈ મારી સૂડી! કેવી સરસ છે!"

(૪) એક વખત ભાષણ પછી આજુબાજુ વિંટળાયેલા યુવકોને કહે, "મેં કહ્યું તે કરવા માટે કેટલા તૈયાર છો?" બધા બોલી ઊઠયા, "અમે બધા." ત્યારે તેમણે કહ્યું, "'અમે બધા' એમ કહો તો છો, પણ તમારામાં કોઈનું મારા જેવું શરીર છે? હું અત્યારે ઘરડો થયો છું છતાં તમારામાંના ગમે તે બે આવે તો પણ હું ફેંકી દઈશ."

(૫) તેમને તરવાનો ખૂબ જ શોખ હતો. અને તેઓ કહેતા કે તરવું એ રાષ્ટ્રીય કલા છે. તે દરેકને આવડવી જ જોઈએ. જો મારા હાથમાં સત્તા આવશે તો કેળવણીમાં તરવાનો વિષય હું ફરજિયાત કરવાનો છું.

સાદાઈ

(૬) ૧૯૧૪માં લોકમાન્ય માંડલેથી પૂના આવ્યા. તે વખતે તેમની તબિયત બહુ જ લથડી ગયેલી હતી. તેથી અવારનવાર તાવ પણ આવ્યા કરતો હતો. તે વખતે તેમના મિત્રોએ ઠંડીથી પીડા ન થાય એટલા માટે મોજાં પહેરવાની સૂચના કરી. ત્યારે તેઓ એકદમ તડૂકીને બોલ્યા, "આ શરીર આ જ હવામાં જન્મેલું અને વિકસેલું છે. તેથી તેનામાં અહીંની ઠંડી અને ગરમી સહન કરવાની શક્તિ હોવી જ જોઈએ. એવી મદદ લઈને જીવવું તેના કરતાં મરવું શું ખોટું?"

(૭) ૧૮૯૯ માં જ્યારે તેઓ લખનૌ કૉંગ્રેસમાં ગયા ત્યારે સવારમાં નાહીને પોતે જ પોતાનાં કપડાં ધોઈ નાખતા. તેમાં તેમને કંઈ પણ નાનમ લાગતી નહોતી.

(૮) 'કેસરી' અને 'મરાઠા' કાઢવાની જ્યારે શરૂઆત કરી ત્યારે તેમની પાસે નોકરો બહુ જ ઓછા હતા. તેથી લો. ટિળક અને તેમના કેટલાક સહકારીઓ સરનામાં વગેરે પોતે જ લખી નાખતા, છપાવતા નહિ. એટલું જ નહિ પણ પૂનામાં અંકો વહેંચવાનું કામ પણ તેઓ જાતે જ પરોઢિયે કરી લેતા હતા.

(૯) એકવાર લોકમાન્ય ટિળક કંઈક કામસર બૅરિસ્ટર જયકરને મળવા તેમને ઘેર ગયા. તે વખતે બૅરિસ્ટર જયકર હાઈકોર્ટમાં ગયા હતા. તેથી તેમને બે અઢી કલાક બેસી રહેવું પડયું હતું. જયકર જ્યારે

ઘેર આવ્યા ત્યારે તેઓ ખેસ વીંટીને આરામખુરશી બનાવીને પરસાળનમાં બેઠા હતા! જ્યારે પટાવાળાને પૂછ્યું કે, લોકમાન્ય આવ્યા તેની ખબર કેમ ના આપી? ત્યારે તેણે જવાબ આપ્યો, કે મને શી ખબર કે આ મોટા માણસ છે! અને લાગેલું કે એ ગામડાનો કોઈક અસીલ હશે. ભલેને બેસી રહેતો.

(૧૦) ૧૮૯૧ માં એક વખત તેઓ પોતાના કોઈ અનુયાયીને ઘેર જતા હતા. તેઓ 'ખારશી' સ્ટેશને ઊતર્યા હતા. અનુયાયીએ તેમને પ્રત્યક્ષ કોઈ દિવસ જોયેલા નહિ તેથી તે તો એમ જ માનતો કે લોકમાન્ય જેવા વિદ્વાન આગેવાન, બુટ શૂટમાં જ ફરતા હશે. એટલે તેણે તો એક અપ-ટુ-ડેટ જેન્ટલમેનનું લોકમાન્ય ધારીને સ્વાગત કર્યું અને ચાનો કપ આગળ ધર્યો. જેન્ટલમેને તો સ્વાગત અને ચા બન્નેનો સાભાર સ્વીકાર કર્યો. બીજી બાજુ લોકમાન્ય ગાડી કરીને પોતાના અનુયાયીને ઘેર ગયા અને જ્યારે પેલો માણસ (અનુયાયી) ઘેર આવ્યો ત્યારે તેને લોકમાન્યને જોઈ ને સખેદ આશ્ચર્ય થયુ

(૧૧) એક વખત તેઓ કોલ્હાપુર તરફ પ્રવાસે ગયેલા. ત્યાં નાહવા ગયા ત્યારે જેને ત્યાં ઉતરેલા તેણે સ્વદેશી સાબુ ધર્યો અને કહેવા લાગ્યો, કે તમારે માટે આ સ્વદેશી સાબુ ખાસ લઈ આવ્યો છું. ત્યારે લોકમાન્યે હસીને કહ્યું, "ભાઈ, મારે સાબુ શું કરવો છે? આ બધાં નખરા સાહેબ લોકોનાં. આપણાં નહિ. સાહેબ લોકો આઠ આઠ દિવસે એક વખત નાહવાવાળા. એટલે એકઠો થયેલો મેલ કાઢવા માટે સાબુની જરૂર પડે અમે તો દરરોજ નાહવાવાળા અને કપડાં ધોવાવાળા. મારે સાબુ નથી જોઈતો, મૂકો બાજુ ઉપર."

ઉદ્યોગપ્રિયતા

(૧૨) એકવાર તેમના મિત્ર તેમને કહેવા લાગ્યા, "બળવંતરાય, તમે હમણાં બહુ લેવાયલા લાગો છો. તમારે આરામની જરૂર છે. માટે કામ ઓછું કરો, નહિ તો માંદા પડશો."

લોકમાન્યે હસીને કહ્યું, "હું હજુ પણ ૧૮-૧૮ કલાક કામ કરું છું. માંદા પડવા જેટલી મને ફુરસદ નથી."

શિરોલ કેસ વખતે તેમની ઉંમર ૬૦ કરતાં વધારે હતી. છતાં સારે પણ તેઓ ૧૧-૧૧, ૧૨-૧૨ કલાક કામ કરતા હતા. આ જોઈ તેમના મિત્રોને નવાઈ લાગી. તેમણે જ્યારે તેમને આ વિષે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે હું અત્યારે ઘરડો થયો છું; નહિ તો એકવાર રાષ્ટ્રીય સભાની બેઠક વખતે એક જ ખુરશી ઉપર બેસીને સતત ૩૬ કલાક મેં કામ કર્યું છે!

(૧૩) ૧૮૯૬માં પ્લેગ વખતે લોકમાન્યે લોકોની ઘણી સેવા કરી. અને સરકારે લીધેલાં અયોગ્ય પગલાં ઉપર સખત ટીકા કરી. તેથી ચિડાઈને સરકારે તેમના ઉપર રાજદ્રોહનો આરોપ મૂક્યો. તે ગંભીર પ્રસંગે તેમના મિત્રોએ માફી માગવાની સલાહ આપી ત્યારે લોકમાન્યે તેમને કહ્યું હતું કે દરેક ધંધા સાથે તે ધંધાનું જોખમ રહેલું જ છે. આપણે વર્તમાનપત્રકાર રહ્યા એટલે જેલનું જોખમ ખેડવું જ જોઈએ. આપણે પ્રજાના પ્રતિનિધિ તરીકે બોલીએ અને ગુનો ન કર્યા છતાં બીકના માર્યા માફી માગીએ એ પ્રજાને દગો દીધા બરાબર છે. અને માફી માગ્યા પછી પૂનામાં રહેવું તે માંકડીમાં સડવા જેટલું જ મારે માટે તો વસમું છે. એટલે એ મારાથી નહિ થાય.

(૧૪) ૧૯૦૮ માં શિક્ષા કરીને તરત જ તેમને સ્પેશિયલ ગાડીમાં અમદાવાદ લાવવામાં આવ્યા. રસ્તામાં એક સ્ટેશને એક યુરોપિયન પોલિસ સાહેબે તેમને રોટલો અને પાણીનો પ્યાલો આપ્યાં. તેમણે કોઈ પણ જાતની આનાકાની સિવાય તે સ્વીકારી લીધાં. અને ખાવા લાગ્યા ત્યારે સાહેબે કહ્યું, "મિ. ટિળક, તમારા જેવા બુદ્ધિમાન માણસોને પણ આવી સ્થિતિમાં પડી રહીને રોટલા ઉપર નિર્વાહ કરવો પડ્યો ખરો ને?" ત્યારે લોકમાન્યે કહ્યું, "અરે, ફક્ત રોટલો પણ જેમને બે વખત પેટ ભરીને ખાવા નથી મળતો એવા મારા કરોડો બાંધવો આજે આ પ્રદેશમાં ભૂખે મરે છે. તો મને આ રોટલાનો ટુકડો પણ મળે છે તે વધારે નથી શું!" આ શબ્દો સાંભળતાં જ સાહેબ ઝંખવાણા પડી ગયા.

શિવાભાઈ કા. પટેલ

# કાવ્યપરિશીલન

૭

## હૈયાસૂનાં

નિર્જન વનવગડે અલી વાદળી ! જળ શા ઢોળવા અમથા ?
રણે રગદોળવાં અમથા ?
એવાં હૈયાં સૂનાં સમીપ વિતક શા ખોલવા અમથા ?
હૃદય શીદ ખોલવા અમથા ?
ચાતક જળતણું ટળવળે, મેઘ ચડયો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં; જગ એવું ય નઠોર:
છીછરા સરવરને શીદ મલિન જળે અઘોળવા અમથા ?
જવાહીર ઝબોળવા અમથા ?
એવાં હૈયાં સૂનાં સમીપ વિતક શા ખોલવા અમથા ?
હૃદય શીદ ખોલવાં અમથા ?
સુગંધ મિઠ્ઠા લિંબડા, રસમાં કડવા ઝેર:
મુખમિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ ?
ગરજુ જગવગડે વણુ પાત્ર પ્રણય શો ઢોળવો અમથો ?
ઉરે ઉર જોડવા અમથા ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શા ખોલવા અમથા ?
જીવન શીદ રોળવા અમથા ?
મોહભીના સંસારમાં જૂઠા મૃગજળ ઘાટ;
મોંઘી સફરો સ્નેહની, આઘી ઉરની વાટ:
વિજન કો વાડીને એકાંત ફૂલો ! શા ફોરવા અમથા ?
કહો ક્યાં મળશે વા'લો કાન્ત ? સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શી તથા ?

—નિર્જન૦

શ્રી. કે. ઉ. શેઠ

કોઈ પણ વસ્તુને વેડફાઈ જતી જોઈએ છીએ તો આપણુને એક પ્રકારનું દુઃખ થાય છે,—અરે, ચોમાસામાં વરસાદને પણ ખેતર બહાર પડતો જોઈને કોઈક વાર આપણુને એમ થઈ જાય છે કે આ અહીં શા માટે નકામો પડતો હશે? એના કરતાં ખેતરમાં વરસે તો કેવું સારું ? પણુ આ તો એક સામાન્ય વસ્તુની વાત થઈ. પૈસા જો કોઈ નકામા વાપરી નાખતું હોય છે, તો પણુ આપણુને ખૂબ લાગી આવે છે અને આપણે મનમાં મનમાં રોષે પણ ભરાઈએ છીએ. પણુ પૈસા કરતાં યે મોંઘી વસ્તુ હોય છે અને માણુસના અંતરનો સ્નેહ એક એવી વસ્તુ છે. એને વેડફાઈ જતો જોઈને સૌને દુઃખ થાય છે. અહીં આ કાવ્યમાં કવિએ સ્નેહના વેડફાઈ જવાથી થતા એ દુઃખને જ વ્યક્ત કર્યું છે.

નિર્જન વનવગડામાં જ્યાં એનો કોઈ દશો ઉપયોગ કરી શકે એમ નથી ત્યાં, હે વાદળી, તું શું કામ પાણી રેડ રેડ કરે છે ? એ વગડો તો હૃદયશૂન્ય છે, એ તારા અંતરની વ્યથા સમજવાનો નથી, શું કામ તું તારું અંતર એની આગળ ઠાલવે છે ? અહીં કવિએ હૈયાસૂનાં માણુસો આગળ-જેમનામાં સમભાવનો અભાવ છે એવાં જડ હૃદયનાં માણુસો આગળ અંતર ખોલવામાં રહેલી નિષ્ફળતા અને તેમાથી પરિણુમતી કરુણુતાનો ખ્યાલ આપ્યો છે.

બીજી કડીમાં આગળ વધીને કવિ એવા માણુસોનું વર્ણુન કરે છે, જેઓ પોતે પોતાનો વૈભવ જગતની નજરે ચડે એવું કરે છે, પણુ એમની મદદની જરૂર છે, એવાં માણુસોને મદદ કરવા જેટલી જેમને લાગણી નથી. આને માટે એમણે મેઘનું દૃષ્ટાંત આપ્યું છે. પૂર્ણ ઘટાટોપ સાથે મેઘ ચડી આવ્યો હોય છે, કડાકા અને ભડાકાથી તે પોતાના વૈભવની જાહેરાત કરતો હોય છે, છતાં વરસતો નથી હોતો. એના જળ વિના તરસ્યો ચાતક ટળવળતો હોય છે, તો યે તેની તૃષા છિપાવવા બે બુંદ પણુ પાડવા જેટલી તેને લાગણી નથી હોતી. એનાં ગર્જન જૂઠાં

હોય છે. એનું હૈયું નઠોર હોય છે. જગત પણ એવું છે. તો પછી એવા, હૃદયની ઊંડી લાગણી વિનાના માણસોમાં ભળવાનો શો અર્થ ? છીછરા સરોવરમાં ઊતરતાં જ પાણી ડહોળાઈ ને મલિન થઈ જાય છે અને નાહનારના શરીરનો મેલ ધોવાને બદલે ઊલટો વધારાનો મેલ ચડાવી આપે છે; તેમ એવાં છીછરાં માણસો પણ કોઈનાં મનોદુઃખ મટાડવાને બદલે પોતાના છીછરા-પણાને લીધે જ દુઃખમાં ઊલટો વધારો કરી આપે છે. તો પછી એવાં ઉપાસનાં માણસો આગળ શા માટે પોતાનાં દુઃખ કહેવાં જ ?

જુઓને, આ લીમડાની સુગંધ કેવી મીઠી આવે છે ! પણ એનો રસ ચાખ્યો હોય તો કડવો ઝેર. જેમનાં મન સાથે આપણા મનનો મેળ મળતો નથી એવા મોઢે મીઠી મીઠી વાતો કરનારાં માણસોનો મોહ શા માટે રાખવો ? અહીં કવિએ લીમડાની મીઠી સુગંધને સ્વાર્થી માણસોની મીઠી વાતો સાથે સરખાવી છે, અને લીમડાના રસની કડવાશને એવાં માણસોનાં મનની કડવાશ-અમેળ સાથે સરખાવી છે.

કવિ આ દાખલો આપીને કહે છે કે જગતનાં માણસો આવાં ગરજુ—સ્વાર્થી છે, સાચો સ્નેહ એમનામાં હોતો નથી, તો પછી આપણે આપણો સ્નેહ એમના ઉપર શા માટે ઢોળવો ? જો ઢોળીએ તો તે વગડામાં વરસાદ વરસાવ્યા બરાબર જ થાય. એવાં સ્વાર્થી માણસો સાથે આપણાં અંતર શા માટે જોડવાં ? અને પરિણામે જીવન શા માટે રોળી નાખવાં ?

આ રીતે કવિ કહે છે કે સંસારમાં સ્નેહ છે જ નહિ, પણ બધે મોહ જ છે. જેમ ધરતીમાં રહેલા ભેજમાંથી ઊડતી વરાળને લીધે ઝાંઝવાં પેદા થાય છે, અને તે પ્રવાસીઓને લોભાવીને ભટકાવી મારે છે, તેમ આ મોહથી ભીના સંસારમાંથી પણ ઊડતી વરાળને લીધે ઝાંઝવાં દેખાય છે, અને બીનઅનુભવી મુગ્ધ હૃદયો એને જ સ્નેહનાં સરોવર કલ્પી તેના તરફ લોભાઈને દોડે છે અને પરિણામે અથડાઈ અથડાઈને મરે છે. સ્નેહ તો અહીં ખૂબ મોંઘો છે, આપણા હૃદયને યોગ્ય હૃદય મળવું, આપણું હૃદય જ્યાં વિસામો પામે એવો બીજા હૃદયરૂપી ઘાટ મળવો કપરો તો છે, તો પછી કોઈ જનહીન વાડીના એકાંતમાં, જ્યાં કોઈ એની સુગંધની કદર કરનાર નથી એવા સ્થાનમાં ફૂલેએ શા માટે પોતાની સુગંધ વ્યર્થ ફેલાવવી ? આવાં કદરહીન આગળ પોતાનું અંતર ખોલવું એ તો હાથે કરીને દિલનું દર્દ વહોરી લેવા બરાબર છે. છેવટે કહે છે કે જેના ઉપર હું મારો સ્નેહ વરસાવી શકું એવો પ્રિયજન મને ક્યાં મળશે ? એવા સ્વજનના સ્નેહની વાત હું ક્યાં સાંભળવા પામીશ ? મારે તો એ જ જોઈએ છે, બીજાંની મને પરવા તમા નથી.

*

કાવ્યમાં મોંના મીઠા પણ અંતરના મેલા માણસોને માટે લીમડાનું દૃષ્ટાંત આપ્યું છે, પણ એ દૃષ્ટાંત બરાબર નથી લાગતું. લીમડાનું દૃષ્ટાંત એથી ઊલટી જ રીતે અપાય છે. લીમડો સ્વાદમાં કડવો છે, પણ પરિણામે નરવો છે, શાંતિકર છે, રોગઘ્ન છે અને મીઠી સુગંધ વાળો છે. કેટલાક માણસો જીભના કડવા હોય પણ સાચા હિતસ્વી હોય તેની સાથે એની સરખામણી કરવામાં આવે છે. અને ઉપર બતાવ્યા તે લીમડાના ગુણો જોતાં તમને પણ એ સરખામણી વધારે સાચી લાગશે. કવિઓની એ જ સરખામણીનો ઉપયોગ પ્રસિદ્ધ છેઃ

" કડવા હોયે લીમડા મીઠી હોયે છાંય
બોલકણા હોય બંધવા તોય પોતાની બાંય. "

બોલકણાનો અર્થ કડવાબોલા જ છે. અને બાંય એટલે સહાય, ખરે વખતે મદદ કરનાર હિતસ્વી એવો અર્થ છે. અને આ વિચાર કરતાં આ કાવ્યના લેખકે લીમડાને દુર્જનનું ઉપમાન બનાવ્યું છે, તે રૂચતું નથી.

ઉપમાનની બીજા પ્રકારની અને વધારે સૂક્ષ્મ પણ ઉપરના દૃષ્ટાંત કરતાં પણ રસને વધારે વિઘ્ન-કર્તા એક બીજી ભૂલ આ કાવ્યમાં થયેલી છે. કુપાત્ર આગળ લાગણી પ્રદર્શિત ન કરવી એમ કહેવાને માટે શરૂઆતમાં લેખક કહે છે કે હે વાદળી, નિર્જન વનવગડામાં તારાં જળને ઢોળી નાખીશ મા.

અને એ પછી તરત જ એથી ઊલટા જ અર્થમાં મેઘનું દૃષ્ટાંત મૂકયું છે. ચાતકને મેઘ સિવાય બીજું જળ ખપતું નથી. મેઘ ઘનઘોર ચડે છે, ગર્જન કરે છે, પણ વરસતો નથી. એક જ કાવ્યમાં એક જ ઉપમાન પાસેથી આવા બે વિરોધી ધર્મોનું કામ ન લઈ શકાય. કાવ્યમાં સૂક્ષ્મરૂપે એકત્વ રહેલું હોવું જોઈએ. અને તે એકત્વ અહીં ભેદાય છે—ખંડિત થાય છે.

આખું કાવ્ય જોતાં જણાશે કે છેલ્લી પંક્તિમાં કાવ્યનો વિચાર અને લાગણી બંને પલટો ખાય છે કાવ્યમાં પલટો આવી શકે. સૉનેટ નામના કાવ્યબંધમાં પલટો આવે એ જ એની ખૂબી છે. પણ એ પલટો પણ આખા કાવ્યની સાથે એકત્વ પામેલો હોવો જોઈએ. અહીં એમ થતું નથી. કાવ્યનું નામ 'હૈયાસનાં' છે. એનો અર્થ એવો છે કે હૃદયશૂન્ય માણસો આગળ આપણે આપણી લાગણી પ્રદર્શિત ન કરવી, એ લાગણીનો મિથ્યા વ્યય છે. અને એ વાત પૂરેપૂરી કહી રહેવાઈ ત્યાં કાવ્યનો સ્વાભાવિક અંત આવે છે. એમ કહી રહ્યા પછી–

"કહો કયાં મળશે વ્હાલો કાંત સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શી તથા ?"

એમ કહેવાનું રહેતું નથી. વળી આ છેલ્લી પંક્તિ કોણ બોલે છે, એ પણ એક પ્રશ્ન છે. આ પંક્તિ સુધીની આગળની પંક્તિઓ કવિની શિખામણ તરીકે લઈ શકાય. ગમે ત્યાં લાગણી બતાવનારાં ભોળાં હૃદયોને કવિ સમજાવે છે કે અપાત્રમાં લાગણી ઢોળવી નહિ. તે પછી છેલ્લી લીટી કવિ કહે છે ? કવિ જે ભાવભીનાં મુગ્ધ હૃદયોને શિખામણ આપે છે તે પોતાના વહાલા કાન્તના ખબર એમની પાસેથી તો ન જ મેળવી શકે. અને બીજાને ઉપદેશથી સ્વસ્થ કરવા ઇચ્છનો કવિ પોતાના કાન્તને મળવા માટે વિહ્વલ થઈ જાય તો એમાં રસૈક્ય રહેતું નથી. પણ આપણે એમ માની જુઓ કે એ છેલ્લી પંક્તિ કવિની ઉક્તિ નથી, પણ કવિએ અહીં સુધી આપેલો ઉપદેશ સાંભળનાર ભાવભીના હૃદયની ઉક્તિ છે. અને એમ ગણીએ તો પણ એ ત્યાં ઉચિત નથી. કવિને એટલું જ કહેવું છે કે અપાત્ર આગળ લાગણી વ્યક્ત કરવાનો પ્રયત્ન કરવો નહિ. પણ એનો અર્થ એવો નથી જ થતો કે એની શિખામણ આપનાર કવિ પેલા ભાવભીના હૃદય માટે સાચો વહાલો કાન્ત શોધી આપી શકે. અપાત્રે સ્નેહ કરવા જતાં નિરાશ થયેલ મનને સાન્ત્વન આપી શકાય, પણ એને એનું યોગ્ય સ્નેહી કોઈ શોધી આપી ન શકે. અને 'અવરની મારે છે શી તથા ?' એ તો આખા કાવ્યની પડછે અત્યંત લાઘવની ઉક્તિ છે. કોઈ સ્નેહોત્સુક હૃદય સ્નેહ કરવા જતાં નિરાશ થયું છે તેને કવિ સાંત્વન આપે છે કે એમ અપાત્રે સ્નેહ ન કરવો. અને એના જવાબમાં સ્નેહોત્સુક એમ કહે કે તમે તમારે મને એક કાન્ત આપો ને, પછી કોઈ અપાત્રમાં હું રસ નહિ ઢોળું—મને બીજા કોઈની તથા નહિ રહે,—એ અત્યંત લાઘવની ઉક્તિ છે. અત્યાર સુધીના કાવ્યમાં આપેલા સાન્ત્વન —ગંભીરતા, સૌમ્યતા—ની આખી ઉક્તિને જાણે અત્યત તોછડી રીતે સમજ્યા વગર ઉડાડી દેતી હોય એવી એ ઉક્તિ છે

કાવ્યની દરેક કડી જુદી જુદી જોતાં આપણને સુંદર લાગે, જેની ટીકા કરી તે આ છેલ્લી પંક્તિ પણ એકલી સુંદર લાગે અને છતાં આખા કાવ્યમાંથી એક સમગ્ર રસિક અર્થ નીકળી શકતો નથી. એવી રીતે આ કાવ્યમાં કાવ્યનું જે ખરું પ્રયોજન—સમગ્રમાથી એક અર્થ નીકળવો તે—અહીં અસિદ્ધ જ રહે છે.

નગીનદાસ પારેખ

# ચોવીસમા તીર્થંકર મહાવીર

હિંદુ ધર્મમાં ભગવાનના રામ, કૃષ્ણ વગેરે ચોવીસ અવતારોની માન્યતા છે. તેવી રીતે જૈન ધર્મમાં ચોવીસ તીર્થંકરોની માન્યતા છે. 'તીર્થ' એટલે નદી કે તળાવમાં ઊતરવા માટે કરેલો ઓવારો; અને 'કર' એટલે કરનાર. નદી કે તળાવમાં સહેલાઈથી ઊતરી શકાય તે માટે જેમ ઓવારાની જરૂર પડે છે, તેમ સાચો ધર્મ શો છે તેની સમજ મળે તે માટે અનુભવી પુરુષોના ઉપદેશની જરૂર પડે છે. તેથી સાચા ધર્મની સમજ આપનાર મહાપુરુષોને 'તીર્થંકર' કહેવામાં આવે છે. જૈન ધર્મનો ઉપદેશ આપનાર તેવા ચોવીસ તીર્થંકર થઈ ગયા છે, એમ માનવામાં આવે છે. તેમાંના પ્રથમ તીર્થંકર ઋષભદેવને તો હિંદુ ધર્મમાં પણ ચોવીસ અવતારોમાંના એક અવતાર માનવામાં આવે છે.

મહાવીરને ચોવીસ તીર્થંકરોમાંના છેલ્લા એટલે કે ચોવીસમા તીર્થંકર માનવામાં આવે છે. બુદ્ધ ધર્મના સ્થાપનાર ગૌતમ બુદ્ધ જે અરસામાં થઈ ગયા, તે અરસામાં જ મહાવીર પણ થઈ ગયા. તેમના મૃત્યુથી ગણવામાં આવતા વીર સંવતનું આજે ૨૪૬૭ મું વર્ષ ચાલતું ગણાય છે.

સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે, ધર્મગુરુ તો બ્રાહ્મણ જ હોય. પરંતુ ગૌતમબુદ્ધ તેમજ મહાવીર બંને ઈક્ષ્વાકુવંશી ક્ષત્રિયો હતા, તથા રાજપુત્રો હતા. ગૌતમબુદ્ધ નેપાળની તળેટીમાં રહેતા શાક્ય નામના ક્ષત્રિયોના કુળમાં જન્મ્યા હતા; અને મહાવીર પટણાથી ૨૭ માઈલ ઉત્તરે આવેલા વૈશાલિ નગરની પાસેના પરામાં રહેતા જ્ઞાત નામના ક્ષત્રિયોના કુળમાં જન્મ્યા હતા. મહાવીરના પિતાનું નામ સિદ્ધાર્થ હતું, અને તેમની માતાનું નામ ત્રિશલા હતું તે ત્રિશલા દ્વારા મહાવીરને વૈશાલિ તેમજ મગધ એ બે રાજકુટુંબો જોડે સગાઈનો સંબંધ હતો; કારણકે વૈશાલિનો રાજા ચેટક ત્રિશલાનો ભાઈ થાય, અને મગધનો રાજા બિંબિસાર ચેટકનો જમાઈ થાય.

મહાવીરનું નાનપણનું નામ વર્ધમાન હતું. નાનપણથી જ તે પરાક્રમપ્રિય તથા નિર્ભય હતા. એક વાર છોકરાઓ સાથે ગામ બહાર રમતાં તેમણે ઝાડ નીચે પડેલા એક ભયંકર સર્પને હાથે ઉપાડીને ફેંકી દીધો હતો. જેવા રમવામાં તેવા જ ભણવામાં પણ તે અગ્રેસર હતા. તેમની બાબત જોઈ તેમના ગુરુને પણ હાર માનવી પડી હતી.

પોતાની માતા પ્રત્યે તેમને છેક નાનપણથી અતિ ઉત્કટ ભક્તિ હતી. પોતાની માતાને જરા પણ દુઃખ થાય તે મહાવીર જોઈ શકતા નહીં. માતાના આગ્રહને કારણે પોતાને ન ગમતું કંઈ કરવું પડે તોપણ તે કરતા. જેમકે, નાનપણથી જ તેમને પરણવાનું મન ન હતું. પરણીને ઘરસંસારમાં બંધાઈ રહેવા કરતાં સાધુ-સંન્યાસી થઈ ભારે તપ કરવાનું તેમને ઘણું મન હતું. પરંતુ માતાના આગ્રહથી તથા માતાનું દિલ ન દુખાય તે માટે તેમણે યશોદા નામની એક રાજપુત્રી સાથે લગ્ન કર્યું હતું.

મહાવીર ૨૮ વર્ષના થયા ત્યારે તેમનાં માતપિતા મરણ પામ્યાં. એટલે મહાવીરના મોટાભાઈ નંદિવર્ધન રાજગાદીએ આવ્યા. મહાવીરે હવે માતાની આડ ન રહેવાથી સંન્યાસી થવાનો વિચાર કર્યો; પરંતુ મોટાભાઈએ થોડો વખત થોભી જવાનો તેમને આગ્રહ કર્યો. મહાવીરે મોટા ભાઈની આજ્ઞા સ્વીકારી તો ખરી; પરંતુ પોતાનું જીવન છેક જ બદલી નાખ્યું, અને ખાનપાન વગેરેના કઠોર નિયમો પાળવાનું શરૂ કરી દીધું.

તે રીતે બેએક વર્ષ વીત્યા બાદ તે પોતાની સર્વ સંપત્તિનું દાન કરી દઈ, સાથે એક વસ્ત્ર માત્ર રાખી તપ કરવા ચાલતા થયા. હવે તેમને મરજી મુજબ તપ કરવાનો પ્રસંગ મળ્યો. તે સારુ તે બીજા કોઈ ગુરુના શિષ્ય પણ ન થયા; અને એકલા જ વિચરવા લાગ્યા. તેમના સમયના સાધુઓમાંના ઘણાખરા થોડુંઘણું શારીરિક તપ કરીને લોકોમાં નામના મળ્યા બાદ, શિષ્યસમુદાય એકઠો કરી

પ્રમાદમા પડી જતા પરંતુ મહાવીરે તો તીવ્ર ઉત્સાહ અને દઢ પ્રયત્નથી એવુ તો દારુણ તપ આદર્યું કે, તેમનુ નામ 'મહા વીર' પડ્યુ

મહાવીરની એવી માન્યતા હતી કે, આપણો આત્મા સ્વભાવથી શુદ્ધ છે તથા અનંત શક્તિઓ વાળો છે, પરંતુ જુદીજુદી વાસનાઓ તથા તેમનાથી પ્રેરાયેલા સારાંખોટા કર્મો દ્વારા તે મલિન તથા દીન બની ગયો છે તેથી પાપકર્મો કરતા અટકી, ખૂબ તપ કરવામા આવે, તો તેના તાપથી અંદર મેલના બંધાયેલા પડ ખરી પડે અને આત્મા પાછો શુદ્ધ તથા સર્વશક્તિમાન થાય

તેમણે તપના બે વિભાગ પાડ્યા હતા ઉપવાસ કરવા, ટાઢ તડકો સહન કરવા, એક જ સ્થિતિમા લાંબો વખત બેસી રહેવુ અથવા ઊભા રહેવુ–વગેરે તપો 'બાહ્ય' અથવા બહારના તપો ગણાય તેવા બહારના તપોથી શરીર કસાય, મનના રસ સુકાય, અને એ રીતે બીજા એટલે 'આંતરિક' અથવા અંદરના તપમા મદદ મળે અંદરનું તપ એટલે ધ્યાન મનને જુદા જુદા પદાર્થો તરફ દોડતું રોકી, એક જગાએ સ્થિર કરી રાખવાથી ચિત્તની શુદ્ધિ થાય છે, તથા તેનામા વિચિત્ર શક્તિ પ્રગટ થાય છે એવુ માનવામા આવે છે

આ બંને પ્રકારના તપ સાધના દરમ્યાન બીજા અણજાણ્યા અથવા દુષ્ટ લોકો કે પ્રાણીઓ તરફથી જે કાંઈ કષ્ટ દેવામા આવે તેને શાંતિથી સહન કર્યા કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો બીજાઓ આપણને દુઃખ દે તેનુ કારણ આપણા જ પૂર્વકર્મો હોય, તેમજ તેમણે આપેલા દુઃખ સહન કરવા એ એક પ્રકારે તપ જ કહેવાય આ કારણથી કોઈ ગમે તેવુ દુઃખ દે, તો પણ મહાવીર તેનો જરા પણ વિરોધ કરતા નહી ઉપરાંત સ્વભાવથી તે એવા દયાળુ હતા કે, પોતાને થતું દુઃખ નિવારવા તે બીજા કોઈ પ્રાણીને દુઃખ દઈ શકે તેમ નહોતુ ડાંસ-મચ્છર કરડે કે વકરેલા કૂતરા બચકા ભરી માંસના લોચા તોડી ખાય, તો પણ તેમને તે વારતા નહી, અને એ બધુ દુઃખ પોતાના જ કર્મોના ફળરૂપ છે, 'અથવા તપરૂપ છે એવુ માની સહન કરી લેતા પોતે ભિક્ષા માગવા જતા ત્યારે પણ બીજા યાચકો, તથા કાગડા–કૂતરાઓ વગેરેને અન્ન મળવામા અડચણ ન આવે તેનો તે ખાસ ખ્યાલ રાખતા ભિક્ષા આપનારને પણ નવુ ભોજન બનાવવાની મુશ્કેલી ઊભી થવાની હોય તો તે ત્યાથી ખસી જતા બધાએ ખાઈ રહ્યા બાદ વધ્યુ–ઘટ્યુ જ માગી લાવીને તે ખાતા સાધુ થતી વખતે જે એક વસ્ત્ર તેમણે રાખ્યુ હતું તે નીકળી ગયા બાદ તેમણે બીજુ વસ્ત્ર પણ માગીને પહેર્યું નહોતું કોઈ કોઈ વાર તે જંગલમાં ધ્યાનમા બેઠા હોય કે ઊભા હોય ત્યારે કોઈ તેમને કશું પૂછે કે કાંઈ કહે તો તે સાંભળી શકતા નહી, આથી પેલા લોકો ચિડાઈને તેમને તરેહવાર પીડાઓ કરતા

એક વખત તે એક ઝાડ તળે ધ્યાનમા બેઠા હતા તેવામા એક ભરવાડ બળદો ચરાવતો ત્યા આવ્યો તેને કંઈક કામ યાદ આવવાથી તે પાસે બેઠેલા મહાવીરને બળદો સોંપી ગામમા પાછો ગયો પરંતુ મહાવીરે તો કશુ સાંભળેલુ જ નહી, તેથી બળદો ચરતા ચરતા દૂર ચાલ્યા ગયા થોડીવારે ભરવાડ પાછો આવીને જુએ છે, તો બળદ ન મળે તેણે મહાવીરને પૂછ્યુ, તો તેમણે ધ્યાનમા હોવાથી કશો જવાબ ન આપ્યો આથી ભરવાડ ખૂબ ગુસ્સે થઈ ગયો, અને તેણે મહાવીરને 'ઢોંગી! ખોટુ બહેરાપણુ બતાવે છે?' એમ કહી, તેમને સાચેસાચ બહેરા કરવા તેમના બંને કાનમા અણીદાર શૂળો ભોંકી દીધી મહાવીરે ન તો તેને કંઈ કહ્યુ કે ન પોતાના કાનનો કંઈ ઉપાય કર્યો કેટલાય વખત બાદ કોઈ વૈદે તેમના કાનમાથી તે શૂળો ખેંચી કાઢી પણ તે વખતે તો તે શૂળો માંસ સાથે એવી ચોંટી ગઈ હતી કે મહાવીર જેવા ધૈર્યવાન પુરુષથી પણ ભયંકર ચીસ પાડી દેવાઈ જે પ્રદેશના લોકો બહુ ક્રૂર હોય તથા સાધુ-સંન્યાસીને ખાસ કનડગત કરતા હોય તે પ્રદેશમા પોતાના નિશ્ચયની કસોટી કરવા સારુ તે ખાસ જતા, અને ત્યાના લોકોએ આપેલા પારવાર કષ્ટો સહન કરતા

આમ બાર વર્ષના ઘોર તપને અંતે વૈશાખ સુદ દશમને દિવસે જૃમ્ભક નામે ગામની પાસેના

[ અનુસંધાન પૃ૦ ૪૬૧

# સામાન્ય જ્ઞાન

## પ્રશ્ન

૩૧. પૃથ્વી ઉપર છૂટી પડતી વસ્તુઓમાં ભારે વસ્તુ વધુ ઝડપથી પડે છે કે ?

૩૨. પ્રવાહીમાં ડૂબેલી વસ્તુ હલકી શાથી લાગે છે ?

૩૩. પૃથ્વી વિષુવવૃત્ત ઉપર ઉપસેલી છે અને ધ્રુવની દિશામાં ચપટી છે એનું કારણ શું ?

૩૪. શિયાળામાં ઊન અથવા રૂના કરતાં પથ્થર વધુ ઠંડો લાગે છે તેનું કારણ શું ?

૩૫. મેઘધનુષ સવારે અથવા સાંજરે જ જોવા મળે છે. કારણ શું ?

૩૬. લોખંડ ઉપર કાટ શાથી આવે છે ?

૩૭. ગંધકને બાળતાં પેદા થતા વાયુમાં ભીંજવેલું રંગીન ફૂલ રાખો તો શું પરિણામ આવશે ?

૩૮. વનસ્પતિને પ્રકાશ બિલકુલ ન મળે તો તે ઊગી શકે કે ?

૩૯. કમળ દિવસે ખીલે છે અને રાતે બંધ થાય છે તેનું કારણ શું ?

૪૦. તીડ અવાજ કેવી રીતે કરી શકે છે ?

## ઉત્તર

૩૧. અસલના જમાનામાં એવી માન્યતા હતી કે ભારે વસ્તુ વધુ ઝડપથી પડે છે, પરંતુ ગેલીલિયોએ પિઝાના નમતા મિનારા ઉપરથી એક તદ્દન હલકું અને બીજું ભારે વજન પડવા દઈને પ્રયોગથી બતાવ્યું હતું કે દરેક છૂટો પડતો પદાર્થ એક સરખી ઝડપથી પડે છે. હવાના અવરોધથી એ ઝડપમાં થોડો ફેરફાર થાય ખરો.

૩૨. પ્રવાહીની અંદર ડૂબેલી દરેક સપાટી ઉપર દબાણ થાય છે. જે વસ્તુ પ્રવાહીમાં ડૂબે તેની સપાટી ઉપર પણ ચારે બાજુ દબાણ થાય છે, પરંતુ ઉપલી સપાટી કરતાં નીચલી સપાટી ઉપર વધુ દબાણ લાગે છે. એ દબાણ સામસામી હોય છે. નીચલી સપાટીનું દબાણ વસ્તુને ઊંચે મોકલવા યત્ન કરે છે. આથી વસ્તુ પ્રવાહીમાં ડૂબેલી હોય ત્યારે હલકી લાગે છે.

૩૩. પૃથ્વી પોતાની ધરી ઉપર ચક્રગતિથી ફરે છે. જે પદાર્થ વર્તુલમાં ફરે તે હંમેશાં તે વર્તુલના કેન્દ્રથી દૂર જવાનો પ્રયત્ન કરે છે. દાખલા તરીકે, ગોફણમાં ફરતો પથ્થર. આ જ સિદ્ધાંતને આધારે પૃથ્વીની સપાટીમાં રહેલું દ્રવ્ય મધ્યથી દૂર જવા પ્રયત્ન કરે છે. વિષુવવૃત્ત આગળની સપાટી સૌથી વધુ ચક્રગતિથી ફરે છે, એટલે ત્યાંનું દ્રવ્ય સૌથી વધુ દૂર જવા પ્રયત્ન કરે છે. આથી વિષુવવૃત્તની સપાટી ધ્રુવ આગળની સપાટી કરતાં ઉપસેલી છે.

૩૪. ઊન અને રૂ પ્રમાણમાં મંદ ઉષ્ણતાવાહક છે. એ બન્ને કરતાં પથ્થર જલદ ઉષ્ણતાવાહક છે. આથી આપણી ચામડીની ગરમી પથ્થરમાં જલદી પસાર થઈ જાય છે અને તેથી આપણો હાથ ઠંડો બને છે. ઊન અથવા રૂમાં થઈને આમ જલદી ગરમી જતી રહેતી નથી આ કારણથી પથ્થર અને ઊન સરખાં ટેમ્પરેચરે હોવા છતાં પણ પથ્થર વધુ ઠંડો લાગે છે.

૩૫ સૂર્યનાં કિરણો વાદળના પાણીના બિંદુમાં દાખલ થઈ વક્રીભૂત થાય છે અને જે દિશામાં દાખલ થાય તે જ દિશામાં પાછાં નીકળે છે ત્યારે મેઘધનુષ જોવાનું મળે છે. આથી આપણે હમેશાં સૂર્ય તરફ પીઠ કરીને ઊભા હોઈએ ત્યારે જ મેઘધનુષ જોવાનું મળે છે. આ સ્થિતિમાં ઊભા રહેવું સવારે અથવા સાંજરે જ બની શકે છે.

૩૬. લોખંડ હવામાંના ઑક્સિજન વાયુ સાથે સંયોજિત થાય છે અને તેમાંથી લોખંડનો

ઑક્સાઇડ એટલે કે ઑક્સિજન સાથે સંયોજિત થયેલો લોખંડનો ક્ષાર પેદા થાય છે. આ ક્ષાર તે કાટ. એક લોખંડના ટુકડાનું વજન કરીએ અને તે થોડો કટાય પછી વજન કરીએ તો તેનું વજન વધેલું માલૂમ પડશે કારણકે તેમાં હવામાંથી ઑક્સિજન દાખલ થયેલો છે.

૩૭. ગંધકને બાળવાથી સલ્ફર ડાયોક્સાઇડ નામનો ઑક્સિજન અને ગંધકના સંયોજન રૂપી વાયુ બહાર પડે છે. એ વાયુમાં વિરંજન (*bleaching*) કરવાનો ગુણ રહેલો છે. આથી ભીનાં ફૂલનો રંગ દૂર થાય છે. સૂકાં ફૂલનો રંગ દૂર થશે નહિ.

૩૮. પ્રકાશ વિના વનસ્પતિ ઊગી શકે, પરંતુ તે બહુ લાંબો વખત જીવી શકે નહિ. સૂર્યના પ્રકાશ વડે તેનાં પાંદડાંમાં રસાયણિક ક્રિયા ચાલી શકે છે અને તેની મદદથી તેના જીવનનાં અનેક કાર્યો ચાલે છે. આ જ કારણથી મોટા ઝાડને છાંયડે વનસ્પતિ સારી પેઠે ઊગી શકતી નથી.

કમળની પાંખડીની બહારની બાજુ ઠંડકમા ઝડપથી વધે છે. અને અંદરની બાજુ તાપમાં ઝડપથી વધે છે. આથી સૂર્યનો તાપ પડે ત્યારે અંદરની બાજુ ઝડપથી વધવા લાગે છે અને તેથી પાંખડી ખીલે છે. રાતે આથી ઊલટી ક્રિયા થાય છે.

૪૦. તીડના પાછલા પગ ઉપર કરવતના જેવા દાંતા હોય છે. એ દાંતાની સાથે એની પાંખ ઘસે છે એટલે અવાજ ઉત્પન્ન થાય છે.

ડૉ. યશવંત ગુ. નાયક
એમ. એસસી., પીએચ. ડી.

અમદાવાદ

☆

અનુસંધાન પૃષ્ઠ ૪૫૯ ]

એક વનમાં મહાવીરને જ્ઞાન ઊપજ્યું, અને તેમના ચિત્તને શાંતિ થઈ.

ત્યાર પછીનું જીવન તેમણે અહિંસા, સંયમ અને તપનો ઉપદેશ આપવામાં જ ગાળ્યું. કેટલાય બ્રાહ્મણો, રાજાઓ, રાજપુત્રો, વેપારીઓ, કારીગરો વગેરે તેમના શિષ્ય થયા. અને તેમણે બતાવેલે માર્ગે સાધુ-સંન્યાસી થઈ તપ કરવા લાગ્યા. જેમનાથી સાધુ-સંન્યાસી થઈ આકરાં તપ ન થઈ શક્યાં, તેવા ગૃહસ્થોએ તેમણે બતાવેલા ધર્મને સહેજ હળવી રીતે પાળવાનું નક્કી કરી, તેમનું શિષ્યપદ સ્વીકાર્યું. તેવા ગૃહસ્થો શ્રાવકો કહેવાયા.

મહાવીરે પોતાનાં શરીર-મન ઉપર સંપૂર્ણપણે વિજય મેળવ્યો હોવાથી તે 'જિન' પણ કહેવાયા. તે ઉપરથી તેમના શિષ્યો આજ પણ જૈન કહેવાય છે. આજે પણ જૈનો અહિંસા અને તપ એ બે વસ્તુ ઉપર વિશેષ ભાર મૂકે છે. જો કે ધીમે ધીમે તે વસ્તુ નામની તથા ઉપરછલી બનતી જાય છે. પરંતુ કોઈ પણ ધર્મમાં એ બે વસ્તુ ન હોય તો તેને ધર્મ જ ન કહેવાય, એવી એ અગત્યની વસ્તુઓ છે.

ગોપાલદાસ પટેલ

☆

## શ્રદ્ધા

[ અનુષ્ટુપ ]

બુદ્ધિના ક્ષેત્ર કેરા જ્યાં
સીમાડા અટકી ગયા;
તે પછીના પ્રદેશોને
સન્તો શ્રદ્ધા કહી ગયા.

તનસુખ ભટ્ટ

☆



# સારોદ્ધાર

## સૌથી સારી શાળા

"એવું ઘણીવાર માલમ પડી આવ્યું છે કે સાધારણ રીતે ગામડાંમાં ઉછરેલા છોકરાઓ શહેરના છોકરાઓ કરતાં જિંદગીમાં વધારે યશસ્વી નીવડે છે. શું એનું કારણ એ નથી કે તેઓ વધારે સ્વતંત્રતાના વાતાવરણમાં ઉછરે છે ? જ્યારે છોકરાઓ પૂછે, 'હું આ ઝાડ ઉપર ચડું ?' અથવા 'નદીમાં હોડી ચલાવું ?' ત્યારે આપણે તેને જેવો જવાબ આપીએ તેના ઉપર પહેલ કરવાની શક્તિ અને સ્વાશ્રય અવલંબે છે. બધી રીતે હાજર રહેનાર ટ્યુટર અને શિક્ષિકા ઘણુંખરું સર્ગશક્તિનું હનન કરે છે, જ્યારે શહેરની ગલીઓમાં પસંદગીને નહિ જેવો જ અવકાશ મળે છે. બાળકને માટે સૌથી સારું વાતાવરણ, અને તેથી સૌથી સારી શાળા એ છે, કે જ્યાં તેની પ્રવૃત્તિઓ માટે પસંદગીનું સૌથી વિશાળ ક્ષેત્ર મળી શકે અને જ્યાં બનતાં સુધી પસંદગીના કામમાં તેને સ્વતંત્રતા હોય."

ટૉલ્સ્ટૉય

*

## આપણો આહાર

શરીરનો ઘસારો પૂરવા અને શરીરવર્ધન ચાલુ રાખવા અને તેનું નિયમન કરવા ખોરાકના નીચેના પ્રકારની જરૂર રહે છેઃ

૧ પ્રોટીન (નત્રીલ)

૨ કાર્બોહાઇડ્રેટ (મંડ દ્રવ્યો)

૩ ફેટ (મેદ, ચરબી)

૪ ખનીજ ક્ષારો—ક્લોરાઇડ, સલ્ફેટ, ફૉસ્ફેટ, સોડિયમ, પોટેશિયમ, મેગ્નેશિયમ, આયોડીન, લોહ, ત્રાંબુ, મેંગેનીઝ વગેરે.

૫ પ્રજીવનકો: અ, બ, ક, ડ, ઈ, ઉ.

૬ આંતરડાંને કસરત આપનારા વધારાના ખોરાકનાં તત્ત્વો.

### સંવર્ધક દ્રવ્યો

નત્રીલમાં પ્રાણીજ અને વનસ્પતિજ એમ બે જાતના નત્રીલ છે. પ્રાણીજ નત્રીલ શરીરમાં જલદીથી શોષાઈ જાય છે અને તેથી વનસ્પત્યાહારીએ દૂધ દહીં માખણનો ઉપયોગ મોટા પ્રમાણમાં કરવો જોઈએ. આપણા કઠોળમાં માંસાહાર કરતાં ઘણા જ વધારે પ્રમાણમાં નત્રીલ હોય છે. પણ તે શરીરની અંદર શોષાતું નથી, અને એમને એમ બહાર નીકળી જાય છે. ફણગેલા કઠોળને ખૂબ ચાવીને ઉપયોગ કરવામાં આવે અને શરીરની મહેનત સારા પ્રમાણમાં લેવાય તો તે શરીરમાં શોષાય છે. એ ઉપરાંત અખરોટ, નારિયેળ, બદામ, મગફળી, સોયાબીન્સ વગેરે કોચલાંવાળાં ફળોમાં પણ ખૂબ પ્રમાણમાં નત્રીલ હોય છે; પણ તેને માટે લીવર—કાળજુ બહુ જ મજબૂત જોઈએ, નહિ તો માથું દુઃખવું, પરમા વાયુ થવો, વગેરે ફરિયાદો રહે છે. સામાન્ય મહેનત કરનારને ૧ થી ૫ તોલા કોચલાંવાળાં ફળો પલાળી, તેને વાટી, તેનું ખૂબ પાતળું દૂધ બનાવી, લેવાં જોઈએ. ઈંડાં એ શરીરમાં તરત શોષાઈ શકે એવો પદાર્થ છે અને તે જેને વાંધો ન હોય તેમણે છૂટથી લેવાં જોઈએ. સૂકો મેવો, ઘઉં, હાથછડના ચોખા તેમજ બાજરીમાં પણ ઠીકઠીક પ્રમાણમાં નત્રીલ છે, પણ તે મિલમાં દળાય તો તેનો મહત્ત્વનો ભાગ નકામો ચાલી જાય છે, અને ફક્ત સ્ટાર્ચ તેમાં રહે છે. એટલે હાથછડેલું અનાજ વાપરવાની સલાહ છે.

શક્તિપ્રદ દ્રવ્યો-( Energy-producing foodds )

આમાં મેદ દ્રવ્યો-Fats-નો સમાવેશ થાય છે.

એનો ત્રણ ભાગના જુદા જુદા પદાર્થો નીચે પ્રમાણે છેઃ

| આંડ દ્રવ્યો | ખાંડનાં દ્રવ્યો | પ્રાણીજ મેદ |
|---|---|---|
| ચોખા | ખાંડ | દૂધ |
| બાજરી | ગોળ | છાશ, માખણ, ઘી, મલાઈ |
| ઘઉં | શેરડી | ઈંડાં |
| વટાણા | મધ | |
| બટાટા | ખજૂર | વનસ્પતિજ મેદ |
| કેળાં | બધી જાતનાં ફળો | બદામનું તેલ |
| બધી જાતનાં કંદ મૂળ | | મીઠું તેલ |
| દાળ અને ચણા | | કોપરેલ |
| કોચલાંવાળાં ફળો | | મગફળીનું તેલ વગેરે |

આમાં ખાંડનો સદંતર ત્યાગ કરવો જોઈએ અથવા બહુ જ થોડો ઉપયોગ કરવો જોઈએ; કારણ કે તેમાં સ્વાદ સિવાય કશું જ હોતું નથી અને પચવામાં ભારે હોય છે, તેથી લીવર બગડી જાય છે. બાકીની બધી ચીજોનો ઉપયોગ યોગ્ય પ્રમાણમાં કરવો.

નિયામક દ્રવ્યો ( Regulating foods )

તેમાં નીચેના ખોરાકો સમાવી શકાયઃ (૧) ખનીજ ક્ષારો, (૨) પ્રજીવનકો, (૩) આંતરડાંને કસરત આપનારા ખોરાકનાં વધારાનાં તત્ત્વો. શરીરનું સંવર્ધન અને શક્તિપ્રદાયક દ્રવ્યો મેળવ્યાં છતાં તેને નિયમન કરનાર પદાર્થો ન હોય તો શરીરમાં વિકૃતિ થવાનો સંભવ છે. આ શોધ તે આધુનિક શોધ છે અને તે શોધથી આપણા શરીરની ઘણીખરી કૂટીઓ હવે દૂર કરી શકાય છે. આ ત્રણ તત્ત્વનો ખોરાક નીચે પ્રમાણે છેઃ

ખનીજ ક્ષારોથી અંદરનું મહત્ત્વનું કાર્ય કરનાર ગ્રંથીઓને પોષણ મળે છે. અને તેથી ઘણા રોગો થતા અટકાવી શકાય છે અને શરીરને તંદુરસ્ત રાખી શકાય છે.

સોડિયમ ક્લોરાઈડ અને ક્લોરાઇનઃ—કેળાં, ખજૂર, અનનસ, કોબી, ટોમેટાં, તાંદલજો, અને ભાજીપાલા વગેરે.

સલેડ ફોરફેરસ-દૂધ, છાશ, ઇંડાં, બધી જાતની દાળ, ઘઉં, વટાણા, દૂધી, ફ્લાવર વગેરે.

આયોડીનઃ—કોડલીવર ઓઇલ, લીલી શાકભાજી, ફળો.

લોહઃ—કોડલીવર ઓઈલ, ઈંડાં, ગોળ, દાળ, ફળો અને શાક.

કેલ્શિયમ—ચૂનો, દૂધ, છાશ, ચીઝ, ઇંડાંનો પીળો પદાર્થ. દૂધ એ સારામાં સારો ખોરાક છે.

પ્રજીવનકોથી લોહીવિકાર અને જ્ઞાનતંતુઓનો વિકાર અટકાવી શકાય છે. તેમાં ૭ પ્રકારના પ્રજીવનકો છે. अ, ब, क, ड, इ અને उ.

પ્રજીવનકો

| अ | ब | क | ड |
|---|---|---|---|
| દૂધ, દહીં | ચોખાની | ભાજી | સૂર્યનો તડકો |
| માખણ | લાલ છાલ | | |
| | ઘઉંનું ભૂસું | ટોમેટાં | દૂધ |
| | | લીંબુ | ઘી |
| કોડલીવર ઓઈલ | કોલી | સંત્રા | કોડલીવર |
| ગાજર | ભાજી | મોસંબી | ટોમેટાં |
| શક્કરિયાં | ગાજર | જામફળ | |
| ટોમેટાં | ટોમેટાં | દૂધ | |
| બાજરી | | | સફરજન |
| તાજાં શાક | | | દાડમ |

પ્રજીવનક इ અને उ કઠોળના ફણગામાં હોય છે.

આંતરડાંનો મળ દૂર કરવામાં મદદ કરનાર પદાર્થ સેલ્યુલાસ ( કોષાલીની દ્રવ્ય ) જેવાં કોબીજ, ખીવા-

પાકાં ફળો-અંજીર, જામફળ, ઘઉંની થુલી, ફળોની છાલ, પાણી વગેરે

કાચા કઠણ પદાર્થો:—કોબી, કાકડી, સફરચંદ વગેરેથી દાંત મજબૂત થાય છે અને જડબાને કસરત મળે છે. અને ગાંડનો સ્રાવ સારો થાય છે.

બધાં ફળોની છાલ કે ગર ખાઈ શકાતાં નથી. તે માટે સામાન્ય રીતે નીચેના નિયમો પાળવા જોઈએ:

(૧) જે બિયાંની અંદર બીજો છે તે બી ખાવાં નહિ. તે બીની અંદરનો ગર જો સ્વાદે મીઠો હોય તો લઈ શકાય. જેમકે તરબૂચ, કોળું, ટેટી વગેરે બીનો ગર લઈ શકાય; રાયણ, ચીકુ, કે ખારેકની બીનો ગર લઈ શકાય નહિ.

(૨) જે બીની અંદર બીનો ગર નથી હોતો અને જે બી ફળથી જુદું પાડવું મુશ્કેલ છે અને સ્વાદે મધુર છે તે બી ફળની સાથે જ ખાઈ જવાં-જેમકે અંજીર, દ્રાક્ષ, જામફળ, વગેરેનાં બી. પણ પપૈયાનાં બી ન ખાઈ શકાય.

(૩) જે ફળની છાલ ફળના જેવા જ રંગની, સ્વાદમાં પણ તેવી જ અને ફળથી જુદી ન પાડી શકાય તેવી હોય તેવાં ફળની છાલ ખાઈ શકાય—જેમકે ચીકુ. સફરચંદ, દ્રાક્ષ, બટાટા, પીચ, લીલા જરદાળુ વગેરે. પણ તરબૂચ, ટેટી, પપૈયા, કેળાં વગેરેની છાલ ન ખાઈ શકાય.

આ બધાં તત્ત્વોનું સંયોજન કરી બે સમયપત્રકો બનાવ્યાં છે-પહેલું, બુદ્ધિનો શ્રમ લેનાર માટે છે; જ્યારે બીજું શરીરશ્રમથી કામ લેનાર માટે છે.

### સમય પત્રક ૧

સવારે નાસ્તામાં દૂધ, ઈંડાં, ૧ થી ૫ તોલા બદામનું દૂધ, અને સાથે ટોપરું કે પલાળેલી ચણાની દાળ લેવી. જેઓ કસરત ન કરતા હોય તેમણે ટોપરું અને દાળ ન લેવાં. પલાળેલી દાળને બદલે ફુલી રહેલ કઠોળ, પચે તે પ્રમાણમાં લેવાનું જોઈએ. જેમને દૂધ માફક ન આવતું હોય તેમણે રાત્રે પલાળેલા ખજૂરને પાણીમાં મસળી, લીંબુનો રસ મેળવી સરબત લેવું અથવા મધ લીંબુ પાણીનું સરબત લેવું. ચા, કોફી, કોકો વગેરે ન લેવાં. દૂધમાં ખાંડનો ઉપયોગ ન કરવો. તેને બદલે ગોળ કે મધ વાપરવું. દૂધમાં ગોળ ન વાપરી શકાય એ કેવળ વહેમ છે.

બપોરના ભોજનમાં ઘઉંની રોટલી (પુરી ન ખાવી જોઈએ), ભાખરી કે થુલી લેવાં મહિનામાં બે વખત લાપશી; અઠવાડિયામાં બે દિવસ બાજરીનો રોટલો, બાજરીના રોટલામાં ચણાનો, મગફળીનો, અડદનો લોટ મેળવી શકાય. તેમાં તલ પણ ભેળવી શકાય, સાથે કચુંબર અને કરિયાતાનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવો. શાક કે કચુંબર લીંબુ નીચોવીને લેવું. જમ્યા બાદ એકાદ કેળું, નારંગી, ચીકુ, કે એવું કોઈક ઋતુનું ફળ લેવું

સાંજના જમણમાં અઠવાડિયે બે વાર એકલાં દૂધ અને કેળાં લેવાં. બાકીના દિવસે બાજરીનો રોટલો, ખીચડી કે એવા પદાર્થો લેવા. દરેક કઠોળમાં લીલવાનો છૂટથી ઉપયોગ કરવો. રાત્રે સૂતા પહેલાં ઘી સાથે અથવા અંજીર સાથે દૂધ લેવું.

સ્વાદફેર માટે ફણગા ફુટાડેલા ઘઉં, ચીર, બ્રાઉન પાઉ વગેરેનો ઉપયોગ કરવો.

### સમય પત્રક ૨

સવારે નાસ્તો—ખજૂરના પાણી અને લીંબુનું સરબત અને પલાળેલા કઠોળ કે ચણા ખૂબ ચાવીને ખાવા.

બપોરનું જમણ બાજરીનો અને ચણાનો લોટ મેળવીને તેનો રોટલો લેવો. કચુંબરમાં કાંદા અને લસણનો છૂટથી ઉપયોગ કરવો. ગાજર મૂળા વગેરે કંદ મૂળોનું કચુંબર પણ મોસમ પ્રમાણે બનાવી શકાય. ચોમાસામાં ખાઈ શકાય એવી ઘણી ભાજી જે પોષ્ટિક અને સ્વાદિષ્ટ હોય છે તેમનો ઉપયોગ છૂટા પ્રમાણમાં કરવો. અઠવાડિયામાં એક વખત ઘઉંની ભાખરી ખાવી ચિભડાં, બોર, કાકડી ને આમલી યોગ્ય પ્રમાણમાં લેવાં.

રાતનું જમણ ઉપર પ્રમાણે લેવું. અઠવાડિયામાં બે વખત મગની કે અડદની ખીચડી લેવી. ખૂબ પ્રમાણમાં મીઠું લેવું. ચા બીડી છોડી દેવાં. પાન અઠવાડિયામાં બે જ વાર લેવાં. અઠવાડિયામાં એક વાર ઉપવાસ કરવો. મોસમ વખતે લીંબુનો છૂટથી ઉપયોગ કરવો.

એલિસબ્રિજ આરોગ્ય સમિતિ
પત્રિકા નં. ૩ માંથી

☆

# પ્રસ્થાન કાર્યાલયનાં પ્રકાશનો

[ × મૂકેલાં પુસ્તકો મુંબઈ ઈલાકાના કેળવણીખાતા તરફથી મંજૂર થયેલાં છે. ]

## સરસ્વતી ગ્રન્થમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | 0-2-6 |
| × રા[illegible]ની વાતો | 0-3-0 |
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | 0-4-6 |
| × નીતિકથાસંગ્રહ | 0-3-0 |
| કાન્તિ | 0-6-0 |
| ક્રાન્તિકારી લગ્ન | 0-3-0 |
| ૧૮૫૭ બળવાની બીજી બાજુ (નથી) | |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | 0-6-0 |
| વીરની હાકલ ભા. ૧ | 0-12-0 |
| દારૂનિષેધ અને સ્વરાજ | 0-4-0 |
| બારડોલીની હિજરત | 0-2-6 |
| ગાંધીકૃત આશ્રમ | 0-8-0 |
| બોરસદની વીરાંગનાઓ | 0-2-0 |
| લૂંટાતું હિંદ | 0-3-0 |
| ગુલાબી કમળ | 0-3-0 |
| રૂપિયાનું ઝાડ | 0-5-0 |
| ક્રાન્તિને માર્ગે | 0-5-0 |
| × ટેકને ખાતર | 0-3-0 |
| પરદેશી કાપડની હરીફાઈ | 0-8-0 |
| × મારી કહાણી | 0-8-0 |
| × ચબૂતરો | 0-10-0 |
| કોયા ભગતની કડવી વાણી અને ગરીબોના ગીતો | 0-8-0 |
| પ્રિન્સ બિસ્માર્ક | 0-8-0 |
| કળજુગ | 0-3-0 |
| તૂટેલા તાર | 0-8-0 |
| તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો (સુધારેલી આવૃત્તિ) | 0-6-0 |
| જીવનચર્યા | 0-10-0 |
| નૂતન રશિયામાં ડોકિયું | 0-8-0 |
| ચીન જાપાનની યાત્રા | 0-8-0 |
| ગરીબાઈનો ગુનો | 0-3-0 |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | 0-6-0 |
| લગ્ન કે પ્રપંચ ? | 0-8-0 |
| × દેવદાસ | 0-8-0 |
| સામ્યવાદ અને સર્વોદય | 0-6-0 |
| શહીદનો સંદેશ | 0-12-0 |
| જાગાવા | 0-3-0 |
| આપણો આહાર | 0-6-0 |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | 0-5-0 |
| ગિરિરાજ આબુ | 0-8-0 |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | 1-4-0 |

## લવાજમ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | 5-0-0 |
| કિશોર માસિક | 4-0-0 |
| સરસ્વતી ગ્રન્થમાળા | 2-0-0 |
| ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ | 6-0-0 |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | 6-0-0 |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |

પ્રસ્થાન

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

## ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| × પ્રેમનો દંભ (ત્રીજી આવૃત્તિ) | 1-4-0 |
| × સ્ત્રી અને પુરુષ (બીજી આવૃત્તિ) | 1-0-0 |
| × કથાવલિ ભા. ૧ | 1-4-0 |
| × નવો અવતાર ભા. ૧ | 2-4-0 |
| × નવો અવતાર ભા. ૨ | 2-0-0 |
| × નવો અવતાર ભા. ૩ | 1-0-0 |
| × દૃષ્ટિપરિવર્તન | 1-4-0 |
| × કથાવલિ ભા. ૨ | 1-4-0 |
| લગ્નસુખ | 1-4-0 |

## રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| × ઘરે-બાહિરે | 2-0-0 |
| × ચતુરંગ અને બે બહેનો | 1-4-0 |
| નૌકાડૂબી | 2-8-0 |

## બૃહદ્ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧ | 1-4-0 |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા ૨ | 1-4-0 |
| × ગાતા આસોપાલવ | 1-8-0 |
| × દ્વિરેફની વાતો ભા ૨ | 1-4-0 |
| × ગીતામંથન | 1-4-0 |
| × સત્યમય જીવન | 0-10-0 |
| લગ્નપ્રપંચ | 3-8-0 |
| શેષના કાવ્યો | 2-0-0 |
| સ્વૈરવિહાર ભા. ૨ | 1-4-0 |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| × દ્વિરેફની વાતો ભા ૧ | 1-4-0 |
| સ્વૈરવિહાર ભા ૧ | 1-8-0 |
| સુબન અને બીજી વાતો | 1-4-0 |
| ભારતપુણ્યપ્રવાસ | 1-0-0 |
| ગાંધી મણિમહોત્સવાંક | 1-4-0 |
| કયે રસ્તે ? | 1-8-0 |
| રામ અને કૃષ્ણ (ત્રીજી આવૃત્તિ) | 0-8-0 |
| બુદ્ધ અને મહાવીર (,,) | 0-6-0 |
| × ઘરગથ્થુ વૈદક | 2-0-0 |
| × દિનચર્યા | 1-8-0 |
| × સાબરમતી | 1-4-0 |
| × રશિયાનું ઘડતર | 2-0-0 |
| ભૂખમરાનો ઉપાય | 2-0-0 |
| શહીદનો સંદેશ (પાકી) | 1-0-0 |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા ,, | 1-8-0 |
| તમને એ નહિ સમજાય | 0-6-0 |
| અસહકાર | 2-8-0 |
| ચંપારણમાં ગાંધીજી | 1-8-0 |
| મદિરાપ્રતાપ | 1-4-0 |
| કારાવાસની કહાણી | 0-12-0 |
| અનંતા | 0-8-0 |

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

શાળાઓમાં તેમજ પુસ્તકાલયોને યોગ્ય કમિશન કાપી આપવામાં આવશે.